સંશોધન ગ્રંથમાલા—ગ્રંથાંક ૬૭
શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ-

## ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ

ગ્રંથ ૨

# મૌર્યકાલથી ગુપ્તકાલ

સંપાદકો
**રસિકલાલ છોટાલાલ પરીખ**
અનુસ્નાતક અધ્યાપક, સંશોધન-માર્ગદર્શક અને નિવૃત્ત અધ્યક્ષ,
ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ
અને
**હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી,** એમ. એ., પીએચ. ડી.
અનુસ્નાતક અધ્યાપક, સંશોધન-માર્ગદર્શક અને અધ્યક્ષ,
ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ

શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન-સંશોધન વિદ્યાભવન
અમદાવાદ-૯

પ્રથમ સંસ્કરણ વિ. સં. ૨૦૨૮ ઈ. સ. ૧૯૭૨

કિંમત રૂ. ૯-૭૫ પૈ.

પ્રકાશક :
હરિપ્રસાદ ગં. શાસ્ત્રી
અધ્યક્ષ,
ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન,
ર. છો. માર્ગ, અમદાવાદ-૯

મુદ્રક :
ગુલામમોહમ્મદ સમસુદ્દીન વલીઉલ્લા
જી. એસ. પ્રિન્ટર્સ,
કાળુપુર, પાંચપટ્ટી, મુજાદીની પોળ,
અમદાવાદ-૧

# પ્રસ્તાવના

## (૧)

ગુજરાતનો ઇતિહાસ ભારતવર્ષના રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસના એક એકમ તરીકે છે. ભૌગોલિક મર્યાદાઓને લઈને, તેમજ એમાં વસેલી માનવ-જાતિઓની વિશિષ્ટતાને લઈને અને એમના રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસની વિશિષ્ટતાને લઈને એ એક એકમ બન્યું છે, માટે એ ઇતિહાસનો વિષય થાય છે.

પ્રાચીન ઇતિહાસમાં આ પ્રદેશ પશ્ચિમે સુરાષ્ટ્ર અને કચ્છ નામે, ક્યારેક ઉત્તરે આનર્ત નામે, અને ક્યારેક દક્ષિણે લાટ નામે જાણીતો હતો, પરંતુ જાતિઓના ગમનાગમનના અને રાજકીય સત્તાઓના કારણે ઉત્તરે આબુ-સિરોહી અને ભીનમાલના વિસ્તારને એ એકમમાં સમાવવો પડે, પૂર્વે ધારા અને ઉજ્જયિની સુધીના માળવા કે અવંતિ દેશને લેવો પડે, અને દક્ષિણે શૂર્પારક –સોપારા સુધી જવું પડે. કાલના માપમાં આવે તેવો એનો ઇતિહાસ ઈ. પૂ. ચોથા સૈકાના છેલ્લા ચરણમાં શરૂ થાય છે. પહેલાં લગભગ આઠ શતક સુધી મૌર્યો, યવનો, ક્ષત્રપો, ગુપ્તો વગેરેનાં વિશાળ રાજ્યોના એકમ તરીકે રહી ગુજરાતે ઈસ્વી પાંચમા શતકના ઉત્તરાર્ધમાં સ્વાયત્ત સત્તા પ્રાપ્ત કરી, જે લગભગ ઈસ્વી સનના તેરમા શતકના અંત સુધી ચાલુ રહી. એ દરમ્યાન મૈત્રક ચક્રવર્તી ધરસેન ૪ થા( લગભગ ઈ.સ. ૬૪૩ થી ૬૫૦ )ના તથા સોલંકી ચક્રવર્તીઓ સિદ્ધરાજ જયસિંહ ( ઈ.સ. ૧૦૯૪-૧૧૪૨ ) અને કુમારપાલ( ઈ. સ. ૧૧૪૨-૧૧૭૨ )ના શાસનમાં એણે ઘણા વિશાળ રાજ્ય કે સામ્રાજ્યની સ્થિતિ ભોગવી. વાઘેલા રાજ્યના અંત પછી લગભગ એક સૈકા સુધી એ દિલ્હી સલ્તનતને સ્વાધીન રહ્યું, લગભગ પંદરમા શતકના આરંભથી સત્તર દસકા સુધી ગુજરાતમાં સ્વતંત્ર સલ્તનત પ્રવર્તી, પછી વળી લગભગ અઢી સૈકા સુધી એ મુઘલો અને મરાઠા-ઓના વિશાળ રાજ્યનો એકમ બની રહ્યું. લગભગ તેર દસકાના બ્રિટિશ શાસન દરમ્યાન ગુજરાત મુંબઈ ઇલાકાના ઉત્તર વિભાગ તરીકે અને આઝાદી (૧૯૪૭)

મળ્યા પછી બારતેર વર્ષ સુધી મુંબઈ રાજ્યના ભાગ તરીકે રહી, ૧ લી મે ૧૯૬૦ થી સમવાયી ભારત સંઘમાંના સમકક્ષ રાજ્યનો દરજ્જો ધરાવે છે.

આ પ્રદેશમાં આ ઇતિહાસકાલમાં જે જાતિઓનાં અહીં મિલન થયાં છે તેઓનો ઇતિહાસ તો તે તે પ્રકરણમાં આપેલો છે, પરંતુ એમાં આનર્તો, સુરાષ્ટ્રો અને લાટોએ તે તે પ્રદેશને પોતાના નામથી અંકિત કર્યા છે, જ્યારે ગુર્જરોએ આ બધા પ્રદેશોને એક "ગુજરાત" નામથી અંકિત કર્યા છે.

તે તે જાતિના ધર્મોનો સહવાસ પણ ગુજરાતમાં ધ્યાન આપવા યોગ્ય છે. એમાં, આદિવાસીઓની દેવ-દેવીઓની આસ્થા અને એમને ભોગ ધરાવવાની પ્રથા છે; હડપ્પીય સંસ્કૃતિમાં દેખાતા પશુપતિ અને ધ્યાનસ્થ યોગી અને શક્તિનાં પ્રતીકોને આદ્ય શિવ-શક્તિની ઉપાસનાનાં સૂચન ગણીએ તો ગુજરાતમાં શિવ-શક્તિની ઉપાસના પ્રાચીનતમ ઉપાસના છે; એની પછીના સ્તરમાં વિષ્ણુની, વામનાવતાર અને કૃષ્ણાવતારરૂપે, ભક્તિ પણ પ્રવર્તમાન દેખાય છે. યોગ-સમાધિ, મંત્ર-તંત્ર અને ભક્તિ પ્રાગ્વૈદિક માનવાને હવે કારણો છે. ગુજરાતમાં આ બધા પ્રકારોની જડ દેખાય છે. વિંધ્યાચલની દક્ષિણે પૂર્વ-પશ્ચિમમાં વૈદિક આર્યોનું પ્રસરણ થતાં એમના યજ્ઞયાગાદિના "ઋતધર્મ" અને વર્ણાશ્રમ-વ્યવસ્થાએ આ આદ્ય ધર્મોને પોતાનો ઓપ આપી પોતાના કરી લીધા હતા. બ્રહ્મ-બ્રહ્માને જો આનું પ્રતીક ગણીએ તો આખા ભારતવર્ષમાં વિરલ એવાં બ્રહ્માનાં મંદિર ગુજરાતમાં વિદ્યમાન થયાં.

જૈનોના બાવીસમા તીર્થંકર નેમિનાથનાં જીવન અને નિર્વાણનું ક્ષેત્ર સુરાષ્ટ્ર હતું. ગિરનાર-પર્વતની એક કટક-શિલા ઉપર અશોકે ધર્મલિપિઓ કોતરાવી હતી; આ ઉપરાંત ત્યાં અને અન્યત્ર બૌદ્ધ ગુફાઓ, વિહારો, મૂર્તિઓ આદિ હતાં. અર્થાત્ જૈનધર્મનો વિસ્તાર અને બૌદ્ધધર્મનો વ્યાપક પ્રચાર ગુજરાતમાં હતાં.

યવન, શક, પહ્લવ આદિ જાતિઓનાં દેવ-દેવીઓ અને ધાર્મિક આસ્થાઓ પણ આ ધર્મ-સહવાસમાં હશે. પછીથી આ જાતિઓ ભારતવર્ષના વૈદિક-જૈન-બૌદ્ધ ધર્મમાં માનતી થઈ હશે, અને એમાં સમાઈ ગઈ હશે.

પારસીઓના આગમન સાથે જરથોસ્તી ધર્મને અહીં વાસ મળ્યો હતો. અરબ, તુર્ક, અફઘાન અને મુઘલ આક્રમણોએ ઇસ્લામી મજહબનો અહીં વિસ્તાર કર્યો. પશ્ચિમની પ્રજાઓના અમલે ખ્રિસ્તી ધર્મને અહીં સ્થાન આપ્યું.

આ સમગ્ર જીવનના આધારભૂત કૃષિ, પશુપાલન અને વાણિજ્ય—જેને માટે "વાર્તા" એવો એક શબ્દ કૌટિલ્ય વાપરે છે તે—માં પણ આ પ્રદેશની

વિશેષતાઓ રહેલી છે; શ્રેણીઓની પ્રથાઓથી માંડીને મહાજનના પ્રભાવવાળી રાજ્યશાસનની પદ્ધતિઓ સુધીના રાજ્યતંત્રની પણ ખાસિયતો ગુજરાતમાં આવેલી છે.

આ બધાં વહેનોને જીવનના એક મહા પ્રવહણરૂપે ગુજરાતે કેવી રીતે વહેવરાવ્યાં છે એ એના ઇતિહાસનો વિષય છે.

(૨)

ગુજરાતનો પ્રાદેશિક ઇતિહાસ ઘણો લાંબો છે; આ પ્રદેશને માટે 'ગુજરાત' નામ પ્રયોજાયું તે પહેલાં એ ઘણો વહેલો શરૂ થાય છે.

પુરાણોએ જાળવેલી રાજવંશાવળીઓ અને રાજવંશ્યાનુચરિતોમાં આ પ્રદેશના વૃત્તાંતમાં શાર્યાતો તથા યાદવોની થોડી પેઢીઓનો જ વૃત્તાંત ઉપલબ્ધ છે.

ઐતિહાસિક કાલના રાજવંશોના વૃત્તાંતનાં પગરણ આચાર્ય હેમચંદ્રના સંસ્કૃત દ્વયાશ્રય કાવ્યથી થાય છે. રાણા વીરધવલના મહામાત્ય વસ્તુપાલના પ્રશંસક સોમેશ્વર વગેરેએ વસ્તુપાલચરિતની ભૂમિકારૂપે મૂલરાજ ૧ લાથી માંડીને રાણા વીરધવલ સુધીના ચૌલુક્ય યાને સોલંકી રાજાઓના ચરિતની રૂપરેખા આલેખી. એમાંના અરિસિંહ તથા ઉદયપ્રભસૂરિએ તો અણહિલ્લપાટકને અનુલક્ષીને ચૌલુક્ય વંશની પહેલાંના ચાપોત્કટ (ચાવડા) વંશનીય રૂપરેખા ઉમેરી. જૈન પ્રબંધસંગ્રહોમાં વનરાજનીય પહેલાંના કેટલાક તેમજ વીરધવલનીય પછીના રાજાઓને લગતા વૃત્તાંત ગ્રંથસ્થ થયા.

ગુજરાતની સલ્તનતના અમલ દરમ્યાન ઘણા સુલતાનોને લગતા છૂટક ઇતિહાસ લખાયા. એમાં 'મિરાતે સિકંદરી', "ઝફર્-ઉલ વાલીહ બી મુઝફ્ફર વ આલીહ્' અને 'મિરાતે અહમદી' જેવા સળંગ વંશ-ઇતિહાસ પણ નિરૂપાયા. આમાંના છેલ્લા ગ્રંથમાં તો ચાવડા-સોલંકી વંશનો પૂર્વ વૃત્તાંત ઉમેરીને લગભગ એક સહસ્રાબ્દીના ઇતિહાસને આવરી લેવામાં આવ્યો. મરાઠા કાલમાં જૈન અનુશ્રુતિ અનુસાર ગુર્જરદેશ-ભૂપાવલીઓનો પણ સંગ્રહ થયો. બ્રિટિશ અમલ શરૂ થતાં એદલજી ડોસાભાઈ જેવા વિદ્વાનોએ ગુજરાતનો ઇતિહાસ તૈયાર કર્યો, પણ મોટે ભાગે 'મિરાતે અહમદી'ના આધારે.

સ્થાનિક અનુશ્રુતિઓ તથા ઉપલબ્ધ પ્રાચીન સાહિત્ય અને અભિલેખોની સામગ્રીની તપાસ કરીને એમાંથી મળતા વૃત્તાંતોનું સંકલન કરી ગુજરાતનો ઇતિહાસ નવેસર તૈયાર કરવાનો આદરણીય પ્રયત્ન ફૉર્બ્સે કર્યો, જે *Rāsa-Mālā*(રાસમાળા)ના નામે ૧૮૫૬માં પ્રકાશિત થયો. મુંબઈ ઇલાકાના

ગુજરાતના જિલ્લાઓના ગૅઝેટિયરના પ્રકાશિત ગ્રંથો પરથી કવિ નર્મદાશંકરે 'ગુજરાત-સર્વસંગ્રહ' (૧૮૮૭) તૈયાર કર્યો, તેમાંના 'ઇતિહાસ''ના પ્રકરણમાં જિલ્લાવાર ગ્રંથોનાં ઇતિહાસપ્રકરણોમાં આપેલી માહિતીનું સંકલન થયું, પરંતુ અભિલેખો, સિક્કાઓ, સ્થળતપાસ અને ઉત્ખનનો પરથી મળતી પુરાવસ્તુકીય માહિતી ઇત્યાદિ વધુ પ્રમાણિત સાધનોનાં અન્વેષણ તથા સંશોધનને આધારે ગુજરાતનો સળંગ સમીક્ષિત ઇતિહાસ તૈયાર થયો, મુંબઈ ઇલાકાના ગૅઝેટિયરના ગ્રંથ ૧ નિમિત્તે, જે જિલ્લાવાર ગૅઝેટિયરોના બધા ગ્રંથો પછી છેક ૧૮૯૬ માં પ્રકાશિત થયો. એમાં પ્રાચીન કાલનો ઇતિહાસ ગુજરાતના આદ્ય અને મહાન પુરાતત્ત્વવિદ ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીએ એ માટે તૈયાર કરેલી સામગ્રી પરથી એમના અકાળ અવસાન પછી જેક્સને અંગ્રેજીમાં તૈયાર કરેલો.

વીસમી સદીના ચોથા દાયકા દરમ્યાન શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ ચાવડા અને સોલંકી કાલનો તથા પ્રો. કોમિસરિયેતે અંગ્રેજીમાં સલ્તનત-કાલનો ઇતિહાસ સર્વ ઉપલબ્ધ સાધનસામગ્રીને સંકલિત કરી નવેસર નિરૂપ્યો (૧૯૩૭-૧૯૩૯). એ અરસામાં 'કાવ્યાનુશાસન'નું સંપાદન કરતાં હેમચંદ્રાચાર્યના સમયની ઐતિહાસિક ભૂમિકા નિમિત્તે આ ગ્રંથમાલાના પ્રથમ સંપાદકે આરંભિક કાલથી હેમચંદ્રાચાર્યના સમય સુધીના ઇતિહાસની સળંગ રૂપરેખા અંગ્રેજીમાં આલેખી. હવે ઇતિહાસના નિરૂપણમાં રાજકીય ઇતિહાસની સાથે સાથે સાંસ્કૃતિક ઇતિહાસનું મહત્ત્વ અંકાતું થયું હતું.

એ પછીના દાયકા દરમ્યાન શ્રી (પછી ડૉ.) કનૈયાલાલ મુનશીની પ્રેરણાથી ભારતીય વિદ્યાભવને 'ગુજરાતની કીર્તિગાથા'ના ગ્રંથ ૧ તથા ૩ તૈયાર કરાવી પ્રકાશિત કર્યા, શ્રી. રત્નમણિરાવ ભીમરાવે 'ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ : ઇસ્લામ યુગ' લખવો શરૂ કર્યો, ગુજરાત વિદ્યાસભાએ પુરાણો અને જૈન આગમો જેવા આકર-ગ્રંથોમાંથી ગુજરાતને લગતી માહિતી તારવવા માંડી અને ડૉ. સાંકળિયાએ ગુજરાતની પ્રાચીન આભિલેખિક સામગ્રીમાંથી ઐતિહાસિક તથા સાંસ્કૃતિક ભૂગોળ અને જાતિઓ વિશેની માહિતી અંગ્રેજીમાં તારવી.

છઠ્ઠા દાયકામાં ગુજરાતના મૈત્રકકાલીન ઇતિહાસ વિશે બે ગ્રંથ (એક ગુજરાતીમાં અને એક અંગ્રેજીમાં, જેમાંનો ગુજરાતી ગ્રંથ આ ગ્રંથમાલાના દ્વિતીય સંપાદકે લખેલો છે) પ્રસિદ્ધ થયા, ગુજરાતના ચૌલુક્યો વિશે અંગ્રેજીમાં એક નવો ગ્રંથ બહાર પડ્યો, ગુજરાતના મુઘલકાલીન ઇતિહાસનો ગ્રંથ અંગ્રેજીમાં પ્રકાશિત થયો અને 'ગુજરાતની સાલવારી'નો પ્રાક્-સોલંકીકાલને લગતો ગ્રંથ અંગ્રેજીમાં પ્રગટ થયો.

સાતમા દાયકા દરમ્યાન ગુજરાત યુનિવર્સિટીએ (આ ગ્રંથમાલાના દ્વિતીય સંપાદક પાસે) 'ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ' શીર્ષક નીચે એના પ્રાચીન રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસની સળંગ રૂપરેખા નવેસર તૈયાર કરાવી ને એવી રીતે એના મધ્યકાલીન ઇતિહાસની રૂપરેખા નવેસર તૈયાર કરાવવાની કાર્યવાહી પણ આરંભી. ગુજરાત રાજ્યના યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડે ગુજરાતના અર્વાચીન ઇતિહાસ વિશે પણ એવું પુસ્તક કરાવવાનું હાથમાં લીધું છે.

૧૯૪૭ માં આઝાદી મળતાં પુરાવસ્તુવિદ્યાની પ્રવૃત્તિઓને વેગ મળ્યો ને ૧૯૬૦ માં ગુજરાત રાજ્ય રચાતાં ગુજરાતના ઇતિહાસ–પુરાવસ્તુ–સંશોધનને વધુ પ્રોત્સાહન પ્રાપ્ત થયું.

(૩)

ગુજરાતનો સળંગ અને સર્વાંગી ઇતિહાસ નવેસર તૈયાર કરવાનો સમય પાકી ગયો હતો ને એ અંગે ગુજરાત રાજ્ય સરકારને વારંવાર વિનંતી કરવામાં આવતી હતી. સદ્ગત શ્રી. બળવંતરાય મહેતાએ ગુજરાત રાજ્યના મુખ્ય મંત્રી તરીકે આ માગણીને સક્રિય આવકાર આપ્યો ને પરિણામે ભો. જે. વિદ્યાભવને 'ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ'ની ગ્રંથમાલાની યોજના ઘડી. સરકારે આ ગ્રંથમાલાની યોજના મંજૂર કરી ને ૧૯૬૭ ના નવેંબરમાં એની કાર્યવાહી શરૂ થઈ.

ભો. જે. વિદ્યાભવન ટ્રસ્ટ કાર્યવાહક સમિતિએ આ ગ્રંથમાલા માટે તા. ૫–૧૨–૧૯૬૭ની બેઠકમાં અમને સંપાદકો નીમી, નીચે જણાવેલા વિદ્વાનોની સમિતિ યોજી :

૧. મુનિશ્રી જિનવિજયજી

૨. આચાર્યશ્રી ડોલરરાય રં. માંકડ

૩. ડૉ. હસમુખ ધી. સાંકળિયા

૪. ડૉ. ભોગીલાલ જયચંદભાઈ સાંડેસરા

૫. શ્રી. અનંતરાય મ. રાવળ

૬. આચાર્યશ્રી યશવંતભાઈ પ્રાણશંકર શુક્લ

૭. ડૉ. છોટુભાઈ ર. નાયક

સંપાદકોએ ઘડેલી ગ્રંથમાલાની તાત્કાલિક રૂપરેખા પર વિગતે ચર્ચા-વિચારણા કરી સલાહકાર સમિતિએ તા. ૧૯-૧૨-૧૯૬૭ ની બેઠકમાં એને આખરી સ્વરૂપ આપ્યું. આ યોજના અનુસાર ગુજરાતના ઇતિહાસની આ ગ્રંથમાલામાં પ્રાચીન પાષાણયુગથી માંડીને ૧૯૬૦ સુધીનો ઇતિહાસ આવરી લેવાનો રાખ્યો છે. ઇતિહાસના પૂર્વાપર કાલ પ્રમાણે એના નવ ગ્રંથ યોજાયા છે:

ગ્રંથ ૧ : ઇતિહાસની પૂર્વભૂમિકા

ગ્રંથ ૨ : મૌર્યકાલથી ગુપ્તકાલ (લગભગ ઈ. પૂ. ૩૨૨ થી લગભગ ઈ. સ. ૪૭૦)

ગ્રંથ ૩ : મૈત્રક અને અનુ-મૈત્રક કાલ (લગભગ ઈ.સ. ૪૭૦ થી ઈ.સ. ૯૪૨)

ગ્રંથ ૪ : સોલંકી કાલ (ઈ. સ. ૯૪૨ થી ઈ. સ. ૧૩૦૪)

ગ્રંથ ૫ : સલ્તનત કાલ (ઈ. સ. ૧૩૦૪ થી ઈ. સ. ૧૫૭૩)

ગ્રંથ ૬ : મુઘલ કાલ (ઈ. સ. ૧૫૭૩ થી ઈ. સ. ૧૭૫૮)

ગ્રંથ ૭ : મરાઠા કાલ (ઈ. સ. ૧૭૫૮ થી ઈ. સ. ૧૮૧૮)

ગ્રંથ ૮ : બ્રિટિશ કાલ (ઈ. સ. ૧૯૧૪ સુધી)

ગ્રંથ ૯ : આઝાદી પહેલાં અને પછી (ઈ. સ. ૧૯૧૫ થી ૧૯૬૦)

ગ્રંથ ૧ માં ઇતિહાસની પૂર્વભૂમિકા-રૂપે ગુજરાતની પ્રાગૈતિહાસિક તથા આદ્ય-ઐતિહાસિક સંસ્કૃતિઓનું નિરૂપણ કરવામાં આવ્યું છે; તેમજ ગુજરાતની પ્રાચીન ભૂગોળ, જાતિઓ અને કાલગણનાનો પરિચય આપવામાં આવ્યો છે. ગુજરાતનો પ્રમાણિત રાજકીય ઇતિહાસ મૌર્યકાલથી શરૂ થાય છે. ગ્રંથ ૨ થી દરેક ગ્રંથમાં પહેલાં રાજકીય ઇતિહાસ નિરૂપવામાં આવે છે; એની અંદર રાજ્યતંત્રનો પણ સમાવેશ કરવામાં આવે છે. એ પછી સાંસ્કૃતિક ઇતિહાસના ખંડમાં સામાજિક અને આર્થિક સ્થિતિ, ભાષા અને સાહિત્ય, લિપિ અને ધર્મસંપ્રદાયોનાં પ્રકરણ આવે છે. છેલ્લે પુરાતત્ત્વના ખંડમાં સ્થળતપાસ અને ઉત્ખનનમાંથી મળતી માહિતી, સ્થાપત્યકીય સ્મારકો, શિલ્પકૃતિઓ અને ચિત્રકલાનું નિરૂપણ કરવામાં આવે છે. આમ અહીં રાજકીય ઇતિહાસની સાથે સાથે સાંસ્કૃતિક ઇતિહાસનાં વિવિધ પાસાં આલેખવાનું યોજાયું છે. આ માટે તે તે વિષયના વિદ્વાનોને પ્રકરણ તૈયાર કરવા વિનંતી કરવામાં આવે છે. મળેલાં પ્રકરણોનું સંપાદન કરવામાં એકસરખી પદ્ધતિ, સંદર્ભ-નોંધ, પ્રમાણિત માહિતી, તર્કયુક્ત અર્થઘટન ઇત્યાદિનું યથાશક્ય ધ્યાન રાખવામાં આવે છે. છતાં અર્થ-ઘટનો, અટકળો અને અભિપ્રાયોની બાબતમાં ફરક રહેવાના. એ બાબતમાં

કૃત્રિમ એકવાક્યતા સાધવી ઉચિત ન ગણાય; હમેશાં એ પ્રામાણિક રીતે સાધી શકાય પણ નહિ. આથી આ પ્રકરણોમાં જુદા જુદા વિદ્વાનોએ આપેલાં મંતવ્ય તે તે વિદ્વાનનાં છે એ ખ્યાલમાં રાખવું ઘટે; સંપાદકોને એ સર્વ મંતવ્યો સ્વીકાર્ય છે એમ માની લેવું નહિ.

છેલ્લા ત્રણ ચાર દાયકાઓમાં ગુજરાતના ઇતિહાસ વિશે વિપુલ સામગ્રી ઉપલબ્ધ થઈ છે ને એ ઇતિહાસના સંશોધનના ક્ષેત્રમાં અનેક ઉત્સાહી વિદ્વાનો સક્રિય કાર્ય કરી રહ્યા છે. આ ગ્રંથમાલામાં એ સર્વવિધ સામગ્રીનો તથા સંશોધકોનો પ્રત્યક્ષ કે પરોક્ષ લાભ લેવાનો યથાશક્ય પ્રયત્ન કરવામાં આવ્યો છે.

આ ગ્રંથમાલામાં ઇતિહાસ અને સંસ્કૃતિનાં વિવિધ પાસાંઓનું સંકલિત નિરૂપણ કરવાનું યોજાયું છે એ એનું વિશિષ્ટ લક્ષણ છે. છતાં વિગતોની બાબતમાં આ ગ્રંથોનાં પ્રકરણોમાં બધી માહિતી અપેક્ષિત નથી; ગ્રંથની પૃષ્ઠસંખ્યાની મર્યાદાને અનુલક્ષીને મુખ્ય માહિતી સંક્ષેપમાં આપેલી છે. એમાંની કોઈ બાબત વિશે જેમને વિશેષ જિજ્ઞાસા હોય તેમને ગ્રંથને અંતે આપવામાં આવેલી સંદર્ભસૂચિ ઉપયોગી નીવડશે.

(૪)

આ ગ્રંથમાલામાં ગ્રંથ ૧ અને ૨ ની કાર્યવાહી સાથે સાથે શરૂ થઈ. એમાં ગ્રંથ ૨ કંઈક વહેલો તૈયાર થયો ને કંઈક વહેલો છપાઈ રહ્યો. ગ્રંથ ૧ પણ પ્રકાશિત થવાની તૈયારીમાં છે.

આ ગ્રંથ ૨ મૌર્યકાલથી ગુપ્તકાલ સુધીના ઇતિહાસને આવરી લે છે. એમાં લગભગ ઈ. પૂ. ૩૨૨ થી લગભગ ઈ. સ. ૪૭૦ સુધીના અર્થાત્ લગભગ આઠ શતકોના ઇતિહાસનો સમાવેશ થાય છે. ગુજરાતનો પ્રમાણિત રાજકીય ઇતિહાસ મૌર્યકાલથી શરૂ થાય છે. મૌર્યકાલ અને ક્ષત્રપકાલ વચ્ચેના સમયનો ઇતિહાસ હજી પૂરતા પ્રમાણમાં પ્રકાશમાં આવ્યો નથી. ઈસ્વી સનની પહેલી ચાર શતાબ્દીઓને આવરી લેતો ક્ષત્રપકાલ ગુજરાતના પ્રાચીન ઇતિહાસનો લાંબો મહત્ત્વનો કાલ છે. એને લગતી અદ્યતન માહિતી આ ગ્રંથમાં વિગતે નિરૂપાઈ છે એ ખાસ નોંધપાત્ર છે. સાંસ્કૃતિક ઇતિહાસના તથા પુરાવસ્તુવિદ્યાના ખંડમાં આપેલી માહિતી પણ અહીં જ વિગતે સંકલિત થઈ છે.

૧ લા પ્રકરણમાં ઇતિહાસ–વિજ્ઞાનનું સ્વરૂપ તથા એનાં અન્વેષણ, સંશોધન અને નિરૂપણની પદ્ધતિનો સંક્ષિપ્ત ખ્યાલ અપાયો છે. પછી ઇતિહાસની વિવિધ સાધનસામગ્રીનો પરિચય ગ્રંથ ૨–૩–૪ ને લગતા સમગ્ર પ્રાચીન કાલને અનુલક્ષીને આપવામાં આવ્યો છે. ગ્રંથ ૨ ના કાલ દરમ્યાન ગુજરાતની રાજકીય

(તથા સાંસ્કૃતિક) બાબતોનું મુખ્ય કેંદ્ર ગિરિનગરમાં રહેલું હોઈ, ભૂમિકારૂપે એ નગરનો પરિચય વિગતે આપવામાં આવ્યો છે. પ્રાચીન કાલનાં ઐતિહાસિક સ્થળો, જાતિઓ અને સંવતો વગેરેનો પરિચય ગ્રંથ ૧ ના અંતિમ ખંડમાં ભૂમિકારૂપે કરાવવામાં આવ્યો છે.

પ્રકરણ ૪ થી ૯ રાજકીય ઇતિહાસને આવરી લે છે, જેમાં મૌર્યકાલ, ક્ષત્રપકાલ અને ગુપ્તકાલ ખાસ નોંધપાત્ર છે. પ્રકરણ ૧૦ રાજ્યતંત્રની રૂપરેખા આલેખે છે. પ્રકરણ ૧૧ થી ૧૪ સાંસ્કૃતિક ઇતિહાસનાં વિવિધ પાસાંઓનું નિરૂપણ કરે છે, જેમાં લિપિનું નિરૂપણ આ ગ્રંથમાં પ્રથમ વાર જ આપવામાં આવ્યું છે. પ્રકરણ ૧૫ થી ૧૭ પુરાવસ્તુવિદ્યાનાં વિવિધ પાસાંઓને આવરી લે છે.

પ્રકરણો પૂરાં થતાં ચાર પરિશિષ્ટ આપવામાં આવ્યાં છે. પરિશિષ્ટ ૧ માં સિંહપુરના સિંહલવંશને લગતી બૌદ્ધ અનુશ્રુતિ અને એમાં જણાવેલા સિંહપુરના સ્થળનિર્ણયને લગતાં મત-મતાંતરોની છણાવટ કરવામાં આવી છે, જ્યારે પરિશિષ્ટ ૪ માં આ કાલને લગતી અન્ય અનુશ્રુતિઓનો પરિચય આપવામાં આવ્યો છે. મુંબઈ ઇલાકાના ગૅઝેટિયરના પ્રથમ ગ્રંથમાં આપેલાં પરિશિષ્ટો પૈકીનાં બે પરિશિષ્ટ—એક ગ્રીક અને રોમન ઉલ્લેખોને લગતું અને બીજું જાવા અને કંબોડિયા સાથેના સંબંધો વિશેનું—આ ગ્રંથના સંદર્ભમાં ઉપયોગી લાગવાથી અહીં એ બેઉનો અનુવાદ આપવામાં આવ્યો છે.

વંશાવળીઓમાં ક્ષત્રપોની વંશાવળીઓ ખાસ નોંધપાત્ર છે.

સંદર્ભસૂચિના પ્રથમ ખંડમાં મૂળ સંદર્ભો તથા સર્વસામાન્ય અર્વાચીન સંદર્ભોની અને દ્વિતીય ખંડમાં તે તે પ્રકરણને લગતા વિશિષ્ટ અર્વાચીન સંદર્ભોની વિગતવાર સૂચિ આપવામાં આવી છે. શબ્દસૂચિમાં મનુષ્યો તથા સ્થળોનાં વિશેષ નામોની સૂચિ આપી છે.

## (૫)

અમારી આ આખી યોજનાનો મુખ્ય આધાર રાજ્ય સરકારના માતબર અનુદાન પર રહેલો છે. આ ગ્રંથમાલા તૈયાર કરાવી પ્રકાશિત કરવા માટે ૭૫% અનુદાન આપવાનું મંજૂર કરી ગુજરાત રાજ્ય સરકારે અમારી સંસ્થાને ઇતિહાસના વિષયમાં ગુજરાતની પ્રજાની તથા ગુજરાતી ભાષાની સેવા કરવાની આ જે મહાન તક આપી છે તેને માટે એનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. ગુજરાત રાજ્યના ભાષાનિયામકશ્રીના વિભાગ તરફથી આ બાબતમાં

અમને પહેલેથી જે સક્રિય સહકાર તથા સતત માર્ગદર્શન મળેલ છે તેને માટે અમે એ વિભાગના કાર્યકરોનો હાર્દિક આભાર માનીએ છીએ.

ગુજરાતને લાંબા વખતથી લાગતા એક મોટા ઈપ્સિતને ફલિત કરતી આ યોજનાને પાર પાડવામાં રાજ્ય સરકારનું સક્રિય પ્રોત્સાહન હમેશાં ચાલુ રહેશે એવી આશા રાખીએ છીએ.

અમારી આ યોજના અંગે કિંમતી સલાહસૂચનો આપવા માટે સલાહકાર સમિતિના સર્વ વિદ્વાન સભ્યોનો ઉપકાર માનીએ છીએ.

અમારા આમંત્રણનો સ્વીકાર કરી જે અનેક વિદ્વાનોએ આ ગ્રંથનાં પ્રકરણ તથા પરિશિષ્ટ તૈયાર કરી આપ્યાં છે તે સહુનો અમે હાર્દિક આભાર માનીએ છીએ. ગુજરાતના સર્વાંગી ઇતિહાસની આ યોજનાની સફળતાનો મુખ્ય આધાર એવા સહુ તજ્જ્ઞ વિદ્વાનોના સહકાર પર રહેલો છે.

અમારા સંપાદનકાર્યમાં તેમજ પ્રૂફવાચનના કાર્યમાં અમારા સહ-કાર્યકર અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રીએ બધો વખત સક્રિય સાથ આપ્યો છે તથા નકશાઓ, આલેખો, ફોટોગ્રાફો વગેરે બાબતમાં ડૉ. કાંતિલાલ ફૂ. સોમપુરાએ સક્રિય મદદ કરી છે તેની અહીં કૃતજ્ઞતાપૂર્વક નોંધ લઈએ છીએ.

ફોટોગ્રાફો તથા બ્લૉકો માટે અમને જે સંસ્થાઓ તથા વ્યક્તિઓના સૌજન્યનો લાભ મળ્યો છે તેઓનો અમે અન્યત્ર ઋણસ્વીકાર કર્યો છે. આ ગ્રંથમાં પ્રકાશિત થયેલાં તમામ ચિત્રો માટે ભારત સરકારનાં તથા રાજ્ય સરકારનાં લાગતાં વળગતાં ખાતાંઓના સૌજન્યની સાભાર નોંધ લઈએ છીએ.

ગુજરાતની શૈક્ષણિક તથા સાહિત્યિક સંસ્થાઓ તેમજ ઇતિહાસરસિક વ્યક્તિઓ આ ગ્રંથમાલાને સક્રિય આવકાર આપશે તો આ યોજનાને વિશેષ પ્રોત્સાહન મળશે.

ભો. જે. અ. સં. વિદ્યાભવન,
ર. છો. માર્ગ,
**અમદાવાદ-૯**

**રસિકલાલ છો. પરીખ**
**હરિપ્રસાદ ગં. શાસ્ત્રી**
સંપાદકો

તા. ૩૦-૩-૧૯૭૧

# અનુક્રમણી



## ખંડ ૧

## પ્રાસ્તાવિક

### પ્રકરણ ૧

### ઇતિહાસ-વિજ્ઞાન

લે. રસિકલાલ છો. પરીખ

અનુસ્નાતક અધ્યાપક, સંશોધન-માર્ગદર્શક અને નિવૃત્ત અધ્યક્ષ,
ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ

પ્રકરણ ૨

## ગુજરાતના પ્રાચીન ઇતિહાસનાં સાધનો

લે. **હરિપ્રસાદ ગં. શાસ્ત્રી,** એમ. એ., પીએચ. ડી.
અનુસ્નાતક અધ્યાપક, સંશોધન-માર્ગદર્શક અને અધ્યક્ષ,
ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ



# ખંડ ૨

## રાજકીય ઇતિહાસ

પ્રકરણ ૩

## ગુજરાતનું ઇતિહાસ-પ્રમાણિત પહેલું પાટનગર : ગિરિનગર

લે. **રસિકલાલ છો. પરીખ**



પ્રકરણ ૪

## મૌર્યકાલ

લે. **હરિપ્રસાદ ગં. શાસ્ત્રી,** એમ. એ., પીએચ. ડી.

પ્રકરણ ૫

## અનુ-મૌર્યકાલ

લે. **હરિપ્રસાદ ગં. શાસ્ત્રી,** એમ. એ., પીએચ. ડી.



પ્રકરણ ૬

## પશ્ચિમી ક્ષત્રપો

લે. **રસેશ ચતુરભાઈ જમીનદાર,** એમ. એ., પીએચ. ડી.
અધ્યાપક, ઇતિહાસ અને સંસ્કૃતિ વિભાગ, મહાદેવ દેસાઈ સમાજસેવા
મહાવિદ્યાલય, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ



પ્રકરણ ૭

## પશ્ચિમી ક્ષત્રપો (ચાલુ)

લે. **રસેશ ચતુરભાઈ જમીનદાર,** એમ. એ., પીએચ. ડી.

## પરિશિષ્ટ

## પશ્ચિમી ક્ષત્રપ રાજાઓના સિક્કા

લે. **રસેશ ચતુરભાઈ જમીનદાર,** એમ. એ., પીએચ. ડી.



## પ્રકરણ ૮

## શર્વ ભટ્ટારક

લે. **હરિપ્રસાદ ગં. શાસ્ત્રી,** એમ. એ., પીએચ. ડી.



## પ્રકરણ ૯

## ગુપ્તકાલ

લે. **હરિપ્રસાદ ગં. શાસ્ત્રી,** એમ. એ., પીએચ. ડી.

## પ્રકરણ ૧૦

## રાજ્યતંત્ર

લે. **હરિપ્રસાદ ગં. શાસ્ત્રી,** એમ. એ., પીએચ. ડી.



# ખંડ ૩

## સાંસ્કૃતિક ઇતિહાસ

## પ્રકરણ ૧૧

## સામાજિક અને આર્થિક સ્થિતિ

લે. **ભોગીલાલ જયચંદભાઈ સાંડેસરા,** એમ. એ., પીએચ. ડી.
નિયામક, ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટ, અને અધ્યક્ષ,
ગુજરાતી વિભાગ, મ. સ. યુનિવર્સિટી, વડોદરા



## પ્રકરણ ૧૨

## ભાષા અને સાહિત્ય

લે. **ભોગીલાલ જયચંદભાઈ સાંડેસરા,** એમ. એ., પીએચ. ડી.

## પ્રકરણ ૧૩

# લિપિ


લે. **પ્રવીણચંદ્ર ચિમનલાલ પરીખ,** એમ. એ., પીએચ. ડી.

ભારતીય સંસ્કૃતિના અધ્યાપક, માતુશ્રી વીરબાઈમા મહિલા કૉલેજ, રાજકોટ




## પ્રકરણ ૧૪

# ધર્મ-સંપ્રદાયો


લે. **ભોગીલાલ જયચંદભાઈ સાંડેસરા,** એમ. એ., પીએચ. ડી.

## પરિશિષ્ટ

## લકુલીશ–પાશુપત સંપ્રદાય : ઉત્પત્તિ અને પ્રસાર

લે. **જીવનલાલ પ્રભુદાસ અમીન,** એમ. એ., પીએચ. ડી.
ભારતીય સંસ્કૃતિના અધ્યાપક, રજની પારેખ આર્ટ્સ ઍન્ડ કેશવલાલ
બુલાખીદાસ કૉમર્સ કૉલેજ, ખંભાત



# ખંડ ૪

## પુરાવસ્તુ

### પ્રકરણ ૧૫

## સ્થળતપાસ અને ઉત્ખનન દ્વારા મળતી માહિતી

લે. **રમણલાલ નાગરજી મહેતા,** એમ. એ., પીએચ. ડી.
અધ્યક્ષ, ડિપાર્ટમેન્ટ ઑફ આર્કિયૉલૉજી ઍન્ડ ઍન્શ્યન્ટ હિસ્ટરી,
ફૅકલ્ટી ઑફ આર્ટ્સ, મ. સ. યુનિવર્સિટી ઑફ બરોડા, વડોદરા

## પ્રકરણ ૧૬
# સ્થાપત્યકીય સ્મારકો

### (૧) સૌરાષ્ટ્ર અને કચ્છમાં

લે. **છોટાલાલ મ. અત્રિ,** એમ. એ.
પુરાતત્ત્વ-અધીક્ષક, પશ્ચિમ વર્તુલ, પુરાતત્ત્વ ખાતું, ગુજરાત રાજ્ય, રાજકોટ



### (૨) તળ-ગુજરાતમાં

લે. **કાંતિલાલ ફૂલચંદ સોમપુરા,** એમ. એ., એલએલ. બી., પીએચ. ડી.
ભારતીય સંસ્કૃતિના અધ્યાપક, ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ



## પ્રકરણ ૧૭
# શિલ્પકૃતિઓ

લે. **ઉમાકાંત પ્રેમાનંદ શાહ,** એમ. એ., પીએચ. ડી., ડિપ્લોમા ઇન મ્યુઝિયોલૉજી
નાયબ નિયામક, ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટ, મ. સ. યુનિવર્સિટી, વડોદરા;
સંપાદક, જર્નલ ઑફ ઇન્ડિયન સોસાયટી ઑફ ઓરિયેન્ટલ આર્ટ, કલકત્તા

# પરિશિષ્ટો

## પરિશિષ્ટ ૧

## સિંહપુરનો સિંહલવંશ

લે. **હરિપ્રસાદ ગં. શાસ્ત્રી**, એમ. એ., પીએચ. ડી.



## પરિશિષ્ટ ૨

## ગ્રીકો અને રોમનોએ નિરૂપિત પશ્ચિમ ભારત

(Gazetteer of the Bombay Presidency, Vol. I, Part 1, Appendix VI : *Western India as known to the Greeks and Romans* by A. M. T. Jackson, M.A., I.C.S.-નો અનુવાદ)

અનુવાદક, **યશવંત પ્રા. શુકલ,** એમ. એ.
આચાર્ય, હ. કા. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ

## પરિશિષ્ટ ૩

# જાવા અને કંબોડિયા

(Gazetteer of the Bombay Presidency, Vol. I, Part 1, Appendix IV : *Java and Cambodia* નો અનુવાદ)

અનુવાદક **હરિપ્રસાદ ગં. શાસ્ત્રી,** એમ. એ., પીએચ. ડી.



## પરિશિષ્ટ ૪

# આનુશ્રુતિક વૃત્તાંતો

લે. **અંબાલાલ પ્રેમચંદ શાહ,** વ્યાકરણતીર્થ
નિવૃત્ત સંયુક્ત પ્રધાન સંપાદક, લાલભાઈ દલપતભાઈ ગ્રંથમાલા,
લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર, અમદાવાદ

# નકશાઓ અને ચિત્રો

## નકશાઓ



## ચિત્રો

૧૫. ૭૨. ભૂમકનો સિક્કો
૭૩. નહપાનનો સિક્કો
૭૪. રુદ્રસેન ૧ લાનો સિક્કો
૧૬. ૭૫. શર્વ ભટ્ટારકના સિક્કા
૭૬. કુમારગુપ્ત ૧ લાનો સિક્કો
૭૭. સ્કંદગુપ્તનો સિક્કો
૧૭. ૭૮. રેલ રોકતી ભીંત, દેવની મોરી
૧૮. ૭૯. બોરિયા સ્તૂપના અવશેષ
૧૯. ૮૦. ખાપરા કોડિયાની ગુફા, જૂનાગઢ
૨૦. ૮૧. ઉપરકોટ ગુફા, જૂનાગઢ
૨૧. ૮૨. સમુદ્ગક, દેવની મોરી
૨૨. ૮૩. કેંદ્રીય પદ્ક, દેવની મોરી
૮૪. કીર્તિમુખ, દેવની મોરી
૨૩. ૮૫. ગુફા, ખંભાલીડા
૨૪. ૮૬. બુદ્ધ, દેવની મોરી
૨૫. ૮૭. યક્ષી કે દેવી, શામળાજી
૨૬. ૮૯. માતા અને શિશુ, શામળાજી
૨૭. ૯૦. ચામુંડા, શામળાજી
૯૧. એકમુખ શિવલિંગ, ખેડબ્રહ્મા
૨૮. ૮૮. ભીલડી-વેશે પાર્વતી, શામળાજી
૯૨. વાયુ
૯૩. યક્ષ
૨૯. ૯૪-૯૬. યક્ષ
૩૦. ૯૭. કેશિનિષૂદન, વલભીપુર
૩૧. ૯૮. સિંહશીર્ષક સ્તંભ, કડિયો ડુંગર
૩૨. ૯૯. મસ્તક, કાકાની સિંહણ
૩૩. ૧૦૦. મસ્તક, સુરત
૧૦૧. આદિનાથ, અકોટા
૩૪. ૧૦૨. એટલાસ, શામળાજી
૩૫. ૧૦૩. વીરભદ્ર શિવ, શામળાજી

# ઋણસ્વીકાર

| | |
|---|---|
| ગુજરાત રાજ્ય પુરાતત્ત્વ ખાતું, અમદાવાદ | આકૃતિ ૬૮, ૮૫, ૯૮, ૯૯ (ફોટોગ્રાફ) |
| ભો. જે. વિદ્યાભવન, ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ | આકૃતિ ૭૫, ૮૨, ૮૭, ૯૦, ૯૭, ૧૦૧, ૧૦૩ (બ્લૉક) |
| ડૉ. આર. એન. મહેતા, વડોદરા | આકૃતિ ૭૮, ૮૩, ૮૪, ૮૬ (ફોટોગ્રાફ) |
| ડૉ. ઉમાકાન્ત પ્રે. શાહ, વડોદરા<br>કુમાર કાર્યાલય, અમદાવાદ | આકૃતિ ૮૭, ૯૧, ૯૨, ૯૩ (બ્લૉક) |
| શ્રી. છોટાલાલ અત્રિ, રાજકોટ | આકૃતિ ૬૪, ૬૫, ૭૯, ૮૦, ૮૧ (ફોટોગ્રાફ) |
| ડૉ. રસેશ જમીનદાર, અમદાવાદ | આકૃતિ ૭૪ (ફોટોગ્રાફ) |

# સંક્ષેપ-સૂચિ

## [ સંસ્કૃત-પ્રાકૃત ]

| | | |
|---|---|---|
| अ. को. | अमरकोश | |
| अ. चि. | अभिधानचिन्तामणि | ले. हेमचन्द्र |
| अ. शा. | अभिज्ञानशाकुन्तल | ले. कालिदास |
| आमे. प. | आश्वमेधिकपर्व | ( महाभारत ) |
| आर. प. | आरण्यकपर्व | ( ,, ) |
| उ. प. | उद्योगपर्व | ( ,, ) |
| क. प. | कर्णपर्व | ( ,, ) |
| का. मा. | कारवण-माहात्म्य | |
| ग. का. | गणकारिका | |
| प्रभाच. | प्रभावकचरित | ले. प्रभाचन्द्रसूरि |
| प्रसू. | प्रज्ञापनासूत्र | |
| मभा. | महाभारत | |
| रु. सं. | रुद्रसंहिता | ( शिवपुराण ) |
| व. हिं. | वसुदेवहिंडी | ले. संघदासगणि |
| वि. ती. क. | विविधतीर्थकल्प | ले. जिनप्रभसूरि |
| ह. वं.-वि. प. | हरिवंश, विष्णुपर्व | |

## [ હિંદી ]

| | | |
|---|---|---|
| भाइरू | भारतीय इतिहासकी रूपरेखा | ले. जयचन्द्र विद्यालंकार |
| भाप्रालि | भारतीय प्राचीन लिपिमाला | ले. गौरीशंकर हीराचंद ओझा |
| वी. निं. सं. जै. का. | वीर निर्वाण संवत् और जैन कालगणना | ले. मुनि कल्याणविजय |

## ગુજરાતી

| | | |
|---|---|---|
| ગુ. ઐ. લે. | ગુજરાતના ઐતિહાસિક લેખો | સં. ગિરજાશંકર વલ્લભજી આચાર્ય |
| ગુપ્રાઇ | ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ | લે. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી |

| | | |
|---|---|---|
| ગુમશિસ્થાવા | ગુજરાતને મળેલ શિલ્પ-સ્થાપત્યનો વારસો | લે. ર. ના. મહેતા |
| પ્રા. ગુ. સાં. ઇ. સા. | પ્રાચીન ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસની સાધનસામગ્રી | લે. મુનિ જિનવિજયજી |
| પુ. ગુ. | પુરાણોમાં ગુજરાત | લે. ઉમાશંકર જે. જોશી |
| મૈગુ | મૈત્રકકાલીન ગુજરાત | લે. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી |
| વી. નિ. સં. | વીર નિર્વાણ સંવત | |
| વ્યવ. મ. ટી. | વ્યવહારસૂત્ર-મલયગિરિની ટીકા | |
| શૈ. ધ. સં. ઇ. | શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ | લે. દુર્ગાશંકર કે. શાસ્ત્રી |

[ અંગ્રેજી ]

| | |
|---|---|
| A.I.U. | Age of Imperial Unity, ed. by R. C. Majumdar |
| A.K.K. | (Report on the) Antiquities of Kathiawad & Kachh, by J. Burgess |
| AR | Annual Report |
| AR. ASI | Annual Report, Archaeological Survey of India |
| A.S.I. | Archaeological Survey of India |
| ASIR | Archaeological Survey of India-Raport |
| AS. RES. | Asiatic Reserches |
| A.S.W.I. | Archaeological Survey of Western India |
| BG.<br>BOM. GAZ. | Bombay Gazetteer (Gazetteer of the Bombay Presidency) |
| BMB. | Baroda Museum Bulletin |
| BMC., G. D. | British Museum Catalogue—Gupta Dynasty (Catalogue of the Coins of the Gupta Dynasties and Saśāṅka, King of Gauda, in the British Museum), by J. Allan |

| | |
|---|---|
| CATALOGUE | A Catalogue of Indian Coins in the British Museum, Vol. IV (Catalogue of the Coins of the Andhra Dynasty, the Western Kshatrapas, the Traikūṭaka Dynasty and the Bodhi Dynasty), by E. J. Rapson |
| CG | Chronology of Gujarat, ed. by M. R. Majmudar |
| CHI | Cambridge History of India, Vol. I, ed. by E. J. Rapson |
| C.I.I. / CORP. INS. IND. | Corpus Inscriptionum Indicarum |
| D.K.A. / K.A. | Dynasties of the Kali Age, by F. E. Pargiter |
| EHD | Early History of the Deccan, by R. G. Bhandarkar |
| E.H.G. | 'Early History of Gujarat' in B. G., Vol. I, part I by Jackson |
| E.H.I. | Early History of India, by V. A. Smith |
| E.I., / Ep. Ind. | Epigraphia Indica |
| Ency. Brit. | Encyclopaedia Britannica |
| G.O.S. | Gaekwar Oriental Series |
| HAI | History of Ancient India, by A. S. Tripathi |
| H.C.I.P. | The History and Culture of the Indian People |
| I.A. / Ind. Ant. | Indian Antiquary |
| IHC | Indian History Congress |
| I.H.Q. | Indian Historical Quarterly |
| JA / J. As. / J. As. Ser. | Journal Asiatique Série |
| Jour. As. Res. | Journal of Asiatic Research |
| J.A.S.B. | Journal of the Asiatic Society of Bengal |
| JAIH | Journal of Ancient Indian History |

| | |
|---|---|
| J.B.B.R.A.S. | Journal of the Bombay Branch of the Royal Asiatic Society |
| JBORS | Journal of Bihar and Orissa Research Society |
| JNSI | Journal of the Numismatic Society of India |
| JOI | Journal of the Oriental Institute |
| Jour. Bengal Soc. | Journal of Bengal Society (J.A.S.B) |
| JRAS. / Jour. R.A.Soc. / Jour. Roy.As.Soc. | Journal of the Royal Asiatic Society |
| Lecturers | (Carmichael) Lectures on Ancient Indian Numismatics, by D. R. Bhandarkar |
| N.S. | New Series |
| P.H.A.I. | Political History of Ancient India, by Hechandra Raychaudhuri |
| PIHC | Proceedings of Indian History Congress |
| P.M.C. | Punjab Museum Catalogue |
| PWMB / PWM. Bulletin | Prince of Wales Museum Bulletin |
| SHCGEG | Studies in Historical and Cultural Geography and Ethnography of Gujarat, by H. D. Sankalia |
| SI | Select Inscriptions, by D. C. Sircar |
| VGA | Vākāṭaka-Gupta Age, ed. by A. S. Altekar and R. C. Majumdar |
| V.V.R.B. | Vallabha Vidyanagar Research Bulletin |

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૧૦ | લવાય | લેવાય |
| ૧૫ | ૬ | પૂ.ઈ.સ. | ઈ.પૂ. |
| ૧૮ | ૩૧ | અવી હોઈ, ઓ | આવી હોઈ, આ |
| ૨૨ | ૯ | संकीर्तनकल्लोलिनी | कीर्तिकल्लोलिनी |
| | ૨૪ | घर्माभ्युदय | धर्माभ्युदय |
| ૨૩ | ૩૧ | વૃતાંત | વૃત્તાંત |
| ૨૬ | ૨૫ | वसुदेवहिंडीसो | वसुदेवहिंडी |
| ૨૭ | ૧૬ | વિદ્યાપીઠની નામના | વિદ્યાપીઠના નામનો |
| ૨૮ | ૩ | ગિયા- | ઝિયા- |
| ૨૯ | ૩ | ધૂમલી | ધૂમલી |
| ૩૨ | ૨૨ | Vol. II | Vol. III |
| ૩૩ | ૮ | જૈનતીર્થસંગ્રહ | જૈનતીર્થસર્વસંગ્રહ |
| ૩૪ | ૨૧ | *Chawang's* | *Chwang's* |
| ૩૮ | ૧૩ | राष्ट्राणां | सुराष्ट्राणां |
| ૩૯ | ૨૨ | વષ્ણુપર્વ | વિષ્ણુપર્વ |
| ૫૩ | ૭ | મિનનગરતે | મિનનગરને |
| | ૯ | *Skande* | *Studien* |
| ૫૬ | ૨૪ | પ્રહારે | પ્રહાર |
| ૫૮ | ૨૪ | ગિરિનિગર | ગિરિનગર |
| ૬૨ | ૧૨ | ધનદત્તો | ધનદત્તને |
| | ૧૩ | કામ | કામ વિનીતકે |
| ૬૪ | ૮ | પશ્વિમે | પશ્ચિમે |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૯ | ૨૯ | 69–70 | 42 f. |
| | | 726 | 47 ff. |
| ૭૭ | ૭ | (આકૃતિ ૫૬) | (આકૃતિ ૬૮) |
| ૮૧ | ૨૩ | શાલિશુક | શાલિશૂક |
| ૮૨ | ૮ | (આકૃતિ ૫૭) | (આકૃતિ ૬૯) |
| ૮૪ | ૧૮ | Chraacter | Character |
| ૮૭ | ૩ | શાલિશુકે | શાલિશૂકે |
| ૯૦ | ૧૬ | દિસમ | દિરામ |
| ૯૪ | ૨૪ | ભકરુચ્છ | ભરુકચ્છ |
| ૯૮ | ૧૬ | ગર્વનરો | ગવર્નરો |
| ૧૦૮ | ૧૨ | નામ્બુનુસ | નામ્બનુસ |
| ૧૦૯ | ૨૬ | ,, | ,, |
| ૧૧૪ | ૧૯ | નિદિષ્ટ | નિર્દિષ્ટ |
| ૧૧૬ | ૧૫ | *Uuity* | *Unity* |
| ૧૧૮ | ૯ | Ksratapas | Kshatrapas |
| ૧૧૯ | ૨ | પ્રકરણ ૭નું પરિશિષ્ટ | વંશાવળીઓ |
| ૧૨૧ | ૧૬ | બાજુએ | બાજુ એ |
| | ૨૫ | नाम्बुनस | नाम्बनुस |
| ૧૧૩ | ૯–૧૦ | નામ્બુનુસ | નામ્બનુસ |
| | ૨૩ | પ્રશ્ન | પ્રશ્ન |
| ૧૨૪ | ૩૧ | 1230 | 1930 |
| ૧૨૮ | ૨૬ | પ્રપ્ત | પ્રાપ્ત |
| ૧૫૬ | ૧૮ | अध्या. | अध्या. |
| ૧૫૭ | ૧૩ | પ્રકરણ ૭, | પ્રકરણ ૬, |
| ૧૬૦ | ૧૦ | Iśvaradāsa | Īśvaradeva |
| ૧૬૩ | ૧૩ | ૭૯ અને ૮૪ | ૧૪૮–૧૪૯ |
| ૧૬૫ | ૧૪ | Allen | Allan |
| ૧૮૩ | ૧૧ | *JMSI* | *JNSI* |
| ૧૮૪ | ૩૧–૩૨ | ગીક | ગ્રીક |
| ૧૮૬ | ૨૦ | मुद्र | मुद्रा |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮૭ | ૨૩ | JNRI | JNSI |
| ૧૮૮ | ૧૩ | राजो | राज्ञो |
| | ૧૪ | भद्वारकस | भट्टारकस |
| ૧૮૯ | ૫ | છે. | છે. એના સિક્કા |
| | ૭ | હોઈ | ન હોઈ |
| ૧૯૦ | ૨૩ | ભટ્ટાર્ક | ભટાર્ક |
| ૧૯૭ | ૨૪ | oy | of |
| ૧૯૯ | ૬ | p. | p. xlii |
| ૨૦૭ | ૫ | પુનર્નિમાણની | પુનર્નિર્માણની |
| | ૨૭ | નિક્રાય | નિકાય |
| ૨૧૦ | ૮ | વાસતા | વસતા |
| ૨૧૩ | ૮ | પાદટી પ૨૪ | પાદટીપ ૨૪ |
| ૨૨૬ | ૧૫ | ૨૦૬ | ૨૦૩ |
| ૨૩૭ | ૮ | પામે | પાસે |
| | ૨૨ | સુનિશ્વિત | સુનિશ્ચિત |
| ૨૩૯ | ૪ | પદ્માવવતી | પદ્માવતી |
| ૨૪૦ | ૨૦ | મહત્ની | મહત્ત્વની |
| ૨૪૫ | ૮ | સાહિત્યાં | સાહિત્યમાં |
| ૨૪૭ | ૯ | ઉત્તરોતર | ઉત્તરોત્તર |
| ૨૫૫ | ૫ | એને | અને |
| ૨૫૬ | ૧૮ | જૈ | જે |
| ૨૭૭ | ૧૬ | नं. ३ | नं. ३ अने ४ |
| | ૨૦ | p. 24 | p. 14 |
| ૨૭૮ | ૯ | pp. 51–52 | p. 49 |
| | ૧૦ | p. 49 | pp. 51–52 |
| ૨૮૧ | ૨ | –યુ–લિન | –ચુ–લિન |
| | ૪ | *Autiquary* | *Antiquary* |
| ૨૮૩ | ૧૫ | પાશુતપ | પાશુપત |
| | ૩૦ | આચાર્યે | આચાર્યો |
| ૨૯૦ | ૧૪ | જવાના | જવાના માર્ગમાં |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૯૩ | ૫ | સમ્પ્રદાય | સંપ્રદાય |
| | ૨૭ | સાગે | સાથે |
| ૨૯૬ | ૧૦ | મળે છે. | મળે છે.૩૪ |
| ૩૦૧ | ૨૭ | કૌરિય | કૌરિષ્ય |
| ૩૦૨ | ૨૬ | ૧૩૮; (૫) | ૧૩૪; (૪) |
| ૩૦૩ | ૧૦ | ૨૬ | ૨૩ |
| | ૧૮ | ૨૭ | ૨૯ |
| ૩૧૧ | ૬ | નગરોતાં | નગરોનાં |
| ૩૧૩ | ૬ | સમાલોચના કરી છે. | સમાલોચના કરી છે (નકશો નં. ૪). |
| ૩૧૮ | ૨૩ | ધાવા | ધાતવા |
| | ૨૭ | વસસ્રવાટવાળાં | વસવાટવાળાં |
| ૩૨૬ | ૯ | ચ્યકલી | તકલી |
| ૩૩૧ | ૨૭ | પટ્ટ ૮, | પટ્ટ ૭, |
| ૩૩૩ | ૧૧ | પટ્ટ ૧૦, | પટ્ટ ૧૭, |
| ૩૩૪ | ૬-૨૧ | ઝાલદ | જાલત |
| ૩૩૫ | ૯ | નગર | નગરા |
| ૩૩૮ | ૩૧ | Infomation from the site. | Information from the study ot local collection. |
| ૩૩૯ | ૩૧ | Vol. II. | Bulletin of the Baroda Museum and Picture Gallery, Vol. VII |
| ૩૪૦ | ૩ | J. N. S. L. | J. N. S. I. |
| ૩૪૩ | ૨ | હાર્મિકા | હર્મિકા |
| ૩૪૪ | ૪ | કુંગરા | કુંગરા |
| ૩૪૫ | ૩૦ | ગુહાએ | ગુહાઓ |
| ૩૪૬ | ૧૦ | द | थ |
| | ૧૦-૧૧ | ढ तथा ण... દક્ષિણાભિમુખી છે. | (કાઢી નાખો.) |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | ૧૨ | ગુહાકાર | ગૃહાકાર |
| ૩૪૮ | ૨૧ | સંખ્યાની | સંખ્યા |
| ૩૫૦ | ૧૧ | અશંત : | અંશતઃ |
| ૩૫૨ | ૨૪ | સામેની ભીંગે | સામેના ભાગે |
| ૩૫૩ | ૩ | રસપૂવર્ક | રસપૂર્વક |
| ૩૫૫ | ૧૩ | પછી એ | પછીતે |
| ૩૬૪ | ૨૯ | સ્તૂપાનું | સ્તૂપનુ |
| ૩૬૬ | ૧૬ | roll-cornia | roll-cornice |
| ૩૬૮ | ૨૮ | slaling | sealing |
| ૩૭૩ | ૧૮ | મતને | મતનો |
| ૩૭૪ | ૧૮ | બાલમિત્ર | બલમિત્ર |
| ૩૭૭ | ૧૧ | પ્રાકારના | પ્રકારના |
| ૩૭૯ | ૪ | (ચિત્ર નં. ૨) | કાઢી નાખો. |
| | ૨૩ | (abacus) | (base) |
| ૩૮૮ | ૭ | (પટ્ટ ૨૫, આ. ૨૮) | (પટ્ટ ૨૮, આ. ૮૮) |
| ૩૮૯ | ૨૫ | એમાંના એક શિલ્પની નીચે | એમાંના એક શિલ્પ(પટ્ટ ૨૮, આ. ૯૨)ની નીચે |
| | ૨૯ | પટ્ટ ૨૮ આ. ૯૩ | પટ્ટ ૨૯, આ. ૯૪ |
| ૩૯૦ | ૪ | પટ્ટ ૨૯, આ. ૯૪ | પટ્ટ ૨૮, આ. ૯૩ |
| | ૭ | પટ્ટ ૨૯, આ. ૯૫ | પટ્ટ ૨૯, આ. ૯૪ |
| | ૧૧ | ત્રીજી | બીજી |
| | ૧૨ | પટ્ટ ૨૮ આ. ૯૪-૯૫ | પટ્ટ ૨૮, આ. ૯૩; પટ્ટ ૨૯, આ. ૯૫ |
| ૩૯૧ | ૨૬ | પદ્ર ૨૫, આ. ૮૮ | પટ્ટ ૨૮, આ. ૮૮ |
| ૩૯૨ | ૨૧ | તેર | તેન |
| ૪૦૬ | ૨૧ | સામે | ગામે |
| ૪૦૮ | ૨૭ | રાજ્યકન્યાનો | રાજકન્યાનો |
| ૪૧૯ | ૨૭ | ૫૨૭ ને | ૫૨૭ નો |
| ૪૨૫ | ૧૨ | અન્દારી | અંદરી |
| ૪૬૫ | ૩ | લઘુગ્રંથનું | લઘુગ્રંથના |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૬૯ | ૧૬ | જેણણે | જેમણે |
| ૪૭૩ | ૧૪ | વાંધાતું | વાંધાતું |
| ૪૭૭ | ૮ | Artilce | Article |
| ૪૭૯ | ૨૫ | બુધનું | બુદ્ધનું |
| ૪૮૧ | ૯ | બંધી | બધી |
| ૪૮૬ | ૧૬ | એને | અને |
| ૪૮૭ | ૧૪ | કારી | કરી |
| | ૧૫ | ત્યાર | ત્યારે |
| ૪૮૮ | ૫ | અંતપુરમાં | અંતઃપુરમાં |
| ૪૯૯ | ૬ | કર્તો | કરતો |
| ૫૦૧ | ૨૮ | સુરસિદ્ધે | સુરસિદ્ધ |
| | ૨૯ | સુરસિદ્ધ | સુરસિદ્ધે |
| ૫૦૨ | ૭ | લિંગયૂરણ | લિંગપૂરણ |
| ૫૦૪ | ૨૦ | કોસુંબાણ્ય | કોસુંબારણ્ય |
| ૫૧૨ | ૪ | અધ્યારોપ | અધ્યારોપ |
| ૫૧૫ | ૨૭ | પ્રબંધપર્યાચન | પ્રબંધપર્યાલોચન |
| | ૩૩ | વિજયસૂરિચરિત | વિજયસિંહસૂરિચરિત |
| ૫૧૭ | ૧૯ | શ્રાવક | શ્રાવકે |
| | ૨૨ | અરિષ્ટિનેમિના | અરિષ્ટનેમિના |

૫૬ ૩૦. આ. ૯૭ કોશિનિષૂદન કેશિનિષૂદન

## પ્રકરણ ૧

# ઇતિહાસ-વિજ્ઞાન

## ૧. 'ઇતિહાસ'નો અર્થ

પ્રાચીન ભારતીય વિદ્યાપરંપરામાં ઇતિહાસને "પુરાવૃત્ત"ની વિદ્યા તરીકે–પુરાવૃત્તોને સમાવતા વેદ તરીકે સ્થાન છે, પરંતુ હાલમાં ભારતમાં 'ઇતિહાસ' શબ્દ અંગ્રેજી 'હિસ્ટરી'(history)ના અર્થમાં વપરાતો થયો છે, વળી એ વિષયનું નિરૂપણ પણ એ રીતે થાય છે, એટલે એનો એક વિદ્યા તરીકે વિચાર કરીએ ત્યારે 'હિસ્ટરી'થી પાશ્ચાત્ય વિદ્યાપરંપરામાં શું સમજાય છે એનો ખ્યાલ રાખવો આવશ્યક છે.

જેમાંથી 'હિસ્ટરી' શબ્દ નીકળ્યો છે તે ગ્રીક 'ઇસ્તોરિઆ' (istoria) અને લાતિન 'હિસ્તોરિઆ(historia)નો મૂળ અર્થ જિજ્ઞાસા (inquiry)—અન્વેષણ (investigation)—સંશોધન (research) એવો થતો હતો. આવા સામાન્ય અર્થમાં આ શબ્દ ગ્રીક સાહિત્યમાં પ્રારંભમાં વપરાતો. ક્રમે ક્રમે "પુરાવૃત્ત વિશેની જિજ્ઞાસા" અને એ માટેનાં અન્વેષણો અને એનાં ફલિતોમાં એ મર્યાદિત થઈ ગયો. અંગ્રેજી 'હિસ્ટરી' શબ્દ આ મર્યાદિત અર્થમાં છે.[1]

આ અર્થમાં ઇતિહાસવિદ્યા એ વિજ્ઞાનોના વર્તુલમાં સ્થાન પ્રાપ્ત કરે છે. પ્રાચીન ભારતીય પરંપરા પણ "ઇતિહાસ"ને શાસ્ત્રોમાં સ્થાન આપે છે, અને એ એને ઐતિહ્ય પ્રમાણથી ફલિત થતો સંદર્ભ ગણી "પ્રમાણાધીન" માને છે.

## ૨. ઇતિહાસ-વિજ્ઞાન

ભૌતિક વિજ્ઞાનો અને માનવવિજ્ઞાનો વર્તમાન કાલમાં નિરીક્ષણ, પ્રયોગ અને અનુમાનથી પોતપોતાનાં સત્ય શોધવાનો અને સ્થાપવાનો પ્રયાસ કરે છે, પરંતુ આમાં તે તે વિષય પ્રમાણે એના વિજ્ઞાનની અલગ અલગ પદ્ધતિ ઘડાય

છે. ભૌતિક વિજ્ઞાનોમાં પણ દરેકમાં એક જ પદ્ધતિ હોતી નથી. ભૌતિક વિજ્ઞાનોની અપેક્ષાએ માનવવિજ્ઞાનોને પોતાની પદ્ધતિઓ જુદી વિચારવી પડે છે, એટલું જ નહિ, પણ પોતપોતાના વિષયના સ્વરૂપ પ્રમાણે પણ અલગ અલગ પદ્ધતિઓ પ્રયોજવી પડે છે.

ઇતિહાસ એ વિજ્ઞાન છે, પરંતુ એમાં પ્રયોગને અવકાશ નથી. એ માનવ-વિજ્ઞાન છે, પણ એનો પ્રદેશ ભૂતકાળ છે, એટલે જેઓનો વિષય વર્તમાન છે તેવાં માનવ-વિજ્ઞાનોથી ઇતિહાસે જુદી પદ્ધતિ અપનાવવાની હોય છે; છતાં ઇતિહાસનું પહેલું પગલું વર્તમાનમાં જે કાંઈ છે તેનું નિરીક્ષણ કરીને, તેનું પૃથક્કરણ કરીને, તેને ચોક્કસ રીતે જાણીને જ લવાય છે. જેનું ચિહ્ન કે એંધાણ નથી તેનો સગડ કાઢી શકાય નહિ. જે ઘટનાઓનાં અવશિષ્ટ ચિહ્નો વર્તમાનમાં હોય તેઓનું જ ઇતિહાસ-વિજ્ઞાન સંભવે. લાંગ્લવા (Langlois) અને સેઇનોબો (Seignobos) નામના ફ્રેન્ચ સંશોધન-શાસ્ત્રીઓએ એક સૂત્ર ઘડ્યું છે, જેનો અંગ્રેજી અનુવાદ "No documents, no history"થી થયો છે; અર્થાત્ 'જ્ઞાપકો નહિ, તો ઇતિહાસ નહિ'.[2] આ સૂત્ર દરેક ઇતિહાસ-સંશોધકે સ્મરણમાં રાખવા જેવું છે.

## ૩. ઇતિહાસનાં જ્ઞાપક સાધનો

જે જ્ઞાપકો (જ્ઞાપક સાધનો) ઉપરથી ભૂતકાલીન માનવકૃત ઘટનાઓનું અનુમાન થઈ શકે છે. તેની માહિતી સંશોધકને અને ઇતિહાસના લેખકને આવશ્યક છે. ઇતિહાસનો વિષય માનવે ઉપજાવેલી ઘટનાઓ હોવાથી વ્યાપક રીતે એમ કહી શકાય કે જે કાંઈ માનવને સ્પર્શતું હોય તે બધું એના ઇતિહાસનું સાધન બની શકે. માનવને સ્પર્શતા વિષયોની જે વિદ્યાઓ રચાઈ હોય તે બધાનો ઐતિહાસિકને[3] ઉપયોગ હોય છે, એટલે એણે સહસ્રાક્ષ થવાની જરૂર પડે છે. એણે માનવના વિવિધ પ્રસંગો ઉપર પ્રકાશ પાડે તે બધાંની ભાળ રાખવી પડે છે, પરંતુ મુખ્યત્વે ઇતિહાસ–સંશોધકોએ જે જે સાધનો ઉપયોગમાં લીધાં હોય તે ઉપરથી એની યાદી કરવામાં આવે છે. આ બધાંયે સાધનો સાધનોરૂપે તો ભૌતિક છે, વાઙ્મય સાધનો પણ; પરંતુ ઇતિહાસનાં સાધનોના વ્યવહારમાં બે વિભાગ કરી શકાય: ભૌતિક સાધનો અને વાઙ્મય સાધનો.

આ સાધનો ઉપરથી જે માનવકર્મો અને એમાંથી થયેલી ઘટનાઓ અનુમિત થાય તે કર્મો કે ઘટનાઓ અમુક સ્થળમાં અને અમુક સમયમાં હોય છે. આવી

સ્થલ-કાલબદ્ધ ઘટનાઓ જ ઇતિહાસનો યોગ્ય વિષય બની શકે. તેથી ઇતિહાસ-વિજ્ઞાનને સૌ પ્રથમ કાલગણના(chronology)ની અને ભૂગોળની વિદ્યાની જરૂર પડે છે. આ જ મહત્ત્વને લઈને આ બે વિદ્યાઓ ઇતિહાસની બે આંખો કહેવાઈ છે.

કાલગણનામાં ખગોળવિદ્યા અને એ ઉપરથી ફલિત તિથિઓ, સપ્તાહો, પક્ષો, માસો, વર્ષો, યુગો, શતકો ઇત્યાદિનું જ્ઞાન આવશ્યક રહે છે, જે માટે પ્રાચીન કાળથી પંચાંગો હયાતીમાં આવ્યાં છે. વર્ષોને અંકિત કરવા "સંવત્સર" કે "સંવત"ના સંકેતો ઉપયોગી થઈ પડે છે, જે સંવતો પોતે પાછા અમુક મહત્ત્વની ઘટનાના સૂચક હોય છે; પરંતુ પરંપરામાં ઊતરી આવેલાં આ સંવતો, તિથિઓ ઇત્યાદિમાં વૈવિધ્ય એટલું બધું હોય છે અને કાલના ઘસારાને લીધે એવા વિરોધો એમાં દેખાય છે કે એમાં અન્વય લાવવો એ આ વિષયના સંશોધકનો એક મુખ્ય પ્રયત્ન હોય છે. આવી નિશ્ચિત કે કામચલાઉ સંવતો અને વર્ષોની સાંકળમાં ઐતિહાસિક ઘટનાઓને ગોઠવવી આવશ્યક છે.

અમુક ઘટના ક્યાં બની એ જાણવું પણ એના માટે આવશ્યક છે, અને એમાં ખંડ, દેશ, પ્રદેશ, નગર, ગામ, નદી, પર્વત, વન-જ્યાં જે ઉપલબ્ધ હોય અથવા જે અનુમિત કરી શકાય તે માટે ભૂગોળવિદ્યાનો ઐતિહાસિકને ઉપયોગ છે. એમાં પ્રાચીન સ્થળનામો ક્યાં વર્તમાન સ્થળનામોને સૂચવે છે એ અન્વેષણ બહુ મહત્ત્વનું છે. ઉપરાંત અમુક પ્રદેશોની રચના, આબોહવા, વનસ્પતિ, પ્રાણીઓ ઇત્યાદિનું જ્ઞાન માનવ-ઘટનાઓને વળાંક આપનાર તરીકે આવશ્યક છે. એનાથી આગળ જઈને ભૂસ્તરીય પરિવર્તનોનું જ્ઞાન પાષાણ-યુગ અને એ પહેલાંના હિમ-યુગના ઇતિહાસ માટે જરૂરનું છે. ઉપરાંત પુરાણોમાં વર્ણવેલાં સ્થાનોને સમજવાં એ પણ જરૂરનું છે; ઉ. ત. દ્વારકા. વળી ઇતિહાસકાલમાં સમુદ્રમાં જવાનાં બારાં પુરાઈ જતાં તે તે સ્થળના સ્વરૂપમાં થયેલાં રૂપાંતર; ઉ. ત. વલભી, મહીનગર ઇત્યાદિમાં. નદીઓનાં વહેણો તો માનવના આયુષકાળમાં પણ બદલાઈ જાય છે.

માનવકૃત લાગે તેવી વસ્તુઓના અવશેષોનો અભ્યાસ ઇતિહાસનાં અનુમાનો માટે વિશ્વસનીય સામગ્રી પૂરી પાડે છે. આવા અવશેષોને વિવિધ રીતે શોધી પ્રકાશમાં લાવતી અને વિવિધ ભૌતિક શાસ્ત્રોની મદદથી તેઓનાં સ્વરૂપ અને સમય જાણવા પ્રયત્ન કરતી અને માનવ-જરૂરિયાતોના મનોવિજ્ઞાનની દૃષ્ટિએ તેઓનાં અર્થઘટન કરતી પુરાવસ્તુવિદ્યા (archaeology) એ ઇતિ-હાસની આધારભૂત ભૂમિકા કે ભિત્તિ બને છે. આમાં ચીજો, ઓજારો, હથિયારો,

વાહનો, ઇમારતો, મૂર્તિઓ, ચિત્રો, સિક્કાઓ, તામ્રપત્રો, અભિલેખો, પોથીઓ ઇત્યાદિ અવશેષરૂપે રહેલી વસ્તુઓનો સમાવેશ થાય છે. આ અવશેષો વર્ણલિપિથી અંકિત હોય ત્યારે એ વાઙ્મય સાધન પૂરું પાડે છે. કાલદર્શક સંખ્યાઓ (શબ્દોમાં કે અંકચિહ્નોમાં)થી અંકિત હોય ત્યારે કાલગણનાની સામગ્રી પૂરી પાડે છે.

વાઙ્મય સાધન ઉપલબ્ધ ન હોય તેવા પ્રાચીન યુગો સુધી પહોંચતાં આવાં ફક્ત પુરાવસ્તુકીય સાધનો ઉપરથી જે સામાન્ય સાંસ્કૃતિક ઇતિહાસો અનુમિત થાય તેવા ઇતિહાસોને પ્રાગ્-ઇતિહાસ (pre-history) અને આદ્ય-ઇતિહાસ (proto-history) એવાં નામો આપવામાં આવે છે. તેઓને પ્રાગ્-લેખન (pre-literary) એવી પણ સંજ્ઞા આપવામાં આવે છે. આ યુગોના ઇતિહાસને વાઙ્મય સાધનોના મુખ્ય આધારે અનુમિત થતા ઇતિહાસથી જુદો પાડવા આવી સંજ્ઞાઓ યોજાઈ છે.

આ વિષયમાં જગતના બધા પ્રદેશોમાં સરખી સ્થિતિ હોતી નથી, એટલે એક પ્રદેશનો ઇતિહાસ-સમય બીજા પ્રદેશો માટે આદ્ય કે પ્રાગ્-ઇતિહાસનો સમય હોય. જ્યાં લિપિ હોય છતાં ઊકલી ન હોય તેવા સિંધુ સંસ્કૃતિના ઇતિહાસ-યુગો એ આદ્ય-ઇતિહાસમાં જાય, ત્યારે એના સમકાલીન મિસર, સુમેર, બાબિલોન ઇત્યાદિના વૃત્તાંતો ઇતિહાસ-યુગમાં આવે.

બીજી પણ કેટલીક ઊણપો અમુક યુગને આદ્ય-ઇતિહાસનો વિષય ગણવામાં કારણભૂત હોય છે. એમાં મુખ્ય કાલગણનાનો અભાવ કે કાલને સહસ્રોથી કે પંચશતીઓથી માપવાનો હોય એ ઊણપ છે. ઋગ્વેદ આદિમાં વાઙ્મય સાધન ભરપૂર છે અને એમાંથી વ્યક્તિ-વિશેષોને લગતો ઇતિહાસ પણ તારવી શકાય છે, પણ છતાં કાલનું માપ સહસ્રોથી થતું હોય છે. એમ મહાભારત અને પુરાણો તથા બૌદ્ધ ત્રિપિટકો અને જૈન આગમોમાં ઇતિહાસ સાચવતી અનેક અનુશ્રુતિઓ હોવા છતાં તેઓનો કાલક્રમ બહુ લાંબા ગાળાઓમાં જ મૂકી શકાય છે, એટલે એમાંથી તારવાતો ઇતિહાસ આદ્ય-ઇતિહાસમાં જાય; પરંતુ જેમ જેમ નવાં જ્ઞાપકો પ્રગટ થતાં જાય તેમ તેમ પ્રાગ્-ઇતિહાસ આદ્ય-ઇતિહાસમાં અને આદ્ય-ઇતિહાસ ઇતિહાસમાં આવી જાય છે. (જુઓ પ્ર. ૨.)

વાઙ્મય સાધનોનો વિચાર કરીએ ત્યારે એક હકીકત ધ્યાનમાં લેવી જોઈએ. માણસની પાસે એનું વાચાનું સાધન તો એ માણસ થયો ત્યારનું છે, પરંતુ શબ્દો ઉચ્ચારણ પૂરું થતાં વિલીન થઈ જાય છે, એટલે જ્યાંસુધી તેઓના

લિપિસંકેતો વિકસે નહિ અને એ લિપિસંકેતોમાં એ બદ્ધ થાય નહિ ત્યાંસુધી એ ઇતિહાસનું સાધન થાય નહિ; પરંતુ ઘણા પ્રાચીન કાલથી—ખાસ કરી ભારતમાં—વાઙ્મય સાહિત્ય મુખપાઠની પરંપરાથી પણ સચવાયું છે. ઋગ્વેદાદિ શ્રુતિસાહિત્ય આ રીતે જ લગભગ એના મૂળ સ્વરૂપમાં સચવાયું છે, એટલે લિપિબદ્ધ ન હોય છતાં આવી રીતે સચવાયેલું સાહિત્ય પણ ઇતિહાસનું સાધન થઈ શકે છે.

લિપિબદ્ધ વાઙ્મય સાધનોનો ઇતિહાસ માટે ઉપયોગ થાય તે પહેલાં તે તે લિપિનો—ખાસ કરીને પ્રાચીન લિપિઓનો—ઉકેલ થયો હોવો જોઈએ. આ જરૂરિયાતને લીધે ઇતિહાસ-સંશોધન માટે પ્રાચીનલિપિવિદ્યા (paleography)નું અત્યંત મહત્ત્વ છે. આ વિદ્યાના નિષ્ણાતો તે તે પ્રાચીન લિપિમાં બદ્ધ ભાષાને વ્યક્ત કરે એ પછી જ બીજા ઇતિહાસ-સંશોધકો આગળ વધી શકે.

પરંતુ વાઙ્મય સાધનોનો ઇતિહાસ માટે ઉપયોગ કરી શકાય એ માટે એ સાધનો જે ભાષાઓમાં હોય તે ભાષાઓનું જ્ઞાન આવશ્યક છે; ઉ. ત. ભારતનો પ્રાગ્-મુસ્લિમ ઇતિહાસ જાણવા માટે આર્ષ સંસ્કૃત, શિષ્ટ સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓનું જ્ઞાન. વળી તેઓમાં નિબદ્ધ સાહિત્ય સમજતાં અને એમાંથી ઇતિહાસ માટે ફલિતો કાઢતાં આવડવું જોઈએ. પ્રસિદ્ધ જર્મન ઐતિહાસિક મોમસેન ઇતિહાસની તાલીમ માટે પ્રસ્તુત યુગની ભાષાના અભ્યાસને અતિ આવશ્યક ગણે છે. એની સાથે Lawના—આપણી પરિભાષામાં ધર્મશાસ્ત્રના—અભ્યાસને પણ મહત્ત્વ આપે છે.[૪]

આ પ્રમાણે વાઙ્મય અને ઇતર ભૌતિક સાધનોનો ઉપયોગ થઈ શકે તે પહેલાં પુરાવસ્તુવિદ્યા (archaeology), પ્રાચીનલિપિવિદ્યા અને વાઙ્મય સાહિત્યનું જ્ઞાન આવશ્યક બને છે. આમાંથી જ કાલગણનાનું જ્ઞાન અને સ્થળ-માહિતી મળે છે. અર્થાત્ ઇતિહાસનાં જ્ઞાપકો (documents) પુરાવસ્તુ-વિદ્યા, પ્રાચીનલિપિવિદ્યા અને વાઙ્મય સાહિત્ય પૂરાં પાડે છે.

ભારતના પ્રાચીન ઇતિહાસનાં આવાં મૂળ સાધનો (sources) વિન્સેન્ટ સ્મિથ ચાર પ્રકારનાં ગણાવે છે: (૧) સૌ પ્રથમ આવે ભારતીય સાહિત્યમાં નોંધાયેલી અનુશ્રુતિઓ (traditions); (૨) બીજે સ્થાને આવે પરદેશી મુસાફરો અને ઐતિહાસિકોએ ભારતીય વિષયો ઉપર કરેલાં નિરીક્ષણો (observations); (૩) ત્રીજે સ્થાને આવે છે પુરાવસ્તુવિદ્યાના પુરાવા. સ્મિથ આમાં ત્રણ વિભાગ પાડે છે: (અ) સ્મારકીય (monumental), (આ) અભિલેખીય (epigraphic),

(૩) મુદ્રીય (numismatic); (૪) ચોથા સ્થાને આવે છે સમકાલીન કે લગભગ સમકાલીન ભારતીય સાહિત્ય કે જે ઇતિહાસના વિષયોને નિરૂપતું હોય.[૫]

આવાં જ મૂળ સાધનો ગુજરાતના ઇતિહાસ માટે પણ છે. (જુઓ પ્ર. ૨.)

## ૪. જ્ઞાપકોની શોધ

ઇતિહાસ એ વર્તમાન જ્ઞાપકો ઉપરથી ભૂતકાલીન ઘટનાઓનું અનુમાન છે. એથી ઇતિહાસ-સંશોધકનું આદ્ય કાર્ય પોતાના વિષયનાં જ્ઞાપકો (documents) શોધવાનું છે. આ કાર્યની વ્યવસ્થિત પદ્ધતિઓ પણ વિચારાઈ છે. જર્મન સંશોધકોએ આ કાર્યપદ્ધતિને "હ્યુરિસ્ટિક" (Heuristik) નામ આપ્યું છે, જેનો અર્થ થાય છે "શોધ-પદ્ધતિ" અથવા જ્ઞાપકોને 'શોધવાની કળા.' આ પદ્ધતિની કળામાં અનેક પગલાં હોય છે; જેવાં કે

૧. સાધન ક્યારે ઉત્પન્ન થયું, લિખિત હોય તો ક્યારે લખાયું, એનો નિર્ણય; અર્થાત્ સાધનનો સમયનિર્ણય.

૨. એ ક્યાં ઉત્પન્ન થયું કે લખાયું એનો નિર્ણય; અર્થાત્ સાધનનો સ્થાન-નિર્ણય.

૩. એને ઉત્પન્ન કરનાર કે લખનાર કોણ એનો નિર્ણય; અર્થાત્ કર્તૃ-નિર્ણય.

૪. કયા પૂર્વવર્તી સાધનમાંથી એ ઉત્પન્ન થયું છે એની શોધ; અર્થાત્ એનું પૃથક્કરણ.

૫. કયા મૂળરૂપમાં એ ઉત્પન્ન કરાયું, અર્થાત્ એ સાધન અત્યારે મૂળ રૂપમાં છે કે એમાં ફેરફાર થયા છે, એ નક્કી કરવું; અર્થાત્ એના અસલ કે પરિવૃત્ત સ્વરૂપનો નિર્ણય.

૬. અમુક સાધનમાં નિરૂપાયેલી બાબતોનું પુરાવા તરીકે કેટલું મૂલ્ય ગણાય એનો નિર્ણય; અર્થાત્ એની પ્રમાણતાનો–વિશ્વસનીયતાનો નિર્ણય.

આ છ ક્રમોમાં ઇતિહાસીય વિવેચન સમાઈ જાય છે. બર્નહાઇમ (Bernheim) નામનો જર્મન સંશોધક પહેલાં પાંચ પગલાંને બહિરંગ પરીક્ષણ (external criticism) કહે છે અને છઠ્ઠા પગલાને અંતરંગ પરીક્ષણ (internal criticism) કહે છે. એનો આ સંકેત માન્ય થયો છે.[૬]

## ૫. અનુમાન-પ્રક્રિયા

જ્ઞાપકોના આવા પરીક્ષણ કે વિવેચન પછી ઐતિહાસિકો અનુમાન-પરંપરાઓથી ઇતિહાસ-વસ્તુ નિર્ણીત કરે છે. આ અનુમાનની વીથિએ વર્તમાન જ્ઞાપકથી ઘણે દૂર સુધી–કાલમાં તેમજ વિષયમાં–પહોંચી જવાય છે. આ અનુમાન–પ્રક્રિયામાં વચલાં પગલાં ગોઠવવા મીમાંસકો જેને અર્થાપત્તિ કહે છે તે પ્રમાણ વિધાયક તથા નિષેધક વિધાનો કરવામાં ઘણું પ્રયોજાય છે. જે બે પદાર્થોની સંબદ્ધતા દેખાતી રીતે ઘટતી ન હોય તેને ઘટાવે તેવી બાબતનો તર્ક તે આ પ્રમાણનું રહસ્ય છે; જેમકે પુષ્ટ દેવદત્ત દિવસે જમતો નથી, તો એ રાત્રિએ જમતો હશે. અટકળો કરવામાં પણ આ જ માર્ગે જવાય છે, પરંતુ વૈજ્ઞાનિક સંશોધક પ્રમાણ-ફલિત અનુમિતિઓ અને અટકળો વચ્ચેનો તફાવત બરાબર ધ્યાનમાં રાખીને જ એનો સાવધાનીથી ઉપયોગ કરે છે.

ઇતિહાસ-સંશોધનમાં "સમર્થન" અને "સંગતિ" શોધવાં અતિ આવશ્યક છે. જેમ વર્તમાન પર્યાય (phenomenon) એ એના ભૂતકાલના પર્યાયોની સાંકળમાં કડીરૂપ છે તેમ કોઈ એક કાલમાં કે યુગમાં પણ વસ્તુપર્યાયો–ઘટનાઓ સંકલિત હોય છે. આ સંકલિતતા શોધવામાં "સંગતિ"ની દૃષ્ટિ ઘણી ઉપકારક છે; અને તેથી કોઈ એક સાધનથી ફલિત થતી ઘટના કે પદાર્થ બીજાં સાધનોથી પણ ફલિત થાય અથવા એ ફલિતો સાથે સંગત થાય ત્યારે એ ઇતિહાસની અનુમિતિને વધારે સમર્થન મળે છે, એ દૃઢ થાય છે. ઇતિહાસ-સંશોધનમાં એક સાધનથી અનુમિત થયેલી બીનાનું અપેક્ષિત સમર્થન મેળવવાનો પ્રયત્ન હમેશાં ઉપકારક થાય છે.

આ વિચાર-સરણીમાંથી ફલિત થાય છે કે તે તે પ્રદેશનો ઇતિહાસ તે તેનાં ઉપલબ્ધ સાધનોની મર્યાદામાં જ સંભવે, અર્થાત્ ગુજરાતનો ઇતિહાસ એનાં ઉપલબ્ધ સાધનોની મર્યાદામાં જ આંકી શકાય. એમાં (૧) કેટલુંક ચોક્કસ અનુમાનના નિર્ણયવાળું, (૨) કેટલુંક અર્થાપત્તિથી ઉપપન્ન કરેલું, (૩) કેટલુંક સંભવિત તર્ક પર આધાર રાખતું અને (૪) અટકળ પર આધાર રાખતું એમ ચાર પ્રકારનું નિરૂપણ થાય. એમાં ત્રીજું અને ચોથું ઇતિહાસ બનવા માટે વધારે સમર્થનની અને તેથી વધારે સંશોધનની અપેક્ષા રાખે.

ઇતિહાસના અન્વેષકને હેન્રી બેર (Henry Berr) અને લુસિએં (Lucient) નામના વિદ્વાનોએ પાંચ પગલાંનો કાર્યક્રમ આપ્યો છે.[૭] સૌ પ્રથમ

અન્વેષક પોતાના પ્રશ્નનો સ્પષ્ટતાથી વિચાર કરી લે. પછી (૧) પોતાના વિષય પરત્વે અનિવાર્ય જ્ઞાપક સાધનો (documents) શોધી લે, (૨) આ શોધેલાં જ્ઞાપકોનું પૃથક્કરણ કરી વિવેચન કરે, (૩) વિવેચિત સામગ્રીની ચાળણી કર્યા પછી એનું વિવરણ–સ્પષ્ટીકરણ કરે, (૪) એને સજાતીય શ્રેણીઓમાં સંકલિત કરે અને દરેક શ્રેણીમાં કાલક્રમ પ્રમાણે હકીકતોનું વર્ગીકરણ કરે, અને (૫) છેવટે શ્રેણીઓની અંદર પરસ્પર સંબંધોને તપાસી સતત થતી ક્રિયા-પ્રક્રિયા –પરસ્પર થતી આંતરક્રિયા તપાસે. અન્વેષણની આ ક્રિયાઓ એક પછી એક થાય છે એવું કંઈ નથી; કેટલીક સાથે, તો કેટલીક આગળ-પાછળ થાય; પરંતુ આવી રીતે વિગતો નિર્ણીત કરવી અને તેઓને સંકલનમાં મૂકવી એ ઐતિહાસિક માટે આવશ્યક છે. આ પહેલી ભૂમિકા પછી જ કાર્યકારણના સંબંધો શોધવાના ઊંડા પાણીમાં એને ઊતરવાનું હોય છે. ઘણાં સ્થળોએ પહેલી ભૂમિકાથી સંતોષ માનવો પડે અથવા પહેલી ભૂમિકા પણ ઠીક પ્રાપ્ત ન થાય.

ભારતના અને ગુજરાતના ઇતિહાસમાં કેટલીક બાબતોમાં અદ્યાપિ પહેલી ભૂમિકા બરાબર પ્રાપ્ત કરવામાં મુશ્કેલીઓ છે, તોપણ છેલ્લા સૈકામાં ઇતિહાસના અન્વેષણકાર્યમાં ઘણી પ્રગતિ થઈ છે, અને તેથી જ સળંગ ઇતિહાસો લખવાના ઉપક્રમો થઈ શક્યા છે. અખિલ ભારતના ઇતિહાસમાં આવો મહત્ત્વનો ઉપક્રમ વિન્સેન્ટ સ્મિથે એના "અર્લી હિસ્ટરી ઑફ ઇન્ડિયા"માં કર્યો, અને એ પહેલાં ગુજરાતના સળંગ પ્રાચીન ઇતિહાસ માટે ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીએ આપેલી સામગ્રીના આધારે "બૉમ્બે ગેઝેટિયર, વૉ. ૧, પાર્ટ ૧"માં થયો.

આ ચીલે આગળ વધવાનો આ ઉપક્રમમાં પ્રયત્ન છે.

## પાદટીપો

૧. G. J. Garraghan, *A Guide to Historical Method*, p. 3

૨. CH. V. Langlois and CH. Seignobos, *Introduction to the Study of History*, p. 17

૩. "હિસ્ટોરિયન"ના ગુજરાતી પર્યાય તરીકે "ઇતિહાસકાર" શબ્દ રૂઢ થયા જેવો છે, પરંતુ ઇતિહાસના જાણનાર કે લખનાર માટે, "ઇતિહાસ કરે છે તે" જેનો અર્થ થાય તેવો શબ્દ વાપરવો ઠીક લાગતો ન હતો. તેથી, પતંજલિએ મહાભાષ્યમાં ઇતિહાસને જાણનાર માટે "ઐતિહાસિક" અને પુરાણને જાણનાર માટે "પૌરાણિક" એવા જે સંસ્કૃતમાં રૂઢ શબ્દો ઘટાવ્યા છે (*The Vyākarana Mahābhāṣya of Patañjali*, ed. by. F. Kielhorn, Vol. II, 2nd edition, p. 284 ) તેને આધારે "હિસ્ટોરિયન" માટે "ઐતિહાસિક" શબ્દ પ્રચારમાં મૂકવા યોગ્ય મને લાગે છે. રસિકલાલ છો. પરીખ, "ઇતિહાસ : સ્વરૂપ અને પદ્ધતિ", પૃ. ૧૫

૪. Theodor Mommsen, 'On the Training of Historians', *The Varieties of History*, pp. 192 ff.

૫. Smith, *Early History of India*, 4th edition, pp. 9-18. વળી જુઓ Rapson, 'Sources of History', *Cambridge History of India*, Vol. I, pp. 56-62.; R. C. Majumdar, 'Sources of Indian History', *Vedic Age*, pp. 47ff.

૬. CH. V. Langlois and CH. Seignobos, *op. cit.*, pp. 17-19

૭. G. J. Garraghan, *A Guide to Historical Method*, p. 168; pp. 169-214

## પ્રકરણ ૨

# ગુજરાતના પ્રાચીન ઇતિહાસનાં સાધનો

### ૧. ગુજરાતના ઇતિહાસનાં સાધનો

વર્તમાનની ભૂમિકારૂપે રહેલા વૃત્ત વિશેની જિજ્ઞાસામાંથી એનાં અન્વેષણ, સંશોધન તેમજ નિરૂપણ થાય છે અને એને પરિણામે ઉદ્દિષ્ટ સ્થળવિસ્તારમાં વસેલા માનવીઓનો ઇતિહાસ જાણવા મળે છે.

ભારત એક ઉપખંડ જેટલો વિશાળ અને સંકીર્ણ દેશ છે. સાંસ્કૃતિક દૃષ્ટિએ એના જુદા જુદા પ્રદેશોમાં વસતી પ્રજા વચ્ચે અમુક ચોક્કસ પ્રકારની એકતા રહેલી છે, તો ભાષા લિપિ પહેરવેશ ખોરાક વગેરે કેટલીક બાબતોમાં વૈવિધ્ય રહેલું છે. રાજકીય દૃષ્ટિએ પણ આ પ્રદેશોમાં અવારનવાર એક કે અનેક અલગ રાજ્ય સ્થપાયાં હતાં. હાલ પણ સંઘનાં અન્તર્ગત રાજ્યો તરીકે એમાં અમુક અંશે વહીવટી સ્વાયત્તતા પ્રવર્તે છે. આથી ભિન્નતામાં એકતા એ ભારતના ઇતિહાસનું વિશિષ્ટ લક્ષણ બની રહ્યું છે. એ દૃષ્ટિએ પ્રાદેશિક ઇતિહાસો ભારતીય ઇતિહાસના પરિશીલન માટે ઉપકારક નીવડે છે.

ભારતના પ્રદેશોમાં ગુજરાત ઘણા પ્રાચીન કાલથી પ્રાદેશિક એકમ તરીકે નજરે પડે છે. ગુજરાતી લિપિ પ્રમાણમાં અર્વાચીન છે, પરંતુ ગુજરાતી ભાષાનું ઘડતર અનેક શતકોથી થયેલું છે. સોલંકી, સલ્તનત, મુઘલ અને મરાઠા કાલ દરમ્યાન ગુજરાત રાજકીય કે વહીવટી વિસ્તાર તરીકે પ્રાદેશિક એકમ બની રહેલું, એટલું જ નહિ, આ પ્રદેશ "ગુજરાત" નામે ઓળખાતો થયો તે પહેલાં ય અનેક શતકો દરમ્યાન એની આવી પ્રાદેશિક લાક્ષણિકતા પ્રવર્તી હતી. ભૌગોલિક તત્ત્વો આદિ પરિબળોના પ્રભાવે એની પ્રજામાં જે પ્રાકૃતિક લક્ષણ ઘડાયાં છે તે દૃષ્ટિએ જોઈએ તો એની આ પ્રાદેશિક સંકીર્ણતાનાં મૂળ કદાચ ઐતિહાસિક કાલના ઉગમની યે પહેલાં ચીંધી શકાય. બ્રિટિશ કાલમાં

એની ભાષાકીય તથા સાંસ્કૃતિક પ્રાદેશિકતા ચાલુ રહી હોવા છતાં એની રાજકીય તથા વહીવટી પ્રાદેશિકતા વિકીર્ણ થઈ ગઈ હતી, તે એનાં સર્વ સંસ્થાનોના વિલીનીકરણ બાદ ગુજરાતનું રાજ્ય તરીકે સ્થાપન થતાં ફરી સંકીર્ણ થઈ છે. આમ અનેક દૃષ્ટિએ ગુજરાત ઘણા પ્રાચીન કાલથી પ્રાદેશિક એકમ તરીકે દેખા દે છે. આથી ભારતના એક અંતર્ગત પ્રદેશ તરીકે રહેલા ગુજરાતના ઇતિહાસનું નિરૂપણ પ્રાદેશિક ઇતિહાસ તરીકે ભારતીય ઇતિહાસમાં ઉપકારક નીવડે એમ છે.

ઇતિહાસનો વ્યાપ હવે રાજકીય ઇતિહાસ પૂરતો સીમિત ન રહેતાં પ્રજાના સર્વ વર્ગોને તથા સંસ્કૃતિનાં સર્વ પાસાંને આવરી લે છે. એના નિરૂપણમાં પ્રાગ્-ઐતિહાસિક તથા આદ્ય-ઐતિહાસિક પુરાવૃત્તને પણ એની ભૂમિકારૂપે સમાવવામાં આવે છે.

એકંદરે જોતાં ગુજરાત ઐતિહાસિક સાધનોનાં વૈપુલ્ય તથા વૈવિધ્યની બાબતમાં સારી સમૃદ્ધિ ધરાવે છે.

## ૨. પ્રાચીન ઇતિહાસ-ગ્રંથો

ગુજરાતનો પ્રમાણિત ઇતિહાસ મૌર્યકાલના આરંભથી શરૂ થાય છે. ઇતિહાસની સામગ્રી માટે પ્રાગ્-ઇતિહાસ અને આદ્ય-ઇતિહાસની જેમ હવે માત્ર પુરાવસ્તુકીય કે આનુશ્રુતિક સાધનો પર આધાર રાખવો પડતો નથી; હવે તો લિખિત અને પ્રમાણિત સામગ્રી મળવા લાગી છે. એ સામગ્રીને આધારે ચોક્કસ સમયાંકન થઈ શકે છે ને એમાં કેટલીક નિશ્ચિત વિગતો પણ પૂરી શકાય છે. અલિખિત આનુષંગિક સામગ્રી એમાં પૂરક સામગ્રી તરીકે ઉપકારક નીવડે છે. તે તે કાલને લગતા આનુશ્રુતિક વૃત્તાંતોને પણ સંભવાસંભવની દૃષ્ટિએ ચકાસીને, પ્રમાણિત હકીકતો સાથે સાંકળી શકાય છે. પ્રમાણિત સામગ્રીને આધારે ઇતિહાસનું હાડપિંજર ઘડી શકાય છે, એટલું જ નહિ, ઉપલબ્ધ વિગતોને આધારે એમાં રક્ત અને માંસ ભરીને એનું આખું કલેવર ઉપજાવી શકાય છે.

કાશ્મીરના પ્રાદેશિક ઇતિહાસ માટે કવિ કલ્હણે "રાજતરંગિણી" (ઈ.સ. ૧૧૪૮–૫૦) લખી ને પછીના કેટલાક કવિઓ એમાં પુરવણી કરતા રહ્યા. એમાં કલ્હણે પ્રાચીન ગ્રંથોને આધારે છેક ભારતયુદ્ધ-કાલથી આરંભ કર્યો છે, પરંતુ ચોક્કસ સમયનો નિર્દેશ ઈ.સ. ૮૧૩–૧૪ થી કર્યો છે; અર્થાત્ એ અગાઉના વૃત્તાંતનું નિરૂપણ આદ્ય-ઐતિહાસિક પ્રકારનું છે. ગુજરાતના પ્રાદેશિક ઇતિહાસ

માટે આવો કોઈ પ્રાચીન ગ્રંથ લખાયો લાગતો નથી, પરંતુ અમુક વંશ કે વંશોને લગતા કેટલાક ગ્રંથ લખાયેલા, એનાં પગરણ સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાલના સમકાલીન હેમચંદ્રાચાર્યથી થયાં જણાય છે.[૧] એવી રીતે અરિસિંહ ઉદયપ્રભસૂરિ સોમેશ્વર બાલચંદ્રસૂરિ વગેરેએ વાઘેલા શાખાના રાણા વીરધવલના સમય સુધીના સોલંકી વંશનો વૃત્તાંત નિરૂપ્યો છે.[૨] અલબત્ત, એમાં મુખ્ય વિષય તો રાણા વીરધવલના મહામાત્ય વસ્તુપાલ(વસન્તપાલ)ની પ્રશસ્તિનો છે. આમાં સહુથી વધારે વિગતો મહામાત્ય વસ્તુપાલના પરમ મિત્ર ગુર્જરેશ્વર-પુરોહિત સોમેશ્વરે આપી છે. અરિસિંહ અને ઉદયપ્રભસૂરિએ પોતાની કૃતિઓનો આરંભ સોલંકી વંશની રાજધાની અણહિલવાડ પાટણ સ્થાપનાર વનરાજ ચાવડાના ચરિતથી કરીને સોલંકી વંશની પહેલાંના ચાવડા વંશનોય વૃત્તાંત આપ્યો છે.

## ૩. આભિલેખિક સાધનો

પરંતુ એ પહેલાંના રાજવંશો વિશે શું ? ઉપલબ્ધ સાહિત્યમાં એનો કોઈ સળંગ ઇતિહાસ જળવાયો નથી. જૈન પ્રબંધ-ગ્રંથોમાં કેટલાક પ્રાચીન સૂરિઓ તથા રાજાઓને લગતી છૂટીછવાઈ અનુશ્રુતિઓ આવે છે, જેમાં વલભી-ભંગનો વૃત્તાંત નોંધપાત્ર છે; પરંતુ એ પહેલાંના લગભગ અગિયાર શતકો જેટલા લાંબા કાલને લગતા રાજકીય ઇતિહાસ વિશે કોઈ ગ્રંથોમાં ભાગ્યેજ કંઈ માહિતી મળે છે. આ માહિતી મુખ્યત્વે પ્રાચીન અભિલેખોમાંથી પ્રાપ્ત થાય છે.

૧૯ મી સદીમાં આ પ્રાચીન અભિલેખો વંચાવા અને પ્રસિદ્ધ થવા લાગ્યા ત્યારથી ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં ચાવડા કાલની પહેલાંના છેક મૌર્ય કાલ સુધીના ઇતિહાસ પર પ્રકાશ પડ્યો છે. અભિલેખો એટલે શિલા ધાતુ આદિ પદાર્થો પર કોતરેલાં લખાણો. અભિલેખો તે તે સમયને લગતી વ્યક્તિઓ તથા ઘટનાઓ વિશેનાં સમકાલીન લખાણો હોઈ ઇતિહાસના સાધન તરીકે ઘણું મહત્ત્વ ધરાવે છે. અલબત્ત, એમાં પણ પ્રશંસાનિંદાની એકતરફી આત્મલક્ષી દૃષ્ટિથી અત્યુક્તિઓ તથા અલ્પોક્તિઓ કરાતી હોઈ એમાંથી તાત્ત્વિક તથ્ય તારવવામાં સાવધતા તો રાખવી પડે જ, પરંતુ એમાં તે તે સમયની ભાષામાં લખાયેલ અને તે તે સમયની લિપિમાં કોતરાયેલ સમકાલીન લખાણોની સંગીન સામગ્રી સાંપડે છે.

વિવિધ પદાર્થો પરના અભિલેખોમાં શિલાલેખો ઘણા જાણીતા છે. શિલાલેખો સામાન્યતઃ શૈલ (મોટી શિલા), શિલાસ્તંભ, શિલાયષ્ટિ કે શિલાફલક પર કોતરવામાં આવે છે.

ગુજરાતમાં સહુથી પ્રાચીન ઐતિહાસિક શિલાલેખ જૂનાગઢ-ગિરનારના માર્ગ પર દામોદર કુંડની પશ્ચિમે આવેલ એક શૈલ પર કોતરેલો છે. આ શૈલ શંકુ આકારનો છે. એ જમીનથી લગભગ ૩.૬ મીટર (૧૨ ફૂટ) ઊંચો છે ને નીચેના ભાગમાં એનો ઘેરાવો ૨૨.૮૬ મીટર (૭૫ ફૂટ) જેટલો છે. એની ઈશાન બાજુ પર "દેવોના પ્રિયદર્શી રાજા" અર્થાત્ મૌર્ય સમ્રાટ અશોક (લગભગ પૂ. ઈ.સ. ૨૭૩-૨૩૭) ની ચૌદ ધર્મલિપિઓ(ધર્મલેખો)ની લેખમાળા કોતરેલી છે (પટ્ટ ૧૩, આકૃતિ ૬૮). આ લેખોને હાલ સામાન્ય રીતે "અશોકનાં ગિરનાર શૈલ-શાસનો" તરીકે ઓળખવામાં આવે છે. આ લેખોને બે ઊભી ઓળમાં ગોઠવવામાં અવ્યા છે. ડાબી ઓળમાં લેખ નં. ૧ થી ૫ અને જમણી ઓળમાં લેખ નં. ૬ થી ૧૨ વારાફરતી કોતર્યા છે. તેરમો લેખ ઘણો લાંબો હોવાથી એને ડાબી હરોળ નીચેથી જમણી હરોળના અર્ધા ભાગ સુધી સળંગ લંબાવ્યો છે ને ચૌદમો લેખ જે ઘણો નાનો છે તેને તેરમા લેખની જમણી બાજુએ ઉપલા ભાગમાં સમાવ્યો છે. લેખ-માળાની નીચે એક વધારાની પંક્તિ કોતરી છે, જેમાં "સર્વલોકસુખાહર શ્વેત હસ્તી" પ્રતીક દ્વારા ભગવાન બુદ્ધનો ગર્ભિત ઉલ્લેખ કરવામાં આવ્યો છે.[3] આ શૈલલેખો બે હજારથી વધુ વર્ષો સુધી આબોહવાની અસર નીચે ખુલ્લા રહેલા, છતાં એના અક્ષર ઊંડા કોતરેલા હોઈ સુવાચ્ય રીતે જળવાઈ રહ્યા છે. સમય જતાં આ શૈલની આસપાસ ઝાડી થઈ જતાં એ સાવ અદીઠ-અજ્ઞાત થઈ ગયેલો. જૂનાગઢથી ગિરનાર તળેટીએ જવાની સડક કરાતાં એ સડકની બાજુમાં આવેલો હોઈ દૃષ્ટિગોચર થયો, પરંતુ સડક કરતી વખતે સુરંગને લઈને આ શૈલનો અગ્નિ ખૂણા તરફનો એક ભાગ તૂટીને નષ્ટ થઈ ગયો, અને એમાં લેખ નં. ૫ નો થોડો ભાગ તથા લેખ નં. ૧૩ નો કેટલોક ભાગ ગૂમ થયો. આગળ જતાં એના બે નાના ટુકડા મળી આવેલા, તે જૂનાગઢના મ્યુઝિયમમાં જાળવ્યા છે. એમાં લેખ નં. ૧૩ ના નષ્ટ ભાગના બે ખંડ મળ્યા છે. અલબત્ત, અશોકનાં ગિરનાર શૈલ-શાસનો એ એના રાજ્યમાં અનેક સ્થળોએ કોતરાવેલ ચૌદ શૈલ-શાસનોના પાઠોમાંનો એક પાઠ હોઈ, એના લુપ્ત રહેલા ખંડોની હકીકત અજ્ઞાત રહેતી નથી. ઈ.સ. ૧૮૨૨ માં કર્નલ ટૉડે એનું નિરીક્ષણ કરેલું,[4] પરંતુ ત્યારે એના અક્ષર ઊકલતા નહોતા. અશોકના અભિલેખોની લિપિ જેમ્સ પ્રિન્સેપ વગેરે વિદ્વાનોએ ૧૮૩૪-૩૭ દરમ્યાન ઉકેલી. એનાં ગિરનાર શૈલ-શાસનોનું સારું લિપ્યંતર ૧૮૭૬ માં બહાર પડ્યું.[5] ૧૮૭૭ માં સર અલેકઝાંડર કનિંગહામે Corpus Inscriptionum Indicarumના ગ્રંથ-૧ તરીકે અશોકના અભિલેખોનો સંગ્રહ પ્રકાશિત કર્યો.[6] જેમ્સ બર્જેસની ભલામણથી ઈ.સ. ૧૯૦૦ માં એ લેખોના સંરક્ષણ માટે એ શૈલના પર છાપરું બાંધવામાં આવ્યું છે. વળી એ વર્ષે એની પૂર્વ

બાજુમાં થોડા અંતર ઉપર આવેલ એક શૈલ પર અશોકના આ શૈલલેખોની નકલ કોતરાવવામાં આવી, જેથી મૂળ શૈલલેખોને કંઈ નુકસાની લાગે તોપણ એ લેખો જળવાઈ રહે.[૭] અશોકના આ લેખ પ્રાકૃત ભાષામાં લખેલા ને મૌર્ય-કાલીન બ્રાહ્મીલિપિમાં કોતરેલા છે.

અશોકના ધર્મલેખો ધરાવતા આ શૈલ પર આગળ જતાં બીજા બે લેખ કોતરાયા. એમાંનો પહેલો લેખ શૈલની પશ્ચિમ બાજુ પર ક્ષત્રપકાલીન બ્રાહ્મી-લિપિમાં કોતરેલો છે. આ લેખ જેમ્સ પ્રિન્સેપ, ભગવાનલાલ ઇંદ્રજી, બ્યૂહલર, કીલહોર્ન વગેરે વિદ્વાનોએ સંપાદિત કર્યો છે.[૮] એ સંસ્કૃત ગદ્યમાં લખાયો છે ને ઉચ્ચ ગદ્યશૈલીમાં રચાયો છે. એમાં મુખ્ય હકીકત તો ગિરિનગરના સુદર્શન તળાવનો સેતુ રાજા મહાક્ષત્રપ રુદ્રદામાના સમયમાં (શક) વર્ષ ૭૨(ઈ.સ. ૧૫૦)માં તૂટી ગયાની ને એ સેતુ જલદી સમરાયાની છે, પરંતુ એમાં એ ઉપરાંત રુદ્ર-દામાની તથા આનર્ત-સુરાષ્ટ્રના પાલન માટે એણે નીમેલા અમાત્ય સુવિશાખની જે પ્રશસ્તિ આપી છે તે ઐતિહાસિક તથા સાંસ્કૃતિક દૃષ્ટિએ ઘણી મહત્ત્વની છે. વળી એમાં આ સુદર્શન તળાવ મૌર્ય રાજા ચંદ્રગુપ્તના રાષ્ટ્રિયે બંધ બાંધીને કરાવ્યાનો તથા અશોક મૌર્યના રાષ્ટ્રિયે એમાં નહેરો કરાવ્યાનો જે વૃત્તાંત આપ્યો છે તે એ જળાશયના જ નહિ, ગુજરાતના પ્રાચીન ઇતિહાસ પર પણ અવનવો પ્રકાશ પાડે છે. સુરાષ્ટ્ર પર મૌર્ય સમ્રાટોનું શાસન પ્રવર્ત્યું હોવાનો સીધો ઉલ્લેખ આ લેખ પૂરો પાડે છે, જેનું અશોકનાં શૈલશાસનોનું ગિરનાર શૈલ પરનું અભિલેખન પ્રત્યક્ષ પુરાવા-રૂપે સમર્થન કરે છે.

આ શૈલ પરનો ત્રીજો લેખ એની વાયવ્ય બાજુ પર કોતરેલો છે. એ લેખ ગુપ્ત સમ્રાટ સ્કંદગુપ્તના સમયનો છે.[૯] એમાં સુદર્શનનો સેતુ (બંધ) ગુ. સં. ૧૩૬(ઈ. સ. ૪૫૫)માં તૂટી ગયાનો ને બીજે વર્ષે તાત્કાલિક સમરાયાનો વૃત્તાંત આપેલો છે. આ બે લેખો પરથી ગિરિનગરના સુદર્શન તળાવ અને એના સેતુ વિશે ઘણું જાણવા મળે છે. ત્રીજા લેખમાં "સુદર્શન-તટાક-સંસ્કાર-ગ્રન્થ-રચના" સમાપ્ત થયા બાદ એક બીજો ખંડ ઉમેરવામાં આવ્યો છે, જેમાં ગિરિનગરના રક્ષક ચક્રપાલિતે ત્યાં ચક્રભૃત્ વિષ્ણુનું ઉત્તુંગ મંદિર બંધાવ્યાનો વૃત્તાંત નોંધ્યો છે. આ લેખના બંને ખંડ ગુપ્તકાલીન શૈલીના સંસ્કૃત પદ્યમાં રચાયા છે.

આમ આ એક શૈલ પર કોતરાયેલા અભિલેખો એકંદરે પોણા આઠસો વર્ષોના ઐતિહાસિક વૃત્તાંતોને આવરી લે છે.

ગુજરાતમાં સ્તંભલેખ મળ્યા નથી, પરંતુ યષ્ટિલેખ મળ્યા છે.

કચ્છમાં આંધૌમાં મળેલા ચાર યષ્ટિલેખો (ઈ.સ. ૧૩૦) ક્ષત્રપ રાજા ચાષ્ટન અને રુદ્રદામાના સમયના છે ને એમાં અમુક અમુક વ્યક્તિની યષ્ટિ એના અમુક સંબંધીએ ઊભી કરાવ્યાનું નોંધવામાં આવ્યું છે.[૧૦] આ સ્થળે મળેલો પાંચમો અભિલેખ (ઈ.સ. ૧૯૨) તથા ખાવડામાંથી મળેલો અભિલેખ પણ આ પ્રકારનો છે.[૧૧] પછીના કાલના પાળિયા પરના લેખોમાં આ પ્રકારના અભિલેખોની પરંપરા જોવા મળે છે.

બાકીના ઘણાખરા શિલાલેખો ફલક કે તકતી પર કોતરેલા છે. આમાં ઘણા લેખ પૂર્તકાર્યોને લગતા હોય છે.[૧૨] રાજા ક્ષત્રપ રુદ્રસિંહ ૧ લાના સમયનો શક વર્ષ ૧૦૩(ઈ.સ. ૧૮૧)નો ગૂંદાશિલાલેખ[૧૩] એ આ પ્રકારનો સહુથી પ્રાચીન જ્ઞાત શિલાલેખ છે. દેવની મોરીના બૌદ્ધ સ્તૂપમાંના અસ્થિપાત્રના પથ્થરના દાબડા પરનો સંસ્કૃત પદ્યલેખ એ સ્તૂપની તથા અસ્થિપાત્રની સ્થાપનાનો વૃત્તાંત આપે છે. આ લેખ ક્ષત્રપ-કાલના અંતભાગનો છે. પહેલી સહસ્રાબ્દીના શિલાલેખ સંખ્યામાં જૂજ મળે છે.

અનુ-મૌર્ય કાલના અભિલેખોમાં ખાસ કરીને સિક્કાલેખો જ મળ્યા છે. ભારતીય-યવન રાજાઓ પૈકી એઉક્રતિદ,[૧૪] મિનેન્દ્ર[૧૫](આકૃતિ ૭૦) અને અપલદત(આકૃતિ ૭૧)ના[૧૬] ચાંદીના સિક્કા ગુજરાતમાં મળ્યા છે. મિનેન્દ્ર તથા અપલદતના દ્રમ્મ[૧૭] ભરુકચ્છમાં લાંબા વખત લગી ચલણમાં હતા.[૧૮] એ બે રાજાઓના તાંબાના સિક્કા પણ મળે છે. આ ભારતીય-યવન રાજાઓના સિક્કાઓના અગ્રભાગ પર રાજાના ઉત્તરાંગની આકૃતિની આસપાસ ગ્રીક ભાષા અને ગ્રીક લિપિમાં તેમજ પૃષ્ઠભાગ પર કોઈ ગ્રીક દેવ કે દેવીની આકૃતિની આસપાસ પ્રાકૃત ભાષામાં અને ખરોષ્ઠી લિપિમાં રાજાનાં નામ અને બિરુદ જણાવાતાં. રાજકીય ઇતિહાસમાં આવા સિક્કાલેખો મહત્ત્વની માહિતી પૂરી પાડે છે.

આનું સહુથી નોંધપાત્ર ઉદાહરણ ક્ષત્રપ રાજાઓના સિક્કાલેખો છે. ક્ષહરાત ક્ષત્રપોમાં નહપાનના સમયના કેટલાક ગુફાલેખો મહારાષ્ટ્રમાં મળ્યા છે, જ્યારે એના પુરોગામી રાજા ભૂમકની માહિતી માત્ર એના સિક્કાલેખો પરથી જ મળે છે. કાર્દમક ક્ષત્રપોમાંના કેટલાકનો ઉલ્લેખ શિલાલેખોમાં આવે છે, પરંતુ બીજા ઘણા રાજાઓની માહિતી માત્ર સિક્કાલેખો પરથી જ ઉપલબ્ધ થઈ છે. આ સિક્કા ચાંદીના નાના ગોળ સિક્કા છે (આકૃતિ ૭૪). એના અગ્રભાગ પર રાજાના ઉત્તરાંગની આકૃતિ હોય છે ને એની આસપાસ અસ્પષ્ટ ગ્રીક-રોમન અક્ષરો હોય છે, પરંતુ

પૃષ્ઠભાગ પર પ્રતીક-સમૂહની આસપાસ રાજાનાં તથા એના પિતા (કે પુરોગામી)નાં નામ અને બિરુદ આપવામાં આવે છે.[૧૯] આ પરથી ક્ષત્રપ રાજ્યના ત્રીસેક રાજાઓનાં નામ તથા બિરુદ જાણવા મળે છે, એટલું જ નહિ, તેઓની વંશાવળી પણ બંધ બેસાડી શકાય છે. શક સંવતના બીજા શતકના આરંભથી તો આ સિક્કાઓના અગ્રભાગ પર તે તે સમયે ચાલતા વર્ષની સંખ્યા પણ જોવા મળે છે. આ પરથી એ રાજાઓના રાજ્યકાલની સાલવારીની ઘણી વિગતો મળી છે. આમ ક્ષત્રપ રાજાઓના સિક્કાલેખોએ તેઓના ઇતિહાસમાં વિપુલ માહિતી પૂરી પાડી છે.[૨૦]

ત્રૈકૂટક રાજાઓના સિક્કાલેખોમાં પણ રાજાનાં તથા એના પિતાનાં નામ –બિરુદ મળે છે, પરંતુ વર્ષની વિગત મળતી નથી.[૨૧] શર્વ ભટ્ટારકના સિક્કાલેખો ક્ષત્રપ સિક્કાલેખોનું અનુકરણ ધરાવે છે ને એ નામના કોઈ નવા રાજાની માહિતી આપે છે.[૨૨]

ગુપ્ત સમ્રાટોના શાસન દરમ્યાન અહીં તેઓના સોનાના સિક્કા આયાત થતા તેના થોડા નમૂના મળ્યા છે,[૨૩] પરંતુ તેઓને આ પ્રાંત માટે અહીં શતકોથી પ્રચલિત રહેલા ક્ષત્રપ રાજાઓના ચાંદીના સિક્કા જેવા ચાંદીના સિક્કા પડાવવા પડ્યા હતા. ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય, કુમારગુપ્ત મહેન્દ્રાદિત્ય અને સ્કંદગુપ્ત ક્રમાદિત્યના આવા સંખ્યાબંધ સિક્કા (આકૃતિ ૭૬-૭૭) મળ્યા છે,[૨૪] પરંતુ એમાં વર્ષની વિગત ભાગ્યેજ મળે છે.

મૈત્રકો, ગુર્જરો, રાષ્ટ્રકૂટો, ચાપોત્કટો વગેરે રાજાઓના નામના સિક્કા મળ્યા નથી. સોલંકી રાજાઓના થોડા સિક્કા મળ્યા જણાય છે, પરંતુ એમની લાંબી જાહોજલાલી જોતાં એ ઘણા જૂજ અને નાના છે.

છોટાઉદેપુર પાસે આવેલ કલચ્છલા ગામમાંથી મળેલ તામ્રપત્ર (૪ થી સદી)[૨૫] એ ગુજરાતનું સહુથી પ્રાચીન જ્ઞાત તામ્રપત્ર છે. એના પરના અભિલેખમાંથી એ પ્રદેશના તત્કાલીન રાજા તથા એની રાજધાની વિશે અપૂર્વ માહિતી મળી છે.

વલભીના મૈત્રક વંશના રાજાઓનું રાજ્ય લગભગ ત્રણસો વર્ષ જેટલો લાંબો વખત ચાલેલું, છતાં સાહિત્યમાં ખાસ કરીને એના નાશનો જ વૃત્તાંત નિરૂપાયો છે. સદ્‌ભાગ્યે આ રાજાઓનાં સોએક તામ્રશાસન મળ્યાં છે,[૨૬] જેમાં તે તે રાજાએ કરેલા ભૂમિદાનને લગતાં રાજશાસન કોતરેલાં છે. આ દાનશાસનોમાં દાન દેનારની પ્રશસ્તિ, એના વંશ તથા પુરોગામીઓની પ્રશસ્તિ સાથે, આપવામાં અવી હોઈ, એ વંશના સર્વ રાજાઓની વંશાવળી બંધ બેસાડી શકાઈ છે. દાન-

શાસનોની મિતિઓ પરથી આમાંના ઘણાખરા રાજાઓના રાજ્યકાલનું સમયાંકન પણ કરી શકાયું છે. દાનના પ્રતિગ્રહીતા, દેયભૂમિ, દાન સાથે સંબંધ ધરાવતા અધિકારીઓ ઇત્યાદિની વિગતો પરથી એ સમયના બ્રાહ્મણો, વિહારો તથા દેવાલયો તેમજ અધિકારીઓ, વહીવટી વિભાગો, જમીનનાં માપ વગેરે વિશે કેટલીક સંગીન માહિતી મળે છે. જેમ ક્ષત્રપોના ઇતિહાસનો મુખ્ય આધાર એમના સિક્કાઓ પર રહેલો છે તેમ મૈત્રકોના ઇતિહાસનો મુખ્ય આધાર એમનાં તામ્ર-શાસનો પર રહેલો છે.

એવી રીતે દક્ષિણ ગુજરાતના ત્રૈકૂટકો, કટચ્ચુરિઓ, ગુર્જરો, ચાહમાનો, સેંદ્રકો, ચાલુક્યો અને રાષ્ટ્રકૂટોના તથા સૌરાષ્ટ્રના સૈંધવો, ચાલુક્યો અને ચાપોના તેમજ ઈશાન ગુજરાતના પરમારોના ઇતિહાસની માહિતી પણ એમનાં તામ્રશાસનો પરથી સાંપડે છે.[૨૭]

ભૂમિદાન શાશ્વત પ્રકારનું દાન હોઈ એનું રાજશાસન તામ્રપત્રો પર કોત-રાવી આપવામાં આવતું. ગુજરાતનાં દાનશાસન તાંબાનાં બે પતરાંની અંદરની બાજુ પર કોતરાતાં. એ પતરાંને એક છેડે બે કડીઓથી જોડવામાં આવતાં. એમાંની એક કડીના સાંધા પર રાજમુદ્રાની છાપ લગાડાતી ને લેખને અંતે રાજાના સ્વહસ્ત (દસ્કત) પણ કોતરવામાં આવતા.

મૌર્યકાલથી અનુ-મૈત્રક કાલ સુધીના સમયના બીજા થોડા અભિલેખ માટીનાં વાસણો પર તથા મુદ્રાઓમાં કોતરાયેલા મળે છે.[૨૮] મુદ્રાની સૂલટી છાપ ધરાવતાં કેટલાંક મુદ્રાંક પણ મળે છે.[૨૯] તેમાં દાનશાસનનાં તામ્રપત્રોના કડીના સાંધા પર લગાવેલ રાજમુદ્રાની છાપનો સમાવેશ થાય છે. એવી રીતે કેટલીક ધાતુ-પ્રતિમાઓની બેસણી કે પીઠ પર લેખ કોતરેલા મળે છે,[૩૦] જેમાં એ પ્રતિમા કરાવનાર તથા એની પ્રતિષ્ઠા કરાવનારને વિશે માહિતી આપી હોય છે.

ગુજરાતનો સુવર્ણકાલ ગણાતા સોલંકી કાલના અભિલેખોમાં તામ્રપત્રો, શિલાલેખો અને પ્રતિમાલેખો એમ ત્રણેય પ્રકારના સંખ્યાબંધ લેખ મળે છે.[૩૧] તામ્રપત્રો પર કોતરેલાં દાનશાસનો પરથી મંદિરો, મહંતો, અધિકારીઓ અને વહીવટી વિભાગો વિશે વિપુલ માહિતી મળે છે. ભીમદેવ ૨ જાનું રાજ્ય પડાવી લઈ થોડાં વર્ષ અણહિલપુરની ગાદી પર રહેલ જયંતસિંહનું દાનપત્ર (વિ. સં. ૧૨૮૦)[૩૨] સોલંકી વંશમાં થયેલ ઊથલપાથલ પર નવો પ્રકાશ પાડે છે. શિલા-લેખોમાં મોટે ભાગે મંદિર, વાવ, કિલ્લો, મસ્જિદ વગેરેને લગતાં પૂર્તકાર્યોની હકીકત નોંધવામાં આવી છે. એમાં કેટલીક વાર રાજાઓ, મહંતો, વિદ્વાનો,

અમાત્યો, સામંતો, નગરો, મંદિરો ઇત્યાદિને લગતી સુંદર પ્રશસ્તિઓનો સમાવેશ થાય છે, તો કેટલીક વાર વિવિધ લાગાઓની વિગતો પરથી વિવિધ સ્થાનિક પેદાશો વિશે વિપુલ માહિતી પ્રાપ્ત થાય છે. દા. ત. પ્રભાસ પાટણના સોમનાથ મંદિરમાં અવારનવાર કરાયેલા જીર્ણોદ્ધારો તથા ઉમેરાઓ વિશે કેટલાક શિલાલેખો ઘણી માહિતી પૂરી પાડે છે. આબુ, ગિરનાર અને શત્રુંજય પર બંધાયેલાં સુંદર દેરાસરો વિશે તેને તેને લગતા શિલાલેખો પરથી વિગતવાર માહિતી સાંપડે છે. ખોજા પીરોજે સોમનાથ પાટણ પાસે બંધાવેલ મસ્જિદને લગતો સંસ્કૃત શિલાલેખ[૩૩] અનેક રીતે નોંધપાત્ર નીવડ્યો છે. ધાતુપ્રતિમાઓ તથા પાષાણપ્રતિમાઓ પરના પ્રતિમાલેખો પરથી તે તે પ્રતિમાના દાતા, એની પ્રતિષ્ઠા, પ્રતિષ્ઠાનો સમય ઇત્યાદિ વિશે માહિતી મળે છે. પ્રસિદ્ધ પ્રતિમાલેખ-સંગ્રહોમાં વિશેષત: જૈન પ્રતિમાલેખો પ્રકાશિત થયા છે.

ગુજરાતની બહાર મળેલા કેટલાક અભિલેખોમાં ગુજરાતને લગતા ઉલ્લેખ આવે છે. દા. ત. જુન્નાર(મહારાષ્ટ્ર)ના એક ગુફાલેખમાં[૩૪] ભરુકચ્છ (ભરૂચ)ના બે રહેવાસીઓનો, કોસમ (ઉત્તર પ્રદેશ)ના એક શિલાલેખ(૪ થી સદી)માં[૩૫] સુરાષ્ટ્ર(સૌરાષ્ટ્ર)ના એક વાણિજ્યકનો અને માંદસોર(મધ્ય પ્રદેશ)ના એક શિલાલેખમાં[૩૬] લાટથી આવેલ પટ્ટવાય-શ્રેણીનો. વલભીના મૈત્રકોના રાજ્યમાં પશ્ચિમ માળવાનો સમાવેશ થતો હોઈ, નોગાવા(મધ્ય પ્રદેશ)માંથી મળેલાં બે દાનશાસન[૩૭] એ રાજ્યને લગતાં છે. સોલંકી વંશના રાજ્યમાં હાલના ગુજરાતની બહારના કેટલાય નજીકના પ્રદેશોનો સમાવેશ થતો હોઈ, સાંચોર (મારવાડ), ભાટુંડા (મારવાડ), કિરાડુ (મારવાડ), નાડોલ (મારવાડ), બાલી (મારવાડ), રતનપુરા (મારવાડ), ચિતોડ (મેવાડ) વગેરે પ્રદેશોના શિલાલેખો[૩૮] એ પ્રદેશોને સિદ્ધરાજ જયસિંહ તથા કુમારપાલ જેવા રાજવીઓના વિશાળ રાજ્યની અંતર્ગત ગણાવે છે.

આમ વિવિધ અભિલેખો[૩૯] રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસ માટે કેટલીક છૂટીછવાઈ, પણ પ્રમાણિત તથા વિગતવાર માહિતી પૂરી પાડે છે.

## ૪. સાહિત્યિક સાધનો

છતાં કોઈ રાજાના ચરિત્રની કે કોઈ રાજવંશની કે કોઈ અધિકારી કે સાધુના ચરિત્રની સળંગ કડીબદ્ધ માહિતી કેટલીક વાર એને લગતી સાહિત્યિક કૃતિઓમાંથી જ સાંપડે છે. દા. ત. સોલંકી રાજા સિદ્ધરાજ જયસિંહ

તથા કુમારપાલના, વાઘેલા સોલંકી રાણા વીરધવલ તથા વીસલદેવના તેમજ મહામાત્ય વસ્તુપાલ તથા તેજપાલના ચરિત્રનું જેટલું વિગતવાર અને વિસ્તૃત નિરૂપણ તેઓને લગતી સાહિત્યિક કૃતિઓમાં થયું છે તેટલું તેઓના અભિલેખોમાં નથી થયું. મૂલરાજ સોલંકીના વંશની, વાઘેલા રાણા વીરધવલના કુળની અને મહામાત્ય વસ્તુપાલના કુળની સામાન્ય માહિતી આભિલેખિક તથા સાહિત્યિક એ બંને પ્રકારનાં સાધનોમાંથી મળે છે, પરંતુ પંચાસર-અણહિલવાડના ચાવડા વંશની માહિતી આનુશ્રુતિક વૃત્તાંતો નિરૂપતા ગ્રંથોમાં જ મળે છે. આ ગ્રંથ ચાવડા રાજ્યના અંત પછી લગભગ ત્રણસો-ચારસો વર્ષે લખાયેલા છે.[૪૦] આ ઉત્તરકાલીન અનુશ્રુતિઓમાં કેટલીક બાબતોમાં ઘણો વિગતભેદ રહેલો છે, એટલું જ નહિ, એમાંની કેટલીક વિગતોનો સિદ્ધ ઇતિહાસ સાથે મેળ મળતો નથી, આથી આમાંની કઈ વિગતો ઐતિહાસિક ગણવી ને એનો મેળ કેવી રીતે મેળવવો એ સમસ્યા બની રહેલ છે. દુર્ભાગ્યે આ રાજવંશના કોઈ અભિલેખ કે સમકાલીન ઉલ્લેખ મળતા નથી, તેથી એ ઉત્તરકાલીન આનુશ્રુતિક વૃત્તાંતોમાંના ઘણા મુદ્દા સંદિગ્ધ રહે છે.

પરંતુ સોલંકી વંશના ઇતિહાસ માટે સમકાલીન સાહિત્યની સામગ્રી સારા પ્રમાણમાં ઉપલબ્ધ છે. હેમચંદ્રાચાર્યે સંસ્કૃત द्वयाश्रय મહાકાવ્યમાં સમકાલીન રાજા સિદ્ધરાજ તથા કુમારપાલ સુધીના સોલંકી વંશનું ઉત્કીર્તન તથા પ્રાકૃત द्वयाश्रयમાં કુમારપાલનું ચરિત નિરૂપ્યું છે. અલબત્ત, એમાં મુખ્ય દૃષ્ટિ રૂઢ સ્વરૂપનું શાસ્ત્રકાવ્ય રચવાની છે, ઇતિહાસ કે જીવનચરિત્રની દૃષ્ટિએ ઘટનાઓનું પદ્ધતિસર નિરૂપણ કરવાની નહિ. પરિણામે અઠ્ઠાવીસ મોટા મોટા સર્ગોવાળા એ મહાકાવ્યમાંથી ખરેખરી માહિતી ઘણી થોડી મળે છે.[૪૧] આ ટીકા એ કાલનાં ઐતિહાસિક વ્યક્તિઓ કે પ્રસંગો વિશે રચાયેલાં લગભગ બધાં કાવ્યો તથા નાટકોને લાગુ પડે છે. કવિ બિલ્હણકૃત कर्णसुन्दरी નાટિકામાં નાયિકાને કલ્પિત પાત્રરૂપે રજૂ કરવામાં આવી છે, છતાં એમાં કેટલીક ઐતિહાસિક હકીકત મળી રહે છે. એવી રીતે યશશ્ચંદ્રે રચેલા मुद्रितकुमुदचन्द्र નામે પ્રકરણ–રૂપકમાં સિદ્ધરાજની રાજસભામાં શ્વેતાંબરો તથા દિગંબરો વચ્ચે થયેલા પ્રસિદ્ધ વાદવિવાદનું વાસ્તવિક ચિત્ર આલેખાયું છે. રામચંદ્રકૃત कुमारविहार નામે શતક-કાવ્યમાં કુમારપાલે બંધાવેલા પાર્શ્વનાથ-ચૈત્યનું કાવ્યાત્મક વર્ણન કરવામાં આવ્યું છે. યશઃપાલે मोहराजपराजय નાટકમાં કુમારપાલે જૈન ધર્મની દીક્ષા લીધી એ વસ્તુને રૂપક આપી નિરૂપ્યું છે. સોમપ્રભસૂરિના कुमारपालप्रतिबोधમાં હેમચંદ્રસૂરિએ કુમારપાલને આપેલા ધર્મબોધનું નિરૂપણ કરેલું છે.

કુમારપાલ પછી વસ્તુપાલ કવિઓનો લાડીલો નાયક બને છે. મહામાત્ય વસ્તુપાલે પોતાના नरनारायणानन्द મહાકાવ્યના અંતિમ સર્ગમાં પોતાના પૂર્વજોનો તથા પોતાનો ટૂંક પરિચય આપ્યો છે, પણ ગુજરાતના ઇતિહાસને વધારે ઉપયોગી સામગ્રી એના વિદ્યામંડળે પૂરી પાડેલ છે. વસ્તુપાલનાં સુકૃતોની પ્રશસ્તિ વિશે એના સમકાલીન કવિઓએ તેરમી સદીના બીજા ચરણમાં પાંચ કાવ્ય રચ્યાં છે તેમાં ત્રણ મહાકાવ્ય છે: સોમેશ્વરકૃત कीर्तिकौमुदी, અરિસિંહકૃત सुकृतसंकीर्तन અને બાલચંદ્રસૂરિકૃત वसन्तविलास, જ્યારે બે ખંડકાવ્ય છે: ઉદયપ્રભસૂરિકૃત सुकृतसंकीर्तनकल्लोलिनी અને જયસિંહસૂરિકૃત वस्तुपालतेजःपालप्रशस्ति.[૪૨] આ પાંચેય કાવ્યોના કવિઓ વસ્તુપાલના સમકાલીન જ નહિ, એના નિકટસંપર્કવાળા હતા ને તેઓએ વસ્તુપાલના કુળનું તથા એનાં સુકૃતોનું જે નિરૂપણ કર્યું છે તે ઘણું શ્રદ્ધેય છે; પરંતુ આ કાવ્યમાં વસ્તુપાલની રાજકીય કારકિર્દીનું ક્રમિક નિરૂપણ થયું નથી ને એનાં સુકૃતોનુંય જે નિરૂપણ થયું છે તે પ્રશસ્ત્યાત્મક હોઈ અતિશયોક્તિભર્યું હોય છે. આ સર્વમાં સોમેશ્વરકૃત कीर्तिकौमुदी સહુથી વધારે વિગતો આપે છે. આ પાંચેય કાવ્યોમાં આરંભમાં ગુર્જરેશ્વર ભીમદેવ ૨ જાના તથા ધોળકાના રાણા વીરધવલના વંશનુંય સંકીર્તન કરવામાં આવ્યું છે. એમાં सुकृतसंकीर्तन તથા सुकृतकीर्तिकल्लोलिनीમાં તો સોલંકીવંશની પહેલાંના ચાવડા વંશનોય વૃત્તાંત આપવામાં આવ્યો છે, જે એ વંશના સળંગ ઇતિહાસ માટે પ્રાચીનતમ સાધન છે. આ પાંચેય કાવ્યોમાં નિરૂપાયેલ પ્રસંગોનું સંકલન કરતાં અને સમકાલીન અભિલેખોમાં જણાવેલ હકીકત સાથે એની તુલના કરતાં એમાંથી ઠીક ઠીક ઇતિહાસ જાણવા મળે છે. કવિ સોમેશ્વરે પોતાના सुरथोत्सव મહાકાવ્યની પ્રશસ્તિમાં પોતાના પૂર્વજોનો વૃત્તાંત નિરૂપ્યો છે તેમાં એ રાજપુરોહિતોના યજમાન એવા સોલંકી રાજાઓ સંબંધી કંઈક વિશેષ માહિતી નજરે પડે છે. ઉદયપ્રભસૂરિએ રચેલા धर्माभ्युदय મહાકાવ્યના પહેલા, છઠ્ઠા ને પંદરમા સર્ગમાં વસ્તુપાલ તથા શત્રુંજયને લગતી કેટલીક ઐતિહાસિક હકીકત આવે છે તેમાં વસ્તુપાલે કરેલી શત્રુંજયની સંઘયાત્રાનું નિરૂપણ ખાસ નોંધપાત્ર છે. જયસિંહસૂરિકૃત हम्मीरमदमर्दन નાટકમાં મહામાત્ય વસ્તુપાલે તુરુષ્ક હમ્મીર (અમીર) ના સૈન્યને પાછું હાંકી કાઢી એના મદનું મર્દન કર્યું એ વસ્તુ નિરૂપાયું છે. એમાં ઐતિહાસિક ઘટનાઓનું નાટ્યોચિત ઢબે નિરૂપણ કરેલું છે.[૪૩] વળી વસ્તુપાલના માતૃપક્ષીય ધર્મગુરુ નરેન્દ્રપ્રભસૂરિએ વસ્તુપાલની પ્રશસ્તિ વિશે બે કાવ્ય રચ્યાં છે. નાના કાવ્યમાં વસ્તુપાલ-તેજપાલ તથા રાણા વીરધવલની રૂઢ પ્રશસ્તિ કરેલી છે, જ્યારે મોટા કાવ્યમાં સોલંકી રાજાઓનો, વાઘેલા રાણાઓનો તથા વસ્તુપાલના

પૂર્વજોનો પરિચય આપીને વસ્તુપાલનાં સુકૃતોનું વિગતવાર નિરૂપણ કરવામાં આવ્યું છે. ગુરુ નરચંદ્રસૂરિએ પણ નાની વસ્તુપાલ-પ્રશસ્તિ રચેલી.

વિજયસેનસૂરિકૃત रेवंतगिरिरासुમાં ગિરનાર પર અને પાલ્હણપુત્રકૃત आबुरासમાં આબુ પર વસ્તુપાલ-તેજપાલે કરેલાં સુકૃતોનું વર્ણન મળે છે. વિજયસેનસૂરિ વસ્તુપાલના કુલગુરુ હતા.

આનુશ્રુતિક વૃત્તાંતો આપતા પ્રબંધોના સંગ્રહ ગુજરાતના પ્રાચીન ઇતિહાસ માટે ઘણી સામગ્રી પૂરી પાડે છે. ઉદયપ્રભસૂરિના શિષ્ય જિનભદ્રકૃત "प्रबन्धावली" (ઈ.સ. ૧૨૩૪) એ સહુથી પ્રાચીન જ્ઞાત પ્રબંધસંગ્રહ છે.[૪૪] એમાં ગુજરાત, રાજસ્થાન અને માળવા સાથે સંબંધ ધરાવતાં ઐતિહાસિક કુટુંબો અને પ્રસંગોને લગતા આનુશ્રુતિક વૃત્તાંત આપ્યા છે. એમાં આગળ જતાં વસ્તુપાલના અવસાન પછીના કેટલાક બનાવોના ઉલ્લેખ ઉમેરાયા છે.[૪૫] પ્રભાચંદ્રસૂરિએ प्रभावकचरित (ઈ.સ. ૧૨૭૭)માં કેટલાક જૈન પ્રભાવક આચાર્યોનું ચરિત્ર અનુશ્રુતિઓ અનુસાર આલેખ્યું છે તેમાંથી ગુજરાતની કેટલીક ધાર્મિક તથા સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ પર પ્રકાશ પડે છે. મેરુતુંગાચાર્યે રચેલ प्रबन्धचिन्तामणि (ઈ.સ. ૧૩૦૫) એ ગુજરાતના ઇતિહાસ માટે સહુથી વધુ ઉપયોગી પ્રબંધસંગ્રહ છે. એમાં વનરાજ ચાવડાથી માંડીને વાઘેલા વીરધવલ સુધીના રાજાઓનો સિલસિલાબંધ વૃત્તાંત સાલવારી સાથે આપ્યો છે ને એ સમયે સોલંકી વંશની સત્તા લુપ્ત થઈ હોવાથી એમાં એ રાજાઓની ક્ષતિઓ પણ જણાવવામાં આવી છે. આ સંગ્રહમાં મુખ્ય દૃષ્ટિ જૈન ધર્મની હોઈ કેટલીક ઇતર અપેક્ષિત માહિતી આપવામાં આવી નથી, છતાં આનુશ્રુતિક વૃત્તાંતોના સંગ્રહ તરીકે પણ આ ગ્રંથ ઘણો ઉપયોગી નીવડ્યો છે.

એક બીજા મેરુતુંગાચાર્યે ઈ.સ. ૧૩૫૦ના અરસામાં લખેલ स्थविरावली કે विचारश्रेणीમાં ચાવડા, સોલંકી અને વાઘેલા રાજાઓની યાદી સાલવારી સાથે આપી છે તેમાં કેટલોક વિગતભેદ જોવામાં આવે છે. રાજશેખરસૂરિએ લખેલ प्रबन्धकोश કે चतुर्विंशतिप्रबन्ध (ઈ.સ. ૧૩૪૯)માં પ્રાયઃ प्रभावकचरित અને प्रबन्धचिन्तामणिમાં આપેલ વૃત્તાંતો આવે છે, છતાં એમાં કંઈક વિશેષ માહિતી પણ ઉમેરાઈ છે.

प्रबन्धचिन्तामणि અને प्रबन्धकोशની વચ્ચેના ગાળામાં રચાયેલ विविधतीर्थकल्पમાં જિનપ્રભસૂરિએ શત્રુંજય, રૈવતક, અર્બુદ વગેરે જૈન તીર્થોને લગતા વૃત્તાંત નિરૂપ્યા છે તેમાં ગુજરાતના ઇતિહાસને લગતા કેટલાક મહત્ત્વના ઉલ્લેખ

મળ્યા છે. આમાંના જે પ્રબંધોમાં રચના-વર્ષ આપેલાં છે તે ઈ.સ. ૧૩૦૮–૩૩ દરમ્યાન રચાયા છે.[૪૬]

ઈ.સ. ૧૩૬૬–૧૪૬૯ દરમ્યાન સોમતિલકસૂરિ, જયસિંહસૂરિ, ધર્મરત્ન, જિનમંડનગણિ અને ચારિત્રસુંદરગણિએ કુમારપાલચરિત લખ્યાં. પંદરમી સદીના મધ્યમાં જિનહર્ષે વસ્તુપાલનું વિસ્તૃત ચરિત્ર રચ્યું, જેમાં પહેલાંની ઘણીખરી સામગ્રીનો ઉપયોગ થયો છે. આ ગ્રંથમાં કલ્પના કરતાં ઇતિહાસનું પ્રમાણ વધારે છે.[૪૭]

દરમ્યાન સર્વાનંદસૂરિએ કચ્છના દાનવીર જગડુશાહ વિશે जगडुचरित (ઈ.સ. ૧૨૬૦ના અરસામાં) નામે સંસ્કૃત પ્રબંધ રચ્યો. કવિ મંડલિકે ઈ.સ. ૧૩૦૪ના સુમારમાં पेथडरास નામે રાસ રચ્યો તેમાં પોરવાડ પેથડ શાહે કરેલી શત્રુંજય-ગિરનાર વગેરે જૈન તીર્થોની યાત્રાનું વર્ણન આવે છે. ઈ.સ. ૧૩૧૬માં પાટણના સમરાસાહે શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કરાવ્યો તે વિશે અંબદેવસૂરિએ समरारासની રચના કરી. એ જ પ્રસંગ વિશે કક્કસૂરિએ शत्रुंजयमहातीर्थोद्धारप्रबन्ध લખ્યો, જે ગુજરાતના તત્કાલીન ઇતિહાસ માટે ઘણો ઉપયોગી છે.

પદ્મનાભકૃત कान्हडदेप्रबन्ध (ઈ.સ. ૧૪૫૬)માં ગુજરાત પર થયેલી ખલજી ફોજની ચડાઈનો વૃત્તાંત વિગતે નિરૂપાયો છે. પંદરમી સદીમાં લખાયેલ लेखपद्धतिમાં વિવિધ ખતોના નમૂના આપ્યા છે, જેમાંના ઘણા સોલંકી કાલના રાજ્યતંત્ર વિશે વિપુલ માહિતી પૂરી પાડે છે.

ભીમદેવ ૧ લાનો દંડનાયક વિમલ કુમારપાલ અને વસ્તુપાલ પહેલાં થયો. એના વંશની આછી રૂપરેખા હરિભદ્રસૂરિકૃત પ્રાકૃત चंद्रप्रभचरित, અપભ્રંશ नेमिनाथचरित (ઈ.સ. ૧૧૬૦) તથા પ્રાકૃત मल्लिनाथचरितની અંતિમ પ્રશસ્તિઓમાં આલેખાઈ છે, પરંતુ વિમલનું વિસ્તૃત ચરિત મોડેથી લાવણ્યસમયના "विमलप्रबन्ध" નામે રાસ (ઈ.સ. ૧૫૧૨)માં અને પંડિત ઇંદ્રહંસકૃત विमल-चरित्र (ઈ.સ. ૧૫૧૨)માં મળે છે. આ સૈકામાં વસ્તુપાલ વિશે પણ રાસા રચાયા. પદ્મપુરાણાંતર્ગત મનાતા धर्मारण्य-माहात्म्य માં ચાવડાવંશનો વૃત્તાંત આવે છે. આ ગ્રંથ ૧૪ મા–૧૫ મા શતકમાં લખાયો લાગે છે,[૪૮] પરંતુ ચાવડા વંશ વિશેના બ્રાહ્મણી વૃત્તાંત તરીકે ખાસ નોંધપાત્ર છે.

કૃષ્ણ કવિએ હિંદી પદ્યમાં લખેલ रत्नमाल (૧૭ મો–૧૮ મો સૈકો)[૪૯]-માં મુખ્ય હેતુ સિદ્ધરાજ જયસિંહનું ચરિત આલેખવાનો છે, પરંતુ હાલ જે અપૂર્ણ ગ્રંથ મળે છે તેમાં તો સોલંકી વંશ પહેલાંના ચાવડા વંશનું નિરૂપણ

અધૂરું રહેલું છે. જયશિખરી અને ભુવડને લગતો સુપ્રસિદ્ધ વૃત્તાંત કેવળ આ હિંદી કાવ્યમાં મળે છે. સંભવ છે કે એની પાછળ કોઈ પ્રાચીન અનુશ્રુતિનો આધાર હશે.[૫૦]

ભાટચારણો પાસે ઊતરી આવેલી અનુશ્રુતિઓ પણ ઇતિહાસ માટેની કેટલીક શ્રદ્ધેય માહિતી પૂરી પાડે છે.[૫૧]

સલ્તનત કાલ તથા મુઘલ કાલ દરમ્યાન મુસ્લિમ લેખકોએ સુલતાનોના કે સલ્તનતના ઇતિહાસ લખ્યા, તેમાં મુસ્લિમ સત્તાની સ્થાપનાથી શરૂ થતો વૃત્તાંત આલેખાતો, પરંતુ મુઘલ કાલના અંત બાદ મરાઠા કાલના આરંભમાં ‘મિરાતે અહમદી’ લખાઈ તેમાં શરૂઆતમાં ચાવડા, સોલંકી અને વાઘેલા વંશનાય ટૂંક વૃત્તાંત ઉમેરાયા.

મરાઠા કાલના અંત ભાગમાં યતિ રંગવિજયે गूर्जरदेशभूपावली (ઈ.સ. ૧૮૦૯) રચી, જેમાં મહાવીર સ્વામીના નિર્વાણથી માંડીને પોતાના સમય સુધીની ગુજરાતની રાજવંશાવળીઓ આપવામાં આવી છે. એમાં ચાવડા, સોલંકી અને વાઘેલા વંશનો સમાવેશ થાય છે. એ પહેલાંની વંશાવળીઓમાં પ્રતીહાર વંશાવળીનો સમાવેશ નોંધપાત્ર છે. એ પહેલાંની વંશાવળીઓ એવી બીજી વંશાવળીઓની જેમ હજી પૌરાણિક ગણાય એવી છે.

ગ્રંથકારોની પ્રશસ્તિઓ તથા ગ્રંથકારો અને લહિયાઓની પુષ્પિકાઓમાં કેટલીક વાર તે તે સમયના રાજા તથા મહામાત્યનો ઉલ્લેખ આવે છે, તેથી એની સાથે જણાવેલ મિતિઓ રાજકીય ઇતિહાસમાં ઉપયોગી નીવડે છે. ગ્રંથકારોની પુષ્પિકાઓ તથા પ્રશસ્તિઓ પરથી ગુજરાતમાં થયેલ અનેક સાહિત્યિક રચનાઓની માહિતી મળે છે, જ્યારે લહિયાઓની પુષ્પિકાઓ પરથી અહીં કયા વિષયોનું ખેડાણ થતું ને એને કોણ પ્રોત્સાહન આપતું એને લગતી વિગતો મળે છે. વળી વિવિધ સ્થળો તથા મિતિઓની વિગતો પણ મળે છે, જે તત્કાલીન ભૂગોળ તથા કાલગણના પર પ્રકાશ પાડે છે. હસ્તલિખિત પ્રતિઓ પરથી કેટલાક ગ્રંથ પ્રકાશિત થયા છે ને થતા જાય છે, બાકીના ગ્રંથો માટે હસ્તલિખિત ગ્રંથોની યાદીઓ તથા વર્ણનાત્મક સૂચિઓ વિપુલ માહિતી પૂરી પાડે છે. હસ્તલિખિત ગ્રંથોની સંપત્તિ જાળવવામાં જૈન ભંડારોએ અમૂલ્ય ફાળો આપ્યો છે.

આ તો મુખ્યતઃ રાજકીય ઇતિહાસની વાત થઈ; સાંસ્કૃતિક ઇતિહાસમાં તત્કાલીન સામાજિક તથા આર્થિક સ્થિતિ, ભાષા અને સાહિત્ય, લિપિ, ધર્મસંપ્રદાયો ઇત્યાદિ બીજી અનેક બાબતોનું નિરૂપણ કરવાનું હોય છે. આને લગતી

સાધનસામગ્રી સર્વવિધ સાહિત્યમાંથી તારવવાની હોય છે. રાજકીય ઇતિહાસને વિશેષતઃ ઉપયોગી એવી લિખિત તથા અભિલિખિત સામગ્રી પણ આમાં કેટલેક અંશે ઉપકારક નીવડે છે. દા. ત. હેમચંદ્રાચાર્યના સંસ્કૃત द्वयाश्रय પરથી શ્રી. રામલાલ ચુનીલાલ મોદીએ કરેલું એ સમયના ગુજરાતની સામાજિક સ્થિતિનું નિરૂપણ. મહાભારત, રામાયણ, પુરાણો, આગમો, ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર, દર્શનો, કાવ્યો, કાવ્યશાસ્ત્ર, જ્યોતિષ, આયુર્વેદ ઇત્યાદિ સર્વવિધ વિષયોના ગ્રંથો સામાન્યતઃ ભારતના અને કંઈક અંશે ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસ વિશે કંઈ ને કંઈ માહિતી ધરાવે છે. એમાંના જે ગ્રંથ ગુજરાતમાં કે એની આસપાસના પ્રદેશોમાં રચાયા હોય છે તે આ બાબતમાં વિશેષ ઉપકારક નીવડે છે. દા. ત. ગુજરાતના જૈન સૂરિઓ તથા ગુજરાતનાં જૈન તીર્થોને લગતા પ્રબંધો તેમજ ગુજરાતનાં તીર્થો તથા ગુજરાતની જ્ઞાતિઓને લગતા પુરાણ–ખંડો તથા પૌરાણિક ગ્રંથો. આ પ્રકારના જૈન પ્રબંધોમાં प्रभावकचरित તથા विविधतीर्थकल्प ખાસ નોંધપાત્ર છે, પુરાણોમાં स्कन्दपुराणના મહેશ્વર-ખંડમાંનું કૌમારિકાક્ષેત્રમાહાત્મ્ય, બ્રાહ્મખંડમાંનું ધર્મારણ્યક્ષેત્રમાહાત્મ્ય, પાંચમા ખંડમાંનું રેવાક્ષેત્રમાહાત્મ્ય, હાટકેશ્વર ક્ષેત્ર તથા નાગરજ્ઞાતિને લગતો છઠ્ઠો ખંડ અને સાતમા ખંડમાનું પ્રભાસક્ષેત્રમાહાત્મ્ય, વસ્ત્રાપથમાહાત્મ્ય, અર્બુદક્ષેત્રમાહાત્મ્ય અને દ્વારકાક્ષેત્રમાહાત્મ્ય.[૫૨] પદ્મપુરાણ તથા સ્કંદપુરાણમાંનું ધર્મારણ્યક્ષેત્રમાહાત્મ્ય મોઢ જ્ઞાતિનો આનુશ્રુતિક વૃત્તાંત આપે છે. તાપીમાહાત્મ્ય, બ્રહ્મક્ષેત્રમાહાત્મ્ય, શ્રીમાલપુરાણ, સરસ્વતીપુરાણ અને પદ્મપુરાણમાંથી જૂનું સાભ્રમતીમાહાત્મ્ય પણ તે તે તીર્થક્ષેત્રનું માહાત્મ્ય નિરૂપે છે. શત્રુંજયના જૈન તીર્થધામ વિશે ધનેશ્વરસૂરિકૃત शत्रुंजयमाहात्म्य નામે ગ્રંથ છે, તેમાં એની રચના વલભી રાજા શિલાદિત્ય (!)ના સમયમાં વિ. સં. ૪૭૭માં થઈ હોવાનો દાવો કરવામાં આવ્યો છે, પરંતુ આંતરિક ઉલ્લેખો પરથી એ ગ્રંથ સોલંકી કાલના અંત પછી લખાયો લાગે છે.[૫૩]

अंगविज्जा પ્રકીર્ણક, સંઘદાસ ગણિકૃત वसुदेवहिंडीसो વરાહમિહિરકૃત बृहत्संहिता, જિનસેનસૂરિકૃત हरिवंशपुराण, હરિભદ્રસૂરિકૃત समराइच्चकहा, ઉદ્યોતનસૂરિકૃત कुवलयमाला, શીલાંકાચાર્યકૃત चउपन्नमहापुरिसचरिय, હરિષેણકૃત बृहत्कथाकोश, અભયદેવસૂરિ મલયગિરિ વગેરેએ આગમગ્રંથો પર લખેલી વૃત્તિઓ, હેમચંદ્રાચાયનું त्रिषष्टिशलाकापुरुषचरित ઇત્યાદિ ગ્રંથોનું સંસ્કૃતિક દૃષ્ટિએ અધ્યયન કરતાં એમાંથી પશ્ચિમ ભારતની કે ગુજરાતની તે તે કાલની સંસ્કૃતિ વિશે વિપુલ માહિતી મળે એમ છે.

એવી રીતે ધાર્મિક સાહિત્ય, કાવ્યો, નાટકો, કથાઓ, દાર્શનિક ગ્રંથો તથા કાવ્યશાસ્ત્ર, શબ્દશાસ્ત્ર, છંદ, કોશ, નાટ્યશાસ્ત્ર, જ્યોતિષ, આયુર્વેદ ઇત્યાદિ

શાસ્ત્રોને લગતા ગ્રંથો વગેરે પરથી પણ મુખ્યતઃ તે તે કાલનાં ધર્મ, સાહિત્ય, વિદ્યા, શાસ્ત્રો વગેરે વિશે તેમજ આનુષંગિક રીતે કેટલીક બીજી સાંસ્કૃતિક બાબતો વિશે ઠીક ઠીક માહિતી મળે છે.

વિદેશી પ્રવાસીઓએ ભારત વિશે લખેલા કેટલાક ગ્રંથોમાંથી પણ ગુજરાતની તે તે સમયની સંસ્કૃતિ વિશે કેટલીક ઉપયોગી માહિતી મળે છે. "પેરિપ્લસ" નામે ગ્રીક પુસ્તક( ૧લી કે ૩જી સદી )માં કચ્છ, સૌરાષ્ટ્ર અને દક્ષિણ ગુજરાતના સમુદ્રકાંઠા તથા વહાણવટા વિશે સારી માહિતી આપી છે. મિસરના ગ્રીક તોલમાય(તોલેમી)ની "ભૂગોળ"( ૨જી સદી )માં પણ સૌરાષ્ટ્ર અને લાટને લગતા ઉલ્લેખ આવે છે. ચીની પ્રવાસી યુઅન શ્વાંગે[૫૪] "સિયુકી" માં પશ્ચિમ ભારતના પ્રવાસની નોંધમાં ભરુકચ્છ, વડાલી, ખેડા, વલભી, આનંદપુર અને સુરાષ્ટ્રની ભૂમિ, પ્રજા તથા સંસ્કૃતિનો અને વિશેષતઃ એ દરેક પ્રદેશમાં ત્યારે ( ઈ.સ. ૬૪૦ ના અરસામાં ) પ્રવર્તતી બૌદ્ધ ધર્મની સ્થિતિનો પરિચય આપ્યો છે. ચીની પ્રવાસી ઈ-ત્સિંગે ( ઈ.સ. ૬૭૧-૬૯૫ ) ગુજરાતની મુલાકાત લીધી નહોતી, પરંતુ ભારતના વસવાટ દરમ્યાન પશ્ચિમ ભારતમાં પ્રવર્તતી બૌદ્ધ ધર્મની સ્થિતિ વિશે માહિતી મેળવીને નોંધી છે. એમાં એણે કરેલો વલભીના વિદ્યાપીઠની નામના ઉલ્લેખ ખાસ નોંધપાત્ર છે.

અરબ અને ઈરાની મુસાફરોનાં સફરનામાંમાં પણ ગુજરાતની પ્રાચીન સ્થિતિ વિશે કેટલાક મહત્ત્વના ઉલ્લેખ મળે છે. દા. ત. મસ્ઊદીએ પોતાના પુસ્તક(ઈ.સ. ૯૪૩)માં ખંભાત અને ભરૂચ વિશે નોંધ્યું છે.[૫૫] નૂરુદ્દીન મોહમ્મદ ઓફીએ (લગભગ ઈ.સ. ૧૨૩૦) પોતાના जामे-उल्-हिकायतમાં સિદ્ધરાજના વખતમાં ખંભાતમાં મુસલમાનોને થયેલી હેરાનગતી અને સિદ્ધરાજે એમને આપેલા ન્યાયની બીના નોંધી છે.[૫૬] મહમૂદ ગઝનવી સાથે હિંદમાં આવેલ અલ્ બીરૂનીએ "किताबुल्-हिन्द" ( લગભગ ઈ.સ. ૧૦૩૦ ) માં વલભીના નાશ અંગેની તથા વલભી સંવતની માહિતી આપી છે.[૫૭]

બલાઝરી ( મૃત્યુ ઈ.સ. ૮૯૨-૯૩ )નું फुतूहुल्-बुल्दान[૫૮] તથા ઇબ્ન અસીરનું कामिलु-त् तवारीख ( ઈ.સ. ૧૩૩૦ )[૫૯] પ્રાચીન કાલ દરમ્યાન ગુજરાત પર થયેલા અરબ હુમલાઓની બીના નોંધે છે.

વાઘેલા-સોલંકી રાજ્યની પડતી વિશે કેટલાક મુસ્લિમ ઇતિહાસકારોના ગ્રંથોમાં માહિતી મળે છે; જેમકે અલાઉદ્દીન ખલજીના રાજકવિ અમીર ખુશરોના खज़ाइनु-ल् फुतूहमां[૬૦] તથા देवलरानी व खिज़्रखान કાવ્યમાં,[૬૧] મોહમ્મદ

તઘલકના સમકાલીન ઇસામીના फुतूह-उस्-सलातीन (લગભગ ઈ.સ. ૧૩૫૦)માં,[૬૨] ઝિયા-ઉદ્-દીન બરનીની तारीख-इ-फीरोझशाही (લગભગ ઈ.સ. ૧૩૫૮)માં,[૬૩] અકબરના સમકાલીન નિઝામ-ઉદ્-દીનની तबकात-इ-अकबरी (ઈ.સ. ૧૫૯૩)[૬૪] તથા બદૌનીની तारीख-इ-बदौनी (ઈ.સ. ૧૫૯૫) માં[૬૫] તેમજ મોહમ્મદ ફરિશ્તાએ (ઈ.સ. ૧૬૦૬ના અરસામાં) લખેલ तारीख-इ-फरिश्तामां.[૬૬] ઉર્દૂમાં લખાયેલા ઘણા ઇતિહાસોમાં મુખ્ય આધાર આ અરબી-ફારસી ગ્રંથોનો લેવાયો છે. મુસ્લિમોને લગતી હકીકતમાં આ સામગ્રીનો ઉપયોગ અનિવાર્ય ગણાય.

આમ વિવિધ સાહિત્યિક સાધનો પરથી ગુજરાતના પ્રાચીન ઇતિહાસ વિશે, ખાસ કરીને ચાવડા અને સોલંકી વંશ વિશે, વિપુલ માહિતી મળે છે, એટલું જ નહિ, એ કાલનાં સમાજ, ધર્મ, ઉદ્યોગ, વેપાર, સાહિત્ય, કલા ઇત્યાદિ વિશે પણ ઠીક ઠીક માહિતી ઉપલબ્ધ થાય છે.

## ૫. પુરાવસ્તુકીય સાધનો

અભિલેખો તથા સાહિત્યમાં ઉલ્લિખિત પદાર્થોના ક્યારેક પ્રત્યક્ષ નમૂના પણ દૃષ્ટિગોચર થાય છે. કેટલીક વાર આ અવશેષો લિખિત સામગ્રીની અપેક્ષાએ કેટલીક વિશેષ માહિતીનો ઉમેરો પણ કરે છે.

પ્રાચીન અવશેષોમાં કેટલાક સ્થાવર કે જંગમ અવશેષો સૈકાઓથી ધરતીની સપાટી પર દૃષ્ટિગોચર રહેલા હોય છે. આવા અવશેષો મોટે ભાગે ઉપેક્ષિત રહેલા હોય છે, તેઓને પુરાવસ્તુની દૃષ્ટિ તથા પ્રવૃત્તિઓ ખીલતાં હવે સમીક્ષિત અને સંરક્ષિત કરવામાં આવે છે. મોટા કદના પ્રાચીન અવશેષોમાં ખાસ કરીને સ્થાપત્ય અને શિલ્પકલાની કૃતિઓનો સમાવેશ થાય છે. ગુજરાતમાં શૈલ-ઉત્કીર્ણ (ડુંગરોમાં કંડારેલ) ચૈત્યો તથા વિહારો ઈસ્વી સનની આરંભિક સદીઓનાં મળ્યાં છે. એ કાલના કેટલાક ઈંટેરી સ્તૂપો તથા વિહારો પણ પ્રાપ્ત થયા છે. દેવાલયોના ઉપલબ્ધ નમૂના લગભગ પાંચમી સદીથી શરૂ થતી દેવાલય-વાસ્તુ-કલાના જુદા જુદા તબક્કા દર્શાવે છે, જેમાં છાદ્ય પ્રાસાદ અને શિખરાન્વિત પ્રાસાદ એ બે વિશિષ્ટ સ્વરૂપ નજરે પડે છે. છાદ્ય પ્રાસાદ-શૈલી ખાસ કરીને સૌરાષ્ટ્રમાં ગોપ, વિસાવાડા, બીલેશ્વર વગેરે સ્થળોએ દેખા દે છે: ત્યાં કીંદરખેડા, સોન કંસારી, પાસ્તર વગેરે સ્થળોએ શિખરશૈલીની સંક્રમણ-અવસ્થા પણ નજરે પડે છે. ઉત્તર ગુજરાતમાં લાકરોડા રોડા વગેરે સ્થળોએ પણ લગભગ એવી શિખર-શૈલી જોવા મળે છે. રેખાન્વિત શિખરનું પૂર્ણ સ્વરૂપ સોલંકી કાલમાં વિકસે

છે. મોઢેરાનું સૂર્યમંદિર, સિદ્ધપુરનો રુદ્રમાળ, આબુ દેલવાડાની વિમલવસહિ, કુંભારિયાનાં દેરાસરો, ગળતેશ્વરનું શિવાલય, સેજકપુર અને ઘૂમલીનાં નવલખા મંદિરો વગેરે અનેક મંદિરોમાં આ નાગર શૈલીનાં મોટાં દેવાલયોના ખંડિત-અખંડિત નમૂના મોજૂદ રહેલા છે. ઉત્તર ગુજરાતમાં સૂણક, સંડેર, રુહાવી, મણૂંદ, વીરતા, ગોરાદ, ધિણોજ, મોટ્બ, દેલમાલ, ખંડોસણ વગેરે સ્થળોએ એવાં નાનાં દેવાલયોના પ્રાચીન નમૂના રહેલા છે.

શામળાજી, મોઢેરા, સિદ્ધપુર, વડનગર, કપડવંજ વગેરે સ્થળોએ તોરણના સુંદર નમૂના જોવા મળે છે.

જળાશયોમાં તળાવ, કુંડ અને વાવ એ મુખ્ય પ્રકાર દેખા દે છે. અણહિલવાડનું સહસ્રલિંગ, વિરમગામનું મુનસર અને ધોળકાનું મલાવ એ ગુજરાતનાં જાણીતાં પ્રાચીન જળાશયો છે. મોઢેરા, વડનગર વગેરે સ્થળોએ જૂના કુંડ અને અણહિલવાડ, વાયડ, વઢવાણ, જૂનાગઢ, ઉમરેઠ, કપડવંજ વગેરે સ્થળોએ જૂની વાવો જોવામાં આવે છે. ડભોઈ અને ઝીંઝુવાડાના કિલ્લા ગુજરાતના પ્રાચીન નગરપ્રાકારના નમૂના તરીકે નોંધપાત્ર છે.

સોલંકી કાલની થોડીક મસ્જિદો પણ નોંધપાત્ર ગણાય.

પ્રાચીન શિલ્પકૃતિઓમાં મોટે ભાગે દેવદેવીઓની પ્રતિમાઓ મળે છે. ક્વચિત્ બૌદ્ધ મૂર્તિઓ નજરે પડે છે. હિંદુ તથા જૈન ધર્મની અનેકાનેક પ્રાચીન પ્રતિમાઓ ગુજરાતમાં મળે છે એનું ઘણું નિરૂપણ શ્રી કનૈયાલાલ દવેએ "ગુજરાતનું મૂર્તિવિધાન"માં કર્યું છે. પ્રાક્સોલંકી પ્રતિમાઓમાં કલાની પશ્ચિમી શૈલીનાં લક્ષણ સ્પષ્ટ વરતાય છે.

ગુજરાતમાં ભિત્તિચિત્રોના પ્રાચીન કાલના નમૂના ભાગ્યેજ મળે છે,[૬૭] પરંતુ હસ્તલિખિત પ્રતિઓમાં આલેખાયેલાં લઘુચિત્રોના પ્રાચીન કાલના થોડાક નમૂના જોવા મળે છે.

પ્રાચીન સિક્કાઓ એના પરનાં લખાણો દ્વારા મળતી રાજકીય માહિતી ઉપરાંત પુરાતત્ત્વની દૃષ્ટિએ બીજુંય ઘણું મહત્ત્વ ધરાવે છે. ગુજરાતમાં લખાણ વિનાના આહત સિક્કાઓ પણ મળે છે, જે ક્ષત્રપકાલ પહેલાંના છે. ક્ષત્રપ, ગુપ્ત વગેરે વંશના સિક્કાઓ તે તે કાલનાં પ્રચલિત તોલ, માપ, ધાતુ, મિશ્રણ, કલા ઇત્યાદિ દ્વારા આર્થિક બાબતમાં તેમજ પ્રતીકો તથા આકૃતિઓના આલેખન દ્વારા શિલ્પકલાની બાબતમાં કેટલોક પ્રકાશ પાડે છે.

ગુજરાતમાં ભારત સરકારના પુરાતત્ત્વ ખાતાની તેમજ ભાવનગર, રાજકોટ, જૂનાગઢ, વડોદરા વગેરે સંસ્થાનોનાં પુરાતત્ત્વ ખાતાંની સજાગતા તથા સક્રિયતા ખાલતી ગઈ. તેમાં આવા પુરાતન અવશેષોનું સમીક્ષણ તથા સંરક્ષણ થતું ગયું. જૂનાગઢ પાસે બોરિયા સ્તૂપનાં ખંડેરોનું ખોદકામ થયું. પાટણ, મૂળ દ્વારકા, કામરેજ વગેરે સ્થળોએ વડોદરા રાજ્યના પુરાતત્ત્વ ખાતાએ ખોદકામ કરાવી કેટલીક નવી સામગ્રી બહાર આણી, જેમાં સહસ્રલિંગના અવશેષ ખાસ નોંધપાત્ર છે. વલભીમાં ફાધર હેરાસે થોડું ખોદકામ કરાવી ત્યાંનાં ખંડેરોમાંથી કેટલીક સામગ્રી મેળવી. આઝાદી પછી ગુજરાત રાજ્યના પુરાતત્ત્વ ખાતાએ તથા વડોદરાની મ. સ. યુનિવર્સિટીના પુરાતત્ત્વ વિભાગે આ દિશામાં કેટલોક ગણનાપાત્ર ફાળો આપ્યો છે. સ્થળતપાસ તથા ઉત્ખનનની આ સર્વ પ્રવૃત્તિઓને પરિણામે ગુજરાતમાં વડનગર, ટીંબરવા, શામળાજી, દેવની મોરી, દ્વારકા, વલભીપુર, જૂનાગઢ. ધૂમલી, પાટણ વગેરે કેટલાંક ઐતિહાસિક સ્થળોએ પ્રાચીન કાલની વિવિધ સામગ્રી સાંપડી છે. એવા ઇમારતી અવશેષો પરથી તે તે કાલનાં રહેવાનાં મકાનોના બાંધકામ વિશે કંઈક ખ્યાલ મળે છે. માટી, પથ્થર, ધાતુ વગેરેના જંગમ અવશેષો પરથી પ્રાચીન કાલની માટીકામ, પથ્થરકામ, ધાતુકામ, ઝવેરાત ઇત્યાદિ હુન્નર-કલાઓ વિશે તેમજ તે તે કાલની કેટલીક રહેણીકરણી તથા માન્યતાઓ વિશે કેટલોક સ્પષ્ટ અને સંગીન પરિચય પ્રાપ્ત થાય છે.

આમ ગુજરાતના પ્રાચીન ઇતિહાસ વિશે એકંદરે અનેક પ્રકારની સાધન-સામગ્રી ઠીક ઠીક પ્રમાણમાં પ્રાપ્ત થાય છે.

# પાદટીપો

૧. R. C. Parikh, *Kāvyānuśāsana, Introduction*, pp. ccc-ccci

૨. ભો. જે. સાંડેસરા, "માહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ તથા સંસ્કૃત સાહિત્યમાં તેનો ફાળો," પ્રકરણ ૫

૩. દે. રા. ભાંડારકર, "અશોકચરિત", પૃ. ૨૩૨

૪. James Tod, *Travels in Western India*, pp. 369 ff.

૫. James Burgess, *Report on the Antiquities of Kathiawad and Kacch*, pp. 98 ff.

૬. આ ગ્રંથની સુધારેલી આવૃત્તિ હુલ્શે તૈયાર કરી, તે ૧૯૨૫માં પ્રસિદ્ધ થઈ.

૭. આગળ જતાં આ અશોકના શૈલલેખોની બીજી મૂળ નકલ હોવાનો ભ્રમ થતાં ઈ.સ. ૧૯૩૫માં એ શૈલ પર આ હકીકત નોંધવામાં આવી. નોંધની વિગતો માટે જુઓ : હ. ગં. શાસ્ત્રી, "સૌરાષ્ટ્રના પ્રાચીન અભિલેખો" "પથિક", જુલાઈ–ઑગસ્ટ, ૧૯૬૮, પૃ. ૪૬

૮. Prinsep, *J. A S. B.*, Vol. VII, pp. 338 ff. *Essays on Indian Antiquities;* Bhau Daji, *J. B. B. R. A. S.*, Vol. VII, pp. 113 f, 118 f, 125 f.: *A. S. W. I.* Vol. II, pp. 128 ff. Bhagwanlal Indraji and Bühler, *I. A.*, Vol. VII, pp. 257 ff. Kielhorn, *E. I.*, Vol VIII, pp. 42 ff.

૯. Fleet, *C. I. I.*, Vol. III, pp. 58 ff.

૧૦. R. D. Banerji, *E. I*, Vol. XVI, pp. 23 ff.

૧૧. J. M. Nanavati and H. G. Shastri, *J. O. I.*, Vol. XI, pp. pp. 237 f.

૧૨. વાવ, કૂવા, તળાવ, દેવાલય ઇત્યાદિ કરાવવાં એને પૂર્તકાર્ય કહે છે.

૧૩. Banerji and Sukthankar, *E. I.*, Vol. XVI, p. 233

૧૪. Eukratides

૧૫. Menander, પ્રાકૃતમાં मेनन्द्र અથવા मिलिन्द.

૧૬. Apollodotus

૧૭. અમુક ગ્રીક તોલના ચાંદીના સિક્કા

૧૮. પેરિપ્લસ, કંડિકા ૪૭

૧૯. આ લખાણ પ્રાકૃતમાં કે મિશ્ર પ્રાકૃત–સંસ્કૃતમાં લખેલાં ને એ કાલની બ્રાહ્મી લિપિમાં કોતરેલાં હોય છે.

૨૦. જુઓ પ્રકરણ ૬-૭

૨૧. જુઓ પ્રકરણ ૯

૨૨. જુઓ પ્રકરણ ૮

૨૩-૨૪. જુઓ પ્રકરણ ૯

૨૫. A. V. Pandya, *V. V. R. B.*, I, 2, I; V. V. Mirashi *C.I.I*, Vol. IV, p. 22

૨૬. હ. ગં. શાસ્ત્રી, "મૈત્રકકાલીન ગુજરાત", ભાગ ૧, પરિશિષ્ટ ૧

૨૭. એજન; પ્ર. ચિ. પરીખ, "ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ", ખંડ ૨

૨૮-૨૯. M. R. Majmudar (Ed.), *Chronology of Gujarat*, Vol. I, pp. 93 ff.; 195 ff.

૩૦. U. P. Shah, *Akota Bronzes*, pp. 28 ff.

૩૧. પ્ર. ચિ. પરીખ, "ગુ. ઇ. સં." ખંડ ૨, નં. ૨૦૧-૪૨૯, ન. આ. આચાર્ય, "ગુ, ઇ. સં", ખંડ ૩, નં ૩-૬૬૮

૩૨. Bühler, *I. A.*, Vol, VI, pp. 196 ff. ગિ. વ. આચાર્ય, ગુજરાતના ઐતિહાસિક લેખો, ભાગ ૨, નં ૧૬૫

૩૩. Hultzsch, *I. A.*, Vol. XI, pp. 241 ff.; ગિ. વ. આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો", ભાગ ૩, નં. ૨૧૭

૩૪. Kern, *Indian Antiquary*, Vol. VI, p. 40, No. 9

૩૫. R. C. Majumdar, Kosam Inscription of the Reign of Mahārāja Vaiśravana, *Ep. Ind.*, Vol. XXIV, p. 146

૩૬. Fleet, *Corpus Inscriptionum Indicarum*, Vol. II, pp. 81 ff.

૩૭. *Ep. Ind.*, Vol., VIII, pp. 188 ff.

૩૮. ગિ. વ. આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો", ભાગ ૨-૩, લેખ નં. ૧૩૮, ૧૪૪ અ, ૧૪૬, ૧૪૮, ૧૪૮ અ, ૧૪૮ બ, ૧૪૮ ક, ૧૪૯ ખ, ૧૪૯ બ, ૧૫૦, ૧૫૧, ૧૫૫ અ, ૧૫૬, ૧૫૭ ક, ૧૬૭-૧૬૯, ૧૭૧-૧૮૫ વગેરે

૩૯. ગુજરાતના પ્રાચીન અભિલેખોની વિગતવાર માહિતી શ્રી. રણજિતરામ વાવાભાઈએ સંકલિત કરેલી તે "બુદ્ધિપ્રકાશ", પુ. ૫૬. (પૃ. ૨૩૬-૪૧), પુ. ૬૧ (પૃ. ૨૯૨-૩૦૪) અને પુ. ૬૨ (પૃ. ૧૫૫-૫૯)માં પ્રગટ થઈ છે.

ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ તરફથી શ્રી. ગિ. વ. આચાર્યે વંશવાર વર્ગીકૃત કરી સંગ્રહીત કરેલા "ગુજરાતના ઐતિહાસિક લેખો"નો ભાગ ૧ લો ૧૯૩૩માં, ૨ જો ૧૯૩૫માં અને ૩ જો ૧૯૪૨માં પ્રકાશિત થયેલ છે.

શ્રી દ. બા. ડિસ્કળકરે *New Indian Autiquary* ના ગ્રંથ ૧-૩ માં 'Inscriptions of Kathiawad' કાલક્રમ અનુસાર ગોઠવીને પ્રસિદ્ધ કર્યા છે.

ગુજરાતના ઘણા પ્રતિમાલેખો બુદ્ધિસાગરસૂરિકૃત "જૈનધાતુપ્રતિમાલેખસંગ્રહ", મુનિ જિનવિજયજીનો "પ્રાચીનજૈનલેખસંગ્રહ" ભાગ-૨, શ્રી પૂરણચંદ નાહર-કૃત "जैनलेखसंग्रह" खंड ૨, વિજયધર્મસૂરિકૃત "પ્રાચીનલેખસંગ્રહ' ભાગ-૧, જયંતવિજયજીનો "અર્બુદપ્રાચીનજૈનલેખસંદોહ" તથા "અર્બુદાચલપ્રદક્ષિણાજૈનલેખસંદોહ" આણંદજી કલ્યાણજીની પેઢીએ પ્રસિદ્ધ કરેલ "જૈનતીર્થસંગ્રહ" ભાગ-૧, મુનિ વિશાલવિજયજીકૃત "રાધનપુરપ્રતિમાલેખસંદોહ" ઇત્યાદિ અભિલેખસંગ્રહોમાં પ્રકાશિત થયા છે.

૪૦. सुकृतसंकीर्तन ઈ.સ. ૧૨૨૨-૩૧ દરમ્યાન અને सुकृतकीर्तिकल्लोलिनी પણ લગભગ એ અરસામાં રચાયેલ છે. આમાં આ વંશની સળંગ રૂપરેખા આલેખી છે. વનરાજ વગેરે રાજાઓના વિગતવાર વૃત્તાંત તથા તેઓના રાજ્યકાલની વિગતો મેરુતુંગના प्रबन्धचिन्तामणि-માં આપેલ છે. એ પ્રબંધગ્રંથ વિ. સ. ૧૩૬૧(ઈ. સ. ૧૩૦૪-૫)માં અર્થાત્ સમસ્ત સોલંકી કાલનાય અંત પછી લખાયેલો છે.

એમાં તથા પછીના અન્ય ગ્રંથોમાં આપેલ આનુશ્રુતિક મિતિઓ પ્રમાણે વનરાજનો જન્મ વિ. સં. ૭૫૨ (ઈ.સ. ૬૯૫-૯૬) માં અને રાજ્યાભિષેક વિ. સં. ૮૦૨ (ઈ. સ. ૭૪૫-૪૬)માં થયો ગણાય છે. ઉપર જણાવેલા ગ્રંથો વનરાજના આ સમય કરતાં પાંચ-છ સૈકા પછીના ગણાય.

અણહિલવાડના ચાવડા વંશ વિશેનો પહેલવહેલો જ્ઞાત ઉલ્લેખ કવિ શ્રીપાલે રચેલ વડનગર-પ્રશસ્તિ(ઈ.સ. ૧૧૫૨)માં અને એમાંય વનરાજ વિશેનો વ્યક્તિગત ઉલ્લેખ "नेमिनाथचरिउ"ની પ્રશસ્તિ(ઈ.સ. ૧૧૬૦)માં મળે છે. આ ઉલ્લેખો પણ વનરાજના એ સમય કરતાં લગભગ ચાર સદી પછીના ગણાય.

૪૧. દુ. કે. શાસ્ત્રી, "ગુજરાતના મધ્યકાલીન હિન્દુ-રાજપૂત-યુગના ઇતિહાસનાં પ્રબંધાત્મક સાધનો", પૃ. ૧૩

૪૨. એજન. પૃ. ૧૬. ભો. જ. સાંડેસરા, "મહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ તથા સંસ્કૃત સાહિત્યમાં તેનો ફાળો", પ્ર. ૬ અને ૮

૪૩. શ્રી દુ. કે. શાસ્ત્રી એમાં "ઐતિહાસિક હકીકત અત્યલ્પ છે અને તે પણ બીજા પુરાવાઓની કસોટીથી જોતાં યથાસ્થિત નથી" એવું નોંધે છે (એજન. પૃ. ૧૯), જ્યારે મુનિશ્રી જિનવિજયજી "એનું ઐતિહાસિક મૂલ્ય વધારે ઊંચા પ્રકારનું છે" એવો મત વ્યક્ત કરે છે (મુનિશ્રી જિનવિજયજી, 'પ્રાચીન ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસની સાધન-સામગ્રી,' પૃ. ૨૨).

૪૪. મુનિશ્રી જિનવિજયજીએ એનો पुरातनप्रबन्धसंग्रहના પ્રકાશનમાં સમાવેશ કર્યો છે.

૪૫. ભો. જ. સાંડેસરા, એજન, પૃ. ૧૯૯

૪૬. मुनिश्री जिनविजयजी, विविधतीर्थकल्प, प्रास्ताविक निवेदन, पृ. २

૪૭. મુનિશ્રી જિનવિજયજી, પ્રા. ગુ. સાં. ઇ. સા., પૃ. ૩૪

૪૮. દુ. કે. શાસ્ત્રી, એજન, પૃ. ૨૪

૪૯. મુનિશ્રી જિનવિજયજી, એજન, પૃ. ૩૭

૫૦. આ સાધનોની ઘણી માહિતી શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ 'ગુજરાતના મધ્યકાલીન હિન્દુ-રાજપૂત-યુગના ઇતિહાસનાં પ્રબંધાત્મક સાધનો'માં તથા મુનિશ્રી જિનવિજયજીએ 'પ્રાચીન ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસની સાધનસામગ્રી'માં આપી છે.

૫૧. આવી કેટલીક અનુશ્રુતિઓ કવિ દલપતરામે 'ગુજરાતના કેટલાએક ઐતિહાસિક પ્રસંગો અને વાર્તાઓ"માં તથા "રત્નમાલ"ની સાથે આપી છે. ફૉર્બ્સે Rāsa–Mālā (રાસમાળા)માં પ્રબંધો ઉપરાંત આવી અનુશ્રુતિઓનો ઉપયોગ કર્યો છે.

૫૨. આમાંથી મળતી માહિતી માટે જુઓ ઉમાશંકર જોશી, 'પુરાણોમાં ગુજરાત,' ભૌગોલિક ખંડ.

૫૩. હ. ગં. શાસ્ત્રી, 'મૈત્રકકાલીન ગુજરાત', પૃ. ૪૮૭-૯૦

૫૪. આ ચીની યાત્રિકના નામનું અંગ્રેજી રૂપાંતર Hiouen Thsang, Huan Chwang, Yuén Chwàng, Hiuen Tsiāng, Hsüan Chwang, Hhüen Kwān એમ અનેક રીતે કરવામાં આવ્યું છે. T. W. Rhys Davidsએ આ ચીની નામનાં વિવિધ રૂપાંતરોની વિગતે છણાવટ કરીને એ ચીની નામનું સહુથી નિકટનું અંગ્રેજી રૂપાંતર "Yüan Chwāng" (ઉચ્ચારમાં યુઈઅન સ્વાંગ) હોવાનું પ્રતિપાદિત કર્યું છે. (T. W. Rhys Davids, "Yüan Chwāng or Hiouen Thsang?", *On Yuan Chawang's Travels in India*, Vol. I, pp. XI ff. એ અનુસાર ગુજરાતીમાં "યુઅન સ્વાંગ" લખાય.

૫૫. Elliot and Dowson, *History of India as told by its own Historians*, Vol. I, pp. 18 ff.

૫૬. એજન, પુ, ૨, પૃ. ૧૫૫ થી

૫૭. એજન, પુ. ૨, પૃ. ૧ થી. એનો અંગ્રેજી, હિંદી તથા ગુજરાતી અનુવાદ થયો છે.

૫૮. એજન, પુ. ૧, પૃ, ૧૧૩ થી

૫૯. એજન, પુ, ૨, પૃ. ૨૪૪ થી

૬૦. એજન, પુ. ૩, પૃ. ૬૭ થી

૬૧. એજન, પુ. ૩, પૃ. ૫૪૪ થી

૬૨. એજન, પુ. ૬, પૃ. ૫૭૨

૬૩. એજન, પુ. ૩, પૃ. ૯૩ થી

૬૪. એજન, પુ. ૫, પૃ. ૧૭૭ થી

૬૫. એજન, પુ. ૫, પૃ. ૪૭૭ થી

૬૬. એજન, પુ. ૬, પૃ. ૨૦૭ થી

૬૭. દાહોદ (જિ. પંચમહાલ) પાસે આવેલી બાઘ ગુફાઓમાં જે ભિત્તિચિત્રો છે તે હાલના ગુજરાતની બહાર, પણ એની પૂર્વ સીમા પાસે આવેલાં છે. મૈત્રકકાલ દરમ્યાન માળવાનો આ પ્રદેશ મૈત્રકોના શાસન નીચે હોઈ રાજકીય તથા સાંસ્કૃતિક દૃષ્ટિએ આ ભિત્તિચિત્રોને એ કાલના ગુજરાત સાથે નિકટ રીતે સાંકળી શકાય (હરિપ્રસાદ શાસ્ત્રી, 'મૈત્રકકાલીન ગુજરાત', ભાગ ૨, પૃ. ૬૮૨ ).

## પ્રકરણ ૩

# ગુજરાતનું ઇતિહાસ-પ્રમાણિત પહેલું પાટનગર : ગિરિનગર

### ૧. યાદવકાલીન ગિરિપુર અને કુશસ્થલી-દ્વારવતી

કોઈ પણ પ્રદેશમાં વસેલી પ્રજાનો આર્થિક, રાજકીય, સામાજિક અને ધાર્મિક વિકાસ થાય, તે તે વિષયના વિચારો વિદ્યાઓમાં બદ્ધરૂપ થાય અને શિલ્પ તથા કળાઓને અવકાશ મળે ત્યારે તેઓનું કેન્દ્રિત રૂપ તે તે પ્રદેશનાં પ્રમુખ નગરો અને રાજધાનીઓમાં જોવા મળે છે, આથી ઇતિહાસમાં એનાં પ્રમુખ નગરોનાં અને રાજધાનીનાં અલગ નિરૂપણ તે તે યુગના સમગ્ર વિકાસનું કેંદ્રિત ચિત્રણ આપે છે.

પહેલાંની સદીઓમાં નગરો માટે અસલ સ્થાનો પસંદ કરવામાં અને પછીથી તેઓને વિકસાવવામાં મુખ્ય વિચાર સંરક્ષણનો રહેતો. એ પછી નગરોનો વિકાસ મોટે ભાગે રાજકીય કારણે થતો. નગરો વિકસે અને વિસ્તરે તે પહેલાં કૃષિ, ઉદ્યોગ અને વાણિજ્યની પ્રગતિ જરૂરની બને છે.[૧]

ગુજરાતના ઇતિહાસમાં પણ આ તથ્ય દેખાય છે. એનો પુરાવો એનાં પ્રાચીન નગરોનાં—કુશસ્થલી-દ્વારવતી, ગિરિપુર–ગિરિનગર, વલભી, ભિન્નમાલ, અણહિલ્લપુર અને અમદાવાદનાં—અન્વેષણોમાંથી પ્રાપ્ત થાય છે. ઇતિહાસના આ ગ્રંથભાગમાં મુખ્યત્વે ગિરિનગરનો વૃત્તાંત અભિપ્રેત છે, પરંતુ પૌરાણિક દ્વારવતી કે દ્વારકાનું મહત્ત્વ પણ આ ઇતિહાસ-યુગમાં ઓછું નથી.

વર્તમાન ગુજરાત પ્રાચીન આનર્ત સુરાષ્ટ્ર અને લાટના પ્રદેશોને સમાવે છે. ઉત્તરે ગુર્જર (રાજધાની તરીકે-રાજસ્થાનમાં આવેલા) ભિન્નમાલ સુધીના પ્રદેશને— અર્બુદગિરિપ્રદેશ સહિતને રાજકીય અને સામાજિક ઇતિહાસનાં કારણ

ગુજરાત સાથે જોડે છે. એ જ કારણે પૂર્વમાં ઉજ્જયિની અને ધારાના વર્તુલમાં એ આવે છે અને દક્ષિણે સોપારા સુધી એનાં ચરણ લંબાય છે.

પૌરાણિક અનુશ્રુતિઓને આનર્ત-સુરાષ્ટ્ર અને લાટ પરિચિત છે. મહાભારતમાં આનર્તો અને સુરાષ્ટ્રોના અનેક નિર્દેશો છે, પણ લાટોનો નિર્દેશ નથી, પરંતુ સભાપર્વમાં मरुकच्छनिवासिनःનો ઉલ્લેખ છે. મહાભારત દ્વારકાને આનર્ત-નગર કે આનર્તનગરી જણાવે છે, પરંતુ પ્રાચીન કાલમાં આનર્ત-સુરાષ્ટ્રનું પ્રદેશ-યુગ્મ પ્રસિદ્ધ છે.

આ પ્રદેશયુગ્મની રાજધાની કઈ?

સૌ પ્રથમ કુશસ્થલીનો નિર્દેશ છે. જે કુશોની આ સ્થલી છે તે કુશો કોણ એ પૌરાણિક અનુશ્રુતિઓની ચર્ચાનો વિષય છે. અહીં એટલું નોંધવું બસ થશે કે મહાભારત-ઉદ્યોગપર્વમાં દુર્યોધન જેવા જે અઢાર રાજાઓએ પોતાની જ્ઞાતિઓનો-સગા-સંબંધીઓનો ઉચ્છેદ કર્યો તેમાં એક राष्ट्राणां कुशर्द्धिकं (સુરાષ્ટ્રોના કુશર્દ્ધિક) ને જણાવે છે.[૨] કુશર્દ્ધિકના જ્ઞાતિ-ઉચ્છેદને યાદવો સાથે કોઈ સંબંધ છે કે નહિ એ જાણવાનું કોઈ સાધન નથી, પરંતુ મહાભારતમાં સભાપર્વમાં યુધિષ્ઠિરને શ્રી-કૃષ્ણ સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે જરાસંધના ભયથી અમે પલાયન કરવાનું વિચારી પ્રતીચી કહેતાં પશ્ચિમ દિશાનો આશ્રય લીધો અને ત્યાં રૈવતથી ઉપશોભિત રમ્ય કુશસ્થલી વિશે નિવેશ કર્યો, અને ત્યાં એવો "દુર્ગસંસ્કાર" કર્યો કે સ્ત્રીઓ પણ એમાં રહી યુદ્ધ કરે.[૩]

પુરાણોમાં પણ આ બીના એક યા બીજા પ્રકારે નોંધાઈ છે.[૪]

જૈન અનુશ્રુતિઓ પણ "બારવતી" (દ્વારવતી) શ્રીકૃષ્ણપ્રમુખ યાદવોની રાજધાની હતી એવું કથન કરે છે. ઉ. ત. શ્વેતાંબર જૈન-માન્ય પિસ્તાળીશ આગમોમાં સૌથી પ્રાચીન મનાતાં બાર અંગોમાં છઠ્ઠા અંગ જ્ઞાતાધર્મકથાના (જેમાં સચવાયેલી અનુશ્રુતિઓ ઈ.સ. પૂર્વેના સૈકાઓની ગણાય) પાંચમા અધ્ય-યનમાં "બારવતી"નું વર્ણન છે. "બારવતી" (દ્વારવતી) નામે નગરી હતી. એ પૂર્વપશ્ચિમ લાંબી, ઉત્તરદક્ષિણ વિસ્તીર્ણ અર્થાત્ પહોળી, નવ યોજન પહોળી, બાર યોજન લાંબી હતી ઇત્યાદિ. એને સોના જેવો પ્રવર (ઉત્તમ) પ્રાકાર (કોટ) હતો ઇત્યાદિ. એ બારવતી નગરીની બહાર ઉત્તરપૂર્વ દિશા ભાગમાં રૈવતક નામે પર્વત હતો ઇત્યાદિ. એ રૈવતકથી અદૂર પ્રાંતે નંદનવન નામનું ઉદ્યાન હતું ઇત્યાદિ. 'જે ઉદ્યાનમાં સુરપ્રિય, નામનું યક્ષાયતન હતું. એ બારવતી નગરીમાં કૃષ્ણ નામે વાસુદેવ રાજા રહે છે'.[૫]

આર્યશ્યામાચાર્ય(આશરે ઈ.પૂ. ૧૪૦–૧૫૦)-વિરચિત પ્રજ્ઞાપના નામના ઉપાંગમાં સાડાપચીશ આર્યક્ષેત્રોની તેઓમાંનાં પ્રમુખ નગરો સહિતની પરંપરા આપી છે તેમાં बारवई य सुरट्ठा દ્વારવતી નગરી અને સુરાષ્ટ્ર દેશનો નિર્દેશ છે.[૬]

ઈ.સ.ના ચોથા પાંચમા સૈકામાં થયેલા ગણાતા શ્રીસંઘદાસગણિવાચક-વિરચિત "વસુદેવહિંડી" નામના કથાગ્રંથમાં आणट्टा કહેતાં આનર્તો, कुसट्टा કહેતાં કુસષ્ઠો (કુશાવર્ત), सुरट्ठा કહેતાં સુરાષ્ટ્રો અને सुक्करट्ठा કહેતાં શુષ્કરાષ્ટ્રો નામના ચાર જનપદોને 'पश्चिमसमुद्रसंस्थिताः પશ્ચિમ સમુદ્રકાંઠે આવેલા કહ્યા છે, અને આ જનપદોના અલંકારભૂત बारवती-દ્વારવતીનું વર્ણન કર્યું છે. એ નગરીની બહાર રૈવત નામના પર્વતનો ટૂંકો વર્ણન-પૂર્વક નિર્દેશ છે. 'આ દ્વારવતી નગરીમાં ધર્મભેદોના જેવા લોકહિત કરનારા દશ દશારો (દશાર્હો-યાદવો) રહે છે'[૭].

આ ઉપરાંત બીજા પ્રાચીન જૈન ગ્રંથોમાં પણ આ અનુશ્રુતિ મળે છે.

આમ બ્રાહ્મણ અને જૈન અનુશ્રુતિઓ આનર્ત-સુરાષ્ટ્રની નગરી તરીકે દ્વારવતી-દ્વારકાનો નિર્દેશ કરે છે. એ જ રીતે બંને પરંપરાઓ દ્વારવતી અને યાદવોને પણ સંકલિત કરે છે.

આ અનુશ્રુતિની વિરુદ્ધ કશું પ્રમાણ નથી અને એમાં કશું અસંભવિત નથી, એ ન્યાયે એને મહાભારત-યુગની એક સંભવિત ઇતિહાસ-વસ્તુ તરીકે માનવામાં પ્રમાણ–બાધા નથી.

આ બાબતને હરિવંશની અનુશ્રુતિઓને આધારે તપાસવાથી ગિરિનગરના અસલ સ્થાન જેવા "ગિરિપુર"ની ભાળ લાગે છે, કદાચ દ્વારકાના અસલ સ્થાનનું સામીપ્ય પણ એમાંથી ફલિત થાય.

મથુરામાંથી યાદવોના પલાયનની કથા હરિવંશમાં વિષ્ણુપર્વના અ. ૫૬માં આપી છે, પણ એ પરિભ્રમણ કયા કયા સ્થળેથી થયું એનું કોઈ વર્ણન મળતું નથી, પરંતુ અંતિમ કે ઉપાંત્ય સ્થળનો નિર્દેશ છે. મોખરે રણકોવિદ યાદવો હતા, વાસુદેવ પુરોગામી-અગ્રેસર, એ રીતે સંઘ સિંધુરાજના અનૂપ-કહેતાં જલપૂર્ણ પ્રદેશે આવી પડ્યો (प्रपेतुर्यदुपुङ्गवाः)[૮] અને અહીં બધાને આનંદ થયો. આ પ્રદેશનું આગળ વર્ણન કરતાં એને સિંધુરાજનો વિષય–અર્થાત્ સિંધુરાજનો દેશ કહ્યો છે.[૯] એ વિપુલ દેશ સાગરથી ઉપશોભિત હતો ઇત્યાદિ. ત્યાં નાતિદૂરે રૈવતક નામે પર્વત બધી બાજુએ વિરાજતો હતો (सर्वतोऽभिविराजते). એ પર્વતમાં દ્રોણે ચિરકાલ વાસ કર્યો હતો. એમાં ઘણા પુરુષો હતા અને એ સર્વ રત્નોથી ભાસુર હતો. એ રાજાની વિહારભૂમિ ત્યાં જ સારી રીતે બનાવવામાં આવી હતી.

એનું નામ દ્વારવતી હતું. અને એ સારી પેઠે લાંબી અને अष्टापदोपमा કહેતાં કૈલાસ જેવી હતી;[૧૦] ઇત્યાદિ.

આ વૃત્તાંત ઉપરથી ફલિત થાય છે કે યાદવો મથુરાથી સિંધ અને કચ્છના પ્રદેશોમાં થઈ સૌરાષ્ટ્રમાં આવ્યા.

પરંતુ આ અનુશ્રુતિમાંથી બીજા અનેક પ્રશ્નો ઉપસ્થિત થાય છે. આ સિંધુરાજ કોણ? એનો વિષય કહેતાં રાજ્યપ્રદેશ કયો કે જ્યાંથી રૈવતક બહુ દૂર ન હોય? ભવિષ્યપુરાણ પ્રમાણે સિંધ, કચ્છ અને ભૂજનો એક રાજવંશ સાથે સંબંધ દેખાય છે. સિંધુ નદીના તટે સિંધવર્મા રાજ્ય કરતો હતો, તેને સિંધુદ્વીપ નામે પુત્ર હતો, અને એને શ્રીપતિ નામે પુત્ર હતો ઇત્યાદિ અનુશ્રુતિ ભ. પુ. આપે છે.[૧૧] આ અનુશ્રુતિ હરિવંશની અનુશ્રુતિ સાથે સંવાદી છે એમ માનીએ તો એ સિંધુ-રાજનો રાજ્યપ્રદેશ રૈવતક પર્વત સુધી હતો, જ્યાં એણે સારી પેઠે લાંબી અને કૈલાસની ઉપમા આપી શકાય તેવી વિહારભૂમિની રચના કરી હતી, જેનું નામ દ્વારવતી હતું. આ સ્થાને શ્રીકૃષ્ણે પણ નવી નગરી વસાવી અને ત્યાં ધ્રુવ વાસ કર્યો. શ્લોક ૩૪ માં દ્વારવતી પ્રાપ્ત કરી-પામ્યા, અને શ્લોક ૩૫ માં કૃષ્ણ દ્વારવતી ગયા એવો સ્પષ્ટ નિર્દેશ છે. શ્રીકૃષ્ણની દ્વારવતી કે દ્વારકા ક્યાં છે કે ક્યાં હતી એ મોટા વિવાદનો વિષય છે, જેનું મહાભારત અને પુરાણોના બધા ઉલ્લેખોનું સમાધાન કરે એવું નિરાકરણ શક્ય લાગતું નથી, કારણ કે એ બધા ઉલ્લેખોમાં સમુદ્ર અને રૈવતક પર્વતનું સામીપ્ય સ્વીકૃત છે, અને હાલની દ્વારકા પાસે રૈવતક નથી અને રૈવતક (ગિરનાર) પાસે સમુદ્ર નથી.[૧૨] પરંતુ હરિવંશની આ અનુ-શ્રુતિનું, સિંધુરાજની રૈવતકમાં આવેલી વિહારભૂમિનું નામ દ્વારવતી હતું અને એ સારી પેઠે લાંબી અને અષ્ટાપદ–કૈલાસ જેવી ઊંચી અને વિશાળ હતી એ તાત્પર્ય મહત્ત્વનું છે, કારણ કે એ પર્વત પાસેની ડુંગરાળ વસાહત સૂચવે છે.

આ ડુંગરાળ વસાહતનું મુખ્ય નગર કયું હશે? હરિવંશ આનો નિર્દેશ કરે છે.

દાનવેંદ્ર મધુ હર્યશ્વને મધુવન વિનાનું પોતાનું રાજ્ય આપતાં અને એ વનમાં લવણ એનો સહાયક થશે એવી ખાતરી આપતાં આગાહી કરે છે કે "અહીં રહેતો હઈશ એવામાં જ" મહત્-દુર્ગ ગિરિપુર તારો "પાર્થિવાવાસ" થશે, જેનો વિષય કહેતાં પ્રદેશ સુરાષ્ટ્ર છે, જે સુરાષ્ટ્ર સમુદ્રાંતે પાણીથી ભરપૂર અને નિરામય છે. આનર્ત નામનું મહાન અને વિસ્તૃત તારું રાષ્ટ્ર થશે. કાલયોગથી હું આવું ભવિષ્ય માનું છું.[૧૩]

દૈત્ય મધુ વરુણાલયમાં તપોવાસમાં જાય છે. પછી ઉપરની ભવિષ્યવાણી પ્રમાણે હર્યશ્વ આચરે છે. એ દિવ્ય ઉત્તમ ગિરિવરમાં વાસ માટે પુરને વસાવે છે. આનર્ત નામનું એ રાષ્ટ્ર સુરાષ્ટ્ર અને ગોધનથી ભરેલું થોડા કાળમાં સમૃદ્ધ થાય છે. અનૂપ પ્રદેશમાં અને વેલાવન(સમુદ્રકાંઠાના વન)થી વિભૂષિત, ખેતરના અનાજથી ઢંકાયેલા, કિલ્લાઓ અને ગ્રામોથી ભરેલા આબાદ એવા એ રાષ્ટ્રનું રાષ્ટ્રવર્ધન એ રાજાએ શાસન કર્યું.[૧૪]

આમાં પણ સુરાષ્ટ્ર એવા આ આનર્ત રાષ્ટ્રમાં ગિરિમાં હર્યશ્વપુર વસાવ્યું એનું અર્થાત્ ગિરિપુરનું સમર્થન છે.

શ્રીકૃષ્ણ-બલરામ સૌરાષ્ટ્રમાં આવ્યા એ પહેલાં યાદવોનાં કેટલાંક કુળો ત્યાં રહેતાં હતાં એવી હરિવંશની અનુશ્રુતિ છે. હર્યશ્વને—જે ગિરિપુરમાં વસતો હતો તેને—મધુમતીથી યદુ નામનો પુત્ર થયો, અને યદુએ પાંચ નાગકન્યાઓ સાથે લગ્ન કરી પાંચ પુત્રો ઉત્પન્ન કર્યા : મુચુકુંદ, પદ્મવર્ણ, માધવ, સારસ અને હરિત. આમાં માધવ જે જ્યેષ્ઠ પુત્ર હતો તે યદુના સ્વપુરમાં—અર્થાત્ સંદર્ભથી ગિરિપુરમાં—યુવરાજ તરીકે રહ્યો, અને હરિતે માતામહના સાગરદ્વીપનું પાલન કર્યું. આ સાગરદ્વીપ તે કચ્છ કે શંખોદ્ધાર સંભવે છે. સમુદ્ર-જન્ય સંપત્તિ અને એના વેપારનું હરિવંશમાં વર્ણન છે. મુચુકુંદે વિંધ્ય-ઋક્ષવાન(સાતપૂડા)ના પ્રદેશોમાં, પદ્મવર્ણે સહ્યાદ્રિમાં અને એની દક્ષિણે સારસે પુરીઓ વસાવી.[૧૫]

આ અનુશ્રુતિમાં તથ્ય હોય તો એમ કહી શકાય કે શ્રીકૃષ્ણ મથુરામાંથી જરાસંધ અને કાલયવનનાં આક્રમણોમાંથી બચવા યાદવોને લઈને સુરાષ્ટ્રમાં વસતાં પોતાનાં સગાંવહાલાં પાસે આવ્યા.

આનું વધારે સમર્થન પણ હરિવંશમાંથી મળે છે. રુક્મિણી-સ્વયંવરમાંથી પાછા મથુરા આવતાં ગરુડે[૧૬] (બધી પરિસ્થતિ સમજ્યો હતો એ કારણે) શ્રીકૃષ્ણને વિનંતી કરી કે હું રૈવતની કુશસ્થલીએ જઈશ, રમ્ય રૈવતગિરિએ જઈશ, અને ત્યાં જો તમારા વાસને યોગ્ય ભૂમિ હશે અને ત્યાં તમારી રમ્ય નગરી થાય એવું હશે તો કંટકોદ્ધરણ કરી—અર્થાત્ વિઘ્નો દૂર કરી તમારી પાસે આવીશ.[૧૭] શ્રીકૃષ્ણ મથુરા પહોંચ્યા એ પછી ગરુડ પાછો આવી પોતે શું કરી આવ્યો એ કહે છે. "આપની પાસેથી નીકળી આપના વાસ યોગ્ય ભૂમિ જોવા માટે કુશસ્થલી ગયો, આકાશમાં રહી બધી બાજુએ અવલોકન કર્યું અને એક લક્ષણ-પૂજિત પુરી જોઈ, જે સાગર અને જલપૂર પ્રદેશથી વિપુલ, પૂર્વે અને ઉત્તરે પ્લવથી કહેતાં સુગંધિ તૃણથી[૧૮] શીતલ, બધી બાજુએ ઉદધિ હોય

એ રીતે મધ્યમાં રહેલી અને દેવોને પણ અભેદ્ય એવી," ઇત્યાદિ કુશસ્થલી નગરીનું વર્ણન કરી ગરુડ અંતે કહે છે: રાજાઓના વાસો માટે વિશિષ્ટ એવી એ નગરોત્તમા પુરી છે, સુરાલય એવો ગિરિશ્રેષ્ઠ રૈવત કે જે નંદન જેવો છે તેને પુરદ્વારનું ભૂષણ કરો. ત્યાં જઈને અધિવાસ કરાવો. એ ત્રણે લોકમાં દ્વારવતી નામે ઓળખાશે. જો મહોદધિ ઢાંકેલી ભૂમિ આપે એવું બને તો વિશ્વકર્મા યથેષ્ટ કર્મ કરશે.[૧૯]

આ ઉલ્લેખો એ સૂચવે છે કે શ્રીકૃષ્ણે રૈવતકના પ્રદેશમાં સાગર પાસે નવી નગરી માટે ભૂમિ માગી નગરીનું નિર્માણ કર્યું હશે.

આકાશમાં રહી ગરુડે કરેલું સૌરાષ્ટ્રની ભૂમિનું નિરીક્ષણ એ ધ્યાન ખેંચે એવી બાબત છે. બધી બાજુએ જે સાગર દેખાય છે તે કુશસ્થલીની આજુબાજુ છે એમ માનવા કરતાં બધી બાજુએ જ્યાં સાગર છે તેવા પ્રદેશમાં એને કુશસ્થલી દેખાય છે, અને એ રીતે એને આકાશમાંથી રૈવતક પણ દેખાય, અર્થાત્ સૌરાષ્ટ્રની બે ભૌગોલિક વિશેષતાઓ-બધી બાજુએ સમુદ્ર અને ઊંચો રૈવતક એ એનું ખાસ ધ્યાન ખેંચે.[૨૦]

રૈવતક વિશે પણ હરિવંશની અનુશ્રુતિ નોંધવી જોઈએ. ગિરિપુરનું પાલન કરતા માધવની સંતતિમાં "રૈવત" થાય છે, એના પુત્ર ઋક્ષનો જન્મ રમ્ય પર્વત શિખરે થયો, તેથી એ પર્વતનું નામ "રૈવત" થયું, સાગરની અંતિકે રૈવતક નામે ભૂમિધર ભૂમિમાં પ્રસિદ્ધ થયો.[૨૧]

હરિવંશમાં આવતાં વર્ણનો ઉપરથી બે બાબતો સ્પષ્ટ થાય છે. એક તો સૌરાષ્ટ્રમાં રૈવતક પાસે ગિરિપુર અને બીજી એ કે શ્રીકૃષ્ણે ગિરિપુર, કુશસ્થલી, શંખોદ્ધાર બેટ આદિ સૌરાષ્ટ્રનાં સ્થાનોમાં રહેતા સ્વકુળના યાદવો પાસે આશ્રય લીધો. આમાંથી એક અનુમાન થઈ શકે: શ્રીકૃષ્ણે રૈવતકથી નાતિદૂરે સાગર પાસેથી જમીન લઈને સાગરકાંઠે કુશસ્થલીનું દ્વારવતીરૂપે નવું નિર્માણ કર્યું.

આ જે હોય તે ખરું, પણ હરિવંશની અનુશ્રુતિઓમાં જો કાંઈ તથ્ય હોય તો એમ કહી શકાય કે રૈવતક પાસે ગિરિપુર નામે દુર્ગ હતો, જ્યાં યાદવોના પૂર્વજો રહેતા હતા.

રક્ષણની અને આબાદીની દૃષ્ટિએ સમુદ્રથી નાતિદૂર આવેલો આ ગિરિપ્રદેશ અને ત્યાંનું ગિરિપુર એ શ્રીકૃષ્ણપ્રમુખ યાદવોને "ધ્રુવ નિવાસ" માટે યોગ્ય લાગ્યાં એ અનુશ્રુતિનું સમર્થન સૌરાષ્ટ્રની ભૌગોલિક સ્થિતિ કરે છે.

સૌરાષ્ટ્રની ઉત્તરે કચ્છનો અખાત છે, પૂર્વે ખંભાતનો અખાત છે, દક્ષિણે અને પશ્ચિમે અરબી સમુદ્ર છે, પરંતુ સૌરાષ્ટ્ર પ્રાગ્-ઐતિહાસિક કાલમાં એક દ્વીપ હશે એમ ભૂસ્તરશાસ્ત્રીઓ કહે છે. જે ખાડી કચ્છના અખાતને ખંભાતના અખાત સાથે જોડતી હશે તે કાલે કરીને ક્રમે ક્રમે સિંધુ નદીની પ્રાચીન પૂર્વ શાખાના તેમજ લૂણી, બનાસ, રૂપેણ તથા સાબરમતીના કાંપથી ભરાઈ ગઈ. આ કુદરતી પ્રક્રિયાએ સૌરાષ્ટ્રને પૂર્વોત્તરે ગુજરાતની મુખ્ય ભૂમિ સાથે જોડી દીધો અને જે દ્વીપ હતો તે દ્વીપકલ્પ બનતો રહ્યો.[૨૨]

ઉત્તર ભારત સાથે જોડતા ડોક જેવા આ સાંકડા ભૂમિભાગે અને બીજી બધી બાજુએ લહેરાતા સમુદ્રે સૌરાષ્ટ્રને એવી ભૌગોલિક લાક્ષણિકતા અર્પી કે એથી એની વસાહતો અને તેઓના ઇતિહાસનું એ ઘટક બળ બન્યું. એક બાજુએ ભારતના પશ્ચિમ કિનારાની ઉત્તર દિશાને છેડે એને સ્થાન મળ્યું અને એથી ઉત્તર-પશ્ચિમથી આવતા માનવસંસ્કારના પ્રવાહ તરફ એ અભિમુખ થયો, તો બીજી બધી બાજુના સમુદ્રે એને, જેમ કેટલાક કહે છે તેમ, Culde-sac બનાવી દીધો, અર્થાત્ જેમાં પ્રવેશદ્વાર છે, પણ નિર્ગમનનો માર્ગ નથી તેવી શેરી બનાવી દીધો. પ્રાચીન કાળથી આક્રમક ટોળીઓ અથવા યાદવો જેવાં આશ્રય શોધતાં માનવકુળો એમાં પંજાબ અને સિંધમાંથી આવી શકે, પણ બીજી બધી બાજુએ સમુદ્રને સામે દેખાતો જોઈને નિર્ગમનનો ઉત્સાહ રહે નહિ. આમ પ્રાચીન કાલથી માનવકુલો અને એમની સંસ્કૃતિઓની સૌરાષ્ટ્ર સંગ્રહભૂમિ બની છે.[૨૩]

સૌરાષ્ટ્રનું ભૂમિતલ પણ આશ્રય શોધનારાઓને સંરક્ષણ કાજે આકર્ષક છે. ઉત્તરપૂર્વનો થોડોક ભાગ બાદ કરીએ તો એ સર્વત્ર ટેકરીઓથી નિમ્નોન્નત-તરંગિત થયેલી ભૂમિ છે. એની બે ગિરિમાળાઓ—એક ઉત્તર-પૂર્વે અને બીજી દક્ષિણ-પશ્ચિમે—સમાનાંતર રેખાઓએ એ પ્રદેશને કાપે છે. એમાં દક્ષિણ-પશ્ચિમની ગિરિમાળાના પ્રદેશો પ્રાચીન કાલથી વસાહત અને ઇતિહાસના ક્ષેત્ર જેવા છે. પશ્ચિમ છેડેથી શરૂ થઈ સમુદ્રકાંઠેથી થોડાક માઈલના અંતરે માંગ-રોળ (સોરઠ)થી નાતિદૂરે એનો આરંભ થાય છે, અને પૂર્વે શિહોરની પાસે થઈને ખંભાતના અખાતના જળની દૃષ્ટિમાં એ નમી પડે છે. સૌરાષ્ટ્રના દ્વીપકલ્પને દક્ષિણ ભાગે આવરે એવું "ધનુષ" ( arc ) કલ્પીએ તો એ પ્રદેશમાં વધારેમાં વધારે ઊંચાઈઓ છે. આ દક્ષિણપૂર્વ વિસ્તરતી ગિરિમાળામાં સૌથી ઉન્નત ગિરનાર છે, દરિયાની સપાટીથી ૧૧૧૭ મીટર (૩૬૬૬ ફૂટ) ની ઊંચાઈવાળો. ગીરની ટેકરીઓમાં દરિયાખેડુઓને જમાનની નિશાની તરીકે દેખાતો, નંદીવેલો પણ ધ્યાન ખેંચે છે.

પ્રાગ્-ઇતિહાસકાલથી જે કોઈ માનવ-વસાહતો સૌરાષ્ટ્રમાં સ્થપાઈ હશે તે આ દક્ષિણ વિભાગમાં છે. યાદવોનું આશ્રયસ્થાન પણ એ વિભાગ જ બન્યો છે. એ જ વિભાગનો ગિરનાર પણ ઇતિહાસ અને ધર્મનું ક્ષેત્ર બન્યો છે.[૨૪]

આપણે જોઈએ છીએ કે 'વસુદેવહિંડી,' (આશરે ઈ.સ.નો પાંચમો સૈકો) નામના જૈન કથાગ્રંથમાં ચડતી પડતી અનુભવતા એક સમુદ્રવેપારી ચારુદત્તની કથા છે.[૨૫] એ પ્રિયંગુપટ્ટણ (ઘણું કરીને બંગાળમાં) થી વહાણ ભરી નાવિકો અને નોકરો સાથે "રાજશાસનથી પટ્ટો" મેળવી વેપાર અર્થે નીકળી પડે છે. જલ-માર્ગે જતાં એને લોક (જગત) જલમય દેખાય છે. ચીનસ્થાનમાં વાણિજ્ય કરી સુવર્ણભૂમિ (સુમાત્રા કે બર્મા), કમલપુર (કમ્બુજ), યવનદ્વીપ (યવદ્વીપ-જાવા), અને સિંહલથી વળાંક લઈને (वलं जेत्तूण) પશ્ચિમે બર્બર (બર્બરિકોન), યવન(સિકંદરિયાનું બંદર)માં આઠ કોટિ ધન પેદા કરી સમુદ્રયાત્રા કરતો સૌરાષ્ટ્રકૂલેથી (કિનારેથી) જતાં, કિનારો દેખાય છે તેવામાં વાવાઝોડું થતાં, એનું વહાણ નષ્ટ થઈ જાય છે. એક પાટિયાને આધારે તરતાં તરતાં સાત રાતો મોજાં-ઓમાં અથડાતો કુટાતો એક "ઉંબરાવઈવેલા" (ઉંબરાવતીની કિનારાપટી)માં એ ફેંકાઈ આવે છે. ખારા પાણીથી સફેદ શરીરવાળો એ એક જાળા (કુડંગ) નીચે વિસામો લેતો હોય છે ત્યાં એક ત્રિદંડી આવી એને પોતાના મઠમાં લઈ જાય છે અને એ ત્રિદંડી સુવર્ણરસની લાલચ આપી એને હિંસક પશુઓથી ભરેલી અટવીમાં લઈ જઈ પર્વતની ગુફામાં ઘાસથી ઢંકાયેલા કૂવામાં ઉતારે છે. ચારુદત્ત રસકુંડમાંથી ત્રિદંડીની તૂંબડી ભરી લઈ દોરડી હલાવે છે એટલે ત્રિદંડી તૂંબડી ઉપર ખેંચી લઈ ચારુદત્તને લટકતો રાખે છે. કૂવામાંથી એક ઘોને વળગી એ ઉપર આવે છે. ત્યાંથી નાસીને વનમાં ભટકતો "ચતુષ્પથ" (જ્યાં ચાર માર્ગો ભેગા થાય તેવું સ્થાન) દેખાતાં ત્યાં જાય છે અને ત્યાં એને એનો જૂનો સંબંધી રુદ્રદત્ત મળે છે. રુદ્રદત્ત એને ઉત્સાહ આપી ફરી વેપાર કરાવવા "રાયપુર" લઈ જાય છે અને ત્યાંથી એક સાર્થની સાથે "સિંધુસાગરસંગમનદી"ને ઓળંગી ઉત્તરપૂર્વ દિશામાં જાય છે, ઇત્યાદિ.

આમ આ કથા સૌરાષ્ટ્રના દરિયાના તોફાનની ઝાંખી કરાવે છે. એમાં "સૌરાષ્ટ્રકૂલ", એના ઉપર "ઉંબરાવતીવેલા", "રાયપુર" અને "સિંધુસાગર-સંગમનદી"ના નિર્દેશો સૌરાષ્ટ્રની સમુદ્રકાંઠાની ભૂગોળનો ખ્યાલ આપે છે. ઉંબરાવતીવેલા એ વેલાકૂલ-વેરાવળ હોય અથવા પાસેના વન અને ડુંગરનો ઉલ્લેખ જોતાં ગીરમાં આવેલો નંદીવેલા પાસેનો સમુદ્રકાંઠો હોય.

આપણે જોઈશું કે સાતમી સદીમાં આ પ્રદેશમાં આવેલો ચીની યાત્રી યુઅન શ્વાંગ નોંધે છે કે "સુરઠ" (સુરાષ્ટ્ર)ની રાજધાનીનો પ્રદેશ "સમુદ્ર-કાંઠે જતાં ધોરી માર્ગ ઉપર હોવાથી ત્યાંના વાસીઓ સમુદ્રનો ઉપયોગ કરે છે અને ધંધે વેપારીઓ છે."

હરિવંશ જ્યાં ગિરિપુર હોવાનો નિર્દેશ કરે છે ત્યાં ગિરિનગર હોવાના પુરાવા ઇતિહાસ-પ્રમાણિત છે, પરંતુ ઇતિહાસકાલમાં દ્વારકા પાટનગર રહ્યું કે ગિરિનગર થયું એ પ્રશ્નનો પણ વિચાર કરવો જોઈએ.

ડૉ. મોતીચંદ્ર જૈન અનુશ્રુતિમાં ગણાવેલા સાડા પચીસ દેશોને મૌર્ય સામ્રાજ્યની "ભુક્તિઓ" ગણે છે. સદ્‌ગત ડૉ. વાસુદેવશરણ અગ્રવાલ આ અભિપ્રાયનું સમર્થન કરે છે, પરંતુ આ ગણનામાં "મગધો"ની રાજધાની રાજગૃહ કહી છે અને મૌર્યકાલમાં અને એ પહેલાંયે મગધની રાજધાની રાજગૃહથી પાટલિપુત્ર આવી ગઈ હતી એનો ખુલાસો ડૉ. મોતીચંદ્ર એવો કરે છે કે મૌર્ય-યુગમાં પણ રાજગૃહનું ધાર્મિક અને રાજનૈતિક મહત્ત્વ રહ્યું હતું, અર્થાત્ મગધની રાજધાની પાટલિપુત્ર થયા છતાં જૈન અનુશ્રુતિમાં રાજગૃહ જ મુખ્ય નગર રહ્યું, પરંતુ તેઓ કહે છે કે પ્રાચીન સુરાષ્ટ્રની રાજધાની દ્વારવતી હતી તે જેમની તેમ રહી હતી.[૨૭] અર્થાત્ મૌર્યકાલમાં પણ સુરાષ્ટ્રની રાજધાની દ્વારવતી હતી, પણ જે ખુલાસો રાજગૃહ અને પાટલિપુત્ર માટે ચાલે એ દ્વારવતી અને ગિરિનગર માટે પણ ન ચાલે? અર્થાત્ દ્વારવતીનું ધાર્મિક મહત્ત્વ રહ્યું, પણ રાજધાની ગિરિનગર બન્યું.

પરંતુ આવી રીતે અનુશ્રુતિને ઘટાવવી પડે એના કરતાં એમ ધારવું વધારે ઉચિત છે કે મૌર્યકાલ પહેલાંના કાલની પરંપરા એમાં છે. પછી થયેલા ઇતિહાસીય પરિવર્તન પ્રમાણે એ અનુશ્રુતિ બદલાઈ નથી.

## ૨. મૌર્યકાલીન ગિરિનગર

ગિરનાર-જૂનાગઢમાંના ત્રિલેખ શૈલ પરના અભિલેખોમાંથી અહીં ગિરિનગર પૂરતા ઉલ્લેખો જોઈએ.

રુદ્રદામાનો અભિલેખ ઈ. સ. ૧૫૦ પછી તુરત જ કોતરાયેલો છે.[૨૮] એની પહેલી પંક્તિમાં જ इदं तडाकं सुदर्शनं गिरिनगराद् (આ સુદર્શન તળાવ ગિરિ-નગરથી) એ રીતે એમાં ગિરિનગર અને સુદર્શન તળાવના ઉલ્લેખો છે. અભિ-લેખની પાંચમી પંક્તિમાં ગિરિ ઊર્જયત્‌નો નિર્દેશ છે. અને પંક્તિ ૫-૬માં સુવર્ણ-

સિકતા વિલાસિની અને પલાશિની નદીઓનાં નામ છે. એ ઉપરાંત બીજી નદીઓનો સામાન્ય ઉલ્લેખ "પ્રભૃતિ"થી કર્યો છે.[૨૯]

જૂનાગઢમાં બાવા પ્યારાના નામથી ઓળખાતા મઠ પાસે જૂનાગઢથી પૂર્વમાં આવેલી ગુફાઓના જૂથ સામેના એક ભોંયરામાંથી ક્ષત્રપ જયદામાના પૌત્રના અર્થાત્ રુદ્રદામાના પુત્રના સમયના મિતિ વિનાના અભિલેખની ત્રીજી પંક્તિમાં "गिरिनगरे" (ગિરિનગરમાં) એવો નિર્દેશ છે.[૩૦]

ગુપ્ત સમ્રાટ સ્કંદગુપ્તનો લેખ ઈ.સ. ૪૫૮ ની સાલનો છે. એમાં ૨૦ મા અને ૩૯ મા શ્લોકમાં સ્થળનો નિર્દેશ "નગર" શબ્દથી કર્યો છે.[૩૧] "નગર"થી અહીં 'ગિરિનગર' જ ઉદ્દિષ્ટ છે એમાં શંકા નથી. રાજધાનીઓ કે મોટાં શહેરોને ફક્ત "નગર" કે "પત્તન" કે "પાટણ" કહેવાના પ્રઘાતનું એ સૂચક છે.

આ અભિલેખમાં શ્લોક ૨૮ માં 'રૈવતક' અને શ્લોક ૨૯માં 'ઊર્જયત્' નામ પ્રયોજાયું છે. રૈવતકમાંથી નીકળેલી નદીઓ માટે 'પલાશિની સિકતા વિલાસિની' એવો શબ્દપ્રયોગ છે.

કેટલાક આમાં પલાશિની અને સિકતાવિલાસિની (સુવર્ણસિકતા) એવી બે નદીઓ ઘટાવે છે, તો કેટલાક "સિકતાવિલાસિની'ને પલાશિનીનું વિશેષણ ગણે છે, પરંતુ પૂર્વાપર પંક્તિઓમાં આપેલ બહુવચનના પ્રયોગો જોતાં અહીં પલાશિની, (સુવર્ણ)સિકતા અને વિલાસિની, એ ત્રણ નદીઓ ઉદ્દિષ્ટ હોવી સંભવે છે.[૩૧]

'મહોદધિનો વર્ષાગમથી થયેલો મહોદ્ભ્રમ જોઈને પ્રિયેપ્સુ (પ્રિય પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા) ઊર્જયતે તીરાંત ઉપર ઊગેલાં અનેક પુષ્પોથી શોભિત એવો નદીમય હસ્ત જાણે પ્રસારિત કર્યો' (શ્લોક ૨૯)[૩૨]. આમાં નોંધવા જેવું એ છે કે ઊર્જયત્ વર્ષાથી થયેલા મહોદધિનો મહોદ્ભ્રમ જુએ છે, અને પ્રિય પ્રાપ્ત કરવાની ઇચ્છાથી પોતાનો પુષ્પશોભિત નદીમય હસ્ત લંબાવે છે. ઊર્જયત્ ઉપરથી મહોદધિ દેખાતો હોય તો કવિ આવી કલ્પના કરે.

આમ આ અભિલેખો ઈ.સ.ના બીજા સૈકાથી ઈ.સ. ના પાંચમા સૈકા સુધી ગિરિનગરને ઊર્જયત્ અને રૈવતક ગિરિઓના સાંનિધ્યમાં નિશ્ચિત કરે છે. (હરિવંશનું ગિરિપુર પણ ત્યાં જ હતું.)

આ બે નામો ઊર્જયત્ અને રૈવતક એક જ ગિરિને સૂચવે છે કે બે ગિરિઓને એ એક ચર્ચાસ્પદ મુદ્દો બન્યો છે. કેટલીક બ્રાહ્મણ અને જૈન અનુશ્રુતિઓ બંને નામ એક ગિરિ માટે વાપરતી લાગે છે. આચાર્ય હેમચંદ્ર 'અભિધાનચિંતા-

મણિમાં उज्जयन्तो रैवतकः (૪–૯૭) કરી બંનેને એક જ ગણે છે, પરંતુ સ્કંદ-પુરાણના પ્રભાસખંડના વસ્ત્રાપથ-માહાત્મ્યના ઉલ્લેખો તેમજ બીજાં પુરાણોના ઉલ્લેખો આ બે નામ બે ગિરિઓ માટે વાપરે છે એમ સ્પષ્ટ તાત્પર્ય નીકળે છે.[૩૩] સ્કંદગુપ્તનો અભિલેખ બે નજીકના પહાડો માટે બે નામ વાપરે છે એમ માનવું ઉચિત લાગે, પણ રુદ્રદામાનો અભિલેખ સુવર્ણસિકતા અને પલાશિની ઊર્જયત્-માંથી નીકળે છે એમ સૂચવે છે, જ્યારે સ્કંદગુપ્તનો અભિલેખ પલાશિની રૈવતક-માંથી નીકળે છે એમ સૂચવે છે. આ વિરોધનો પરિહાર એમ થઈ શકે કે રુદ્ર-દામાના સમયમાં એ બધા પહાડો ઊર્જયત્ નામે પ્રસિદ્ધ હશે અને સ્કંદગુપ્તના સમયમાં એ પહાડો માટે બે નામો પ્રચલિત હશે.

રુદ્રદામાનો ગિરિનગરનો અભિલેખ ઇતિહાસ માટે મહત્ત્વની બીજી કેટલીક ઘટનાઓની નોંધ લે છે. સુદર્શન તળાવનો પૂર્વ વૃત્તાંત આપતાં એ લેખનો રચયિતા કહે છે કે મૌર્ય રાજા ચંદ્રગુપ્તના રાષ્ટ્રિય (સાળા, પ્રાંતિક સૂબા) વૈશ્ય પુષ્યગુપ્તે કરાવેલું, અશોક મૌર્યના યવનરાજ તુષાસ્ફે अधिष्ठाय (અર્થાત્ શાસન નીચે લઈને) પ્રણાળીઓથી અલંકૃત કરેલું અને એણે (તુષાસ્ફે) રાજાને અનુરૂપ "विधाना" (રચના) કરાવેલી (પં.૮–૯).

આ બે નિર્દેશોથી આ સ્થાન મૌર્ય ચંદ્રગુપ્ત (લગભગ ઈ.પૂ. ૩૨૨–૨૯૮) અને એના પૌત્ર અશોક (લગભગ ઈ.પૂ. ૨૭૩–૨૩૭)ની આણમાં હતું એ સ્પષ્ટ થાય છે.

મૌર્યકાલમાં આનર્ત-સૌરાષ્ટ્રનું શાસન-નગર ક્યાં હશે એનો સ્પષ્ટ ઉલ્લેખ નથી, પરંતુ ચંદ્રગુપ્તે આ સ્થળે સુદર્શન કરાવ્યું અને અશોકે એને સુદૃઢ કરી પ્રણાળીઓથી અલંકૃત કર્યું એ ઉપરથી અનુમાન કરી શકાય છે કે મૌર્યયુગમાં પણ 'ગિરિનગર' ગુજરાતનું અધિષ્ઠાન હતું. સૌથી પ્રબળ પુરાવો એ છે કે અશોકે પોતાની ધર્મલિપિઓના જાહેરનામા માટે આ સ્થળને પસંદ કર્યું.[૩૪]

ભારતના પ્રાચીન ઇતિહાસના તજ્જ્ઞો એવો મત ધરાવે છે કે ચંદ્રગુપ્ત મૌર્યે પોતાના વિશાળ સામ્રાજ્યના યોગ્ય વહીવટ માટે એની અલગ અલગ પ્રદેશોમાં વહેંચણી કરી હતી. આ વ્યવસ્થા-પદ્ધતિની પ્રેરણા એને ઈરાનના હખા-મની શહેનશાહોની શાસનપ્રણાલીમાંથી મળી હતી એમ ધારવામાં આવે છે.[૩૫] અશોકના અભિલેખોમાં તો પ્રાદેશિક શાસનવ્યવસ્થાના સ્પષ્ટ ઉલ્લેખો છે.[૩૬] ભારતના પૂર્વ ભાગમાં આવેલા પાટલિપુત્રના સમ્રાટો દક્ષિણપશ્ચિમે મહત્ત્વનું

શાસન-અધિષ્ઠાન ઉજ્જયિનીમાં રાખતા, અને એની દક્ષિણ-પશ્ચિમે આનર્ત-સુરાષ્ટ્ર માટે શાસન-અધિષ્ઠાન ગિરિનગર રાખતા. આ યોજના યવનો ક્ષત્રપો અને ગુપ્તોના કાલ દરમ્યાન પણ ચાલુ રહી લાગે છે.

ચંદ્રગુપ્ત મૌર્યે પુરાણ-પ્રસિદ્ધ દ્વારવતીને બદલે ગિરિનગરને પોતાનું શાસન-નગર બનાવ્યું એમાં એ પોતાના પ્રદેશના અનુભવને અનુસર્યો હોય એમ લાગે છે. પાટલિપુત્રમાં વસતા એ સમ્રાટની નજર આગળ એનું ગિરિવ્રજ (રાજગૃહ) હતું. ગિરિવ્રજ એટલે ગિરિઓનો વાડો. સૌરાષ્ટ્રમાં આવું સ્થાન ચંદ્રગુપ્તને અથવા એના અધિકારી પુષ્યગુપ્તને ઊર્જયત્ અને સમીપના ગિરિઓના વાડામાં સૂઝે એ સંગત છે. હરિવંશની અનુશ્રુતિનું તથ્ય સ્વીકારીએ તો એ મૌર્યે ગિરિપુરને 'ગિરિનગર' બનાવ્યું એમ માની શકાય. જૂની વસાહતો ઉપર કે પાસે નવી વસાહતો વસાવવાની પ્રણાલી ઇતિહાસ-પ્રસિદ્ધ છે.

જનપદ વસાવવાની બાબતની ચર્ચા કરતાં કૌટિલ્ય[૩૭] "ભૂતપૂર્વ" એટલે કે જ્યાં પહેલાં વસવાટ હોય ત્યાં પણ જનપદ વસાવવાનો વિકલ્પ આપે છે.[૩૮]

ચંદ્રગુપ્તે કે એના અધિકારીએ ગિરિપુર પાસે કે એની ઉપર 'ગિરિનગર' વસાવ્યું હોય કે તદ્દન નવું ગિરિનગર વસાવ્યું હોય તો એમાં પણ કૌટિલ્યનું સમર્થન છે. એ જાત જાતના દુર્ગોના વિધાનની ચર્ચા કરતાં "પાર્વત દુર્ગ"ની સૂચના કરે છે. આવો દુર્ગ પ્રસ્તર એટલે કટક-શિલાઓનો-"ગુહા" ઓનો હોય. અહીં ગુહાનો અર્થ સાદી ગુફા નથી લાગતો, પણ ગિરિમાંની અંદરની ખીણો કે એવો ગૂહન કરે-સંતાડે તેવો પ્રદેશ, (અંગ્રેજીમાં જેને ravine કહી શકાય તેવું સ્થાન હોય) એમ લાગે છે. નદીદુર્ગ અને પર્વતદુર્ગ જનપદના સંરક્ષણનું સ્થાન છે.[૩૯]

કૌટિલ્યે "સમુદય"ના સ્થાનની—સ્થાનીયની રચના વિશે જે કહ્યું છે તે ગિરિનગરને ઠીક લાગુ પડે એવું છે. સમુદય-સ્થાન એટલે રાજ્યાધિકારસ્થાન, (Seat of Sovereigns) અને સ્થાનીય એટલે કિલ્લાવાળી રાજધાની (Fortified Capital) એવો શામ શાસ્ત્રી અર્થ કરે છે.[૪૦] આવું સ્થાનીય જનપદની મધ્યમાં હોવું જોઈએ. ગિરિનગર એ સૌરાષ્ટ્ર જનપદની લગભગ મધ્યમાં ગણાય. સ્થાનીય-નું નિવેશન વાસ્તુવિદ્યા કે વાસ્તુવિદો પ્રશસ્ત ગણે તેવા દેશોમાં, નદીઓના સંગમસ્થાને અથવા ન સુકાતું હોય તેવા હ્રદના અંકમાં અથવા કુદરતી સરોવર કે માનવરચિત તળાવના અંકમાં કરવું. એનો આકાર ગોળ હોય, લંબચોરસ હોય અથવા ચોરસ હોય. વાસ્તુની આવશ્યકતા પ્રમાણે (वास्तुवशेन), અને જ્યાં પાણી

ડાબેથી જમણે હોય (प्रदक्षिणोदकम्) અને જ્યાં સ્થલમાર્ગ અને જલમાર્ગ આવતા હોય તેવું પણ્ય-પુટભેદન હોય એટલે કે માલના પૂડાઓ જ્યાં ઊઘડતા હોય તેવું બજાર અથવા જે આવું વાણિજ્ય-વેપાર માટે અનુકૂળ હોય તેવું એ સ્થાનીય હોય.[૪૧]

માનસાર (ઈ.સ. ૫૦૦ થી ૭૦૦ ના ગાળામાં) જે સાત પ્રકારના દુર્ગો ગણાવે છે તેમાં સૌ પ્રથમ ગિરિદુર્ગ છે. આ ગિરિદુર્ગના ત્રણ પ્રકારો છે : પર્વતોથી આવૃત મધ્યમાં, પર્વતની સમીપમાં અને પર્વતના અગ્ર પ્રદેશમાં.[૪૨] ગિરિનગર જો ગિરિવ્રજના ધોરણે સ્થપાયું હોય તો એ કદાચ પહેલા પ્રકારનો–પર્વતોથી આવૃત મધ્યમાં એવો ગિરિદુર્ગ હોય.

માનસાર પ્રમાણે નગરનું નાનામાં નાનું માપ ૧૦૦ × ૨૦૦ દંડ અર્થાત્ ૪૦૦ × ૮૦૦ હસ્ત (cubit) અને મોટામાં મોટું માપ ૭૨૦૦ × ૧૪૪૦૦ દંડ અર્થાત્ ૨૮,૮૦૦ × ૫૭,૬૦૦ હસ્ત આપવામાં આવ્યું છે.[૪૩]

ગિરિનગરના અવશેષો હજી પૂરતા પ્રમાણમાં શોધાયા નથી, અને જે શોધાયા છે તે ઉપરથી એ કયા પ્રકારનો ગિરિદુર્ગ હશે, એનો વિસ્તાર કેટલો હશે, એ ગોળ, ચોરસ, કે લંબચોરસ હશે એ ચોક્કસ કહી શકાતું નથી.[૪૪] પરંતુ ત્યાં સ્થલમાર્ગે અને જલમાર્ગે વેપાર ચલાવતું વાણિજ્યકેન્દ્ર હતું એનાં સૂચનો આપણને મળે છે.

એ પ્રદેશમાં કુદરતી સરોવર હશે કે નહિ એ પણ આજે કહી શકાય નહિ, જેવું કે આબુ ઉપર નખી સરોવર છે કે નૈનીતાલમાં નૈની સરોવર છે; પરંતુ જેમાં પાણી ન સુકાય તેવું તડાગ તો ચંદ્રગુપ્તે કરાવ્યું હતું, કદાચ સેતુ (બંધ) બાંધીને, અને એ રીતે એણે એ ઊણપને પૂરી કરી.

સેતુ બાંધીને બનાવેલા આ તળાવનો લાભ નહેરો દ્વારા ખેતીને મળતો હતો.

કૌટિલ્યનું અર્થશાસ્ત્ર આ બાબતમાં સ્પષ્ટ આદેશ આપે છે : 'सेतुबन्धः सस्यानां योनिः । नित्यानुषक्तो हि वर्षगुणलाभः सेतुवापेषु । સેતુબંધ સસ્યોની યોનિ છે, અર્થાત્ સેતુબંધથી અનાજ ઉત્પન્ન થાય છે. સેતુથી થયેલી વાવણીને વરસાદના ગુણનો પણ લાભ મળે છે.[૪૫] આ સેતુબંધની વ્યવસ્થા રાજ્ય કરતું એટલે એના ઉપર કર લેવાતો. સમાહર્તાએ (એટલે આજના રેવન્યૂ-કલેકટરે) દુર્ગ, રાષ્ટ્ર, ખાણ, વન, વ્રજ, વણિક્પથ ઉપર જેમ કર ઉઘરાવવાની નજર રાખવાની તેમ સેતુ ઉપર પણ રાખવાની.[૪૬]

ચંદ્રગુપ્ત મૌર્ય પછી બિંદુસાર અમિત્રઘ્ન (લગભગ ઈ. પૂ. ૨૯૮-૨૭૩) પાટલિપુત્રના સિંહાસને વિરાજે છે. ગિરિનગરના ઇતિહાસમાં એનો નિર્દેશ એક બૌદ્ધ પાલી અનુશ્રુતિના કારણે કરવો જરૂરનો છે. પેતવત્થુ અને એની ટીકા પરમત્થદીપની સુરટ્ઠના એક રાજા નામે પિંગલની કથા આપે છે : 'એ બિંદુસારના રાજ્યના સોળમા વર્ષમાં ગાદીએ આવ્યો. એને નંદક નામે સેનાપતિ હતો, જેણે પિંગલને કોઈ એક 'नत्थिकदिट्ठि' (નાસ્તિક દૃષ્ટિ-દર્શન)માં શ્રદ્ધાવાળો કર્યો હતો. પોતાના નવા દર્શનના ઉલ્લાસમાં એણે પાટલિપુત્રના સમ્રાટ ધર્માશોકને પોતાના મતમાં લાવવાનો વિચાર કર્યો અને મોટી સેના સાથે એ પાટલિપુત્ર ઊપડ્યો (पिंगलो राजा धम्मासोकस्स रञ्जो ओवादं दातुं गतो), પણ એનું પરિણામ એ આવ્યું કે પિંગલ પોતે જ અશોકના બૌદ્ધ ધર્મમાં આસ્થાવાળો થયો.[૪૭]

બિંદુસાર પછી અશોકના શાસન નીચે આનર્ત-સૈરાષ્ટ્ર આવે છે એના બે પુરાવાઓનો ઉપર નિર્દેશ થયો છે : ૧. ગિરનારની કટકશિલા ઉપર દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાની ધર્મલિપિઓ અને ૨. રુદ્રદામાનો અભિલેખ. અશોકના ગિરિનગરનો અધિકારી યવનરાજ તુષાસ્ફ હતો. એણે ચંદ્રગુપ્તે કરાવેલા તળાવને પ્રનાળીઓથી અલંકૃત કર્યું હતું અને રાજાને અનુરૂપ એ તળાવની રચના કરી હતી એનો નિર્દેશ ઉપર થયો છે.

મહાવંશની અનુશ્રુતિ પ્રમાણે અપરાંત—જેમાં આનર્ત-સૈરાષ્ટ્ર-લાટનો સમાવેશ થાય,—તેમાં ધર્મપ્રચાર કરવા માટે ધર્મરક્ષિતને મોકલવામાં આવ્યો હતો, જે પણ યવન હતો.[૪૮]

ગિરિનગરમાં ઈ.પૂ. ત્રીજા સૈકામાં થયેલી ધર્મઘોષણામાં મહત્ત્વ તો સાદા સદાચારને આપવામાં આવ્યું છે. ભારતવર્ષની બધી દિશાઓમાં અશોકની આ ધર્મલિપિઓ કોતરાયેલી છે. એનું પરિણામ લોકજીવન ઉપર વિચારીએ તો એમાં ભારતીય સંસ્કૃતિની એકતાનું મહત્ત્વવાળું કારણ દેખાશે.

ગુજરાતમાં વસેલી પ્રજાઓનો સાંસ્કૃતિક ઇતિહાસ જોઈએ તો એમાં પશુદયા અને ધર્મસહિષ્ણુતા એ બે લક્ષણો તરી આવશે. એનો અર્થ એવો નથી કે ત્યાં પ્રાણી-હિંસાનો કે પંથ-કલહોનો સર્વથા અભાવ હતો. આવું તો માનવસમાજમાં બનવું દુષ્કર! પરંતુ ગુજરાતના સાંસ્કૃતિક જીવનમાં समवायो एव साधु (धम्मलिपि ૧૨) (સાથે મળીને રહેવું) એવું લઢણ કંઈક સમજાય છે. એમાં અશોકની ધર્મલિપિઓનો કેટલો હિસ્સો હશે એના સીધા પુરાવા તો મળે નહિ, પણ પ્રજાઓના સામાજિક-સામૂહિક જીવનમાં આવા સંસ્કારો એક વાર રાજશાસનથી કે ધર્મશાસનથી પડી ગયા હોય તે જાણ્યે-અજાણ્યે એ પ્રજાનો વારસો થાય છે

અને એવો વારસો સાચવવામાં પ્રજાની પ્રકૃતિ તેમજ વાણિજ્ય આદિ વ્યવસાયો અને કુદરતી બળો પણ મદદ કરે છે.

ગુજરાતમાં અશોકના શાસનથી બૌદ્ધ ધર્મનો પ્રભાવ વધતો ચાલ્યો તેમ એના પૌત્ર સંપ્રતિના શાસનથી જૈન ધર્મનો પ્રભાવ થતો દેખાય છે. એને સૌરાષ્ટ્રને ફરીથી સર કરવો પડ્યો એ નિશીથચૂર્ણિમાં આપેલી જૈન અનુશ્રુતિથી ( तेण सुरट्ठविसयो अंधा दमिला ओयविया) જણાય છે. સંપ્રતિ ઉજ્જયિનીમાં યુવરાજ હતો ત્યારે આ પ્રદેશો ઉપર પોતાની સ્વતંત્ર સત્તા ફરી સ્થાપિત કરી હશે એવો ઇતિહાસવિદ મુનિ શ્રીકલ્યાણવિજયજીનો મત છે.[૪૯]

બૃહત્કલ્પસૂત્ર ઉપરના શ્રીસંઘદાસગણિ ક્ષમાશ્રમણકૃત ભાષ્યમાં બે સ્થળે નિર્દેશો છે (ગાથા ૨૯૨-૨૯૪: પૃ. ૮૭: અને ગાથા ૩૨૭૫-૩૨૮૯: પૃ. ૯૧૭-૯૨૧) તેમાં સંપ્રતિએ જૈન ધર્મનો પ્રચાર કેવી રીતે કર્યો એનું વર્ણન છે (ગા. ૩૨૮૩, ૩૨૮૯, પૃ. ૯૨૯-૨૧). આ અનુશ્રુતિઓને વણીને આચાર્ય હેમચંદ્રે પરિશિષ્ટ પર્વ(સર્ગ ૧૧)માં સંપ્રતિની કથા આપી છે તેમાં વિશેષમાં એમ કહ્યું છે કે સંપ્રતિએ ત્રિખંડ ભરતક્ષેત્રને જિનાયતનોથી (જિનમંદિરોથી) વૈતાઢ્ય પર્વત સુધી મંડિત કર્યું (શ્લો. ૬૫). સંપ્રતિએ શત્રુંજય પર તથા ભરુકચ્છમાં જૈન મંદિર બંધાવ્યાં એવું "વિવિધ-તીર્થકલ્પ" તથા "પ્રભાવકચરિત" જણાવે છે.[૫૦] ગિરનાર ઉપરનાં મંદિરો પણ સંપ્રતિએ પહેલાં બંધાવ્યાં એવી જૈનોમાં કિંવદંતી છે.

## ૩. અનુમૌર્યકાલીન ગિરિનગર

મૌર્યો પછી પાટલિપુત્રમાં શુંગોનું આધિપત્ય જોવામાં આવે છે. આનર્ત કે સૌરાષ્ટ્ર ઉપર શુંગોનું આધિપત્ય હશે કે નહિ એના સીધા પુરાવા નથી, પરંતુ કાઉસેન્સ એમ માને છે કે સૌરાષ્ટ્ર ઉપર પણ એમનું આધિપત્ય હશે.[૫૧]

પરંતુ એ પછી યવનોનું (બૅક્ટ્રિયાના ગ્રીકોનું) આધિપત્ય સૌરાષ્ટ્ર ઉપર ચોખ્ખું દેખાય છે.[૫૨]

અહીં એટલું જ નોંધવું પ્રાપ્ત થાય છે કે જે બૅક્ટ્રો-ગ્રીક સિક્કાઓ યવનોનું સૌરાષ્ટ્ર આદિ પ્રદેશોમાં આધિપત્ય હોવાનું સૂચવે છે તે ઠીક ઠીક સંખ્યામાં જૂનાગઢના અર્થાત્ પ્રાચીન ગિરિનગરના સાંનિધ્યમાં મળ્યા છે. આવા સિક્કાઓનો એક મોટો રાશિ—અપલદતના ત્રાંબાના સિક્કાઓનો—ઈ.સ. ૧૮૮૨માં એક ખેડૂતને માટીના ઘડામાંથી મળ્યો હતો.[૫૩]

રાજાધિરાજ અપલદતના, જૂનાગઢમાંથી મળેલા, રાશિમાં બે પ્રકારો છે : એક ચોરસ અને બીજો ગોળ અને મોટો. ચોરસ સિક્કાની ચત્તી બાજુએ ઊભેલા ઍપોલોની આકૃતિ છે, જેના જમણા હાથમાં તીર છે. મથાળે અને આજુબાજુ ગ્રીક લખાણ છે, જેનો અર્થ થાય છે "રાજા ત્રાતા, પિતૃપ્રેમી (Father-Lover) અપલદતનો." પાછલી બાજુએ ઍપોલોનું ત્રિપોઈ (Tripod), એક મૉનોગ્રામ સાથે ડાબી બાજુએ ખરોષ્ઠી અક્ષર "द्री" અને મુદ્રણ ખરોષ્ઠી પ્રાકૃતમાં महाराजस त्रतरस अपलदतस છે.

ગોળ સિક્કાઓની ચત્તી બાજુ ચોરસ જેવી જ મુદ્રિત છે. પાછલી બાજુએ ઍપોલોનું ત્રિપોઈ જેની જમણી–ડાબી બાજુએ ખરોષ્ઠી-પ્રાકૃતમાં અને આજુબાજુ ગોળ મુદ્રણ महाराजस त्रतरस अपलदतस છે.[૫૪]

પેરિપ્લસનો લેખક (ઈ.સ. ૭૦) કહે છે કે આજ દિન સુધી ગ્રીક લખાણ-વાળા અપલદત અને[૫૫] મેનન્દ્રના સિક્કાઓ બરૂગઝ(ભરૂચ)માં પ્રચારમાં છે.

આ જ લેખક સુરાષ્ટ્રેને (Surastrene) અર્થાત્ સુરાષ્ટ્રનું વર્ણન કરતાં કહે છે કે "આ ભાગમાં આજ દિન સુધી સિકંદરની ચડાઈનાં સ્મારકો, જૂનાં મંદિરો, છાવણીઓના પાયા, અને મોટા કૂવાઓ વિદ્યમાન છે." હવે ઇતિહાસ કહે છે કે આટલે સુધી સિકંદર આવ્યો જ ન હતો, એટલે આ કથનમાં નિર્દિષ્ટ મંદિરો, છાવણીઓ અને કૂવાઓ સૌરાષ્ટ્રમાં બૅક્ટ્રિયન–ગ્રીક આધિપત્યના અવશેષો છે એમ માનવામાં આવે છે.[૫૬]

પેરિપ્લસનો લેખક (ઈ.સ. ૭૦) સુરાષ્ટ્રેનેની રાજધાનીનું નામ મિનનગર આપે છે. બૉ. ગૅ. નો લેખક કહે છે કે પંડિત ભગવાનલાલ ઇંદ્રજી એમ ધારતા હતા કે "ગિરિનગર" ને ભૂલથી "મિનનગર" લખ્યું છે.[૫૭] ટૉલેમી(Ptolemy)ની ભૂગોળમાં ઉલ્લેખ છે કે સોરઠ અને મોનોગ્લોસમ અથવા માંગરોળ(સોરઠ)ના અંદરના ભાગમાં મિનનગર છે. આ બતાવે છે કે જૂનાગઢ કે ગિરનાર "મિનનગર" નામે પણ જાણીતાં હતાં. આ નામ "મિનો" ઉપરથી પડ્યું હોય કે મિનેન્ડરના "મિન" ઉપરથી પડ્યું હોય, પરંતુ 'મિનનગર' તો અન્યત્ર છે, એટલે ટૉલેમીનું "અગ્નિનગર" એ કદાચ ગિરિનગર હોય એવી અટકળ કરવામાં આવે છે.[૫૮] ગિરનાર-માહાત્મ્યમાં નિર્દિષ્ટ મણિપુર એ મિનનગરનું સૂચક છે એવું સૂચન જૅકસને કર્યું છે.[૫૯]

આ બધી અટકળોમાં ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીની અટકળ વધારે બંધબેસતી લાગે છે. અશોકનો સૌરાષ્ટ્રનો અધિકારી યવન તુષાસ્ફ ગિરિનગરમાં જ શાસન કરતો

હતો, એની સાથે બીજા યવનો પણ ગિરિનગરમાં હોય, એ કાયમી રહ્યા હોય એ સ્થિતિપ્રાપ્ત છે. બૅક્ટ્રો-ગ્રીકોને ગિરિનગર પરિચિત હતું અને તેથી એમના રાજાઓએ પણ ગિરિનગરને પોતાના શાસન-નગર તરીકે ચાલુ રાખ્યું હોય.

એમના સિક્કાઓમાંથી એમ લાગે કે આ યવન રાજાઓ આર્યસંસ્કૃતીકરણની પ્રક્રિયામાં હતા, અને મિલિન્દ(મેનન્દ્ર) તો પરમ બૌદ્ધ થઈ ગયો હતો.

જેમ મિનનગરને "મિનો"નું કે મેનન્દ્રનું નગર કલ્પી ગિરિનગરનું યવન-કાલમાં બીજું નામ પડ્યાની કલ્પના કેટલાક વિદ્વાનોએ કરી તેમ પ્રો. લાસેન (Lassen) નામના જર્મન વિદ્વાને *Indiche Alterthum Skande* માં મત જાહેર કર્યો હતો કે "યવનગઢ"નું ભ્રષ્ટ રૂપ જૂનાગઢ છે. કાઠિયાવાડ ગૅઝેટિયરનો લેખક એના આ મતનું થોડુંક સમર્થન પણ કરે છે. જો આ નગર પહેલાં ઈરાની કે બૅક્ટ્રિયન સૂબાઓનું અને શાહી વંશનું સ્થાન હોય તો આવી અટકળ એ દલીલ વિનાની ન ગણાય, અને એ ચોક્કસ પૂરતી સંભવિત પણ છે, પરંતુ પોતે પુરાતનપુર, પૂર્વનગર, જીર્ણદુર્ગ, જીર્ણગઢ અને જૂનાગઢ એવી આ નગરનાં નામોની પરંપરાને સ્વીકારવાના વલણના છે.[૬૦]

પરંતુ આ પરંપરા "જૂનાગઢ" નામ પ્રચારમાં આવ્યું ત્યાર પછીની લાગે છે. દા. ત. ગિરનાર-માહાત્મ્યમાં,

आदौ मणिपुरं नाम चन्द्रकेतुपुरं स्मृतम् ।
त्रेतायां रैवतं नाम कलौ पौरातनं पुरम् ॥

એટલે 'જૂનાગઢ' નામનો ક્યારે અને કેવી રીતે પ્રચાર થયો એ અંગેનાં પ્રમાણો અહીં તપાસવાં એ જરૂરનું છે. જિનપ્રભસૂરિવિરચિત "વિવિધતીર્થકલ્પ" નામના ગ્રંથમાં રેવતકગિરિકલ્પસંક્ષેપમાં "जुण्णकूड"નો નિર્દેશ છે.[૬૧] વધારે સ્પષ્ટ ઉલ્લેખ રૈવતકગિરિકલ્પની વિસ્તૃત વાચનામાં છે. : "तेजलपुरस्स पुव्वदिसाए उग्गसेणगढं नाम दुग्गं। तस्स य तिण्णि नामधिज्जाइं। तं जहा—उग्गसेणगढं ति वा, खंगारगढं ति वा, जुण्णदुग्गं ति वा।[૬૨] અર્થાત્ તેજલપુર (તેજપાલે વસાવેલું પુર)ની પૂર્વ દિશાએ ઉગ્રસેનગઢ નામે દુર્ગ છે, તેનાં ત્રણ નામ પ્રસિદ્ધ છે, તે આ :- ઉગ્રસેનગઢ, અથવા ખંગારગઢ અથવા જુણ્ણદુગ્ગ.

જિનભદ્રસૂરિનાં "જુણ્ણકૂડ" અને "જુણ્ણદુગ્ગ" ને જૂનાગઢનાં પ્રાકૃત નામો ગણી શકાય.

જિનભદ્રસૂરિએ 'વિવિધતીર્થકલ્પ'ના કલ્પો સમયના લાંબા ગાળામાં રચ્યા છે. આચાર્ય જિનવિજયજી માને છે કે એ રચતાં ઓછામાં ઓછો ત્રીસથી અધિક

વર્ષો જેટલો સમય લાગ્યો હોવો જોઈએ. ગ્રંથની પૂર્ણાહુતિ માટે વિ. સં. ૧૩૮૯ (ઈ. સ. ૧૩૩૨–૩૩)નો નિર્દેશ કેટલીક પ્રતિઓમાં છે, પરંતુ ગ્રંથના આંતરિક ઉલ્લેખો ઉપરથી આચાર્યશ્રી જિનવિજયજી અનુમાન કરે છે કે સં. ૧૩૮૯ પછી પણ કેટલાક કલ્પો અવશ્ય રચાયા હતા.[૬૩]

જિનપ્રભસૂરિને મોહમ્મદ તઘલકના દરબારમાં મોટું માનનું સ્થાન હતું.[૬૪] મોહમ્મદ તઘલકનો રાજ્યકાલ ઈ. સ. ૧૩૩૨ થી ઈ. સ. ૧૩૫૧ નો છે. ગિરનારનો કિલ્લો એણે ઈ. સ. ૧૩૪૭ માં જીત્યો.

આ સંદર્ભમાં મરહૂમ મોલવી અબુઝફર નદવી સાહેબનો 'જૂનાગઢ' નામ વિશેનો મત ચર્ચવા યોગ્ય છે. તેઓ કહે કે છે: "મારું માનવું છે કે મોહમ્મદ તગલકે એ (ગિરનારનો કિલ્લો) જીતી પોતાના નામ ઉપરથી એ કિલ્લાનું નામ જૂનાગઢ રાખ્યું હતું, કારણ કે સુલતાનનું નામ મોહમ્મદ જૂના હતું." આના સમર્થનમાં પોતે કહે છે કે "મોહમ્મદ તઘલકને એનો (સ્થળોનાં નવાં નામ પાડવાનો) ઘણો શોખ હતો, જેમકે દેવગઢને દોલતાબાદ બનાવવાથી એની સાબિતી મળે છે."[૬૫] પરંતુ આ પછી મહમૂદ બેગડાએ આ શહેરને "મુસ્તફાબાદ" એવું નામ આપ્યું, પણ આ નામ પ્રચારમાં ન રહ્યું. જૂનાગઢ નામ કેમ પ્રચારમાં રહ્યું એનું કારણ નદવી સાહેબ એ આપે છે કે "મારા અભિપ્રાય મુજબ જૂનાગઢ નામના સ્વીકારનું કારણ એક એ પણ છે કે 'જૂના' અને 'ગઢ' બન્ને શબ્દો ગુજરાતી ઝબાનમાં મોજૂદ છે. 'જૂના' નો અર્થ પુરાણું અને 'ગઢ'નો અર્થ કિલ્લો થાય છે. લોકોએ પુરાણા કિલ્લાનો અર્થ કરી સામાન્ય રીતે એનો ઉપયોગ કર્યો, કારણ કે "જૂનાગઢ" ઇતિહાસોમાં (મુસ્લિમ ઇતિહાસોમાં) હંમેશાં ગિરનારના કિલ્લાના નામથી આવે છે. જૂનાગઢ શબ્દનો પ્રથમ ઉપયોગ 'તબકાતે અકબરી'માં થયો."[૬૬]

તાત્પર્ય કે તગલક મોહમ્મદ જૂનાએ પોતાના નામ ઉપરથી આ કિલ્લાનું નામ 'જૂનાગઢ' પાડયું, પણ એ પ્રચારમાં રહ્યું એનું કારણ એ કે લોકો એને પુરાણા દુર્ગ તરીકે ઓળખતા હતા.

અર્વાચીન ગણાતા ગિરનાર-માહાત્મ્યમાં પુરાણા પુરનો નિર્દેશ છે :

आदौ मणिपुरं नाम चन्द्रकेतुपुरं स्मृतम् ।
त्रेतायां रैवतं नाम कलौ पौरातनं पुरम् ॥[૬૭]

પરંતુ એ નોંધવું જોઈએ કે સ્કન્દપુરાણમાંના વસ્ત્રાપથ-માહાત્મ્યમાં આવો કોઈ ઉલ્લેખ જડ્યો નથી, એમાં તો વામનસ્થલી-વંથળીનું માહાત્મ્ય છે.

જિનપ્રભસૂરિના "જુણ્ણકૂડ" અને "જુણ્ણદુગ્ગ"નું સીધું સંસ્કૃત રૂપાંતર તો 'જૂર્ણદુર્ગ' થાય. જૂર્ણ એ "जूर्" ધાતુનું ભૂતકૃદન્તરૂપ છે, અને जूर् એનો એક અર્થ ઘરડા થવું એવો પણ થાય છે (हिंसावयोहान्योः कोपे च), છતાં "જૂર્ણદુર્ગ" નામના ઉલ્લેખો મળ્યા નથી, જે છે તે "જીર્ણદુર્ગ" નામના છે. આચાર્ય હેમચંદ્રે "જીર્ણ"ના ई નો પ્રાકૃતમાં વિકલ્પે "ઊ" થાય છે એમ જણાવ્યું છે.[૬૮] આ નિયમે "જુણ્ણદુગ્ગ"નું સંસ્કૃત રૂપાંતર "જીર્ણદુર્ગ" થાય.

અભિલેખીય નિર્દેશોમાં સં. ૧૩૮૬ (ઈ. સ. ૧૩૩૦) ના મેહર રાજા હેપકના હાથસણીના લેખમાં જીર્ણદુર્ગનો ઉલ્લેખ છે: मम पितृव्येन जीर्णदुर्ग-निवासि [ ना ].[૬૯]

આ ઉલ્લેખ તગલક મોહમ્મદ જૂના પહેલાંનો છે. આ ઉપરથી તાત્પર્ય એટલું નીકળે છે કે ઈ. સ. ના ચૌદમા સૈકામાં ગિરનારનો કિલ્લો પુરાણો દુર્ગ કે જૂનો દુર્ગ એ નામે લોકોમાં જાણીતો હતો; અને એને તગલક મોહમ્મદ જૂનાએ પોતાના નામ "જૂના" સાથે જોડી જૂનાગઢ નામ પાડ્યું હોય; અને લોકોની દૃષ્ટિએ ગુજરાતી અર્થ "જૂનો ગઢ" બંધબેસતો હોઈ જૂનાગઢ નામ પ્રચારમાં રહ્યું હોય.

અપલદત બીજો આ મુલકનો છેલ્લો શાસક લાગે છે.[૭૦]

## ૪. ક્ષત્રપકાલીન ગિરિનગર

ગિરિનગરમાં મૌર્યોના અને યવનો(બૅક્ટ્રો-ગ્રીક)ના શાસન પછીના સમયના લગભગ બે સૈકાના ગાળા માટે ગિરિનગરના કે આનર્ત-સૌરાષ્ટ્રના ઇતિહાસ માટે કોઈ સાધનો ઉપલબ્ધ નથી. ઈ. સ. ૧૦૦ના અરસામાં ક્ષત્રપોનું શાસન આ પ્રદેશમાં હોવાનું જણાય છે.

પહેલાં નોંધ્યું છે કે શક ક્ષત્રપોના, જૂનાગઢમાંથી મળેલા, શિલાલેખો એ સ્થળનું નામ 'ગિરિનગર' આપે છે, તેમાં રુદ્રદામાના અભિલેખમાં વર્ષ ૭૨ ની માર્ગશીર્ષના કૃષ્ણપક્ષની પ્રતિપદાની તિથિ આપી છે (પં. ૫.). ગણતરી મુજબ એ તિથિ ઈ. સ. ૧૫૦ ની ૨૩ મી નવેમ્બર (કે ૨૪ મી ઑકટોબર)ના અરસામાં આવે, તેથી આ અભિલેખ ઈ. સ. ૧૫૧ કે ૧૫૨ માં કોતરાયો હોવો જોઈએ.[૭૧]

પ્રાચીન કાલમાંના ઇતિહાસના સાધન અંગે અહીં એક નોંધ કરવી જરૂરી છે. ચંદ્રગુપ્ત મૌર્યનો સમય લગભગ ઈ. પૂ. ૩૨૨-૨૯૮ અને અશોક મૌર્યનો સમય ઈ. પૂ. ૨૭૩-૨૩૭ ગણાય છે તે અનુસાર રુદ્રદામાના અભિલેખના ઉલ્લેખો ચારસો સાડી ચારસો વર્ષો પછીના ગણાય. રુદ્રદામાના "લેખકો" પાસે આ માટે શાં સાધનો હશે ? ચંદ્રગુપ્ત અને અશોકના પોતાના કોઈ અભિલેખો આ બાબતના હશે કે જે હવે નષ્ટ થયા છે? અથવા ગિરિનગરનાં દફતરોમાં આવી નોંધો હશે? અથવા ફક્ત આવી અનુશ્રુતિ હશે ? સંભવ છે કે ગિરિનગરનાં દફતરોમાં સુદર્શન તળાવ જેવી મહત્ત્વની બાબત ઉપર નોંધ હોય ! લગભગ ચારસો વર્ષ પહેલાં કોતરાયેલી અશોકની ધર્મલિપિઓનું વાચન અને જ્ઞાન રુદ્રદામાના "લેખકો"ને સંભવે છે. સ્કંદગુપ્તના અભિલેખમાં મૌર્યો કે ક્ષત્રપોનો નિર્દેશ નથી એનું કારણ કદાચ પછીનાં ત્રણસો વર્ષોમાં અનુશ્રુતિનો લોપ કે દફતરોનો નાશ હોય, અથવા ચાલુ ઘટનાનું મહત્ત્વ જ મનાવ્યું હોય.

જે સુદર્શન તળાવના નિમિત્તે રુદ્રદામાનો અભિલેખ અને સ્કંદગુપ્તનો અભિલેખ રચાયા તેની વાત કરીએ એ પહેલાં આ અભિલેખોમાંથી ઇતિહાસ અને સંસ્કૃતિ અંગે જે તારવણી કરી શકાય તેની નોંધ કરીએ.

રુદ્રદામાની આણમાં જે પ્રદેશો હતા તેની યાદીમાં સુરાષ્ટ્રનો સમાવેશ થાય છે. સુવિશાખને અખિલ આનર્ત-સુરાષ્ટ્રના પાલન માટે નિમાયેલો કહ્યો છે.

રુદ્રદામાની મુખ્ય રાજધાની ઉજ્જયિની હશે અને આનર્ત-સુરાષ્ટ્ર વિભાગની ગિરિનગર હશે.

આ અભિલેખના રચનારાએ પોતાના રાજા વિશે કરેલા વર્ણનમાંથી કેટલીક અસાધારણ વિગતો નોંધવા જેવી છે: "જેણે સંગ્રામોથી અન્યત્ર પુરુષવધમાંથી નિવૃત્ત થવાની કરેલી પ્રતિજ્ઞાને પ્રાણોચ્છ્વાસ સુધી સત્ય કરી હતી" (પં. ૯–૧૦). "જેણે સામે આવેલા સમોવડિયા શત્રુને પ્રહારો કરવાનું ન ચૂકયા છતાં કરુણા બતાવી હતી" (પં. ૯-૧૦).

રુદ્રદામાના આ વર્ણનમાં એ જૈન હતો એનું સમર્થન કેટલાક બતાવે છે.

રુદ્રદામાનો આ શિલાલેખ સંસ્કૃત ગદ્યનો એક વિશિષ્ટ નમૂનો છે. શિષ્ટ સંસ્કૃત સાહિત્યમાં અને એના ઇતિહાસમાં એનું કેટલું મહત્ત્વ છે એ ડૉ. બ્યૂલરે બતાવ્યું છે.[૭૨] ગિરિનગર અને સૌરાષ્ટ્ર માટે એનું મહત્ત્વ એ છે કે રુદ્રદામાનું આ જાહેરનામું છે અને એ શિષ્ટ સંસ્કૃત ગદ્યમાં છે. લોકોની જાણ માટે આ અભિલેખ રચાયો

છે એમ સ્વીકારવું પ્રાપ્ત થાય છે. એનો અર્થ એ કે લોકોમાં સંસ્કૃતનું જ્ઞાન આ લેખને સમજવા જેટલું હશે.

હવે જે નિમિત્તે આ અભિલેખ રચાયો છે તેનો વિચાર કરીએ.

"શક વર્ષ ૭૨ ના માર્ગશીર્ષના કૃષ્ણપક્ષની પ્રતિપદાએ થયેલી અતિવૃષ્ટિથી પર્જન્યે પૃથ્વીને એકાર્ણવ જેવી કરી નાખી.

"ઊર્જયત્ ગિરિમાંથી સુવર્ણસિકતા, પલાશિની આદિ નદીઓના અતિમાત્ર થયેલા વેગથી સુદર્શન તળાવનો સેતુ તૂટી ગયો (પં. ૫–૬). જો કે અનુરૂપ પ્રતીકાર કરવામાં આવ્યો હતો છતાં ગિરિશિખરો, તરુઓ, તટો, અટ્ટાલકો, ઉપતલ્પો, દ્વારો, અને શરણોચ્છ્રયો વિધ્વંસકારી યુગના અંત જેવા પરમ ઘોર વેગવાળા વાયુએ વલોવાયેલા પાણીથી વિક્ષિપ્ત (આમ તેમ ફેંકાઈ ગયેલાં) અને જર્જરીકૃત (થયાં) …………પથ્થર, વૃક્ષ, ઝાડી અને લતા-પ્રતાનો ફેંકાઈ જાય એ રીતે એ નદીતલ સુધી ખુલ્લું થઈ ગયું (પં. ૬–૭). ચારસો વીશ હાથ લાંબા, એટલા જ પહોળા, અને પંચોતેર હાથ ઊંડા ભેદ(ગાબડા)માંથી બધું પાણી નીકળી ગયું. સુદર્શન રેતીના રણ જેવું અત્યંત દુર્દર્શન થયું (૭–૮).

"મહાક્ષત્રપના મતિસચિવો અને કર્મસચિવો અમાત્ય-ગુણોથી યુક્ત હોવા છતાં ભેદ(ગાબડા)ના અતિ મોટાપણાને લીધે ઉત્સાહ વિનાના વિમુખ મતિવાળા થયા અને કાંઈ પણ કાર્યારંભ કરવાનો છોડી દીધો (પં. ૧૭). સેતુબંધ પુનઃ નહિ થાય એના નૈરાશ્યથી પ્રજામાં હાહાકાર થઈ ગયો (પં. ૧૮). ત્યારે આ અધિષ્ઠાન-(શાસનનગર)માં અખિલ આનર્ત–સુરાષ્ટ્રોના પાલન માટે પાર્થિવે (રાજાએ) નિયુક્ત કરેલા પહ્લવ કુલૈપ-પુત્ર અમાત્ય સુવિશાખે પૌરો અને જાનપદોના અનુગ્રહાર્થે (લાભાર્થે) એ કામ પાર પાડ્યું (अनुष्ठितम्). એણે અર્થ અને ધર્મનો વ્યવહાર યથાવત્ બતાવીને (પ્રજામાં) અનુરાગનું વર્ધન કર્યું. શક્ત, દાન્ત, અચપલ, નિરભિમાની, લાંચ ન લે તેવા એ આર્યે સારી રીતે અધિષ્ઠાન કરીને (વહીવટ કરીને) સ્વામીનાં ધર્મ, કીર્તિ અને યશ વધે એ રીતે એ કામ પાર પાડ્યું (પં. ૧૮–૨૦).

"મહાક્ષત્રપ રુદ્રદામાએ હજાર વર્ષ સુધી ગોબ્રાહ્મણ ….અર્થે, ધર્મ અને કીર્તિની વૃદ્ધિ માટે, કર, વેઠ અને પ્રણયક્રિયાઓ(નજરાણાં)થી પૌર અને જાનપદ જનોને પીડ્યા વિના પોતાના કોશ(ખજાના)માંથી મોટા ધનૌઘ (ધનપ્રવાહ) વડે મોટો કાળ જવા દીધા વિના લંબાઈ અને પહોળાઈમાં ત્રણગણો દઢતર સેતુ બંધાવીને આ તળાવને સુદર્શનતર કર્યું" (પં. ૧૫–૧૬).

આ બધી ક્રિયા થયા પછી આ અભિલેખ રચાયો તે સમયે સુદર્શન તડાગ કેવું હતું એનું વર્ણન અભિલેખના પ્રારંભમાં છે: "સિદ્ધિ. આ સુદર્શન તળાવ ગિરિનગરથી.............. પથ્થરનો વિસ્તાર (પહોળાઈ), આયામ (લંબાઈ) અને ઉચ્છ્રય (ઊંચાઈ) સાંધા વિના (સાંધો ન દેખાય એ રીતે) બાંધેલા છે એવી જેની દૃઢ એવી સર્વ પાળો હોવાથી પર્વતપાદનું એ પ્રતિસ્પર્ધી સુશ્લિષ્ટબંધ.........અકૃત્રિમ (કુદરતી) સેતુબંધથી ઉપપન્ન (યુક્ત). સુવ્યવસ્થિત. પ્રણાલીઓ, પરીવાહો અને કચરામાંથી બચવાના ઉપાયો......ત્રણ વિભાગો.......... આદિ અનુગ્રહો (સગવડો)થી મોટા ઉપચયમાં છે (महत्युपचये वर्तते)" (પં. ૧–૩).[૭૩]

સુદર્શન ફરી બંધાઈ ગયું હશે ત્યારે એ છલોછલ હશે એમ આ વાક્યથી જણાય છે.

ગિરિનગરના ઇતિહાસમાં સુદર્શન તળાવનું વિધાન અતિ મહત્ત્વની ઘટના છે. આ અભિલેખ ગિરિનગરમાં એક માર્ગશીર્ષના કૃષ્ણપક્ષની પ્રતિપદાએ પડેલી કુદરતી આપત્તિ અને એના પ્રતીકારની ઝાંખી કરાવે છે. પ્રજામાં હાહાકાર થતાં અને અમલદારો નિરાશ થઈ જતાં, લાંચ ન લે તેવા એ આર્યે—પહ્લવ સુવિશાખે—કેવી કામગીરી બજાવી એનું એ અભિલેખ દર્શન કરાવે છે. લોકોને કરવેરા કે વેઠથી પીડ્યા વિના આ કાર્ય રુદ્રદામાએ પૂરું પડાવ્યું. રુદ્રદામાની આશા તો હજાર વર્ષ સુધી ગોબ્રાહ્મણના હિતાર્થે આ સુદર્શન તળાવ ચાલુ રહે એવી હતી, પરંતુ લગભગ ૩૦૦ વર્ષો પછી આ સુદર્શનને આવી જ બીજી કુદરતી આપત્તિ ભાંગી નાખે છે અને ગુપ્તવંશનો સ્કંદગુપ્ત એનું પુનર્વિધાન કરાવે છે.

આનર્ત–સૌરાષ્ટ્રમાં ક્ષત્રપોનો શાસનકાળ લગભગ ઈ. સ. ૧૦૦ થી ૪૦૦ સુધી ચાલ્યો.

## ૫. ગુપ્તકાલીન ગિરિનગર

પછી અહીં મગધના ગુપ્ત સામ્રાજ્યના શાસન દરમ્યાન ચંદ્રગુપ્ત ૨ જા, કુમારગુપ્ત ૧ લા અને સ્કંદગુપ્તનું રાજ્ય પ્રવર્ત્યું. એ ત્રણેય સમ્રાટોએ આ પ્રાંત માટે ક્ષત્રપોના સિક્કા જેવા ચાંદીના સિક્કા પડાવ્યા. ગિરિનગરના સુદર્શનના સેતુના ભંગ તથા પુનર્વિધાનની ઘટના સ્કંદગુપ્તના સમયમાં બની.

સ્કંદગુપ્તના અભિલેખના મુખ્ય ભાગનું ૧–૨૩ પંક્તિઓ સુધીના ભાગનું નામ છે 'સુદર્શન-તટાક-સંસ્કાર-ગ્રન્થ-રચના'. આ રચના કોઈ મહાકાવ્યના સર્ગ જેવી છે. ક્ષત્રપો પછીનું ગિરિનગરમાં સંસ્કૃતમાં લખાયેલું આ બીજું જાહેરનામું છે.

આ અભિલેખના આરંભમાં સુરાષ્ટ્રના ગોપ્તા નિમાયેલા પર્ણદત્તની શક્તિઓ અને ગુણોનું જે વર્ણન કરેલું છે તે અર્થશાસ્ત્રના ઉપદેશોની રૂઢિ અનુસાર હોય, અથવા આ "ગ્રન્થ-રચના"ના કવિએ કરેલી પર્ણદત્તની સ્તુતિ હોય, પણ સ્કંદગુપ્તે "અર્થના" કરી કવચિત્–મુશ્કેલીથી–પર્ણદત્ત પાસે એ અધિકાર સ્વીકારાવ્યો એ જોતાં આ વર્ણનમાં કંઈક ઇતિહાસની વાસ્તવિકતા દેખાય છે કે ક્ષત્રપો પાસેથી થોડા વખત પહેલાં કબજે કરેલા સુરાષ્ટ્રનું યોગ્ય પ્રશાસન સ્કંદગુપ્ત માટે ચિંતાનો વિષય હોય અને કદાચ કોઈ અમલદાર જવાબદારી લેવા તૈયાર ન હોય અને પર્ણદત્ત પોતે પણ પ્રારંભમાં રાજી ન હોય અને રાજાની "અર્થના"ને ઉલ્લંઘી ન શકાય માટે જ એણે સૌરાષ્ટ્રના શાસકનું સ્થાન સ્વીકાર્યું હોય, સ્કંદગુપ્તના આગ્રહમાં પર્ણદત્તની શક્તિઓ અને ગુણો પણ કારણ હોય.

પર્ણદત્તે પોતાના પુત્ર ચક્રપાલિતને નગરની રક્ષા માટે નીમ્યો (પં. ૧૧–૧૨). આનો અર્થ એવો કે પર્ણદત્ત આખા સુરાષ્ટ્ર ઉપર નજર રાખતો હોય અને ચક્રપાલિત ગિરિનગરનો ખાસ અમલદાર હોય.

ચક્રપાલિતે પૂર્વોને (પૂર્વરક્ષકોને) ચડી જાય તેવી સારી રીતે નગરની રક્ષા કરી (પં. ૧૨).

પરંતુ આ બધું આ અભિલેખમાં પ્રસ્તાવના-રૂપે છે, એનું નિમિત્ત તો સુદર્શન ફરી ફાટયું અને એની "સંસ્કાર-રચના" કરવી પડી એ છે. રુદ્રદામાના સમયમાં માર્ગશીર્ષની કૃષ્ણપક્ષની પ્રતિપદાએ અકાળ વર્ષાએ આપત્તિ ઉતારી હતી. સ્કંદગુપ્તના સમયમાં આ ઘટના ગુપ્ત સંવત ૧૩૬ ના પ્રૌષ્ઠપદ(ભાદ્રપદ)ની છઠના દિને અર્થાત્ વર્ષા ઋતુમાં બની. અતિવૃષ્ટિને લઈને રાતના ત્વરાથી સુદર્શન ફાટયું (बिभेद પ. ૧૫).

"હવે શું થશે, શું થશે, એમ બધી બાજુએ જનો બૂમો પાડવા લાગ્યા (प्रवादिनः) અને ઉત્સુક થઈ રાતના આગલા–પાછલા પહોરોમાં ચિંતન કરવા લાગ્યા : શું સકલ લોકમાં ક્ષણમાં દુર્દશનતાને પામેલ સુદર્શન પાછું અંભોનિધિ-દર્શનવાળું થાય ? (શ્લો. ૩૦–૩૧)

"ચક્રપાલિતે ગુપ્ત સંવત ૧૩૭ માં ગ્રૈષ્મ(જ્યેષ્ઠ) માસના પૂર્વ પક્ષના પ્રથમ દિને શાસ્ત્રોક્ત વિધિ, નગરજનો અને ભૃત્યોનાં સંમાન આદિ બે માસ સુધી કર્યાં (શ્લો. ૩૫)."

આનો અર્થ એવો કે ગુ. સં. ૧૩૬(ઈ.સ. ૪૫૫) ના ભાદ્રપદમાં ફાટેલા સુદર્શનનું સમારકામ ગુ. સં. ૧૩૭(ઈ.સ. ૪૫૬) ના ગ્રીષ્મમાં પૂરું થયું, અને

ત્યાર પછી શાસ્ત્રોક્ત વિધિ વગેરે થયાં.[૭૪] અર્થાત્ ઈ. સ. ૪૫૫ના ભાદ્રપદ (ઑગસ્ટ–સપ્ટેમ્બર)ના છઠ્ઠા દિવસે સુદર્શન ફાટ્યું અને ઈ.સ. ૪૫૬ ના ગ્રીષ્મમાં એનું સમારકામ થયું અને પછી શાસ્ત્રોક્ત વિધિ થયાં.

"ચક્રપાલિતે ધનનો અપ્રમેય—ગણાય નહિ તેટલો બધો—વ્યય કર્યો. લંબાઈમાં સો હાથ, વિસ્તારમાં (પહોળાઈમાં) અડસઠ હાથ, અને ઊંચાઈમાં સાત (?) પુરુષ,....૨૦૦ હાથનું તળાવ બાંધ્યું, સારી રીતે ઘડેલા પથ્થરથી (શ્લો. ૩૬-૩૭).

"જાતિથી દુષ્ટ નહિ (अजातिदुष्टम्) એવું અને પ્રથિત (પ્રસિદ્ધ કે વિસ્તૃત) એવું સુદર્શન તળાવ શાશ્વત કલ્પકાલ પર્યંત ટકે એવું બાંધ્યું (શ્લો. ૩૭)".

કવિ ઇચ્છા વ્યક્ત કરે છે : "સુદૃઢ સેતુના કિનારા પર શોભા દર્શાવતાં ચક્રવાક, ક્રૌંચ અને હંસોની પાંખોથી હલાવાતું, વિમલ સલિલ (યુક્ત)...પૃથ્વી પર સૂર્ય અને ચંદ્ર (હોય ત્યાંસુધી રહો) (શ્લો. ૩૮).

"અને નગર પણ વૃદ્ધિમત્, પૌરજનોથી ભરેલું, સેંકડો બ્રાહ્મણોએ ગાયેલા બ્રહ્મથી (વેદમંત્રથી) જેનાં પાપ નષ્ટ થયાં છે તેવું, સો વર્ષ સુધી ઈતિઓ (આફતો) અને દુર્ભિક્ષથી મુક્ત રહો (શ્લો. ૩૯)."

આ અભિલેખનો બીજો વિભાગ ઘણો ત્રુટિત છે, તોપણ એમાં મહત્ત્વના ઉલ્લેખો છે. પર્ણદત્તને "દ્વીપનો ગોપ્તા અને મોટાઓનો નેતા" કહ્યો છે (શ્લો. ૪૧). (અહીં "દ્વીપ" તરીકે સૌરાષ્ટ્રનો અર્થ સમજવો જોઈએ.) એનો પુત્ર, "જેણે ગોવિંદના ચરણમાં જીવિત અર્પણ કર્યું છે......વિષ્ણુનાં પાદકમલો પ્રાપ્ત કરીને, ત્યાં મોટો ધનવ્યય કરીને, મોટા (લાંબા) સમયે ચક્રપાલિતે ચક્રભૃત(વિષ્ણુ)નું ગૃહ કરાવ્યું, ગુપ્તોના કાલના વર્ષ ૧૩૮ માં" (શ્લો. ૪૨–૪૫); અર્થાત્ ઈ.સ. ૪૫૭-૫૮ માં.

"ઊર્જયત્ અચલ (ગિરિ) માંથી જાણે ઉત્થિત થતું હોય એમ તથા પુરના માથે પ્રભુત્વ કરતું હોય એમ ભાસે છે (શ્લો. ૪૬). પક્ષીઓના માર્ગને રોકતું પ્રકાશે છે (શ્લો. ૪૭)."

અભિલેખનો આ બીજો ભાગ પછીના વર્ષમાં ઈ.સ. ૪૫૭–૪૫૮ માં લખાયો દેખાય છે, કારણ કે ૨૩ મી પંક્તિમાં सुदर्शन-तटाक-संस्कार-ग्रन्थ-रचना समाप्ता એવું કથન છે.

આમ સ્કંદગુપ્તના અભિલેખમાં ત્રણ વર્ષનો ઇતિહાસ છે. ઈ.સ. ૪૫૫ ના ભાદ્રપદના છઠ્ઠા દિવસે સુદર્શન તળાવ ફાટ્યું, ઈ.સ. ૪૫૬ ના ગ્રીષ્મમાં ચક્રપાલિતે

સંસ્કારરચના પૂરી કરી, અને ઈ. સ. ૪૫૭–૫૮માં ઊર્જયત્ ગિરિની સમીપમાં વિષ્ણુનું મંદિર બાંધ્યું.

ગિરિનગરનો ઇતિહાસ એ સુદર્શન તડાગનો ઇતિહાસ છે.

આનુષંગિક રીતે ચંદ્રગુપ્ત મૌર્યના સમય (ઈ.સ. પૂ. ૩૨૧–૨૯૭)થી સ્કંદગુપ્તના સમય (ઈ. સ. ૪૫૭–૫૮) સુધીની સાડા સાતસોથી અધિક વર્ષોની ઇતિહાસ-શૃંખલા આ અભિલેખોથી જોડાય છે. આ સાડા સાતસો વર્ષોના ગાળામાં ગિરિનગર આનર્ત-સુરાષ્ટ્રનું શાસનનગર—રાજધાની નહિ, તો રાજ્યધાની—હોવાનું સંભવે છે.[૭૫]

ઈ.સ.ના ચોથા–પાંચમા સૈકામાં થયેલા શ્રીસંઘદાસગણિવાચક–વિરચિત[૭૬] "વસુદેવહિંડી" નામના પ્રાકૃત કથાગ્રંથના પ્રથમ ખંડમાં "સોરટ્ઠકૂલ" "સુરટ્ઠ" અને ગિરિનગરના ઉલ્લેખો આવે છે, એ ઉપરથી સૌરાષ્ટ્રનો સમુદ્રકાંઠો જલ-વેપાર માટે જાણીતો હતો અને ગિરિનગર સ્થલ-વાણિજ્યનું કેંદ્ર હતું એમ જણાય છે.

" હવે ગિરિનગરનો સંદર્ભ જોઈએ.

"ઉજ્જયિનીમાં સાગરચંદ્ર નામનો શ્રીમંત વેપારી હતો. એને સમુદ્રદત્ત નામે પુત્ર હતો. સમુદ્રદત્ત અમુક ઘટના જોઈ સ્ત્રીઓમાં વિરકત થઈ જાય છે અને પરણવાની ના પાડે છે. એનો પિતા સાગરચંદ્ર વેપારના બહાને "સુરટ્ઠ-" માં આવે છે અને ગિરિનગરમાં ધન સાર્થવાહની દીકરી ધનશ્રી સાથે, યોગ્ય શુલ્ક આપી, સમુદ્રદત્તની સગાઈ કરી, લગ્નની તિથિ નક્કી કરી પાછો ઉજ્જયિની આવે છે, અને સમુદ્રદત્તને કહે છે: " પુત્ર, ગિરિનગરમાં મારું "ભંડ"–"ભાણ્ડ" (માલ) છે તે માલનો આપણે વિનિયોગ કરીએ, માટે મિત્રો સાથે તું ત્યાં ચાલ." સમુદ્રદત્તના મિત્રોને વિવાહની વાત કરી, પણ સમુદ્રદત્તને ન કરી. બધા પાછા " ગિરિનગર" આવે છે. ત્યાં સમુદ્રદત્ત ધનશ્રીનું પાણિગ્રહણ કરે છે, પરંતુ ધનશ્રીના આવાસમાં જઈ એને છેતરીને પોતાના મિત્રોના આવાસમાં ચાલી જાય છે. સવારમાં શૌચ નિમિત્તે ગિરિનગરની બહાર નીકળી મિત્રોની નજર ચૂકવીને એ નાસી જાય છે.

"સમુદ્રદત્ત દેશાંતરોમાં ભટકી કેટલાક કાળે પાછો ગિરિનગર કાપડીના વેશમાં આવે છે. એનાં નખ, કેશ, દાઢી અને રુવાંટાં વધી ગયાં છે, એટલે એને કોઈ ઓળખી શકે નહિ. એવામાં એણે ધન સાર્થવાહને (એના) આરામમાં (બગીચામાં) આવેલો જોયો. એને પ્રણામ કરી સમુદ્રદત્તે કહ્યું : 'હું તમારા આરામમાં કર્મકર

થાઉં.' ધનદત્તે 'તું કેટલી ભત્તિ (ભથ્થું–મજૂરી) લઈશ' એમ પૂછ્યું, તો એણે જવાબ આપ્યો કે 'હું તમારા પ્રસાદનો કાંક્ષી છું. મને તુષ્ટિદાન દેજો.'

"વૃક્ષાયુર્વેદમાં કુશળ એવા એ સમુદ્રદત્ત એ આરામને કેટલાક દિવસોમાં ઋતુઓનાં પુષ્પ અને ફૂલથી સમૃદ્ધ કર્યો. ધનદત્તે એ આરામશ્રીને જોઈને એને પોતાની આવારીએ (હાટે) બેસાડ્યો. આય–વ્યય(આવક–જાવક)માં કુશળ એવા એ સમુદ્રદત્તે "ગંધયુક્તિ"(સુગંધોના આયોજનાની કલા)ની પોતાની નિપુણતાને લઈ પુરજનોને ઉન્મત્ત કરી નાખ્યા. લોકોએ એનું નામ પૂછ્યું એટલે "વિનીતક" એવું નામ જણાવી એ આખા નગરનો વિશ્વાસપાત્ર થયો. ધન સાર્થવાહને થયું કે રાજાને આની જાણ થશે તો એ એને લઈ જશે, એટલે એણે એને પોતાના "ઘરમાં" ભંડારશાળામાં મૂક્યો અને બધાંને એ જે આપે તે લેવાનું અને એની આજ્ઞામાં રહેવાનું કહ્યું. ધનદત્તે ત્યાં ધનશ્રીનું "ચેટીકર્મ" નોકરડીનું કામ પોતે જાતે કરવા માંડ્યું. થોડા સમયમાં વિનીતક ધનશ્રીનું સર્વ વિશ્રંભ-સ્થાન બન્યો.

"એક વાર ધનશ્રી પાછલા પહોરે પોતાના સપ્તતલ પ્રાસાદની સુંદર અટારીએ વિનીતકની સાથે તંબોલ ચાવતી બેઠી હતી ત્યારે એ નગરમાં રહેતો એક રાજસેવક "ડિંડિ"[૭૭] નાહી ફક્કડ થઈ ને ભવનની પાસેથી નીકળ્યો. ધનશ્રીએ તાંબુલ થૂંકતાં એ ડિંડિના માથા ઉપર પડ્યું. ડિંડિએ ધ્યાનથી જોયું તો જાણે કે કોઈ દેવતા! અને એના ઉપર કામાસક્ત થઈ ગયો. ડિંડિએ વિનીતકને સાધ્યો અને ધનશ્રીનો સમાગમ કરાવવા ત્રણેક દિવસ સુધી એને સમજાવ્યો. પહેલે દિવસે એની વાત સાંભળી ધનશ્રીએ વિનીતકને કહ્યું કે જો બીજા કોઈએ એવું કહ્યું હોત તો એ જીવતો ન રહેત! ત્રીજે દિવસે ધનશ્રીએ કહ્યું કે ડિંડિને અશોક-વનિકામાં આવવાનો સંદેશ આપજે. પછી ધનશ્રી અશોક-વનિકામાં શય્યા પથરાવી "યોગમદ્ય" (અનેક દ્રવ્યોના મિશ્રણથી બનાવેલો અતિ ઉન્માદક દારૂ) લઈને વિનીતક સાથે ત્યાં આવી. ડિંડિ આવ્યો એટલે ધનશ્રીએ ઉપચારપૂર્વક એ મદ્ય દીધું. એ પીને ડિંડિનું શરીર અચેતન થઈ ગયું. ધનશ્રીએ ડિંડિની તલવાર કાઢી એનું માથું છેદી નાખ્યું. પછી ધનશ્રીએ વિનીતકને કહ્યું કે તેં આ અનર્થ કરાવ્યો, તારું પણ માથું હું છેદું છું. વિનીતકે એના પગે પડી એને શાંત કરી. ધનશ્રીએ બતાવેલી જગ્યાએ વિનીતકે કૂવો ખોદી ડિંડિને દાટી દીધો" ઇત્યાદિ.[૭૮]

આ કથામાં ગિરિનગરમાં બને તેવો એક કાલ્પનિક કિસ્સો છે. એમાં ગિરિનગરનો ગામ બહાર બગીચો, એનાં હાટ, સાત માળવાળો મહેલ, એની અગાશીએથી ડિંડિના

માથે તાંબુલ થૂંકતી શેઠની પુત્રી, અશોકવનિકામાં સંકેતસ્થાન, કૂડકપટ ઇત્યાદિનું ચિત્ર ઊપસે છે, અને ધનશ્રીના પાત્રમાં સૌરાષ્ટ્રમાં પછીની લોકકથાઓમાં મૂર્ત થયેલી મિજાજદાર સોરઠિયાણીની પણ ઝાંખી થાય છે.

ગિરિનગર વાણિજ્યનું કેવું સ્થાન હશે એ પણ આ કથા આખી વાંચવાથી ખ્યાલમાં આવે છે.

## ૬. અનુ-ગુપ્તકાલીન ગિરિનગર

આ ઉપરાંત આવશ્યકચૂર્ણિ અને એના ઉપરની મલયગિરિની વૃત્તિ, વિશેષાવશ્યક-ભાષ્ય પરની કોટ્યાચાર્યની વૃત્તિ, અનુયોગદ્વાર સૂત્ર ઉપરની હરિભદ્રની વૃત્તિ, અનુ-યોગદ્વાર ઉપરની મલધારી હેમચંદ્રની વૃત્તિ આદિ જૈન ગ્રંથોમાં ગિરિનગરના ઉલ્લેખો અને કથાનકો આવે છે. એમાં ગિરિનગરના એક અગ્નિપૂજકનું કથાનક છે, જે દર વર્ષે એક ઘરમાં રત્નો ભરીને પછી એ ઘર સળગાવી અગ્નિનું તર્પણ કરતો. ગિરિનગરની ત્રણ નવપ્રસૂતા સ્ત્રીઓ ઉજ્જયંત ઉપર ગઈ હતી ત્યારે ચોરો એમનું હરણ કરી ગયા અને તેઓને પારસકૂલ (ઈરાની અખાતના કિનારા) ઉપર વેચી દીધી. શીલાચાર્યની સૂત્રકૃતાંગની વૃત્તિમાં એક હાલરડું ઉદ્ધૃત થયું છે, જેમાં રડતા બાળકને ગિરિનગર આદિ નગરનો રાજા કહે છે.[૭૯]

આ રીતે લગભગ આઠમી સદી સુધીના જૈન સાહિત્યમાં ગિરિનગરના ઉલ્લેખ આવે છે.

મૈત્રકોનાં તામ્રપત્રોમાં—ધ્રુવસેન બીજાના વલભી સંવત ૩૧૨ (ઈ. સ. ૬૩૧)ના તામ્રપત્રમાં અને શીલાદિત્ય ત્રીજાનાં વ. સં. ૩૪૬ (ઈ. સ. ૬૬૪), વ. સં. ૩૪૬ (ઈ. સ. ૬૬૫) અને વ. સં. ૩૫૭(ઈ. સ. ૬૭૬)નાં તામ્રપત્રો-માં તથા ગુર્જરવંશનાં તામ્રપત્રોમાં જયભટ્ટ ત્રીજાનાં કલચુરિ સંવત ૪૫૬(ઈ. સ. ૭૦૭)નાં તામ્રપત્રોમાં દાન લેનાર બ્રાહ્મણોને "गिरिनगर-विनिर्गत" (ગિરિનગરમાંથી નીકળેલા) એ રીતે ઓળખાવે છે.[૮૦] આમ આ તામ્રપત્રો ગિરિનગરની ઈ. સ. ના આઠમા સૈકા સુધી સ્મૃતિ સાચવી રાખે છે, પણ મૈત્રકોનાં અને ગુર્જર વંશનાં તામ્રપત્રોમાં "ગિરિનગરવાસ્તવ્ય" કે એવો બીજો કોઈ સીધો ઉલ્લેખ ન હોવાથી ગિરિનગરનું ઈ. સ. સાતમા-આઠમા સૈકામાં મહત્ત્વ ઘટયું હોય એમ સૂચવાય છે.

ઈ. સ. ના આઠમા સૈકાના પહેલા દશકા સુધીની ગિરિનગરની અભિલેખગત આવી સ્મૃતિ છે.

ચીની યાત્રી યુઅન શ્વાંગ (ઈ. સ. ૬૪૦માં) આ પ્રદેશને "સુરઠ" નામે ઓળખે છે. એ એની પરિમિતિ ૪૦૦૦ લી (લગભગ ૬૬૭ માઈલ) અને એની રાજધાની વલભીથી પશ્ચિમે ૫૦૦ લી. (લગભગ ૮૩ માઈલ) ના અંતરે જણાવે છે.[૮૧] એ આ નગરનું નામ આપતો નથી, પરંતુ એને ઉજ્જન્ત ગિરિની પાસે જણાવે છે, તેથી એ નગર એ કાલનાં તામ્રપત્રોમાં જણાવેલું 'ગિરિનગર' હોવાનું સ્પષ્ટ થાય છે. ઉજ્જન્ત ગિરિની (ગિરનારની) તળેટીમાં હાલના જૂનાગઢનું સ્થાન, જે વલભીની (હાલના વળાની) પશ્ચિમે ૮૭ માઈલ છે તે, ચીની યાત્રીએ જણાવેલ અંતરનું સમર્થન કરે છે.[૮૨]

આ રાજધાનીની પરિમિતિ એ ૩૦ લી (પાંચ માઈલ) જેટલી આપે છે. વળી એ નોંધે છે: "ત્યાં લગભગ ૫૦ વિહારો છે, જેમાંના મોટે ભાગે મહાયાન સંપ્રદાયના છે. દેવમંદિરો સૌથી વધારે છે. આ પ્રદેશ સમુદ્રકાંઠે જતા ધોરી માર્ગ ઉપર હોવાથી તેઓ સમુદ્રનો ઉપયોગ કરે છે. અને ધંધે વેપારીઓ છે. રાજધાની પાસે ઉજ્જયન્ત પર્વત છે. આ શિખર ઉપર એક વિહાર છે. એનાં ઘણાંખરાં મકાનો ડુંગરમાંથી કોરી કાઢેલાં છે. એમાં ઘણાં વૃક્ષો છે અને સરિતાઓ વહે છે. સંતો અને ઋષિઓ એની યાત્રાએ આવે છે અને અતીંદ્રિય શક્તિવાળા ઋષિઓ ત્યાં એકત્રિત થાય છે."[૮૩]

સાતમા સૈકામાં ભારતવર્ષમાં આવેલા યુઅન શ્વાંગને સૌરાષ્ટ્ર, એનું નગર અને એનો પર્વત ઊર્જયત્ આવાં દેખાતાં હતાં.

આમ છતાં પુરાણોની પરંપરામાં ગિરિનગરનું નામ દેખાતું નથી.

નવમી-દસમી સદીઓમાં રાજશેખર (ઈ. સ. ૮૮૦ -૯૨૦)[૮૪] પર્વતને જ 'ગિરિનગર' કહે છે,[૮૫] નગરનું નામ આપતો નથી; અર્થાત્ આ અરસામાં નગરનું નામ બદલાઈ ગયું હોય અને પર્વતને જૂનું નામ વળગી રહ્યું હોય.

જૈન પરંપરામાં "નગર" તરીકે ગિરિનગરની સ્મૃતિ કુમારપાલના સમય સુધી તો ચાલુ રહી લાગે છે. સોમપ્રભાચાર્યે સંવત ૧૨૪૧ (ઈ. સ. ૧૧૯૫) માં કુમારપાલના મૃત્યુ પછી અગિયાર વર્ષે રચેલા[૮૬] 'કુમારપાલ-પ્રતિબોધ' નામના ગ્રંથમાં ગિરિનગરનો નિર્દેશ છે: "પછી ક્રમે કરીને એણે રૈવત પર્વતની હેઠે રહેલા નગર "ગિરિનયર" (ગિરિનગર) ની પાસે આગળ જવા પડાવ નાખ્યો. ત્યાં રાજાએ (કુમારપાલે) ભુવન-મંડન એવો દશાર્હોનો મંડપ જોયો તથા અખાડા સાથેનો ઉગ્રસેનનો આવાસ (જોયો). વિસ્મિત મનથી રાજાએ મુનિનાથને (હેમચંદ્રાચાર્યને) પૂછ્યું: આ શું છે? ગુરુ કહે છે: આ ઉગ્રસેનનું સ્થાન ગિરિનગર છે"[૮૭] ઇત્યાદિ.

પ્રભાવકચરિત (વિ. સં. ૧૩૩૪, ઈ. સ. ૧૨૭૭–૭૮) ના કર્તા પ્રભાચંદ્રના સમયમાં પણ આ અવશેષો હતા, પરંતુ એમનું કથન એવું છે કે રૈવતક પર્વતની નીચે દુર્ગ સમીપે પાદલિપ્તાચાર્ય (ઈ. સ. બીજો-ત્રીજો સૈકો)[૮૮] પાસેથી નાગાર્જુને શ્રીનેમિચરિત સાંભળી કૌતુકથી સર્વ આવાસ આદિની, દશાર્હમંડપની અને શ્રીમદુગ્રસેનનૃપાલયની રચના કરી, અને વૈદિકોમાં વિવાહાદિની વ્યવસ્થા કરી. એ બધું આજે પણ ત્યાં ગયેલા ધાર્મિકોના જોવામાં આવે છે.[૮૯]

અહીં નોંધવું જોઈએ કે રૈવતક પર્વતની નીચેના દુર્ગનું નામ આપ્યું નથી; 'ગિરિનગર' નામ વિસ્મૃત થયું હશે. વળી 'કુમારપાલપ્રતિબોધ'ની અનુશ્રુતિમાં અને 'પ્ર. ચ.' ની અનુશ્રુતિમાં થોડોક મતભેદ છે, એ પણ નોંધવું જોઈએ.

યાદવોના સમયના અવશેષો બચી રહ્યા હોય એના કરતાં નાગાર્જુન (જેણે પાલિતાણાનું નિર્માણ પણ કર્યું કહેવાય છે)[૯૦] જેવા કોઈકે આ રચનાઓ કરી હોય એ વધારે સંભવિત લાગે. પરંતુ અહીં પેરિપ્લસના લેખકે જે સિકંદરનાં "સ્મારકો–જૂનાં મંદિરો, છાવણીઓના પાયા અને મોટા કૂવાઓનો" નિર્દેશ કર્યો છે તે ધ્યાનમાં લેવાં જોઈએ. સંશોધકો આ અવશેષોને સિકંદરના માનતા નથી, પણ સંભવતઃ યવન રાજાઓના માને છે, એ આપણે જોઈ ગયા. આવા જ કોઈ અવશેષો જૈન અનુશ્રુતિઓના મૂળમાં ન હોય ? અથવા જૈન અનુશ્રુતિ કોઈ મૂળ પરંપરાને અનુસરતી માનીએ તો એ નેમિનાથના નામની સાથે સંકળાયેલી કોઈ રચનાઓ હોય ? પરંતુ આનો ઉત્તર મેળવવા વધારે સંશોધનની, ખાસ કરી ગિરનારની તળેટીમાં ઉત્ખનનની, આવશ્યકતા છે.

આપણે જોયું કે ગિરનાર–માહાત્મ્ય જે અપેક્ષાએ ઘણું અર્વાચીન છે તે ત્રેતાયુગમાં આ નગરનું નામ "રૈવત" હોવાનું અને કલિયુગમાં "પૌરાતન-પુર" હોવાનું જણાવે છે, "પૌરાતનપુર" એ "જૂનાગઢ"નું સ્પષ્ટ સંસ્કૃત ભાષાંતર છે. જિનભદ્રસૂરિ "જુણ્ણાદુગ્ગ" ઉપરાંત "ઉગ્રસેનગઢ" અને "ખંગારગઢ" એવાં બે નામ આપે છે. મધ્યયુગીન જૈન પરંપરામાં "ઉગ્રસેનગઢ" કે "ઉગ્રસેનપુર" અને "ખેંગારગઢ" વધારે જાણીતાં છે.

આનર્ત–સૌરાષ્ટ્રના પ્રથમ ઇતિહાસ–પ્રમાણિત પાટનગરનો આવો કંઈક ઇતિહાસ છે. એ ઇતિહાસ ગિરિનગર કેવું સંસ્કૃતિ–કેંદ્ર હશે એની કાંઈક સાક્ષી પુરાવે છે.

પછીના ઇતિહાસમાં મુસ્લિમ સમયના અંત સુધી પણ આ નગર "ખેંગાર-નગર" નામે કે "જૂનાગઢ" નામે સૌરાષ્ટ્રમાં પોતાનું કેંદ્રીય સ્થાન વધતા–ઓછા પ્રમાણમાં સાચવી રાખે છે.[૯૧]

## પાદટીપ

1. The city, as one finds it in history, is the point of maximum concentration for the power and culture of a community. It is the place where the different rays of many separate beams of life fall into focus, with gains in both social effectiveness and significance The city is the form and symbol of integrated social relationship ; it is the seat of the temple, the market, the hall of justice, the academy of learning. There in the city the goods of civilization are multiplied and manifolded; here is where human experience is transformed into viable signs, symbols, patterns of conduct, systems of order. Here is where the issues of civilization are focused; here too, ritual passes on occasion into the active drama of a fully differentiated and self-conscious society.

Leuis Mumford, *Culture of Cities*, Introduction, p. 3

અનુવાદ : લોકસમાજની શક્તિ અને સંસ્કૃતિ જ્યાં વધારેમાં વધારે કેંદ્રિત થતી હોય તે બિંદુ એ નગર છે, એમ ઇતિહાસમાંથી સમજાય છે. એ એક એવું સ્થાન છે જ્યાં જીવનની અનેક વિભિન્ન પ્રકાશપટ્ટીઓનાં વેરવિખેર કિરણો કેંદ્રિત થતાં હોય છે અને જેને સામાજિક પ્રભાવ અને મહત્ત્વનો લાભ પણ વરેલો છે. નગર એ સામાજિક સંબંધોની સુશ્લિષ્ટતાનું પ્રતીક અને આકાર બને છે. એ ધર્મમંદિરનું, વાણિજ્યનું, ન્યાયાલયનું અને વિદ્યાપીઠોનું સ્થાન છે. નગરમાં સંસ્કૃતિની વસ્તુઓ અનેકગણી અને અનેક પ્રકારની થાય છે. અહીં જ માનવ-અનુભવો આત્મનિર્ભર ચિહ્નો, પ્રતીકો, આચારની ભાતો અને વ્યવસ્થાની પદ્ધતિઓમાં રૂપાંતર પામે છે. સંસ્કારી જીવનના પ્રશ્નો અહીં જ તીવ્રપણે પ્રકાશિત થાય છે, અને અહીં જ આધાર વિધિઓને, પ્રસંગોપાત્ત, સંપૂર્ણપણે વિશિષ્ટ અને આત્મભાન-યુક્ત એવા સમાજના સક્રિય જીવન-વ્યવહારમાં સંક્રાંત થવાનો અવકાશ મળે છે."

પ્રસ્તાવના, પૃ. ૩ લૂઇ મમ્ફર્ડ, "નગરોની સંસ્કૃતિ"

અનુવાદક : આચાર્ય યશવંત શુક્લ

ઇતિહાસમાં નગરોનો વિકાસ ક્યારે, કેમ અને કેવી રીતે થાય છે એ સમજવા માટે William B. Munroનો City (નગર) ઉપરનો લેખ મનનીય છે. *Encyclopaedia of Social Sciences*, Vol. III, pp. 474–482

२. आनर्त – स. प., अ. २३, श्लो. १४; आर. प., अ. १४, श्लो. १४ ઇત્યાદિ. आनर्तवासिन्–क. प., अ. ४, श्लो. ९२. सुराष्ट्र–स. प., अ. ३८, श्लो. ३९–४०; उ. प., अ. ७२, श्लो. १४ ઇત્યાદિ. भरुकच्छ–स. प., अ. ४७, श्लो. ८. आनर्तनगर–आर. प., अ. २१, श्लो. १–९. आनर्तनगरी– आमे प., अ. ५१, श्लो. ४१

२ અ. अ ७२, શ્લો. ११--१८ માં १४

३. म. भा., सभापर्व, अ. १३, શ્લો. ४८–५१

४. ઉમાશંકર જોશી, પુરાણોમાં ગુજરાત, પૃ. ૮૧-૯૨

५. ज्ञाताधर्मकथा, पृ. ५८

६. प्र. सू., पृ. १७३–४

७. व. हिं., श्लो. १-१, पृ. ७७; ગુજરાતી અનુવાદ, પૃ. ૯૨

८. हरिवंश (સંપાદક રામચંદ્ર શાસ્ત્રી કિંજવડેકર,), विष्णुपर्व, अ. ५६., श्लो. १७–२३

९. એજન, શ્લો. ૨૬

१०. એજન, શ્લો. ૨૩–૩૪

११. ઉમાશંકર જોશી, પુરાણોમાં ગુજરાત, પૃ. ૫૫

१२. બધા વિકલ્પોની વ્યવસ્થિત, વિશદ અને સંગત ચર્ચા માટે જુઓ પુ. ગુ., પૃ. ૯૨–૧૦૪.

१३. ह. वं., वि. प., अ. ३७, श्लो. २९–३३

१४. ह. वं., वि. प., अ. ३७, श्लो. ३७–४१

१५. ह. वं., वि. प., अ. ३८, श्लो. ७–३४

१६. ह. वं., वि. प., अ. ४७, श्लो. २७–३८

१७. ह. वं., वि. प., अ. ५५, श्लो. ७–११

१८. प्लवं गन्धतृणे मुस्तकभिद्यपि. अ. चि, का. २, श्लो. ५४३; अ. को., का. २, श्लो. १३२. 'કેવળીમોથ'—ધર્મચંદ કેવલચંદ પંડોલનો અનુવાદ, પૃ. ૧૦૩.–ઠંડક અને સુગંધ લાવવા મુસ્તા–મોથનો ઉપયોગ થતો.

१९. ह. वं., वि. प., अ. ५५, श्लो. १०१–११०–११३; अ. ५८, श्लो. ३२, ३६

૨૦. આકાશમાંથી થતાં આવાં વર્ણનો માટે સરખાવો अ. शा., अं· ૭, श्लो. ૮. આખો સુરાષ્ટ્ર ટાપુ એ દ્વારકા એવો જાણવા જેવો મત શ્રી ભગવાનલાલ સંપતરામે રજૂ કર્યો છે. 'સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ', ભા. ૧, પૃ. ૬

२१. ह. वं., वि. प., अ. ३८, श्लो. ४४–४५

૨૨. Burgess, *Reports on the Antiquities of Kathiawar and Kachh*, pp. 11–13; *B. G.*, Vol. VIII (*Kathiawar*), pp. 1 f.

૨૩. Cousens, *A. S. I.*, Vol. XLV, Imperial Series, Introduction, p. 1

૨૪. *B. G.*, Vol. VIII (*Kathiawar*), pp. 11–12

२५. **मुनिश्री चतुरविजयजी अने मुनिश्री पुण्यविजयजी-संपादित वसुदेवहिण्डी, प्रथम खंड, प्रथम अंश, पृ. १४६.** ડૉ. ભોગીલાલ સાંડેસરા, ગુજ. અનુવાદ, પૃ. ૧૮૯

२६. **डॉ. मोतीचन्द, सार्थवाह, पृ.** १३१–१३२

२७. **डॉ. मोतीचन्द्र, सार्थवाह, पृ.** ७५, **भूमिका, पृ.** ७

૨૮. ગિ. વ. આચાર્ય (સં.), ગુજરાતના ઐતિહાસિક લેખો, ભાગ ૧, લેખ નં. ૬

૨૯. એજન, પૃ. ૮

૩૦. એજન, લેખ નં. ૯, પૃ. ૧૭

૩૧. એજન, લેખ નં. ૧૫, પૃ. ૬–૭

૩૧ અ. T. R. L. Sharma, "The Rivers of Junagadh", *Summaries of Papers, All India Oriental Conference, XXIV Session*, p. 307

૩૨. ગુ. ઐ. લે. પૃ. ૬

૩૩. પુ. ગુ., પૃ. ૪૯–૫૦, ૧૬૩–૬૭, ૧૭૮–૭૯

૩૪. ગુ. ઐ. લે., ભા. ૧, લેખ ૧, પૃ. ૧–૧૪

૩૫. V. A. Smith, *The Early History of India* (4th edition), pp. 126, 136, 153; *C. H. I.*, Vol. I, p. 494; *The Age of Imperial Unity*, p. 62. જૂની ઈરાનીમાં 'હખામની' અને અંગ્રેજીમાં 'Akhaemenian'

૩૬. Kangle, *Kauṭilya's Arthaśāstra*, part III, pp. 196 ff. Radhakumud Mookerji, *Chandragupra Maurya and His times*, pp. 84–85

૩૭. ચંદ્રગુપ્ત મૌર્યના સમયની રાજકીય, આર્થિક, સામાજિક અને ધાર્મિક પરિસ્થિતિને જાણવા માટે 'કૌટિલીય અર્થશાસ્ત્ર' વિશ્વસનીય સામગ્રી પૂરી પાડે છે. કૌટિલ્ય ચંદ્રગુપ્ત મૌર્યને પાટલિપુત્રમાં રાજ્યાસને આરૂઢ થવામાં એનો મોટો સહાયક હતો અને 'કૌટિલીય અર્થશાસ્ત્ર' આ કૌટિલ્યની કે એનાં વચનોને સાચવતી એની શિષ્યપરંપરાની રચના છે. આ પરંપરા વિશે ઘણો વિવાદ થયેલો છે, પણ તાજેતરમાં સબળ દલીલો સાથે પ્રો. કાંગલેએ એવો મત રજૂ કર્યો છે કે આ પરંપરા ન માનવાને કોઈ કારણ નથી, ઊલટું માનવાને સબળ કારણો છે. (Kangle, *Kauṭilya's Arthaśāstra*, p. 3, pp. 59 ff.

૩૮. *Ibid.*, Part I, प्रकरण १९., सूत्र १ (पृ. ३२)

૩૯. એજન, પ્ર. ૨૧, સૂ. ૧-૨ (પૃ. ૩૫-૩૬)

૪૦. *Kauṭilya's Arthaśāstra;* translated by R. Shamsatrsy, p, 57. પ્રો. કાંગલે થોડોક જુદો અર્થ કરે છે.-'the head-quarters for revenue.' (Part II, p. 70)

૪૧. Kangle, *op. cit.*, Part I, पृ. २१, सू. ३ (पृ. ३६)

૪૨. मानसार (સંપાદક: પ્રસન્નકુમાર આચાર્ય), अ. १०, श्लो. ૪૫, ૪૬, ૪૭ (પૃ, ૫૫)

૪૩. P. K. Acharya, *Dictionary of Hindu Architecture*, p. 284 ડૉ. આચાર્ય અહીં "100 × 200 × 4 cubits" અને "7, 200 × 14,400 × 4 cubits" જણાવે છે, મૂળમાં "૧૦૦ દંડ × ૨૦૦ દંડ" અને "૭,૨૦૦ દંડ × ૧૪,૪૦૦ દંડ" છે. તેના હસ્ત ગણતાં "૧૦૦ × ૪ હસ્ત × ૨૦૦ × ૪ હસ્ત" અને "૭, ૨૦૦ × ૪ હસ્ત × ૧૪,૪૦૦ × ૪ હસ્ત" ગણાય.

૪૪. મૌર્ય-ક્ષત્રપ-ગુપ્તકાલના ગિરિનગરના તથા ત્યાંના સુદર્શન તળાવના સ્થાન વિશે કેટલાક વિદ્વાનોએ ઉપલબ્ધ અવશેષો પરથી કેટલાક તર્ક રજૂ કર્યા છે: (જુઓ Bhagvanlal Indraji & Dr. G. Bühler, "The Inscription of Rudradaman at Junagadh", *Indian Antiquary,* Vol. VII, p. 257; Ardeseer Jamsedjee, "The Sudarsana or Lake Beautiful of the Girnar Inscriptions," *J. B. B. R. A. S.*, Vol. VIII, pp. 47 ff; છો. મ. અત્રિ, "ક્ષત્રપકાલીન ગિરિનગર", વિદ્યાપીઠ, વર્ષ ૫, પૃ. ૯૪-૯૮; ર. ના. મહેતા અને પ્રિયબાળા શાહ "સૌરાષ્ટ્રના કેટલાંક પ્રાચીનસ્થાનો", વાક્, પુ. ૧, પૃ. ૫૩-૫૫; R. N. Mehta, "Sudarśana Lake', *J. O. I.*, Vol. XVIII, pp. 20 ff.

પરંતુ જ્યાં સુધી પુરાવસ્તુકીય ઉત્ખનનથી પ્રતીતિ ન થાય ત્યાં સુધી આમાંના કોઈ તર્ક સુનિર્ણીત ન ગણાય.

૪૫. Kangle, *op. cit.*, Part I, प्र. ११८, सू २१-२२ (पृ. १९४-१९५)

૪૬. એજન. પ્ર. ૨૪, સૂ. ૧ (પૃ.૪૧). સેતુબન્ધ માટે જુઓ એજન, પ્ર. ૧૯, સૂ. ૨૦-૨૪ (પૃ. ૩૩.)

૪૭. R. K. Mukherji, *Chandragupta Maurya and His Times*, pp. 69-70; B. C. Law, *Conception of Spirits*, p. 726; Chatterjee in *D. R. Bhandarkar Volume,* pp. 329-340. पेतवत्थु, IV, 3

૪૮. *H. C. I. P.*, Vol. II, p. 84

૪૯. वीर निर्वाण संवत् और जैन कालगणना, પૃ. ૮૧, પા. ટી. ૬૩

૫૦. विविधतीर्थकल्प, पृ. २; प्रभावकचरित, पृ. ७५

૫૧. *A. S. I.*, Vol. XLV, p. 2

૫૨. જુઓ પ્રકરણ ૫.

૫૩. *Gazetteer of the Bombay Presidency*, Vol. I, Part 1, p. 16
૫૪. *Ibid*, p. 18
૫૫. *Ibid*, p. 17
૫૬. *Ibid*, pp. 15-16
૫૭. *Ibid*, p. 15, f. n. 3
૫૮. *Ibid*, p. 15., f. n. 3
૫૯. *B. G.*, Vol. I, pt. 1, p. 544
૬૦. *B. G.*, Vol. VIII: *Kathiawar*, p. 487
૬૧. जिनप्रभसूरि, विविधतीर्थकल्प, पृ. ६
૬૨. એજન, પૃ. ૧૦
૬૩. એજન, પ્રાસ્તાવિક નિવેદન, પૃ. ૨
૬૪. એજન, પ્રાસ્તાવિક નિવેદન, પૃ. ૧
૬૫-૬૬-૬૭. મૌલવી અબુઝફર નદવી, ગુજરાતનો ઇતિહાસ, ભા. ૨, પૃ. ૧૩૪, પા. ટી. ૧
૬૮. सिद्धहैम शब्दानुशासन, अ. ८, पा. १, २२, १०२
૬૯. ગિ. વ. આચાર્ય, ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૩, નં. ૨૫૬, પૃ. ૮૬; D. B Diskalkar, *Inscriptions of Kathiawad*, No. 27, p. 732

શ્રી. ગિ. વ. આચાર્યે ત્રણે ભાગોમાં આવતાં સ્થળનામોની જે સૂચિ આપી છે તેમાં તે "જીર્ણદુર્ગ" નો સમાવેશ કરવાનું ચૂકી ગયા છે. શ્રી ડિસકળકરને પણ આ લેખના સંપાદનમાં આ સ્થળનામ બ્લૅકમાં મૂકવાનું રહી ગયું છે. આથી "જીર્ણદુર્ગ"નો આ ઉલ્લેખ જલદી ધ્યાનમાં આવે એમ નથી. આ ઉલ્લેખ તરફ શ્રી. શંભુપ્રસાદ દેસાઈએ લક્ષ દોરેલું છે.

આચાર્ય શ્રી જિનવિજયજી-સંપાદિત "જૈનલેખસંગ્રહ", ભાગ ૨ માં પણ આ નામનો ઉલ્લેખ નથી. કીર્તિકૌમુદી, ધર્માભ્યુદય, સુકૃતસંકીર્તન, રેવંતગિરિરાસુમાં પણ નથી. પ્રબન્ધચિંતામણિમાં નથી. પરંતુ પુરાતનપ્રબન્ધસંગ્રહમાં જીર્ણદુર્ગનો ઉલ્લેખ વસ્તુપાલ-તેજપાલના પ્રબન્ધોમાં છે (પૃ. ૬૦), પણ આ સંગ્રહનો કોઈ એક કર્તા નથી, અને આ પ્રબન્ધનો સમય કહી શકાતો નથી. મો. દ. દેસાઈ કૃત "જૈન સાહિત્યના સંક્ષિપ્ત ઇતિહાસ" માં પેથડે (સમય વિ. સં. ૧૩૨૦-ઈ. સ. ૧૨૬૪) તપાગચ્છના આચાર્યશ્રી ધર્મઘોષસૂરિના ઉપદેશથી ૮૪ જિનપ્રાસાદો કરાવ્યા એવો ઉલ્લેખ છે. એની નીચે એક યાદી આપી છે તેમાં "જીર્ણદુર્ગ" નું નામ છે, પરંતુ આ યાદી કોણે કરેલી છે અને ક્યારે થયેલી છે ઇત્યાદિ માહિતી શ્રી. દેસાઈએ આપી નથી.

શ્રી. ડિસકળકરના *Inscriptions of Kathiawad* માં નં. ૩૮ના અભિલેખમાં પછીનો ઉલ્લેખ મળે છેઃ श्रीजीर्णप्रा[का]रे (પંક્તિ ૨). પરંતુ આ અભિલેખ વિ. સં. ૧૪૩૫ અર્થાત્ ઈ. સ. ૧૩૭૮નો છે. મોહમ્મદ તઘલકે ગિરનારનો કિલ્લો સર કર્યો ઈ. સ. ૧૩૪૭માં (ગુ. ઇ., ભા. ૨., પૃ. ૧૩૪), એટલે એ પછી ૩૧ વર્ષે આ અભિલેખ કોતરાયો

છે. અભિલેખ નં. ૪૭ જે વિ. સં. ૧૪૪૫ નો અર્થાત્ ઈસ્વી સન ૧૩૮૯ નો છે, તેમાં "જીર્ણદુર્ગ"નો બે વાર ઉલ્લેખ આવે છે (પં. ૧૦ અને ૧૭), પણ એ બીજી રીતે મહત્ત્વનો છે. એમાં કથન છે કે મલ્લના માતામહ વીરરાજ વાઘેલાએ ખેંગારને પોતાના ભત્રીજા ભીમદેવના ખભે ચડાવી બહાર મોકલાવી દીધો અને પોતે પાદશાહ મહમ્મદ સામે લડતાં દેવલોક પામ્યો. આ મહમ્મદ તે મોહમ્મદ તઘલક (*Inscriptions of Kathiawad*, p. 35). આ અભિલેખમાં "રૈવંતગિરિ"નો પણ નિર્દેશ છે.

આ ઉપરાંત નં. ૬૪ (વિ. સં. ૧૪૬૯–ઈ. સ. ૧૪૧૩)ના અભિલેખમાં **श्रीजीर्णप्राकार** (પં.–૭) અને નં. ૭૬ (વિ. સં. ૧૫૦૭-ઈ. સ. ૧૪૫૧)માં બે વાર (પં. ૧૪ અને ૨૪) **जीर्णदुर्ग** નોંધાયો છે.

૭૦. *B. G.*, Vol. I, Pt, 1, p. 19.

૭૧. ગુ. ઐ. લે., ભા. ૧, નં. ૬. (પૃ. ૭)

આ અભિલેખના સંપાદક કીલહૉર્ન આ દિવસ ઈ. સ. ૧૫૦ની ૧૮મી ઑક્ટોબર અથવા અધિક સંભવતઃ ૧૬ મી નવેંબરની બરાબર હોવાનું જણાવે છે (એઇ, પુ. ૮, પૃ. ૪૧). આ પરથી શ્રી. ગિ વ. આચાર્ય પણ ઈ. સ. ૧૫૦ની ૧૬મી નવેમ્બરની તારીખ જણાવે છે.

પરંતુ પિલ્લઈનાં કોષ્ઠકો (*Indian Chronology*, Table X, pp. 30–31)ને આધારે ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી જણાવે છે કે શક ૭૨ના માર્ગશીર્ષનો શુક્લ પક્ષ ઈ. સ. ૧૫૦ની ૮ મી નવેમ્બરે શરૂ થતો હતો અને અમાંત માર્ગશીર્ષનો કૃષ્ણ પક્ષ ૭ મી ડિસેંબરે પૂરો થતો હતો, આથી કીલહૉર્ને ઉપર જણાવેલી તારીખો કેવી રીતે આપી હશે એ સમજાતું નથી. પિલ્લઈનાં કોષ્ઠક પ્રમાણે તો શક ૭૨ ના માર્ગશીર્ષનો કૃષ્ણ પક્ષ પૂર્ણિમાંત માસની પદ્ધતિએ ૨૪ મી ઑક્ટોબરના અને અમાંત માસની પદ્ધતિએ ૨૩ મી નવેંબરના અરસામાં શરૂ થાય.

૭૨. જુઓ જર્મનમાંથી અંગ્રેજીમાં પ્રો. ઘાટેએ કરેલો અનુવાદ *Indian Antiquary*, Vol. XLII, pp. 188 ff.

૭૩. ગુ. ઐ. લે., ભા. ૧, નં. ૬. આચાર્ય ગિરિજાશંકર વલ્લભજીના અનુવાદ ઉપરથી થોડાક ફેરફાર સાથે ભાવાર્થ આપ્યો છે.

૭૪. શ્રી આચાર્ય "આ વિધિ કરી બે માસમાં સમારકામ પૂરું કર્યું" એવો અર્થ કરે છે. ગુ. ઐ. લે., લેખ નં. ૧૫, પૃ. ૧૦

૭૫. જુઓ *B. G.*, Vol.-I, Part 1, p. 14

૭૬. **मुनिश्री पुण्यविजयजी, जैन आगमधर और प्राकृत वाङ्मय, मुनिश्री हजारीमल स्मृतिग्रंथ,** પૃ. ૭૨૮; ડૉ. ભોગીલાલ સાંડેસરા, વસુદેવહિંડી, ગુજરાતી અનુવાદ, ઉપોદ્ઘાત, પૃ. ૨

૭૭. પ્રાકૃત ભાષાના શબ્દ **डिंडि** નું સંસ્કૃત રૂપ **दण्डिन्** આપ્યું છે અને એનો અર્થ રાજકર્મચારી-વિશિષ્ટ અધિકાર-સંપન્ન એવો આપ્યો છે. હવાલો **भवभावनावृत्तिकथा, पत्र** ૪૭૦, શ્લો. ૪ નો અપાયો છે (**पाइअसद्दमहण्णवो**). વ. હિં. માં એને "**राजसेवी**" વિશેષણ લગાડયું છે એટલે આ અર્થ બંધ બેસે છે. **डिंडि–डंड** 'દેશીનામમાલા'માં પણ નોંધાયા છે, તેઓનો અર્થ 'સોય વડે સીવેલા વસ્ત્ર-ખંડો' એવો આપ્યો છે. *Deśīnāmamālā* of

Hemachandra, edited by Prof. R. Pischel & Dr. G. Bühler, શ્લો. ૭ (પૃ. ૧૩૮)

શ્યામિલકકૃત સંસ્કૃત ભાણ પાદતાડિતકમાં डिण्डिक, डिण्डिडाण, डिण्डित्व અને डिण्डिन् એવા શબ્દપ્રયોગો છે. ડૉ. મોતીચંદ્ર डिण्डिक અને डिण्डिन् નો અર્થ "ગુંડા" અથવા "દાંડ" એવો કરે છે. શા આધારે આ એવો અર્થ કર્યો છે એ આપ્યો નથી. સંસ્કૃત કોશોમાં डिण्डिक કે डिण्डिन् શબ્દ આપ્યો નથી. શબ્દકલ્પદ્રુમ डिङ्गर, डङ्गर શબ્દો આપે છે અને શબ્દરત્નાવલીના આધારે તેઓના અર્થ "ખલ" "ધૂર્ત" અને "સેવક" આપે છે. ગુજરાતીમાં ડંગોરો એટલે ડાંગ અને તોફાની માણસ—એ અર્થોમાં डङ्गर શબ્દ સચવાયો લાગે છે. ગુજરાતી "દાંડ" અને હિંદી "ડંડી" શબ્દોનો આ શબ્દ સાથે સંબંધ એમણે જોડ્યો છે, એનો પ્રમાણમીમાંસાની પ્રતિમાં એક ટિપ્પણમાં डिंडिका नग्नाटा इत्यर्थः એવો હવાલો આપ્યો છે : चतुर्भाणी પૃ. ૧૫૦. પા. ટી. ૪ (इ). 'નગ્નાટ' એ ગુજરાતી "નાગોડ" (વસ્ત્ર વિનાનો, બેશરમ) માં છે, અથવા "નગ્નાટ" સંસ્કૃતીકરણ હોય. ભૂમિકામાં ડૉ. મોતીચંદ્રે એનો અર્થ એક તરેહના "मनचला शौकीन"–આજની ભાષામાં છેલ (પૃ. ૬૨) કર્યો છે તે "ગુંડા" કરતાં સારો છે. રાજાની હાજરીમાં રહેતો "છેલ" એવો અર્થ સ્વીકારી શકાય.

૭૮. એજન, પૃ. ૫૦-૫૨, અનુ. પૃ. ૬૦-૬૩

૭૯. ડૉ. સાંડેસરા, જૈન આગમોમાં ગુજરાત, પૃ. ૬૬

૮૦. ગુ. ઐ. લે., ભાગ-૧, લેખ. નં. ૬૪, વળી જુઓ હ. ગં. શાસ્ત્રી, મૈત્રકકાલીન ગુજરાત, ભાગ ૨, પરિશિષ્ટ ૩માં નં. ૫૦, ૬૫, ૬૬, ૭૨ અને ૧૩૨.

૮૧. Hiuen Tsang, *Buddhist Records of the Western World* (Trans. by Beal), Vol. II, p. 269; Watters, *On Yuan Chwang's, Travels in India*, Vol. II, p. 248

૮૨. Alexander Cunningham, *The Ancient Geography of India*, p. 273

૮૩. Hiuen Tsang, *Bvddhist Records of the Western World* (Trans by Beal), Vol. II, p. 269; Watters, *On Yuan Chwang's Travels in India*, Vol. II, p. 248

૮૪. काव्यमीमांसा (Third Edition), Introduction, p, XII (G.O.S.)

૮૫. एजन. पृ. ९४

૮૬. Muniraja Jinavijaya, कुमारपालप्रतिबोध, *Introduction*, p. iii

૮૭. कुमारपालप्रतिबोध, पृ. १७६–७७

૮૮. મુનિ કલ્યાણવિજય, પ્રભાવકચરિત, ગુજ. અનુ., પ્રબંધ પર્યાલોચન, પૃ. ૩૪

૮૯. પૃ. ૩૮, શ્લો. ૩૦૪-૦૬

૯૦. પ્રભાવકચરિત, પૃ, ૩૮૩, શ્લો. ૨૯૯

૯૧. *B. G.*, Vol. VIII : *Kathiawar*, pp. 488-502

## પ્રકરણ ૪

# મૌર્યકાલ

આ અગાઉના કાલ સંબંધી પુરાવશેષીય સાધનો પરથી તત્કાલીન માનવનાં જીવન તથા સંસ્કૃતિની કંઈક ઝાંખી થતી, પરંતુ એનો કોઈ નક્કર કડીબંધ ઇતિહાસ જાણી શકાતો નહિ; બીજી બાજુ પુરાણો વગેરેમાં આવેલી અનુશ્રુતિઓ પરથી અમુક પુરાતન રાજવંશો તથા રાજાઓ વિશે માહિતી મળતી હતી, પરંતુ એ અનુશ્રુતિઓની ઐતિહાસિકતા પ્રતિપાદિત કરતા પુરાવા મળતા નહોતા. ગુજરાતના રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસની નક્કર અને આધારભૂત માહિતી મળવી શરૂ થાય છે મૌર્યકાલના આરંભથી, ખાસ કરીને આભિલેખિક સાધનોને આધારે.

જૂનાગઢ–ગિરનારના માર્ગ પર આવેલ એક શૈલ ( ખડક કે મોટી શિલા ) પર કોતરાયેલા, દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાના ચૌદ ધર્મલેખો[1] એ ગુજરાતના સહુથી પ્રાચીન જ્ઞાત અભિલેખો છે. એમાં જણાવેલ દેવોનો પ્રિય પ્રિયદર્શી રાજા એ મૌર્ય સમ્રાટ અશોક હોવાનું પ્રતિપાદિત થયું છે.[2] આ રાજાએ ધર્મભાવનાના પ્રચાર માટે પોતાના સામ્રાજ્યના અનેક પ્રદેશોમાં આ શૈલલેખ[3] કોતરાવ્યા હતા અને એની એક પ્રત સૌરાષ્ટ્રના આ સ્થળે કોતરાવેલી છે[4](નકશો ૧). એ પરથી આ પ્રદેશ પણ અશોક મૌર્યના શાસન નીચે હોવાનું ફલિત થાય છે.

આ શૈલની બીજી બાજુ પર ચાર સદી બાદ કોતરાયેલ લેખમાં આવતા એક સીધા ઉલ્લેખ પરથી આ અનુમાનને સંગીન સમર્થન મળે છે. એ લેખ રાજા મહાક્ષત્રપ રુદ્રદામા ૧ લા ના સમયમાં શક વર્ષ ૭૨–૭૩ (ઈ. સ ૧૫૦–૫૧) ના અરસામાં લખાયો છે.[5] એમાં ગિરિનગરના સુદર્શન તડાક(તળાવ)ના સેતુ (બંધ)ના ભંગ તથા પુનર્નિર્માણનો વૃત્તાંત આપવામાં આવ્યો છે. આ વૃત્તાંતની અંદર એ જળાશયની ઉત્પત્તિ વિશે ય કેટલીક હકીકત આપવામાં આવી છે. એ પરથી જાણવા મળે છે કે આ જળાશય 'મૌર્ય રાજા ચંદ્રગુપ્તના રાષ્ટ્રિય વૈશ્ય પુષ્યગુપ્તે કરાવેલું ; અને અશોક મૌર્યના ( રાષ્ટ્રિય ) યવનરાજ તુષાસ્ફે'

એમાંથી નહેરો કરાવી.[૬] ક્ષત્રપકાલીન શૈલલેખમાં આવતા આ બે પ્રાસંગિક ઉલ્લેખો પરથી મૌર્યકાલીન ઇતિહાસ પર ઘણો પ્રકાશ પડે છે.

પહેલું તો આ પ્રદેશ પર મૌર્ય રાજા ચંદ્રગુપ્તનું તથા એના પૌત્ર અશોકનું શાસન પ્રવર્ત્યું હોવાનું જાણવા મળે છે. ગૌતમ બુદ્ધ અને મહાવીર સ્વામીના સમકાલીન રાજા બિંબિસાર અને અજાતશત્રુના સમયમાં મગધ(દક્ષિણ બિહાર)ના રાજ્યનો અભ્યુદય થયેલો અને નંદવંશના સમયમાં મગધનું સામ્રાજ્ય કલિંગ (ઓરિસા) અને દખ્ખણ સુધી વિસ્તર્યું હતું.[૭] એ દરમ્યાન મગધની સત્તા ગુજરાત સુધી પ્રસરી હતી કે કેમ એ જાણવા મળતું નથી, પરંતુ મગધમાં નંદવંશની સત્તાનું ઉન્મૂલન કરી એની જગ્યાએ મૌર્યવંશની સત્તા સ્થાપનાર ચંદ્રગુપ્ત મૌર્યનું શાસન આ પ્રદેશ સુધી પ્રવર્તેલું હતું એ રુદ્રદામાના શૈલલેખમાંના ઉલ્લેખ પરથી સ્પષ્ટતઃ જાણવા મળે છે. આ શાસન અશોક મૌર્યના સમયમાં ય ચાલુ હતું એ ઉલ્લેખ પરથી મગધના મૌર્ય સામ્રાજ્યની સત્તા આ પ્રદેશ પર છેક ચંદ્રગુપ્ત મૌર્ય( લગભગ ઈ. પૂ. ૩૨૨–૨૯૮ )ના સમયથી ઓછામાં ઓછું અશોક મૌર્ય ( લગભગ ઈ. પૂ. ૨૭૩–૨૩૭ )ના સમય સુધી ચાલુ રહી હોવાનું સ્પષ્ટ થાય છે. અશોકના ગિરનાર શૈલલેખોનો સમકાલીન પુરાવો આ ઉત્તરકાલીન ઉલ્લેખની ઐતિહાસિકતા સિદ્ધ કરે છે.

મગધના મૌર્ય સામ્રાજ્યનું શાસન સૌરાષ્ટ્ર પર પ્રવર્તેલું એટલું તો અશોકના શૈલલેખોના સ્થાન પરથી તેમજ રુદ્રદામાના શૈલલેખમાં આવતા ગિરિનગરના ઉલ્લેખ પરથી નિશ્ચિત થાય છે. આ પરથી એની સમીપમાં આવેલો કચ્છ તથા તળ ગુજરાતનો પ્રદેશ પણ પ્રાયઃ મગધના મૌર્ય સામ્રાજ્યના શાસન નીચે હોવાનું સ્પષ્ટ થાય છે. અશોકનું શાસન ગુજરાતની પૂર્વે આવેલ માળવામાં[૮] તથા દક્ષિણે આવેલ કોંકણમાં[૯] પ્રવર્તતું એ પરથી આ સંભવને સમર્થન મળે છે.[૧૦] આમ ગુજરાતનો સમસ્ત પ્રદેશ ત્યારે મગધના મૌર્ય સામ્રાજ્યના શાસન નીચે હતો એ લગભગ નિશ્ચિત ગણાય.

અશોકના શૈલલેખોના સ્થાન પરથી તેમજ રુદ્રદામાના શૈલલેખમાં આવતા ઉલ્લેખ પરથી માલૂમ પડે છે કે આ પ્રદેશનું વહીવટી વડું મથક ત્યારે ગિરિનગર હતું. ગિરિનગર ગિરિની તળેટીમાં પ્રાયઃ એની પશ્ચિમે વસેલું જણાય છે.[૧૧]

આ વડા મથકમાં મૌર્ય રાજ્યનો રાષ્ટ્રિય[૧૨] (રાષ્ટ્રપાલ) રહેતો. મુઘલ બાદશાહોના સૂબેદારોની જેમ મૌર્ય સમ્રાટોના સર્વ રાષ્ટ્રિયોની માહિતી ઉપલબ્ધ નથી, પરંતુ રુદ્રદામાના શૈલલેખમાં સુદર્શન તડાક સંબંધી આપેલા ઉલ્લેખો પરથી એમાંના બે રાષ્ટ્રિયોનાં નામ જાણવા મળે છે.

મૌર્ય રાજા ચંદ્રગુપ્તના સમગ્ર રાજ્યકાલ દરમ્યાન આ પ્રદેશ માટે એ એક જ રાષ્ટ્રિય નિમાયો હતો કે એની પહેલાં અને/અથવા પછી બીજા કોઈ રાષ્ટ્રિય પણ નિમાયા હતા એ જાણવા મળતું નથી. પુષ્યગુપ્ત વૈશ્ય હતો એટલો ઉલ્લેખ છે, પરંતુ એ કયા સ્થળનો વતની હતો તેમજ એણે આ પ્રદેશનો વહીવટ કેટલાં વર્ષ કર્યો એ જાણવા મળતું નથી. એણે ગિરિનગર પાસે ઊર્જયત્ ગિરિમાંથી નીકળતી સુવર્ણસિકતા, પલાશિની વગેરે નદીઓનાં નીર આડે સેતુ (બંધ) બંધાવી સુદર્શન નામે સુંદર જળાશય કરાવ્યું એ એનું નોંધપાત્ર કૃત્ય છે.[૧૩] મગધ સામ્રાજ્યના આટલા દૂરના અને છેવાડાના પ્રદેશના વડા મથક પાસે બંધ બંધાવી આવું સુંદર જળાશય કરાવવાની યોજના ચંદ્રગુપ્ત મૌર્ય પાસે મંજૂર કરાવીને અમલમાં મૂકવા માટે આ રાષ્ટ્રિયને ઘણો જશ ઘટે છે.[૧૪]

ચંદ્રગુપ્તની જેમ એના પુત્ર અને ઉત્તરાધિકારી બિંદુસાર(લગભગ ઈ. પૂ. ૨૯૮–૨૭૩)ના સમયમાં પણ મગધ રાજ્યના રાષ્ટ્રિયનો વહીવટ અહીં ચાલુ રહ્યો લાગે છે. પેતવત્થુ અને એની પરમત્થદીપની વૃત્તિમાં જણાવ્યા મુજબ બિંદુસારના રાજ્યકાલના ૧૬ મા વર્ષે સુરાષ્ટ્રમાં પિંગલક નામે રાજા ગાદીએ આવ્યો.[૧૪અ]

એ પછી અશોકના સમય(લગભગ ઈ. સ. પૂ. ૨૭૩–૨૩૭)માં અહીં તુષાસ્ફ નામે રાષ્ટ્રિય થઈ ગયો હોવાનું જાણવા મળે છે, રુદ્રદામાના શૈલલેખમાં એનો ઉલ્લેખ આવે છે; ત્યાં એનો યવનરાજ તરીકે પરિચય આપ્યો છે. 'તુષાસ્ફ' એ નામ સ્પષ્ટતઃ વિદેશી છે; વસ્તુતઃ એ નામ જૂની ઈરાની ભાષાનું છે.[૧૫] પરંતુ એ પરથી તુષાસ્ફને ઈરાની માનવાની[૧૬] જરૂર નથી. ભારતમાં વસેલા યવનો, શકો, પહલવો અને કુષાણો જેમ ભારતીય નામો ધારણ કરતા થયા હતા તેમ ઈરાની સંસ્કૃતિની અસર ધરાવતા કેટલાક યવનો ઈરાની નામ ધરાવતા થયા હોય તો એમાં નવાઈ નથી.[૧૭] આ યવનરાજ તે ભારતની વાયવ્ય સરહદ પાસે આવેલ યોન (યવન)[૧૮] પ્રદેશનો યવન (ગ્રીક) રાજા હશે અને સમ્રાટ અશોકે એને આ પ્રદેશનો રાષ્ટ્રિય નીમ્યો હશે. સામંત રાજાઓ સમ્રાટોના પ્રાંતોના રાજ્યપાલ તરીકે અધિકાર ધરાવતા એવા દાખલા મુઘલ કાલમાં ઘણા જાણીતા છે.[૧૯] આમ તુષાસ્ફ એ પ્રાયઃ ઈરાની નામ ધરાવતો યવન રાજા હતો.

સૌરાષ્ટ્રનો પિંગલક રાજા અશોકને પોતાના મતમાં લાવવા માટે પોતે પાટલિપુત્ર ગયો, પણ ત્યાંથી બૌદ્ધ મતથી પ્રભાવિત થઈ પાછો ફર્યો અને પોતાના પ્રદેશમાં એ મતની હિમાયત કરવા લાગ્યો; એનો મંત્રી નંદક સેનાપતિ અને પુત્રી ઉત્તરા પણ બૌદ્ધધર્મી થયાં.[૨૦] ઉત્તરકાલીન બૌદ્ધ ગ્રંથોમાં આપેલ આ અનુશ્રુતિ ઐતિહાસિક હોય તો અશોકના સમયમાં સૌરાષ્ટ્રમાં પિંગલક નામે રાજા

રાજ્ય કરતો હોવાનું માલૂમ પડે છે. એ રાજા પર મૌર્ય સમ્રાટ અશોકનું આધિપત્ય પ્રવર્તતું હોવા સંભવે.[૨૧] જો પિંગલકને એની રાજસત્તા વંશપરંપરાગત વારસામાં મળેલી હોય તો ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં પણ સૌરાષ્ટ્રના એ રાજવંશની રાજસત્તા પ્રવર્તતી ગણાય. તો પછી ચંદ્રગુપ્ત અને અશોકના સમયમાં અહીં રાષ્ટ્રિયનો વહીવટ હતો એનો શો અર્થ ઘટાવવો ? કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં રાષ્ટ્રપાલ તથા અંતપાલનો ઉલ્લેખ આવે છે.[૨૨] અશોકના અભિલેખોમાં રાજૂક (રજ્જુક), પ્રાદેશિક અને યુક્તનો અને રાજૂકના સંબંધમાં રઠિક(રાષ્ટ્રિક)નો ઉલ્લેખ આવે છે.[૨૩] રુદ્રદામાના શૈલલેખમાં જણાવેલ 'રાષ્ટ્રિય' એ આ રાષ્ટ્રપાલ કે રાષ્ટ્રિક હોય તોપણ, જો સૌરાષ્ટ્રમાં ત્યારે પ્રાદેશિક રાજસત્તા ચાલુ રહેલી હોય તો, એ મગધના સામ્રાજ્યના સીધા શાસન નીચેના પ્રાંતનો સૂબેદાર ન હોઈ શકે. ડૉ. રાયચૌધરી સૂચવે છે તેમ આ રાષ્ટ્રિય સ્થાનિક રાજસત્તાની નામની હસ્તી ચાલુ રહેવા દઈને વાસ્તવમાં સમ્રાટ વતી તમામ અખત્યાર કરનાર હાઈકમિશનર જેવો અધિકારી હોવો જોઈએ.[૨૪] ગિરિનગરના સુદર્શનના નિર્માણ તથા વિકાસની ફરજ મૌર્ય સમ્રાટોના રાષ્ટ્રિયોએ બજાવી હોઈ, તેઓની સત્તા બ્રિટિશ સરકારના રેસિડેન્ટ કે પોલિટિકલ એજન્ટ કરતાં ઘણી સીધી અને સંગીન હોવાનું સ્પષ્ટ થાય છે.

કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં સુરાષ્ટ્રનો ઉલ્લેખ આવે છે.[૨૫] અશોકના અભિલેખોમાં માત્ર અપરાંત પ્રદેશોનો નિર્દેશ આવે છે.[૨૬] કચ્છ, સુરાષ્ટ્ર, આનર્ત ઇત્યાદિનો સમાવેશ એમાં અધ્યાહૃત રહેલો ગણાય.

કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં 'અપરાંત' નામ પ્રયોજાયું છે, તે પૂર્વાપર સંબંધ પરથી ઉત્તર કોંકણ અને દક્ષિણ ગુજરાતના સમુદ્ર-કાંઠા પાસેના પ્રદેશ માટે પ્રયોજાયું લાગે છે.[૨૭]

ચંદ્રગુપ્ત મૌર્યના રાજ્યકાલ દરમ્યાન સુરાષ્ટ્રના વડા મથક ગિરિનગર પાસે રાષ્ટ્રિય પુષ્યગુપ્તે સેતુ (બંધ) બાંધીને સુદર્શન નામે સુંદર જળાશય કરાવ્યું. એ જળાશય પૌરજનોના વિહારસ્થાન તરીકે ઘણું લોકપ્રિય નીવડયું હશે. વળી અશોક મૌર્યના રાષ્ટ્રિય તુષાસ્ફે એમાંથી નહેરો કરાવી ત્યારથી એ પૌરજનોના વિહારસ્થાન સાથોસાથ જાનપદ જનોના ઉપયોગી જળાશય તરીકે અધિક મહત્ત્વ પામ્યું જણાય છે. મહાક્ષત્રપ રુદ્રદામાના સમયમાં અતિવૃષ્ટિથી નદીઓમાં આવેલા પ્રચંડ પૂરને લઈને સુદર્શનનો સેતુ તૂટી જતાં જળાશય તળિયાઝાટક ખાલી થઈ ગયું અને એના પુનર્નિર્માણની યોજના પહેલાં નામંજૂર થઈ ત્યારે પૌર તથા જાનપદ પ્રજામાં હાહાકાર પ્રવર્ત્યાનો જે ઉલ્લેખ આવે છે તે પરથી આ જળાશયની એ ઉપયોગિતાની પ્રતીતિ થાય છે.

દેવોના પ્રિય પ્રિયદર્શી રાજા તરીકે પોતાને ઓળખાવતા મૌર્ય સમ્રાટ અશોકે, કલિંગ-વિજય માટેના ખૂનખાર યુદ્ધથી થયેલા ભારે સંતાપ અને પશ્ચાત્તાપ પછી પોતાના હૃદયમાં જાગેલી તીવ્ર ધર્મ-ભાવનાનો સમગ્ર પ્રજામાં પ્રસાર કરવા પોતાના સામ્રાજ્યના જુદા જુદા પ્રદેશોમાં શૈલ (ખડક) પર જે ચૌદ ધર્મ-લિપિઓ (ધર્મલેખો) કોતરાવી, તેની એક પ્રત ગિરિનગરના સુદર્શન તળાવ પાસે આવેલ શૈલ પર પણ કોતરાવી[૨૮] (આકૃતિ ૫૬).

એ ધર્મિષ્ઠ સમ્રાટના આ ચૌદ ધર્મલેખોનો સાર નીચે પ્રમાણે છે :

૧. આજથી કોઈએ પ્રાણીને મારી હોમવું નહિ. મેળાવડો કરવો નહિ, કેમકે એમાં બહુ દોષ રહેલો છે. પહેલાં રાજાના રસોડામાં રોજ લાખો પ્રાણી મરાતાં; હવે ત્રણ જ પ્રાણીઓ મરાય છે–બે મોર અને એક હરણ. આ ત્રણ પ્રાણીઓ પણ પછી નહિ મરાશે.

૨. રાજાના સકલ રાજ્યમાં તેમજ સરહદી રાજ્યોમાં બધે રાજાએ બે પ્રકારની ચિકિત્સા કરી છે : મનુષ્યચિકિત્સા અને પશુચિકિત્સા. મનુષ્યોને તથા પશુઓને ઉપયોગી ઔષધિઓ જ્યાં જ્યાં નથી ત્યાં બધે મંગાવી છે ને રોપાવી છે. રસ્તાઓ પર કૂવા ખોદાવ્યા છે ને વૃક્ષો રોપાવ્યાં છે.

૩. રાજાએ અભિષેક થયાને બારમે વર્ષે આ ફરમાવ્યું છે. મારા સમગ્ર રાજ્યમાં યુક્તો, રાજૂકો અને પ્રાદેશિકો પાંચ પાંચ વર્ષે પ્રદેશોમાં ફરતા રહે ને બીજા કામની સાથે સાથે આવો ધર્મોપદેશ પણ કરતા રહે – માતાપિતાની સેવા, મિત્રો પરિચિતો અને સંબંધીઓને તથા બ્રાહ્મણ અને શ્રમણોને દાન, પ્રાણીઓની અહિંસા, થોડો ખરચો અને થોડો સંઘરો ઇષ્ટ છે. પરિષદ પણ યુક્તોને આ સંબંધી આજ્ઞા કરશે.

૪. સેંકડો વર્ષ થયાં, પ્રાણીઓની હિંસા વગેરે વધ્યું જ છે, તેથી હવે રાજાના ધર્માચરણ વડે ભેરીઘોષ એ ધર્મઘોષ થયો છે. વિમાન, હસ્તી, અગ્નિ-સ્કંધ (તેજ:પુંજ) અને બીજાં દિવ્ય રૂપો પ્રદર્શિત કરીને રાજાના ધર્મોપદેશથી પ્રાણીઓની અહિંસા ઇત્યાદિ વિવિધ ધર્માચરણ વધ્યું છે; ને રાજા આ ધર્માચરણને વધારશે જ. રાજાના પુત્રો, પૌત્રો અને પ્રપૌત્રો યુગાંત સુધી એ વધારશે. ધર્મોપદેશ એ શ્રેષ્ઠ કર્મ છે. એટલા માટે આ લખાવ્યું છે કે જેથી આ વસ્તુની વૃદ્ધિ થાય, હાનિ ન થાય. આ અભિષેક થયાના બારમા વર્ષે લખાવ્યું છે.

૫. રાજા કહે છે : કલ્યાણ કરવું અઘરું છે. મેં બહુ કલ્યાણ કર્યું છે. મારા પુત્રો વગેરે એ કરતા રહેશે. પાપ કરવું સહેલું છે. ઘણો વખત થયો, ધર્મના મહામાત્ર નહોતા, તેથી અભિષેક થયાને તેરમે વર્ષે મેં ધર્મના મહામાત્ર નીમ્યા. તેઓને યવન, કંબોજ અને ગંધારમાં તથા રાષ્ટ્રિક અને બીજા અપરાંતોમાં સર્વ સંપ્રદાયોના તથા સર્વ વર્ણોના ધર્માધિષ્ઠાન તથા હિતસુખ માટે નીમ્યા છે. અહીં તથા બહારનાં બધાં નગરોમાં નીમ્યા છે. એટલા માટે ધર્મલિપિ લખાવી છે કે એ લાંબો વખત ટકે અને મારી પ્રજા એ પ્રમાણે વર્તે.

૬. રાજા કહે છે : ઘણો વખત થયાં આમ નહોતું તે મેં કર્યું છે કે સર્વ કાલે સર્વ સ્થળે નિવેદકો મારી પાસે આવે અને મને પ્રજાની બાબત જણાવે. હું જે કંઈ મૌખિક રીતે ફરમાવું કે જે મહામાત્રોમાં તાકીદનું હોય ને તે બાબતમાં પરિષદમાં મતભેદ કે વિચારણા ઉપસ્થિત થાય, તો તે મને તરત જ નિવેદિત કરવું. કામના નિકાલમાં મને તૃપ્તિ હોતી નથી. સર્વલોકહિતને મેં મારું કર્તવ્ય માન્યું છે. એનાથી કોઈ ચડિયાતું કર્મ નથી. હું જે કંઈ પુરુષાર્થ કરું છું તે શા માટે ? કે પ્રાણીઓના ઋણમાંથી મુક્ત થઉં. એટલા માટે આ ધર્મલિપિ લખાવી છે કે એ લાંબો વખત ટકે ને મારા પુત્રો વગેરે એ પ્રમાણે વર્તે. સક્રિય પુરુષાર્થ વિના આ કરવું મુશ્કેલ છે.

૭. રાજા ઇચ્છે છે : સર્વ સંપ્રદાયો સર્વત્ર વસે, કેમકે સર્વે સંયમ અને ભાવશુદ્ધિ ઇચ્છે છે, પરંતુ માણસો ભિન્ન ભિન્ન રુચિ ધરાવે છે. જે વિપુલ દાન દે છે, પરંતુ સંયમ અને ભાવશુદ્ધિ ધરાવતો નથી તેનું દાન અતિશય ઊતરતું છે.

૮. ઘણા વખતથી રાજાઓ વિહારયાત્રાએ જતા; એમાં મૃગયા અને એવા બીજા મોજશોખ થતા. અભિષેક થયાને દસમે વર્ષે રાજા બોધિગયા ગયા, તેથી ધર્મયાત્રા થઈ છે. એમાં બ્રાહ્મણો તથા શ્રમણોનું દર્શન, તેઓને દાન, જાનપદ જનોને ધર્મોપદેશ ઇત્યાદિ થાય છે. રાજાને આ ઘણું ગમે છે.

૯. રાજા કહે છે : લોકો જાતજાતની માંગલિક વિધિ કરે છે. માંદગી, લગ્ન, પુત્રજન્મ, પ્રવાસ વગેરેમાં બહુ માંગલિક વિધિ કરે છે. આમાં સ્ત્રીઓ ઘણી અને ઘણી જાતની માંગલિક વિધિ કરે છે, પરંતુ એ અલ્પફલ દે છે. ધર્મની માંગલિક વિધિ મહાફલ દે છે. એમાં દાસો અને સેવકો તરફ સદ્‌વર્તાવ, ગુરુઓ પ્રતિ આદર, પ્રાણીઓની અહિંસા, શ્રમણો તથા બ્રાહ્મણોને દાન–એ અને એવું બીજું થાય છે. આ વિધિ કરવા જેવી છે એવું પિતા પુત્ર ભાઈ સ્વામી મિત્ર

વગેરે સહુએ એકબીજાને કહેવું. બીજી માંગલિક વિધિ અનિશ્ચિત ફળવાળી અને માત્ર ઐહલૌકિક છે, જ્યારે ધર્મની માંગલિક વિધિ તો આ લોકમાં તેમજ પરલોકમાં સર્વદા ફળ આપે છે.

૧૦. રાજા યશ કે કીર્તિને મહત્ત્વની માનતો નથી, સિવાય કે મારા માણસો હાલ તેમજ ભવિષ્યમાં ધર્મને આરાધે અને આચરે. એ બાબતમાં, હું જે કંઈ પુરુષાર્થ કરું છું તે એટલા માટે કે સહુ પરિસ્રવ અર્થાત્ અપુણ્ય ઘટાડે. સક્રિય પુરુષાર્થ વિના આ કરવું મુશ્કેલ છે. મોટા માણસ માટે એ વધારે મુશ્કેલ છે.

૧૧. રાજા કહે છે: ધર્મદાન જેવું કોઈ દાન નથી. એમાં આ હોય છે: દાસો તથા સેવકો તરફ સદ્વર્તાવ, માતા-પિતાની સેવા, મિત્રો પરિચિતો અને સંબંધીઓને તેમજ શ્રમણો અને બ્રાહ્મણોને દાન, પ્રાણીઓની અહિંસા. પિતા પુત્ર ભાઈ સ્વામી મિત્ર વગેરે સહુએ આ કરવા માટે એકબીજાને ભલામણ કરવી. આ ધર્મદાન વડે આ લોકનું સુખ મળે છે તેમજ પરલોકનું અનંત પુણ્ય પ્રસવે છે.

૧૨. રાજા સર્વ સંપ્રદાયોને દાન તથા આદર દે છે, જેથી એ સર્વની સારવૃદ્ધિ થાય. સારવૃદ્ધિ બહુ પ્રકારની છે, પરંતુ એનું મૂળ છે વાક્સંયમ. પોતાના સંપ્રદાયની પ્રશંસા અને પારકા સંપ્રદાયની નિંદા વિના કારણે ન થાય અને કારણસર થાય ત્યારે પણ થોડી જ થાય. પર-સંપ્રદાયને માન આપવાથી એ બંને સંપ્રદાયોનું ભલું કરે છે. તેથી સંયમ સારો છે. અન્યોન્યના ધર્મને સાંભળે અને સેવે. આ માટે ધર્મ-મહામાત્રો, સ્ત્રી-અધ્યક્ષ મહામાત્રો વગેરે નીમ્યા છે. એનાથી સ્વ-સંપ્રદાયની વૃદ્ધિ તથા ધર્મની દીપ્તિ થાય છે.

૧૩. અભિષેક થયાને આઠમે વર્ષે રાજાએ કલિંગ દેશ જીત્યો. ત્યાંથી દોઢ લાખ માણસ પકડાયા, ત્યાં એક લાખ માર્યા ગયા અને અનેક ગણા મૃત્યુ પામ્યા. પછી દેવોના પ્રિયને તીવ્ર ધર્મ-ચિંતન, ધર્મ-રુચિ અને ધર્મ-ઉપદેશ થયેલ છે. દેવોના પ્રિયને કલિંગ દેશ જીતીને પશ્ચાત્તાપ થયો છે. ત્યાં બ્રાહ્મણો, શ્રમણો વગેરે જે ધર્મિષ્ઠ જનો વસે છે તેઓના મિત્રો, પરિચિતો અને સંબંધીઓને આમાં જે કષ્ટ પડે તેનાથી તેઓને પણ દુઃખ થાય. આથી એના સોમા કે હજારમા ભાગને કષ્ટ થાય તો એને હવે દેવોનો પ્રિય ભારે માને છે. જે નુકસાન કરે તેને ક્ષમા કરી શકાય તેટલી ક્ષમા કરવી. દેવોના પ્રિયે જીતેલ અટવીમાં પણ આ નીતિ રાખવી. દેવોના પ્રિયે ધર્મ-વિજયને મુખ્ય વિજય માન્યો છે ને એ એણે સર્વ સરહદો પર પ્રાપ્ત કર્યો છે-જ્યાં અંતિયોક[૨૯] નામે યવન રાજા

છે ને એની પાર ચાર રાજાઓ છે-તુલમાય, અંતેકિન, મગ અને અલિકસુદર; નીચે ચોળ અને પાંડ્ય. એવી રીતે રાજાના રાજ્યમાં યવન-કંબોજમાં નાભક-નાભપંતિમાં ભોજ તથા અન્ધ્ર-પુલિંદમાં — બધે દેવોના પ્રિયના ધર્મોપદેશ પ્રમાણે વર્તે છે. જ્યાં દેવોના પ્રિયના દૂતો નથી જતા ત્યાં પણ એ ધર્મોપદેશ સાંભળીને એ પ્રમાણે આચરે છે ને આચરશે. આનાથી સર્વત્ર જે વિજય મળે છે તે પ્રીતિના રસવાળો હોય છે. એ પ્રીતિ તો ક્ષુદ્ર છે, પરંતુ પારત્રિક સુખ મહાફલ દે છે. એટલા માટે આ ધર્મલિપિ મુકાવી છે કે મારા પુત્રો વગેરે નવા વિજયની ઇચ્છા ન કરે ને ધર્મવિજયને જ વિજય માને. એ આ લોકનો તેમજ પરલોકનો છે.

૧૪. દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાએ આ ધર્મલિપિ લખાવી છે. કંઈક સંક્ષેપમાં, કંઈક મધ્યમસર અને કંઈક વિસ્તારથી લખાયું છે. રાજ્ય વિશાળ છે; બહુ લખાવ્યું છે ને લખાવીશ. કેટલુંક મધુરતાને લઈને ફરી ફરી કહ્યું છે, જેથી લોકો એમ કરે. એમાં કંઈક કારણસર કે લહિયાની ભૂલથી અધૂરું લખાયું હશે.

અશોકે કરેલા આ ધર્મોપદેશમાં મુખ્ય તત્ત્વો સર્વ સંપ્રદાયોમાં સામાન્ય એવા ઉદાત્ત માનવધર્મનાં છે; અંગત રીતે અશોક બૌદ્ધ ધર્મનો અનુયાયી થયો હતો ને એણે અન્યત્ર બીજા કેટલાક અભિલેખ બૌદ્ધ સંઘને ઉદ્દેશીને લખાવ્યા છે.[30] એમાંનો કોઈ લેખ ગુજરાતમાં કોતરાવ્યો નથી, છતાં એના રાજ્યકાલ દરમ્યાન અહીં એણે ઉપદેશેલા સામાન્ય ધર્મ ઉપરાંત બૌદ્ધ ધર્મની પણ વત્તીઓછી અસર થઈ હોવી જોઈએ.

સૌરાષ્ટ્રના રાજા પિંગલે પાટલિપુત્ર જઈ એની પાસેથી બૌદ્ધ ધર્મની ભાવના ઝીલી અને સૌરાષ્ટ્રમાં પાછો ફરી ત્યાં એનો પ્રસાર કર્યો એ અનુશ્રુતિ આ તર્કને સમર્થન આપે છે.

ગિરિનગર પાસેના ડુંગરોમાં બૌદ્ધ ભિક્ષુઓના નિવાસ માટે વિહારો (તથા સ્તૂપો) કંડારી આપવાની શરૂઆત મૌર્ય કાલમાં થઈ હોવાનું જણાય છે. આ શરૂઆત પ્રાયઃ અશોકના રાજ્યકાલ દરમ્યાન થઈ હશે.[31]

બૌદ્ધ તથા જૈન અનુશ્રુતિ અશોકનો ઉત્તરાધિકારી સંપ્રતિ હોવાનું જણાવે છે.[32] જૈન અનુશ્રુતિ અનુસાર અશોકનો પુત્ર કુનાલ હતો ને એનો રાજ્યવારસો કુનાલના પુત્ર સંપ્રતિને મળેલો, પરંતુ પુરાણોમાં આપેલા મૌર્યવંશના વૃત્તાંતમાં અશોકનો ઉત્તરાધિકારી કુનાલ થયો હોવાનું ને એણે આઠ વર્ષ રાજ્ય કર્યું હોવાનું

જણાવ્યું છે.[૩૩] કુનાલ પ્રાયઃ "સુયશસ્" નામે પણ ઓળખાતો એવું કેટલાંક પુરાણો પરથી જણાય છે.[૩૪] બૌદ્ધ પરંપરામાં વળી એને "ધર્મવિવર્ધન" નામે ઓળખાવ્યો છે.[૩૫] આ પરથી કુનાલ પણ એના પિતા અશોકની જેમ બૌદ્ધ ધર્મને પ્રોત્સાહન આપતો હોવાનું માલૂમ પડે છે. એના રાજ્યકાલ (લગભગ ઈ. પૂ. ૨૩૭–૨૨૯) દરમ્યાન મગધના મૌર્ય સામ્રાજ્યની સત્તા દૂરના પ્રાંતોમાં શિથિલ થઈ હોવાનું જણાય છે. કુનાલના પુત્ર સંપ્રતિએ સૌરાષ્ટ્ર પ્રદેશ, આંધ્ર દેશ અને દ્રવિડ દેશ સર કર્યા એવો ઉલ્લેખ નિશીથચૂર્ણિમાં આવે છે.[૩૬] સંપ્રતિએ આ પરાક્રમ પોતે ઉજ્જયિનીમાં યુવરાજ હતો ત્યારે કરેલું એવું મુનિ શ્રી કલ્યાણવિજયજી ધારે છે.[૩૭] કુનાલનું રાજ્ય પૂરું થતાં મગધ સામ્રાજ્યના બે કે ત્રણ ભાગ પડી ગયા લાગે છે.[૩૮]

પશ્ચિમ ભારતના પ્રદેશો પર કુનાલના પુત્ર સંપ્રતિની સત્તા પ્રવર્તી. એની રાજધાની પ્રાયઃ ઉજ્જયિનીમાં હતી, જ્યાં એણે અગાઉ યુવરાજ તરીકે શાસન કરેલું.[૩૯] સંપ્રતિએ નવ વર્ષ (લગભગ ઈ.પૂ. ૨૨૯–૨૨૦) રાજ્ય કર્યું. આ રાજા જૈન ધર્મના પ્રભાવક તરીકે પ્રસિદ્ધ છે. ગુજરાતનાં જૈન તીર્થધામોમાં કેટલાંક પ્રાચીન જિનાલય સંપ્રતિએ બંધાવ્યાં હોવાનું મનાય છે.[૪૦] બૌદ્ધ ધર્મના અભ્યુદયમાં જે સ્થાન અશોકનું છે તે સ્થાન જૈન ધર્મના અભ્યુદયમાં સંપ્રતિનુ ગણાય છે.[૪૧]

પશ્ચિમ ભારતમાં, ખાસ કરીને ગુજરાતમાં, જૈન ધર્મનો હવે જે નોંધપાત્ર પ્રસાર થયો જણાય છે તેમાં રાજા સંપ્રતિનો વિશિષ્ટ ફાળો રહેલો હોવા સંભવ છે.[૪૨] આ બધા ઉલ્લેખો પરથી પશ્ચિમ ભારતમાં, ખાસ કરીને માળવા અને પ્રાયઃ ગુજરાત પર, સંપ્રતિ દ્વારા મૌર્ય શાસન ચાલુ રહ્યું હોવા સંભવ છે.

પુરાણોમાં સંપ્રતિ પછી શાલિશુક ગાદીએ આવ્યો હોવાનું જણાવ્યું છે.[૪૩] ગાર્ગી સંહિતામાં એ ધર્મવાદી (છતાં પોતે) અધાર્મિક હોવાનું જણાવ્યું છે.[૪૪] એણે ૧૩ વર્ષ (લગભગ ઈ.પૂ. ૨૨૦–૨૦૭) રાજ્ય કર્યું. એના ગુજરાત પરના શાસન વિશે તેમજ એના વંશજો વિશે કંઈ ચોક્કસ માહિતી ઉપલબ્ધ નથી.

મૌર્ય રાજાઓએ કુલ ૧૩૭ વર્ષ રાજ્ય કર્યું એ બાબતમાં સર્વ પુરાણો એકમત છે.[૪૫] મૌર્ય વંશની સ્થાપના ઈ.પૂ. ૩૨૨ ના અરસામાં થઈ હોઈ, એનો અંત ઈ.પૂ. ૧૮૫ ના સુમારમાં આવ્યો ગણાય, પરંતુ ગુજરાતમાં મગધના એ રાજવંશની સત્તા છેવટ સુધી રહી હતી કે ત્યાં બીજા કોઈ રાજવંશની સત્તા પ્રવર્તતી હતી એ બાબતમાં કંઈ માહિતી ઉપલબ્ધ નથી.[૪૬]

ભારતમાં મળેલા પ્રાચીનતમ સિક્કા આહત (punch-marked) પ્રકારના છે. એના પર અલગ અલગ પંચ વડે ચિહ્ન આહત કરેલાં હોય છે, પરંતુ કંઈ લખાણ હોતું નથી. આ સિક્કા પ્રાયઃ ચાંદીના અને કવચિત્ તાંબાના હોય છે. ચાંદીના આહત સિક્કા સામાન્યતઃ ૩૨ રતીભારના હોય છે. એના અગ્રભાગ પર પાંચ ચિહ્ન આહત કર્યાં હોય છે; પૃષ્ઠભાગ પર કાં તો એક મોટું ચિહ્ન હોય છે અથવા તો સંખ્યાબંધ નાનાં નાનાં ચિહ્ન હોય છે. આ સિક્કા પ્રાગ્-મૌર્ય તથા મૌર્યકાલના છે. ગુજરાતમાં આવા અનેક સિક્કા મળ્યા છે[૪૭] (આકૃતિ ૫૭).

## પાદટીપો

૧. Hultzsch, *Corpus Inscriptionum Indicarum,* Vol. 1, pp. 1 ff.; Hirananda Sastri, *The Asokan Rock at Girnar,* pp. 8 ff.

૨. D. R. Bhandarkar, *Aśoka*, pp. 3 ff.

૩. સામાન્યતઃ આ અભિલેખો "ચૌદ શૈલ શાસનો" (Fourteen Rock Edicts) તરીકે ઓળખાય છે. એ ગિરનાર (ગુજરાત), કાલસી (ઉત્તર પ્રદેશ), ધૌલી (ઓરિસા), જોગઢ (ઓરિસા), એર્રગુડી (મદ્રાસ), સોપારા (મહારાષ્ટ્ર), માનસેરા (જિ. હઝારા, વાયવ્ય સરહદ, પશ્ચિમ પાકિસ્તાન) અને શાહબાજગઢી( જિ. પેશાવર, વાયવ્ય સરહદ, પશ્ચિમ પાકિસ્તાન )માં મળ્યા છે.

૪. સામાન્યતઃ આ "ગિરનાર શૈલ શાસનો" ("Junagadh Rock Edicts") કે "ચૌદ શૈલ શાસનો : ગિરનાર પાઠ" (Fourteen Rock Edicts : Girnar Version) તરીકે ઓળખાય છે, જ્યારે આ જ શૈલ પર કોતરાયેલા બીજા બે લેખ "જૂનાગઢ શૈલ લેખ" (Junagadh Rock Inscription) તરીકે ઓળખાય છે. વસ્તુતઃ આ શૈલ જૂનાગઢ શહેરના પૂર્વના ગિરનાર દરવાજા અને ગિરનાર પર્વતની પશ્ચિમ તળેટીની વચ્ચેના માર્ગ પર લગભગ અડધે અંતરે, દામોદર કુંડવાળી ખીણમાંથી સુવર્ણરેખા નદી બહાર નીકળે છે ત્યાં ભેંસલા ડુંગરની ઉત્તર તળેટીની હાંસમાં છે.

૫. Bhagvanlal Indraji and Bühler, *Indian Antiquary,* Vol. VII, pp. 257 ff; Kielhorn, *Epigraphia Indica,* Vol. VIII, pp. 42 ff

૬. .........मौर्यस्य राज्ञ : चन्द्र[गु] [प्त*] स्य राष्ट्रियेण [वै]श्येन पुष्यगुप्तेन कारितं( तम्) [।] अशोकस्य मौर्यस्य ते [?] यवनराजेन तुष[ा]स्फेनाधिष्ठाय प्रण[ा]ळीभिरल[ं]कृत[ं]( तम्) – पंक्ति ८–९

૭. Hemchandra Raychaudhuri, *Political Hstory of Ancient India,* pp. 229 ff.

૮. ઉજ્જયિનીમાં અશોકે નીમેલો કુમાર વહીવટ કરતો હતો (D. R. Bhandarkar, *Aśoka*, p. 48). જૈન અનુશ્રુતિ અનુસાર એ કુમાર કુનાલ હતો (**निशीथसूत्र-विशेषचूर्णि**, पृ. ३६१).

૯. સોપારા(જિ. થાણા)માં "ચૌદ શૈલ શાસનો"નો એક પાઠ કોતરાયેલો

૧૦. *Bom. Gaz.*, Vol. 1, pt. 1, p. 14

૧૧. "ગિરનાર" ખરી રીતે "ગિરિનગર"માંથી વ્યુત્પન્ન થયેલ છે. ગિરિ પરથી નગરને મળેલું નામ પાછું ગિરિ માટે પ્રયોજાયું છે.

૧૨. **राष्ट्रिय** એટલે રાજાનો સાળો એવો અર્થ પણ થતો. (**अमरसिंह, नामलिंगानुशासन, पंक्ति ३८९**) *Gazetteer of the Bombay Presidency* ના *History of Gujarat* ને લગતા ગ્રંથ ૧, ભાગ ૧ માં આ શબ્દનો આ અર્થ લેવામાં આવ્યો છે (પૃ. ૧૩).

પરંતુ અમરકોશની વૃત્તિકામાં ક્ષીરસ્વામી સ્પષ્ટ કરે છે તેમ નાટક સિવાય "રાષ્ટ્રિય"નો અર્થ રાષ્ટ્રાધિકૃત, અર્થાત્ રાષ્ટ્રનો (વડો) અધિકારી એવો થતો. વસ્તુતઃ "રાષ્ટ્રિય" નો મૂળ અર્થ આ જ લાગે છે. આ અધિકાર પર રાજા પ્રાયઃ પોતાના સાળાની નિમણૂક કરતો હશે એ પરથી એ શબ્દનો આનુષંગિક અર્થ "રાજાનો સાળો" થયો લાગે છે. પ્રાંતોના સૂબેદારો ઘણી વાર ત્યાં પોતાની સ્વતંત્ર સત્તા જમાવી દેતા, તેથી એ અધિકાર પર રાજા પોતાના સાળાની પસંદગી કરે તો એ સ્વાભાવિક હતું, કેમકે રાજદ્રોહના ભયની દૃષ્ટિએ સાળો સહુથી વધુ વિશ્વાસપાત્ર ગણાય.

૧૩. 'ઊર્જયત્' (ઉજ્જયંત) એ ગિરનારનું પ્રાચીન નામ હતું. સુવર્ણસિકતા હાલ સોનરેખ તરીકે ઓળખાય છે. પલાશિની એ પળાંશિયો વોકળો હોવાનું જણાય છે. જોગણિયા ડુંગરની પશ્ચિમ તળેટીમાંથી નીકળી સુદર્શન તળાવની ઉત્તર ધારે 'હજામનો ચોરો' નામના પૂર્વ-પશ્ચિમ લંબાયેલા ડુંગરની સમાંતર એની તળેટીમાંથી સુવર્ણરેખામાં એક વોકળો પડે છે તે આ હોવાની શક્યતા છે.

૧૪. '...It is much to the credit of Chandragupta that he maintained a special Irrigation Department charged with the duty of measuring the lands, and so regulating the sluices that every one should receive his fair share of the life-giving water.

'Although Girnar is situated close to the Arabian sea, at a distance of at least 1,000 miles from the Maurya capitals, the needs of the local farmers did not escape the Imperial notice', (V. A. Smith, *Early History of India*, p. 139)

૧૪ અ. જુઓ નીચે પા. ટી. ૨૦; વળી જુઓ ઉપર પૃ. ૫૦.

૧૫. *Bom. Gaz.*, Vol. I, pt. 1, p. 14, *Ep. Ind.*, Vol. VIII, p. 46, note

૧૬. *Ep. Ind.*, Vol. VIII, p. 46, note, *Ind. Ant.*, Vol. XLVIII, pp. 145 f.

૧૭. Raychaudhuri, *op. cit.*, p. 314

૧૮. વાયવ્ય સરહદ પાસે યોન, કંબોજ અને ગંધારના પ્રાંત હતા. આયોનિયાના શૂરા ગ્રીકોના પ્રથમ સંપર્કને લઈને ઈરાનીઓ બધા ગ્રીકોને "યૌન" તરીકે ઓળખતા. વાયવ્ય સરહદ પાસે ગ્રીકોનું સંસ્થાન સ્થપાયેલું તેને પાલિમાં '**योन**' (સંસ્કૃતમાં '**यवन**') કહેતા. ૧૯૫૮ માં કંદહાર (અફઘાનિસ્તાન) પાસે અશોકનો ગ્રીક ભાષામાં લખાયેલો અને ગ્રીક લિપિમાં કોતરાયેલો લેખ મળ્યો છે તે પરથી આ યોન પ્રાંત કંદહારની આસપાસ આવેલો હોવાનું સ્પષ્ટ થયું છે.

(*Ep. Ind.*, Vol. XXXIV, pp. 1 ff.)

૧૯. દા. ત. મુઘલ બાદશાહ અકબરે અંબરના રાજા માનસિંહને બંગાળનો સૂબેદાર નીમેલો.

જોધપુરના રાજા જસવંતસિંહને શાહજહાંએ માળવાનો અને ઔરંગઝેબે ગુજરાતનો સૂબેદાર નીમ્યો હતો.

૨૦. पेतवत्थु, पृ. ६७–६९; परमत्थदीपनी, पृ. २४४–५७

૨૧. Law, *Buddhist Conception of Spirits*, pp. 47 ff.; C. D. Chatterji, 'A Historical Chraacter in the Reign of Aśoka Maurya,' *D. R. Bhandarkar Volume*, pp. 329 ff.

૨૨. ५. ३. ७

૨૩. Bhandarkar, *Aśoka*, pp. 51 ff, 29 ff.

૨૪. *Political History of Ancient India*, pp. 189 f.

વિગતો માટે જુઓ પ્રકરણ ૧૦.

૨૫. सौराष्ट्रकाः पाञ्चनदास्तेषां प्रत्यवराः स्मृताः (हस्तिनः) (२. २. १६), काम्बोजसुराष्ट्रक्षत्रियश्रेण्यादयस्ते वार्ताशस्त्रोपजीविनः (११. १. ४)

પ્રાચીન સમયમાં આ પ્રદેશ માટે "सुराष्ट्र" રૂપ પ્રયોજાતું, અને એ સ્થળનામ પરથી "સૌરાષ્ટ્રક" એવું વિશેષણ સાધવામાં આવતું.

૨૬. योणकांबोजगंधारानं रिस्टिकपेतेणिकानं ये वा पि अंञे आपरांता (ગિરનાર શૈલ-લેખ ૫). 'અપરાન્ત' એટલે પશ્ચિમ છેડો કે સરહદ, અર્થાત્ પશ્ચિમ ભારતનો સમસ્ત સરહદી પ્રદેશ. પુરાણોમાં 'અપરાંત' સમૂહવાચક સ્થળનામ તરીકે પ્રયોજાયું છે ને ત્યારે એમાં નાસિક્ય, શૂર્પારક, આંતરનર્મદ, ભારુકચ્છ, માહેય, સારસ્વત, કચ્છ, સુરાષ્ટ્ર, આનર્ત અને અર્બુદનો સમાવેશ થતો. (ઉમાશંકર જોશી, "પુરાણોમાં ગુજરાત", પૃ. ૫–૭)

૨૭. दाशार्णाश्चापरान्ताश्च द्वीपानां मध्यमा मताः । (१३. १५)
माधुरमापरान्तकं.........च कार्पासिकं श्रेष्ठम् । (३२. ११५)
( वर्षाप्रमाणम् ) अमितपरान्तानाम् ( ४५, ५ )

મહાભારતમાં પણ "અપરાંત" નામ આ અર્થમાં પ્રયોજાયું લાગે છે ( आदिपर्व, अ. २१०, श्लो. १–२ ). એમાંનું અર્જુનની તીર્થયાત્રાનું વર્ણન ગોવા–કોંકણથી પ્રભાસ સુધીના પશ્ચિમ કાંઠાને માટે "અપરાંત" ઉપયુક્ત થયાનું સૂચવે છે. ( ઉમાશંકર જોશી, "પુરાણોમાં ગુજરાત", પૃ. ૫ )

૨૮. વિગતો માટે જુઓ પ્રકરણ ૨.
( Bhandarkar, *Aśoka*, pp. 231 ff.)

મૂળ લેખોના પાઠ માટે જુઓ

Hultzsch, *Corpus Inscriptionum Indicarum,* Vol. I, pp. 1 ff.,
Hirananda Sastri, *The Aśokan Rock at Girnar,* pp. 8 ff.

D. C. Sircar, *Select Inscriptions Bearing on Indian History and Civilization,* Vol. I, pp. 16 ff.

૨૯. સિકંદરના મૃત્યુ બાદ એના સામ્રાજ્યના ભાગલા પડ્યા હતા ને એમાંના એશિયાઈ મુલકો પર સિકંદરના ગ્રીક સેનાની Seleucus ની સત્તા જામી હતી. એના વંશની સત્તા ત્યાં લાંબો વખત ચાલી. અશોકના સમયમાં એ વંશમાં Seleucus નો પૌત્ર Antiochus II રાજ્ય કરતો હતો, જેનો અહીં "અંતિયોક" તરીકે ઉલ્લેખ કર્યો છે. આ વંશની રાજ્યસત્તાનું કેંદ્ર સીરિયામાં હતું.

એની પારના વિદેશી રાજાઓના તથા અશોકના રાજ્યની અંદરના પ્રદેશોના પરિચય માટે જુઓ Bhandarkar, *Aśoka,* pp. 26 ff.

૩૦. દા. ત. સંઘમાં તડ ન પાડવા વિશેના સ્તંભલેખો, ધર્મગ્રંથોની ભલામણને લગતો ફલકલેખ અને બૌદ્ધતીર્થોની યાત્રાને લગતા સ્તંભલેખો. ( Hultzsch, *C.I.I.* Vol. 1. pp. 159 ff; 172 f; 164 f.)

૩૧. H. D. Sankalia, *Archaeology of Gujarat,* p. 46, No. 1

૩૨. દા. ત. दिव्यावदान, परिशिष्ट पर्व અને विविधतीर्थकल्पમાં
(Raychaudhuri, *P. H. A. I.*, p. 350)

૩૩. Pargiter, *Dynasties of the Kali Age,* pp. 27 ff. હરિપ્રસાદ શાસ્ત્રી, 'પુરાણોમાં આપેલી મૌર્યવંશની સાલવારી', "ગુજરાતી સાહિત્ય પરિષદ–૨૦મું સંમેલન–હેવાલ", પૃ. ૨૫૬. "કુનાલ"નાં "કુશાલ" અને "કુલાલ" પાઠાંતર મળે છે.

૩૪. મત્સ્ય પુરાણ, વિષ્ણુ પુરાણ અને ભાગવત પુરાણમાં (એજન, પૃ. ૨૫૫–૫૬)

૩૫. दिव्यावदानમાં તથા ફા-હ્યાનની પ્રવાસનોંધમાં (Raychaudhuri, *op. cit.*, p. 350).

૩૬. तेण सुरट्ठविसयो अंधा दमिला य उयविया। (जिनदास महत्तर, निशीथसूत्र-विशेषचूर्णि, पृ. ३६२)

૩૭. वीर निर्वाण संवत् और जैन कालगणना, पृ. ८१, पा.टी. ६३

૩૮. વિગતો માટે જુઓ હરિપ્રસાદ શાસ્ત્રીનો 'પુરાણોમાં આપેલી મૌર્યવંશની સાલવારી' વિશેનો લેખ ("ગુજરાતી સાહિત્ય પરિષદ–૨૦મું સંમેલન-હેવાલ," પૃ. ૨૫૫-૬૧). વળી જુઓ H. G. Shastri, "The Puranic Chronology of the Mauryan Dynasty", *Journal of the Oriental Institute,* Vol. IX, pp. 387 ff.

૩૯. પા.ટી. ૩૭ પ્રમાણે. ઉજ્જયિનીમાં કુમારનો વહીવટ હોવાનો ઉલ્લેખ અશોકે કલિંગના અલગ શૈલ-લેખ નં. ૧માં કર્યો છે (Hultzsch, *op. cit.*, pp. 92 ff.).

૪૦. શત્રુંજય પર તથા ભરુકચ્છમાં સંપ્રતિએ દેરાસર બંધાવ્યાં હોવાના ઉલ્લેખો માટે જુઓ जिनप्रभसूरि, "विविधतीर्थकल्प," पृ. २, प्रभाचन्द्राचार्य, "प्रभावक-चरित", ૬, ૭૫.

ગિરનારનું મહાવીર મંદિર પણ સંપ્રતિએ બંધાવ્યું હોવાનું મનાય છે. એ સ્થાન સંપ્રતિની ટૂક તરીકે ઓળખાય છે.

૪૧. Smith, *E. H. I.*, pp. 202; *B. G.*, I, 1, p. 15

એણે ત્રિખંડ ભારતવર્ષને જિનાયતનોથી મંડિત કર્યું અને આર્યાવર્તની બહારના પ્રદેશોમાં પણ જિનાયતનો સ્થાપ્યાં એવી અનુશ્રુતિ છે. (हेमचन्द्र, परिशिष्ट पर्व, ११, ६५; जिनभप्रसूरि, विविधतीर्थकल्प, पृ. ३४, ६९)

અજ્ઞાત ઉત્પત્તિવાળાં પ્રાચીન જૈન મંદિરો અથવા ઇમારતોનું નિર્માણ સામાન્યતઃ સંપ્રતિને આરોપવામાં આવે છે.

(Smith, *E. H. I.,* p. 202; *Bom. Gaz.*, Vol. I, pt. 1, p. 15; R. C. Parikh, *Introduction to the History of Gujarat,* pp. xxxi f.

૪૨. R. C. Parikh, *Introduction to the History of Gujarat,* p. xxxii

૪૩. Pargiter, *Dynasties of the Kali Age,* pp. 27 ff.

૪૪. D. R. Mankad, युगपुराणम्, p. 23, ll. 89-91

શ્રી. કે. પી. જાયસવાલે શાલિશુકને કુનાલનો પુત્ર માનીને એના મોટા ભાઈને સંપ્રતિ તરીકે ઓળખાવેલો (*JBORS,* Vol. XIV, pp. 397 ff.).

શ્રી. કે. હ. ધ્રુવે વળી પંક્તિ ૯૧માં स्वराष्ट्रની જગ્યાએ सौराष्ट्र પાઠ કલ્પીને શાલિશુકે સૌરાષ્ટ્રને પીડ્યો હોવાનો અર્થ ઘટાવેલો (*JBORS*, Vol. XVI, pp. 18 ff.), પરંતુ આ બધા કેવળ તર્ક છે.

૪૫. Pargiter, *D. K. A.*, p. 30

૪૬. ગુજરાતમાં મૌર્યશાસનનો સંપ્રતિ સાથે અંત આવ્યો હોવાનું જણાય છે એમ ધારવામાં આવ્યું છે. (*Bom Gaz.*, Vol. I, pt. I, p. 15; Sankalia, *Archaeology of Gujarat*, p. 7)

ખરી રીતે સંપ્રતિની પછીના સમયમાં ગુજરાતને માટે મૌર્યશાસનને લગતા ઉલ્લેખો મળતા નથી, તેમજ અન્ય કોઈ વંશના શાસન સંબંધી ય કંઈ ઉલ્લેખ મળ્યા નથી.

૪૭. M. R. Majmudar, *Chronology of Gujarat*, pp. 37 f.

પ્રકરણ ૫

# અનુ-મૌર્યકાલ

મગધમાં મૌર્યવંશના છેલ્લા રાજા બૃહદ્રથને મારીને એના સેનાપતિ પુષ્યમિત્રે શુંગ વંશની સત્તા સ્થાપી (લગભગ ઈ.પૂ. ૧૮૫). દક્ષિણમાં એની સત્તા વિદિશા (પૂર્વ માળવા) પર્યંત પ્રવર્તતી, જ્યારે વિદર્ભમાં યજ્ઞસેન નામે સ્વતંત્ર રાજા રાજ્ય કરતો હતો.[1] પુષ્યમિત્ર શુંગની સત્તા ગુજરાત પર પ્રવર્તતી હતી કે કેમ એ વિશે કંઈ સ્પષ્ટ જાણવા મળતું નથી. "અશોકાવદાન"માં પુષ્યમિત્ર બૌદ્ધ સંઘારામો(વિહારો)નો નાશ કરવા પાટલિપુત્રથી શાકલ અને ત્યાંથી દક્ષિણ મહાસમુદ્ર ગયો હોવાનું જણાવ્યું છે.[2] આ ઉલ્લેખ પરથી પુષ્યમિત્રે શાકલ-(શિયાલકોટ–પૂર્વ પંજાબ)થી પાતાલ (સિંધુનો મુખત્રિકોણ) અને સુરાષ્ટ્ર (સૌરાષ્ટ્ર)-ના દક્ષિણ સમુદ્ર સુધી કૂચ કરી હોવાનું ટાર્ન ધારે છે.[3] આ મત અનુસાર પુષ્યમિત્ર શુંગની સત્તા સૌરાષ્ટ્ર સુધી પ્રસરી હોવી સંભવે, પરંતુ સિંધ–સૌરાષ્ટ્ર પાસે આવેલા સમુદ્રને સામાન્યતઃ "અપર (પશ્ચિમ) સમુદ્ર" તરીકે ઓળખવામાં આવતો, આથી આ અવદાનકથામાં કંઈ ઐતિહાસિક તથ્ય રહેલું હોય તોપણ એમાં ઉલ્લિખિત દક્ષિણ સમુદ્ર પરથી પુષ્યમિત્રે સૌરાષ્ટ્ર પર કૂચ કરી હોવાનું અનુમાન તારવવું એ ભાગ્યેજ સ્વીકાર્ય ગણાય.

પુષ્યમિત્રે ૩૬ વર્ષ (લગભગ ઈ.પૂ. ૧૮૫-૧૪૯) રાજ્ય કર્યું એ દરમ્યાન સિંધુ પ્રદેશમાં બાહ્લિક[4] દેશના યવનો(યુનાનીઓ–ગ્રીકો)ની સત્તા સ્થપાઈ. ભારતમાં વસેલા આ બાહ્લિક–યવનો અને તેઓના વંશજો ભારતીય–યવનો તરીકે ઓળખાય છે.

કાબુલ પ્રદેશમાં તથા ગંધાર દેશમાં બાહ્લિક–યવનોની સત્તા પ્રસારનાર રાજા દિમિત્ર[5] હતો. એનો સમય લગભગ ઈ.પૂ. ૧૮૦–૧૬૫ નો આંકવામાં આવ્યો છે.[6] એની સત્તા એઉક્રતિદ[7] નામે બાહ્લિક–યવને પડાવી લીધી અને બાહ્લિક જીતી લઈ આગળ જતાં કાબુલ, ગંધાર વગેરે પ્રદેશ પણ સર કર્યા. એઉક્રતિદે

લગભગ ઈ.પૂ. ૧૬૫ થી ૧૫૫ સુધી રાજ્ય કર્યું જણાય છે.[૮] આ રાજાએ પોતાની સત્તા સૌરાષ્ટ્ર સુધી પ્રસારી હોય એવું ભારતીય-યવન રાજાઓના ઉલ્લેખ કરતા કોઈ પ્રાચીન ગ્રંથમાં જણાવ્યું નથી, પરંતુ એના સિક્કા સૌરાષ્ટ્રના જુદા જુદા ભાગમાં અને જુદા જુદા સમયે મળ્યા છે[૯] એ પરથી એ સિક્કા ત્યાં વેપાર માટે કે શોભા માટે આયાત થયા હોવા કરતાં ત્યાંના ચલણ તરીકે પ્રયોજાયા હોવા જોઈએ અને એ પરથી એઉક્રતિદનું શાસન સૌરાષ્ટ્રમાં પ્રવર્ત્યું હોવું જોઈએ એવું અનુમાન તારવવામાં આવ્યું છે.[૧૦]

એઉક્રતિદના જે સિક્કા અહીં મળ્યા છે તે બધા ઘણા નાના છે. એને "ઓબોલ" (ગ્રીકમાં "obolus") કહેતા; એ દ્રમ્મના છઠ્ઠા ભાગના હતા. સૌરાષ્ટ્રમાં એ અગાઉ નાના કદના (૪ કે ૫-૭ ગ્રેનના) આહત સિક્કા (પટ્ટ ૧૪, આકૃતિ ૬૯) પ્રચલિત હોઈ, અહીં એઉક્રતિદે આવા નાના સિક્કા પ્રચલિત કર્યા હશે એવું ધારવામાં આવ્યું છે.[૧૦ અ] ગુજરાતમાં મળેલા આ સિક્કાઓની અન્ય વિગત પ્રસિદ્ધ થઈ નથી.

એઉક્રતિદ પછી મિનન્દર[૧૧](મિલિન્દ)[૧૨] નામે પ્રતાપી રાજા થયો. એ દિમિત્રના કુલ સાથે ગાઢ સંબંધ ધરાવતો હતો.[૧૩] એણે પૂર્વમાં બિયાસ નદીની પાર ગંગા પ્રદેશમાં કૂચ કરી; પંચાલ અને મથુરાના રાજાઓને સાથ આપી સાકેત (અયોધ્યા) પર આક્રમણ કર્યું અને છેક પાટલિપુત્ર સુધી કૂચ કરી.[૧૪] દક્ષિણમાં મધ્યમિકા (ચિતોડ પાસે) પર આક્રમણ કર્યું.[૧૫] "માલવિકાગ્નિમિત્ર"માંના ઉલ્લેખો પરથી માલૂમ પડે છે કે રાજા પુષ્યમિત્રના પૌત્ર કુમાર વસુમિત્રે સિંધુના તટે યવન સેનાને હરાવી.[૧૬] આ યવન સેના તે ભારતીય-યવન રાજા મિનન્દરની સેના હોવા સંભવ છે.[૧૭] આ અનુસાર એ બનાવ પુષ્યમિત્રના રાજ્યકાલ (લગભગ ઈ.પૂ. ૧૮૫-૧૪૯)ના અંતભાગમાં બન્યો જણાય છે.[૧૮] મિનન્દરની વિજયકૂચે એને પૂર્વમાં કંઈ કાયમી કબજો ભાગ્યેજ અપાવ્યો, પરંતુ દક્ષિણમાં એનું શાસન સૌરાષ્ટ્રની પાર દક્ષિણ ગુજરાત સુધી પ્રવર્ત્યું હોવાનું જાણવા મળે છે.[૧૯]

અપલદર(લગભગ ઈ.પૂ. ૧૩૦-ઈ.પૂ. ૮૭)ના આધારે સ્ત્રબ (લગભગ ઈ. પૂ. ૫૪-ઈ. સ. ૨૪) નોંધે છે કે બાહ્લિક-યવન રાજાઓએ, ખાસ કરીને મિનન્દરે, સિકંદર કરતાં વધારે જાતિઓને વશ કરી હતી, કેમકે કેટલીકને એણે પોતે અને બીજીને એઉથીદિમના પુત્ર દિમિત્રે વશ કરી હતી; તેઓએ માત્ર પાતાલનો જ નહિ, પરંતુ બાકીના સમુદ્રતટ પર આવેલ સુરાષ્ટ્ર અને સાગરદ્વીપના રાજ્યના પણ કબજો લીધો.[૨૦]

આ વિધાનના અર્થઘટન અંગે ભિન્ન ભિન્ન મત રજૂ થયા છે. "અર્લી હિસ્ટરી ઑફ ગુજરાત"ના લેખક ધારે છે કે દિમિત્રે ભારતમાં અમુક સ્થાન સુધી કૂચ કરી અને મિનન્દરે આગળ વધી સિંધ, કચ્છ અને સૌરાષ્ટ્ર લીધાં.[૨૧] ટાર્ન સૂચવે છે કે દિમિત્રે સિંધ લીધું અને એના સાથી (પ્રાયઃ કનિષ્ઠ બંધુ) અપલદતે કચ્છ અને સૌરાષ્ટ્ર લીધાં.[૨૨] નરેન દર્શાવે છે કે ભારતમાં સત્તા પ્રસારનાર દિમિત્ર તે એઉથીદિમનો પુત્ર દિમિત્ર ૧ લો નહિ, પણ અંતિમક પછી સત્તારૂઢ થયેલ દિમિત્ર ૨ જો હતો. એણે કાબુલ પ્રદેશ અને ગંધાર દેશમાં સત્તા પ્રસારેલી અને મિનન્દરે (કાલી) સિંધુ સુધી આગેકૂચ કરેલી, પરંતુ મિનન્દરે કચ્છ-સૌરાષ્ટ્ર લીધાં હોવાનું ભાગ્યેજ મનાય; અપલદરનાં વિધાનો સ્ત્રબને પણ કેટલીક વાર વિરોધાત્મક અને શંકાસ્પદ લાગ્યાં છે.[૨૩]

પરંતુ "પેરિપ્લસ"માં આવતા એક ઉલ્લેખ પરથી અપલદરના આ વિધાનને સમર્થન મળે છે. "પેરિપ્લસ"નો લેખક (ઈ.સ. ૭૦-૮૦) બારીગાઝા-(ભરુકચ્છ)ના સંબંધમાં નોંધે છે કે "આજના દી લગી ગ્રીક લખાણવાળા અને સિકંદર પછી ગાદીએ આવનાર એપોલોડોટસ અને મિનન્દરની મુદ્રાવાળા, એ દેશથી આવતા દ્રિસમનું ચલણ અહીં બારીગાઝામાં છે."[૨૪] આ ઉલ્લેખ પરથી મિનન્દરે કચ્છ તથા સૌરાષ્ટ્ર ઉપરાંત દક્ષિણ ગુજરાત પર પોતાનું શાસન પ્રવર્તાવ્યું હોવાનું સૂચિત થાય છે.

આ બાબતમાં ટાર્ન એવું ધારે છે કે પહેલાં અપલદતે અને એના પછી મિનન્દરે ભરુકચ્છ સુધીના પ્રદેશ પર રાજ્ય કરેલું,[૨૫] જ્યારે નરેન એવું માને છે કે મિનન્દર અને અપલદત ૨ જાના સિક્કા આ પ્રદેશમાં ચલણ તરીકે વપરાતા નહિ, પણ વેપારની રીતે આવ્યા હશે અને "પેરિપ્લસ"ના લેખકે ત્યાં એ જોયા હશે.[૨૬] આ મંતવ્યના સમર્થનમાં નરેન નોંધે છે કે વ્હાઈટ હેડ જણાવે છે કે ભરૂચમાં મેં એકેય ગ્રીક સિક્કો મળ્યો હોવાનું સાંભળ્યું નથી અને ડૉ. જી. પી. ટેલર, જેમણે અમદાવાદમાં ત્રીસ વર્ષ લગી સિક્કા એકઠા કરેલા, તેમને કદી અપલદતનો કોઈ સિક્કો મળ્યો નથી.[૨૭] પરંતુ "અર્લી હિસ્ટરી ઑફ ગુજરાત"માં નોંધાયેલી હકીકત પરથી "પેરિપ્લસ"માંના વિધાનને સમર્થન મળે છે. ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીએ પચીસેક વર્ષો દરમ્યાન સૌરાષ્ટ્ર-ગુજરાતમાં જે સિક્કા એકઠા કરેલા તેમાંના ભારતીય-યવન સિક્કાઓમાં એઉક્રતિદના એક નાના સિક્કા ઉપરાંત મિનન્દરના થોડા દ્રમ્મ તથા અપલદતના ઘણા દ્રમ્મ અને તાંબાના સિક્કા મળેલા.[૨૮] બૉમ્બે એશિયાટિક સોસાયટીની પાસેના કેટલાક સિક્કા ભરૂચ પાસે મળેલા છે.[૨૯] વળી અપલદતના સિક્કા ઘણી મોટી સંખ્યામાં

મળતા હોઈ એ લાંબા વખત લગી ચલણમાં રહ્યા હોવાનું સૂચિત થાય છે.[૩૦] આ સર્વ પરથી "પેરિપ્લસ"માંના વિધાનને સંગીન સમર્થન મળે છે.

"પેરિપ્લસ"માં સૌરાષ્ટ્રના સંદર્ભમાં એક એવો ઉલ્લેખ આવે છે કે "જૂનાં દેવસ્થાન, ગઢની રાંગ અને ભમ્મરિયા કૂવા જેવી સિકંદરની ચડાઈની એંધાણીઓ અહીં મોજૂદ છે."[૩૧] પરંતુ સિકંદરની ભારત પરની ચડાઈની હકીકત વિગતે નોંધાયેલી છે ને એમાં સિકંદરે સિંધની દક્ષિણે આગેકૂચ કરી હોવાનો લેશમાત્ર ઉલ્લેખ આવતો નથી. આથી "પેરિપ્લસ"ના લેખકે અહીં સિંધને લગતો ઉલ્લેખ સૌરાષ્ટ્રના સંદર્ભમાં ભેળસેળ કરી દીધો હોય અથવા આ એંધાણીઓ ખરેખર સિકંદરની ચડાઈની નહિ, પણ મિનન્દર જેવા પછીના યવન રાજાની ચડાઈની હોય[૩૨] એવું સંભવે છે.

ગમે તેમ, મિનન્દર અને અપલદતની સત્તા આ પ્રદેશમાં પ્રવર્તેલી અને અહીં તેઓના સિક્કા ચલણમાં રહેલા એ લગભગ નિશ્ચિત ગણાય.

સિક્કાઓના પુરાવા પરથી માલૂમ પડે છે કે અપલદતના સિક્કાઓ મિનન્દરના સિક્કાઓ કરતાં અનુકાલીન છે,[૩૩] આથી "પેરિપ્લસ"માં આપેલો 'એપોલો-ડોટસ અને મિનન્દર' એ ક્રમ તે તે રાજાના રાજ્યકાલની અપેક્ષાએ નહિ, પણ તેઓના સિક્કાઓની સંખ્યાની અપેક્ષાએ[૩૪] મુકાયો હોવા સંભવ છે.

મિનન્દરના ચાંદીના ગોળ દ્રમ્મ (પટ્ટ ૩, આ. ૩ અને પટ્ટ ૧૪, આ. ૭૦) સૌરાષ્ટ્રમાં તથા દક્ષિણ ગુજરાતમાં મળ્યા છે.[૩૪અ] તેત્રદ્રમ્મ અને દ્વિદ્રમ્મ જેવા મોટા સિક્કા અહીં મળ્યા નથી, એ અહીં અગાઉ નાના સિક્કા પ્રચલિત હતા એ કારણે હશે,[૩૪અ] છતાં એ ઓબોલ કરતાં મોટા છે એટલે સુધારો ગણાય.

મિનન્દરના સિક્કાના અગ્રભાગમાં વચ્ચે રાજાનું દક્ષિણાભિમુખ કે વામાભિમુખ કિરીટધારી ઉત્તરાંગ અને એની આસપાસ Basileos Soteros Menandrou (રાજા ત્રાતા મેનન્દ્રનો) એવું ગ્રીક લખાણ હોય છે; પૃષ્ઠભાગમાં ગ્રીક દેવી એથેની પ્રોમેકોસની દક્ષિણાભિમુખ કે વામાભિમુખ આકૃતિ ને એને ફરતું ખરોષ્ઠી લિપિમાં महरजस त्रतरस मेनन्द्रस એવું પ્રાકૃત લખાણ હોય છે, જેનો અર્થ "મહારાજા ત્રાતા મેનન્દ્રનો" થાય છે; ઉપરાંત, એક એકાક્ષર (monogram) હોય છે.

મિનન્દરનો રાજ્યકાલ લગભગ ઈ.પૂ. ૧૫૫ થી ૧૩૦ સુધીનો આંકવામાં આવ્યો છે.[૩૫] એ બૌદ્ધ ધર્મ તરફ ઘણો અનુરાગ ધરાવતો,[૩૬] આથી એના સમયમાં અહીં બૌદ્ધ ધર્મને રાજ-પ્રોત્સાહન મળ્યું હોય તો નવાઈ નહિ.

અપલદત એ મિનન્દરનો નિકટનો સંબંધી હોવાનું જણાય છે. નરેન ધારે છે કે એ મિનન્દરનો નાનો પુત્ર હશે.[૩૭] એનો રાજ્યકાલ લગભગ ઈ.પૂ. ૧૧૫ થી ૯૫ નો આંકવામાં આવ્યો છે.[૩૮]

અપલદતના દ્રમ્મ(પટ્ટ ૧૪, આકૃતિ ૭૧)ના અગ્રભાગમાં રાજાનું પટીવાળું મસ્તક અને એને ફરતું Basileos Soteros Apollodotou (મહાન ત્રાતા અપલદતનો) એવું ગ્રીક લખાણ હોય છે. પૃષ્ઠભાગમાં બે પ્રકારનો એકાક્ષર (monogram) હોય છે; અને ખરોષ્ઠી લિપિમાં "महरजस रजतिरजस अपलदतस (મહારાજા રાજાધિરાજ અપલદતનો) એવું પ્રાકૃત લખાણ હોય છે.[૩૮ અ] એના દ્રમ્મની ઢબના સિક્કા લાંબા વખત લગી પડાવા ચાલુ રહ્યા, પરંતુ એ વધુ ને વધુ ઊતરતી કોટીના થતા ગયા.[૩૯] શક ક્ષત્રપ રાજાઓએ પોતાના સિક્કા માટે અપલદતના દ્રમ્મનું અનુકરણ કર્યું હોઈ એની ઢબના સિક્કા છેક ઈ.સ. ૭૮ના સુમાર સુધી ચાલુ રહ્યા હોવા સંભવે છે, પરંતુ એ પરથી ત્યાં ભારતીય-યવન રાજાઓનું શાસન એટલો બધો વખત ચાલુ રહ્યું હોવાનું ફલિત થતું નથી. ઊલટું, એ પછીના કોઈ ભારતીય-યવન રાજાના નામના સિક્કા મળતા નથી એ પરથી તો ત્યારબાદ આ પ્રદેશમાં ભારતીય-યવન સત્તા સાબૂત ન રહી હોવાનું સૂચિત થાય છે.

અપલદત(લગભગ ઈ.પૂ. ૧૧૫-૯૫)ના મૃત્યુ બાદ થોડા વખતમાં ભારતમાં શકોની સત્તા સ્થપાઈ અને ભારતીય-યવન રાજ્યોની સત્તાનો હ્રાસ થતો ગયો. શકોએ ઈરાનમાં શકસ્થાન (સીસ્તાન) વસાવ્યું હતું અને ત્યાંથી તેઓ ભારતમાં પ્રાયઃ બોલનઘાટને માર્ગે દાખલ થઈ પહેલાં સિંધમાં આવી વસ્યા હતા.[૪૦] આ હિંદ-શકસ્થાન (Indo-Scythia) તરીકે ઓળખાયું.[૪૧]

પશ્ચિમ ભારતમાં શકોની સત્તા સ્થપાઈ એ વિશે જૈન સાહિત્યમાં આવી અનુશ્રુતિ આપવામાં આવી છે:[૪૨] ઉજ્જનના ગર્દભિલ્લ વંશના રાજા દર્પણે સરસ્વતી નામે સાધ્વી, જે કાલકાચાર્ય-કાલકસૂરિની (સાંસારિક અવસ્થાની) બહેન થતી હતી તેનું અપહરણ કરી એને પરાણે અંતઃપુરમાં દાખલ કરી. કાલકાચાર્યે તથા ઉજ્જનના જૈન સંઘે એ સાધ્વીને છોડી દેવા રાજાને બહુ સમજાવ્યો, પણ એણે દાદ દીધી નહિ. છેવટે કાલકાચાર્ય પારસકૂલ (ઈરાનના કિનારે) જઈ ત્યાંથી ૯૬ શક શાહીઓને હિંદુકદેશ (સિંધ) તેડી લાવ્યા. ઉજ્જન પર આક્રમણ કરવા જતાં પહેલાં તેઓ બધા સુરાષ્ટ્રમાં આવ્યા. વર્ષાકાલ હોવાથી તેઓને ત્યાં રોકાઈ જવું પડ્યું. ચોમાસું પૂરું થતાં તેઓએ ત્યાંથી ઉજ્જન તરફ કૂચ કરી.

લાટ દેશના રાજાઓ, જેમનું ગર્દભિલ્લ રાજાએ અપમાન કર્યું હતું તેઓ પણ તેઓની સાથે જોડાયા. સહુએ મળી ઉજ્જનને ઘેરો ઘાલ્યો. લડાઈમાં આખરે ગર્દભિલ્લ રાજા હાર્યો. શકોએ એને પદભ્રષ્ટ કરી સરસ્વતીને છોડાવી અને એમાંના એક શાહીએ ત્યાં રાજસત્તા ધારણ કરી આ શક રાજ્ય સ્થપાયે ચાર વર્ષ થયાં ત્યાં લાટના રાજા બલમિત્રે એમને હરાવી ઉજ્જનમાં પોતાની સત્તા સ્થાપી. આ બલમિત્ર આગળ જતાં વિક્રમાદિત્ય તરીકે ઓળખાયો ને "શકારિ" તરીકે ખ્યાતિ પામ્યો. "વિક્રમ સંવત" નામ આ યશસ્વી રાજવીની યાદગીરીમાં અપાયું મનાય છે. આ અનુસાર શકોનું આ આક્રમણ વિ. સં. ૧ (ઈ.પૂ. ૫૭-૫૬)ની પહેલાં થોડાં વર્ષ પર બન્યું ગણાય.[૪૩]

ઉજ્જનના ગર્દભિલ્લ રાજાઓની, ઉજ્જનમાં સત્તારૂઢ થયેલા શક રાજાની અને ત્યાં સત્તા જમાવનાર શકારિ બલમિત્ર ઉર્ફે વિક્રમાદિત્યની સત્તા ઉત્તર ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ પર પ્રવર્તતી હતી કે કેમ એ જાણવા મળતું નથી, પરંતુ શકોના આક્રમણ સમયે સૌરાષ્ટ્રમાં એમને રોકે તેવી કોઈ સબળ સત્તા હોવાનું જણાતું નથી અને દક્ષિણ ગુજરાતમાં બલમિત્ર નામે રાજાનું રાજ્ય ચાલતું હોવાનું માલૂમ પડે છે. આ રાજા કયા વંશનો હતો ને ત્યાં એ વંશની સત્તા કેટલા વખતથી પ્રવર્તતી હતી એ પણ જાણવા મળતું નથી. જૈન અનુશ્રુતિ અનુસાર એ કાલકાચાર્ય અને સરસ્વતીનો (સાંસારિક અવસ્થાનો) ભાણેજ હતો ને ભરુકચ્છ (ભરૂચ)માં રાજ્ય કરતો હતો.[૪૪] મુનિ કલ્યાણવિજયજીના મત અનુસાર એ પુષ્યમિત્ર શુંગના રાજ્યકાલના અંતે ભરૂચનો રાજા થયેલો, ત્યાં એણે કુલ ૫૨ વર્ષ રાજ્ય કર્યું ને પછી શકોને હઠાવી ઉજ્જનમાં આઠ વર્ષ રાજ્ય કર્યું.[૪૫] એનો નાનો ભાઈ ભાનુમિત્ર યુવરાજ તરીકે[૪૬] અધિકાર ધરાવતો હતો. જો વિક્રમ સંવત ખરેખર ઉજ્જનના રાજા વિક્રમાદિત્યના નામ સાથે સંકળાયેલો હોય અને એ વિક્રમાદિત્ય તે લાટ દેશનો રાજા બલમિત્ર હોય, તો ઉત્તર ભારત તથા પશ્ચિમ ભારતના ઘણા ભાગમાં લાંબા કાલથી પ્રવર્તતા વિક્રમ સંવતની ઉત્પત્તિ દક્ષિણ ગુજરાતના એ રાજાના યશસ્વી પરાક્રમ સાથે સંકળાયેલી હોવાનું ગણાય. વળી ઉજ્જનના ગર્દભિલ્લ અને શક રાજાઓની સત્તા ગુજરાત પર પ્રસરી હોય કે ન હોય, બલમિત્રની સત્તા દક્ષિણ ગુજરાત પર હતી જ.

શકોની સત્તા ઈ.પૂ. ૧ લા સૈકામાં ઉજ્જનમાં અલ્પાયુ નીવડી લાગે છે, પરંતુ ઉત્તર ભારતમાં શક રાજા મોઅ અને એના વંશજો (અજ ૧ લો, અજિલિષ, અજ ૨ જો વગેરે)ની સત્તા પ્રવર્તી અને તક્ષશિલા, મથુરા વગેરે પ્રદેશોમાં તેઓના "સત્રપો" (સં. "ક્ષત્રપો") અર્થાત્ રાષ્ટ્રિયો કે સામંતોનું શાસન પ્રવર્ત્યું.[૪૭]

આ શક-શાસનના અંતભાગમાં પંજાબમાં કુષાણ કુલના મહારાજા વિમ કદફિશની સત્તા સ્થપાઈ. ઉત્તર ભારતના આ શક રાજાઓની અને આ કુષાણ રાજાની સત્તા ગુજરાત પર પ્રસરી હતી કે કેમ એ વિશે કંઈ નિશ્ચિત માહિતી મળતી નથી, પરંતુ સૌરાષ્ટ્ર અને કચ્છમાં એક અજ્ઞાતનામ રાજાના તાંબાના સિક્કા મળે છે,[૪૮] જે આ સંદર્ભમાં લક્ષ્યમાં લેવા જેવા છે. આ સિક્કાઓ પર ગ્રીક ભાષામાં અને ગ્રીક લિપિમાં Basileus Basileon Soter Megas (રાજાઓનો રાજા, ત્રાતા, મહાન) એવું લખાણ હોય છે. આવા સિક્કા રાજસ્થાન, પંજાબ, વાયવ્ય સરહદ, કાબુલ પ્રદેશ અને કંદહાર પ્રદેશમાં પણ મળે છે.[૪૯] આ સિક્કા વિમ કદફિશના સમયના હોવા સંભવે છે.[૫૦]

મુનિ કલ્યાણવિજયજીના મત મુજબ જૈન અનુશ્રુતિ અનુસાર ઉજ્જનમાં બલમિત્ર (વિક્રમાદિત્ય) પછી નભઃસેને ૪૦ વર્ષ રાજ્ય કર્યું; એના રાજ્યકાલના પાંચમા વર્ષે માળવા પર ફરી શકોનું આક્રમણ થયું, તેને માલવ પ્રજાએ વીરતાથી પાછું હઠાવ્યું ને એની યાદગીરીમાં "માલવ સંવત" શરૂ કર્યો, જે આગળ જતાં "વિક્રમ સંવત" તરીકે ઓળખાયો; નભઃસેન પછી સો વર્ષ સુધી ત્યાં ગર્દભિલ્લ વંશની સત્તા રહી.[૫૧] આ બધો સમય ગુજરાતમાં શકોની સત્તા પ્રવર્તતી જણાતી નથી, પરંતુ છેવટમાં કુષાણ રાજાધિરાજનું આધિપત્ય પ્રવર્ત્યું લાગે છે. ત્યાંસુધી અહીં અપલદતના નામવાળા સિક્કા ચલણમાં રહ્યા હોવાનું માલૂમ પડે છે.

આમ અનુ-મૌર્ય કાલનો ઘણો ઇતિહાસ હજી અજ્ઞાત અને અનિશ્ચિત છે. અશોક મૌર્ય પછી આધારભૂત માહિતી મિનન્દર અને અપલદત વિશે મળે છે અને એ પછી પાછો ક્ષહરાત ક્ષત્રપોના શાસનકાલ સુધી અંધકાર પ્રવર્તે છે. ગુજરાતને લગતી તત્કાલીન અનુશ્રુતિઓમાં વચ્ચે કાલકાચાર્ય સાથે સુરાષ્ટ્રમાં થઈને આવેલા શકોનો અને ભરુકચ્છના રાજા બલમિત્રનો ઉલ્લેખ મળે છે. આ સિવાય ગુજરાતના આ કાલના ઇતિહાસમાં હજી ઘણો ખાલી ગાળો રહેલો છે.

## પાદટીપો

૧. કાલિદાસના "मालविकाग्निमित्र" નાટકમાં આવતા ઉલ્લેખો પરથી.

૨. अशोकावदान (सं. सुजितकुमार मुखोपाध्याय), पृ. १३३–१३५

૩. W. W. Tarn, *The Greeks in Bactria and India,* pp. 177 f.

૪. Bactria=Bactra કે બલ્ખની આસપાસ આવેલો પ્રદેશ. બલ્ખ હાલના અફઘાનિસ્તાનની ઉત્તરે આવેલું છે.

૫. ગ્રીક પરથી અંગ્રેજીમાં "Demetrius"

૬. ટાર્ન એની ભારતમાંની કારકિર્દીનો સમય ઈ.પૂ. ૧૮૪ થી ૧૬૭ નો આંકે છે (*op. cit.,* p. 133), જ્યારે નરૈન આ દિમિત્રને દિમિત્ર ૨ જો ગણે છે ને એના રાજ્યકાલનો સમય લગભગ ઈ.પૂ. ૧૮૦–૧૬૫ નો આંકે છે (A. K. Narain, *The Indo-Greeks,* p. 53).

૭. ગ્રીક પરથી અંગ્રેજીમાં "Eucratides"; એના સિક્કાઓ પરના પ્રાકૃત લખાણમાં "एउक्रदित."

૮. Narain, *op. cit.,* pp. 53, 70 ff.

૯-૧૦. *B. G.,* Vol I, p. 1: *Early History of Gujarat,* p. 16

૧૦અ. એજન, પૃ. ૧૬–૧૭. આ રાજાના સિક્કાઓ પર સામાન્યતઃ "Basileos Megalou Eukratidou" એવું ગ્રીક લખાણ અને रजस महतकस एउक्रतिदस એવું પ્રાકૃત લખાણ હોય છે, જે બંનેનો અર્થ "રાજા મહાન એઉક્રતિદનો" એવો થાય છે. (Sircar, *Select Inscriptions,* p. 101)

૧૧. અંગ્રેજીમાં "Menander"; એના શિનકોટ મંજૂષાલેખમાં "मिनेद्र;" એના સિક્કાઓ પરના પ્રાકૃત લખાણમાં 'मेनेद्र'. (આ બંને રૂપોમાં અનુસ્વાર અધ્યાહૃત રહેલો લાગે છે.)

૧૨. પાલિ "मिलिन्दपञ्हो" માં "मिलिन्द" પ્રયોજાયું છે.

૧૩. Narain, *op. cit.,* pp. 74 f.

૧૪–૧૫. *Ibid.,* pp. 81 ff.

૧૬. અંક ૫. પુષ્યમિત્રના અશ્વમેધ–અશ્વને સિંધુના દક્ષિણ તટે ફરતાં યવન સેનાએ રોકવાથી બંને સેનાઓ વચ્ચે ભારે સંઘર્ષ થયો. અશ્વનું રક્ષણ કરનાર કુમાર વસુમિત્રે શત્રુઓને હરાવ્યા.

અહીં ઉલ્લિખિત સિંધુ તે જાણીતી સિંધુ નદી નહિ, તો મધ્ય પ્રદેશની ચંબલ નદીમાં ભળતી કાલી સિંધુ હોવી જોઈએ એવું લાગે છે (*IHQ,* Vol. I, p. 215: Narain, *op. cit.,* p. 82).

૧૭–૧૮. Narain, *op. cit.*, p. 83

૧૯. ટાર્ન આ વિજય દિમિત્રના સમકાલીન અપલદતને આરોપે છે (*op. cit.*, pp. 147 f.), પરંતુ "પેરિપ્લસ"માં ઉલ્લિખિત અપલદત તે મિનન્દરનો પુરોગામી નહિ, પણ અનુગામી હોવો જોઈએ, એવું નરેને પ્રતિપાદિત કર્યું છે (*op. cit.*, pp. 67 f.) એ યથાર્થ લાગે છે.

૨૦. Narain, *op. cit.*, p. 35.

Patalene=સિંધુનો મુખત્રિકોણ, Saraostas=સુરાષ્ટ્ર અને Sigerdis=સાગરદ્વીપ=કચ્છ (*Early History of Gujarat*, p. 16). Tarn, *op. cit.*, pp. 147 f: pp 233 ff.

૨૧. પૃ. ૧૬

૨૨. પૃ. ૧૪૨–૧૪૮

૨૩. પૃ. ૫૦–૫૩; ૬૮–૬૯; ૮૧–૮૨; ૯૩-૯૪

૨૪. "પેરિપ્લસ", કંડિકા ૪૭, Narain, *op, cit.*, p. 68. Barygaza=ભરુકચ્છ; દ્રિરામ = drachmae (દ્રમ્મ).

૨૫. પૃ. ૧૪૭–૧૪૯; ૨૩૦

૨૬–૨૭. પૃ. ૬૮–૬૯

૨૮. *E. H. G.*, p. 16

૨૯. *Ibid.*, p. 17, n. 5

૩૦. *Ibid.*, pp. 17 f.

૩૧. "પેરિપ્લસ", કંડિકા ૪૧

૩૨. *E. H. G.*, pp. 15 f.

ટાર્ન આ ચડાઈ અપલદતની હોવાનું ધારે છે (પૃ. ૧૪૮), પરંતુ ભરુકચ્છના સંદર્ભમાં ઉલ્લિખિત અપલદત મિનન્દરનો અનુકાલીન હોઈ, અહીં મિનન્દરની ચડાઈ અભિપ્રેત ગણાય.

૩૩. *E. H. G.*, p. 17; Narain, *op. cit.*, pp. 65 ff; 122 ff.

૩૪. *E. H. G.*, p. 18

૩૪અ. કેટલાક ઊતરતી કક્ષાના ભરૂચ પાસે મળેલા. બે જૂનાગઢમાં મળેલા (એજન, પૃ. ૧૭, પા.ટી. ૫).

૩૪આ. એજન

૩૫. Narain, *op. cit.*, pp. 77; 100

R. C. Parikh, *Introduction to the History of Gujarat*, p. xxxii

૩૬. D. C. Sircar, "The Yavanas", *The Age of Imperial Unity*, pp. 111 f.

૩૭. Narain, *op. cit.*, pp. 126 f.

૩૮. *Ibid*, p. 126

૩૮ અ. *E. H. G.*, p. 18

૩૯. *E. H. G.*, p. 17

૪૦-૪૧. Tarn, *op. cit.*, pp. 320 ff; Narain, *op. cit.*, pp. 134 ff.

૪૨. मुनि कल्याणविजय, वीर निर्वाण संवत् और जैन कालगणना, पृ. ५३–५८; भो. ज. सांडेसरा, जैन आगम साहित्यमां गुजरात, पृ. ३८

૪૩. મુનિ કલ્યાણવિજયજી દર્શાવે છે કે વિક્રમ સંવતનો આરંભ વિક્રમાદિત્યના રાજ્યારોહણ પછી તેરમે વર્ષે થયેલો ને એ સંવત વીર નિર્વાણ સંવત પછી ૪૭૦ વર્ષે શરૂ થયો. આ અનુસાર શકારિ વિક્રમાદિત્યનું આ પરાક્રમ વિ. સં. પૂર્વે ૧૩(ઈ. પૂ. ૭૦–૬૯)માં થયું ગણાય.

માથુરી વાચનામાં વિક્રમ સંવતનો તથા વિક્રમના રાજ્યનો આરંભ વી. નિ. ૪૭૦ માં માનવામાં આવ્યો છે, જ્યારે વાલભી વાચનામાં વિક્રમના રાજ્યનો આરંભ વી. નિ. ૪૭૦ માં અને વિક્રમ સંવતનો આરંભ વી. નિ. ૪૮૩ માં ગણવામાં આવ્યો છે; આથી વીર નિર્વાણના સમયની ગણતરી બાબતમાં એ બે વાચનાઓમાં ૧૩ વર્ષનો તફાવત રહે છે. (वी. नि. सं. जै. का., पृ. ६०, १४४-४६)

ડૉ. પાંડેય આદ્ય શક રાજાઓના અભિલેખોમાં પ્રયોજાયેલા સંવતને "આદ્ય શક સંવત" ગણે છે ને એની ઉત્પત્તિ શકોએ ઉજ્જનમાં સત્તા સ્થાપી ત્યારે થઈ હોવાનું માની શકોની સત્તા ત્યાં ૧૪ કે ૪ વર્ષ રહી એ ગણતરીએ એનો આરંભ ઈ. પૂ. ૭૧ કે ૬૧, અર્થાત્, વિ. સં. પૂ. ૧૪ કે ૪ માં મૂકે છે. (R. B. Pandey, *Indian Paleography*, pp. 191 f.)

૪૪. मुनि कल्याणविजय, एजन, पृ. ५५–५६; भो. ज. सांडेसरा, जैन आगम साहित्यमां गुजरात, पृ. ३८–३९

૪૫. कल्याणविजयजी, एजन, पृ. ५५–५८

૪૬. एजन, पृ. ५५, टी. ४१

૪૭. Hemchandra Raychaudhuri, *Political History of Ancient India*, pp. 437 ff.

૪૮. *E. H. G.*, p. 19

૪૯. *E. H. G.*, p. 19; *Age of Imperial Unity*, p. 140

૫૦. Tarn, *op. cit.*, p 354; *A. I. U.*, pp. 140 f.

૫૧. वी. नि. सं. जै. का., पृ. ५८–६०

## પ્રકરણ ૬

# પશ્ચિમી ક્ષત્રપો

### ૧ ક્ષત્રપકાલ

ગુજરાતમાંથી મોટી સંખ્યામાં અને ભારતના અન્ય કેટલાક ભાગોમાંથી અલ્પ સંખ્યામાં અમુક જાતના ચાંદીના સિક્કાઓ ઉપલબ્ધ થયા છે; ઉપરાંત એવા તાંબાના થોડા સિક્કાઓ તથા શિલાલેખો પણ પ્રાપ્ત થયા છે. એ પરનાં લખાણો ઉપરથી પશ્ચિમ ભારતના ક્ષત્રપ રાજાઓ વિશે વિપુલ માહિતી પ્રાપ્ત થઈ છે. ઇતિહાસમાં આ રાજાઓ "પશ્ચિમી ક્ષત્રપો" તરીકે ઓળખાય છે.

#### "ક્ષત્રપ"નો અર્થ

આ રાજાઓના અભિલેખોમાં क्षत्रप[1] અને महाक्षत्रप શબ્દ વારંવાર પ્રયોજાયેલા પ્રાપ્ત થાય છે. क्षत्रप[2] એ મૂળ ઈરાની क्षथ्रपावन નું સંસ્કૃત રૂપાંતર હોવાનો અભિપ્રાય કેટલાક ઇતિહાસવિદોનો છે.[3] ઈરાનના હખામની વંશના રાજા મહાન દારયના[3અ] બેહિસ્તૂન શૈલલેખ નં. ૩ માં क्षथ्रपावन રૂપ બે વાર પ્રયોજાયું છે.[4] क्षथ्रपावन નો અર્થ "પૃથ્વીનો રક્ષક" કે "પ્રાંતનો સૂબો" એવો થાય છે.[5] મહાન દારયે પોતાના વિશાળ સામ્રાજ્યના વિવિધ પ્રાંતો માટે નીમેલા સૂબાઓ – ગવર્નરો क्षथ्रपावन તરીકે ઓળખાતા હતા,[6] એ એના શૈલલેખથી સ્પષ્ટ થાય છે.

સંસ્કૃત क्षत्र (= સંસ્થાન) ઉપરથી क्षत्रपति નો પ્રયોગ વાજસનેયિ-સંહિતામાં જોવા મળે છે.[7] ઋગ્વેદમાં "રાજ્યકર્તા"ના અર્થમાં એ વપરાયો છે.[8] સામવેદમાં પણ क्षत्रप શબ્દ છે. બ્રાહ્મણ ગ્રંથોમાં क्षत्र એટલે "શાસિત વર્ગનો સભ્ય" કે "લશ્કરનો માણસ" એવો અર્થ થાય છે.[9] આ બધા ઉપરથી क्षत्रप નો "પ્રદેશનો રાજા" કે "ઠકરાતનો ઠાકોર" એવો અર્થ ફલિત થાય છે.

અવેસ્તામાં ક્ષથ્રપાત (क्षथ्र = ભૂમિ અને पात = પાલક) શબ્દ છે, જેનો અર્થ भूमिपाल થાય છે.[10] આમ क्षत्रप શબ્દ ભારતીય અને ઈરાની ઉભય સાહિત્યમાં લગભગ એક જ અર્થમાં પ્રયોજાયેલો પ્રાપ્ત થાય છે. આથી એવું અનુમાની શકાય કે આ શબ્દનું મૂળ સંભવતઃ ભારતીય–ઈરાની આર્યોની સમાન ભાષામાં હોય, પરંતુ ભારતમાં એનો પ્રચાર, જ્યારે ઈરાનની રાજકીય અસર હેઠળ ભારત આવ્યું અને ઈરાનથી પહ્લવો–શકો ભારત આવ્યા ત્યારે, થયો હોવો સંભવે.[11]

પશ્ચિમી ક્ષત્રપો એકસાથે राजा અને क्षत्रप એમ બંને બિરુદો ધરાવતા હતા. આમાંના क्षत्रप બિરુદથી તેઓ કોઈ મોટા રાજાના સૂબેદાર હોવાનું અનુમાન થયું છે,[12] જ્યારે राजा બિરુદથી તેઓ સ્વતંત્ર રાજસત્તા ધરાવતા એવું મંતવ્ય પણ વ્યક્ત થયું છે.[13] વસ્તુતઃ આ રાજ્યકર્તાઓ પોતે જ સ્વતંત્ર સત્તાધીશ હોઈ राजा ની જેમ क्षत्रप બિરુદ પણ ભૂમિપાલ( ભૂપતિ )ના અર્થમાં પ્રયોજતા હોવા સંભવે છે.[14]

### ક્ષત્રપો કુષાણોના ઉપરાજ હતા ?

અત્યાર સુધી અનેક વિદ્વાન અધ્યેતાઓએ આ પ્રશ્નની છણાવટ કરી છે, અને ઘણા ઇતિહાસવિદો માને છે કે પશ્ચિમી ક્ષત્રપો ઉપર કુષાણ રાજાઓનું આધિપત્ય હતું, અર્થાત્ તેઓ કુષાણોના ઉપરાજ હતા,[15] જ્યારે એકાદ બે ઇતિહાસકારોને આ પ્રચલિત મંતવ્ય સ્વીકાર્ય જણાતું નથી.[16]

પશ્ચિમી ક્ષત્રપોના ક્ષહરાત વંશના રાજા નહપાનના સમયના નાસિક ગુફાના એક લેખમાં સુવર્ણનો ઉલ્લેખ છે તે ચોક્કસપણે સમકાલીન કુષાણોના સોનાના સિક્કા વિશે જ છે એમ રેપ્સન માને છે અને તેથી તેઓ નહપાન કુષાણોનો અધીન રાજા હોવાનું મંતવ્ય રજૂ કરે છે.[17] આ જ લેખમાં નિર્દિષ્ટ कुशणमूले ઉપર ભાર મૂકી દે. રા. ભાંડારકર એવું સૂચન કરે છે કે નહપાનના ચાંદીના સિક્કા માટે આ નામ પ્રયોજાયેલું જણાય છે, કેમકે कुशण( = कुषाण ) નામે ઓળખાતા એના અધિપતિ રાજા કથ્ફિશ(કદ્ફિસિસ) ૧ લા માટે એણે (નહપાને) આ ('કુશણમૂલે') નામના સિક્કા પડાવ્યા હતા.[18]

પશ્ચિમ ભારતના રાજ્યકર્તાઓનાં क्षत्रप અને महाक्षत्रपનાં બિરુદોથી કેટલાક વિદ્વાનોએ એવું સૂચવ્યું કે આ રાજાઓ કુષાણોના ઉપરાજ હતા, કેમકે પશ્ચિમી ક્ષત્રપોમાંના આરંભના રાજાઓ કુષાણ રાજાઓના, ખાસ કરીને કણિષ્ક ૧ લાના, સમકાલીન હતા અને કણિષ્કે એના વિશાળ સામ્રાજ્ય ઉપર क्षत्रप અને महाक्षत्रपનો

હોદ્દો ધરાવતા અધીન રાજ્યકર્તાઓ દ્વારા સત્તા સંભાળી હતી, જે એના શિલાલેખોથી સૂચિત થાય છે.[૧૯]

આથી સ્પષ્ટતઃ કહી શકાય નહીં કે ક્ષત્રપો કુષાણોના ઉપરાજ હતા. सुवर्ण અને कुशणमूलेના કેવળ ઉલ્લેખથી ક્ષત્રપો ઉપર કુષાણોનું આધિપત્ય સાબિત થતું નથી. વળી सुवर्णના ઉલ્લેખ માત્રથી કુષાણોના સિક્કાઓનો સંદર્ભ સૂચવાતો નથી, કેમકે વેદકાલથી સિક્કા તરીકે સોનાનો ઉપયોગ થતો આવ્યો છે, તેથી રેપ્સનનું ઉપર્યુક્ત મંતવ્ય સ્વીકાર્ય બનતું નથી. कुशणमूलेને કન્હેરી લેખોમાંના[૨૦] पडिको સાથે સરખાવી સેનાર્ત 'વર્ષાકાલ પૂરતા અન્ન માટે મળતી માસિક વૃત્તિ' એવો એનો અર્થ કરે છે,[૨૧] જે વાક્યસમૂહના સંદર્ભમાં જોતાં વધારે બંધ બેસે છે. આથી દે. રા. ભાંડારકરનું ઉપર્યુક્ત અર્થઘટન પણ સ્વીકારી શકાતું નથી.

બૈજનાથ પુરી क्षत्रप અને महाक्षत्रपને જુદી રીતે વિચારે છે: "ચાષ્ટનની જેમ નહપાન પણ શરૂમાં ક્ષત્રપ અને પછી મહાક્ષત્રપ હતો. કેટલાક સમય પછી ઊંચા હોદ્દાના સ્વીકારમાં કંઈક મહત્ત્વ જણાય છે – એમાં અધિપતિથી સ્વતંત્ર થયાનો અથવા અધિપતિ દ્વારા ઊંચો હોદ્દો પામ્યાનો અર્થ અભિપ્રેત છે. બંનેમાં અધિપતિનું અસ્તિત્વ જરૂરી છે."[૨૨] જો આ સ્વીકારીએ તો એનો અર્થ એ થાય કે માત્ર નહપાન અને ચાષ્ટન જ નહિ, પણ લગભગ બધા જ પશ્ચિમી ક્ષત્રપો, તો પછી, કુષાણ રાજાઓના ઉપરાજ હોવા જોઈએ, કેમકે પશ્ચિમ ભારતના આ રાજાઓ હંમેશ क्षत्रप–महाक्षत्रप તરીકે ઓળખાતા. આ શક્ય લાગતું નથી, કારણ કે કણિષ્ક–જૂથના છેલ્લા જ્ઞાત રાજા વાસુદેવના રાજ્યનો અંત ઈ.સ. ૨૪૧–૨૭૨ ની વચ્ચે કોઈ સમયે આવ્યો હોવાનું બૈજનાથ પુરીએ નોંધ્યું છે,[૨૩] જ્યારે પશ્ચિમી ક્ષત્રપોનું રાજ્ય ચોથી સદીના ચોથા ચરણમાં અસ્ત પામ્યું હતું. આથી પુરીનું મંતવ્ય તર્કશુદ્ધ જણાતું નથી.

કણિષ્કના શિલાલેખો અને સિક્કાઓનાં પ્રાપ્તિસ્થાન ઉપરથી તેમજ એની ચડાઈઓનાં આનુશ્રુતિક વર્ણનો પરથી કહી શકાય કે પંજાબ, કાશ્મીર, સિંધ, ઉત્તર પ્રદેશ અને બંગાળ–બિહાર સુધીના પ્રદેશો એના રાજ્યમાં સમાવિષ્ટ હતા, જ્યારે નહપાનના રાજ્યની હદ ઉત્તરમાં અજમેર સુધી, પશ્ચિમમાં સૌરાષ્ટ્ર સુધી, પૂર્વમાં માળવા સુધી, અને દક્ષિણમાં દક્ષિણ ગુજરાત, ઉત્તર કોંકણ તેમજ અહમદનગર, નાસિક અને પૂના જિલ્લાઓ સુધી હતી. આથી સ્પષ્ટ થાય છે કે કણિષ્કના રાજ્યવિસ્તારમાં ગુજરાત–મહારાષ્ટ્રનો સમાવેશ થતો ન હતો.

કણિષ્કે એના વિશાળ સામ્રાજ્યના સંચાલન માટે સૂબાઓ નીમ્યા હતા, જે "ક્ષત્રપ' અને 'મહાક્ષત્રપ' તરીકે અધિકાર ભોગવતા હતા. એણે એના શિલાલેખોમાં એના ઉપરાજોનો ઉલ્લેખ કર્યો છે, જેમાં ભૂમક કે નહપાનનો સમાવેશ થતો નથી. ખરપલ્લાન, વનસ્પર, વેશ્પસિ અને લિયકની જેમ જો ભૂમક અને નહપાન એના ઉપરાજો હોય તો કણિષ્ક જેવા પ્રતિભાશાળી કુષાણ સેનાપતિએ એના અભિલેખોમાં જરૂર એમનો ઉલ્લેખ કર્યો હોય, પરંતુ ઉભયનો અનુલ્લેખ સહજ સાબિત કરે છે કે ભૂમક અને નહપાન ક્યારેય કણિષ્કના આધિપત્ય નીચે ન હતા. નહપાનના લેખોમાં કણિષ્કના નામનો અભાવ આ સૂચનને ટેકો આપે છે. વળી કણિષ્કના શિલાલેખો કે સિક્કાઓની ગુજરાતમાં અનુપસ્થિતિ આ સૂચનને સમર્થન આપે છે.

ક્ષત્રપ અને મહાક્ષત્રપ તરીકે સિક્કાઓ પડાવવાની પશ્ચિમી ક્ષત્રપોએ અપનાવેલી પ્રણાલિકા એમના સ્વતંત્ર દરજ્જાનું સ્પષ્ટ સૂચન કરે છે. કણિષ્ક જેવા શક્તિશાળી રાજાએ, જો તેઓ એને અધીન હોત તો, એમને સિક્કાઓ પડાવવાની સત્તા આપી ન હોત.

આ રાજાઓમાં બીજી પણ એક પ્રણાલિકા પ્રચલિત હતી : राजा क्षत्रप અને राजा महाक्षत्रपનાં બિરુદોની. 'राजा'નો થયેલો ઉપયોગ ભારપૂર્વક એમનો સ્વતંત્ર દરજ્જો સાબિત કરે છે. નહપાનના પ્રાપ્ય અસંખ્ય સિક્કાઓમાં માત્ર राजा બિરુદનો પ્રયોગ આ મંતવ્યને વધુ સમર્થન આપે છે.

અગાઉ જોયું કે સંસ્કૃત અને અવેસ્તામાં क्षत्रप શબ્દ સમાન અર્થમાં "રાજા"ના પર્યાય તરીકે છે, એટલે આ સંદર્ભમાં ક્ષત્રપો આમ રાજા હોવા સંભવે. ભૂમિપાલ( ભૂપાલ )ના સંદર્ભમાં 'ભૂમક'નો વિચાર કરવાનું સૂચક જણાય છે; ભૂમક એટલે ભૂમિનો ધણી એવો અર્થ કરીએ તો.

આ ચર્ચા પરથી ફલિત થાય છે કે પશ્ચિમી ક્ષત્રપ રાજાઓ કુષાણ રાજાઓના સૂબા ન હતા, પરંતુ સ્વતંત્ર દરજ્જો ધરાવતા રાજાઓ હતા, અર્થાત્ પશ્ચિમી ક્ષત્રપ રાજાઓ સ્વતંત્ર સત્તાધીશ હતા.[૨૩અ]

## એમની જાતિ

પશ્ચિમી ક્ષત્રપોના અભિલેખોમાં સામાન્યતઃ એકાદ અપવાદ સિવાય એમની જાતિ વિશે કોઈ સ્પષ્ટ ઉલ્લેખ જોવા મળતો નથી. નહપાનના સમયના નાસિક ગુફાના એક ખંડિત લેખમાં એના જમાઈ ઉષવદાતને શક જાતિનો કહ્યો છે,[૨૪] આથી એનો સસરો ઘણું કરીને એ જ જાતિનો હશે એવું માની શકાય.[૨૫]

વાસિષ્ઠીપુત્ર પુળુમાવિના રાજ્યકાલના ૧૯ મા વર્ષના નાસિકના એક લેખમાં શકો, યવનો અને પહ્‌લવોને તેમજ ક્ષહરાતોને હરાવ્યાનો ઉલ્લેખ છે.[૨૬] અહીં ક્ષહરાતોનો અલગ ઉલ્લેખ હોવાથી તેઓ શકોથી ભિન્ન હોવાનું સૂચિત થતું નથી. પ્રાયઃ જેમ આંધ્ર જાતિમાં સાતવાહન કુલ હતું તેમ શક જાતિમાં ક્ષહરાત કુલ હોય એ તદ્દન સંભવિત છે.

કાર્દમક વંશના રાજાઓ શક જાતિના હોય એમ આ વંશના પહેલા પુરુષ ય્સામોતિકના નામ પરથી સૂચવાય છે, કેમકે આ નામ સીથિયન ભાષાનું છે.[૨૭] ઉત્તર ભારતમાંથી પ્રાપ્ત શાહદૂરના વર્ષ ૬૦ ના દામીજદના એક ખરોષ્ઠી લેખમાં 'शकस'નો પ્રયોગ છે.[૨૮] પશ્ચિમી ક્ષત્રપોના ચાષ્ટન કુલમાં दामजद નામના ત્રણ રાજાઓ થઈ ગયા. दामीजद અને दामजदના નામસામ્યને ધ્યાનમાં લેતાં ચાષ્ટનકુલીય રાજાઓ શક જાતિના હોય એ સંભવને વિશેષ સમર્થન મળે છે.

तिलोय-पण्णत्ति નામના જૈન ગ્રંથમાં णरवाहण અને भत्थट्ठणानो[૨૯] ઉલ્લેખ છે. એમાં વીર નિર્વાણ પછી ૪૬૧ વર્ષ બાદ શક રાજા થઈ ગયો અને એના વંશે ૨૪૨ વર્ષ રાજ્ય કર્યું, એવી નોંધ છે. આ સાથે બીજા રાજવંશોનાય ઉલ્લેખ છે.[૩૦] આ સંદર્ભને ધ્યાનમાં લેતાં નહપાન અને ચાષ્ટનાદિ રાજાઓ શક જાતિના હોવાના ઉપર્યુક્ત મંતવ્યને સમર્થન મળે છે. કેટલાક ઐતિહાસિકો એવી પણ અટકળ કરે છે કે કાલકાચાર્ય સાથે આવેલા શકો જ પશ્ચિમી ક્ષત્રપો હોવા જોઈએ.[૩૧]

વળી ચાષ્ટનના વંશના લેખોમાં નિર્દિષ્ટ વર્ષો પણ એક જ સંવતનાં છે, જે શક સંવત હોવાનો મત હવે નિશ્ચિત થયો છે.[૩૨] એમની જાતિ શક હોય તો જ એમણે પ્રયોજેલો સંવત પછીથી એ નામે ઓળખાયો હોવાનો સંભવ અહીં ધ્યાનમાં લેવો ઘટે.

**વંશાવળીઓ**

એમના સિક્કાઓ વંશાવળીઓ તૈયાર કરવામાં અતિ ઉપયોગી થયા છે. ઉપરાંત એમના ૨૦ જેટલા શિલાલેખો મળ્યા છે,[૩૩] જેમાંના કેટલાકમાં વર્ષો અને વંશાવળીઓ આપેલી હોવાથી સિક્કાથી સૂચિત થતી વંશાવળીને કેટલુંક સમર્થન મળે છે. સિક્કાઓમાં એ પડાવનાર રાજાનું અને એના પિતાનું નામ હોવાથી તેમજ ક્ષત્રપ અને મહાક્ષત્રપ ઉભયના સિક્કાઓ મળ્યા હોવાથી કોના પછી કયો ઉત્તરાધિકારી રાજા ગાદીએ આવ્યો એની લગભગ સિલસિલાબંધ માહિતી

સાંપડે છે. ઘણા સિક્કાઓ વર્ષની સંખ્યા દર્શાવતા હોઈ લગભગ પ્રત્યેક રાજાની ઉપલી અને નીચલી જ્ઞાત સમય-મર્યાદાનો પણ ખ્યાલ મળી રહે છે.

પશ્ચિમી ક્ષત્રપોના વંશવૃક્ષના[34] નિરીક્ષણથી એમાં પ્રાયઃ ભિન્ન ભિન્ન છ કુલો (વંશો) હોવાનું અને એમાં એકંદરે ૩૨ વ્યક્તિઓ થઈ હોવાનું જાણવા મળે છે. પહેલું કુળ ક્ષહરાત ક્ષત્રપોના નામે ઓળખાય છે, જેમાં ભૂમક અને નહપાન એ બે જ રાજાઓની માહિતી પ્રાપ્ત થાય છે. બીજું કુળ ચાષ્ટનાદિ રાજાઓનું છે, જેમાં ત્સામોતિકના પુત્ર ચાષ્ટનથી વિશ્વસેન સુધી ૨૦ રાજાઓ થઈ ગયા. પછીનાં ચાર કુળોનાં વંશનામ જાણવા મળતાં નથી. ત્રીજું કુળ સ્વામી જીવદામાના પુત્ર રુદ્રસિંહ ૨ જાથી શરૂ થાય છે અને એના પુત્ર યશોદામા ૨ જાથી પૂરું થાય છે. ચોથા કુળમાંય રુદ્રદામા ૨ જો અને રુદ્રસેન ૩ જો એમ બે રાજાઓની જાણ મળે છે; સિંહસેનથી શરૂ થતું પાંચમું અને સત્યસિંહથી શરૂ થતું છઠ્ઠું કુળ પણ બબ્બે રાજાઓ વિશે માહિતી આપે છે.

### સમયનિર્ણય

ક્ષત્રપોના સિક્કાલેખો તથા શિલાલેખોમાં તે તે વર્ષની સંખ્યા આપેલી છે. મોટી સંખ્યાઓનો સળંગ ક્રમ એ વર્ષો કોઈ અમુક સંવતનાં હોવાનું સૂચિત કરે છે. પશ્ચિમી ક્ષત્રપોના સાતમા રાજા રુદ્રસિંહ ૧ લાથી વર્ષની સંખ્યા જણાવતા સિક્કા મળે છે, તે પૂર્વેના રાજાઓના સિક્કા સમય નિર્દેશ વિનાના છે. રુદ્રસિંહ ૧ લાના સિક્કા પર નોંધાયેલી વર્ષસંખ્યા ૧૦૧ છે[35] અને છેલ્લા જ્ઞાત ક્ષત્રપ રાજા રુદ્રસિંહ ૩ જાની નોંધાયેલી વર્ષસંખ્યા ૩૨૦ છે.[36] વર્ષ ૧૦૧ એ સાતમા રાજાનું છે, તેથી પહેલા રાજાનું રાજ્ય લગભગ એ સંવતના આરંભથી શરૂ થયું ગણાય. આમ વર્ષસૂચક આ બે સંખ્યાઓ ક્ષત્રપકાળની ઉપલી અને નીચલી જ્ઞાત મર્યાદા સૂચવે છે.

આ રાજાઓના શિલાલેખોમાં વહેલું વર્ષ ૧૧ છે.[36અ] એ વર્ષ કાર્દમક વંશના પહેલા રાજા ચાષ્ટનના સમયનું છે. ચાષ્ટન પૂર્વે નહપાન અને ભૂમકે સત્તા સંભાળી હોવાના પુરાવા છે,[36આ] આથી ચાષ્ટનના સમયના વર્ષ ૧૧ પૂર્વે આ બંને રાજાઓ થઈ ગયા હોવાનું અનુમાન થઈ શકે. નહપાનના શિલાલેખોમાં ઉલ્લિખિત વર્ષો રાજ્યકાલનાં છે.[36ઇ] એના રાજ્યકાલનાં જ્ઞાત વર્ષ ૪૧ થી ૪૬ છે, એટલે એણે ઠીક ઠીક લાંબા સમય સુધી સત્તા ધારણ કરેલી હોવાનું અનુમાની શકાય. ચાષ્ટનના સમયના શિલાલેખમાંથી પ્રાપ્ય વર્ષ ૧૧ શક સંવતનું છે એ ગણતરીએ વિચારતાં નહપાનનો રાજ્ય-અમલ શક સંવતના

આરંભ પહેલાંનાં વર્ષોમાં થયો હોવો જોઈએ. ભૂમક નહપાનનો પુરોગામી હોઈ એનું રાજ્ય ઈસુની પ્રથમ સદીના બીજા ચરણના અંતમાં શરૂ થયું ગણાય.[૩૭]

હાલ આપણે જે અર્થમાં 'संवत्' શબ્દ પ્રયોજીએ છીએ તે અર્થમાં પહેલાં સામાન્યતઃ 'काल' શબ્દ વપરાતો હતો. 'संवत्' એ તો વસ્તુતઃ 'संवत्सर'નું સંક્ષિપ્ત રૂપ છે, જેનો મૂળ અર્થ છે वर्ष. ક્ષત્રપોના લેખોમાં વર્ષની સંખ્યાની આગળ માત્ર वर्ष શબ્દ જ આવે છે અને એની અગાઉ शककाल જેવા કોઈ કાલ(સંવત)નો સંબંધ દર્શાવવામાં આવતો નથી, પરંતુ 'વર્ષ' શબ્દની પહેલાં એ સમયે રાજ્ય કરતા રાજાનું નામ કોતરેલું હોય છે. રાજાના નામ અને વર્ષ વચ્ચે આપેલો વ્યાકરણીય સંબંધ તો જાણે એ વર્ષ તે તે રાજાના રાજ્યકાલનું હોય એવું સૂચવે છે.[૩૮] ચાષ્ટનાદિ વંશના રાજાઓના લેખોમાં વર્ષની સંખ્યા સળંગ ક્રમમાં ઉત્તરોત્તર વધતી જાય છે. અને એ ૧૧ થી ૩૨૦ સુધીની છે, આથી આ વર્ષો તે તે રાજાના રાજ્યકાલનાં નહિ, પણ કોઈ સળંગ સંવતનાં હોવા વિશે શંકા રહેતી નથી.

સમકાલીન રાજવંશો સાથેના સંબંધ પરથી આ વર્ષો શક સંવતનાં ગણવાં જોઈએ એવું મોટા ભાગના ઇતિહાસવિદો માને છે. આ શક સંવતનો આરંભ વિક્રમ પછી ૧૩૫ વર્ષે અને ઈસ્વી સન પછી ૭૮ વર્ષે થયો છે. આ ગણતરીએ કાર્દમકાદિ ક્ષત્રપ રાજાઓ માટે આગળ અંદાજેલો વર્ષ ૧૧ થી ૩૨૦ નો સમય તે વિક્રમ સંવત ૧૪૭ થી ૪૫૫ અને ઈસ્વી સન ૮૯ થી ૩૯૮ સુધીનો ગણાય. ક્ષહરાત વંશના બે રાજાઓ ભૂમક અને નહપાને આશરે છપ્પન વર્ષ રાજ્ય કર્યું હોય તો આ પશ્ચિમી ક્ષત્રપ રાજાઓના સત્તા-અમલનો સમગ્ર સમય-વિસ્તાર આશરે ઈ.સ. ૨૩ થી ૩૯૮ સુધીનો ગણાય.

## ૨. ક્ષહરાત વંશ

ભારતના પ્રાચીન ઇતિહાસના પ્રાગ્-ગુપ્તકાલ દરમ્યાન અહીં કોઈ કેંદ્રસ્થ રાજસત્તા હોવાનું જણાતું નથી. મૌર્ય સામ્રાજ્યના અસ્ત પછી ભારત નાનાં-મોટાં અનેક સ્વતંત્ર રાજ્યોમાં વહેંચાઈ ગયેલું. ઈસુના આરંભનાં વર્ષોમાં ઉત્તર ભારત કુષાણવંશી રાજાઓની સત્તા નીચે અને દક્ષિણ ભારતનો મોટો ભાગ સાતવાહન રાજાઓની સત્તા હેઠળ હતો, ત્યારે ભારતના પશ્ચિમ ભાગ ઉપર તેમજ ઉત્તર અને દક્ષિણને જોડતા કેટલાક ભાગ ઉપર શક જાતિના ક્ષત્રપ રાજાઓની આણ પ્રવર્તતી હતી.

પશ્ચિમી ક્ષત્રપોની વંશાવળીનું અવલોકન કરતાં, ઉપર સૂચવ્યું તેમ, એમાં કુલ ૭ કુલો હોવાનું જાણવા મળે છે. આમાં પહેલું કુલ ક્ષહરાત વંશના

રાજાઓનું છે. અત્યાર સુધીમાં ઉપલબ્ધ થયેલી સાધન-સમગ્રીના આધારે કહી શકાય કે ક્ષહરાત વંશે ગુજરાતમાં ક્ષત્રપ રાજ્યોનો આરંભ કર્યો હતો.

**"ક્ષહરાત"નો અર્થ**

પશ્ચિમી ક્ષત્રપ વંશોમાંના પ્રથમ વંશના રાજાઓના શિલાલેખોમાં એમને क्षहरात क्षत्रप[૩૯] અને खहरात खतप[૪૦] તરીકે ઓળખાવ્યા છે, જ્યારે સિક્કા-લેખોમાં चहरद (કે छहरद) चत्रप (કે छत्रप), क्षहरात क्षत्रप[૪૧], राज्ञो क्षहरात°, रञो छहरात°[૪૨] વગેરેથી ઓળખાવ્યા છે. દક્ષિણ ભારતના સાતવાહન રાજાઓના શિલાલેખોમાં खखरात[૪૩] રૂપ પ્રયોજાયેલું છે. ઉત્તર ભારતના ક્ષહરાત ક્ષત્રપ રાજાઓના શિલાલેખોમાં क्षहर[त][૪૪] રૂપ છે. આમ क्षहरात માટે વિવિધ રૂપ પ્રયોજાયેલાં પ્રાપ્ત થાય છે.

'क्षहरात'ના અર્થ માટે વિદ્વાનોમાં મતભેદ છે. तक्षशिला[૪૫] અને મથુરાના[૪૬] ક્ષત્રપવંશી શિલાલેખોમાં નિર્દિષ્ટ આ શબ્દની ચર્ચા કરતાં સ્ટેન કોનૌ क्षहरातને બિરુદના અર્થમાં ઘટાવે છે.[૪૭] બાખલે પ્રાકૃત શબ્દ खरओस्त (સં. खरवस्त), અંગ્રેજી (Kharaostra)માંથી क्षहरात પ્રયોજાયો હોવાનું જણાવી એને કુલનામના અર્થમાં ઘટાવે છે.[૪૮] રૅપ્સન આનો વિરોધ કરતાં જણાવે છે કે खरओस्त એ તો મથુરાના ક્ષત્રપ રાજા રાજુલના પુત્રનું નામ છે,[૪૯] એટલે खरओस्त પ્રાકૃતનું સંસ્કૃત રૂપ क्षहरात છે એ માનવું બરાબર નથી.[૫૦] કેટલાક ઇતિહાસકારો[૫૧] क्षहरात એ અટક છે એમ જણાવી ક્ષહરાતોને તોલમાયની ભૂગોળમાં ઉલ્લિખિત करताइ (Karatai) નામની એક શક જાતિ સાથે સંબંધ હોવાનું સૂચવે છે. ગુપ્તે દક્ષિણ ભારતના ભરવાડોમાં खरत અટક પ્રચલિત હોવાનું જણાવી સૂચવે છે કે खरत એ खखरतનું સંક્ષિપ્ત રૂપ હોય.[૫૨] પરંતુ વાસિષ્ઠીપુત્ર પુળુમાવિના શિલાલેખમાં "શક-યવન-પહ્લવ" તથા सातबाहनकुलની જેમ क्षहरातवंशનો સ્પષ્ટ ઉલ્લેખ છે,[૫૩] જે પરથી આ શબ્દ વંશસૂચક હોવાનું નિશ્ચિત થાય છે.

આભિલેખિક સામગ્રીના આધારે ભારતના ક્ષહરાત વંશોના કુલ પાંચ રાજાઓની માહિતી મળે છે : તક્ષશિલાના બે,[૫૪] મથુરાનો એક[૫૫] અને પશ્ચિમ ભારતના બે.[૫૬]

પશ્ચિમ ભારતના ક્ષહરાત ક્ષત્રપ રાજાઓ પૈકી એકનું નામ ભૂમક છે, બીજાનું નહપાન. ભૂમકને લગતી માહિતી માત્ર એના સિક્કાલેખોથી જ મળે છે,[૫૭] અને એમાં એના પિતાના નામનો કે રાજાના સમયનો નિર્દેશ નથી. નહપાનની માહિતી એના સિક્કાલેખો, એના સમયના શિલાલેખો અને અનુકાલીન સાહિત્યમાંથી પ્રાપ્ત થઈ છે. એમાં એના પિતાના નામનો ઉલ્લેખ ક્યાંય નથી ને એના

સિક્કાઓ સમયનિર્દેશ વિનાના છે, પરંતુ એના સમયના શિલાલેખોમાં વર્ષ ૪૧, ૪૨, ૪૫ અને ૪૬ આપેલાં છે.

### ભૂમક

સિક્કાઓમાં એને એક જગ્યાએ छत्रप छहरात તરીકે, તો બીજી જગ્યાએ क्षहरात क्षत्रप તરીકે ઓળખાવ્યો છે,[૫૮] આથી એ ક્ષહરાત વંશનો હોવાનું નિશ્ચિત થાય છે.

ભૂમકને કેટલાક વિદ્વાનો ચાષ્ટનના પિતા ય્સામોતિક સાથે સરખાવે છે. સિલ્વીન જણાવે છે કે શક 'ય્સામોતિક'નું 'ભૂમક' એ ભારતીય રૂપ છે.[૫૯] આ સૂચન ધ્યાનમાં લઈ સ્ટેન કોનૌ એવી અટકળ કરે છે કે નહપાન ચાષ્ટનનો કાકો હોઈ શકે.[૬૦] ઉભયના મત મુજબ શક ય્સમનો ભારતીય પર્યાય भूमि થાય છે,[૬૧] તેથી 'भूमक' એ 'य्सामोतिक'નું સંસ્કૃત રૂપ છે. આમ ઉભયનાં મંતવ્ય જોતાં ભૂમકનું સ્થાન નહપાન અને ચાષ્ટનની વચ્ચે આવે,[૬૨] અને તો ભૂમકને ચાષ્ટનનો પિતા અને નહપાનને ભૂમકનો અગ્રજ ગણવો જોઈએ. આથી નહપાન ભૂમકનો અનુગામી નહિ, પણ પુરોગામી હોવાનું સૂચવાય, પરંતુ વસ્તુતઃ નહપાન ભૂમકનો અનુગામી છે એ તો નિશ્ચિત થયું છે.[૬૩] વળી ભૂમકે રાજ્ય કર્યું અને સિક્કા પડાવ્યા, જ્યારે ય્સામોતિકે રાજ્ય કર્યું હોવાનો કોઈ પુરાવો હજી પ્રાપ્ત થયો નથી. ભૂમક ક્ષહરાત વંશનો હતો, પણ ય્સામોતિક એ વંશનો હતો એવાં કોઈ પ્રમાણ પ્રાપ્ત થયાં નથી.[૬૪] આમ ભૂમક અને ય્સામોતિક એક જ વ્યક્તિ છે એમ દર્શાવતા સીધા પુરાવાઓ સાંપડે નહિ ત્યાંસુધી કોઈ નિર્ણયાત્મક સંભવ રજૂ થઈ શકે નહિ.[૬૫] આમ કોનૌનું મંતવ્ય તર્કશુદ્ધ જણાતું નથી.[૬૬]

### ભૂમક અને નહપાન

ભૂમકના સિક્કામાંના લખાણના અક્ષરોના મરોડનું કદ પ્રમાણમાં મોટું અને એની પંક્તિઓ જાડી તેમજ લગભગ કાટખૂણે કાપતી આડી અને ઊભી છે, જ્યારે નહપાનના સિક્કાલેખોના અક્ષરોના મરોડમાં વળાંક દાખલ થયેલો જોવા મળે છે અને એનું કદ ભૂમકના અક્ષરોના મરોડના કદ કરતાં થોડું નાનું દેખાય છે. વળી નહપાનના સિક્કાના અગ્રભાગમાં સૌ પ્રથમ વાર રાજાની મુખાકૃતિ જોવા મળે છે, જે ભૂમકના સિક્કાઓમાં જોવા મળતી નથી. ઉપરાંત ભૂમકના સિક્કાના અગ્રભાગનું અનુકરણ નહપાનના સિક્કાઓના પૃષ્ઠભાગમાં દેખાય છે.[૬૭] આ હકીકતો પરથી સ્પષ્ટ થાય છે કે ભૂમક નહપાનનો પુરોગામી હતો.[૬૮]

ક્ષહરાતોના પ્રદેશ સાતવાહન ગૌતમીપુત્ર સાતકર્ણિએ લઈ લીધા અને આગળ જતાં એમાંના કેટલાક પ્રદેશ સાતવાહનો પાસેથી ચાષ્ટનાદિ ક્ષત્રપોએ પાછા મેળવ્યા એ વિગતને લક્ષમાં લેતાં નહપાન ચાષ્ટનનો સીધો પુરોગામી હોવાનું જણાય છે.

**ભૂમકનો સમય**

એના ઉપલબ્ધ સિક્કાઓ સમયનિર્દેશ વિનાના છે, પરંતુ એના અનુગામી અને પ્રાયઃ ઉત્તરાધિકારી નહપાનના સમયના આઠ ગુફાલેખોમાંથી કેટલાકમાં વર્ષનો નિર્દેશ છે. આ વર્ષોના આધારે તેમજ અન્ય સામગ્રી પરથી નહપાનનો સમય નિશ્ચિત કરી એના પુરોગામી ભૂમકનો સમય-નિર્ણય એ પરથી તારવી શકાય.

નહપાનના સમયના શિલાલેખોમાં દર્શાવેલ વર્ષ રાજ્યકાલનાં હોવાનું સૂચિત થાય છે.[૬૯] એમાં નિર્દિષ્ટ મોડામાં મોડું જ્ઞાત વર્ષ ૪૬ છે. આથી એ ઓછામાં ઓછાં ૪૬ વર્ષ ગાદી ઉપર રહ્યો હોવો જોઈએ. ભૂમકના રાજ્યકાલના કોઈ ચોક્કસ વર્ષનિર્દેશ મળ્યા નથી, પરંતુ એના સિક્કાઓનું અલ્પ સંખ્યાપ્રમાણ જોતાં એણે દશેક વર્ષ રાજ્ય કર્યું હોય એમ ધારી શકાય.

જો નહપાનનું રાજ્ય ચાષ્ટનના રાજ્યારોહણ અગાઉ તરત જ પૂરું થયું હોય અને ચાષ્ટનનું રાજ્ય શક વર્ષ ૧ થી શરૂ થયું હોય તો નહપાનનો રાજ્ય-કાલ લગભગ ઈસ્વી સન ૩૨ થી ૭૮ નો અને એના પુરોગામી ભૂમકનો રાજ્યકાલ લગભગ ઈસ્વી સન ૨૩ થી ૩૨ નો હોવો સંભવે.

**રાજ્યવિસ્તાર**

ભૂમકના સિક્કાઓ ગુજરાત, માળવા, અજમેર વગેરે સ્થળોએથી પ્રાપ્ત થયા છે તેથી એની સત્તા તે તે પ્રદેશ પર હોવાનો સંભવ સૂચિત થાય છે; છતાં સિક્કાઓની પ્રાપ્તિ મૂળ સ્થાનેથી થયેલી ન હોય તો એનાં અર્વાચીન પ્રાપ્તિસ્થાનો પરથી આવું ખાતરીપૂર્વકનું અનુમાન કરવું મુશ્કેલ ગણાય.

**નહપાન**

સાહિત્યિક અને પુરાવસ્તુકીય એમ ઉભય સાધનો ક્ષહરાત વંશના બીજા અને પ્રાયઃ છેલ્લા રાજા નહપાનની રાજકીય કારકિર્દી અને સમકાલીન સંસ્કૃતિ વિશે કેટલીક મહત્ત્વની સામગ્રી પૂરી પાડે છે.

સાહિત્યિક સાધનોમાં आवश्यकसूत्र-निर्युक्ति, तिलोय-पण्णत्ति, જિનસેનનું हरिवंश-पुराण, મેરુતુંગની विचारश्रेणी, वायुपुराण, "પેરિપ્લસ" અને आइने अकबरीનો સમાવેશ થાય છે.[૭૦] आवश्यकसूत्रની निर्युक्तिમાં નિર્દિષ્ટ કથાનુસાર[૭૧] णहवाण તે

નહપાન અને सालवाहन તે સાતવાહન રાજા ગૌતમીપુત્ર શાતકર્ણિ હોવાનું ઘણા ઇતિહાસકારો સ્વીકારે છે.[૭૨] આ કથામાંની બીજી બધી વિગતો છોડી દઈએ તોય નહપાન અને સાતવાહન રાજા સમકાલીન હતા અને સાતવાહન રાજાએ નહપાનને હરાવેલો એ બે વિગતો ઐતિહાસિક જણાય છે.[૭૩]

એક બીજા જૈન ગ્રંથ तिलोय-पण्णत्तिમાં મહાવીરના નિર્વાણ સમયે પાલકનો રાજ્યાભિષેક થયો, તેણે ૬૦ વર્ષ રાજ્ય કર્યું. પછી ૧૫૫ વર્ષ વિજયવંશી રાજાઓએ, ૪૦ વર્ષ મુરુંડવંશીઓએ, ૩૦ વર્ષ પુષ્યમિત્રે, ૬૦ વર્ષ વસુમિત્ર-અગ્નિમિત્રે, ૧૦૦ વર્ષ ગંધર્વ રાજાઓએ અને ૪૦ વર્ષ નરવાહને રાજ્ય કર્યું[૭૪] એવા ઉલ્લેખો છે. આમ આ ગ્રંથમાંય णरवाहण( નરવાહન-નહપાન )નો ઉલ્લેખ છે.[૭૫]

"પેરિપ્લસ"માં નામ્બુનુસ રાજાનો ઉલ્લેખ છે.[૭૬] આ નામ્બુનુસ તે નહપાન છે એમ મોટા ભાગના વિદ્વાનો માને છે.[૭૭]

પુરાવસ્તુકીય સાધનોમાં નહપાને પડાવેલા સિક્કાઓ અને એના સમયના આઠ ગુફાલેખોનો સમાવેશ થાય છે. સિક્કાઓથી નહપાન વિશે, એના રાજ્યવિસ્તાર વિશે, અને એના સમકાલીન સાતવાહન રાજા વિશે કેટલીક માહિતી મળે છે. એના સમયનિર્ણય માટે ગુફાલેખો ઉપકારક વિગતો આપે છે; ઉપરાંત તત્કાલીન કેટલીક સાંસ્કૃતિક માહિતી એમાંથી ઉપલબ્ધ થાય છે. વળી સિક્કાઓ એના વંશની અને ગુફાલેખો એની જાતિ તેમજ વંશની માહિતી આપે છે.

### નહપાનનાં બિરુદો

એના ચાંદીના સિક્કાલેખોમાં ગ્રીક, બ્રાહ્મી અને ખરોષ્ઠી ત્રણેયમાં એના માટે માત્ર राजाનું વિશેષણ પ્રયોજાયું છે; क्षत्रप કે महाक्षत्रपનું બિરુદ એના એકેય પ્રકારના સિક્કાઓમાં અપાયેલું નથી. એના જમાઈના નાસિક અને કાર્લા ગુફાના લેખોમાં राजाની સાથે क्षत्रपનું વિશેષ બિરુદ વપરાયું છે; એના અમાત્ય અયમના જુન્નરના ગુફાલેખમાં राजाની સાથે વધારામાં બે બિરુદ महाक्षत्रप અને स्वामी પ્રયોજાયેલાં છે. આમ રાજા, ક્ષત્રપ, મહાક્ષત્રપ અને સ્વામી એ ચાર બિરુદો એના સંદર્ભમાં ઉપલબ્ધ થાય છે.

સિક્કાઓ એને માત્ર 'રાજા' તરીકે જ ઓળખાવે છે. એના જમાઈ અને અમાત્યના શિલાલેખોમાંય રાજાનું બિરુદ છે; પરંતુ શિલાલેખોમાં એ ઉપરાંત क्षत्रप, महाक्षत्रप અને स्वामी બિરુદો પ્રયોજાયેલાં હોઈ એવું અનુમાન કરી શકાય કે આ બિરુદો એના કોઈ ચોક્કસ અર્થમાં નહિ, પણ શિથિલ અર્થમાં વપરાયાં

હોવાનું વધુ સંભવિત લાગે છે. ઉષવદાત એનો જમાઈ હોવાથી નજીકનો સગો કહેવાય, આથી એ પોતાના સસરા પ્રત્યેના માનને કારણે राजा સાથે क्षत्रपનું બિરુદ કોઈ ચોક્કસ અર્થને બદલે કેવળ માનાર્થે राजाના પર્યાય તરીકે પ્રયોજે એ સ્વાભાવિક છે. એવી રીતે અમાત્ય પોતાના અધિપતિ – માલિક માટે માનસૂચક महाक्षत्रप વાપરે એ પણ સહજ છે. આમ આ ત્રણેય બિરુદો અહીં રાજાના સમાનાર્થી જેવાં લાગે છે. છતાં महाक्षत्रपનું બિરુદ નહપાનના રાજ્ય-અમલના પ્રાય: અંતિમ વર્ષમાં પ્રયોજાયું હોઈ એવી કલ્પના થઈ શકે કે એ જમાનામાં ભારતમાંના રાજાઓ महाराजના બિરુદથી ઓળખાતા હશે અને તેથી નહપાને પણ महाराजના પર્યાય તરીકે महाक्षत्रपનું બિરુદ પ્રચલિત કર્યું જણાય છે, અર્થાત્ એણે राजाનું महाराज ન કરતાં क्षत्रपનું महाक्षत्रप રૂપ સ્વીકાર્યું હોવાનું જણાય છે.

**નહપાનના રાજ્ય-અમલનો સમય**

એના રાજ્ય-અમલનો સમય સુનિશ્ચિત કરવાનાં સાધનો અતિ મર્યાદિત અને સંદિગ્ધ છે. એના સિક્કાઓનું બાહુલ્ય જરાય ઉપકારક થઈ પડતું નથી, કેમકે એ સમયનિર્દેશ વિનાના છે. જોગલથમ્બી નિધિના નહપાનના સિક્કાઓમાંથી ૨/૩ જેટલા સિક્કાઓ ઉપર આંધ્રના સાતવાહન રાજા ગૌતમીપુત્ર શાતકર્ણિએ પોતાની છાપ પડાવી છે, એટલે નહપાન અને શાતકર્ણિની સમકાલીનતા નહપાનના સમયને જાણવામાં સહાય કરે; પરંતુ આંધ્રના સાતવાહન રાજાઓના જ શાસનકાલ વિશે વિદ્વાનોમાં ઘણો મતભેદ પ્રવર્તે છે, એટલે સિક્કાઓ ઉપયોગી થતા નથી.

જિનસેનના "હરિવંશ-પુરાણ"માંની ને "પટ્ટાવલિ-ગાથા"માંની માહિતી નહપાને કેટલો સમય રાજ્ય કર્યું એનો નિર્દેશ કરે છે. આના આધારે નહપાનને ઈ.પૂ. ૧૦૦ થી ૫૮ ની વચ્ચે મૂકવાનો પ્રયત્ન થયો છે.[૭૮] પુરાણો એને છેલ્લા શુંગ રાજાઓના (ઈસુ પૂર્વેની ૧ લી સદી) સમયમાં મૂકે છે,[૭૯] પરંતુ એનો ચોક્કસ સમય એનાથી દર્શાવાતો નથી. આમ આનુશ્રુતિક સાહિત્યથી પણ એના સમયનિર્ણયનો ઉકેલ મળતો નથી.

"પેરિપ્લસ"માં રાજા નામ્બનુસનો ઉલ્લેખ છે. આ રાજા તે જ નહપાન એમ મોટા ભાગના વિદ્વાનો સ્વીકારે છે.[૮૦] આથી નહપાન "પેરિપ્લસ"ના લેખકનો સમકાલીન હોવાનું સૂચવાયું છે. એનો સમય, એમાં ઉલ્લિખિત રાજાઓના આધારે, નિશ્ચિત કરવાનો પ્રયત્ન અત્યાર સુધી રહ્યો છે. પરિણામે જુદા જુદા વિદ્વાનોએ એનો ભિન્ન ભિન્ન રચનાકાળ દર્શાવ્યો છે;[૮૧] પરંતુ મોટા ભાગના વિદ્વાનો એની રચના ઈસુની પહેલી સદીના ઉત્તરાર્ધમાં થઈ હોવાનું મંતવ્ય ધરાવે છે.[૮૨]

આથી નહપાનને ઈસુની પહેલી સદીના ત્રીજા-ચોથા ચરણમાં મૂકી શકાય. આમ "પૅરિપ્લસનો" આધાર પણ પૂરો શ્રદ્ધેય બનતો નથી.

**શિલાલેખોમાંનાં વર્ષો અને સંવત**

નહપાનના સમયના આઠ ગુફાલેખોમાં નિર્દિષ્ટ વર્ષ ૪૧, ૪૨, ૪૫ અને ૪૬ એના શાસનકાલને જાણવાનું મહત્ત્વનું સાધન છે. આ વર્ષો કયા સંવતનાં છે એ માટે અત્યારે ચાર અનુમાનો ઉપલબ્ધ છે: (૧) પ્રાચીન શકસંવત, (૨) વિક્રમ સંવત, (૩) શક સંવત અને (૪) રાજ્યકાલનાં વર્ષો.

**પ્રાચીન શક સંવત**

જાયસવાલ અને સ્ટેન કૉનૌ આ મત ધરાવે છે.[૮૩] જાયસવાલના મત મુજબ આનો આરંભ ઈ.પૂ. ૧૨૩માં થયો અને તદનુસાર નહપાને ઈ.પૂ. ૮૨ થી ૭૭ સુધી રાજ્ય કર્યું હોવાનું સૂચન એમણે કર્યું. સ્ટેન કૉનૌના મતે એનો આરંભ ઈ.પૂ. ૮૩ માં થયો હોઈ, નહપાનને ઈ.પૂ. ૫૭ની આસપાસ મૂકી શકાય. ઉભયને અનુસરી સત્યશ્રાવ પણ આ વર્ષોને પ્રાચીન શક સંવતનાં હોવાનું સ્વીકારે છે.[૮૪]

પરંતુ નહપાનને આટલો બધો વહેલો મૂકવો શક્ય નથી. વળી આ વિદ્વાનોની દલીલો સબળ નથી. સંવતના આરંભકાળ વિશે જ એમનામાં મતભેદ છે. વસ્તુતઃ તો પ્રાચીન શક સંવતનો આરંભ ઈ.પૂ. ૭૧ કે ૬૧માં થયો હોવાની સામાન્ય માન્યતા છે.[૮૫] આથી ઉપર્યુક્ત મંતવ્ય સ્વીકાર્ય બનતું નથી.

**વિક્રમ સંવત**

આ મતના મુખ્ય પ્રવર્તક છે સર અલેક્ઝાંડર કનિંગહમ. એમને અનુસરી સ્ટેન કૉનૌ, બાખલે, ડ્યૂબ્રેઈલ, નીલકંઠ શાસ્ત્રી વગેરે વિદ્વાનો પણ આ મત ધરાવે છે.[૮૬] નહપાનના સમયના સ્થાપત્યનાં લક્ષણો, શિલાલેખોની લિપિના અક્ષરોની શોડાસના મથુરાના લેખોની લિપિના અક્ષરો સાથેની સમકાલીનતા, નહપાનનું છેલ્લું જ્ઞાત વર્ષ ૪૬ અને અંધૌના લેખમાંનું વર્ષ ૫૨ તેમજ એ બે વર્ષ વચ્ચેના ૭ વર્ષના ટૂંકા ગાળામાં બનેલા બનાવોને[૮૭] ગોઠવવાની અશક્યતા વગેરે મુદ્દાઓની છણાવટ કરી, તેમજ વિક્રમ સંવત નહપાનના રાજ્યકાલથી શરૂ થયો હોવાનું માની આ વિદ્વાનો નહપાનના શાસનકાલને વિક્રમ સંવતની ગણતરીએ ઈ. પૂ. ૫૮ થી ઈ.પૂ. ૧૨માં મૂકે છે.

આમ નહપાનને ઈસુ પૂર્વેની પહેલી સદીમાં મૂકવો પડે અને તદનુસાર એણે ઈ. પૂ. ૧૨ સુધી ગાદી સંભાળી હોય એમ માનવું પડે. ચાષ્ટન-રુદ્રદામાના

અંધૌના શિલાલેખમાંના વર્ષ ૧૧ ને શક સંવતની ગણતરીએ મૂકતાં ઈ.સ. ૮૯ થાય. આથી તો નહપાનના રાજ્યના અંત અને ચાષ્ટનના રાજ્યના આરંભ વચ્ચે ૬૭ થીય વધુ વર્ષોનો ગાળો પડે છે; પરંતુ ક્ષહરાત રાજ્યનું ઉન્મૂલન કરનાર ગૌતમીપુત્ર શાતકર્ણિ અને ક્ષહરાત રાજ્યના પ્રાપ્ત કરેલા પ્રદેશોમાંના ઉત્તર પ્રદેશો ગુમાવી બેસનાર વાસિષ્ઠીપુત્ર પુળુમાવિ કે વાસિષ્ઠીપુત્ર સાતકર્ણિના સમય વચ્ચેનો ટૂંકો ગાળો લક્ષમાં લેતાં આટલો લાંબો ગાળો બંનેના શાસન વચ્ચે હોવાનો સંભવ જણાતો નથી. વળી આ સમયના કે એના પછીના સમયના ગુજરાત, મહારાષ્ટ્ર કે કોંકણમાંથી ઉપલબ્ધ શિલાલેખોમાં આ સંવતનાં વર્ષો ક્યાંય વપરાયાં હોવાની હજી જાણકારી નથી.[૮૮] તેથી નહપાનના સમયના શિલાલેખોમાંનાં વર્ષોને વિક્રમ સંવતના ચોકઠામાં ગોઠવવાં યોગ્ય જણાતું નથી.

**શક સંવત**

આ મતના મુખ્ય પ્રવર્તક રેપ્સન [૮૯] છે. ચાષ્ટનાદિ વંશોના રાજાઓના સિક્કાઓમાં વપરાયેલો સંવત નહપાનના લેખોમાં વપરાયો હોવાનો સંભવ, નહપાનના શિલાલેખોમાં પ્રયોજાયેલો કુશણ શબ્દ, નહપાન કુષાણોનો સૂબો હતો વગેરે મુદ્દાઓના સંદર્ભમાં આ મત રજૂ થયો છે.

નહપાનના સમયના શિલાલેખોમાંનાં વર્ષ ૪૧, ૪૨, ૪૫ અને ૪૬ તેમજ ચાષ્ટન વંશના શિલાલેખો–સિક્કાલેખોમાં ઉલ્લિખિત વર્ષ ૫૨ થી ૩૨૦ ને એકસાથે જોતાં એ એક સળંગ સંવતનાં વર્ષ હોવાનું વધારે સ્વાભાવિક લાગે; પરંતુ તાજેતરમાં અંધૌ ગામેથી ચાષ્ટનના સમયનો વર્ષ ૧૧ નો એક શિલાલેખ પ્રાપ્ત થયો છે,[૯૦] આથી નહપાનના સમયના શિલાલેખોમાં દર્શાવેલ વર્ષો હવે ચાષ્ટનના સમયના શિલાલેખોમાંનાં બે વર્ષો–૧૧ અને ૫૨–વચ્ચે પડે છે. નહપાન એ ચાષ્ટનનો પુરોગામી હોવાનું સ્વીકારીએ છીએ તો પછી નહપાનના સમયનાં એ વર્ષો શક સંવતનાં હોવાનું સ્વીકારી શકાતું નથી, કેમકે એમ કરવા જતાં નહપાન અને ચાષ્ટન સમકાલીન હોવાનો વિચાર રજૂ કરવો પડે;[૯૧] પરંતુ ભૂમક, નહપાન, ચાષ્ટન, જયદામા વગેરેના સિક્કાઓનો વિગતવાર અભ્યાસ કરતાં આમ જણાતું નથી.[૯૨] આથી નહપાનના સમયના શિલાલેખોમાં નિર્દિષ્ટ વર્ષો શક સંવતનાં હોવાનો મત પ્રતિપાદિત થઈ શકતો નથી.

**રાજ્યકાલનાં વર્ષો**

"પેરિપ્લસ"ના આધારે વિદ્વાનોનું એક જૂથ[૯૩] આ મંતવ્ય રજૂ કરે છે. ઉપરાંત વેમ કફિશના સિક્કાઓ નહપાનના રાજ્યમાં પ્રચલિત હતા,[૯૪]

ભૂમક-નહપાનના સિક્કાઓ પરનાં પ્રતીકો સ્પાલિર અને અય ર જાના સિક્કાઓ પરનાં પ્રતીકો સાથે સામ્ય ધરાવે છે[૯૫] વગેરે વિગતો પણ આ મતના સમર્થનમાં ધ્યાનમાં લેવાય છે.

"પેરિપ્લસ"ના રચનાકાલ વિશે વિદ્વાનો એકમત નથી એટલે જ્યાંસુધી એનો સમય સુનિશ્ચિત થાય નહિ[૯૬] ત્યાંસુધી નહપાનનો સમય નક્કી કરવામાં એ નિર્ણાયક આધાર ન ગણાય. પરંતુ વેમ કથ્ફિશના સિક્કાઓ નહપાનના રાજ્ય-વિસ્તારમાંથી પ્રાપ્ત થયા છે એ પુરાવો નહપાનનાં વર્ષ રાજ્યકાલનાં હોવાના મતને સમર્થે છે, કેમકે વેમ કથ્ફિશ એ કુષાણવંશનો પહેલો રાજા હતો, જ્યારે કણિષ્ક ત્રીજો રાજા હતો. વળી ભૂમક-નહપાન કુષાણોના, ખાસ કરીને, કણિષ્કના ઉપરાજ ન હતા એ મત પ્રતિપાદિત થયો છે,[૯૭] એટલે નહપાન વેમ કથ્ફિશના સમકાલમાં થઈ ગયો એમ સ્વીકારીએ તો એણે એના અનુગામી એવા કણિષ્કે ચલાવેલો સંવત કેવી રીતે વાપર્યો હોય એ સમજાતું નથી. અત્યાર સુધી નહપાનના સમયનું છેલ્લું વર્ષ ૪૬ અને ચાષ્ટનના સમયનું વહેલામાં વહેલું વર્ષ પર એ ગણતરીએ બધાં વર્ષો શક સંવતનાં હોવાનો મત પ્રચારમાં હતો. પરંતુ અગાઉ નોંધ્યું છે તેમ તાજેતરમાં અંધૌ ગામેથી મળેલા વર્ષ ૧૧ ના શિલાલેખથી આ મત હવે ટકી શકતો નથી, કેમકે એમ કરવા જતાં નહપાનનો અમલ ચાષ્ટનના અમલ દરમ્યાન મૂકવો પડે છે, જે મત નહપાન ચાષ્ટનનો પુરોગામી હોઈ સ્વીકારી શકાય નહિ.

આથી ચાષ્ટનના સમયના વર્ષ ૧૧ ના શિલાલેખથી સ્પષ્ટ થાય છે કે નહપાનના સમયના શિલાલેખોમાં નોંધાયેલ વર્ષ રાજ્યકાલનાં વર્ષ હોવાં જોઈએ.

જૈન અનુશ્રુતિઓમાં નહપાને ૪૦-૪૨ વર્ષ રાજ્ય કર્યું એવા ઉલ્લેખો છે,[૯૮] પરંતુ આ જૈન અનુશ્રુતિઓ નહપાનના સમયથી ખૂબ ઉત્તરકાલીન છે. વળી જૈન અનુશ્રુતિઓમાંની કેટલીક વિગતો, ખાસ કરીને વર્ષસંખ્યાને લગતી, પ્રમાણિત ન હોવાનું માલૂમ પડે છે, આથી અન્ય વધારે પ્રમાણભૂત ઉલ્લેખો સાથે બંધ ન બેસે તેવી આ વિગતો સંદિગ્ધ ગણાય. વળી એમાં ગર્દભિલ્લ વંશ પછી સીધો નહપાનનો ઉલ્લેખ કરેલો છે, આથી એનો પુરોગામી ભૂમક અનુલ્લિખિત રહી જાય છે, તેથી નહપાને ૪૦ વર્ષ રાજ્ય કર્યું હોવાની જૈન પરંપરા સહેલાઈથી સ્વીકાર્ય બનતી નથી. કેટલાક નોંધે છે તેમ અસંખ્ય પ્રમાણમાં પ્રાપ્ત થયેલા એના સિક્કાઓ એના વધુ દીર્ઘ રાજ્યઅમલનું સૂચન કરે છે.

આ ગણતરીએ નહપાનનાં જ્ઞાત વર્ષો ૪૧ થી ૪૬ ને ધ્યાનમાં લેતાં એવું સૂચવી શકાય કે નહપાને ઓછામાં ઓછાં ૪૬ વર્ષ સુધી રાજસત્તા સંભાળી હશે.

નહપાનનું રાજ્ય વર્ષ ૪૬ના અરસામાં જ પૂરું થયું હોવાનું અનુમાન ઉપલબ્ધ આધારો વડે થઈ શકે છે, અર્થાત્ આ વર્ષ એના રાજ્યના અંતિમ ભાગનું કહેવાય. એટલે એણે આશરે ઈસ્વી સન ૩૨ થી ૭૮ સુધી રાજસત્તા સંભાળી હોવાનું સંભવે.

**નહપાનની રાજધાની**

એના સમયના શિલાલેખોમાં ગોવર્ધન (નાસિક પાસે), કપૂરે આહાર ( કાપુર, મહારાષ્ટ્ર ), ચિખલપદ્ર ( ચીખલી ? ), પ્રભાસ ( હાલનું પ્રભાસ પાટણ ), ભરુકચ્છ ( હાલનું ભરૂચ ), દશપુર ( હાલનું મંદસોર ), શૂર્પારક ( હાલનું સોપારા, થાણા જિલ્લો ), રામતીર્થ ( સંભવતઃ રામકુંડ, મહારાષ્ટ્ર ), પુષ્કર (અજમેર પાસે), નાનંગોલ ( સંજાણ પાસેનું નારગોલ ), ઉજ્જન વગેરે સ્થળોનો ઉલ્લેખ છે. આ બધાંમાં કોઈ અમુક સ્થળનું વિશિષ્ટ મહત્ત્વ દર્શાવ્યું નથી. દરેક સ્થળે એક યા બીજા પ્રકારનું દાન આપ્યાનો ઉલ્લેખ છે, તેથી એ બધાં તીર્થસ્થાનો હોવાનું સૂચવાય; વહીવટી દષ્ટિએ તેઓનો ઉલ્લેખ નથી એ નોંધવું જોઈએ. આ લેખોનાં પ્રાપ્તિ-સ્થાન હાલના મહારાષ્ટ્રમાં આવેલાં છે, જ્યારે દાનનાં સ્થળો મહારાષ્ટ્ર, ગુજરાત, મધ્ય પ્રદેશ અને રાજસ્થાનમાં આવેલાં છે ( જુઓ નકશો ૨ ).

અમુક ઉલ્લેખો પરથી ઉજ્જન, મીનનગર અને ભરૂચ એ સ્થળો એની રાજધાની માટે સૂચવાયાં છે. આ ઉપરાંત શૂર્પારક, ગોવર્ધન, દશપુર, પુષ્કર વગેરેનો સંભવ પણ રાજધાનીના મથક તરીકે સૂચવાયો છે.[૯૯]

**ઉજ્જન**

तित्थोगाली पइन्नय ની ગાથા મુજબ ઉજ્જનની ગાદી ઉપર બલમિત્ર-ભાનુમિત્ર પછી નભઃસેન (નહપાન) આવ્યો.[૧૦૦] આથી ઉજ્જન નહપાનની રાજધાની હોવાનું અનુમાની શકાય. ઉપવદાતે કરેલાં દાનોમાં પણ ઉજ્જનનો સમાવેશ થાય છે, પરંતુ આ સિવાય અન્ય સીધાં પ્રમાણો પ્રાપ્ત ન થતાં હોઈ ઉજ્જન નહપાનની રાજધાની હતી એ સ્પષ્ટતઃ કહી શકાય નહિ.

**મીનનગર**

''પેરિપ્લસ''માં બે જગ્યાએ આ સ્થળનો ઉલ્લેખ છે. આમાં કંડિકા ૪૧ માંનો ઉલ્લેખ નામ્બુનુસ(નહપાન)ના સંદર્ભમાં છે.[૧૦૧] પરંતુ પૂર્વાપર સંબંધ જોતાં આ ઉલ્લેખ સ્પષ્ટતઃ સુરાષ્ટ્ર પ્રદેશના મુખ્ય નગરને જ લાગુ પડે છે, નહિ કે નામ્બુનુસના

સમસ્ત રાજ્યના પાટનગરને. આથી મીનનગર નહપાનના રાજ્યનું પાટનગર સંભવી શકે નહિ.

**ભરૂચ**

'આવશ્યકસૂત્ર–નિર્યુક્તિ' ને આધારે જાયસ્વાલ નહપાનની રાજધાની ભરૂચમાં હતી એવું સૂચવે છે,[૧૦૨] "પેરિપ્લસ"માં પણ નહપાનના રાજ્યનો જે વિસ્તાર દર્શાવ્યો છે તેમાં ભરૂચનો સમાવેશ થાય છે, પરંતુ એના સિક્કાઓનો એક મોટો સંગ્રહ મહારાષ્ટ્રના નાસિક જિલ્લાના જોગલથમ્બીમાંથી પ્રાપ્ત થયો છે, જ્યારે ભરૂચમાંથી એના સિક્કા હજી સુધી પ્રાપ્ત નથી થયા; તોપણ નહપાનનો પરાજય સાત-વાહન રાજાના હાથે થયાની નોંધ આ ગ્રંથમાં છે, જેને વાસિષ્ઠીપુત્ર પુળુમાવિના એક લેખમાંના ગૌતમીપુત્ર શાતકર્ણિએ ક્ષહરાત વંશને નિર્મૂળ કર્યાના ઉલ્લેખથી સમર્થન મળે છે. નહપાન એ ક્ષહરાત વંશનો પ્રાયઃ છેલ્લો રાજા હોવાનું મનાય છે.[૧૦૩] આથી સ્પષ્ટતઃ કહી શકાય કે ભરૂચ એ નહપાનના રાજ્યની રાજધાની હતી.[૧૦૪]

**રાજ્યવિસ્તાર**

એના રાજ્યની રાજધાની વિશે ઘણાં સ્થળોનું સૂચન થયું છે, જે પરથી એનો રાજ્યવિસ્તાર કેટલો મોટો હશે એનો સહજ ખ્યાલ આવી જાય છે. એના રાજ્યની ભૌગોલિક સીમાઓ જાણવા માટે બે સાધનો છે : સિક્કાઓનાં પ્રાપ્તિ-સ્થાનો અને શિલાલેખોનાં પ્રાપ્તિસ્થાનો તેમજ એમાં નિર્દિષ્ટ સ્થળો. અજમેર પાસેના પુષ્કરમાંથી તાંબાના થોડા સિક્કાઓ અને જૂનાગઢમાંથી ચાંદીના થોડા સિક્કાઓ મળ્યા છે. મહારાષ્ટ્રના નાસિક જિલ્લાના જોગલથમ્બીમાંથી એના ચાંદીના સિક્કાઓનો એક મોટો સંગ્રહ મળ્યો છે. આથી એવું અનુમાન થઈ શકે કે નહપાનના રાજ્યમાં હાલના મહારાષ્ટ્ર રાજ્યનો કેટલોક પ્રદેશ, સૌરાષ્ટ્ર અને ઉત્તરમાં અજમેર સુધીનો કેટલોક પ્રદેશ સમાવી શકાય.

એના સમયના શિલાલેખોમાં એનાં જમાઈ, પુત્રી અને અમાત્યે કેટલાંક સ્થળોએ દાન કર્યાનો ઉલ્લેખ છે, જે સ્થળો પ્રાયઃ એના રાજ્યમાં આવેલાં હશે. ઉજ્જનમાં દાન કર્યાનો, પુષ્કરમાં જઈ સ્નાન કર્યાનો તથા ૩,૦૦૦ ગાયો અને એક ગામ દાનમાં આપ્યાનો ઉલ્લેખ છે. આ ઉપરાંત ભરુકચ્છ, શૂર્પારક, કપૂર આહાર, પ્રભાસ, દશપુર વગેરે સ્થળોએ દાન કર્યાં હોવાની નોંધ છે.

નાસિકના (સાતવાહન રાજાઓના) શિલાલેખોમાંથીય એના રાજ્યની હદનો ખ્યાલ મેળવી શકાય છે. સુરાષ્ટ્ર, કુકુર, અપરાંત, આકરાવંતિ વગેરે પ્રદેશોને નહપાનના રાજ્યમાં સમાવી શકાય.

આમ નહપાનના રાજ્યની હદ ઉત્તરમાં અજમેર સુધી, પશ્ચિમમાં સૌરાષ્ટ્ર સુધી, પૂર્વમાં માળવા સુધી અને દક્ષિણમાં દક્ષિણ ગુજરાત અને ઉત્તર કોંકણ તેમજ અહમદનગર, નાસિક અને પૂના જિલ્લાઓ સુધી હોવાનું સંભવે (જુઓ નકશો ૨).

**ક્ષહરાત રાજ્યનો અંત**

ક્ષહરાત વંશના પ્રાપ્ત સિક્કાઓ અને શિલાલેખોમાં આ વંશના નહપાન પછીના કોઈ રાજાઓ વિશે કશી જ માહિતી મળતી નથી; સાહિત્યિક સાધનોમાંથી પણ કોઈ વિગતો પ્રાપ્ત થતી નથી. સાતવાહન કુલના એક લેખમાં ગૌતમીપુત્ર શાતકર્ણિએ ક્ષહરાત વંશને નિર્મૂળ કર્યાનો ઉલ્લેખ છે. ક્ષહરાત વંશનો છેલ્લો રાજા કાંતો નહપાન હોય કાંતો એનો કોઈ અનુગામી હોય; પણ જોગલથમ્બીમાંથી પ્રાપ્ત નહપાનના ૧૩,૨૭૦ સિક્કાઓમાંથી ૯,૨૭૦ સિક્કાઓ પર ગૌતમીપુત્ર શાતકર્ણિએ પોતાની છાપ પડાવેલી એ ઉપરથી સ્પષ્ટતઃ કહી શકાય કે ગૌતમીપુત્ર શાતકર્ણિએ ક્ષહરાત વંશને રાજા નહપાનના સમયમાં નિર્મૂળ કર્યો હોવો જોઈએ. આમ નહપાન આ વંશનો છેલ્લો રાજા હતો અને એના અંત સાથે આ વંશનો પણ અંત આવ્યો એવું સ્વાભાવિક અનુમાન કરી શકાય.

## પાદટીપો

૧. સંસ્કૃતમાં क्षत्र ના અનેક અર્થ થાય છે: પ્રદેશ, સત્તા, બળ, ક્ષત્રિય, સૈનિક, હિંસા ઇત્યાદિ (જુઓ Sir Monier-Williams સંપાદિત *A Sanskrit English Dictionary*, p. 325.). આમાંના પહેલા અર્થમાં એ ઉપરથી क्षत्रपति શબ્દ પ્રયોજાતો હતો, જેનો પ્રયોગ વાજસનેયિ-સંહિતા જેવા પ્રાચીન ગ્રંથમાં જોવા મળે છે (એજન, પૃ. ૩૨૫), પરંતુ પ્રશિષ્ટ સંસ્કૃત કે પ્રાકૃત સાહિત્યમાં આ શબ્દપ્રયોગ ક્યાંય જોવા મળતો નથી (Rapson, *Catalogue,* para 80; Bhandarkar, *Indian Antiquary,* Vol. XLVII, p. 72).

૨. ભારતના શક રાજાઓના લેખોમાં શરૂઆતમાં "क्षत्रप"નાં क्षत्रव, छत्रव કે खतप એવાં પ્રાકૃત રૂપ પ્રયોજાયેલાં જણાય છે. Sircar, *Select Inscriptions*, Book II, (No. 24) pp. 112 ff. (Nos. 61-62) pp. 165 f. etc.

૩. Rapson, *Catalogue,* Para 80; Bhandarkar, *Indian Antiquary, op. cit.,* p. 72; Sten Konow, *Modern Review,* Vol. XXIX, p. 464; K. A. Nilkanta Sastri (Ed.), *Comprehensive History of India,* Vol. II, p. 263; and Sircar, *op. cit.*, Book II, p. 112, fn. 2.

૩અ. મૂળ ઈરાનીમાં "દારયવહુષ"; ગ્રીક પરથી અંગ્રેજીમાં 'Darius'. એ બે પરથી અહીં "દારય" પ્રયોજાયું છે.

૪. મુંબઈના શ્રી. જમશીદ કાવસજી કાત્રકના પત્રમાંની વિગતોના આધારે.

૫. આ શબ્દનું મૂળ અવેસ્તામાં જોવા મળે છે. એમાં क्षथ्रपात (क्षथ्र=રાજ્ય, ઉમરાવપણું અને पात=રક્ષક, પાલક)નો ઉલ્લેખ છે. આ ઉપરથી शत्रौपन એવું પહ્લવી રૂપ પ્રયોજાયું, જે ફારસી शेहरेबननो પર્યાય છે. પહ્લવી એ જૂની ઈરાની ભાષા છે. આમાંથી દારયના ક્યુનિફૉર્મ લેખમાં क्षथ्रपावन શબ્દ વપરાયો. જ્યારે સિંકદરે દારયને હરાવી ઈરાનને ગ્રીસ સાથે જોડી દીધું ત્યારે क्षथ्रपावननुं सत्रपस (Satrapes i.e. Satrap) એવું ગ્રીક સંક્ષિપ્ત રૂપ પ્રચારમાં આવ્યું. (આ માહિતી આપવા માટે હું શ્રી. જમશીદ કાવસજી કાત્રકનો આભારી છું.)

૬. S. G. W. Benjamin, *Persia*, p. 104.

૭. જુઓ ઉપર પાદનોંધ ૧.

૮. ૫, ૬૬, ૨૬

૯. ऐतरेय ब्राह्मण, ८, ५; शतपथ ब्राह्मण, १३, १, ५, २

૧૦. જુઓ ઉપર પાદનોંધ ૫.

૧૧. ઈરાની સામ્રાજ્યના શાસનકાલ દરમ્યાન ભારતમાં ગંધાર અને સિંધુ પ્રદેશમાં આ વહીવટી શબ્દ પ્રચલિત થયો હશે, અને આગળ જતાં મૌર્ય સામ્રાજ્યના સમયમાં

એનો પ્રયોગ પ્રાયઃ લુપ્ત થયો હશે. ત્યાર પછી બાહ્લિક યવનો, શક-પહ્લવો અને કુષાણો આ દેશમાં આવ્યા–તે બધા ઈરાનમાંથી આવેલા હોઈ એમના શાસનકાળ દરમ્યાન ઈરાનનો એ વહીવટી શબ્દ ભારતના એ ભાગમાં પુનઃ પ્રચલિત થયો હોય.

૧૨. Rapson, *Catalogue*, para 86; Raychaudhuri, *Political History of Ancient India*, p. 310; Smith, *Early History of India* (1957), p. 223, Sten Konow, *Indian Historical Quarterly*, Vol. XIV, pp. 140 ff.

૧૩. Sircar 'The Śaka Satraps of Western India', *The Age of Imperial Unity*, p. 180

૧૪. જુઓ ઉપર પૃષ્ઠ ૯૯.

૧૫. Rapson, *Catalogue*, Introduction, pp. cvi ff.; D. R. Bhandarkar, *Indian Antiquary*, Vol. XLVII, p. 153, Sten Konow, *Corpus Inscriptionum Indicarum*, Vol. II, part 1, p. 67; Levi, *Journal Asiatique*, 1936, pp. 61 ff.; J. N. Banerjea, *A Comprehensive History of India*, Vol. II, p. 274; D. C. Sircar, The *Age of Imperial Uuity*, p. 179; B. N. Puri, *India under the Kushans*, pp. 21 ff.

૧૬. Sudhakar Chattopadhyay, *Early History of North India*, pp. 83 f., 105; D. C. Sircar, 'The Śaka Satraps of Western India', *The Age of Imperial Unity*, p. 180.

૧૭. *Catalogue*, Introduction, p. clxxxv

૧૮. *Lectures on Ancient Indian Numismatics*, pp. 199 f.

૧૯. Rapson, *Catalogue*, Introduction, p. cvi; Raychaudhuri, *Political History of Ancient India*, p. 310; Smith, *Early History of India*, p. 221: D. C. Sircar, *Select Inscriptions*, p. 157, n. 1; 'The Śaka Satraps of Western India', *Age of Imperial Unity*, p. 182; Banerjea, *Comprehensive History of India*, part 2, pp. 240 f.; R. S. Tripathi, *History of Ancient India*, p. 217, n. 4; Sten Konow, *Indian Historical Quarterly*, Vol. XIV, p. 140

૨૦. *Archaeological Survey of India*, Vol. V, Kanheri Inscriptions, Nos. 15, 18, 21, 28.

૨૧. જુઓ E. Senart, 'The Inscriptions in the caves at Nasik', *Epigraphia Indica*, Vol VIII, p. 83.

સેનાર્ત અહીં कुशाणનો અર્થ વધારે સ્પષ્ટ કરે છે: *Kuśaṇa* means a monthly stipend, assigned to every monk during a certain period of the year and probably to be applied for his food.' कुशाणमूल વિશે લખે છે:

...the distribution of the '*Kuśaṇamūla* appears to have been strictly parallel with that of the *chivarika* or 'money for clothes' reserved for the *Varsha* time.

૨૨. *India under the Kushans*, p. 22.

૨૩. *Ibid.*, pp. 60 f.

૨૩અ. વધુ વિગતો માટે જુઓ ડૉ. રસેશ જમીનદાર, "પશ્ચિમી ક્ષત્રપો કુષાણોના ઉપરાજ હતા?" વિદ્યાપીઠ, પુ. ૫, પૃ. ૫૬ થી; Rasesh C. Jamindar, "Were the Western Kṣratapas Viceroys of the Kuṣāṇas?", *The Journal of the Ganganatha Jha Research Institute*, Vol. XXVI, Parts 1–3, p. 103 ff.

૨૪. Senart, *Epigraphia Indica*, Vol. VIII, pp. 85 ff., No. 14 A.

૨૫. ઉષવદાત શક જાતિનો હોઈ એનો સસરો નહપાન અન્ય કોઈ જાતિનો હોવો જોઈએ એમ માની એ પહ્લવ જાતિનો હોવાની અટકળ થઈ છે (Rapson, *Catalogue*, para 84;), પરંતુ શક જાતિનાં જુદાં જુદાં કુલો વચ્ચે લગ્ન સંબંધ યોજાતો જ નહિ હોય એમ માનવું અતિશયોક્તિભર્યું છે. શક જાતિનો સ્થળવિસ્તાર અને એમની સંખ્યા-વિપુલતા જોતાં એ જાતિમાં પરસ્પર લગ્નસંબંધ યોજી શકાય તેવાં પેટાજૂથ અર્થાત્ ગોત્ર રચાયાં હોય એ તદ્દન સંભવિત છે.

૨૬. Sircar, *Select Inscriptions*, Book II, No. 86

૨૭. Thomas, *Journal of the Royal Asiatic Society*, 1906, p. 215; Satyasrava, *Sakas in India*, p. 69

૨૮. Sten Konow, *Corpus Inscriptionum Indicarum*, Vol. II, part 1, p. 16

૨૯. એટલે "ચાષ્ટનવંશ" એવા અર્થઘટન માટે જુઓ આગળ પ્રકરણ ૭.

૩૦. वसुमित्तअग्गिमित्ता सट्ठी गंधव्वया वि सयमेक्कं ।
णरवाहणा य चालं तत्तो भत्थट्ठणा जादा ॥ १५०७
भत्थट्ठणाण कालो दोण्णि सयाइं हवंति बादाला ।
तत्तो गुत्ता ताणं रज्जे दोण्णि य सयाणि इगितीसा ॥ १५०८

(उपाध्ये और जैन संपादित 'तिलोय-पण्णत्ति', पृ. ३४२)

૩૧. ડૉ. ર. માંકડ, "પશ્ચિમી ક્ષત્રપો", ઇતિહાસ-સંમેલન નિબંધ-સંગ્રહ, પૃ. ૫૨, ૫૭, ૫૯

૩૨. જુઓ ઉપર પૃ. ૧૦૩-૦૪.

૩૩. આમાં મુદ્રાલેખો અને મૃદ્ભાંડ-લેખોનોય સમાવેશ કર્યો છે.

૩૪. જુઓ પ્રકરણ ૭નું પરિશિષ્ટ. આ વંશાવળીઓમાં જ્યાં 'રાક્ષ' કે 'રામક્ષ' આવે ત્યાં અનુક્રમે 'રાજા ક્ષત્રપ' કે 'રાજા મહાક્ષત્રપ' સમજવું. જે તે રાજાનો શાસનકાલ અભિલેખોમાં નિર્દિષ્ટ વર્ષોના આધારે મૂક્યો છે.

૩૫. જુઓ રુદ્રસિંહ ૧ લાના સંદર્ભમાં.

૩૬. જુઓ આગળ પ્રકરણ ૭.

૩૬અ જુઓ *Journal of Ancient Indian History*, Vol. II, Part 1-2, pp. 104 ff.

૩૬આ જુઓ આગળ "ભૂમક અને નહપાન" વિશેની ચર્ચા.

૩૬ઇ જુઓ આગળ "રાજ્યકાલનાં વર્ષો" ઉપરની ચર્ચા.

૩૭. જુઓ આગળ ભૂમકનો સમય.

૩૮. જુઓ પરિશિષ્ટ અને પાદનોંધ.

૩૯. *EI*, Vol. VIII, p. 78 (No. 15), p. 81 (No. 11), p. 82 (No. 12), p. 85 (No. 13); *ASWI*, Vol. IV, pp. 99 ff.

૪૦. *EI*, Vol. VII, p. 57

૪૧. Rapson, *Catalogue*, No. 237–240. ભૂમકના સિક્કાઓમાં ખરોષ્ઠી અને બ્રાહ્મીમાં.

૪૨. એજન, નં. ૨૪૩–૨૫૧. નહપાનના સિક્કાઓમાં ખરોષ્ઠી અને બ્રાહ્મીમાં.

૪૩. D. C. Sircar, *Select Inscriptions*, p. 197

ડૉ. ભાઉ દાજી સૂચવે છે કે खगरात એ માગધી રૂપ છે અને સૌરાષ્ટ્રનું પ્રસિદ્ધ 'ખેંગાર' નામ તેમના મતે खगरात માંથી ઊતરી આવ્યું હોય એમ લાગે છે: *JBBRAS*, Vol. VIII (O. S.) p. 239.

૪૪. D. C. Sircar, *Ibid*, p. 120. પતિકના તક્ષશિલાના તામ્રપત્રમાં.

૪૫. *EI*, Vol. IV, p. 55, fn. 7

૪૬. *AR. ASI*, 1911-12, pp. 128 f.

૪૭. *New Indian Antiquary*, Vol. VII, p. 82, fn. 3; અને *Indian Historical Quarterly*, Vol. XIV, p. 140

૪૮. *JBBRAS*, New Series, Vol. III, p. 61

૪૯. *JRAS*, 1894, p. 549

૫૦. V. R. Deoras, *Proceedings of Indian History Congress*, Lahore Session, 1940, p. 149. તેઓ 'ક્ષહરાત'ને કુલનામ ગણાવે છે, પણ સ્પષ્ટતા કરે છે કે खरओस्त અને क्षहरात વચ્ચે કોઈ સીધો સંબંધ હોવાનું સાબિત થતું નથી.

૫૧. *IA*, 1884, p. 400; 1926, p. 178: H. C. Raychaudhury, *Political History of Ancient India*, pp. 436 & 484

૫૨. Y. R. Gupte, *IA*, 1926, p. 178. આપણાં ભારતીય નામ દેવરાત, વિષ્ણુરાત વગેરેની જેમ ક્ષહરાત એ વિશેષ નામ પણ હોય (*IA*, X, p. 225, fn. 67).

૫૩. Sircar, *op. cit.*, p. 197

૫૪. લાયક અને એનો પુત્ર પતિક: Sircar, *op. cit.*, pp. 120 f.

૫૫. ફોગલને મથુરા નજીક ગણેશરા પાસેથી આ રાજાનો એક ખંડિત શિલાલેખ મળેલો ( *JRAS*, 1912, p. 121 અને Raychaudhury, *op. cit.*, pp. 450, 484 ).

૫૬. ક્ષહરાત વંશના એક નવા રાજાના સિક્કાઓ મળ્યા છે ( જુઓ A. S. Altekar, *Journal of the Numismatic Society of India*, Vol. XII, p. 5 અને H. V. Trivedi, *Ibid*, Vol. XVII, pp. 89-90. plate 15, No. 9). સિક્કાના આધારે આ રાજા ક્ષહરાત ક્ષત્રપ અર્ત (અત) હોવાનું સૂચવાય છે. આ રાજાના પ્રાપ્ય સિક્કાના અગ્રભાગ ઉપર સિંહસ્તંભ, ધર્મચક્ર અને બ્રાહ્મીમાં લેખ છે: **क्षहरातस क्षत्रपस अतस.** પૃષ્ઠભાગ ઉપર હાથમાં પુષ્પમાળા ધારણ કરેલી દેવની આકૃતિ અને ગ્રીક લેખ છે. લેખના અક્ષરોના મરોડના આધારે આ બંને વિદ્વાનો ક્ષહરાત ક્ષત્રપ અર્તને ભૂમકના પુરોગામી તરીકે ઓળખાવે છે (એજન), પરંતુ આ રાજા ક્યાંનો હતો કે એ ભૂમક–નહપાન સાથે કયા પ્રકારનો સંબંધ ધરાવતો હતો એ વિશે ચોક્કસ માહિતી નથી. એથી આ રાજા તક્ષશિલા, મથુરા કે પશ્ચિમ ભારતનો હતો એની જાણકારી નથી. એના સત્તા–પ્રદેશ કે સમયમર્યાદા વિશે કશું જ સ્પષ્ટપણે કહી શકાય નહિ.

૫૭. ગુજરાત અને માળવામાંથી એના અલ્પ પ્રમાણમાં સિક્કાઓ મળ્યા છે. ( એના સિક્કાના વર્ણન માટે જુઓ પ્રકરણ ૭ નું પરિશિષ્ટ.) આનુશ્રુતિક સાહિત્યમાં કોઈ જગ્યાએ એનો ઉલ્લેખ નથી. એના અનુગામી નહપાનના સમયના શિલાલેખોમાંય કોઈ જગ્યાએ એના નામનો નિર્દેશ નથી.

૫૮. જુઓ ઉપર પાદનોંધ ૪૧.

૫૯. *Journal Asiatique*, Vol. XI, p. 191; Vol. XII, pp. 37–45; *A Comprehensive History of India*, Vol. II, p. 274

૬૦. *CII*, Vol. II, p. 70; *Indian Historical Quarterly*, Vol. XIV, p. 142; *A Comprehensive Histcry of India*, Vol. II, pp. 274, 276, fn. 1

૬૧. *JRAS*, 1906, p. 211

૬૨. ઉપરની પાદનોંધ ૫૯ મુજબ.

૬૩. જુઓ આગળ : **ભૂમક અને નહપાન.** ઉપરાંત Rapson, *op. cit*, para 87; Gopalachari, *Early History of Andhra Country*, p. 50

૬૪. Deoras, *op. cit.* p. 148

૬૫. કેવળ નામોના અર્થમાં રહેલા સામ્યથી બે વ્યક્તિઓ વચ્ચેની સમાનતા સાબિત થતી નથી; જેમકે કુમારગુપ્ત અને સ્કંદગુપ્ત (Raychaudhuri, *op. cit.*, p. 505). આથી નામવાચક શબ્દોના અર્થસામ્યથી ભૂમક અને ધ્સામોતિક એક જ હોવાનું સૂચિત થતું નથી.

૬૬. ભૂમક ચાષ્ટનનો પિતા છે એ મંતવ્ય સ્વીકારીએ તો ભૂમક અને નહપાન વચ્ચે કદાચ અગ્રજ-અનુજનો સંબંધ હોઈ શકે. તદનુસાર પહેલાં ભૂમક રાજા થયો હોય, પછી એનો અનુજ નહપાન રાજા થયો હોય, અને પછી નહપાનને પુત્ર ન હોય તો ગાદી ભૂમક (ધ્સામોતિક)ના પુત્રને મળી હોય, એવો ક્રમ સંભવે; તો જ ભૂમક-નહપાનનો શાસન-કાળ તેમજ ભૂમક-ચાષ્ટનનો પિતાપુત્ર સંબંધ એ બંને સંબંધ બેસે. પરંતુ ભૂમક-નહપાન ક્ષહરાત કુલના હતા અને ધ્સામોતિક-ચાષ્ટન ભિન્ન કુલના હતા. આથી આ કુલભેદને લઈનેય ઉપર્યુક્ત સમીકરણ અસ્વીકાર્ય ગણાય.

૬૭. ભૂમકના તાંબાના સિક્કાની સવળી બાજુ નહપાનના ચાંદી અને તાંબાના સિક્કાની અવળી બાજુ પર જોવામાં આવે છે (Rapson, *op. cit.*, para 87, 88). એક વ્યક્તિના સિક્કાની સવળી બાજુએ જો બીજી વ્યક્તિના સિક્કાની અવળી બાજુ હોય તો પ્રથમ વ્યક્તિ પુરોગામી ગણાય.

૬૮. Rapson, *op. cit.*, para 87 અને Gopalachari, *op. cit.*, p. 50

૬૯. જુઓ આગળ : 'રાજ્યકાલનાં વર્ષો' ઉપરની ચર્ચા.

૭૦. આ બધા ગ્રંથોમાં નહપાનનું નામ વિવિધ રીતે પ્રયોજાયેલું જોવા મળે છે: **णहवाण** (**आवश्यकसूत्र निर्युक्ति**, જુઓ પાદનોંધ ૩૬), **णहवाहन** (નહવાહન) (યતિ વૃષભાચાર્ય-વિરચિત **तिलोय-पण्णत्ति** સંપાદક: ઉપાધ્યે અને જૈન, પૃ. ૩૪૦ થી ૩૪૨, શ્લોક ૧૪૯૯ થી ૧૫૦૮); **नरवाहन** (જિનસેન, **हरिवंशपुराण**, સર્ગ ૬૦, શ્લોક ૪૯૦), **नहसेण–नहवहण–नभोवाहन** (**विचारश्रेणी**, पृ. २–३); **नरवहण** (**तपागच्छ–पट्टावलि**, શ્લોક ૬૩), **नाम्बुनस** (પેરિપ્લસ, ગુજ. અનુ., ફકરો ૪૧, પૃ. ૧૮), **नरवाहन** (*Āin–i Akbari*, Trans. H. S. Jarrett, Vol. II, p. 215 fn. 1)

૭૧. કથાની વિગતો માટે જુઓ: ભો. જ. સાંડેસરા, "જૈન આગમ સાહિત્યમાં ગુજરાત", પૃ. ૯૧-૯૨.

૭૨. એજન, પૃ. ૯૨-૯૩, ૧૯૪; Raychaudhuri, *op. cit.*, pp. 221 ff.; Sircar, *op. cit.*, Book II, Nos. 83, 84, 86 and Bhandarkar, *Early History of the Deccan*, p. 23

૭૩. ગૌતમીપુત્ર શાતકર્ણિએ નહપાનના સિક્કાઓ પર પોતાની છાપ પડાવી છે એ જોગલથમ્બીમાંથી પ્રાપ્ત સિક્કાનિધિથી જાણી શકાયું છે તેમજ વાસિષ્ઠીપુત્ર પુળુમાવિના એક લેખમાં ગૌતમીપુત્ર શાતકર્ણિએ ક્ષહરાતોને નિર્મૂળ કર્યા હોવાનો ઉલ્લેખ છે. આ બે પુરાવશેષીય હકીકતો સાહિત્યિક વિગતનું સમર્થન કરે છે.

૭૪. जक्काले वीरजिणो णिस्सेयससंपयं समावण्णो ।
तक्काले अभिसित्तो पालयणामो अवंतिसुदो ॥ १५०५ ॥
पालकरज्जं सट्ठि इगिसयपणवण्ण विजयवंसमवा ।
चालं मुरुदयवंसा तीसं वस्सा सुपुस्समित्तम्मि ॥ १५०६ ॥
वसुमित्तअग्गिमित्ता सट्ठी गंधव्वया वि सयमेक्कं ।
णरवाहणा य चालं तत्तो भत्थट्ठणा जादा ॥ १५०७ ॥
(સંપાદક : ઉપાધ્યે અને જૈન, પૃ. ૩૪૨)

૭૫. નરવાહન એ નહપાન હોવાનું મનાય છે : Deoras, *op. cit.*, p. 149

૭૬. દુષ્યંત પંડ્યા, "પેરિપ્લસ", ફકરો ૪૧, પૃ. ૧૮. મૂળ ગ્રીક રૂપ *Mambaros* છે (*JRAS*, 1946, p. 170) સ્કૉફ વગેરે *Mambanos* પાઠ સ્વીકારે છે. (જુઓ *Lalitkala*, No. 3–4, p. 13), ઉપરાંત એનાં બીજાં વિવિધ રૂપો છે : *Manbrus, Manbros, Mambarus, Mambaros, Membanes* વગેરે. જુઓ *JRAS*, 1907, p. 1043. પ્રાચીન સમયમાં જ્યારે મુદ્રણવિજ્ઞાન અસ્તિત્વમાં ન હતું ત્યારે પ્રત્યનુપ્રતિની પદ્ધતિ પ્રચલિત હતી. આથી નામના મૂળ રૂપમાં ફેરફાર થવાનો સંભવ રહેતો. તેથી આ નામનાં વિવિધ રૂપો પણ તદનુસાર સંભવિત છે.

૭૭. જુઓ ઉપર પૃ. ૧૦૯ અને નીચે પાદનોંધ ૮૦.

૭૮. *JBORS*, Vol. I, p. 102; *IA*, 1917, p. 152. fn. 58; *IHQ*, Vol. XIV, 143. હરિવંશ પુરાણમાં આપેલી કાલગણનામાં મૌર્ય વંશ માટે ૪૦ વર્ષનો અતિટૂંકો ગાળો આપ્યો છે તે અને નહપાન પછી ૨૮૦ વર્ષે ગુપ્તવંશ શરૂ થાય છે તે ધ્યાનમાં રાખી આમ સૂચવાયું લાગે છે, પરંતુ મૌર્યોની બાબતમાં આ કાલગણના તર્કશુદ્ધ જણાતી નથી અને તેથી નહપાનના સમય વિશેની અટકળ પણ શંકાસ્પદ જણાય છે.

૭૯. Pargiter, *Dynasties of the Kali Age*, p. 49; Satyasrava, *Sakas in India*, p. 62 અને *IHQ*, Vol. XIII, p. 201

૮૦. એમ. લોયરે નામ્બુનસ એ નહપાન હોવાનું સૂચવ્યું છે (*JA*, July–August 1897, pp. 120 ff.) ઉપરાંત જુઓ Schoff, *JRAS*, 1917, p. 829; Sten Konow, *IHQ*, Vol. XIV, p. 14. 'પેરિપ્લસ'નો સમય સામાન્ય રીતે પહેલી સદીના ઉત્તરાર્ધનો માનવામાં આવે છે. એ સમયમાં પશ્ચિમ ભારતના જે રાજવંશો થઈ ગયા તે પૈકી સાતવાહન રાજાઓમાંથી નામસામ્યની રીતે કોઈનેય નામ્બુનુસ સાથે સરખાવી શકીએ એમ નથી. (જુઓ Karl Khandalawala, *Lalit Kala*, No. 3–4, p. 13.) તો વળી ચાષ્ટનાદિ રાજાઓમાંથી પણ કોઈને નામ્બુનુસ સાથે સરખાવી ન શકાય, કેમકે 'પેરિપ્લસ'માં આ વંશનો ઉલ્લેખ નથી તેમજ એનો રચનાકાળ પણ ચાષ્ટનાદિ વંશો સાથે બંધ બેસતો નથી, એટલે આ રાજા ક્ષહરાત વંશનો હોવાનું કહી શકાય. ભૂમકનો રાજ્ય-વિસ્તાર સુનિશ્ચિત નથી તેમ વિસ્તૃત પણ નથી. એટલે છેક કલ્યાણ સુધી જેનું રાજ્ય વિસ્તરેલું હોય તેવો રાજા તો નહપાન છે, એટલે એ જ નામ્બુનુસ હોવાનો મત વધારે સંભવિત જણાય છે.

૮૧. સ્કૉફ એનો રચનાકાળ ઈ.સ. ૭૦ અને ૮૯ વચ્ચે મૂકે છે (*JRAS*, 1917, p. 830). મૅકક્રિન્ડલના મતે તે ઈ.સ. ૮૦ થી ૮૯ (*IA*, Vol VIII, p. 108) અને કેનેડીના મતે ઈ.સ. ૭૦-૭૧ (*JRAS*, 1918, pp. 111-112) છે. ઘોષના મતે ઈ.સ. ૯૦માં (*IHQ*, Vol. VII, p. 112) રચનાકાળ પૂરો થયો છે. કાર્લ ખંડાલાવાલા ઈ.સ. ૫૦ થી ૬૫ સૂચવે છે (Khandalawala, *op. cit*, p. 15).

૮૨. જુઓ ઉપર્યુક્ત પાદનોંધ. પરંતુ રમેશચંદ્ર મજુમદાર વગેરે વિદ્વાનો 'પેરિપ્લસ'ને ઈસુની ત્રીજી સદીમાં મૂકે છે (*IHQ*, Vol. XXXVIII, No. 2-3, pp. 89-97.) ડૉ. મજુમદાર નામ્બુનુસ એ નહપાન નથી એવો મત ધરાવે છે (એજન, પૃ. ૯૪), પણ તો પછી નામ્બુનુસ એ કયો રાજા છે એ સૂચવતા નથી, એટલે એમના મતની આ એક નબળી કડી ધ્યાનમાં લેતાં એમનો મત સ્વીકાર્ય બનતો નથી.

૮૩. જુઓ Satyasrava, *op. cit.*, p. 55.

૮૪. એજન, પૃ. ૫૫ થી ૫૭

૮૫. R. B. Pandey, *Indian Paleography*, pp 195-196

૮૬. *JRAS*, 1926, pp. 643 ff.; *EI*, Vol. XIV, p. 137; *Early History of the Deccan*, pp. 20-25, 101; *JBBRAS*, 1927, p. 66

૮૭. દા.ત. (૧) નહપાનના રાજ્યનો અંત, (૨) ક્ષહરાત વંશનો અંત, (૩) ચાષ્ટનનાં ક્ષત્રપ તરીકે રાજ્યારોહણ અને શાસનકાલ તેમજ મહાક્ષત્રપ તરીકે રાજ્યારોહણ અને શાસનકાલ, (૪) જયદામાનાં ક્ષત્રપ તરીકે રાજ્યારોહણ અને શાસનકાલ, (૫) રુદ્રદામાનો ક્ષત્રપ તરીકેનો રાજ્યઅમલ વગેરે. આ બધા બનાવો માટે છ વર્ષનો ગાળો ટૂંકો ગણાય, છતાં તદ્દન અસંભવિત પણ ન ગણાય. ચાષ્ટનના સમયનો અંધૌનો વર્ષ ૧૧ નો લેખ મળ્યા પછી હવે આ મૂંઝવણ દૂર થઈ છે, કેમકે નહપાનના સમયના લેખોમાંનાં વર્ષ રાજ્યકાલનાં ગણતાં ટૂંકા ગાળાનો પ્રશ્ન રહેતો નથી.

૮૮. V. V. Mirashi, "The Date of Nahapāna", *Journal of Indian History*, Vol. XLIII, part 1, pp, 111 ff.

૮૯. Rapson, *op. cit.*, para 89; A. M. Boyer, *JA*, 1897, pp. 120 ff; Bhandarkar, *IA*, 1918, pp. 76-78; Raychaudhury, *op. cit.*, pp. 488 f.; Srikant Shastri, *Journal of Bombay Historical* Society, Vol. I, part I, pp. 135 ff. etc.

૯૦. જુઓ "Andhau Inscription of Caṣṭana, Saka 11", JAIH, Vol. II, Nos. 1-2, pp. 104

૯૧. એજન, પૃ. ૧૦૯

૯૨. ભૂમક અને નહપાનના તાંબાના સિક્કા ગોળ છે, જ્યારે ચાષ્ટન અને જયદામાના સિક્કા ચોરસ છે. ભૂમક અને નહપાનના તાંબાના સિક્કાના અગ્રભાગમાં ખરોષ્ઠી લિપિમાં રાજાનું નામ છે, જ્યારે ચાષ્ટન અને જયદામાના તાંબાના સિક્કાના અગ્રભાગમાં ગ્રીક લિપિ

અને ભાષામાં લખાણ છે. ચાષ્ટન અને જયદામાના તાંબાના સિક્કાના પૃષ્ઠભાગમાં સૌ પ્રથમવાર પર્વતાદિ ચિહ્નો છે. આ ઉપરાંત નહપાનના ચાંદીના સિક્કામાં અગ્રભાગે રાજાનું ઉત્તરાંગ સૌ પ્રથમ વાર જોવા મળે છે, જે પછી ચાષ્ટન અને એના વંશજોના ચાંદીના સિક્કાઓમાં એકધાર્યું ચાલુ રહેલું છે. ચાષ્ટનના સિક્કામાંના પૃષ્ઠભાગ ઉપરનાં પર્વતાદિ ચિહ્નો નહપાનના તાંબા કે ચાંદીના સિક્કામાં નજરે પડતાં નથી. આથી નહપાન અને ચાષ્ટન વચ્ચેનો પુરોગામી–અનુગામીનો સંબંધ વધારે સ્વાભાવિક લાગે છે.

૯૩. Ghosh, *IHQ*, Vol, VII, p. 122; Gopalachari, *op. cit.*, pp. 53–59. Alteker, *Proceedings of the Indian History Congress*, Nagpur Session, 1950, pp. 39–42. Sudhakar Chattopadhyaya, *op. cit.*, pp. 43–47; Karl Khandalawala, *op. cit.*, pp. 16–25.

૯૪. Deoras, *op. cit.*, pp. 152–153. વિમ કફ્કિસ=Wema Kadphises II

૯૫. *A Comprehensive History of India*, Vol. II, p. 274

૯૬. 'પેરિપ્લસ'નો રચનાકાલ એમાં નિર્દિષ્ટ રાજાઓના શાસનકાલને આધારે અને એ રાજાઓનો સમયનિર્ણય 'પેરિપ્લસ' પરથી નિશ્ચિત કરવાનો પ્રયત્ન હંમેશ થયા કર્યો છે, જે બીજાંકુરચક્ર (argument in a circle) જેવો હોઈ હમેશાં ચર્ચાસ્પદ જ રહે છે. આથી પેરિપ્લસનો આધાર નહપાનના શાસનકાલને જાણવામાં સહાયભૂત થતો નથી.

૯૭. જુઓ ઉપર "ક્ષત્રપો કુષાણોના ઉપરાજ હતા ?" એ વિશેની ચર્ચા.

૯૮. પટ્ટાવલી ગાથામાં ૪૦ વર્ષનો ઉલ્લેખ છે. (જુઓ *JBORS*, 1930, p. 283.) જિનસેનનું હરિવંશ પુરાણ ૪૨ વર્ષ નોંધે છે. (જુઓ *Lalit Kala*, op. cit., p. 15. ઉપરાંત જુઓ Jyotiprased Jain, *The Jain Sources of the History of Ancient India*, Appendix. A)

૯૯. *EI*, Vol. VIII, p. 86.; *IA*, Vol. XLVII, p. 71. જોકે રાજધાનીના મથકને સ્થાને ખરી રીતે આ સ્થળોનો ઉલ્લેખ જિલ્લાનાં મથકો તરીકે થયેલો હોવાનો સંભવ રજૂ કરી શકાય.

૧૦૦. મુનિ કલ્યાણવિજય, **वीर निर्वाण संवत् और जैन कालगणना**, પૃ. ૫૬–૫૮

૧૦૧. પેરિપ્લસ, કંડિકા ૩૮ અને ૪૧

૧૦૨ *JBORS*, 1230, p. 290

૧૦૩. એના સમયના શિલાલેખોમાં એનાં જમાઈ–દીકરીના અનેક ઉલ્લેખ આવે છે, જ્યારે એના કોઈ પુત્રનો ઉલ્લેખ આવતો નથી એ પરથી પ્રાયઃ એ અપુત્ર હોવાનું કહી શકાય.

૧૦૪. નહપાનના સમયના શિલાલેખો અને એના સિક્કાઓનાં પ્રાપ્તિસ્થાનો ઉપરથી એની રાજસત્તાનું વડું મથક મહારાષ્ટ્રમાં હોય એ પણ સંભવે. પણ શિલાલેખો તો ઉષવદાતે કોતરાવ્યા છે અને એ પણ માત્ર ગુફાદાનને લગતા હોઈ પશ્ચિમ ઘાટના ડુંગરોમાંથી મળ્યા છે. વળી ઉષવદાત માટે ક્યાંય કોઈ અધિકારસૂચક વિશેષણ વપરાયું નથી. એણે દાન તો નાસિકથી માંડી પુષ્કર સુધીના વિસ્તારમાં દીધેલાં, પણ પશ્ચિમ ઘાટના પ્રદેશમાં શૈલગૃહોનાં દાન દીધેલાં હોઈ એ જળવાઈ રહ્યાં છે અને લેખ ત્યાં કોતરેલા છે, જ્યારે અન્યત્ર આવાં દાન વિશે માહિતી મળતી નથી.

## પ્રકરણ ૭

# પશ્ચિમી ક્ષત્રપો (ચાલુ)

## ૩. ચાષ્ટન વંશ

પશ્ચિમી ક્ષત્રપોનાં છ કુલોમાં ક્ષહરાત વંશ પછી કાર્દમક વંશના નામથી પ્રખ્યાત એક મોટું કુલ આવે છે. આ વંશનો પહેલો જ્ઞાત પુરુષ ય્સામોતિક અને છેલ્લો જ્ઞાત પુરુષ વિશ્વસેન હોવાનું સંભવે છે.

મોટા ભાગના ઐતિહાસિકો ચાષ્ટનાદિ રાજાઓ કાર્દમક કુલના છે એવું કન્હેરી ગુફાલેખને આધારે માને છે.[૧] આ લેખમાં રુદ્ર(દામા)ની પુત્રી પોતાને "કાર્દમક" વંશની હોવાનું જણાવે છે.[૨]

આ कार्दमक નામ 'કર્દમા' નદી ઉપરથી પડયું હોવાની અટકળ વિદ્વાનોએ ગણપતિ શાસ્ત્રીની अर्थशास्त्र પરની ટીકાને આધારે કરી હોવાનું જણાય છે.[૩]

આ બે હકીકતોને સાંકળીને વિદ્વાનોએ ઈરાનથી આવેલા શકો કર્દમા નદીના રહેવાસી હોવાની અટકળ કરી એમના વંશને "કાર્દમક વંશ" તરીકે ઓળખાવ્યો છે.[૪]

કલ્હણની राजतरंगिणीમાં कर्दमराज એવો ઉલ્લેખ છે[૫] અને મહાભારતના વિરાટપર્વમાં कर्दमिल નામના સ્થળનો નિર્દેશ છે.[૬] આ બે વિગતોના આધારે બ્યૂલર 'कार्दमकराज' એ પશ્ચિમી ક્ષત્રપોનું બિરુદ હોવાનું સૂચવે છે,[૭] પરંતુ राजतरंगिणीમાંનું 'कर्दमराज' એ તો વ્યક્તિગત નામ છે અને તેથી એના આધારે વંશનું સૂચન થઈ શકે નહિ.[૮]

સત્યશ્રાવના મતે ગુજરાતમાં આવેલો હાલના સિદ્ધપુરની આસપાસનો પ્રદેશ પ્રાચીન કાળમાં कर्दम પ્રદેશ તરીકે ઓળખાતો, કેમકે અહીં કર્દમ ઋષિનો આશ્રમ હતો; તેથી 'કાર્દમક' એ પ્રદેશનું નામ છે, વંશનું નથી; ત્યાં રુદ્રદામાના પૂર્વજો રાજ્ય કરતા હતા.[૯] પંરતુ એમની આ દલીલ સ્વીકાર્ય બનતી નથી, કેમકે

સિદ્ધપુરનું પ્રાચીન નામ તો શ્રીસ્થલ હતું.[૧૦] વળી સિદ્ધપુરમાંથી કે એની આસ-પાસમાંથી હજી સુધી ક્ષત્રપકાલના કોઈ અવશેષ મળ્યા નથી.

રામાયણના ઉત્તરકાંડમાં એક રાજવંશને कार्दमेय કે कार्दम નામે ઓળખાવ્યો છે. તેઓ કર્દમ પ્રજાપતિના વંશજો હતા અને બાહ્લિક (અર્વાચીન બલ્ખ) ઉપર રાજ્ય કરતા હતા.[૧૧] આ ઉલ્લેખોથી રાયચૌધરી ઈરાનમાં આવેલી 'કર્દમા' નદીને 'ઝરફશન' નદી સાથે સરખાવે છે,[૧૨] જે સમરકંદ પ્રદેશની મોટી નદી હોવાનું જણાય છે. પ્રાચીન કાલમાં આ નદી આમૂદરયા નદીની એક શાખા હતી, જે પછીના સમયમાં કારાકુલ સરોવર આગળ રેતીમાં લુપ્ત થઈ ગઈ.[૧૩] તુર્કસ્તાનના નકશામાં આ નદીને ૪૦° અને ૪૧° પૂ. રેખાંશ તેમ જ ૬૪° અને ૭૨° ઉ. અક્ષાંશ વચ્ચે વહેતી દર્શાવી છે.[૧૪] ઝરફશન નદીનું આ સ્થાન ધ્યાનમાં રાખતાં અને મધ્ય એશિયામાં થયેલી ઊથલપાથલથી સિરદરયા અને આમૂદરયા નદી વચ્ચે ભટકતી શક ટોળીઓને ત્યાંથી ખસવું પડ્યું એ ધ્યાનમાં લેતાં આ નદી એ કર્દમા નદી હોવાની રાયચૌધરીની અટકળને સમર્થન મળે છે

તાજેતરમાં ઉત્ખનન દ્વારા પ્રાપ્ત થયેલ દેવની મોરીના બૌદ્ધ સ્તૂપના પેટાળમાંથી મળી આવેલ શૈલસમુદ્‌ગક પરના ઐતિહાસિક ભાગવાળા લખાણમાં "કથિક નૃપોના ૧૨૭મા વર્ષે રાજા રુદ્રસેન રાજ્ય કરતો હતો ત્યારે" એવો ઉલ્લેખ છે.[૧૫] આથી આ રાજા રુદ્રસેન કથિક વંશનો હતો એવી અટકળ થઈ. તો પ્રશ્ન એ ઉપસ્થિત થાય કે ચાષ્ટન વંશના રુદ્રસેન નામના ચાર રાજાઓ પૈકીનો કોઈ રુદ્રસેન અને આ રાજા રુદ્રસેન એક હોઈ શકે ? એમ હોય તો ચાષ્ટન વંશના રાજાઓ કથિક વંશના ગણાય. તો વળી બીજો પ્રશ્ન એ થાય કે 'કાર્દમક વંશ' અને 'કથિક વંશ' પણ ભિન્ન વંશો હોય કે એક? હજી આ પ્રશ્નો વણઉકલ્યા રહે છે.[૧૬]

આ ચર્ચાથી ચાષ્ટન વંશના રાજાઓ 'કથિક' હોય કે ન હોય, 'કાર્દમક' હતા એ મત વધારે સ્વીકાર્ય બને છે, પરંતુ કન્હેરી લેખમાં ઉલ્લિખિત રાજા रुद्र એ રુદ્રદામા ૧ લો એમ નિશ્ચિત રીતે કહેવું મુશ્કેલ છે અને ત્યાંસુધી એમાં નિર્દિષ્ટ 'કાર્દમક' નામ ચાષ્ટન વંશના સંદર્ભમાં પ્રયોજવું ઉચિત જણાતું નથી.

આથી ક્ષહરાત વંશ પછીના આ રાજાઓમાંના પહેલા રાજા ચાષ્ટનના નામ ઉપરથી એમને चाष्टनवंशના રાજાઓ તરીકે ઓળખવા વધારે યોગ્ય જણાય છે.[૧૭]

तिलोय-पण्णत्ति ગ્રંથમાં चाष्टनનો ઉલ્લેખ છે. ગ્રંથની છાપેલી આવૃત્તિમાં मत्थट्ठणाण એવો પાઠ છે,[૧૮] જ્યારે રા. બ. હીરાલાલે मच्छट्ठणा (मत्थट्ठणा) ને બદલે

मृत्यान्ध्रा (आन्ध्रमृत्या) એવો પાઠ આપ્યો છે,[૧૯] જે સ્વીકાર્ય જણાતો નથી. સત્યશ્રાવ मच्छदट्ठणाण એવો પાઠ આપે છે,[૨૦] જ્યારે જ્યોતિપ્રસાદ જૈન मद्रचष्टनाः એવું સંસ્કૃત રૂપ પ્રયોજે છે.[૨૦અ] આ બંને રૂપો સ્વીકાર્ય બને છે. આ નામ અહીં બહુવચનમાં છે તેથી એ વંશનું સૂચન કરે છે. આથી ઉપર્યુક્ત અનુમાનને સમર્થન મળે છે.

ચાષ્ટન કુલની સળંગ વંશાવળી વિશ્વસેન સુધી છે અને એમાં કુલ ૨૦ રાજાઓ થયા હોવાનું જાણવા મળે છે. આરંભના ચારેક રાજાઓને બાદ કરતાં પછીના બધા રાજાઓના વર્ષવાળા સિક્કાઓ, કેટલાક રાજાઓના શિલાલેખો અને તેઓમાંના એક–બેમાં આપેલી વંશાવળી એ આ રાજાઓની વંશાવળી અને સાલવારી નિશ્ચિત કરવાનાં ઉપયોગી સાધનો છે. સાહિત્યમાં આ વંશ વિશે ખાસ કોઈ માહિતી નથી.

तिलोय-पण्णत्तिમાં ચાષ્ટન વંશે ૨૪૨ વર્ષ રાજ્ય કર્યું એવો ઉલ્લેખ છે. આ સમયાવધિ વિશ્વસેન સુધીની કે રુદ્રસિંહ ૩ જા સુધીની ગણવી એ સંદિગ્ધ રહે છે. જિનસેનના હરિવંશ પુરાણ( ૬૦, ૪૯૦–૯૧ )માં પણ ૨૪૨ વર્ષનો ઉલ્લેખ છે. બન્નેમાં નહપાનનાં ૪૦ વર્ષનો અલગ ઉલ્લેખ છે. આમ કુલ ૨૮૨ વર્ષ થાય. પુરાણોમાં શકોના રાજવંશનાં ૩૦૦ વર્ષ ગણાવ્યાં છે.[૨૧] એમાં નહપાનનો અલગ ઉલ્લેખ નથી. આમ ત્રણેય સાહિત્યિક ઉલ્લેખો સમયાવધિની બાબતમાં એકબીજાનું સમર્થન કરે છે. સિક્કાલેખો અને શિલાલેખોથી પશ્ચિમી ક્ષત્રપોનો શાસનકાળ ત્રણ સદી જેટલો હોવાનું અગાઉ નોંધ્યું છે, જે સાહિત્યિક નિર્દેશોને સમર્થન આપે છે.

**ચાષ્ટન**

સિક્કાઓ પરથી આ રાજાની તેમજ એના પિતાની માહિતી સાંપડે છે. શિલાલેખો એના પિતાની અને એના સમયની માહિતી પૂરી પાડે છે. ટોલેમીની ભૂગોળ એની રાજધાની ઉપર પ્રકાશ ફેંકે છે. મથુરા મ્યુઝિયમમાં સંગૃહીત એનું આખા કદનું ( મસ્તક વિનાનું ) બાવલું એના પડછંદ વ્યક્તિત્વનો ખ્યાલ આપે છે.

અભિલેખોથી સ્પષ્ટ થાય છે કે એના પિતાનું નામ ય્સામોતિક[૨૨] હતું. ય્સામોતિકના સિક્કા કે શિલાલેખો સાંપડ્યા નથી, તેથી એના શાસન વિશે કશી જ માહિતી મળતી નથી. આમ આ રાજવંશનો સ્થાપક ય્સામોતિકનો પુત્ર ચાષ્ટન હોવાનું સ્પષ્ટ થાય છે.

ચાષ્ટનના તાંબાના[૨૩] અને ચાંદીના સિક્કાઓ મળ્યા છે. ચાંદીના સિક્કા ક્ષત્રપ અને મહાક્ષત્રપ એમ ઉભય પ્રકારના છે. ક્ષત્રપ તરીકેના એના સિક્કાઓના

બે પ્રકાર છે. બંને પ્રકારના અગ્રભાગમાં રાજાની મુખાકૃતિ અને ગ્રીક લેખ છે, પણ પૃષ્ઠભાગમાં થોડો ફેર છે. એક પ્રકારમાં મધ્યમાં તથા ડાબી તરફ ચંદ્રકલા અને જમણી તરફ સૂર્ય તેમજ વૃત્તાકારે ખરોષ્ઠી અને બ્રાહ્મીમાં લખાણ છે, તો બીજામાં વચ્ચે ત્રિકૂટ પર્વત, એની ટોચે અને ડાબે ચંદ્રકલા તેમજ જમણે સૂર્ય અને નીચેના ભાગમાં નદી સૂચવતી રેખા અને ખરોષ્ઠી તથા બ્રાહ્મીમાં લેખ છે. એના મહાક્ષત્રપ તરીકેના સિક્કા એના જ ક્ષત્રપ તરીકેના બીજા પ્રકારના સિક્કા સાથે સામ્ય ધરાવે છે.

**ચાષ્ટન – કુષાણ સૂબો ?**

સાતવાહન રાજા ગૌતમીપુત્ર શાતકર્ણિના હાથે થયેલા નહપાનના પરાજય પછી ક્ષહરાતોએ ગુમાવેલો પ્રદેશ સાતવાહનો પાસેથી પાછો મેળવવા કુષાણોએ ચાષ્ટનને દક્ષિણ–પશ્ચિમ ભારતના પ્રાંતો ઉપર સૂબા તરીકે નીમ્યો હોવાની અટકળ દિનેશચંદ્ર સરકાર વગેરેએ કરી છે,[૨૪] પરંતુ એ માટે કોઈ સીધા પુરાવાઓનો ઉલ્લેખ એમણે કર્યો નથી તેમજ પશ્ચિમી ક્ષત્રપોએ કુષાણોની રાજનિષ્ઠા સ્વીકારી ન હતી તેથી ચાષ્ટન કુષાણોનો સૂબો હતો એ મંતવ્ય નિરાધાર ઠરે છે.

**એનો સમય**

કચ્છ જિલ્લાના અંધૌમાંથી પ્રાપ્ત થયેલા ચાષ્ટનના સમયના ચાર શિલાલેખોમાં વર્ષ પર છે.[૨૫] સામાન્ય રીતે આ કુળના રાજાઓના સિક્કાઓમાં અને શિલાલેખોમાં નિર્દિષ્ટ વર્ષો શક સંવતનાં હોવાનો મત સર્વમાન્ય છે. આ ગણતરીએ વર્ષ પર બરોબર ઈ.સ. ૧૩૦–૩૧ આવે. આથી એની સત્તાની શરૂઆત એ પૂર્વે એટલે કે ઈ.સ. ૮૯ પહેલાં થઈ હોવાનું અનુમાની શકાય.

આ યષ્ટિલેખોમાં ચાષ્ટન માટે ક્ષત્રપ કે મહાક્ષત્રપ એવું કોઈ બિરુદ આપવામાં આવ્યું નથી, પરંતુ એમાંના 'રાજા ચાષ્ટન ય્સામોતિકપુત્રના (અને) રાજા રુદ્રદામા જયદામપુત્રના' શબ્દ પ્રયોગ પરથી ત્યારે ચાષ્ટન મહાક્ષત્રપ અને રુદ્રદામા ક્ષત્રપ હોવાનું સૂચિત થાય છે.

અંધૌ ગામેથી તાજેતરમાં પ્રપ્ત થયેલા ચાષ્ટનના સમયના વર્ષ ૧૧ ના શિલાલેખમાં એને માત્ર ક્ષત્રપ તરીકે ઓળખાવ્યો છે, એટલે એ શક વર્ષ ૧૧ અર્થાત્ ઈસ્વી સન ૮૯ માં ક્ષત્રપ હતો એ પુરવાર થાય છે. શક વર્ષ પર ના લેખોમાં એને "રાજા" કહ્યો છે. વળી સિક્કાઓમાં એને "રાજા ક્ષત્રપ" અને "રાજા મહાક્ષત્રપ" કહ્યો છે. આ રાજા કુષાણ સમ્રાટ કણિષ્ક પહેલાનો ઉપરાજ

કે સૂબો હોય અને એણે ૧૧ વર્ષ જેટલા ટૂંકા ગાળામાં પણ કણિષ્કે પ્રવર્તાવેલો સંવત અપનાવ્યો હોય એ ભાગ્યેજ સંભવે છે. ઘણું કરીને શક સંવત શક જાતિના જણાતા ચાષ્ટનના રાજ્યકાલના આરંભથી જ શરૂ થયો લાગે છે. આ ગણતરીએ એનો શાસનકાલ ઈ. સ. ૭૮ થી ૧૩૦ સુધીનો હોઈ શકે.

ટૉલેમીની ભૂગોળ અનુસાર એ સમયે ઉજ્જનની ગાદી ઉપર ચાષ્ટન રાજ્ય કરતો હતો. આ ગ્રંથનો રચનાકાળ ઈ.સ. ૧૪૦ નો મનાય છે.[૨૬] આથી એ સ્પષ્ટ થાય છે કે ચાષ્ટન ૧૪૦ માં પણ સત્તાધીશ હતો. વળી એના પૌત્ર મહાક્ષત્રપ રુદ્રદામાનો જૂનાગઢનો શૈલલેખ વર્ષ ૭૨ (ઈ.સ. ૧૫૦-૫૧)નો છે, એટલે એમ કહી શકાય કે ચાષ્ટનની રાજકીય કારકિર્દીનો અંત ઈ.સ. ૧૪૦ અને ૧૫૦-ની વચ્ચે કોઈક સમયે, ખાસ કરીને ૧૪૦ પછી ટૂંક સમયમાં જ, આવ્યો હોય.

**રાજધાની અને રાજ્યવિસ્તાર**

માત્ર ટૉલેમીની ભૂગોળમાં એની રાજધાની ઉજ્જનમાં હતી એવો એક ઉલ્લેખ છે, એટલે આ સાહિત્યિક આધાર પરથી અનુમાન તારવવું રહ્યું. એના સમયના શિલાલેખો કચ્છમાંથી મળ્યા છે, જેથી એવું માની શકાય કે પશ્ચિમમાં કચ્છથી પૂર્વમાં ઉજ્જન સુધી એનું રાજ્ય વિસ્તરેલું હતું. ઉત્તરે અને દક્ષિણે એની હદ ક્યાંસુધી વિસ્તરેલી હતી એ ચોક્કસપણે જાણી શકાયું નથી. એમ છતાં રુદ્રદામાના શૈલલેખમાં નિર્દિષ્ટ એની સત્તા નીચેના પ્રદેશોમાંના ઘણા[૨૭] અગાઉ સાતવાહન રાજા ગૌતમીપુત્ર સાતકર્ણિની સત્તા હેઠળ હતા; ક્ષહરાતોએ ગુમાવેલા આ પ્રદેશોમાંથી કેટલાક જીતી લઈ ચાષ્ટને રાજ્ય સ્થાપ્યું ત્યારે શૈલલેખમાં જણાવેલા ઘણાખરા પ્રદેશો રુદ્રદામાની મદદથી ચાષ્ટને પ્રાપ્ત કર્યા હશે. આ અનુસાર રાજા મહાક્ષત્રપ ચાષ્ટન અને પ્રાયઃ ખાસ કરીને રાજા ક્ષત્રપ રુદ્રદામાના અને/અથવા રાજા મહાક્ષત્રપ રુદ્રદામાના સમયમાં ચાષ્ટન રાજ્યનો વિસ્તાર પૂર્વમાં આકરાવંતિ (પૂર્વ-પશ્ચિમ માળવા), પશ્ચિમમાં કચ્છ-સુરાષ્ટ્ર, ઉત્તરે અપરાંત (હાલનું રાજસ્થાન), અને દક્ષિણે અનૂપ (નર્મદા કાંઠા) સુધી હોવા સંભવે છે. આમ ચાષ્ટનની રાજ્યવિસ્તારની પ્રવૃત્તિમાં રાજા ક્ષત્રપ રુદ્રદામાનો અગત્યનો ફાળો હોવો જોઈએ.

**જયદામા**

એ ચાષ્ટનનો પુત્ર હતો. એની જાણકારી કેટલાક શિલાલેખોમાંથી[૨૮] મળે છે. એના પોતાના સિક્કા મળ્યા છે,[૨૯] પણ એમાં માત્ર એનું જ નામ છે. એના સિક્કાઓ અને એના વંશજોના શિલાલેખો એને 'રાજા', 'ક્ષત્રપ' અને 'સ્વામી'

તરીકે ઓળખાવે છે. આથી એવું અનુમાની શકાય કે એ મહાક્ષત્રપનું પદ મેળવી શક્યો ન હતો. આ ઉપરથી ભગવાનલાલ ઇંદ્રજી વગેરે[30] વિદ્વાનો એવી અટકળ કરે છે કે એના રાજ્યકાળ દરમ્યાન આંધ્ર રાજાઓએ ચડાઈ કરી ચાષ્ટન-વંશી રાજ્યને નુકસાન પહોંચાડયું હોય; પરંતુ આ અટકળ સ્વીકાર્ય લાગતી નથી, કેમકે સામાન્યતઃ પશ્ચિમી ક્ષત્રપ રાજાઓમાં ક્ષત્રપો મહાક્ષત્રપોના મદદનીશ રાજા તરીકે અધિકાર ભોગવતા હતા. રાજા મહાક્ષત્રપ ચાષ્ટનના મદદનીશ તરીકે રાજા ક્ષત્રપ જયદામાનો ઉત્તરાધિકાર રાજા ક્ષત્રપ રુદ્રદામાને મળ્યો જણાય છે; અર્થાત્ મહાક્ષત્રપ ચાષ્ટનનો ઉત્તરાધિકાર મહાક્ષત્રપ રુદ્રદામાને પ્રાપ્ત થયો એ પહેલાં 'ક્ષત્રપ' તરીકેનો જયદામાનો અધિકાર રુદ્રદામાને મળ્યો હતો, તેથી જયદામા એના પિતાની પહેલાં અર્થાત્ ક્ષત્રપાવસ્થામાં જ અકાળ અવસાન પામ્યો હોય અને એનો ક્ષત્રપ તરીકેનો અધિકાર એના પછી એના પુત્ર રુદ્રદામાને મળ્યો હોય તેમજ ચાષ્ટનનો મહાક્ષત્રપ તરીકેનો અધિકાર તેથી ઉત્તરાધિકારી તરીકે સીધો એના પૌત્ર રુદ્રદામાને મળ્યો હોય, એ ઘણું સંભવિત લાગે છે.

**સમય**

એના પિતાની હયાતીમાં જ 'મહાક્ષત્રપ' તરીકેનું પદ પામ્યા વિના એ પ્રાયઃ અકાળ અવસાન પામ્યો હોઈ સ્વતંત્ર રાજા તરીકેનું કોઈ મહત્ત્વ એનું જણાતું નથી. એ ક્યારે 'ક્ષત્રપ' નિમાયો અને ક્યારે મૃત્યુ પામ્યો એ જાણવાનાં કોઈ સાધન ઉપલબ્ધ નથી. અંધૌના યષ્ટિલેખોથી સ્પષ્ટ થાય છે કે રુદ્રદામા ઈ.સ. ૧૩૦ માં ક્ષત્રપનો હોદ્દો ભોગવતો હતો એટલે એના પિતા જયદામાનું ક્ષત્રપપદ (અને જીવન) એ સમય પહેલાં સમાપ્ત થઈચૂકયું હતું. રુદ્રદામા ઈ.સ. ૧૩૦ માં ક્ષત્રપપદ ધરાવતો હોઈ એનો પિતા જયદામા ચાષ્ટનના પરાક્રમકાળ દરમ્યાન પુખ્ત વયનો હોવો સંભવે. આથી એના ક્ષત્રપપદનો આરંભ એના પિતા ચાષ્ટનના મહા-ક્ષત્રપપદના આરંભનો સમકાલીન ગણાય; અર્થાત્ એના ક્ષત્રપપદનો સમય ઈ.સ. ૧૩૦ પૂર્વનો અંદાજી શકાય.

**રુદ્રદામા ૧ લો : ક્ષત્રપ સત્તાનો અભ્યુદય**

ચાષ્ટનના પૌત્ર અને જયદામાના પુત્ર રુદ્રદામા વિશેની માહિતી એના પોતાના સિક્કાઓ અને શૈલલેખ પરથી તેમ જ એના સમયના અંધૌ અને ખાવડાના[31] શિલાલેખોમાંથી પ્રાપ્ત થાય છે. એના ચાંદીના સિક્કાઓ સમય-નિર્દેશ વિનાના હોઈ ખાસ ઉપકારક બનતા નથી, પણ શૈલલેખ અને શિલાલેખો સમયનિર્દેશયુક્ત હોવાથી એનો સમયનિર્ણય કરવામાં સુગમતા સાંપડે છે.

શૈલલેખ આ ઉપરાંત એના વ્યક્તિત્વનાં અનેક પાસાંઓ રજૂ કરે છે એ સાથે તત્કાલીન કેટલીક સાંસ્કૃતિક માહિતી પણ આપે છે.

રુદ્રદામાના બધા જ સિક્કાઓ ચાંદીના છે[32] અને મહાક્ષત્રપ તરીકેના છે. એના એક પ્રકારના સિક્કાઓમાં जयदामपुत्रस એવો સમાસ પ્રયોજાયો છે, તો બીજા પ્રકારમાં जयदामस पुत्रस એમ બે અલગ પદ છે. શેષ ચિહ્નો યથાવત્ છે. પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમમાં સંગૃહીત આ રાજાના એક સિક્કામાં વર્ષ ૭૭ ની રેખાઓ હોવાનું પરમેશ્વરીલાલ ગુપ્તનું માનવું છે,[33] પરંતુ વર્ષસૂચક રેખાઓ સ્પષ્ટ અને સુવાચ્ય નથી.

પશ્ચિમી ક્ષત્રપોમાં સૌથી વધુ શક્તિશાળી અને પ્રતાપી એવા આ રાજા વિશે અપવાદ સિવાય સમકાલીન કે અનુકાલીન સાહિત્યમાં ક્યાંય ઉલ્લેખ નથી. સિક્કાઓના સંદર્ભમાં બૌદ્ધ પાલિ ગ્રંથોમાં રુદ્રદામાનો ઉલ્લેખ છે.[34] રાજા મહાક્ષત્રપ રુદ્રસેન ૩ જાના સિક્કાઓ પરથી રુદ્રદામા ૨ જાની માહિતી મળે છે, પરંતુ એ રાજાના પોતાના સિક્કાઓ હજી પ્રાપ્ત થયા નથી, એટલે પાલિ ગ્રંથોમાં रुद्रदामक रुद्रदामकादि વગેરે સિક્કાઓનો ઉલ્લેખ સ્પષ્ટતઃ ચાષ્ટનના પૌત્ર રુદ્રદામા ૧ લાના સંદર્ભમાં હોવાનું જણાય છે.

**રુદ્રદામાનો સમય**

અંધૌના યષ્ટિલેખો વર્ષ ૫૨( ઈ.સ. ૧૩૦ )ના છે, જેમાં રાજા ચાષ્ટન અને રાજા રુદ્રદામાનો સાથે ઉલ્લેખ છે, એ વડે ઉભયના સંયુક્ત શાસનનું સૂચન મળે છે. આ વખતે ચાષ્ટન મહાક્ષત્રપ હોવો જોઈએ અને રુદ્રદામા એનો મદદનીશ ક્ષત્રપ હોય. આથી સૂચિત વર્ષમાં રુદ્રદામા 'ક્ષત્રપ' હતો એ સ્પષ્ટ થાય છે. ખાવડાનો રુદ્રદામાના સમયનો વર્ષ ૬૨ કે ૭૨નો યષ્ટિલેખ થોડોક ઉપકારક જણાય છે, જોકે વર્ષનું વાચન નિશ્ચિત બનતું નથી, પરંતુ અહીં એને 'ક્ષત્રપ' તરીકે ઓળખાવ્યો હોઈ અને એનો વર્ષ ૭૨નો જૂનાગઢ શૈલલેખ 'મહાક્ષત્રપ' તરીકેનો હોઈ સંભવતઃ આ લેખમાંનું વર્ષ ૬૨ હોવાની અટકળ થઈ શકે અને તો એનો ક્ષત્રપકાળ શક વર્ષ ૫૨ થી ૬૨ સુધી નિશ્ચિત રીતે અને પ્રાયઃ વર્ષ ૬૨ પછી પણ થોડાંક વર્ષો લંબાયો હોવાનું સંભવે. ટોલેમીની ભૂગોળ મુજબ ઈ.સ. ૧૪૦ ની આસપાસ ચાષ્ટન સત્તાધીશ હતો, એટલે રુદ્રદામા ઈ.સ. ૧૪૦ ( ઉપર જોયું તેમ એ આ સમયે 'ક્ષત્રપ' હોવાનું વિચારીએ તો ) પછી 'મહાક્ષત્રપ'નું પદ પામ્યો હોય. વર્ષ ૭૨ માં તો એ 'મહાક્ષત્રપ' હતો એ તો શૈલલેખથી સ્પષ્ટ થાય છે જ, એટલે એના મહાક્ષત્રપકાળની ઉત્તર-મર્યાદા ઈ.સ. ૧૫૦ સુધી અને કદાચ એ પછી પણ થોડોક સમય ખેંચી શકાય; અર્થાત્ એના અનુગામી-

ઓના રાજ્યઅમલનાં જ્ઞાત વર્ષો પરથી રુદ્રદામાના શાસનકાળની ઉત્તર મર્યાદા વધુમાં વધુ શક વર્ષ ૧૦૦ સુધી આંકી શકાય.[૩૫]

### એનો રાજ્ય-વિસ્તાર

જૂનાગઢનો એનો શૈલલેખ એના રાજ્યવિસ્તારની ચોક્કસ માહિતી આપે છે. એમાં નિર્દિષ્ટ પ્રદેશોમાં પૂર્વ આકર, પશ્ચિમ અવંતિ, અનૂપ, નીવૃત્ (નિમાડ), આનર્ત, સુરાષ્ટ્ર, શ્વભ્ર, મરુ, કચ્છ, સિંધ, સૌવીર, કુકુર, અપરાંત અને નિષાદનો સમાવેશ થાય છે. આ ઉપરથી રુદ્રદામાના રાજ્યનો વિસ્તાર અર્વાચીન સ્થળ-નામોની ભાષામાં ઉત્તરે મુલતાન સુધી, દક્ષિણમાં અનૂપ ( માહિષ્મતી ) સુધી, તો પૂર્વમાં માળવા અને નિમાડ સુધી, અને પશ્ચિમે સમુદ્રકાંઠા ( એટલે સિંધ, કચ્છ, સૌરાષ્ટ્ર, દક્ષિણ ગુજરાતના સમુદ્રકાંઠા ) સુધી હતો ( જુઓ નકશો ૩ ).

### ગિરિનગરના શૈલલેખનું ઐતિહાસિક મહત્ત્વ

ગિરિનગરના શૈલલેખોનું અનેકવિધ મહત્ત્વ છે, પરંતુ આ શૈલ પરના ત્રણેય લેખોમાં રુદ્રદામાના લેખનું ઐતિહાસિક મહત્ત્વ સવિશેષ છે.

રુદ્રદામાના આ શૈલલેખમાં આરંભમાં સુદર્શન તળાવના તૂટી ગયેલા બંધના સમારકામને લગતી પ્રસંગોચિત વિગતો આપી છે, પરંતુ એનું ઐતિહાસિક મહત્ત્વ આઠમી–નવમી પંક્તિમાં રહેલું છે, જેમાં એ જળાશયનો પાછલો ઇતિહાસ આપવામાં આવ્યો છે. તદનુસાર આ તળાવ ચંદ્રગુપ્ત મૌર્યના રાષ્ટ્રિય (સૂબા) પુષ્યગુપ્ત વૈશ્યે બંધાવેલું અને ત્યાર પછી એના પૌત્ર અશોક મૌર્યના રાષ્ટ્રિય યવનરાજ[૩૬] તુષાસ્ફે એમાંથી નહેરો કઢાવી સિંચાઈની સગવડ કરેલી એનો આ લેખમાં થયેલો નિર્દેશ ઐતિહાસિક દૃષ્ટિનો અદ્વિતીય નમૂનો છે. ભારતના પ્રાચીન ઇતિહાસમાં આ પ્રકારનો આભિલેખિક પુરાવો આ પહેલવહેલો છે. આથી સ્પષ્ટ થાય છે કે ક્ષત્રપકાલ દરમ્યાન એની પહેલાંના લગભગ ચાર શતક પૂર્વેના જૂના બનાવોને લગતી તે તે સમયના સૂબાના નામની ગૌણ વિગતોને લગતી ઐતિહાસિક નોંધો પણ રહેતી હતી.

### રુદ્રદામાની પ્રશસ્તિ

આ શૈલલેખ આ ઉપરાંત એ રાજાની કારકિર્દી અને એના વ્યક્તિત્વને પણ આલેખે છે. આ લેખમાંના રુદ્રદામાના ચરિત્ર–ચિત્રણ ઉપરથી પશ્ચિમી ક્ષત્રપ રાજાઓમાં એ સૌથી મહાન અને પ્રભાવશાળી રાજા હોવાનું ફલિત થાય છે. આ લેખમાં નીચે પ્રમાણે એની પ્રશસ્તિ કરવામાં આવી છે :

**યશસ્વી પરાક્રમો**

એણે માળવા, સિંધ અને કોંકણ જીત્યાં, આંધ્રના સાતવાહન રાજા સાતકર્ણિને બે વાર હરાવ્યો, પકડયો અને નજીકનો સંબંધ હોવાને કારણે છોડી મૂકયો. પંજાબ, રાજસ્થાન, ઉજ્જનના પ્રદેશો પ્રાપ્ત કર્યા, પણ એની કારકિર્દીનું યશસ્વી પ્રકરણ તો યૌધેયો પરના વિજયનું છે. આ સમયે યૌધેયોનું ગણરાજ્ય આખા ભારતમાં પ્રબળ અને શક્તિશાળી હતું. આખા દેશમાં એમની વીર તરીકે ગણના થતી હતી. એમના સિક્કાઓ ઉપર ભાલાધારી યોદ્ધાની આકૃતિ અને **यौधेयगणस्य जयः** એવું લખાણ કોતરાવતા હતા. અત્યાર સુધી એમની સત્તાને કોઈ દબાવી શકયું ન હતું, એટલે આમ લાંબા સમય સુધી અપરાજિત રહેવાને કારણે તેઓ ખૂબ ઘમંડી બન્યા હતા. એમનું આ ઘમંડ રાજા રુદ્રદામાએ જબરજસ્તીથી એમને ઉખેડી નાખી ઉતાર્યું.

આ રીતે ઘણાં રાજ્યો જીતી લઈ અને ઘણા રાજાઓ પાસે પોતાનું આધિપત્ય સ્વીકારાવી એણે જાતે પોતાની વીરતાના પ્રભાવે 'મહાક્ષત્રપપદ' ધારણ કર્યું. આમ આ લેખ એને વીરયોદ્ધા તરીકે અને યશસ્વી રાજા તરીકે ઓળખાવે છે.

**ઉદારચરિત**

એની શારીરિક શક્તિ જેટલી પ્રબળ હતી તેટલી જ એની માનસિક–આત્મિક શક્તિ તેજસ્વી હતી એની પ્રતીતિ આ લેખથી થાય છે. એનું શારીરિક સૌંદર્ય તેમજ દેહસૌષ્ઠવ કાંતિમાન હતું. ઘાટીલા શરીરવાળા આ રાજાને સ્વયંવરોમાં અનેક રાજકન્યાઓએ વરમાળા આરોપી હતી. શરીરના સૌંદર્ય સાથે આત્માનું–હૃદયનું સૌંદર્ય એના ઉદાર ચરિતને વધારે ઉદાત્ત બનાવતું હતું. એના આત્માના સૌંદર્યે જ એને ધર્માભિમુખ બનાવ્યો હતો, જેથી એણે બ્રાહ્મણો અને ધર્મના વિકાસ માટે છૂટા હાથે દાન દીધાં.

અશ્વવિદ્યા, ગજવિદ્યા, રથવિદ્યા તેમજ તલવારબાજી અને ઢાલબાજીમાં પણ એણે પ્રાવીણ્ય પ્રાપ્ત કર્યું હતું. પોતાને શરણે આવેલાઓને એ રક્ષણ આપતો હતો. પદભ્રષ્ટ રાજાઓને ફરીથી સત્તાધીશ બનાવતો હતો. સંગ્રામોના અપવાદ સિવાય સામાન્યતઃ મનુષ્યવધ ન કરવાની પ્રતિજ્ઞાનું પૂર્ણ પાલન કરતો હતો. આથી ફલિત થાય છે કે એણે અહિંસાની ભાવનાનું આજીવન પાલન કર્યું અને તદનુસાર એણે શત્રુને પણ શરણું આપવામાં પાછી પાની કરી નહોતી. આમ એના દરિયાવદિલ અને ખેલદિલીવાળા સ્વભાવની પ્રતીતિ થયા વિના રહેતી નથી.

રુદ્રદામા ઉચ્ચ કોટિનો વિદ્વાન હતો. શબ્દશાસ્ત્ર ( વ્યાકરણ ), અર્થશાસ્ત્ર, ગાંધર્વ ( સંગીત ), ન્યાય આદિ મહાવિદ્યાઓનાં પારણ ( ગ્રહણ ), ધારણ (સ્મૃતિ), વિજ્ઞાન ( વિશિષ્ટ જ્ઞાન ) અને પ્રયોગ ( વ્યાવહારિક ઉપયોગ ) દ્વારા એણે વિપુલ કીર્તિ પ્રાપ્ત કરી હતી. એ ગદ્યપદ્ય રચનામાં પ્રવીણ હતો. એનો શૈલલેખ ગદ્યમાં હોવા છતાં ઘણો કાવ્યમય છે. એ સમસ્ત ભારતના સંસ્કૃત સાહિત્યમાં ઉચ્ચતમ ગદ્યશૈલીનો ઉપલબ્ધ આદ્ય નમૂનો ગણાય છે.

આદર્શ રાજવીનાં અનેક લક્ષણો એના વ્યક્તિત્વમાં દૃષ્ટિગોચર થાય છે. જે નિમિત્તે એણે આ લેખ કોતરાવ્યો છે તે જ એના લોકકલ્યાણની ભાવનાનું મૂર્ત સ્વરૂપ છે–ઊજળું પાસું છે. પ્રજાપાલક રાજાના પ્રજાપ્રેમી સૂબા સુવિશાખે એ યોજના પાર પાડવાની ભલામણ કરતાં રાજાએ પૌરજનો તથા જાનપદજનોના અનુગ્રહાર્થે તેમજ એમના ઉપર કોઈ પણ જાતના નવા કરવેરા નાખ્યા વિના પોતાની તિજોરીમાંથી ઘણું દ્રવ્ય ખર્ચીને એ તળાવ હતું તે કરતાંય વધારે સુદર્શન બનાવ્યું.

લોકકલ્યાણની ભાવના સાથે રાજ્યવ્યવસ્થાની સુદૃઢતા સારુ પણ રુદ્રદામા એટલો જ સચિંત હતો. એની રાજ્ય–તિજોરી યોગ્ય રીતે જ વિઘોટી, જકાત, અને સોના, ચાંદી, રત્નો વગેરેથી ભરપૂર હતી. અમાત્યગુણોથી યુક્ત એવા મતિસચિવો ( સલાહકાર મંત્રીઓ ) અને કર્મસચિવો( કાર્યકારી પ્રધાનો )ની નિમણૂક કરી, એ રાજ્યનું સબળ અને સફળ સંચાલન કરતો હતો.

આમ એક આદર્શ રાજવી, વીર યોદ્ધા, ઉચ્ચ કોટિના વિદ્વાન, લોકકલ્યાણની ભાવનાને વરેલા, નીતિમાન, ધર્મપ્રેમી અને ઉદારચરિત સાહિત્યજ્ઞ રુદ્રદામાનું સુંદર, તેજસ્વી અને ઉદાત્ત ચરિત્ર ઊપસેલું જોવા મળે છે.

**એની રાજધાની**

આ માટે યોગ્ય પુરાવા સાંપડતા નથી, પરંતુ આનર્ત–સુરાષ્ટ્રનો સઘળો પ્રદેશ સૂબાના વહીવટ નીચેના પ્રાંતનો દરજ્જો ધરાવતો હતો એ અમાત્ય સુવિશાખની નિમણૂકથી સ્પષ્ટ બને છે. આથી એની રાજધાની ગિરિનગરમાં નહિ, પણ અન્યત્ર હોવી જોઈએ. એના દાદા ચાષ્ટનની રાજધાની ઉજ્જનમાં હતી અને ચાષ્ટનના મહાક્ષત્રપપદનો સીધો ઉત્તરાધિકાર મેળવનાર રુદ્રદામાની રાજધાની પણ ઉજ્જનમાં હોવાનો સંભવ સવિશેષ છે.

### સુવિશાખ—ગુજરાત પ્રાંતનો સૂબો

શૈલલેખથી સ્પષ્ટ થાય છે કે રુદ્રદામાના રાજ્યમાં આનર્ત–સુરાષ્ટ્ર પ્રાંતીય દરજ્જો ધરાવતો અગ્રણી પ્રદેશ હતો. આ પ્રાંતના વહીવટ માટે રુદ્રદામાએ પહ્લવ જાતિના કુલૈપના પુત્ર અમાત્ય સુવિશાખને સૂબા તરીકે નીમ્યો હતો. સુવિશાખ અર્થકારણ, ધર્મ અને વ્યવહારની ઊંડી સમજદારી ધરાવતો હતો. સુવિશાખ સ્વભાવે શાંત, સંયમી અને નિરભિમાની હતો; આર્ય (ઉમદા) અને લાંચરુશવતની બદીથી પર હતો.

એના સમયમાં શક વર્ષ ૭૨( ઈ.સ. ૧૫૦)માં અતિવૃષ્ટિને લઈને નદીઓમાં આવેલા પૂરને લીધે ગિરિનગરના સુદર્શન તટાકનો સેતુ તૂટી ગયો ત્યારે સુવિશાખે એને સમરાવવા માટે ભલામણ કરી, પરંતુ મહાક્ષત્રપના મતિસચિવોએ તથા કર્મસચિવોએ એનો વિરોધ કર્યો ને સેતુ પુનઃ નહિ બંધાય એ નિરાશાથી પ્રજામાં હાહાકાર પ્રવર્ત્યો, ત્યારે પૌરજનો તથા જાનપદજનોના અનુગ્રહ અર્થે સુવિશાખે સેતુ સમરાવી રાજાનાં ધર્મ–કીર્તિ–યશમાં અભિવૃદ્ધિ કરી. મહાક્ષત્રપે એ માટે પ્રજાને કર, વિષ્ટિ કે પ્રણયક્રિયા વડે પીડયા વિના પોતાના કોશમાંથી પુષ્કળ ધન ખરચીને થોડા વખતમાં અગાઉના કરતાં ય ત્રણ ગણો વધુ દૃઢ સેતુ કરીને, દુર્દર્શન બનેલા એ સુદર્શન તળાવને વધારે 'સુદર્શન' કર્યું.

### દામજદશ્રી ૧લો

રુદ્રદામા ૧ લાના પુત્ર અને અનુગામી આ રાજાના 'ક્ષત્રપ' અને 'મહાક્ષત્રપ' તરીકેના સમયનિર્દેશ વિનાના ચાંદીના ત્રણ પ્રકારના સિક્કા ઉપલબ્ધ થયા છે, જેમાંના બે પ્રકારમાં એને दामघ्सद કે दामय्सद[૩૭] તરીકે અને ત્રીજામાં दामजदश्री તરીકે ઓળખાવ્યો છે.

રુદ્રદામાને રુદ્રસિંહ નામનો બીજો પુત્ર પણ હતો. આમ તો બંનેના 'ક્ષત્રપ' અને 'મહાક્ષત્રપ' તરીકેના સિક્કાઓ ઉપલબ્ધ છે, પણ રુદ્રસિંહના સિક્કા વર્ષવાળા છે. આથી અનુમાન કરી શકાય કે દામજદશ્રી રુદ્રદામાનો જ્યેષ્ઠ પુત્ર હશે, કેમકે એના સિક્કાઓ એના પુરોગામીઓની જેમ સમયનિર્દેશ વિનાના છે. સિક્કાઓ ઉપર વર્ષ આપવાની શરૂઆત રુદ્રસિંહના સમયથી જણાય છે. આથી સ્પષ્ટ થાય છે કે દામજદશ્રી અગ્રજ હતો અને રુદ્રસિંહ અનુજ.

દામજદશ્રીના ક્ષત્રપ તરીકેના સિક્કાઓ જણાવે છે કે એ એના પિતાની હયાતીમાં મહાક્ષત્રપના મદદનીશ તરીકે રાજ્યાધિકાર ધરાવતો હતો, એટલે ઈ. સ. ૧૫૦ સુધીમાં એ 'ક્ષત્રપ' થયો હોવો જોઈએ અને પિતાના મૃત્યુ બાદ 'મહાક્ષત્રપ'

બન્યો હશે. રુદ્રસિંહ ૧ લાના શક વર્ષ ૧૦૨ અને ૧૦૩ ના 'ક્ષત્રપ' તરીકેના સિક્કા તેમ જ વર્ષ ૧૦૩ નો 'ક્ષત્રપ' તરીકેનો શિલાલેખ મળ્યો છે. આથી અનુમાની શકાય કે રુદ્રસિંહ ત્યારે દામજદશ્રીના 'ક્ષત્રપ' તરીકે ફરજ બજાવતો હશે,[૩૮] આ આધારે દામજદશ્રી આ વર્ષોમાં એટલે કે ઈ.સ. ૧૮૦-૧૮૧માં 'મહાક્ષત્રપ' તરીકે હોવો જોઈએ.

દામજદશ્રીની કારકિર્દી વિશે કોઈ સાધી માહિતી ઉપલબ્ધ નથી, પરંતુ એવી અટકળ થઈ શકે કે એના પિતાની સાથે 'ક્ષત્રપ' તરીકેના હોદ્દા દરમ્યાન એણે કેટલાંક યુદ્ધોમાં ભાગ લીધો હોય અને પિતાના અવસાન બાદ મળેલા ભવ્ય વારસાને સાચવી રાખ્યો હોય.

એના ભાઈ રુદ્રસિંહના શિલાલેખમાંની કે એના પુત્ર રુદ્રસેન ૧ લાના શિલાલેખમાંની વંશાવળીમાં દામજદશ્રીનું કે એના કોઈ પુત્રનું નામ આપવામાં આવ્યું નથી, પરંતુ દામજદશ્રી તેમજ એના પુત્રો સત્યદામા અને જીવદામાના સિક્કા મળ્યા છે. જીવદામાના 'મહાક્ષત્રપ' તરીકેના એક સિક્કા પરનું વર્ષ અગાઉ[૩૯] ૧૦૦ વંચાયેલું એ પરથી રૅપ્સને એવું અનુમાન કરેલું કે દામજદશ્રીના મૃત્યુ પછી શરૂઆતમાં જીવદામા 'મહાક્ષત્રપ' થયો હોય, પરંતુ થોડા જ વખતમાં રુદ્રસિંહ ૧ લાએ એની પાસેથી 'મહાક્ષત્રપ'નું પદ ઝૂંટવી લીધું હોય; આથી ઉપર્યુક્ત ઘર્ષણને લઈને જાણીબૂઝીને એમનાં નામ વંશાવળીમાં આપવામાં આવ્યાં નહિ હોવાની અટકળ એમણે કરેલી.[૪૦]

પરંતુ મહાક્ષત્રપ જીવદામાના સિક્કાઓ પરનાં જ્ઞાત વર્ષ ૧૧૯ પૂર્વનાં નહિ હોવાનું હવે પ્રતિપાદિત થયું હોઈને દામજદશ્રીના ઉત્તરાધિકારી જીવદામા અને રુદ્રસિંહ વચ્ચેના ઘર્ષણની અટકળ સ્વીકાર્ય બનતી નથી.

આથી રુદ્રસિંહ અને રુદ્રસેનના લેખોમાં આપેલી વંશાવળીઓમાં દામજદશ્રી વગેરેનાં નામોના અભાવ માટે અન્ય કારણ હોવું જોઈએ. વંશાવળીઓમાં જણાવેલા રાજાઓનો સંબંધ જોતાં માલૂમ પડે છે કે પ્રસ્તુત વંશાવળીઓમાં માત્ર સીધા પૂર્વજોનાં નામ આપવામાં આવ્યાં છે, અર્થાત્ અન્ય પુરોગામીઓનાં નામ આપવામાં આવ્યાં નથી.[૪૧]

## રુદ્રસિંહ ૧ લો

પશ્ચિમી ક્ષત્રપોના ઉત્તરાધિકારના સંભવિત નિયમ અનુસાર ગાદીનો ઉત્તરાધિકાર જ્યેષ્ઠ પુત્રને સ્થાને અનુજને મળે, પરંતુ મહાક્ષત્રપ રાજા રુદ્રદામાને કોઈ ભાઈ ન હોવાથી એનો ઉત્તરાધિકાર એના જ્યેષ્ઠ પુત્ર દામજદશ્રીને મળે છે અને એનો

ઉત્તરાધિકાર પછી આ નિયમાનુસાર એના અનુજ રુદ્રસિંહને મળે છે. એના 'ક્ષત્રપ' અને 'મહાક્ષત્રપ' તરીકેના ચાંદીના સિક્કા આનું સમર્થન કરે છે.

એના સિક્કાઓ ઉપર સૌ પ્રથમ વાર જ મિતિ કોતરેલી જોવા મળે છે, જે સિક્કાઓના વિકાસમાં સીમાચિહ્‌ન તરીકેનું સ્થાન મેળવી શકે.[૪૨] એના સમયનિર્દેશવાળા ચાર શિલાલેખો પણ મળ્યા છે.[૪૩] પશ્ચિમી ક્ષત્રપોમાં સમયનિર્દેશ-વાળા સિક્કા જેમ સૌ પ્રથમ એના છે તેમ પૂર્ણ ભારતીય નામ અપનાવનાર પણ એ પહેલો જ ક્ષત્રપ રાજવી છે.[૪૪] આમ એનું સ્થાન બે રીતે મહત્ત્વનું છે.

એના વર્ષવાળા સિક્કાઓએ ઘણા વિવાદાસ્પદ મુદ્દાઓ ઉપસ્થિત કર્યા છે: એ દામજદશ્રીના મૃત્યુ પછી ગાદીએ આવ્યો કે એને પદભ્રષ્ટ કરી ગાદી મેળવી, એની અને એના ભત્રીજા જીવદામા વચ્ચે ગાદી માટે સંઘર્ષ થયેલો કે કેમ, પછી એના રાજ્યઅમલ દરમ્યાન કોઈ પડોશી કે વિદેશી આક્રમણ થયું હતું વગેરે.

એના ખાસ કરીને વર્ષ ૧૧૦ અને ૧૧૨ ના 'ક્ષત્રપ' તરીકેના સિક્કાઓના સંદર્ભમાં અભ્યાસીઓએ ભિન્ન ભિન્ન અટકળો કરી છે. રેપ્સનના મત મુજબ આ સમય દરમ્યાન એનો ભત્રીજો જીવદામા 'મહાક્ષત્રપ' બન્યો હોય અને રુદ્રસિંહ એના મદદનીશ 'ક્ષત્રપ' તરીકે સત્તા ભોગવતો હોય,[૪૫] પરંતુ સાપેક્ષ પુરાવાના અભાવે આ સંઘર્ષનું અનુમાન શંકાસ્પદ રહે છે. ભાંડારકર અને અળતેકરના મતે આભીર રાજા ઈશ્વરદત્તે રુદ્રસિંહ પાસેથી સત્તા છીનવી લઈ આ સમય (ઈ.સ. ૧૧૧ – ૧૧૨) દરમ્યાન રાજ્ય કર્યું હોય. ઈશ્વરદત્તના પ્રાપ્ત થયેલા ફક્ત બે જ વર્ષના સિક્કાઓના આધારે આ અટકળ થઈ હોવી સંભવે છે.[૪૬] સુધાકર ચટ્ટોપાધ્યાયની અટકળ મુજબ આ સમય દરમ્યાન આંધ્રના સાતવાહન રાજાઓએ આ પ્રદેશ જીતી લીધા હોવા જોઈએ અને એના મદદનીશ 'ક્ષત્રપ' તરીકે રુદ્રસિંહ આ પ્રદેશો ઉપર સત્તા ભોગવતો હોવો જોઈએ.[૪૭]

અગાઉ જ્યારે રુદ્રસિંહના કેટલાક સિક્કાઓ હાથ લાગ્યા ન હતા ત્યારે ઉપર્યુક્ત અટકળો થઈ હતી. એ સમયે એના ઉપલબ્ધ સિક્કાઓ પરનાં અને શિલાલેખોમાનાં જ્ઞાત વર્ષોના આધારે એના શાસનાધિકારની બાબતમાં નીચે પ્રમાણેની પરિસ્થિતિ માલૂમ પડતી હતી:

| | |
|---|---|
| પહેલી વાર ક્ષત્રપ તરીકે | : વર્ષ ૧૦૨–૧૦૩ |
| ,, મહાક્ષત્રપ તરીકે | : વર્ષ ૧૦૩–૧૧૦ |
| બીજી વાર ક્ષત્રપ તરીકે | : વર્ષ ૧૧૦–૧૧૨ |
| ,, મહાક્ષત્રપ તરીકે | : વર્ષ ૧૧૩–૧૧૮ કે સંભવતઃ ૧૧૯[૪૮] |

પરંતુ રૅપ્સનના સમય પછી કેટલાક વધુ સિક્કાઓ હાથ લાગતાં આ માહિતીમાં કેટલોક ઉમેરો થયો છે. તદનુસાર વર્ષ ૧૦૧ થી ૧૨૦ સુધીના એના 'ક્ષત્રપ' અને 'મહાક્ષત્રપ' તરીકેના સિક્કાની માહિતી, જુદા જુદા અભ્યાસીઓએ કરેલા વાચન અનુસાર એકત્ર કરતાં, નીચે મુજબ ઉપસ્થિત થાય છે:

| શક વર્ષ | ક્ષત્રપ | મહાક્ષત્રપ |
|---|---|---|
| ૧૦૧ | — | રુદ્રસિંહ |
| ૧૦૨ | રુદ્રસિંહ | ,, |
| ૧૦૩ | ,, | ,, |
| ૧૦૪ | — | ,, |
| ૧૦૫ | — | — |
| ૧૦૬ | — | રુદ્રસિંહ |
| ૧૦૭ | — | — |
| ૧૦૮ | — | — |
| ૧૦૯ | રુદ્રસિંહ | રુદ્રસિંહ |
| ૧૧૦ | ,, | ,, |
| ૧૧૧ | — | ,, |
| ૧૧૨ | રુદ્રસિંહ | ,, |
| ૧૧૩ | — | ,, |
| ૧૧૪ | — | ,, |
| ૧૧૫ | — | ,, |
| ૧૧૬ | — | ,, |
| ૧૧૭ | — | ,, |
| ૧૧૮ | — | ,, |
| ૧૧૯ | — | ,, અને જીવદામા |
| ૧૨૦ | રુદ્રસેન ૧લો | જીવદામા |

આ કોષ્ઠકની વિગતોથી કેટલીક સમસ્યાઓ ઉત્પન્ન થાય છે : (૧) રુદ્રસિંહ વર્ષ ૧૦૨ તથા ૧૦૩ દરમ્યાન 'ક્ષત્રપ' તથા 'મહાક્ષત્રપ' કેવી રીતે હોઈ શકે ? ગૂંદાના શિલાલેખ પરથી સ્પષ્ટતઃ માલૂમ પડે છે કે આ રાજા વર્ષ ૧૦૩ ના વૈશાખમાં 'ક્ષત્રપ' હતો, આથી એના સિક્કાઓ પરનાં વર્ષ ૧૦૨ અને ૧૦૩ નાં વાચન એના ક્ષત્રપપદ સાથે બંધ બેસે. વર્ષ ૧૦૩ માં પછીના ભાગમાં 'મહાક્ષત્રપ' થયો હોઈ શકે, તો એના એ વર્ષ પૂરતા સિક્કા 'ક્ષત્રપ' તથા 'મહાક્ષત્રપ' તરીકેના હોવા

સંભવે. પરંતુ વર્ષ ૧૦૧ તથા ૧૦૨ માં 'મહાક્ષત્રપ' હોવા સંભવે નહિ. આથી એ સિક્કાઓ પરના લખાણના વાચનમાં કાંતો વર્ષની સંખ્યાનો અથવા તો રાજાના બિરુદનો પાઠ સંદિગ્ધ ગણાય. (૨) એવી રીતે વર્ષ ૧૦૯, ૧૧૦ અને ૧૧૨ દરમ્યાન એ 'ક્ષત્રપ' તથા 'મહાક્ષત્રપ' હતો એવો એના સિક્કાઓના લખાણના વાચન પરથી ભાસ થાય છે. જો આ વર્ષો દરમ્યાન, અગાઉ નોંધ્યું છે. તેમ, આ રાજા કોઈ કારણે મહાક્ષત્રપપદેથી ક્ષત્રપપદે ઊતરી ગયો હોય તોપણ એ બંને બિરુદ વર્ષ ૧૦૯ કે/અને ૧૧૨ માં હોવા સંભવે, પરંતુ વર્ષ ૧૧૦માં સંભવે નહિ.

આમ ૧૦૧, ૧૦૨ તથા પ્રાયઃ ૧૦૯ થી ૧૧૨ (અથવા ઓછામાં ઓછું ૧૧૦) વર્ષોના વાચન સંબંધમાં વર્ષની સંખ્યા કે બિરુદમાં કંઈક ભૂલ રહેલી હોવાનો સંભવ જણાય છે.

વળી જે વર્ષો દરમ્યાન રુદ્રસિંહને 'મહાક્ષત્રપ' માનવામાં આવે છે તે વર્ષો દરમ્યાન બીજા કોઈ રાજાના 'ક્ષત્રપ' તરીકેના સિક્કાઓ મળતા નથી તેમજ જે વર્ષોના એના 'ક્ષત્રપ' તરીકેના સિક્કાઓ મળે છે તે સમયના અન્યના 'મહાક્ષત્રપ' તરીકેના સિક્કા મળતા નથી, આથી રુદ્રસિંહના સિક્કાઓ પરનાં લખાણોના થયેલાં વાચનોમાંથી ઘણો ગૂંચવાડો ઊભો થયો છે.

રુદ્રસિંહને રુદ્રસેન ૧ લો, સંઘદામા અને દામસેન એમ ત્રણ પુત્રો હતા, પરંતુ રુદ્રસિંહનો ઉત્તરાધિકાર દામજદશ્રીના પુત્ર જીવદામાને મળ્યો.

**સત્યદામા**

જીવદામાના આ અગ્રજનો એક માત્ર સિક્કો મળ્યો છે, જે 'ક્ષત્રપ' તરીકેનો અને અવાચ્ય સમયનિર્દેશવાળો છે. આ વર્ષ જીવદામાની 'મહાક્ષત્રપ' તરીકેની કારકિર્દી દરમ્યાનનું અર્થાત્ વર્ષ ૧૧૯ અથવા ૧૨૦ હશે એવું અગાઉ રૅપ્સને સૂચવ્યું હતું, પરંતુ એ પછી મળેલા કેટલાક નવા મુદ્રાઓને આધારે સત્યદામાના સિક્કાનો સમય જીવદામાના ઉપર્યુક્ત સિક્કાઓના સમય કરતાં વહેલો હોવાનું તથા એ અનુસાર સત્યદામા જીવદામાનો અગ્રજ હોવાનું રૅપ્સને પ્રતિપાદિત કર્યું.[૪૯]

એના 'ક્ષત્રપ' તરીકેના સિક્કા પરથી એવું અનુમાન થાય કે એ કોઈ મહાક્ષત્રપના મદદનીશ તરીકે રાજ્યાધિકાર ભોગવતો હતો. તો એ કોનો મદદનીશ હોય? અગાઉ નોંધ્યું તેમ જીવદામા એનો અનુજ હોઈ એ એનો મદદનીશ સંભવે નહિ. ત્યારે પશ્ચિમી ક્ષત્રપોના ઉત્તરાધિકારના સંભવિત નિયમાનુસાર ગાદીનો વારસાહક્ક જ્યેષ્ઠ પુત્રને નહિ, પણ અનુજને મળે, તો સંભવ છે કે સત્યદામા એના પિતા દામજદશ્રીના મદદનીશ તરીકે નહિ, પણ કાકા રુદ્રસિંહના મદદનીશ તરીકે રાજ્યાધિકાર ભોગવતો હોવો જોઈએ.

સિક્કાઓ પરથી એવું ફલિત થાય છે કે 'મહાક્ષત્રપ' તરીકે રુદ્રસિંહ ૧ લા પછી એનો ભત્રીજો જીવદામા અને એના પછી પિત્રાઈ ભાઈ રુદ્રસેન ૧ લો ઉત્તરાધિકાર પ્રાપ્ત કરે છે. આથી અનુમાની શકાય કે સત્યદામા એના ક્ષત્રપકાળ દરમ્યાન મૃત્યુ પામ્યો હોવો જોઈએ. એ અપુત્ર અવસાન પામ્યો હોય એમ જણાય છે.

### જીવદામા

સત્યદામાના આ અનુજના માત્ર 'મહાક્ષત્રપ' તરીકેના સિક્કા મળ્યા છે. એના સિક્કાઓ પરનાં જ્ઞાત વર્ષ ૧૧૯ અને ૧૨૦ છે, પરંતુ અમરેલીમાંથી પ્રાપ્ત જીવદામાના એક સિક્કા ઉપર વર્ષ ૧૦૦ નું વાચન ભગવાનલાલ ઇંદ્રજીએ અગાઉ કરેલું. એ પછી રૅપ્સને એવી શંકા ઉઠાવી કે કાંતો એકમ કે દશકના, કાંતો બંને આંકડા નાશ પામી ગયા હોય; અર્થાત્ એમના મત મુજબ શતકના આંકડા પછી દશક કે એકમના આંકડા સંભવે. તદનુસાર રૅપ્સને અનુમાન્યું કે આ સિક્કા પરનું વર્ષ ૧૦૦થી ૧૦૩ વચ્ચેનું એકાદ હોવું જોઈએ. પણ હવે આ વાચનો સ્વીકાર્ય નથી.[૫૦]

જીવદામાના 'ક્ષત્રપ' તરીકેના સિક્કાઓનો અભાવ એવું સૂચવે છે કે એ સીધો જ મહાક્ષત્રપપદે પહોંચ્યો હતો. એના કાકા રુદ્રસિંહના 'મહાક્ષત્રપ' તરીકેના સિક્કા પરનું છેલ્લું જ્ઞાત વર્ષ ૧૧૯ છે અને જીવદામાનું પહેલું જ્ઞાત વર્ષ પણ ૧૧૯ છે, આથી સ્પષ્ટ થાય છે કે એ વર્ષ ૧૧૯ ના ઉત્તર ભાગમાં રુદ્રસિંહનો ઉત્તરાધિકારી બન્યો હોવો જોઈએ.[૫૧] વર્ષ ૧૨૦ પછી એના સિક્કા મળતા નથી, પરંતુ એના અનુગામી અને ઉત્તરાધિકારી રુદ્રસેન ૧ લાનું શરૂઆતનું જ્ઞાત વર્ષ ૧૨૨ છે એ એના મૂલવાસરના શિલાલેખથી જણાય છે, આથી જીવદામાના શાસનકાળની ઉત્તરમર્યાદા વર્ષ ૧૨૨ સુધી મૂકી શકાય. આમ એનો રાજ્યઅમલ ટૂંકો અને યશસ્વી કારકિર્દી વિનાનો જણાય છે.

### રુદ્રસેન ૧ લો

જીવદામા પછી એના નાના કાકા રુદ્રસિંહ ૧ લાનો મોટો પુત્ર રુદ્રસેન ૧ લો ગાદીપતિ બન્યો. એના ચાંદીના સિક્કાઓ 'ક્ષત્રપ' અને 'મહાક્ષત્રપ' ઉભય પ્રકારના છે. એના ક્ષત્રપકાલના સિક્કાઓ વર્ષ ૧૨૦ અને ૧૨૧ તેમજ સંભવતઃ વર્ષ ૧૨૨ ના મળ્યા છે, જ્યારે મહાક્ષત્રપકાલના સિક્કાઓ વર્ષ ૧૨૪ થી ૧૪૪ સુધીના, લગભગ પ્રત્યેક વર્ષના, મળ્યા છે. એના સમયના પોટીનના થોડાક સિક્કાઓ નામ વિનાના મળ્યા છે, પરંતુ એના પર અંકિત વર્ષ ૧૩૧,

૧૩૩ અને ૧૩૫ ના આધારે સૂચવાય કે એ આ રાજાના સિક્કાઓ હોય. એના બે શિલાલેખોમાંથી એક મૂલવાસર (જિલ્લો જામનગર)નો વર્ષ ૧૨૨ નો[૫૨] છે અને બીજો ગઢા (જિલ્લો રાજકોટ)નો વર્ષ ૧૨૭ (કે ૧૨૬)નો છે. બંને લેખ મહાક્ષત્રપકાળના છે.[૫૩] જૂનાગઢ પાસે આવેલા ઈંટવાના ખોદકામમાંથી મળેલો એક મુદ્રાંકલેખ એના સમયનો જણાય છે, જે મિતિ વિનાનો છે.[૫૪] ઉપરાંત દેવની મોરીનો બૌદ્ધ મહાસ્તૂપ અને મહાવિહાર પણ એના સમયના હોવા વિશે કેટલોક સંભવ છે.[૫૫]

રુદ્રસેનના 'ક્ષત્રપ' તરીકેના સિક્કાઓમાં પહેલું જ્ઞાત વર્ષ ૧૨૦ છે અને એના પિતા રુદ્રસિંહના 'ક્ષત્રપ' તરીકેના સિક્કાઓનું છેલ્લું જ્ઞાત વર્ષ ૧૧૨ છે તેમજ એના નજીકના પુરોગામી જીવદામાના ક્ષત્રપ તરીકેના સિક્કાઓ ઉપલબ્ધ નથી, તેથી રુદ્રસેનની ક્ષત્રપકાલની પૂર્વમર્યાદા વર્ષ ૧૨૦ થી વહેલી હોવા સંભવે છે. એના 'ક્ષત્રપ' તરીકેના સિક્કાઓ પરનું છેલ્લું જ્ઞાત વર્ષ ૧૨૨ છે, જે એના ક્ષત્રપપદની ઉત્તરમર્યાદા છે, કેમકે એનો વર્ષ ૧૨૨ નો મૂલવાસરનો લેખ એને 'મહાક્ષત્રપ' તરીકે ઓળખાવે છે.

એના મહાક્ષત્રપ તરીકેના સિક્કાઓ પરનું પહેલું જ્ઞાત વર્ષ ૧૨૪ છે, પરંતુ એના ક્ષત્રપકાલના સિક્કા પરનું છેલ્લું જ્ઞાત વર્ષ ૧૨૨ હોઈ તેમજ એના એ વર્ષના મૂલવાસરના લેખમાં એનું મહાક્ષત્રપપદ જણાવ્યું હોઈ એવું સ્પષ્ટ થાય છે કે એણે વર્ષ ૧૨૨ માં મહાક્ષત્રપપદ પ્રાપ્ત કર્યું હતું. એના સિક્કા પરનું છેલ્લું જ્ઞાત વર્ષ ૧૪૪ છે અને એના અનુગામી સંઘદામાના મહાક્ષત્રપકાલના વર્ષ ૧૪૪ ના સિક્કા મળ્યા છે, એટલે રુદ્રસેને વર્ષ ૧૪૪ ના પૂર્વ-ભાગ સુધી શાસન સંભાળ્યું હોવાનું ફલિત થાય છે.

આમ એણે 'મહાક્ષત્રપ' તરીકે લગભગ ૨૨ વર્ષ ( શક વર્ષ ૧૨૨ થી ૧૪૪= ઈ. સ. ૨૦૦ થી ૨૨૨ ) સુધી સત્તા સંભાળી હોવી જોઈએ. એના પ્રાપ્ત થયેલા લગભગ પ્રત્યેક વર્ષના સિક્કાઓ અને એનું સંખ્યાપ્રમાણ જોતાં એવું અનુમાન થાય કે એનો શાસનકાળ બાહ્ય આક્રમણો અને આંતરિક સંઘર્ષ વિનાનો હોવો સંભવે. એણે પોતાના રાજ્યવિસ્તાર માટે કોઈ પ્રયત્નો કરેલા કે કેમ તેમજ એનો રાજ્યવિસ્તાર કેટલો હતો એ વિશે કશું જ જાણવા મળતું નથી.

એનો ગઢાનો શિલાલેખ ઐતિહાસિક મહત્ત્વનો છે. એમાં ચાષ્ટનથી રુદ્રસેન ૧ લા સુધીના સીધા વારસદાર રાજાઓનાં નામ આપવામાં આવ્યાં છે, જે આરંભ-કાલના ક્ષત્રપ રાજાઓની વંશાવળી તૈયાર કરવામાં ઉપકારક નીવડે છે. એની બીજી વિશેષતા એ છે કે પુરોગામીઓનાં સબિરુદ નામ આપતો આ વંશનો આ

છેલ્લો જ્ઞાત લેખ છે. भद्रमुख[56] વિશેષણ અહીં પહેલી જ વાર જોવા મળે છે એ ત્રીજી વિશેષતા છે. क्षत्रप, महाक्षत्रप, राजा કે स्वामी બિરુદો તો સામાન્ય રીતે એમના સિક્કા અને શિલાલેખોમાં જોવા મળે છે, જ્યારે भद्रमुखનું બિરુદ પ્રથમ વાર અને સંભવતઃ છેલ્લી વાર અહીં જોવા મળે છે. એની ચોથી વિશેષતા છે એમાં આપેલી વર્ષપદ્ધતિની. નહપાનના નાસિક-ગુફા નં. ૧૨ ના વર્ષ ૪૨ ના શિલાલેખની જેમ આ શિલાલેખમાં પણ વર્ષનો ઉલ્લેખ પ્રારંભમાં છે. વર્ષનો આ રીતનો ઉલ્લેખ ચાષ્ટનકુળના શિલાલેખોમાં પહેલો અને સંભવતઃ છેલ્લો છે.

રુદ્રસેને ગિરિનગર નજીક બૌદ્ધભિક્ષુસંઘ માટે એક વિહાર બંધાવ્યો હોવાની માહિતી ઈંટવાના મુદ્રાંકલેખમાંના महाराज-रुद्रसेन-विहारના ઉલ્લેખથી મળે છે.

વૈશાલી(હાલના બસાઢ)માંથી પ્રાપ્ત મુદ્રા પરના લેખમાંના[57] राज्ञो महाक्षत्रपस्य स्वामिरुद्रसिंहस्य दुहितू राज्ञो महाक्षत्रपस्य स्वामिरुद्रसेनस्य भगिन्या महादेव्याः प्रभुदामायाः । આ ઉલ્લેખથી પ્રભુદામા મહાદેવી હતી અને એ રુદ્રસિંહની પુત્રી તેમ જ રુદ્રસેનની બહેન હતી એનો ખ્યાલ મળે છે, પરંતુ લેખમાં એના પતિનો નિર્દેશ નથી. આ સંદર્ભમાં અળતેકર એવું સૂચવે છે કે કદાચ એ પૂર્વ ભારતનો કોઈ હિંદુ રાજા હોય, જે આ શક કુંવરીને પરણ્યો હોય કે પછી ભારતીય થઈ ગયેલો કોઈ કુષાણ રાજા હોય;[58] જ્યારે જે. એન. બેનર્જિયાનું સૂચન ભિન્ન છે: આ રાજા ગમે તે હોય, પણ એને રુદ્રસિંહ કે એના પુત્ર રુદ્રસેન તેમજ પ્રભુદામા સાથે સારા સંબંધો નહિ હોય અને એથી એની પત્ની પ્રભુદામા પોતાને પિતૃપક્ષ વડે ઓળખાવે છે.[59]

**પૃથિવીષેણ**

રુદ્રસેન ૧ લાને બે પુત્ર હોવા છતાં એ એના વારસદાર ન થયા, કેમકે આ સમયે રુદ્રસેનના બે અનુજ સંઘદામા અને દામસેન જીવિત હતા. ઉત્તરાધિકારના સંભવિત નિયમ અનુસાર ગાદીનો હક્ક જ્યેષ્ઠ પુત્રને નહિ, પણ અનુજને મળે, આથી રુદ્રસેન ૧ લા પછી એના બે અનુજોમાંથી અગ્રજને ગાદીનો હક્ક પ્રાપ્ત થાય, પરંતુ પૃથિવીષેણના 'ક્ષત્રપ' તરીકેના સિક્કા ઉપરનો સમયનિર્દેશ સ્પષ્ટતઃ વર્ષ ૧૪૪ નું સૂચન કરે છે. અગાઉ જોયું કે રુદ્રસેનનું 'મહાક્ષત્રપ' તરીકેનું છેલ્લું જ્ઞાત વર્ષ પણ ૧૪૪ છે, આથી એવી અટકળ થઈ શકે કે રુદ્રસેને કૌટુંબિક પરંપરાની ઉપેક્ષા કરી પોતાના શાસનના અંતમાં પુત્ર પૃથિવીષેણને 'ક્ષત્રપ' નીમ્યો હોય, પણ એના 'ક્ષત્રપ' તરીકેના સિક્કાઓ એક જ વર્ષના પ્રાપ્ય છે અને એના 'મહાક્ષત્રપ' તરીકેના સિક્કા ઉપલબ્ધ નથી, એટલે એવું અનુમાન સંભવે કે એ

મહાક્ષત્રપપદ પામ્યા વિના જ અકાળ અવસાન પામ્યો હોય. સંઘદામાના વર્ષ ૧૪૪ ના 'મહાક્ષત્રપ' તરીકેના પ્રાપ્ત સિક્કા આ અનુમાનનું સમર્થન કરે છે.

પરમેશ્વરીલાલ ગુપ્તનું આ અંગે એવું મંતવ્ય છે કે રુદ્રસેને પોતાના નાના ભાઈને ક્ષત્રપપદ આપવાને બદલે પોતાના પુત્રને આપ્યું, પરિણામે ગાદી માટેના સંઘર્ષમાં સંઘદામાના હાથે પિતા-પુત્રે જાન ગુમાવ્યા હોય;[૬૦] જોકે આ માટે કોઈ સબળ પુરાવા નથી. અહીં એવી પણ અટકળ થઈ શકે કે આવી કોઈ લડાઈ ગાદી માટે ન થઈ હોય, પણ ભાગ્યવશાત્ રુદ્રસેન અને પૃથિવીષેણ એક જ વર્ષે એકાએક અવસાન પામ્યા હોય.

**સંઘદામા**

રુદ્રસેન – પૃથિવીષેણના અવસાનના કારણે સંઘદામા શક વર્ષ ૧૪૪ માં કાયદેસર વારસદાર તરીકે સીધો જ 'મહાક્ષત્રપ' બનેલો જણાય છે, કેમકે એના 'ક્ષત્રપ' તરીકેના સિક્કા પ્રાપ્ય થયા નથી. એના સિક્કાઓ માત્ર વર્ષ ૧૪૪ અને ૧૪૫ એમ બે વર્ષના મળ્યા છે, આથી સંઘદામાના અતિ અલ્પ શાસન-કાળના સંદર્ભમાં અળતેકર એવું સૂચવે છે કે અજમેર–ઉદેપુર પ્રદેશના માલવો સાથેના યુદ્ધમાં એ માર્યો ગયો હોય.[૬૧] રાજકોટના વૉટ્સન મ્યુઝિયમમાં સંઘદામાનો વર્ષ ૧૪૯ નો સિક્કો છે[૬૨] તેના આધારે પરમેશ્વરીલાલ ગુપ્ત સૂચવે છે કે સંઘદામા માલવો સાથેના યુદ્ધમાં માર્યો ગયો નહિ હોય, પણ એ વર્ષ ૧૪૯ સુધી સત્તા-ધીશ હશે,[૬૩] પરંતુ એના અગ્રજ રુદ્રસેનના 'મહાક્ષત્રપ' તરીકેના વર્ષ ૧૪૪ અને અનુજ દામસેનના 'મહાક્ષત્રપ' તરીકેના વર્ષ ૧૪૫ ના ઉપલબ્ધ સિક્કાઓ ગુપ્તના મંતવ્યને નિરાધાર ઠરાવે છે. અળતેકરના સૂચન માટે કોઈ સાપેક્ષ પુરાવો ન હોઈ એ પણ સ્વીકાર્ય બનતું નથી.

**દામસેન**

એ સંઘદામાનો અનુજ હતો. એના 'ક્ષત્રપ' તરીકેના સિક્કા ઉપલબ્ધ ન હોઈ એ વર્ષ ૧૪૫ માં સીધો જ 'મહાક્ષત્રપ' બન્યો હોવાનું ફલિત થાય છે. એના પુરોગામી સંઘદામાના સિક્કા પરનું છેલ્લું જ્ઞાત વર્ષ ૧૪૫ હોઈ એ આ વર્ષના ઉત્તરભાગમાં સત્તાધીશ બન્યો હશે. એના સિક્કાઓ પરનું છેલ્લું જ્ઞાત વર્ષ ૧૫૮ છે[૬૪] અને એના અનુગામી યશોદામા ૧ લાના સિક્કા પર ૧૬૦ નું વર્ષ મળે છે, આથી કહી શકાય કે એણે તેરેક વર્ષ રાજ્ય કર્યું હશે.

એના ચાંદીના વર્ષ ૧૪૮ અને ૧૪૯ ના સિક્કા પ્રાપ્ય ન હતા ત્યારે પરમેશ્વરીલાલ ગુપ્તે માનેલું કે એણે શાંતિથી રાજ્ય કર્યું નહિ હોય,[૬૫] પરંતુ એના પોટીનના થોડા સિક્કાઓ મળ્યા છે, જેમાં એક પર વર્ષ ૧૪૮ છે,[૬૬] જે

એમના ખ્યાલ બહાર હોય એમ લાગે છે, અને હવે આ વર્ષનો ચાંદીનો એક સિક્કો પણ મળ્યો છે,[૬૭] એટલે એમનું સૂચન સ્વીકાર્ય બનતું નથી.

**દામસેનના સમયના ક્ષત્રપો**

એના 'મહાક્ષત્રપ' તરીકેના શાસન દરમ્યાન બે ક્ષત્રપ રાજવીઓના સિક્કાઓ જોવા મળે છે: વર્ષ ૧૫૪ અને ૧૫૫ના એના અગ્રજ રુદ્રસેન ૧ લાના બીજા પુત્ર દામજદશ્રી ૨ જાના તેમજ વર્ષ ૧૫૬ થી ૧૬૦ સુધીના પોતાના પુત્ર વીરદામાના, આથી એવું કહી શકાય કે દામજદશ્રી ૨ જો 'મહાક્ષત્રપ'ના હોદ્દા સુધી પહોંચ્યા પૂર્વે જ અવસાન પામ્યો હોવો જોઈએ. તેથી દામસેનનો જ્યેષ્ઠ પુત્ર અને દામજદશ્રી-નો પિતરાઈ ભાઈ વીરદામા 'ક્ષત્રપ' તરીકે નિમાયેલો એ સિક્કાઓથી સ્પષ્ટ થાય છે. ક્ષત્રપપદે એ વર્ષ ૧૬૦ સુધી રહેલો માલૂમ પડે છે.[૬૮] દરમ્યાન એનો પિતા વર્ષ ૧૫૯–૧૬૦ સુધીમાં અવસાન પામ્યો હોવાનું જણાય છે, એટલે સ્વાભાવિક જ વીરદામા આ સમયે મહાક્ષત્રપપદે પહોંચવો જોઈએ, પરંતુ એના 'મહાક્ષત્રપ' તરીકેના સિક્કા પ્રાપ્ય નથી, જ્યારે એના અનુજ યશોદામા ૧ લાના વર્ષ ૧૬૦ ના 'મહાક્ષત્રપ' તરીકેના સિક્કા મળી આવ્યા છે, આથી અનુમાન કરી શકાય કે દામસેન વર્ષ ૧૬૦ સુધી જીવ્યો હોવો જોઈએ અને એ જ વર્ષે 'ક્ષત્રપ' તરીકેના હોદ્દા દરમ્યાન વીરદામા મૃત્યુ પામ્યો હોવો જોઈએ. એટલે દામસેને એના બીજા પુત્ર યશોદામાની એ જ વર્ષે અર્થાત્ વર્ષ ૧૬૦ માં 'ક્ષત્રપ' તરીકે નિયુક્તિ કરી હોવી જોઈએ, પરંતુ એ જ વર્ષે દામસેન મૃત્યુ પામ્યો હોય એમ એના પુત્ર અને અનુગામી યશોદામાના વર્ષ ૧૬૦ ના 'મહાક્ષત્રપ' તરીકેના સિક્કાથી સ્પષ્ટ બને છે.

**યશોદામા ૧ લો**

યશોદામાના વર્ષ ૧૬૦ ના 'ક્ષત્રપ' અને 'મહાક્ષત્રપ' તરીકેના ઉપલબ્ધ સિક્કાઓ પરથી સ્પષ્ટ થાય છે કે એ વર્ષ ૧૬૦ના પૂર્વ ભાગમાં ક્ષત્રપપદે આવ્યો અને ઉત્તર ભાગમાં મહાક્ષત્રપપદે. એના અનુજ વિજયસેનના આ જ વર્ષના ક્ષત્રપ સિક્કાઓ આને સમર્થન આપે છે. યશોદામાના મહાક્ષત્રપપદના સિક્કાઓ બે જ વર્ષના ૧૬૦ અને ૧૬૧ મળ્યા છે, આથી એ વર્ષ ૧૬૧ માં અકાળ અવસાન પામ્યો હોવાનું જણાય છે, કેમકે એના અનુગામી વિજયસેનના એ જ વર્ષના મહાક્ષત્રપકાળના સિક્કાઓ મળ્યા છે; આથી યશોદામાએ માત્ર બે વર્ષથીય ઓછો સમય રાજગાદી ભોગવી હોવી જોઈએ.

આમ ૧૬૦–૧૬૧ નાં બે વર્ષો દરમ્યાન દામસેન, એનો પુત્ર વીરદામા અને એનો બીજો પુત્ર યશોદામા મૃત્યુ પામે છે.[૬૯] પછી એનો ત્રીજો પુત્ર વિજયસેન વર્ષ ૧૬૧ માં મહાક્ષત્રપપદે આવી દીર્ઘકાલ સુધી શાસન કરે છે.

**વિજયસેન**

અગાઉ જોયું કે વિજયસેન એક જ વર્ષ ક્ષત્રપપદે રહી બીજે વર્ષે મહાક્ષત્રપપદ પામે છે. એના 'મહાક્ષત્રપ' તરીકેના સિક્કાઓ વર્ષ ૧૬૧ થી ૧૭૨ સુધીના પ્રત્યેક વર્ષના પ્રાપ્ત થયા છે.[૭૦] એના અનુગામીના સિક્કા વર્ષ ૧૭૨ થી શરૂ થાય છે એટલે એણે અગિયારેક વર્ષ શાસન કર્યું કહેવાય. એનો શાસનકાળ શાંતિભર્યો અને સમૃદ્ધ હતો એમ સમગ્ર ગુજરાતમાંથી મોટી સંખ્યામાં ઉપલબ્ધ થયેલા એના સિક્કાઓ પરથી કહી શકાય.

એના રાજ્યઅમલ દરમ્યાન કોઈ ક્ષત્રપ રાજાના સિક્કા પ્રાપ્ત થયા નથી એટલે એવી અટકળ કરી શકાય કે એ એકાએક ગુજરી ગયો હોવો જોઈએ, જેથી એ એના ઉત્તરાધિકારીની નિમણૂક કરી શક્યો નહિ હોય. એના અગ્રજોના રાજ્યના અલ્પકાળને ધ્યાનમાં લેતાં એમ કહી શકાય કે એ મહાક્ષત્રપપદે આવ્યો ત્યારે જુવાન હશે અને તેથી પોતાનો વારસદાર કે અનુગામી ક્ષત્રપ નીમવાની જરૂર જણાઈ નહિ હોય. એના પછી એનો અનુજ દામજદશ્રી ગાદીએ આવ્યો.

**દામજદશ્રી ૩ જો**

એના માત્ર 'મહાક્ષત્રપ' તરીકેના સિક્કા વર્ષ ૧૭૨ થી ૧૭૭ સુધીના મળ્યા છે, તેથી એ વિજયસેનના અનુગામી તરીકે વર્ષ ૧૭૨ ના ઉત્તરભાગમાં ગાદીપતિ બન્યો હોવાનું કહી શકાય. એના અનુગામીના વર્ષ ૧૭૭ ના સિક્કાઓથી સ્પષ્ટ બને છે કે એ વર્ષ ૧૭૭ ના પૂર્વભાગમાં મૃત્યુ પામ્યો.

**રુદ્રસેન ૨ જો**

દામજદશ્રી ૩ જાના જ્યેષ્ઠ બંધુ ક્ષત્રપ વીરદામાના પુત્ર રુદ્રસેનના વર્ષ ૧૭૭ થી ૧૯૯ સુધીના લગભગ પ્રત્યેક વર્ષના[૭૧] 'મહાક્ષત્રપ' તરીકેના સિક્કા ઉપલબ્ધ થતા હોઈ દામજદશ્રી ૩ જાના અનુગામી તરીકે એ સીધો જ મહાક્ષત્રપપદ થયો જણાય છે. એના અનુગામી રાજા મહાક્ષત્રપ વિશ્વસિંહના સિક્કા વર્ષ ૨૦૦ થી મળતા હોઈ રુદ્રસેન વર્ષ ૧૯૯ ના અંતભાગમાં બાવીસેક વર્ષ શાંતિભર્યું રાજ્ય કરી અવસાન પામ્યો જણાય છે.

એના દીર્ઘ શાસનકાળ દરમ્યાનની કોઈ વિશેષ માહિતી મળતી નથી. એના રાજ્યઅમલના ઉત્તરભાગમાં એના પુત્ર વિશ્વસિંહને 'ક્ષત્રપ' તરીકે રાજ્ય કરતો જોઈએ છીએ.[૭૨] રુદ્રસેનને કોઈ અનુજ નહિ હોઈ એનો ઉત્તરાધિકાર એના મોટા પુત્ર વિશ્વસિંહને મળ્યો લાગે છે.

### વિશ્વસિંહ

ક્ષત્રપકાલના એના સિક્કા પરનું વહેલામાં વહેલું જ્ઞાત વર્ષ ૧૯૦ છે. આ વર્ષ પૂર્વેના 'ક્ષત્રપ' તરીકે કોઈ અન્યના સિક્કાઓ મળતા ન હોઈ વિશ્વસિંહ એ પહેલાં પણ 'ક્ષત્રપ' તરીકે નિમાયો હોવો સંભવે. વર્ષ ૧૯૧ થી ૧૯૬ સુધીનાં ૭ વર્ષના એના સિક્કા હજી ઉપલબ્ધ થયા નથી. એના સિક્કા પરનું છેલ્લું જ્ઞાત વર્ષ ૨૦૦ હોઈ અને એના અનુગામીના 'ક્ષત્રપ' તરીકેના સિક્કા વર્ષ ૨૦૦ થી મળતા હોઈ વિશ્વસિંહ આ જ વર્ષના ઉત્તરભાગમાં મહાક્ષત્રપપદે પહોંચ્યો હોવાનું સ્પષ્ટ બને છે. એના 'મહાક્ષત્રપ' તરીકેના વર્ષ ૨૦૦ અને ૨૦૧ ના સિક્કાઓથી આને સમર્થન મળે છે. એના અનુજ ભર્તૃદામાના 'ક્ષત્રપ' તરીકેના સિક્કા વર્ષ ૨૦૪ સુધીના અને 'મહાક્ષત્રપ' તરીકેના વર્ષ ૨૦૪ થી મળતા હોઈ એવું અનુમાન કરી શકાય કે વિશ્વસિંહ ૨૦૪ સુધી મહાક્ષત્રપપદે રહ્યો હોવો જોઈએ.[૭૩]

### ભર્તૃદામા

એના 'ક્ષત્રપ' તરીકેના સિક્કા વર્ષ ૨૦૦ થી ૨૦૪ સુધીના મળ્યા છે. એના પુરોગામી રાજા વિશ્વસિંહના 'ક્ષત્રપ' તરીકેના સિક્કા વર્ષ ૨૦૦ સુધીના ઉપલબ્ધ છે અને એના અનુગામી રાજા વિશ્વસેનના 'ક્ષત્રપ' તરીકેના સિક્કા વર્ષ ૨૦૫ થી મળે છે, આથી ભર્તૃદામાનો ક્ષત્રપકાલ પાંચેક વર્ષનો હોવાનું જણાય છે.

એના મહાક્ષત્રપકાલના સિક્કા પરનું પહેલું જ્ઞાત વર્ષ ૨૦૪ છે અને છેલ્લું જ્ઞાત વર્ષ ૨૨૧ છે. એના વર્ષ ૨૦૮, ૨૧૮ અને ૨૧૯ ના વર્ષના સિક્કા જાણમાં નથી. એના ક્ષત્રપકાલના છેલ્લા જ્ઞાત વર્ષ પરથી અને મહાક્ષત્રપકાલના પહેલા જ્ઞાત વર્ષ પરથી એનો મહાક્ષત્રપીય અમલ વર્ષ ૨૦૪ ના ઉત્તરાર્ધમાં શરૂ થયાનું જણાય છે, પરંતુ એના શાસનકાલની ઉત્તરમર્યાદા નિશ્ચિત કરવી મુશ્કેલ છે, કેમકે એના અમલના છેલ્લા જ્ઞાત વર્ષ ( ૨૨૧ ) પછી લગભગ ૪૮ વર્ષ સુધીના કોઈ મહાક્ષત્રપના સિક્કા ઉપલબ્ધ થયા નથી, આથી એના પોતાના સિક્કાઓને આધારે કહી શકીએ કે એણે વર્ષ ૨૦૪ થી ૨૨૧ સુધી ઓછામાં ઓછાં સત્તર વર્ષ મહાક્ષત્રપપદ સંભાળ્યું હતું. આ દરમ્યાન ક્ષત્રપપદે એનો પુત્ર વિશ્વસેન હતો, જેના ક્ષત્રપકાલના સિક્કા વર્ષ ૨૨૬ સુધી મળે છે. આથી મહાક્ષત્રપ ભર્તૃદામાનો અમલ વર્ષ ૨૨૧ પછી ૨૨૬ સુધી લંબાયો હોવો સંભવે છે.

### વિશ્વસેન

ભર્તૃદામાના શાસનકાલના આરંભથી જ એના પુત્ર વિશ્વસેનને 'ક્ષત્રપ' તરીકે ઉત્તરાધિકાર પ્રાપ્ત કરેલો જોઈએ છીએ. એના ક્ષત્રપકાલના સિક્કા વર્ષ

૨૦૫ અને ૨૦૬ ના તેમજ વર્ષ ૨૧૪ થી ૨૨૬ સુધીના લગભગ પ્રત્યેક વર્ષના પ્રાપ્ય છે. આમ એણે વર્ષ ૨૦૫ થી ૨૨૬ એટલે કે લગભગ ૨૨ વર્ષ સુધી સત્તા સંભાળી હતી.

સ્વામી જીવદામાના પુત્ર રુદ્રસિંહ ૨ જાના પણ ક્ષત્રપકાલના સિક્કા વર્ષ ૨૨૬ થી મળે છે અને પછી અગિયારેક વર્ષ સુધી ચાલુ રહે છે. પરંતુ આ સમય દરમ્યાન વિશ્વસેન કે બીજો કોઈ ક્ષત્રપવંશી રાજા મહાક્ષત્રપપદે હોવાનું જણાતું નથી.[૭૪] વળી રુદ્રસિંહ ૨ જાનો પિતા સ્વામી જીવદામા રાજા, ક્ષત્રપ કે મહાક્ષત્રપનાં બિરુદ ધરાવતો ન હતો, આથી વિશ્વસેન ગમે તે કારણે ક્ષત્રપપદેથી મહાક્ષત્રપપદે ગયો ન હોવાનું સ્પષ્ટ થાય છે, એટલું જ નહિ, મહાક્ષત્રપ ભર્તૃદામા અને ક્ષત્રપ વિશ્વસેન આ સમયે કદાચ કુદરતી રીતે મૃત્યુ પામ્યા હોય તોપણ એમના રાજ્યાધિકારનો વારસો એમના કોઈ અનુજને કે પુત્રને મળ્યો જણાતો નથી. આથી વિશ્વસેન અને રુદ્રસિંહ વચ્ચેનો સત્તા-પલટો કોઈ અનિયમિત પ્રકારનો હોવાનું પણ સ્પષ્ટ થાય છે.

સ્વામી જીવદામાને મહાક્ષત્રપ ભર્તૃદામા કે ક્ષત્રપ વિશ્વસેન સાથે કોઈ સગાઈનો સંબંધ હતો કે કેમ એ નક્કી કરવું મુશ્કેલ છે. જીવદામાનું 'સ્વામી' બિરુદ, એના નામનું ઉત્તરપદ 'દામા', એનું આખું નામ તથા એના પુત્રનું નામ જોતાં જીવદામા ચાષ્ટન કુળ સાથે કંઈ નિકટનો સંબંધ ધરાવતો હોવા સંભવ છે, પરંતુ આ સંબંધ પિતૃ-પુત્રની સીધી વંશજ-પરંપરાનો હતો એ કહેવું મુશ્કેલ છે. હાલની ઉપલબ્ધ માહિતી અનુસાર ભર્તૃદામા ચાષ્ટન કુલનો છેલ્લો મહાક્ષત્રપ અને વિશ્વસેન એ કુલનો છેલ્લો ક્ષત્રપ તથા છેલ્લો જ્ઞાત પુરુષ હોવાનું જણાય છે.

આ સર્વ નિરૂપણથી આપણે કહી શકીએ કે ૧૩ મહાક્ષત્રપ રાજાઓ અને ૭ ક્ષત્રપ રાજવીઓના સિક્કા પ્રાપ્ત થયા છે. આમ ય્સામોતિકના કુલમાં ચાષ્ટનથી વિશ્વસેન સુધીના ૨૦ રાજાઓની માહિતી મળે છે; એમણે લગભગ ૧૭૫ વર્ષ સુધી સત્તા સંભાળી ગુજરાતમાં પશ્ચિમી ક્ષત્રપોની રાજસત્તાનો અભ્યુદય પ્રવર્તાવ્યો.

### ક્ષત્રપ રાજ્યની પડતી

ભર્તૃદામા પછી ચાષ્ટન વંશની સત્તામાં ભંગાણ પડેલું જણાય છે. એનો પુત્ર મહાક્ષત્રપપદ પામ્યા પૂર્વે જ અવસાન પામે છે. ભર્તૃદામા પછી તો મહાક્ષત્રપ-પદ રુદ્રસેન ૩ જાના પિતા રુદ્રદામા ૨ જા પાસે જોવા મળે છે, આથી આ ગાળા

દરમ્યાન મહાક્ષત્રપપદે કોઈ રાજા હોવાનું જાણવા મળતું નથી,[૭૫] જ્યારે ક્ષત્રપપદ ધારણ કરેલી ત્રણ વ્યક્તિઓ જોવા મળે છે: વિશ્વસેન, રુદ્રસિંહ ૨ જો અને યશોદામા ૨ જો; આથી એવી અટકળ કરી શકાય કે ભર્તૃદામા પછી ક્ષત્રપવંશી રાજાઓનાં સત્તાનાં પૂર ઓસરવા લાગે છે અને એની પછીના રાજાઓના માત્ર ક્ષત્રપ તરીકેના સિક્કાઓ મળે છે, એટલે તેઓ કોઈ અન્ય શક્તિશાળી સત્તાની અધીનતા નીચે હશે એવું માનવા પ્રેરાઈએ. પરંતુ યશોદામા ૨ જા પછીના શેષ રાજાઓના સિક્કાઓ કેવળ 'મહાક્ષત્રપ' તરીકેના જ મળે છે, આથી આ અટકળ યોગ્ય જણાતી નથી.

ભર્તૃદામા પછીના રાજાઓના માત્ર 'ક્ષત્રપ' તરીકેના અને એમના પછીના શેષ રાજાઓના કેવળ 'મહાક્ષત્રપ' તરીકેના ઉપલબ્ધ સિક્કાઓના આધારે એવો સંભવ વ્યક્ત કરી શકાય કે ભર્તૃદામા–વિશ્વસેનના શાસનકાલ સાથે જ ચાષ્ટન વંશનો અંત આવતાં ક્ષત્રપ–મહાક્ષત્રપની પ્રથાનોય અંત આવ્યો હોય; અર્થાત્ હવે પછી બે નહિ, પણ એક જ શાસકની પ્રથા રહી હોય. આથી એમ કહી શકાય કે જીવદામાના કુટુંબમાં એ એક શાસકને क्षत्रप કહેવામાં આવ્યો હોય, જ્યારે એ પછીનાં કુટુંબોમાં એને महाक्षत्रप તરીકે ઓળખાવવામાં આવ્યો હોય. આમ શક વર્ષ ૨૨૬ પછી જાણે કે એક જ શાસકની પ્રથા પ્રચલિત રહી હોવી સંભવે છે.

## (૪) ઇતર ક્ષત્રપવંશો

વંશાવળી ઉપરથી ચાષ્ટન વંશના છેલ્લા જ્ઞાત રાજા વિશ્વસેન પછી સ્વામી જીવદામાનું નામ જાણવા મળે છે. આ રાજાનો ઉલ્લેખ એના પુત્ર રુદ્રસિંહ ૨ જાના સિક્કાલેખમાં છે. જીવદામાનો પોતાનો એકેય અભિલેખ ઉપલબ્ધ થયો ન હોઈ એના પિતાનું નામ જાણવા મળતું નથી, તેથી એના પિતા અને વિશ્વસેન વચ્ચે પૈતૃક સંબંધ હતો કે કેમ અને હતો તો કેવા પ્રકારનો એ વિશે કોઈ જ માહિતી પ્રાપ્ય નથી. એમના કુલના નામ વિશે અનુમાન કરવું મુશ્કેલ છે. જીવદામાના કુલમાં ફક્ત બે જ રાજાઓનો સળંગ વંશ દેખા દે છે.

એમાંના બીજા રાજા યશોદામા ૨ જા પછી સિક્કાઓ પરથી સ્વામી રુદ્રદામા ૨ જાનું નામ જાણવા મળે છે, પરંતુ એ બે રાજાઓ વચ્ચે શી સગાઈ હતી એ બિલકુલ સ્પષ્ટ થતું નથી. એના પછી રુદ્રસેન ૩ જો ગાદીએ આવ્યો. આ વંશમાં માત્ર આ બે જ રાજાઓની માહિતી મળે છે. આ વંશનુંય કોઈ વિશિષ્ટ કુલનામ જાણવા મળ્યું નથી.

રુદ્રસેન ૩ જા પછી એની બહેનનો પુત્ર સ્વામી સિંહસેન રાજા થયેલો જણાય છે, આથી સિંહસેનનું કુલ રુદ્રસેન ૩ જાના કુલ કરતાં ભિન્ન હોવાનું સ્પષ્ટ થાય છે. સિંહસેન પછી એનો પુત્ર રુદ્રસેન ૪ થો ગાદીએ આવે છે. આ વંશમાંય આ બે જ રાજાઓ થયા હોવાનું જણાય છે. એમના કુલનામ વિશે ય કોઈ માહિતી ઉપલબ્ધ નથી.

રુદ્રસેન ૪ થા પછી રુદ્રસિંહ ૩ જાના સિક્કા પરથી એના પિતા સત્યસિંહની માહિતી પ્રાપ્ત થાય છે, પરંતુ રુદ્રસેન ૪ થા અને સત્યસિંહ વચ્ચેનો સંબંધ સ્પષ્ટ નથી. સત્યસિંહના પોતાના સિક્કા પ્રાપ્ય ન હોઈ એના પિતાની કોઈ માહિતી મળતી નથી. રુદ્રસિંહ ૩ જા પછી ક્ષત્રપ રાજાઓના સિક્કા મળતા નથી, એટલે પશ્ચિમી ક્ષત્રપ રાજાઓમાં સંભવતઃ એ છેલ્લો રાજા હોવાનું સ્પષ્ટ થાય છે.

આમ ચાષ્ટન વંશની સીધી સળંગ મળતી વંશાવળી પછી કુલ ચાર જગ્યાએ સંબંધ તૂટે છે, જેમાંના એકમાં કુલ ભિન્ન હોવાનું જણાય છે, શેષ ત્રણ કુલોના સંબંધ વિશે એકેય બાજુએ કશું ચોક્કસપણે કહી શકાય એવી સામગ્રી કે પુરાવા પ્રાપ્ત થતા નથી.

## ત્રીજું ક્ષત્રપકુલ

**સ્વામી જીવદામા**

એની માહિતી એના પુત્ર રુદ્રસિંહ ૨ જાના સિક્કા ઉપરથી મળે છે. ચાષ્ટનના પિતા ય્સામોતિકની જેમ સિક્કાઓમાં એને 'રાજા ક્ષત્રપ' કે 'રાજા મહાક્ષત્રપ' જેવાં રાજબિરુદો વિનાનો દર્શાવાયો છે, માત્ર 'સ્વામી'નું વિશેષણ એના નામની પૂર્વે જોવા મળે છે, આથી એણે રાજ્ય કર્યું ન હતું એ સ્પષ્ટ થાય છે. વળી ભર્તૃદામાના પુત્ર વિશ્વસેન પછી સ્વામી જીવદામાનો પુત્ર રુદ્રસિંહ ૨ જો ગાદીએ આવ્યો હોવાનું સિક્કાઓથી સ્પષ્ટ થાય છે, કેમકે ઉભયના સિક્કાઓ ઉપર વર્ષ ૨૨૬ નોંધાયું છે; આથી પણ કહી શકાય કે સ્વામી જીવદામાએ રાજ્ય કર્યું ન હતું.

આ વંશના રાજાઓની ચાષ્ટનકુલ સાથેના સંબંધોની વિગતો મળતી નથી. રેપ્સન એવું સૂચવે છે કે જીવદામાનું 'સ્વામી' બિરુદ અને દામાન્ત પદવાળું એનું નામ ચાષ્ટનકુલ સાથે નજીકનો સંબંધ દર્શાવે છે. સ્વામી જીવદામા કદાચ ભર્તૃદામાનો ભાઈ હોવાની અટકળ પણ એમણે કરી છે.[૭૬] ભગવાનલાલ ઇંદ્રજીનું માનવું છે કે તેઓ ચાષ્ટન રાજકુટુંબની કોઈ નાની શાખાના નબીરા હોવા જોઈએ.[૭૭]

### રુદ્રસિંહ ૨ જો

આ ત્રીજા ક્ષત્રપકુલનો એ સ્થાપક હોવાનું જણાય છે. એના ચાંદીના ઉપલબ્ધ બધા જ સિક્કાઓ 'ક્ષત્રપ' તરીકેના અને વર્ષ ૨૨૬ થી ૨૩૭ સુધીના લગભગ પ્રત્યેક વર્ષના છે, આ ઉપરથી એણે અગિયારેક વર્ષ સત્તા સંભાળી હોવાનું જણાય છે. એના 'મહાક્ષત્રપ' તરીકેના સિક્કાઓ પ્રાપ્ત થયા નથી.[૭૮]

### યશોદામા ૨ જો

આ રાજાના પણ કેવળ ક્ષત્રપકાલના સિક્કાઓ જ મળ્યા છે. એના સિક્કાઓ (વર્ષ ૨૪૮ અને ૨૫૧ સિવાયના) વર્ષ ૨૩૭ થી ૨૫૪ સુધી લગભગ પ્રત્યેક વર્ષના મળ્યા છે. એના પુરોગામીના સિક્કા પરનું છેલ્લું જ્ઞાત વર્ષ ૨૩૭ હોઈ એ આ વર્ષના ઉત્તરભાગમાં સત્તાધીશ બન્યો હોવાનું જણાય છે. પશ્ચિમી ક્ષત્રપ રાજાઓમાં 'ક્ષત્રપ' તરીકે સિક્કા પડાવનાર આ રાજા પ્રાય: છેલ્લો છે, કેમકે હવે પછી બધા જ રાજાઓના 'મહાક્ષત્રપ' તરીકેના સિક્કાઓ મળે છે.

અગાઉ જોયું તેમ હવે પછી 'ક્ષત્રપ' તરીકેના સિક્કા મળતા ન હોઈ એના શાસનકાળની નીચલી મર્યાદા નિશ્ચિત કરવી મુશ્કેલ છે. એના અનુગામીના 'મહાક્ષત્રપ' તરીકેના સિક્કા પરનું પહેલું જ્ઞાત વર્ષ ૨૭૦ છે, જે રુદ્રસેન ૩ જાના સિક્કાનું છે. રુદ્રસેન ૩ જાનો પિતા રુદ્રદામા ૨ જો પણ મહાક્ષત્રપ બન્યો હતો. રુદ્રદામા ૨ જાનો શાસનકાળ પંદરેક વર્ષનો એટલે કે વર્ષ ૨૫૫ થી ૨૭૦ ની વચ્ચેનો હોવાની અટકળ કરીએ, તો યશોદામાનું રાજ્ય શક વર્ષ ૨૫૪ ની લગભગ નજીકમાં પૂરું થયું હોવું સંભવે. આમ એણે લગભગ અઢારેક વર્ષ રાજગાદી ભોગવી હશે. એના અવસાન સાથે પ્રાય: ત્રીજા ક્ષત્રપકુલનો અંત આવેલો જણાય છે.[૭૯]

## ચોથું ક્ષત્રપકુલ

### સ્વામી રુદ્રદામા ૨ જો

આ સમયથી હવે બધા જ ક્ષત્રપ રાજાઓ એમના નામની પૂર્વે સ્વામી[૮૦] વિશેષણ પ્રયોજે છે. સ્વામી રુદ્રદામા ૨ જો એમાં પહેલો રાજા છે. ચોથા ક્ષત્રપકુલનો એ સ્થાપક જણાય છે. એનો પોતાનો એકેય સિક્કો આજ સુધી ઉપલબ્ધ થયો નથી, પરંતુ એના પુત્ર સ્વામી રુદ્રસેન ૩ જાના સિક્કાઓથી એના વિશે માહિતી મળે છે. આ સિક્કાઓ એને 'મહાક્ષત્રપ' તરીકે ઓળખાવે છે, આથી ચાષ્ટનવંશીય મહાક્ષત્રપ ભર્તૃદામા પછી ઘણા લાંબા સમયે મહાક્ષત્રપપદનો પ્રયોગ થાય છે.[૮૧] આથી એવું અનુમાન કરી શકાય કે એણે જરૂર ગાદી ભોગવી હશે.[૮૨]

એના સિક્કાઓની અનુપસ્થિતિને લઈને એનો શાસનકાળ નિશ્ચિત થતો નથી, પરંતુ એના પુરોગામી–અનુગામી રાજાઓના સિક્કા પરનાં જ્ઞાત વર્ષોથી એનો સંભવિત સમય વિચારી શકાય. એના અનુગામી રુદ્રસેન ૩ જાના સિક્કા પરનું પહેલું જ્ઞાત વર્ષ ૨૭૦ હોઈ રુદ્રદામાના રાજ્યની ઉત્તરમર્યાદા મોડામાં મોડી સંભવતઃ વર્ષ ૨૭૦ સુધીની મૂકી શકીએ. એના પુરોગામી મહાક્ષત્રપ રાજા ભર્તૃદામાના સિક્કા પરનું છેલ્લું જ્ઞાત વર્ષ ૨૨૧ છે અને પુરોગામી ક્ષત્રપ રાજા યશોદામા ૨ જાનું છેલ્લું જ્ઞાત વર્ષ ૨૫૪ છે.[૮૩] વર્ષ ૨૨૬ થી ૨૫૪ દરમ્યાન 'મહાક્ષત્રપ'નું પદ લુપ્ત રહ્યું અને એ પછી 'મહાક્ષત્રપ'નું પદ પુનઃ સ્થાપિત થયું ત્યારે 'ક્ષત્રપ'નું પદ સમૂળું લુપ્ત થઈ ગયું. આ સંભવ માનીએ તો આથી એવું અનુમાન કરી શકાય કે શક વર્ષ ૨૫૪ ની આસપાસમાં રુદ્રદામા ૨ જાના રાજ્ય-અમલની પૂર્વમર્યાદા મૂકી શકાય. તદનુસાર એણે વર્ષ ૨૫૪ થી ૨૭૦ સુધીમાં સોળેક વર્ષ રાજ્ય કર્યું હોવાનો સંભવ વિચારી શકાય.

**સ્વામી રુદ્રસેન ૩ જો**

એના ચાંદીના અને સીસાના સિક્કા ખૂબ મોટી સંખ્યામાં પ્રાપ્ત થયા છે. પશ્ચિમી ક્ષત્રપ રાજાઓમાં સૌથી વધુ સંખ્યામાં એના સિક્કાઓ મળ્યા છે.

રુદ્રસેનના ઉપલબ્ધ ચાંદીના બધા જ સિક્કા 'મહાક્ષત્રપ' તરીકેના છે. અગાઉ નોંધ્યું તેમ ભર્તૃદામા-વિશ્વસેન પછી એક જ શાસકની પ્રથા હોઈ એના ક્ષત્રપકાલના સિક્કાઓ મળવાનો કે એણે પિતાના મહાક્ષત્રપકાલ દરમ્યાન ક્ષત્રપપદ સંભાળ્યું હોવાનો પ્રશ્ન રહેતો નથી, એટલે એ એના પિતા પછી જ ગાદીએ આવ્યો એ વધારે સંભવિત છે.

એના સિક્કાઓ વર્ષ ૨૭૦ થી ૩૦૨ સુધીના ઉપલબ્ધ થયા છે, ફક્ત વર્ષ ૨૭૫ થી ૨૭૯ સુધીના સિક્કાઓ પ્રાપ્ત થયા નથી.[૮૪] એના અનુગામીના સિક્કા પરનું પહેલું જ્ઞાત વર્ષ ૩૦૪ છે, આથી એવું અનુમાન કરી શકાય કે રુદ્રસેનનું રાજ્ય વર્ષ ૩૦૨ અને ૩૦૪ ની વચ્ચે પૂરું થયું હશે. આમ એણે બત્રીસેક વર્ષ સત્તા સંભાળી જણાય છે. એનો દીર્ઘ શાસનકાલ અને એના સિક્કાઓનું વિપુલ પ્રમાણ એના શક્તિશાળી રાજ્યનું, એના સામર્થ્યનું, રાજ્યની આર્થિક સધ્ધરતાનું અને એની વીરતાનું સૂચન કરે છે. પશ્ચિમી ક્ષત્રપ રાજાઓમાં પ્રાયઃ આ છેલ્લો પ્રભાવશાળી રાજા હતો. એને અનુજ કે પુત્ર નહિ હોય, આથી એનો ગાદી-વારસો એના ભાણેજને મળે છે.

## પાંચમું ક્ષત્રપકુલ

### સ્વામી સિંહસેન

એ રુદ્રસેન ૩ જાની બહેનનો પુત્ર છે. એના પિતાનું નામ જાણવા મળતું નથી. આ રાજાના મહાક્ષત્રપકાલના સિક્કાઓ વર્ષ ૩૦૪, ૩૦૫ અને ૩૦૬ એમ ત્રણ વર્ષના મળ્યા છે. એના પુરોગામી રાજાના સિક્કાઓ વર્ષ ૩૦૨ સુધીના હોઈ એના રાજ્યની પૂર્વ-મર્યાદાને વર્ષ ૩૦૨ અને ૩૦૪ની વચ્ચે મૂકી શકાય. એના એક અનુગામીના સિક્કાઓ વર્ષ ૩૧૦ થી મળે છે એટલે એના અમલની ઉત્તરમર્યાદા વર્ષ ૩૧૦ સુધી લંબાવી શકાય, પરંતુ આ ગાળા દરમ્યાન બીજા બે રાજાઓ–સ્વામી રુદ્રસેન ૪ થો અને સ્વામી સત્યસિંહ–ની માહિતી મળે છે, એટલે એવું અનુમાની શકાય કે એનો અમલ વર્ષ ૩૦૬ માં જ પૂરો થયો હશે.

### સ્વામી રુદ્રસેન ૪ થો

આજ સુધીમાં આ રાજાનો એક જ સિક્કો ઉપલબ્ધ થયો છે,[૮૫] જેનું લખાણ સુવાચ્ય નથી. આ રાજાના નામનું પૂર્વપદ રુદ્ર પણ સ્પષ્ટ નથી, પરંતુ રૅપ્સન આ સિક્કો એનો હોવાનું સ્વીકારે છે. વર્ષ અવાચ્ય હોઈ એના રાજ્યઅમલ વિશે કોઈ અટકળ થઈ શકતી નથી. એના પિતા સિંહસેનના સિક્કા છેલ્લું જ્ઞાત વર્ષ ૩૦૬ અને એના અનુગામી સત્યસિંહના પુત્ર રુદ્રસિંહ ૩ જાના સિક્કા પરનું પહેલું જ્ઞાત વર્ષ ૩૧૦ છે, એટલે સ્વામી રુદ્રસેન ૪ થાનો અમલ આ બે વર્ષોની વચ્ચેના ગાળાના પૂર્વ ભાગમાં મૂકવો જોઈએ.

## છઠ્ઠું ક્ષત્રપકુલ

### સ્વામી સત્યસિંહ

એનો પોતાનો એકેય સિક્કો પ્રાપ્ત નથી, પરંતુ ચાષ્ટનના પિતા ઘ્સામોતિક, રુદ્રસિંહ ૨ જાના પિતા સ્વામી જીવદામા અને રુદ્રસેન ૩ જાના પિતા સ્વામી રુદ્રદામા ૨ જાની જેમ સ્વામી સત્યસિંહની માહિતી એના પુત્ર રુદ્રસિંહ ૩ જાના સિક્કા પરથી મળે છે. એને પણ 'મહાક્ષત્રપ' તરીકે ઓળખાવ્યો છે. એના પુરોગામી–અનુગામીના શાસનકાલને ધ્યાનમાં લેતાં અને એને રુદ્રસેન ૪ થાનો સીધો અનુગામી હોવાનું વિચારતાં એનો રાજ્યઅમલ વર્ષ ૩૦૬ થી ૩૧૦ ના ગાળા દરમ્યાન સ્વામી રુદ્રસેન ૪ થાના રાજ્યકાલ પછી, એ ગાળાના ઉત્તર ભાગમાં હોવો જોઈએ.

રુદ્રસેન ૪ થા સાથેનો એનો સંબંધ જાણમાં નથી. રૅપ્સન એવું સૂચવે છે કે સ્વામી સત્યસિંહ એ સ્વામી સિંહસેનનો ભાઈ હોય,[૮૬] પરંતુ એ માટે સીધા આધારો આપ્યા ન હોઈ આવી અટકળ માની લેવી યોગ્ય નથી; આથી એમ કહી શકાય કે સ્વામી સત્યસિંહથી શરૂ થતું આ છઠ્ઠું અને છેલ્લું ક્ષત્રપકુલ છે.

**સ્વામી રુદ્રસિંહ ૩ જો**

સ્વામી સત્યસિંહનો પુત્ર સ્વામી રુદ્રસિંહ ૩ જો એ પશ્ચિમી ક્ષત્રપ રાજાઓમાં છેલ્લો જ્ઞાત પુરુષ છે. એના 'મહાક્ષત્રપ' તરીકેના સિક્કાઓ વર્ષ ૩૧૦, ૩૧૨ [૮૭] અને ૩૨૦ના મળ્યા છે. અત્યાર સુધી પશ્ચિમી ક્ષત્રપોનું છેલ્લું જ્ઞાત વર્ષ ૩૧૦ મનાતું હતું,[૮૮] પરંતુ વર્ષ ૩૨૦ નો રુદ્રસિંહ ૩ જાનો એક સિક્કો આ લેખકને પ્રાપ્ત થયો છે;[૮૯] પરિણામે વર્ષ ૩૨૦ હાલના તબક્કે છેલ્લું જ્ઞાત વર્ષ છે, એટલે સ્વામી રુદ્રસિંહ ૩ જાના શાસનકાલનો અને એ સાથે પશ્ચિમી ક્ષત્રપ સત્તાનો અંત શક વર્ષ ૩૨૦ અર્થાત્ ઈ.સ. ૩૯૮ની નજીક હોવાનું સંભવે છે.[૯૦]

**ક્ષત્રપ રાજ્યનો અંત**

ઉપર્યુક્ત વર્ષ ૩૨૦ નો સિક્કો એ હાલના તબક્કે પશ્ચિમી ક્ષત્રપ વંશોનો છેલ્લો ઉપલબ્ધ જ્ઞાત આભિલેખિક પુરાવો છે. ત્યાર પછીના સમયની ક્ષત્રપ વંશની કે રાજ્યની કોઈ જ હકીકત જાણવા મળતી નથી. ચાષ્ટન કુલના છેલ્લા મહાક્ષત્રપ ભર્તૃદામાના અંતથી કે પછી સ્વામી રુદ્રસેન ૩ જાના અંતથી પશ્ચિમી ક્ષત્રપ સત્તાનાં પૂર ઓસરતાં જણાય છે. પશ્ચિમી ક્ષત્રપોમાંના છેલ્લા જ્ઞાત રાજા સ્વામી રુદ્રસિંહ ૩ જાના સમયમાં ક્ષત્રપ-સત્તાનો અંત આવ્યો હોવો સંભવે છે એમ એના અનુગામી કોઈ રાજાના સિક્કા હજી સુધી મળ્યા નથી એનાથી સૂચવી શકાય. તો આ છેલ્લો રાજા કાં તો અપુત્ર મરણ પામ્યો હોય કે કોઈ અન્ય શક્તિ-શાળી સત્તાએ ક્ષત્રપ રાજ્યનો અંત આણ્યો હોય એમ માનવું રહ્યું.

રૅપ્સનથી માંડી ઇતિહાસના આધુનિક સમય સુધીના અભ્યાસીઓ લગભગ એવો મત ધરાવે છે કે ગુપ્ત વંશના સમ્રાટ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે પશ્ચિમ ભારતની આ શક-સત્તાનો અંત આણ્યો હોય અને ક્ષત્રપ-રાજ્યને ગુપ્ત સામ્રાજ્યમાં ભેળવી દીધું હોય.[૯૧] આ મતના સમર્થકો પોતાના મંતવ્ય માટે ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના સમયના માળવામાંથી મળેલા, ત્રણ શિલાલેખો[૯૨] અને ચંદ્રગુપ્તના પોતાના, પ્રકાર-પદ્ધતિમાં ક્ષત્રપ-સિક્કાઓના સીધા અનુકરણવાળા, માળવામાંથી પ્રાપ્ત, સમયનિર્દેશોવાળા ચાંદીના સિક્કાઓનો [૯૩] આધાર લે છે અને એવી અટકળ કરે

છે કે ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય એના અધિકારીઓ સાથે માળવા ઉપર ચડી આવ્યો હશે અને માળવા જીતી દશેક વર્ષ માળવામાં રહ્યો હશે. ચંદ્રગુપ્ત એના દુશ્મન શક રાજાને સીધી લડાઈમાં નહિ, પણ દગાથી મારી નાખે છે એવો બાણના हर्षचरितમાંનો ઉલ્લેખ આ મતને સમર્થન આપે છે.[૯૪] આ બધા ઉપરથી ઐતિહાસિકો એમ સૂચવે છે કે ચંદ્રગુપ્તે ઈ.સ. ૩૯૫ અને ૪૦૦ની વચ્ચે માળવા ઉપર ચડાઈ કરી ક્ષત્રપ સત્તાનો અંત આણ્યો હશે,[૯૫] છતાં પશ્ચિમ ભારત ઉપર, ખાસ કરીને ગુજરાત ઉપર, એણે ક્યારે ચડાઈ કરી હશે એ નિશ્ચિત થયું નથી.[૯૬]

પરંતુ માળવામાંથી મળેલા ચંદ્રગુપ્તના સમયના આ આભિલેખિક પુરાવાઓની ચર્ચા વખતે આ જ પ્રદેશમાંથી ઉપલબ્ધ ક્ષત્રપોના સિક્કાઓ ધ્યાનમાં લેવાયા જણાતા નથી. રાજસ્થાન અને માળવામાંથી ક્ષત્રપ-સિક્કાઓના ત્રણ નિધિ મળ્યા છે: સરવાણિયા, સાંચી અને ગોંદરમૌ.[૯૭] આ ત્રણેય નિધિઓમાં રુદ્રસેન ૩ જા સુધીના સિક્કા પ્રાપ્ય છે; અર્થાત્ એના અનુગામી ક્ષત્રપ રાજાઓના સિક્કા ઉપલબ્ધ થયા નથી, આથી પરમેશ્વરીલાલ ગુપ્ત અનુમાન કરે છે કે શક વર્ષ ૨૭૩ (ઈ.સ. ૩૫૧) સુધીમાં[૯૮] કે એ પછી માળવા અને રાજસ્થાન ઉપરનો કાબૂ ક્ષત્રપોએ ગુમાવેલો. પરંતુ સોનેપુર (મધ્ય પ્રદેશ) નિધિમાં રુદ્રસેન ૩ જાના સિક્કા ઉપરનું છેલ્લું જ્ઞાત વર્ષ ૩૦૧ છે એટલે વિંધ્યાચળની દક્ષિણે આવેલા પ્રદેશો ઉપરનો કાબૂ ઈ.સ. ૩૭૯ પછી ગુમાવ્યો હોય. આથી તેઓ ક્ષત્રપોની રાજસ્થાન અને માળવા ઉપરની સત્તાને ઈ.સ. ૩૭૯ સુધી લંબાવે છે.[૯૯]

આમ ક્ષત્રપ-સિક્કાઓના ઉપર્યુક્ત નિધિઓથી સ્પષ્ટ થાય છે કે ચંદ્રગુપ્તના આક્રમણ સમય પૂર્વે તો ક્ષત્રપોએ રાજસ્થાન અને માળવા ઉપરની પકડ ગુમાવી દીધી હતી, એટલે ચંદ્રગુપ્તે ક્ષત્રપો પાસેથી માળવા જીત્યું હતું એમ હવે કહી શકાય નહિ.

ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે ગુજરાત ઉપર ચડાઈ કરી હોવાનો કોઈ આભિલેખિક પુરાવોય પ્રાપ્ત થયો નથી કે સાહિત્ય અને અનુશ્રુતિમાં પણ આ વિશે કોઈ સ્પષ્ટ ઉલ્લેખ નથી. એના કે એના પુત્ર કુમારગુપ્ત ૧ લાના કોઈ શિલાલેખ પણ ગુજરાતમાંથી મળ્યા હોવાનું જાણવામાં નથી. માત્ર એના પૌત્ર સ્કંદગુપ્તનો એક લેખ જૂનાગઢના શૈલ ઉપર છે. ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના ચાંદીના સિક્કા ગુજરાતમાંથી મળ્યા હોવાનું સ્પષ્ટતઃ જાણવામાં નથી. અળતેકર ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના ચાંદીના સિક્કા કેવળ પશ્ચિમ ભારતમાંથી મળ્યા હોવાની નોંધ કરે છે,[૧૦૦] પરંતુ પશ્ચિમ ભારતનાં કયાં કયાં સ્થળોએથી એના સિક્કા ઉપલબ્ધ થયા છે એની કોઈ સ્પષ્ટતા એમણે કરી નથી, તેથી એના સિક્કા ગુજરાતમાંથી

મળ્યા હોવાની હકીકત શંકાસ્પદ રહે છે. સંભવ છે કે પશ્ચિમ ભારતના પૂર્વ ભાગમાં આવેલા માળવામાંથી મળેલા સિક્કાના સંદર્ભમાં એમણે આ ઉદ્ગાર નોંધ કરી હોય. કુમારગુપ્ત ૧ લાના ચાંદીના ઘણા સિક્કા અમદાવાદ જિલ્લામાંથી મળ્યા છે.[૧૦૧] આ નિધિમાંથી સમુદ્રગુપ્ત, કાચગુપ્ત અને ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના સોનાના સિક્કાઓની સાથે કુમારગુપ્તના સિક્કાઓ મળી આવ્યા છે. આ બાબતમાં પરમેશ્વરીલાલ ગુપ્ત એવું સૂચવે છે કે આ સિક્કાઓ કુમારગુપ્ત ૧ લાના સમયમાં દાટવામાં આવ્યા હશે.[૧૦૨] અને તેથી કુમારગુપ્તના શાસન (ઈ.સ. ૪૧૫ થી ૪૫૫) દરમ્યાન જ સૌરાષ્ટ્ર–ગુજરાત ઉપર ગુપ્તોનો અધિકાર પ્રવર્ત્યો હોય એ વિશેષ સંભવે છે; અર્થાત્ ઈ.સ. ૪૧૫ માં કે એ પછી જ ગુપ્ત–રાજ્યની સત્તા ગુજરાત ઉપર સ્થપાઈ હોવાનું ફલિત થાય છે.

માળવા અને રાજસ્થાન ઉપર ક્ષત્રપોની સત્તા ઈ. સ. ૩૭૯ સુધી હોવાનું અગાઉ નોંધ્યું. આ પ્રદેશો ઉપરનો કાબૂ આ સમયે જતો રહ્યો હોવા છતાંય ક્ષત્રપો ગુજરાતમાં તો સત્તાધીશ હતા એ તો એમના સિક્કાઓથી નિશ્ચિત બને છે. ક્ષત્રપોમાંના છેલ્લા જ્ઞાત રાજા રુદ્રસિંહ ૩ જાના એક સિક્કા પરની મિતિ ૩૨૦ હોવાનું જણાયું છે; આથી એમ કહી શકાય કે માળવા ગુમાવ્યા પછી પણ ગુજરાત ઉપર લગભગ ૨૦ વર્ષ સુધી એમની સત્તા ચાલુ રહી હતી.

આમ પશ્ચિમી ક્ષત્રપ–વંશની સત્તાનો અંત ( શક વર્ષ ૩૨૦=ઈ. સ. ૩૯૮ ) અને ગુપ્ત સામ્રાજ્યની ગુજરાત પરની હકૂમતનો આરંભ ( ઈ.સ. ૪૧૫ પછી ) એ બે બનાવો વચ્ચે ૧૬–૧૭ વર્ષનો ગાળો રહે છે. આથી પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે ગુપ્તો પહેલાં આ પ્રદેશો ઉપર આ ગાળા દરમ્યાન કોની સત્તા પ્રવર્તતી હશે.

સાણંદ ( જિ. અમદાવાદ ) માંથી ૧,૩૯૫ સિક્કાઓનો એક મોટો સંગ્રહ મળી આવ્યો છે, જેમાં ૯ સિક્કા ક્ષત્રપોના, ૨૮૩ સિક્કા શ્રી શર્વના અને ૧,૧૦૩ સિક્કા કુમારગુપ્ત ૧ લાના છે.[૧૦૩] આમાંથી અન્ય કોઈ ગુપ્ત રાજાના સિક્કા મળ્યા ન હોઈ શ્રી શર્વના સિક્કાઓનું સ્થાન ક્ષત્રપો અને કુમારગુપ્ત ૧ લાની વચ્ચે હોવાનું જણાય છે.[૧૦૪] શ્રી શર્વના સિક્કાઓ અગાઉ મૈત્રક વંશના સેનાપતિ ભટાર્કના છે એમ સૂચવાયું હતું, પરંતુ હવે તો નિશ્ચિત થયું છે કે આ સિક્કાઓ શર્વ ભટ્ટારકના છે, જે સેનાપતિ ભટાર્કથી ભિન્ન વ્યક્તિ હોવાનું જણાય છે.[૧૦૫] શ્રી શર્વના સિક્કાઓ એને 'મહાક્ષત્રપ' તરીકે ઓળખાવે છે, આથી પરમેશ્વરીલાલ ગુપ્ત માને છે તેમ આ શ્રી શર્વ ભટ્ટારક પશ્ચિમી

ક્ષત્રપોને હરાવનાર અને પછી ગુજરાતમાં ગુપ્તોની હકૂમત પૂર્વે રાજ્ય કરનાર રાજા હતો,[૧૦૬] જેણે અગાઉ નોંધેલા ૧૬–૧૭ વર્ષના ખાલી ગાળા દરમ્યાન સત્તા સંભાળી હોય અને પછી એની પાસેથી કુમારગુપ્ત ૧ લાએ સત્તા મેળવી હોય એ જ વધુ સંભવિત લાગે છે.

## પાદટીપો

૧. Rapson, *Catalogue*, para 82

૨. कार्दमक-वंश-प्रभव–महाक्षत्रप-रुद्र......पुत्री ( જુઓ *ASWI,* Vol. V, p. 78, plate 51 ).

૩. कार्दमिकं कर्दमा नाम पारसीकेषु नदी तस्यामुत्पन्नम् । (જુઓ Ganapati Shastri, *Arthashāstra*. part 1, Ch. II, Verse 11, p. 179. પરની પાદનોંધ). શામ શાસ્ત્રીએ પણ અર્થશાસ્ત્ર પરની અંગ્રેજી ટીકામાં આ જ અર્થ આપ્યો છે ( જુઓ 7th Edition, p. 76, fn. 12. ) પતંજલિના महाभाष्य માં પણ कार्दमिक નો ઉલ્લેખ છે (अध्या. ४, श्लो. २).

૪. પરંતુ ગણપતિ શાસ્ત્રી કે અન્ય વિદ્વાનોએ ઈરાનમાં આવેલી આ નદીનો ચોક્કસ સ્થળનિર્દેશ આપ્યો નથી.

૫. अस्थीनि क्षेमगुप्तस्य गृहीत्वा जाह्नवीं गते ।
पुत्रे कर्दमराजाख्ये प्रबलैरन्वितो बलैः ॥   अध्या. ६, श्लो. २००

૬. H. C. Raychaudhuri, 'The Kārddamaka Kings', *Indian Historical Quarterly*, Vol. IX, p. 37

૭. 'On the Relationship between the Andhras and the Western Kshatrapas', *Indian Antiquary,* Vol, XII, p. 273, fn. 12

૮. Raychaudhuri, *IHQ*, Vol. IX, p. 31

૯. *Sakas in India,* pp. 68 f.

૧૦. દુ. કે. શાસ્ત્રી, 'ગુજરાતનાં તીર્થસ્થાનો', પૃ. ૭૨

૧૧. श्रूयते हि पुरा सौम्य कर्दमस्य प्रजापतेः ।
पुत्रो बाह्लीश्वरः श्रीमानिलो नाम सुधार्मिकः ॥ (સર્ગ ૮૭, શ્લો. ૩)
एतस्मिन्नन्तरे राजा स इलः कर्दमात्मजः ॥ (સર્ગ ૮૭, શ્લો. ૧૪)
उत्तिष्ठोत्तिष्ठ राजर्षे कार्दमेय महाबल ॥ (સર્ગ ૮૭, શ્લો. ૧૯)

न सन्तापस्त्वया कार्यः कार्दमेय महाबल (સર્ગ ૮૭, શ્લો. ૨૦)
एवं स राजा पुरुषो मासं भूत्वाथ कार्दमिः ॥ (સર્ગ ૮૭, શ્લો. ૨૯)
अयं राजा महाबाहुः कर्दमस्य इलः सुतः। (९०, ७)
कार्दमिस्तु महातेजास्तदाश्रममुपागमत् (९०, ८)

૧૨. *Political History of Ancient India*, p. 437, fn. 1. આ માટે તેઓ દારયના લેખોનું સંપાદન કરનાર હર્ઝફેલ્ડનો આધાર લે છે. (જુઓ *IHQ*, Vol. IX, p. 38.)

૧૩. In Samarkand province 'the chief river is Zarafshan, which, under the name of Mach, rises in the Zarav glacier in the Kok-su mountain group..............Beyond Lake Kara-kul it is lost in the sands, before reaching the Amudarya to which it was formerly tributory.' (*Encyclopaedia Britannica*, 11th Edition, Vol. XXIV, p. 112).

૧૪. Ibid, Vol. XXVII, p. 420 સામેનો નકશો

૧૫. *Excavation at Devni Mori*, p. 121

૧૬. વિગતે ચર્ચા માટે જુઓ રસેશ જમીનદાર, "કથિક : રાજાઓ અને સંવત" *Vidya*, Vol. XI, pp. 103 ff.

૧૭. ભારતીય ઇતિહાસની પરંપરાનું નિરીક્ષણ કરતાં જણાય છે કે રાજવંશનું નામ કેટલીક વાર વંશના સ્થાપક રાજા કે શક્તિશાળી રાજાના નામ પરથી પાડવામાં આવતું, જેમકે યદુવંશ, પૂરુવંશ, ઇક્ષ્વાકુવંશ, રઘુવંશ, ગુપ્તવંશ વગેરે; આથી અહીં પણ આ રાજાઓમાંના પહેલા રાજા ચાષ્ટનના નામ પરથી આ રાજવંશને **चाष्टनवंश** તરીકે ઓળખવો જોઈએ.

૧૮. જુઓ પ્રકરણ ૭, પાદનોંધ ૩૦.

૧૯. *Catalogue of Sanskrit and Prakrit Manuscripts in C. P. and Berar*, p. 16

૨૦. Satyasrava, *Sakas in India*, pp. 19, 67. ચાષ્ટનના સિક્કામાંનું ખરોષ્ઠીમાં આપેલું નામ **चठनस** પાઠને સમર્થન આપે છે.

૨૦અ. Jyoti Prasad Jain, *The Jaina Sources of the History of Ancient India*, p. 79

૨૧. Pargiter, *Dynasties of the Kali Age*, p. 46, fn. 48 and Introduction, p. xxv

૨૨. કેટલાક વિદ્વાનો આ નામનો પહેલો અક્ષર **घ्सा** હોવાનું સૂચવી આખું નામ **घ्सामोतिक** લખે છે, પરંતુ અંધૌના યષ્ટિલેખોમાંના લખાણને ધ્યાનથી જોતાં પહેલો અક્ષર

ग्सा હોવાનું સ્પષ્ટ થાય છે, તેથી એ નામ ग्सामोतिक છે એમ ફલિત થાય છે. લ્યૂડર્સે સૌ પ્રથમ આ વિશે ધ્યાન દોર્યું હોવાનું જણાય છે. (જુઓ जयचंद्र विद्यालंकार, भाइरू, पु. २, पृ. ८५२, पादनोंध २ )

૨૩ તાંબાના સિક્કાની માહિતી માટે જુઓ પરિશિષ્ટ.

૨૪. *Äge of Imperial Unity*, p. 182; Nilkanta Sastri, *Comprehensive History of India*, p. 280; Rama Rao, *Proceedings of Indian History Congress*, 14th Session, p. 56

૨૫. *EI*, Vol. XVI, pp. 23 ff.

૨૬. R. S. Tripathi, *History of Ancient India*, p. 440; Nilkanta Sastri, *op. cit.*, p. 278; R. C. Majumdar ( Ed. ), *Age of Imperial Unity*, p. 121

૨૭. સુરાષ્ટ્ર, કુકુર, અપરાંત, અવંતિ વગેરે પ્રદેશો. વધુ વિગતો માટે જુઓ આ લેખકના મહાનિબંધની હસ્તપ્રત "ક્ષત્રપકાલીન ગુજરાત: ઇતિહાસ અને સંસ્કૃતિ", પરિશિષ્ટ ૬ ઠ્ઠું.

૨૮. અંધૌના ચાર યષ્ટિલેખો : ( *EI.*, Vol. XVI, pp. 23 ff.);
રુદ્રદામાનો જૂનાગઢનો શૈલલેખ ( *Ibid.*, Vol. VIII, pp. 42 ff.)
રુદ્રસિંહ ૧ લાનો ગૂંદાનો શિલાલેખ ( *Ibid.*, Vol. XVI, pp. 233 ff.)
જયદામાના પૌત્રનો જૂનાગઢનો લેખ ( *Ibid.*, pp. 241 ff.)
રુદ્રસેન ૧ લાનો ગઢાનો લેખ ( *Ibid.*, p. 238)

૨૯. એના તાંબાના સિક્કાની વિગતો માટે જુઓ પરિશિષ્ટ.

૩૦. Bhagvanlal Indraji, *JRAS*, 1890, p. 646 અને *Bombay Gazetteer*, Vol. I, part 1, p. 34, fn. 5; Rapson, *op. cit.*, para 93; Bhandarkar, *Early History of the Deccan*, p. 29

૩૧. Nanavati & Shastri, "An Unpublished Kshatrapa Inscription from Cutch," *JOI*, Vol. XI, No. 3, pp. 237 ff. and plate opposite page 237

૩૨. આ રાજાના તાંબાના ચોરસ સિક્કાઓનો ઉલ્લેખ કે. એન. દીક્ષિતે કર્યો છે (જુઓ *IA*, Vol. XLVIII, pp. 121 ff.). તાંબાના ત્રણ સિક્કાઓની નોંધ એમણે આપી છે, જેમાંના બે પરના લેખ અધૂરા હોવાથી એ સિક્કા રુદ્રદામાના હોવા વિશે શંકા રહે છે. ત્રીજામાં रुद्रदामस्य વંચાય છે. સિક્કાઓના ફોટોગ્રાફ આપ્યા નથી, તેથી આ વિશે કશું ચોક્કસાઈપૂર્વક કહેવું શક્ય નથી.

૩૩. આ મ્યુઝિયમના સિક્કાઓ જોતાં મૌખિક ચર્ચામાં એમણે આ પ્રમાણે જણાવ્યું હતું; ત્રણેક વખત આ સિક્કાનો ફોટોગ્રાફ મેળવવા પ્રયત્ન કર્યો, પણ સફળતા મળી નહિ. આ સિક્કાનો રજિસ્ટર નંબર ૪૮૯૨ છે.

૩૪. પાલિ ગ્રંથોમાંના આ ઉલ્લેખો તરફ સંભવતઃ સૌ પ્રથમ ધ્યાન ખેંચ્યું બિમલ ચરણ લૉએ. ઉલ્લેખો માટે જુઓ પરિશિષ્ટ.

૩૫. રુદ્રદામાના પુત્ર રુદ્રસિંહ ૧ લાના લેખમાંનું જ્ઞાત વર્ષ ૧૦૩ છે. ત્યારે એ 'ક્ષત્રપ' હતો એટલે એનો મોટો ભાઈ દામજદશ્રી એ વખતે 'મહાક્ષત્રપ' હોવો જોઈએ: જુઓ ઉપર પૃ. ૧૩૬.

૩૬. આ સમાસના બે અર્થ થાય: યવન જાતિનો રાજા અને યવન પ્રદેશ ઉપર રાજ્ય કરતો રાજા.

૩૭. घ्स ને સ્થાને ग्स પાઠ વધારે બંધ બેસે છે: જુઓ અગાઉ પાદનોંધ નં. ૨૨. અહીં આ યુક્તાક્ષરનો ઉચ્ચાર ज જેવો થતો હોઈ दामग्सद ને બદલે दामजद પ્રયોજાયુ લાગે છે.

૩૮. અહીં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે દામજદશ્રીના 'ક્ષત્રપ' તરીકે રાજ્યાધિકાર ભોગવતા રુદ્રસિંહના સિક્કાઓ સમયનિર્દેશવાળા છે, તો એ જ સમયના દામજદશ્રીના 'મહાક્ષત્રપ' તરીકેના સિક્કાઓમાં સમયનિર્દેશ કેમ જોવા મળતો નથી. સંભવ છે કે એના રૂઢિચુસ્ત સ્વભાવે એને એના પુરોગામીઓનું અનુકરણ કરવા પ્રેર્યો હોય.

૩૯. Bhagvanlal, *BG*, Vol. I, part 1, pp. 41-42

૪૦. Rapson, *op. cit.*, para 97

૪૧. Bhagvanlal, *op. cit.*, Vol, I, pt. 1, p. 42

૪૨. રૅપ્સનના મત મુજબ સમયનિર્દેશવાળા સિક્કાઓની શરૂઆત જીવદામાથી થયેલી ગણાય (*op. cit.*, para 98). જીવદામાના એક સિક્કા પરનું વર્ષ ૧૦૦ છે એમ માની એમણે આ વિધાન કર્યાનું જણાય છે. હવે આ હકીકત અસ્વીકાર્ય પુરવાર થઈ છે. જુઓ M. R. Majmudar (Ed.), *Chronology of Gujarat*, Vol. I, p. 70.

૪૩. વાંઢ (જિ. કચ્છ) નો શિલાલેખ અપ્રસિદ્ધ છે, (જુઓ 'ક્ષત્રપકાલીન ગુજરાત'ની હસ્તપ્રત, પરિશિષ્ટ "આ.") ગૂંદાનો શિલાલેખ (*EI*, Vol. XVI, pp. 233 ff.); મેવાસા(જિ. કચ્છ)નો શિલાલેખ (*Watson Museum Report*, 1923-24, p. 12); અને અંધૌનો અપ્રસિદ્ધ શિલાલેખ (જુઓ "ક્ષત્રપકાલીન ગુજરાત" પરિશિષ્ટ "આ.").

૪૪. જયદામા, રુદ્રદામા, દામજદ, જીવદામા વગેરેમાં ઉત્તરપદ दामा અને जद વિદેશી ભાષાની અસર સૂચવે છે, જ્યારે રુદ્રસિંહના નામમાં પૂર્વપદ (રુદ્ર) અને ઉત્તરપદ (સિંહ) બંને સંસ્કૃત ભાષાનાં છે.

૪૫. *Op. cit.*, para 99. કદાચ કોઈ વિદેશી સેનાની દખલગીરી હોય એવું સૂચન પણ કરે છે (સદર).

૪૬. *AR, ASI*, 1913-14, pp. 227 ff. અને *Vakataka-Gupta Age*, pp. 47–49. અળતેકર એક સાથે રૅપ્સન અને ભાંડારકર ઉભયના મતને અનુસરે છે (સદર). ઈશ્વરદત્તના સમય વિશે જુઓ રસેશ જમીનદાર, 'રાજા મહાક્ષત્રપ ઈશ્વરદત્તનો સમય', "સ્વાધ્યાય", વર્ષ ૫, પૃ. ૧૦૬ થી.

તાજેતરમાં દોલતપર (કચ્છ)માં આભીર ઈશ્વરદેવનો શક વર્ષ ૨૫૪ નો શિલાસ્તંભ-લેખ મળ્યો છે, પરંતુ એ ઈશ્વરદત્ત હોય એમ લાગતું નથી (Shobhana Gokhle, *Daulatpur Inscription of Ābhīra Īśvaradāsa* Ś *254*", *J. O. I.*, Vol. XVIII, pp. 237 ff.)

૪૭. *Sakas in India*, p. 65 આવી જ અટકળ તેઓ વર્ષ ૧૦૧ થી ૧૦૩ ની બાબતમાં કરે છે. રુદ્રસિંહના વર્ષ ૧૦૩ ના ગૂંદાના 'ક્ષત્રપ' તરીકેના લેખમાં એના સેનાપતિ આભીર રુદ્રભૂતિનો ઉલ્લેખ છે. આ પરથી એમનું માનવું છે કે આભીર રુદ્રભૂતિ વધારે શક્તિશાળી સેનાપતિ હોય અને તેથી એણે સત્તા છીનવી લીધી હોય; આથી જીવદામા રાજ્ય છોડી ભાગી ગયો હોય અને રુદ્રસિંહ ક્ષત્રપ તરીકે રહેવા કબૂલ થયો હોય (સદર). પરંતુ આમાં તથ્ય જણાતું નથી.

૪૮. Rapson, *op. cit.*, para 99

૪૯. *JRAS*, 1899, p. 379 અને *Catalogue*, para 101. અળતેકરે રૅપ્સનના અગાઉના સૂચનને આધારે સત્યદામાને જીવદામાનો અનુજ માનેલો (*VGA*, pp. 47 f.).

૫૦. જુઓ અગાઉની પાદનોંધ ૩૯ થી ૪૨.

૫૧. રુદ્રસિંહને ત્રણ પુત્રો હતા: રુદ્રસેન ૧ લો, સંઘદામા અને દામસેન, છતાં એનો રાજ્યવારસો એના પુત્રોને નહિ, પણ અગ્રજ દામજદશ્રીના પુત્રોને મળે છે. અગાઉ જોયું કે રુદ્રસિંહના મહાક્ષત્રપકાલ દરમ્યાન 'ક્ષત્રપ' તરીકે સત્યદામા હતો અને એ જ હોદ્દા દરમ્યાન એનું અવસાન થયું. એની જગ્યાએ સત્યદામાના અનુજ જીવદામાની 'ક્ષત્રપ' તરીકે નિયુક્તિ થાય એ દરમ્યાન સંભવ છે કે રુદ્રસિંહ મૃત્યુ પામ્યો હોવો જોઈએ અને તેથી જીવદામા સીધો જ 'મહાક્ષત્રપ'નો અધિકારી બન્યો હોય.

૫૨. આ વર્ષ ૨૩૨ છે એમ "*A Collection of Prakrit Sanskrit Inscriptions*, published by the Bhavnagar Archaeological Department" ના સંપાદકે વાંચેલું (જુઓ એજન, પૃ. ૨૩.), તદનુસાર ગિ. વ. આચાર્યે પણ "ગુજરાતના ઐતિહાસિક લેખો" ભા. ૧. માં તેનું તે વર્ષ નોંધ્યું છે (જુઓ સદર, પૃ. ૧૮), પરંતુ આ વાચનમાં દોષ રહેલો જણાય છે. રૅપ્સન અને લ્યૂડર્સે આ વર્ષ ૧૨૨ છે એમ સૂચવ્યું છે (*Catalogue*, para 102 અને *EI*, Vol. X, No. 962 અનુક્રમે). આથી આ લેખમાં જણાવેલો રાજા મહાક્ષત્રપ સ્વામી રુદ્રસેન તે ગઢાના લેખમાં જણાવેલ રાજા મહાક્ષત્રપ

સ્વામી રુદ્રદામાનો પૌત્ર તથા રાજા મહાક્ષત્રપ સ્વામી રુદ્રસિંહનો પુત્ર રાજા મહાક્ષત્રપ સ્વામી રુદ્રસેન અર્થાત્ રુદ્રસેન ૧ લો હોવાનું નિશ્ચિત થાય છે.

૫૩. મૂળવાસરનો લેખ (ગુઐલે, ભા. ૧, નં. ૧૧) અને ગઢાનો લેખ (એજન, નં. ૮).

૫૪. Chhabra Shastri, *EI,* Vol. XXVIII, pp. 174 f.

૫૫. વધુ વિગતો માટે જુઓ "કથિક: રાજાઓ અને સંવત" એ વિશે આ લેખકનો લેખ: *Vidya,* Vol. XI, No. 1, pp. 103 ff.

૫૬. આ લેખમાં જયદામા સિવાય રુદ્રસેનના ત્રણેય પૂર્વજોને આ વધારાનું બિરુદ આપેલું જણાય છે. જયદામા મહાક્ષત્રપપદે પહોંચ્યા પૂર્વે જ અવસાન પામેલો, તેથી એના નામ આગળ આ બિરુદ નથી. આથી ફલિત થાય કે **भद्रमुख** બિરુદ માત્ર પુરોગામીઓ માટે અને પુરોગામીઓમાં માત્ર મહાક્ષત્રપો માટે જ પ્રયોજાયું છે.

૫૭. *AR. ASI,* 1913-14, p. 136

૫૮. *VGA,* p. 51 તેમજ *EI,* Vol. XX, p. 37

૫૯. *CHI,* Vol. II, p. 287. એમ પણ સંભવે કે એનો પતિ વૈશાલીનો સ્થાનિક રાજા હોય અને ત્યાં જાણીતો હોય તેથી એનું નામ અધ્યાહૃત રાખેલું હોય અને ક્ષત્રપોના પિતૃકુલનો સગૌરવ ઉલ્લેખ કર્યો હોય. દા.ત. સાતવાહન રાજા વાસિષ્ઠીપુત્ર પુળુમાવિની પત્ની પિતૃકુલનો સગૌરવ નિર્દેશ કરે છે (*IA,* Vol. XII, p. 273).

૬૦. *Bulletin of Prince of Wales Museum,* No. 3-4, p. 57

૬૧. *VGA,* p. 52; *PIHC,* 1940, p. 100

૬૨. *AR.ASI,* 1913-14, p. 32. પરંતુ રાજકોટ મ્યુઝિયમના સંગ્રહમાં સંઘદામાનો સૂચિત સિક્કો હાલ ઉપલબ્ધ નહિ હોવાની ખાતરી આ લેખકને છે, આથી તેમજ એના પુરોગામી–અનુગામીના સિક્કાઓથી પણ આ સ્વીકાર્ય નથી.

૬૩. *PWM Bulletin,* No. 3-4, p. 57

૬૪. વર્ષ ૧૫૮ પછી એણે વધુ સમય રાજ્ય નહિ કર્યું હોય એમ જણાવી રૅપ્સન નોંધે છે કે વર્ષ ૧૫૮ થી ૧૬૧ના ગાળામાં આભીર રાજા ઈશ્વરદત્તે ક્ષત્રપો પાસેથી રાજ્ય છીનવી લીધું હશે (*Catalogue,* para 105). પરંતુ આ સૂચન સ્વીકાર્ય બનતું નથી (જુઓ "સ્વાધ્યાય", વર્ષ ૫, પૃ. ૧૦૬ થી).

૬૫. *PWM Bulletin, op. cit.* અહીં તેઓ વૉટ્સન મ્યુઝિયમમાંના વર્ષ ૧૪૯ના સિક્કાનો આધાર પણ લે છે, પરંતુ આધાર દોષિત છે (જુઓ પાદનોંધ ૬૨).

૬૬. *AR.ASI,* 1913-14, p. 245; *JNSI,* Vol. XVII, part 1, p. 95

૬૭. આ સિક્કો પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમમાં છે. ત્યાંનો નોંધાયેલો નંબર ૧૫૪૨૯ છે.

૬૮. વર્ષ ૧૬૦ ના એના બે ભાઈઓ યશોદામા અને વિજયસેનના 'ક્ષત્રપ' તરીકેના સિક્કાઓ મળ્યા છે. જુઓ પ્રિવેમ્યુ કૅટલોગ, નં. ૨૨૪૯૫ અને ૧૫૨૪૮ અનુક્રમે.

૬૯. આ સંદર્ભમાં અળતેકર નોંધે છે કે પિતા-પુત્રોના બે વર્ષના ટૂંકા ગાળામાં થયેલા અકાળ અવસાનથી રાજકારણમાં કોઈ કટોકટી ઊભી થઈ હોવી જોઈએ, પણ એ વિશે કોઈ નિશ્ચિત કારણ આપી શકાય નહિ. જોકે રાજ્યવારસો તો એમના સ્વીકારેલા ક્રમે જ પ્રાપ્ત થાય છે. વળી આ સમયે એવી કોઈ બાહ્ય સત્તા પણ ન હતી કે જેણે શક-રાજ્યમાં કોઈ મુશ્કેલી સર્જી હોય ( *VGA*, pp. 55-54 ); જોકે આ બધા બનાવો કુદરતી રીતે જ બન્યા હોય એ સાવ અસંભવિત નથી, તેથી કોઈ અટકળને સ્થાન નથી.

૭૦. એના પ્રત્યેક વર્ષના સારી સ્થિતિમાં સચવાયેલા સિક્કા મળે છે, તેથી રૅપ્સન નોંધે છે કે આ ક્ષત્રપકુળમાં આ રાજાના સિક્કાઓની શ્રેણી એની મિતિ, પ્રકાર, કોતરણી વગેરેમાં ખૂબ જ સારી છે. આ પછી આ બાબતોમાં પડતી જણાય છે ( *Catalogue*, para 113 ).

૭૧. એના વર્ષ ૧૯૨ અને ૧૦૩ ના સિક્કાઓ મળ્યા નથી. એના ઉપલબ્ધ સિક્કાઓનું સંખ્યાપ્રમાણ ઘણું મોટું છે. કેટલાક સમયનિર્દેશ વિનાના સિક્કાઓ પણ છે, તો કેટલાકની કોતરણી સારી નથી.

૭૨. વિજયસેનના રાજ્યના આરંભથી (અર્થાત્ શક વર્ષ ૧૬૧થી) રુદ્રસેન ૨ જાના અંતભાગ (અર્થાત્ શક વર્ષ ૧૯૦) સુધી 'ક્ષત્રપ' તરીકેનો એકેય સિક્કો આજ સુધી પ્રાપ્ત થયો નથી. આમ લગભગ ત્રીસ વર્ષના લાંબા ગાળા દરમ્યાન ક્ષત્રપ રાજાઓના સિક્કા મળતા નથી.

૭૩. ગિ. વ. આચાર્ય જૂનાગઢની સ્ટેટ ટ્રેઝરીમાંથી વિશ્વસિંહના એક સિક્કા પર વર્ષ ૨૧૧ નું વાચન કર્યું છે ( *JRASB*, Vol. III, No. 2, pp. 97-98 ); પરંતુ એમનું આ વાચન સ્વીકાર્ય જણાતું નથી, કેમકે એના અનુજ ભર્તૃદામાના 'મહાક્ષત્રપ' તરીકે સિક્કા વર્ષ ૨૦૪ થી મળે છે. રૅપ્સન પણ વિશ્વસિંહના શાસનકાળને લગભગ વર્ષ ૨૧૧ સુધી લંબાવે છે ( *op. cit.*, para 116 ), એમનું આ વિધાન પણ ઉપર નિર્દિષ્ટ કારણને લીધે અસ્વીકાર્ય બને છે.

૭૪. જે. એન. બેનર્જી ( *CHI*, Vol. II, p. 291 ) અને અળતેકર ( *VGA*, pp. 56-57 ) આ સંદર્ભમાં સાસાની આક્રમણનો ઉલ્લેખ કરે છે. સાસાની રાજા વરહ્રન ૨ જો ( ઈ. સ. ૨૭૬થી ૨૯૩ ) ઈ. સ. ૨૮૪માં સિંધ અને શકસ્તાન જીતી લે છે અને આ જિતાયેલા પ્રદેશ ઉપર એ એના ભાઈ વરહ્રન ૩ જાને " શકાન શાહ "ના બિરુદ સાથે ગવર્નર તરીકે નીમે છે; જોકે અળતેકરના મતે સાસાની સમ્રાટનું ભારત પરનું આ આક્રમણ અને સિંધની જીત પશ્ચિમી ક્ષત્રપોના ભાવિને સીધી રીતે અસર કરતાં નથી, કેમકે એમના આક્રમણ પૂર્વે સંભવતઃ ક્ષત્રપોએ કદાચ સિંધ ઉપરનો કાબૂ ગુમાવ્યો હોવો જોઈએ.

પરંતુ આ મંતવ્યો સાથે સહમત થવા પૂરતા પુરાવાના અભાવે, એને શ્રદ્ધેય ગણવા મુશ્કેલ છે. વળી સિંધ પ્રદેશ ઉપર પશ્ચિમી ક્ષત્રપોની સત્તા ક્યારેય હતી નહિ.

૭૫. પ્રાયઃ આભીર રાજા ઈશ્વરદત્તનો 'મહાક્ષત્રપ' તરીકેનો અમલ આ ગાળાના અંતભાગ દરમ્યાન થયો હોવા સંભવે છે (જુઓ "સ્વાધ્યાય", પુ. ૫, અંક ૧, પૃ. ૧૦૬–૧૧૦).

૭૬. *Catalogue*, para, 119. જો એ ભર્તૃદામાનો ભાઈ હોય તો ક્ષત્રપકુળના રાજગાદીના સંભવિત ક્રમ મુજબ સ્વામી જીવદામાને ક્ષત્રપપદ મળવું જોઈએ, પણ સિક્કાઓના આધારે કહી શકીએ કે ક્ષત્રપપદ તો ભર્તૃદામાના પુત્ર વિશ્વસેન અને એ પછી સ્વામી જીવદામાના પુત્ર રુદ્રસિંહ ૨ જાને મળ્યું હતું, એટલે રૅપ્સનનું સૂચન સ્વીકાર્ય બનતું નથી.

૭૭. *JRAS*, 1890, p. 660

૭૮. એક શાસકની પ્રથાને કારણે આમ હોવા સંભવ છે (જુઓ અગાઉ પૃ. ૭૯ અને ૮૪).

૭૯. અહીં એક એવું સૂચન રાયચૌધરી કરે છે કે આ વખતે (શક વર્ષ ૨૫૪ અને ૨૭૦) સાસાની રાજાઓએ આક્રમણ કર્યું હોવું સંભવે (*PHAI*, p. 428). અળતેકર સાસાની આક્રમણનું આ સૂચન સ્વીકારતા નથી. તેઓ વધુમાં કહે છે કે આ ગાળા દરમ્યાન (ઈ. સ. ૩૩૨ થી ૩૪૮) તો સાસાની રાજા શાપુર ૨ જાને ઈ. સ. ૩૩૭–૩૮ માં રોમ સાથેના યુદ્ધમાં સંડોવાવું પડયું હતું. વળી ગુજરાત કે સૌરાષ્ટ્રમાંથી સાસાની રાજાઓના સિક્કા મળ્યા નથી. રુદ્રસિંહ કે યશોદામાના સિક્કા પર સાસાની અસર જણાતી નથી (*VGA*, p. 58). અળતેકરના મતે આ આક્રમણ વાકાટક રાજાઓનું હોવું જોઈએ. વાકાટક વંશમાં પ્રવરસેન ૧ લો એક જ એવો રાજવી હતો, જેણે 'સમ્રાટ' બિરુદ ધારણ કર્યું હતું અને વિજયોની યાદમાં ચાર અશ્વમેધ યજ્ઞો પણ કર્યા હતા. વળી એના પિતા વિંધ્યશક્તિએ માળવામાંથી ક્ષત્રપોને હાંકી કાઢ્યા હતા એટલે એણે પણ પશ્ચિમમાં પોતાની સત્તા વિસ્તારવા પશ્ચિમ ભારતના ક્ષત્રપ રાજા ભર્તૃદામાને હરાવવામાં ક્ષત્રપ રાજા રુદ્રસિંહ ૨ જાને મદદ કરી હોવી સંભવે, નહિ તો રુદ્રસિંહ અને યશોદામા માત્ર ક્ષત્રપપદ ધારણ કરી સંતોષ માને એ માની શકાતું નથી (એજન પૃ. ૫૮–૫૯). અળતેકરના આ સૂચનના સંદર્ભમાં જણાવવાનું કે આ સમય દરમ્યાન એક જ શાસકની પ્રથા પ્રચલિત હોઈ ક્ષત્રપ કે મહાક્ષત્રપ પદનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી અને તેથી એમનું સૂચન સ્વીકાર્ય બનતું નથી.

૮૦. ચાષ્ટન કુળના શરૂઆતના ચારેક રાજાઓનાં નામોની આગળ અને ત્યારપછીના કુળના એક રાજાના નામની પૂર્વે 'स्वामिन्' બિરુદ જોવા મળે છે.

૮૧. જુઓ અગાઉ પૃ. ૧૪૭-૪૮.

૮૨. અળતેકર એવું સૂચવે છે કે ઈ. સ. ૩૩૫ માં વાકાટક નરેશ પ્રવરસેન ૧ લાની સત્તા નબળી પડતાં રુદ્રદામા ૨ જો એના પુત્રને હરાવી 'મહાક્ષત્રપ' બન્યો હોવો જોઈએ (*VGA*, p. 61); પરંતુ વાકાટકોની ગુજરાત ઉપર સત્તા હોવાના અપેક્ષિત પુરાવાઓ પ્રાપ્ત ન થાય ત્યાંસુધી આ મંતવ્ય સ્વીકારાય નહિ.

૮૩. આ પછી 'ક્ષત્રપ' તરીકેના સિક્કાઓ મળતા જ નથી, પરંતુ કલકત્તાના ઇંડિયન મ્યુઝિયમમાંના એક ક્ષત્રપ-સિક્કા ઉપર બી. એન. મુખરજીએ વર્ષ ૨૭૦ વાંચ્યું છે (*JNSI*, Vol. XXVI, pp. 233 f.; plate 4, No. 3); છતાં એમણે આપેલો સિક્કાનો ફોટોગ્રાફ સ્પષ્ટ ન હોઈ આ વિશે કશો નિશ્ચિત અભિપ્રાય આપવાનું શક્ય નથી.

૮૪. સંભવ છે કે આ પાંચ વર્ષના ગાળા દરમ્યાન કોઈ રાજકીય કટોકટી થઈ હોય. જાયસ્વાલના સૂચન મુજબ ગુપ્ત રાજવી સમુદ્રગુપ્તે ક્ષત્રપપ્રદેશ ઉપર આક્રમણ કર્યું હોય, પણ એની અલ્હાબાદ પ્રશસ્તિમાં ચડાઈઓનું વર્ણન છે, તેમાં ક્ષત્રપો ઉપરની ચડાઈનો ઉલ્લેખ નથી (*VGA*, pp. 61 f.). વળી અહીં એ પણ નોંધવું જોઈએ કે આ લેખ મરણોત્તર છે.

બીજું એક સૂચન છે કે સમકાલીન સાસાની રાજા શાપુર ૨ જાએ ઈ. સ. ૩૫૬-૫૭ (શક વર્ષ ૨૭૮-૭૯) માં પૂર્વમાં ચડાઈ કરી હોય. પંજાબમાં કિદાર રાજાને ઈ. સ. ૩૫૭ માં હરાવી એ સૌરાષ્ટ્ર ઉપર ચડાઈ લઈ આવ્યો હોય અને એણે રુદ્રસેન ૩ જાના અમલનો કામચલાઉ અંત આણ્યો હોય, પરંતુ સૌરાષ્ટ્રમાંથી સાસાની સિક્કા મળ્યા ન હોઈ આ સંભવ સ્વીકાર્ય બનતો નથી (*op. cit.*, p. 62). ત્રીજું એક સૂચન છે કે અલ્હાબાદ-પ્રશસ્તિમાં નિર્દિષ્ટ આર્યાવર્તનો રાજા રુદ્રદેવ એ કાં તો રુદ્રદામા ૨ જો કે રુદ્રસેન ૩ જો હોય (Sircar, *PIHC*, Vol. VII, p. 78); પરંતુ આ બધા સંભવો અપેક્ષિત પુરાવા ન મળે ત્યાંસુધી ઉપકારક નથી.

૮૫. જુઓ Rapson, *op. cit.*, para 127.

૮૬. *Ibid.*, para 128

૮૭. ગિ. વ. આચાર્યે સોનેપુર-નિધિમાંના બે સિક્કા રુદ્રસેન ૩ જાના વર્ષ ૩૧૦ અને ૩૧૨ ના નોંધ્યા છે (*Numismatic Supplement*, No. XLII, p. 96); પરંતુ આ રાજા રુદ્રસેન ૩ જો હોય એમ મનાતું નથી. પરમેશ્વરીલાલ ગુપ્તે આચાર્યનું આ વાચન સંદિગ્ધ હોવાનું પ્રતિપાદિત કર્યું છે (*Bharatiya Vidya*, Vol. XVIII, p. 84, fn. 7).

૮૮. Rapson, *op. cit.*, para 129

૮૯. મુંબઈના સદાશંકર શુકલના અંગત સંગ્રહમાં આ સિક્કો છે (રસેશ જમીનદાર, 'પશ્ચિમી ક્ષત્રપોની સાલવારી', સ્વાધ્યાય, પુ. ૫, પૃ. ૪૯૮).

૯૦. Rasesh Jamindar, *A note on an unnoticed Western Kshatrapa Coin*, *JNSI*, Vol. XXX, pp. 198 ff.

૯૧. Rapson, *op. cit.*, para 130; R. C. Majumdar (Ed.), *The Classical Age*, pp. 12, 49, 50; Smith, *Early History of India*, 1957, p. 309

૯૨. ઉદયગિરિના બે શિલાલેખો (Fleet, *CII*, Vol. III, p. 25 and 36) તેમજ સાંચીનો શિલાલેખ (Sircar, *op. cit.*, pp. 273 f.). ઉદયગિરિના બે લેખોમાં

એક ચંદ્રગુપ્તના એક માંડલિક રાજાનો ગુપ્ત સંવત ૮૨(ઈ. સ. ૪૦૧)નો દેવધર્મને લગતો છે અને બીજો ચંદ્રગુપ્ત સાથે વિજય માટે આવેલા એના સાંધિવિગ્રહક મંત્રી વીરસેનનો સમયનિર્દેશ વિનાનો છે. સાંચીનો લેખ આમ્રકાર્દવ નામના લશ્કરી અધિકારીનો ગુપ્ત સંવત ૯૩ (ઈ. સ. ૪૧૨) નો છે.

૯૩. Rapson, *op. cit.*, para 91. ચંદ્રગુપ્તના ચાંદીના સિક્કા પરનું વહેલામાં વહેલું જ્ઞાત વર્ષ ૯૦ (ઈ. સ. ૪૦૯) છે, એટલે એ રીતે એણે ગુજરાત ઉપર સત્તા સ્થાપી હોવાનું સ્પષ્ટ થતું નથી.

૯૪. अरिपुरे च परकलत्रकामुकं कामिनीवेशगुप्तश्चन्द्रगुप्तः शकपतिमशातयत् । Cowell and Thomas, हर्षचरित p. 194. આ એક અનુકાલીન સાધન હોઈ એની સપ્રમાણતા માટે અધિક પુરાવાની અપેક્ષા રહે. વળી ઉપલા વાક્યમાં अरिपुरने સ્થાને अलिपुर એવોય પાઠ મળતો હોઈ, એમાં જણાવેલો શકપતિ એ બીજો કોઈ રાજા હોવાનું મનાય છે, જે હિમાચળ પ્રદેશના અલિપુરમાં સત્તા ધરાવતો હતો.

૯૫. R. S. Tripathi, *HAI*, p. 251; Allen, *Cambridge Short History of India*, p. 23; Smith, *op. cit.*, p. 307

૯૬. કદાચ પાંચમી સદીના પહેલા દશકામાં સંભવે એવું આર. એસ. ત્રિપાઠી નોંધે છે (*op, cit.* p. 261).

૯૭. અનુક્રમે *AR. ASI*, 1813–14; p. 245; *Catalogue of the Museum of Archaeology at Sanchi*, pp. 61 ff. અને *Indian Archaeology* — a review, 1954–55, p. 63

૯૮. આ ત્રણેય નિધિઓમાં રુદ્રસેન ૩ જાના સિક્કાઓ પરનું છેલ્લું વર્ષ ૨૭૩ (સરવાણિયા), ૨૭૨ (સાંચી) અને ૨૭૦ (ગોંદરમૌ) છે.

૯૯. *Bhartiya Vidya*, Vol. XVIII, No. 3-4, p. 84, fn. 7

૧૦૦. गुप्तकालीन मुद्राएं, पृ. ३०४

૧૦૧. *JNSI*, Vol. XV, pp. 195 f.

૧૦૨. *Bhartiya Vidya*, Vol. XVIII, No. 3-4, p. 85

૧૦૩. *JBBRAS*, Vol. VI, pp. 55, 72

૧૦૪. P. L. Gupta, *Bharatiya Vidya*, Vol. XVIII, p. 82

૧૦૫. હ. ગં શાસ્ત્રી, *મૈગુ*, પૃ. ૫૫૧–૫૩

૧૦૬, ઉપરના નં. ૧૦૪ મુજબ. અહીં એમણે ૨૫ વર્ષનો ગાળો દર્શાવ્યો છે, પરંતુ હવે રુદ્રસિંહ ૩ જાના સિક્કા પરનું વર્ષ ૩૨૦ છે એ અનુસાર એ ગાળો ૧૬ વર્ષનો રહે છે, એટલે આ લેખકે પરમેશ્વરીલાલ ગુપ્તના અનુમાનનું સમર્થન કરી શ્રી શર્વના શાસનઅમલને વધુ નિશ્ચિત કર્યો છે.

**તા. ક.** તાજેતરમાં કચ્છ જિલ્લાના દોલતપુર ગામેથી પથ્થરનો એક યષ્ટિલેખ મળી આવ્યો છે અને એ હાલ કચ્છ મ્યુઝિયમ ભૂજમાં સંગૃહીત છે. આ અભિલેખ વિશે બે લેખો (એક લેખ ડૉ. ભગવાનસિંઘ સૂર્યવંશીનો છે અને એ "બુલેટિન ઑફ ધી મ્યુઝિયમ ઍન્ડ પિક્ચર ગેલેરી", વડોદરા, પુ. ૨૦, પૃ. ૬૮, ૧૯૬૮માં છપાયો છે; બીજો લેખ શ્રીમતી શોભના ગોખલેનો છે અને એ "જર્નલ ઑફ ધી ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટ", પુ. ૧૮, અંક ૩, પૃ. ૨૩૭, ૧૯૬૯, વડોદરામાં છપાયો છે.) તાજેતરમાં પ્રસિદ્ધ થયા છે. બંને વિદ્વાન લેખકો લેખનું સંપાદન કરતાં ભિન્ન ભિન્ન પાઠ સૂચવે છે. ડૉ. સૂર્યવંશી શક વર્ષ ૧૫૮ હોવાની અને એ સમયે ક્ષત્રપ રાજા પૃથિવીષેણ હોવાની અટકળ કરે છે, જ્યારે શ્રીમતી શોભના ગોખલે શક વર્ષ ૨૫૪ હોવાની અને રાજા પ્રિયસેન હોવાની અટકળ કરે છે.

આ લેખમાં **संवत्सरे** શબ્દ સ્પષ્ટ છે, પરંતુ એની પછીનાં ચિહ્ન સ્પષ્ટ વંચાતાં નથી. બંને વિદ્વાનોનું એ અંગેનું વાચન સંદિગ્ધ છે. વળી એકમ, દશક અને શતકના સૂચન કરતા આંકડાઓ માટે જોઈતી જગ્યા લેખમાં જણાતી નથી. શતક અને દશકના આંકડા અસ્પષ્ટ છે, જ્યારે એકમનો આંકડો જણાતો નથી; આથી આ લેખ શક વર્ષ ૧૫૮ કે ૨૫૪ માં કોતરાયો હોવાનો અભિપ્રાય આપવો મુશ્કેલ છે. પૃથિવીષેણનું રાજ્ય વર્ષ ૧૪૪ માં હતું; ૧૫૮ માં તો દામસેનનું રાજ્ય હતું; આથી એ વર્ષને પૃથિવીષેણ સાથે સાંકળવું અસ્થાને છે. વળી "પ્રિયસેન" નામનો કોઈ રાજા ઇતિહાસમાં જાણવા મળ્યો નથી. લેખની હાલત સારી ન હોવાથી કોઈ સ્પષ્ટ મંતવ્ય આપવું મુશ્કેલ છે.

## પરિશિષ્ટ

# પશ્ચિમી ક્ષત્રપ રાજાઓના સિક્કા

પશ્ચિમી ક્ષત્રપોના ચાંદીના ગોળ સંખ્યાબંધ સિક્કાઓ એમનો રાજકીય ઇતિહાસ જાણવા માટેનું એકમાત્ર મુખ્ય–મહત્ત્વનું સાધન છે, એટલે સ્વાભાવિક જ અહીં એની સઘળી બાજુઓ તપાસવી અને ચર્ચવી આવશ્યક છે. ઉપરાંત આ રાજાઓમાંથી કેટલાકના થોડા પ્રમાણમાં તાંબા, પોટન અને સીસાના સિક્કા પણ પ્રાપ્ત થયા છે. આમ તો ભારતીય જનસમૂહ વેદકાળથી સિક્કાઓના પરિચયમાં આવેલો હતો. ભારતીય-ગ્રીક રાજાઓના વજન, આકાર, પદ્ધતિ વગેરેની દૃષ્ટિએ ઊંચી ગુણવત્તાવાળા સિક્કાઓ ક્ષત્રપો પૂર્વે પ્રચલિત હતા, જે મોટે અંશે વિદેશી પદ્ધતિના હતા, જ્યારે ક્ષત્રપોના સિક્કાઓમાં દેશી અને વિદેશી ઉભય પદ્ધતિઓનું મિશ્રણ જોવા મળે છે, તેથી અને બીજી અનેક રીતે ભારતીય સિક્કાઓના ઇતિહાસમાં પશ્ચિમી ક્ષત્રપોના સિક્કાઓ મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

**તાંબાના સિક્કા**

ભૂમક અને જયદામાના માત્ર તાંબાના જ સિક્કા પ્રાપ્ય છે. ભૂમકના સિક્કા ગોળ છે, જયદામાના ચોરસ. ઉપરાંત અન્ય કેટલાક રાજાઓના ચાંદીના સિક્કાઓની સાથે સાથે તાંબાના પણ થોડાક સિક્કા મળ્યા છે: નહપાનના ગોળ, ચાષ્ટનના ચોરસ અને રુદ્રસેન ૩ જાના ચોરસ.[૧] કેટલાક ચોરસ સિક્કાઓ નામ અને સમયનિર્દેશ વિનાના મળ્યા છે, તેથી તેઓને ઓળખાવવા મુશ્કેલ છે; પરંતુ સિક્કા તૈયાર કરવાની પદ્ધતિ વગેરે પરથી એ સિક્કાઓ ક્ષત્રપોના હોવાનું અનુમાનાયું છે.

**ચાંદીના સિક્કા**

આ સિક્કાઓ સેંકડો અને હજારોની સંખ્યામાં ઉપલબ્ધ થયા છે. ભૂમક અને જયદામા સિવાય પ્રત્યેક રાજાના ચાંદીના સિક્કા મળી આવ્યા છે.

**પોટન અને સીસાના સિક્કા**

રુદ્રસિંહ ૧ લો, જીવદામા, રુદ્રસેન ૧ લો, દામસેન[૨] અને વીરદામાના[૩] પોટન અને સીસાના સિક્કા મળ્યા છે. આમાં રુદ્રસિંહ ૧ લા અને જીવદામાના પોટનના સિક્કાઓ ઉપર સમયનિર્દેશ તેમજ લખાણ બંને છે, જ્યારે રુદ્રસેન ૧ લા અને દામસેનના સિક્કા સમયનિર્દેશવાળા છે, પણ લેખવાળા નથી, પરંતુ સમય-નિર્દેશ ઉપરથી એ સિક્કા આ રાજાઓના શાસનકાળમાં આવતા હોઈ એમના હોવાનું અનુમાન કરી શકાય. વીરદામાના સિક્કા પણ સમયનિર્દેશ અને લેખ–યુક્ત છે. આ ઉપરાંત લેખ અને મિતિ વિનાના કેટલાક સિક્કા મળ્યા છે, જે આ રાજાઓના હોવાનું કલ્પાયું છે.[૪] યશોદામા ૨ જો, રુદ્રસેન ૩ જો અને રુદ્રસિંહ ૩ જાના સમયનિર્દેશવાળા અને લખાણ વિનાના સીસાના સિક્કાઓ મળે છે, પરંતુ સમયનિર્દેશ ઉપરથી આ સિક્કાઓ એમના હોવાનું સૂચવાયું છે.[૫]

## અગ્રભાગ

**તાંબાના સિક્કા**

ભૂમકના સિક્કા( પટ્ટ ૧૫, આકૃતિ ૭૨ )ના અગ્રભાગ ઉપર ડાબી બાજુ ઉપલી તરફ ફળવાળા તીરનું અને જમણી બાજુએ વજ્રનું ચિહ્ન છે; વચ્ચેના ભાગમાં ચક્ર છે અને કિનારની સમાંતરે ખરોષ્ઠી લિપિ અને પ્રાકૃત ભાષામાં બિરુદ સાથે કેવળ રાજાનું નામ કોતરેલું છે. નહપાનના તાંબાના સિક્કાના અગ્રભાગ ઉપર ડાબી બાજુએ વજ્ર અને જમણી બાજુએ નીચલી તરફ ફળવાળું તીર અને સંભવતઃ બ્રાહ્મી( કે ખરોષ્ઠી )માં રાજાનું નામ છે. ચાષ્ટનના સિક્કા ઉપર દક્ષિણાભિમુખ ઊભેલો અશ્વ છે અને ઉપરના ભાગમાં ગ્રીક લિપિ અને ભાષામાં લેખ છે. જયદામાના સિક્કા ઉપર દક્ષિણાભિમુખ વૃષભ ( કે નંદી ) અને પરશુયુક્ત ત્રિશૂળ છે તેમજ ગ્રીક લેખ અને ટપકાંની હાર છે; એના બીજા પ્રકારના સિક્કા ઉપર દક્ષિણાભિમુખ હાથી છે. રુદ્રસેન ૩ જાના સિક્કા ઉપર દક્ષિણાભિમુખ વૃષભ છે.

આમ તાંબાના સિક્કાના અગ્રભાગ ઉપર તીર, વજ્ર, ચક્ર, પરશુયુક્ત ત્રિશૂળ, વૃષભ, અશ્વ અને હાથીનાં[૬] પ્રતીકો છે. પ્રથમ ત્રણ ચિહ્નોથી ખાસ કંઈ સૂચિત થતું નથી. ત્રિશૂળ અને વૃષભ શિવધર્મનું સૂચન કરે છે. ત્રિશૂળ સાથેના પરશુથી ભાગવત સંપ્રદાયનું પણ સૂચન મળે છે. અશ્વ અને ગજનાં પ્રતીકો,

સંભવ છે કે, રાજાની વાહન-સંપત્તિ કે દંડશક્તિ કે ઐશ્વર્ય સૂચવતાં હોય. ગજ એ ઇંદ્ર, લક્ષ્મી અને કુબેરનું વાહન પણ હોઈ શકે.

**ચાંદીના સિક્કા**

પ્રત્યેક રાજાના ચાંદીના સિક્કા મળતા હોઈ અહીં વ્યક્તિગત ચર્ચાને સ્થાને એનાં સામાન્ય લક્ષણોની ચર્ચા કરી છે. સૌથી મહત્ત્વનું અને આકર્ષક ચિહ્ન છે રાજાની દક્ષિણાભિમુખ મુખાકૃતિ.[૭] સિક્કાનો ઘણો ભાગ આ આકૃતિ રોકે છે. આ આકૃતિ સૌ પ્રથમ નહપાનના સિક્કા ( પટ્ટ ૧૫, આકૃતિ ૭૩ ) ઉપર જોવા મળે છે, જે પ્રથા પછી છેક સુધી ચાલુ રહે છે ( પટ્ટ ૧૫, આકૃતિ ૭૪ ).

ભારતના દેશી રાજાઓના સિક્કાઓ ઉપર સિક્કા પડાવનાર રાજાની મુખાકૃતિ આપવાની પદ્ધતિ અપવાદ સિવાય[૮] ક્ષત્રપકાલ પૂર્વે જોવા મળતી નથી. રેપ્સન આ પ્રથાને સ્પષ્ટતઃ ગ્રીક અસરયુક્ત ગણાવે છે.[૯] સિક્કા ઉપર જીવિત રાજાનું મુખ આપવાની પ્રથા અપનાવનાર સૌ પ્રથમ ગ્રીક રાજા સિકંદર હતો.[૧૦] એણે જ્યારે ભારતના વાયવ્ય પ્રાંત ઉપર આક્રમણ કર્યું ત્યારે ભારતીય રાજા સંભૂતિએ એને શિરસ્ત્રાણધારી મુખાકૃતિવાળા ચાંદીના સિક્કા ભેટ આપેલા.[૧૧] ભારતમાં આવનાર સૌ પ્રથમ ગ્રીક રાજા સિકંદર હતો તો પછી એના આગમન સમયે સંભૂતિએ એને આપેલા સિક્કા ઉપર ગ્રીક સિક્કાની અસર ક્યાંથી સંભવે ? ગ્રીકો પૂર્વે આ પ્રાંત ઉપર ઈરાની હકૂમત હતી અને ઈરાની સિગ્લોસ સિક્કા અહીં ભારતીય ઢબે તૈયાર થતા હતા, જેના અગ્રભાગ ઉપર રાજાની મુખાકૃતિ હતી.[૧૨] આથી એવું અનુમાન કરી શકાય કે સંભૂતિના સિક્કા ઉપર ઈરાની સિગ્લોસ સિક્કાની અસર હોય. ક્ષત્રપો શકોના વંશજો હતા અને ઈરાનથી આવેલા હોવાનું મનાય છે તેથી એમના સિક્કા ઉપર આ પ્રથમ સંભવતઃ ઈરાનની અસર દર્શાવતા હોવાનું સૂચવાય.[૧૩]

ભારતીય-ગ્રીક રાજાઓના કેટલાક સિક્કાઓના અગ્રભાગ ઉપર રાજાની મુખાકૃતિ અને મોનોગ્રામ જોવા મળે છે. અપવાદ સિવાય એમના બધા જ સિક્કા ગોળ અને અર્ધદ્રમ્મ જેવા હતા તેમજ ઈરાની કે ભારતીય ઢબે તૈયાર થતા હતા. શક-પહ્લવ રાજાઓના સિક્કાઓ ઉપર ઘોડેસવાર રાજાની આકૃતિ હોય છે. કુષાણ વંશના પહેલા બે રાજાઓના સિક્કાઓ ઉપર મુખાકૃતિ જોવા મળે છે,[૧૫] જ્યારે કણિષ્ક અને એના અનુગામી રાજાઓના સિક્કાઓ ઉપર રાજાની મુખાકૃતિને સ્થાને કાં તો રાજાની પૂરા કદની ઊભી આકૃતિ કાં તો પલાંઠીયુક્ત આકૃતિ હોય છે.

આમ ક્ષત્રપો પૂર્વેના આ ત્રણેય રાજવંશોના સિક્કાઓ તપાસતાં ક્ષત્રપ સિક્કાઓ ઉપર કોની કેટલી અસર હતી એ સ્પષ્ટતાથી કહેવું કઠિન છે.

રાજાની મુખાકૃતિને ફરતે સિક્કાની કિનારને સમાંતર શોભા આપતાં ટપકાંની હાર છે. હાર અને મુખાકૃતિની વચ્ચે વૃત્તાકારે ગ્રીક–રોમન લિપિમાં લખાણ છે. આ લખાણના આરંભ અને અંતની વચ્ચે બ્રાહ્મી આંકડામાં વર્ષસૂચક સંખ્યા હોય છે, આરંભના થોડા રાજાઓના સિક્કા સિવાય. સ્વામી સિંહસેન અને સ્વામી રુદ્રસિંહ ૩ જાના સિક્કા ઉપર મિતિની પૂર્વે વર્ષે એવું બ્રાહ્મીમાં લખેલું સ્પષ્ટતઃ જોવા મળે છે.[૧૬]

**પોટન અને સીસાના સિક્કા**

પોટનના સિક્કા ઉપર દક્ષિણાભિમુખ ઊભેલો વૃષભ અને વૃષભની ઉપર વર્ષ તેમજ ગ્રીક–રોમન લેખ હોય છે. આ પ્રકારના સિક્કાઓ જીવદામા, રુદ્રસિંહ ૧ લો અને વીરદામાના છે. રુદ્રસેન ૧ લો અને દામસેનના સિક્કાઓ ઉપર દક્ષિણાભિમુખ ઊભેલો હાથી છે અને ડાબેજમણે સૂર્ય–ચંદ્રનાં ચિહ્નો અંકિત થયેલાં છે. સિક્કાની કિનારને સમાંતર ટપકાંની હાર છે.

સીસાના ચોરસ સિક્કા ઉપર દક્ષિણાભિમુખ વૃષભ અને કિનારને સમાંતર ટપકાંની હાર છે.

## પૃષ્ઠભાગ

**તાંબાના સિક્કા**

ભૂમકના કેટલાક સિક્કા ( પટ્ટ ૧૫, આકૃતિ ૭૨ ) ઉપર ડાબે દક્ષિણાભિમુખ સિંહની આકૃતિ છે અને જમણે ચક્રની આકૃતિવાળા સ્તંભશીર્ષનું ચિહ્ન અંકિત કરેલું છે. સંભવતઃ બ્રાહ્મી લેખ છે. એના કેટલાક સિક્કા ઉપર આ જ ચિહ્નો ડાબેજમણેને બદલે જમણેડાબે જોવા મળે છે. નહપાનના સિક્કા ઉપર વેદિકા અને વેદિકાની મધ્યમાં મોટા પાનવાળું વૃક્ષ છે. ચાષ્ટનના સિક્કાઓ પર પ્રથમ વાર જ ત્રિકૂટ પર્વતની આકૃતિ જોવા મળે છે. પર્વતની ઉપલી ટોચની ઉપર અને ડાબે ચંદ્રનું એકેક અને જમણે સૂર્યનું ચિહ્ન અંકિત કરેલું છે. બ્રાહ્મીમાં લેખ છે. જયદામાના કેટલાક ચોરસ સિક્કા ઉપર ૭ શિખરવાળા પર્વતનું ચિહ્ન છે.[૧૭] ઉપલા શિખરની ટોચે અને ડાબે એકેક ચંદ્રનું અને જમણે સૂર્યનું પ્રતીક છે. સિક્કાની કિનારને સમાંતર ટપકાંની હાર છે. અહીં પહેલી જ વાર શુદ્ધ બ્રાહ્મીમાં

સ્પષ્ટ લેખ જોવા મળે છે : राज्ञो क्षत्रपस स्वामिजयदामस. એના કેટલાક સિક્કા ઉપર ઉજ્જન-પ્રતીક આંકેલું જણાય છે. એના સમયનિર્દેશ અને લેખ વિનાના સિક્કા ઉપર પર્વતાદિ ચિહ્નો ઉપરાંત સૌ પ્રથમ વાર જ નદીનું[૧૮] સૂચન કરતી વાંકીચૂકી રેખા પર્વતની નીચે અંકિત થયેલી છે. રુદ્રસેન ૩ જાના સિક્કા ઉપર ત્રિકૂટ પર્વત, એની નીચે નદી, સૂર્ય અને કિનારને સમાંતર ટપકાંની હાર છે.

## ચાંદીના સિક્કા

મધ્યમાં ત્રિકૂટ પર્વતનું આકર્ષક પ્રતીક અંકિત છે. એના ઉપલા શિખરની ટોચે એક ચંદ્રનું અને પર્વતની સમાંતર ડાબી બાજુએ બીજા ચંદ્રનું તેમજ જમણી બાજુએ સૂર્યનું ચિહ્ન છે. એની નીચે સર્પાકાર રેખા છે, જે નદી હોવાનો સંભવ વિશેષ છે. આ બધાં ચિહ્નોની વૃત્તાકારે સિક્કા પડાવનાર રાજાનું બિરુદ સાથેનું નામ તેમજ એના પિતાનું સબિરુદ નામ બ્રાહ્મીમાં કોતરેલું છે (પટ્ટ ૩, આ. ૫). લખાણની ફરતે કિનારની સમાંતર ટપકાંની હાર છે ( પટ્ટ ૧૫, આ. ૭૪ ).

ચાંદીના સિક્કાના પૃષ્ઠભાગ ઉપરનાં ચિહ્નો ચાષ્ટનથી શરૂ થાય છે, જે તે પછીના બધા જ રાજાઓના સિક્કા ઉપર એકસરખી રીતે જોવા મળે છે. ચાષ્ટનના પુરોગામીઓમાંથી માત્ર નહપાનના જ ચાંદીના સિક્કા મળ્યા છે. એના આ સિક્કાઓ પર (ભૂમકના તાંબાના સિક્કાના અગ્રભાગ પરથી સૂચિત) ડાબે નીચલી તરફ ફળવાળું તીર અને જમણે વજ્રનું ચિહ્ન અંકિત છે; મધ્યમાં ચક્ર પણ છે; ખરોષ્ઠી (પટ્ટ ૩, આકૃતિ ૪) અને બ્રાહ્મી લિપિમાં લખાણ છે (પટ્ટ ૧૫, આ. ૭૩).

પર્વતના પ્રતીકને રૅપ્સને ચૈત્ય તરીકે ઓળખાવેલું છે. આંધ્ર રાજાઓના સિક્કા ઉપર સામાન્ય રીતે આ પ્રતીક યોજાયેલું હોઈ ક્ષત્રપોએ પણ એમનું અનુકરણ કર્યું હોવાનો એમનો મત[૧૯] ઠીક ઠીક સમય સુધી પ્રચલિત રહ્યો. પછી પહેલી જ વાર એલેકઝાંડર કનિંગહમે સૂચવ્યું કે આ ચિહ્ન મેરુ પર્વતનું છે.[૨૦] એ બાદ ભગવાનલાલ ઇંદ્રજીએ[૨૧] અને એમને અનુસરી દે. રા. ભાંડારકરે પણ આ સૂચન સ્વીકાર્યું, પણ મેરુ પર્વતના પ્રતીક તરીકે નહિ, માત્ર સામાન્ય અર્થમાં પર્વતના પ્રતીક તરીકે.[૨૨] હવે તો એ પર્વતપ્રતીક તરીકે નિશ્ચિત થયું છે.

ભારતના પ્રાચીન કાર્ષાપણ સિક્કાઓ પર આ પ્રકારનું ચિહ્ન અંકિત છે જ અને ત્યાં આ ચિહ્ન ઉપર કૂતરો અને મોર ઊભેલા દેખાય છે. જો એ ચૈત્ય હોય તો પછી કૂતરો કે મોર એના પર ક્યાંથી સંભવે?[૨૩] કૂતરા અને મોરને બૌદ્ધ ધર્મ સાથે કોઈ સંબંધ હોવાનું જાણમાં નથી. વિદેશના પ્રાચીન સમયના સિક્કાઓ[૨૪]

કે ભારતમાંના ગ્રીક, શક, પહ્લવ અને કુષાણ રાજાઓના સિક્કાઓ ઉપર પણ આ ચિહ્ન જોવા મળતું નથી. આથી એવું અનુમાન થઈ શકે કે આ ચિહ્નમાં કોઈ વિદેશી અસર જણાતી નથી.

ચંદ્રની આકૃતિ બીજના ચંદ્ર જેવી સંભવે છે. પર્વતના ઉપલા શિખરની જમણી બાજુએ અંકિત થયેલું ચિહ્ન રૅપ્સનના મતે તારાઓનું ઝૂમખું છે,[૨૫] પરંતુ આરંભના ત્રણેક રાજાઓના સિક્કા પરના પ્રતીકના નિરીક્ષણથી સ્પષ્ટ થાય છે કે એ ચિહ્ન સૂર્યનું જ છે. ભારતમાં પ્રાચીન સમયથી ચંદ્ર અને સૂર્ય શાશ્વતતા સૂચવતાં પ્રતીકો તરીકે સવિશેષ પ્રયોજાતા આવ્યા છે, એટલે અહીં પણ ચંદ્રની સાથે સૂર્યનું સ્થાન સ્પષ્ટ થાય છે. વળી પર્વત અને નદી પણ એવી રીતે પ્રકૃતિનાં શાશ્વત તત્ત્વો તરીકે સૂચવાયાં છે.[૨૬]

ચાષ્ટનના કેટલાક સિક્કા ઉપર માત્ર ચંદ્ર અને સૂર્યનાં ચિહ્નો છે તો કેટલાક ઉપર સાથે પર્વતનું પ્રતીક પણ છે. પર્વત વિનાનાં ચંદ્ર-સૂર્યનાં ચિહ્નોનું આલેખન વિશિષ્ટ મહત્ત્વ દર્શાવે તેવી રીતે વ્યક્ત થયેલાં છે.[૨૭] રુદ્રદામા ૧ લાથી પર્વતનું મહત્ત્વ વધેલું અને ચંદ્ર-સૂર્યનું ઘટેલું જોવા મળે છે. બીજો પણ એક ફેરફાર નોંધપાત્ર છે: સૂર્યના પ્રતીકમાં વચ્ચેનું બિંબ નાનું થતું જાય છે અને કિરણોના આલેખમાં રેખાઓને સ્થાને માત્ર ટપકાં (ક્યારેક છ તો ક્યારેક સાત) જ જોવા મળે છે. બિંબ અને ટપકાંનું કદ લગભગ સરખું થતું જાય છે. ચંદ્રનું ચિહ્ન પણ નાનું થતું જાય છે.

ચાષ્ટન,[૨૮] રુદ્રસિંહ ૧ લા, દામસેન અને દામજદશ્રી ૨ જાના[૨૯] કેટલાક સિક્કાઓમાં ચંદ્ર-સૂર્ય સ્થાનફેર પામેલા જોવા મળે છે, અર્થાત્ ડાબી બાજુ સૂર્ય અને જમણી બાજુ ચંદ્ર. આથી કોઈ વિશિષ્ટ મહત્ત્વ સૂચવાતું નથી, સિવાય કે સિક્કા પાડનારની ભૂલનું એ પરિણામ હોય.

### પોટન અને સીસાના સિક્કા

પોટનના સિક્કા ઉપર ત્રિકૂટ પર્વત, ટોચની ઉપર અને ડાબી બાજુ એકેક ચંદ્ર અને જમણી બાજુ સૂર્યનાં પ્રતીકો ચાંદીના સિક્કાની જેમ આલેખાયલાં છે. અગ્રભાગમાં માત્ર રાજાનું હોદ્દા સાથેનું નામ કોતરેલું છે. આવા સિક્કા જીવદામા, રુદ્રસિંહ ૧ લા અને વીરદામાના છે. સમયનિર્દેશ વિનાના પોટન સિક્કા ઉપર પર્વતાદિ પ્રતીકો છે, પણ લેખ નથી. કિનારને સમાંતર ટપકાંની હાર છે. પોટનના બીજા પ્રકારના કેટલાક સિક્કા ઉપર પર્વતાદિ ચિહ્નો છે અને વિશેષમાં

પર્વતની નીચે વર્ષ કોતરેલું છે. કિનારને સમાંતર ટપકાંની હાર છે, પરંતુ લેખ નથી. રુદ્રસેન ૧ લા અને દામસેનના સમયના સિક્કા આ પ્રકારના છે.

સીસાના સિક્કા ઉપર પર્વતાદિ ચિહ્નો, પર્વત નીચે વર્ષ અને કિનારને સમાંતર ટપકાંની હાર છે, પરંતુ લેખ નથી. યશોદામા ૨ જો, રુદ્રસેન ૩ જો અને રુદ્રસિંહ ૩ જાના ચોરસ સિક્કા ઉપર ત્રિકૂટ પર્વત. એની નીચે નદી અને એની નીચે વર્ષ જોવા મળે છે. કિનારને સમાંતર ટપકાંની હાર છે. રુદ્રસિંહ ૩ જાના સિક્કા ઉપર ત્રિકૂટ પર્વતની ડાબીજમણી બાજુએ ચંદ્ર-સૂર્યનાં ચિહ્નો છે.[30]

**ઈશ્વરદત્ત**

આભીર રાજા ઈશ્વરદત્તના સિક્કા ક્ષત્રપ-અનુકરણવાળા હોઈ તેમજ ક્ષત્રપ સિક્કાઓની સાથે ઉપલબ્ધ થયા હોઈ એના સિક્કાની ચર્ચા અહીં પ્રસ્તુત છે. એના માત્ર ચાંદીના ગોળ સિક્કા મળ્યા છે. અગ્રભાગ ઉપર દક્ષિણાભિમુખ મુખાકૃતિ છે અને એની પાછળ બ્રાહ્મી આંકડામાં વર્ષ કોતરેલું છે. વૃત્તાકારે ગ્રીક-રોમન લિપિમાં લેખ છે. કિનારને સમાંતર ટપકાંની હાર છે. પૃષ્ઠભાગ ઉપર ત્રિકૂટ પર્વત, એકેક ચંદ્ર, સૂર્ય, નદી તેમજ વૃત્તાકારે બ્રાહ્મીમાં હોદ્દા સાથે માત્ર રાજાનું નામ અને વર્ષ સૂચવતો લેખ છે. ઈશ્વરદત્તના સિક્કાની વિશેષતા એ છે કે એણે આંકડા અને શબ્દો ઉભયમાં વર્ષનું સૂચન કર્યું છે.

**ઉપસંહાર**

ઉપર્યુક્ત વર્ણનથી ફલિત થાય છે કે ક્ષત્રપ-સિક્કા પરના ગ્રીક-રોમન અક્ષરો, મુખાકૃતિ, આકાર, તોલ વગેરે બાબતમાં ગ્રીક અસર સૂચવાય છે, તો સંસ્કૃત-પ્રાકૃત ભાષા, બ્રાહ્મી લિપિ તેમજ પર્વત, નદી, ચંદ્ર, સૂર્ય જેવાં શાશ્વતતા સૂચવતાં પ્રકૃતિનાં પ્રતીકો ભારતીય અસર સૂચવે છે.[31]

**વર્ષ આપવાની અભિનવ પ્રથા**

ક્ષત્રપોના ચાંદી, પોટન અને સીસાના સિક્કાઓ ઉપર વર્ષ આપવાની વિશિષ્ટ અને અભિનવ પ્રથા સૌ પ્રથમ વાર જ જોવા મળે છે. બ્રાહ્મી આંકડાઓમાં વર્ષ સૂચવતી સંખ્યા આપવાની આ નિરાળી પદ્ધતિને લઈને એમની સળંગ સાલવારી તૈયાર કરવામાં સુગમતા થઈ છે. ક્ષત્રપો પૂર્વેના ભારતીય સિક્કાઓમાં ક્યાંય વર્ષ આપવાની પ્રથા મળતી જોવા મળતી નથી, એટલું જ

નહિ, પણ ક્ષત્રપો પછી જેમના ચાંદીના સિક્કાઓમાં ક્ષત્રપ સિક્કાનું અનુકરણ થયું છે તેવા ગુપ્ત રાજવીઓના સુવર્ણના સિક્કાઓ ( એમને ક્ષત્રપોના સમય-નિર્દેશવાળા સિક્કાઓનો પરિચય હોવા છતાંય ) વર્ષ વિનાના છે, એટલે ક્ષત્રપ સિક્કા પરના વર્ષનું મહત્ત્વ અનેકગણું વધી જાય છે.

ક્ષત્રપ-સિક્કાઓમાં વર્ષ આપવાની પ્રથા પહેલીવહેલી રુદ્રસિંહ ૧ લાના સિક્કા ઉપર જોવા મળે છે,[૩૨] કેમકે એની અગાઉના રાજાઓના સિક્કાઓ વર્ષ વિનાના છે તેમજ એમના સિક્કાઓમાં ગ્રીક-રોમન લખાણના આરંભ અને અંતની વચ્ચેના ભાગમાં વર્ષ માટે ખાલી જગ્યા પણ દેખાતી નથી, આથી જેમ નહપાને મુખાકૃતિ આપવાની પ્રથા આરંભી, જેમ ચાષ્ટને પર્વતાદિ ચિહ્નો આપવાની તેમજ હોદ્દા સાથે પિતાનું નામ આપવાની શરૂઆત કરી અને જેમ જયદામાએ માત્ર બ્રાહ્મીમાં જ લખાણ કોતરવાનો પ્રારંભ કર્યો, તેમ રુદ્રસિંહે વર્ષ આપવાની પ્રથા શરૂ કરી જણાય છે

બાહ્‌લિકના અને ભારતના ગ્રીક રાજાઓના સિક્કા ઉપર વર્ષ સૂચવતા આંકડા જોવા મળતા નથી. ભારતમાં પ્રાચીન સિક્કાઓ પણ વર્ષ વિનાના જ મળ્યા છે, એટલું જ નહિ, એકાદ અપવાદ ( ગુપ્તોના ચાંદીના સિક્કાઓ ) સિવાય છેક મુસ્લિમ અમલ સુધી આ પ્રથા ભારતના કે ભારતમાંના કોઈ વિદેશી રાજવંશે કે રાજાએ અપનાવી હોવાનું જણાતું નથી, તો પછી ક્ષત્રપોએ વર્ષ આપવાની પ્રથાનું અનુકરણ કયાંથી કર્યું ?

પાર્થિયામાં ફ્રાવત ૪ થા ( ઈ.સ. પૂ. ૩૭થી ) પછી સીલ્યૂસિક સંવતમાં વર્ષ આપવાની પ્રથા સિક્કાઓ ઉપર શરૂ થયેલી જોવા મળે છે.[૩૩] રોમમાં પહેલી-બીજી સદીમાં ચાંદીના સિક્કાઓના પૃષ્ઠભાગ ઉપર ગ્રીક આંકડાઓમાં અને રાજ્યકાલનાં વર્ષોમાં વર્ષ આપેલું હોય તેવા સિક્કા જોવા મળે છે.[૩૪] ઉભયમાંથી ક્ષત્રપોએ કોનું અનુકરણ કર્યું હશે એ સ્પષ્ટતઃ કહેવું મુશ્કેલ છે.

પરંતુ ઈરાનમાંના શક અને પહ્‌લવ રાજાઓના સંબંધો જોતાં અને ઈરાનમાંથી શકોને પહ્‌લવોના દબાણથી ભારત આવવું પડેલું એ ઐતિહાસિક વિગત ધ્યાનમાં લેતાં સંભવતઃ એવું અનુમાન કરી શકાય કે ક્ષત્રપોએ વર્ષ આપવાની પ્રથા પહ્‌લવો પાસેથી સ્વીકારી હોય.

**સિક્કા પરનું લખાણ**

રાજાના પોતાના નામની સાથે પિતાનું નામ આપવાની પ્રથા ક્ષત્રપ-સિક્કાઓની બીજી મહત્ત્વની વિશેષતા છે. આ પ્રથાથી ક્ષત્રપ-રાજાઓની સળંગ વંશાવળી

તૈયાર કરવામાં સુગમતા સાંપડી છે. પિતાનું નામ આપવાની આ પ્રણાલિકા એમણે ક્યાંથી અપનાવી હશે એ વિશે પણ સંદિગ્ધતા રહે છે. એશિયાના કોઈ પ્રાચીન દેશના કે રાજ્યના સિક્કા ઉપર આ પ્રથા જોવા મળતી નથી, આથી એવી અટકળ કરી શકાય કે ક્ષત્રપોએ અપનાવેલી આ પ્રથા પ્રાયઃ એમની મૌલિકતા સૂચવે છે.[૩૫]

પૃષ્ઠભાગ ઉપરનું લખાણ તત્કાલીન ભારતની પ્રચલિત લિપિઓ અને ભાષાઓમાં લખાતું હતું. ભૂમક, નહપાન અને ચાષ્ટનના સિક્કાઓ પર ખરોષ્ઠી (આકૃતિ ૪) અને બ્રાહ્મી એ બન્ને લિપિમાં લખાણ છે, જ્યારે જયદામાથી શરૂ કરી અંત સુધીના સઘળા રાજાઓના સિક્કાઓ ઉપર માત્ર બ્રાહ્મી લિપિમાં જ લખાણ કોતરેલું છે. ખરોષ્ઠીમાંનું લખાણ પ્રાકૃતમાં છે, તો બ્રાહ્મીમાંનું પ્રાકૃત–સંસ્કૃત મિશ્ર ભાષામાં ( આકૃતિ ૫ ). શુદ્ધ સંસ્કૃત લખાણ કેવળ દામજદશ્રી ૧ લા અને સત્યદામાના સિક્કા ઉપર કોતરેલું છે.[૩૬] આશ્ચર્યની હકીકત તો એ છે કે રુદ્રદામા ૧ લાનો જૂનાગઢનો શૈલલેખ શુદ્ધ સંસ્કૃત ગદ્યનો ઉત્તમ આદ્ય નમૂનો છે તોય એના સિક્કાઓ પરનું લખાણ પ્રાકૃત–મિશ્રિત સંસ્કૃતમાં છે.

આ લખાણની બીજી પણ નોંધપાત્ર વિશેષતા છે. કેટલાક સિક્કાઓ પર પિતાનું નામ ષષ્ઠી વિભક્તિમાં ( દા. ત. जयदामस पुत्रस ) પ્રયોજાયેલું જોવા મળે છે, તો કેટલાક ઉપર जयदामपुत्रस એવો સમાસ પણ જોવા મળે છે. સામાન્ય રીતે રાજા પોતાના પુરોગામીનું નહિ, પણ પિતાનું નામ આપે છે, એ હકીકત ચાષ્ટન, રુદ્રસિંહ ૨ જા અને સ્વામી રુદ્રસેન ૩ જાના સિક્કા ઉપરથી સ્પષ્ટ થાય છે. અપવાદ રૂપે સ્વામી સિંહસેન પોતાને રુદ્રસેન ૩ જાની બહેનના પુત્ર તરીકે ઓળખાવે છે. ભારતીય નામો અપનાવનાર ક્ષત્રપ-રાજાઓના નામની પૂર્વે શ્રી જેવો માનસૂચક પૂર્વગ જોવા મળતો નથી. અપવાદ રૂપે દામજદશ્રીમાં અંત્યગ તરીકે પ્રયોજાયો છે. અહીં એનો પ્રયોગ વિદેશી નામને ભારતીય બનાવવા માટે થયો હોવાનું કહી શકાય.[૩૭]

ષષ્ઠી વિભક્તિનો પ્રયોગ એમના સિક્કા-લેખોમાં વારંવાર થયેલો છે. લગભગ પ્રત્યેક સિક્કા ઉપર ષષ્ઠી વિભક્તિનો स ( ક્યારેક स्य ) પ્રત્યય બે વાર પ્રયોજાયેલો જોવા મળે છે : એક વાર પિતાના નામ સાથે, બીજી વાર રાજાના પોતાના નામ સાથે. પિતાના નામને લાગેલો स પ્રત્યય પુત્રના સંબંધમાં સાર્થ પ્રયોજાયો લાગે છે, પણ સિક્કા પડાવનાર રાજાના નામને લાગેલો ષષ્ઠીનો પ્રત્યય શું સૂચવે છે ? અહીં એનો સંબંધ " ના વર્ષ......માં " એમ વર્ષ સાથે છે કે

"..........નો સિક્કો" એ અર્થમાં છે એ વિચારવું રહ્યું. વર્ષ સાથે એનો સંબંધ ન હોય એમ લાગે છે, કેમકે શરૂઆતના રાજાઓના સિક્કા ઉપર વર્ષસૂચક સંખ્યા આપવાની પ્રણાલિકા જોવા મળતી નથી. સંભવતઃ અહીં એનો "......નો સિક્કો" એમ સ્વામિત્વ (માલિકી) સૂચવતો અર્થ વધારે ઉચિત લાગે છે. સંસ્કૃતમાં સામાન્યતઃ સ્વામિત્વસૂચક નામ હમેશાં ષષ્ઠીમાં જ આપવામાં આવતું.[૩૮]

અગ્રભાગ ઉપર ગ્રીક અથવા ગ્રીક-રોમન લિપિમાં લખાણ કોતરેલું જણાય છે. શરૂઆતના ત્રણેક રાજાઓના સિક્કા પરનું લખાણ કંઈક અર્થવાળું જણાય છે, પણ રુદ્રદામા ૧ લાના શાસનકાળથી સિક્કાઓ પર લખાણ તો ચાલુ રહે છે, પરંતુ એ અર્થહીન અને માત્ર શોભા પૂરતું જ રહેલું જણાય છે.

ગ્રીક લખાણને ઉકેલવાના સૌ પ્રથમ પ્રયત્ન જસ્ટીસ ન્યૂટને અને પંડિત ભગવાનલાલે કરેલા, પણ એમને સફળતા સાંપડેલી નહિ.[૩૯] એ પછી રૅપ્સને લખાણને ઉકલવાનો પ્રયત્ન કરતાં થોડી સફળતા મેળવી. એમણે નહપાનના સિક્કા ઉપરનો પ્રથમ ગ્રીક શબ્દ ઉકેલ્યો અને એ શબ્દ राज्ञो હોવાનું અને ગ્રીક ભાષાનો Basilios નહિ હોવાનું સૂચવી એ પ્રાકૃતનું ભાષાંતર નહિ, પણ લિપ્યંતર છે, એમ પ્રતિપાદિત કર્યું. રૅપ્સને એ પણ સ્પષ્ટ કર્યું કે આ લખાણ શુદ્ધ ગ્રીકમાં માત્ર નહપાન અને ચાષ્ટનના સિક્કાઓ ઉપર છે, એ પછી તો ગ્રીક-રોમન લખાણ જોવા મળે છે.[૪૦] ત્યાર પછી સારી સફળતા સાંપડી એચ. આર. સ્કૉટને જોગલથંબીમાંથી પ્રાપ્ત નહપાનના અસંખ્ય સિક્કાઓને લીધે. ગ્રીક લખાણ એ પ્રાકૃતનું લિપ્યંતર છે એવા રૅપ્સનના મંતવ્યને સ્કૉટની સફળતાથી અનુમોદન મળ્યું. એમણે વચલો શબ્દ छहरतस છે એમ ઉકેલી બતાવ્યું. સ્કૉટના વાચન મુજબ લેખનું સામાન્ય સ્વરૂપ આમ છે :[૪૧]

| | | |
|---|---|---|
| PANNIΩ | IAHAPATAΣ | NAHAπANAΣ |
| राज्ञो | छहरतस | नहपनस |

**આલેખનશૈલી**

જે જમાનામાં સિક્કાશાસ્ત્રનું અલ્પ ખેડાણ થયું હતું ત્યારે સિક્કાઓ ઉપર સુંદર રીતે ઉપસાવેલી અને મુખ ઉપરની પ્રત્યેક રેખાને સ્પષ્ટ રીતે વ્યક્ત કરતી રાજાની મુખાકૃતિનું આલેખન કળાંની દૃષ્ટિએ સાચે જ આકર્ષક અને મનોહર છે. આ મુખાકૃતિ એકપાર્શ્વ ( profile ) ચિત્ર જેવી છે, છતાંય સુરેખ અને

સ્પષ્ટ છે, એ નોંધવું જોઈએ. રાજાના વાંકોડિયા અને લાંબા વાળ પણ સુંદર રીતે આલેખાયેલા છે. માથા ઉપર લશ્કરી સૈનિકના ટોપ જેવું કશુંક પરિધાન કરેલું છે. આંકડા વાળેલી મૂછો સરસ રીતે વ્યક્ત થઈ છે. કંઠના ભાગ ઉપર રૂપાંકનયુક્ત સાંકડી પટી જેવું કંઈક છે, જે કદાચ ઈરાની ઢબના લાંબા કોટનો કૉલર હોવો સંભવે. કાનમાં કુંડળ પણ શોભી રહ્યાં છે. મુખાકૃતિનું આખુંય આલેખન બધા જ સિક્કાઓમાં લગભગ એકસરખા શૈલીમાં થયેલું જણાય છે. આમ સમગ્રતયા આલેખનશૈલી વિકસિત કારીગરીનું સૂચન કરે છે.

**સિક્કાનું નામ : કાર્ષાપણ**

નહપાનના સમયના નાસિક ગુફાના બે લેખોમાં એના જમાઈ ઉષવદાતે આપેલા દાનના સંદર્ભથી કેટલોક પ્રકાશ પ્રાપ્ત થાય છે. એમાં काहापण (कार्षापण) શબ્દ ત્રણેક વાર ઉલ્લેખાયેલો છે, આથી એવું અનુમાની શકાય કે આ સિક્કાઓ ( ખાસ કરીને ચાંદીના ) कार्षापण નામે ઓળખાતા હશે. રેપ્સન આ સિક્કાઓને નિઃશંકપણે આ નામથી ઓળખાવે છે.[૪૨]

સિક્કાના સંદર્ભમાં આ શબ્દ ભારતમાં પ્રાચીન સમયથી પ્રયોજાતો હતો. પાલિ ગ્રંથોમાં અને પાણિનિની अष्टाध्यायीમાં ચાંદીના સિક્કાને 'કાર્ષાપણ' કહ્યા છે.[૪૩] કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં અનેક જગ્યાએ આ નામના સિક્કાઓનો ઉલ્લેખ આવે છે.[૪૪] મનુસ્મૃતિ અને યાજ્ઞવલ્કયસ્મૃતિમાં આ શબ્દ છે, પરંતુ મનુ કાર્ષાપણને તાંબાના સિક્કાના સંદર્ભમાં વાપરે છે. कार्षापणस्तु विज्ञेयस्ताम्रिकः कार्षिकः ( पणः ).[૪૫] अंगविज्जा નામક જૈન ગ્રંથમાં काहापणનો ઉલ્લેખ છે.[૪૬] આ બધા સંદર્ભોથી કહી શકાય કે ભારતમાં ઈસુ પૂર્વે સાતમી–છઠ્ઠી સદીથી આ શબ્દ પ્રચલિત હતો.

कर्ष અને पण એ બે શબ્દોથી બનેલો 'कार्षापण' છે. कर्ष એક પ્રકારનું વજન છે, તેથી कर्षના વજનનો સિક્કો તે कार्षापण.[૪૭] કનિંગહમ कर्षને कर्षफलનું બીજ ગણે છે.[૪૮] વાચસ્પતિ बिभीतक( બહેડા )ના વૃક્ષનું ફળ તે कर्ष એવો ઉલ્લેખ કરે છે.[૪૯]

નહપાનના સમયના ગુફાલેખોમાં कुशणमूले અને सुवर्ण એવાં બે નામ પણ છે. ઉભય શબ્દોનો અર્થ સંદિગ્ધ જણાય છે. कुशणमूले શબ્દ રેપ્સનના મતે

શંકાસ્પદ છે.[૫૦] દે. રા. ભાંડારકરના મતે આ શબ્દ નહપાનના ચાંદીના સિક્કા માટે વપરાયો છે અને નહપાને એના કુષાણ અધિપતિ રાજાની યાદમાં આ નામ આપ્યું છે.[૫૧] એસ. કે. ચક્રવર્તી ભાંડારકરના એ મત સાથે સહમત થાય છે કે આ શબ્દ સિક્કાના સંદર્ભમાં વપરાયો છે, પરંતુ એ ચાંદીના સિક્કાનું નામ છે એવા ભાંડારકરના મંતવ્ય સાથે સહમત થતા નથી, કારણ કે મૂડી એક પ્રકારના સિક્કાના નામે ઉલ્લેખાયેલી હોય અને વ્યાજ બીજા પ્રકારના નામે હોય એ શક્ય જણાતું નથી. कुशणमूल શબ્દમાં કુષાણોના સિક્કાઓનો અર્થ અભિપ્રેત છે એમ સ્વીકારી ચક્રવર્તી આ શબ્દ સોનાના સિક્કાના સંદર્ભમાં પ્રયોજાયો છે એમ માને છે. सुवर्णનો ઉલ્લેખ તો કુષાણોના સોનાના સિક્કાના સંદર્ભમાં વપરાયેલો જણાય છે, કેમકે લેખમાં ૭૫,૦૦૦ કાર્ષાપણ = ૨,૦૦૦ સુવર્ણનો ગુણોત્તર આપેલો છે.[૫૨]

ક્ષત્રપોના સિક્કાના નામકરણના અનુસંધાનમાં બીજા પણ એકબે નિર્દેશો છે. विनयपिटकની समंतप्रासादिका ટીકામાં માલવ અને સૌરાષ્ટ્રના ચાંદીના સિક્કાને रुद्रदामक તરીકે ઓળખાવ્યા છે, જેનું વજન જૂના કાર્ષાપણથી ૩/૪ હતું.[૫૩] અન્ય બૌદ્ધ ગ્રંથોમાં પણ रुद्रदामक, रुद्रदामकादि, रुद्रदामकादीनि જેવાં રૂપો જોવા મળે છે. सारत्थदीपनीમાં रुद्रदामेण उप्पादितो એવી વ્યાખ્યા પણ रुद्रदामकની આપી છે.[૫૪] વળી अंगविज्जाમાં काहापणની સાથે खत्तपक ( क्षत्रपक ) એવું પણ એક નામ છે.[૫૫]

ઉપર્યુક્ત ચર્ચાથી આ સિક્કાઓના નામ વિશે સ્પષ્ટતાથી કહેવું મુશ્કેલ છે, પરંતુ આભિલેખિક પુરાવાઓને વધારે શ્રદ્ધેય માની વિચારીએ તો નહપાનના શિલાલેખોમાં જેનો ત્રણેક વાર નિર્દેશ છે તે काहापण ( कार्षापण ) શબ્દ ક્ષત્રપ-રાજાઓના સિક્કાનું નામ હોવાનો સંભવ વધારે ઉચિત લાગે છે. अंगविज्जाમાંનો काहापणનો સાહિત્યક નિર્દેશ આનું સમર્થન કરે છે.

**વજન, આકાર, કદ**

રૅપ્સન કહે છે કે નહપાનના ચાંદીના સિક્કા ભારતમાંના ગ્રીક રાજાઓના અર્ધ-દ્રેક્મ(દ્રમ્મ)ના જેવા હતા.[૫૬] તદનુસાર બધા જ ક્ષત્રપ રાજાઓએ અને એમના અનુગામી ગુપ્તોએ તેમજ ત્રૈકૂટકોએ પણ એ વજન અપનાવ્યું હોવાનું જણાય છે. ગ્રીક રાજા મિનેન્દરના સિક્કા ૩૨ થી ૩૫ ગ્રેઈન( લગભગ ૨ ગ્રામ )ના હતા.[૫૭] એટલે નહપાનના અને એના અનુગામી અન્ય ક્ષત્રપોના સિક્કા પણ એટલા જ વજનના હોવા જોઈએ એમ ફલિત થાય છે.

ચાંદીના સિક્કાનો વ્યાસ ૦.૫'' થી ૦.૭''નો રહેલો જોવા મળે છે. બધા ક્ષત્રપોના બધા જ સિક્કાઓ એકસરખા વ્યાસના નથી, જેમ એકસરખા વજનના નથી. આથી એવું ફલિત થાય છે કે વજન અને કદમાં થતી વધઘટ એમના રાજ્યની આર્થિક સ્થિરતાની પણ વધઘટ હોઈ શકે; જોકે આ ફલિતાર્થ ચોક્કસ ન ગણાય. આટલા પ્રાચીન સમયના સિક્કાઓના વજનમાં કેટલીક વાર કુદરતી આબોહવાને લઈને કે એ જમીનમાં દાટેલા હોવાથી આંતરિક રાસાયણિક પ્રક્રિયાને કારણે વધઘટ થતી હોવી સંભવે, કેટલીક વાર સિક્કાઓની વધારે હેરફેરથી ઘસારાને કારણેય એના વજન કે કદમાં ઘટાડો થાય; આથી વજન અને વ્યાસમાં થતી વધઘટથી બધો જ વખત આર્થિક ચડતીપડતીનું સૂચન વિચારવું યોગ્ય નથી.

સિક્કાઓનો ગોળ આકાર ગ્રીક અસર સૂચવે છે એમ ઘણાનું માનવું છે,[૫૮] પરંતુ પ્રાચીન ભારતમાં ઘણા લાંબા સમયથી વિવિધ આકારના સિક્કાઓ પ્રચારમાં હતા, જેમાં ગોળ સિક્કાઓનોય સમાવેશ થતો. विसुद्धिमग्ग( ઈસુની પાંચમી સદીનો આરંભકાળ )ના એક ફકરામાં બુદ્ધઘોષ વિવિધ આકારના સિક્કાઓની વાત કરે છે, જેમાં परिमंडल (ગોળ) સિક્કાઓ પણ છે.[૫૯] ભાંડારકર કહે છે કે ક્ષત્રપોના ગોળ સિક્કાઓ ગ્રીક અનુકરણના નથી, કેમકે કેટલાક પ્રાચીન કાર્ષાપણ સિક્કાઓ ગોળ આકારના જોવા મળે છે.[૬૦] શતપથ બ્રાહ્મણમાં તો શતમાન સિક્કા ગોળ હોવાનો સ્પષ્ટ ઉલ્લેખ છે.[૬૧]

### સિક્કા તૈયાર કરવાની પદ્ધતિ

સિક્કાના નિરીક્ષણથી એવું અનુમાન થઈ શકે કે એને તૈયાર કરવા માટે કોઈ યંત્ર કે એવું કોઈ સંપૂર્ણ સાધન જરૂર ઉપયોગમાં લેવાતું હશે. સાંચીમાંથી માટીની પકવેલી મુદ્રાઓ મળી છે.[૬૨] આ મુદ્રાઓમાં ચાંદીનો રસ રેડીને સિક્કા તૈયાર કરવામાં આવતા હશે. માટીનાં બીબાંની મદદથી પણ સિક્કા તૈયાર થતા હોવાનું કહી શકાય. આમાં બેવડા બીબા(double die)નો ઉપયોગ થતો હશે.

### ટંકશાળ

આટલી મોટી સંખ્યામાં ઉપલબ્ધ થયેલા સિક્કાઓ કોઈ ટંકશાળમાં તૈયાર થતા હોવા જોઈએ. આ જાણવા કોઈ આધાર મળતો નથી એટલે કેવળ અટકળ કરવી રહી. સામાન્ય રીતે રાજધાનીના નગરમાં ટંકશાળ હોવાનું મનાય છે. આ રીતે વિચારતાં ક્ષહરાત રાજા નહપાનના સમયમાં સંભવતઃ

ભરૂચમાં અને ચાષ્ટનવંશીય રાજાઓના સમયમાં ઉજ્જનમાં ટંકશાળ હોવાનો સંભવ રજૂ કરી શકાય, જ્યારે ક્ષત્રપ શાસનના અંતભાગમાં એમની સત્તા ગુજરાત પૂરતી મર્યાદિત રહી હોય ત્યારે પ્રાયઃ જૂનાગઢમાં ટંકશાળ હોવાની અટકળ થઈ શકે, પરંતુ ભરૂચમાંથી અને ઉજ્જનમાંથી હજી સુધી ક્ષત્રપ–સિક્કાઓનો કોઈ સંગ્રહ હાથ લાગ્યો નથી, જ્યારે જૂનાગઢમાંથી ચાર સંગ્રહો ઉપલબ્ધ થયા છે. વળી રુદ્રદામાનો શૈલલેખ તેમજ બાવા–પ્યારા અને ઉપરકોટની બૌદ્ધ ગુફાઓ પણ જૂનાગઢમાં આવેલી હોઈ ક્ષત્રપોના સમયમાં જૂનાગઢનું વિશિષ્ટ સ્થાન હોવાનું ધ્યાનમાં લઈએ તો એવું અનુમાન તારવી શકાય કે ટંકશાળ પ્રાયઃ આરંભથી અંત સુધી જૂનાગઢમાં હશે, કેમકે જૂનાગઢ છેક સુધી ક્ષત્રપોના તાબામાં હતું.[૬૩]

**ક્ષત્રપ-સિક્કાઓની અસર**

આકાર અને પદ્ધતિ જોતાં શ્રી શર્વના સિક્કાઓ ક્ષત્રપોની અસર સૂચવે છે; પર્વતાદિને બદલે ત્રિશૂળની આકૃતિ આપવા જેટલો માત્ર ફેરફાર છે. ગુપ્ત રાજવીઓના પશ્ચિમ ભારત માટે ખાસ તૈયાર કરાવેલા ચાંદીના સિક્કા ક્ષત્રપોના સિક્કાના સીધા અનુકરણવાળા છે. ત્રૈકૂટક અને બોધિવંશના સિક્કાઓ પણ ક્ષત્રપ–સિક્કાઓની અસર હેઠળ તૈયાર થયા હોવાનું જણાય છે.

## સિક્કા-નિધિઓ

ક્ષત્રપ રાજાઓના આમ તો સંખ્યાબંધ સિક્કાઓ પ્રાપ્ત થયા છે અને થતા જાય છે, પરંતુ છૂટાછવાયા પ્રાપ્ત સિક્કાઓ કરતાં એક જ વાસણમાં સંગૃહીત સિક્કાઓની ઉપયોગિતા વિશેષ છે. આ સિક્કાઓ 'સંગ્રહ' અથવા 'નિધિ' (hoard) તરીકે ઓળખાય છે. અત્યાર સુધીમાં એવા અઢારેક નિધિઓ પ્રાપ્ત થયા છે.

**જોગલથંબી**( જિ. નાસિક, મહારાષ્ટ્ર )માં ચૌદથી પંદર હજાર જેટલા ચાંદીના સિક્કાઓનો એક નિધિ મળ્યો હતો, જેમાંથી ૧૩,૨૫૦ જેટલા બચેલા સિક્કા એચ. આર. સ્કૉટને તપાસ માટે મળેલા. આમાં ૯,૨૭૦ સિક્કા ક્ષહરાત ક્ષત્રપ રાજા નહપાનના છે, જેના ઉપર સાતવાહન રાજા ગૌતમીપુત્રે પોતાની છાપ પડાવેલી છે, જ્યારે બાકીના સિક્કા ફેરછાપ ( counter–stamped ) વિનાના છે.[૬૪]

**ઉપરકોટ**( જૂનાગઢ )માં ૧૮૯૭માં લગભગ ૧,૨૦૦ જેટલા સિક્કા મળેલા, જેમાં રુદ્રસેન ૧ લાથી રુદ્રસેન ૩ જા ( સંઘદામા, દામજદશ્રી ૨ જા અને

યશોદામા ૧ લા સિવાય ) સુધીના રાજાઓના, ઈશ્વરદત્તના અને કેટલાક અનભિજ્ઞેય સિક્કાઓનો સમાવેશ થાય છે.[૬૫]

**સરવાણિયા**( જિ. વાંસવાડા, રાજસ્થાન )માં ૨,૪૦૭ સિક્કાનો નિધિ ૧૯૧૧માં પ્રાપ્ત થયેલો. ગિ. વ. આચાર્યની તપાસમાં ૨,૩૯૩ સિક્કા હતા.[૬૬] એ પછી દે. રા. ભાંડારકરે એનું પુનરીક્ષણ કરેલું. એમાં રુદ્રસિંહ ૧ લાથી રુદ્રસેન ૩ જા સુધીના બધા રાજાઓના, ઈશ્વરદત્તના અને કેટલાક અનભિજ્ઞેય સિક્કાઓ હતા.[૬૭]

**સોનેપુર**( જિ. છિંદવાડા, મધ્યપ્રદેશ )માં ૧૯૨૫ માં ૬૭૦ જેટલા સિક્કાઓનો નિધિ હાથ લાગેલો, જેમાંથી ૩૭ સિક્કા ગળાઈ ગયેલા. એમાં સંઘદામા સિવાય રુદ્રસેન ૧ લાથી રુદ્રસેન ૩ જા સુધીના, ઈશ્વરદત્તના અને કેટલાક અનભિજ્ઞેય સિક્કાઓનો સમાવેશ થાય છે.[૬૮]

**વસોજ**( જિ. જૂનાગઢ )માં ૫૯૧ સિક્કાઓ ૧૯૩૭ પૂર્વે મળ્યા હતા. એમાં રુદ્રસિંહ ૧ લાથી રુદ્રસેન ૩ જા સુધીના ( સંઘદામા અને યશોદામા ૧ લા સિવાયના ) રાજાઓના સિક્કા હતા.[૬૯]

**જૂનાગઢ મ્યુઝિયમ :** ૫૨૦ જેટલા સિક્કા ગિ. વ. આચાર્યને જૂનાગઢ રાજ્યની તિજોરીમાંથી પ્રાપ્ત થયા હતા. એ. એસ. ગદ્રેએ સૌ પ્રથમ આ સિક્કાઓ તપાસ્યા હતા. આ ઉપરાંત ૨૦૯ અને ૭૭ સિક્કાના બીજા બે નિધિઓ અહીં હતા. ૨૦૯માં ૧૩૪ સિક્કા રુદ્રસેન ૩ જાના છે. ૫૨૦ ના નિધિમાં રુદ્રદામા ૧ લાથી ભર્તૃદામા સુધીના ( સંઘદામા અને દામજદશ્રી ૨ જા સિવાયના ) સિક્કાઓ હતા.[૭૦]

**શિરવાલ**( જિ. પૂના )માં લગભગ ૪૦૦ સિક્કાનો નિધિ ૧૮૪૬માં મળેલો; એમાં વિજયસેન, દામજદશ્રી ૩ જા, રુદ્રસેન ૨ જા, વિશ્વસિંહ, ભર્તૃદામા, વિશ્વસેન, રુદ્રસિંહ ૨ જા અને ઈશ્વરદત્તના સિક્કા હતા.[૭૧]

કરાદ( મહારાષ્ટ્ર )માં ૧૮૬૧માં નિધિ મળેલો, જેમાં વિજયસેન, દામજદશ્રી ૩ જા, રુદ્રસેન ૨ જા, વિશ્વસિંહ, ભર્તૃદામા અને વિશ્વસેનના સિક્કાઓ હતા.[૭૨]

**છિંદવાડા**( મધ્યપ્રદેશ )માં માત્ર દશ સિક્કાનો નિધિ મળેલો, જેમાં રુદ્રસેન ૨ જાના ત્રણ, ભર્તૃદામાના ત્રણ, દામજદશ્રી ૩ જા, વિશ્વસિંહ અને વિશ્વસેનનો એકેક અને એક અવાચ્ય હતો.[૭૩]

**સાંચી**( ભોપાલ નજીક )માં ૧૯૧૬–૧૭ માં ઉત્ખનન દ્વારા ૪૧ સિક્કા ઉપલબ્ધ થયા હતા. એમાં રુદ્રસેન ૧ લાનો એક, રુદ્રસેન ૨ જાના સાત,

વિશ્વસિંહના બે, ભર્તૃદામાના ૧૧, વિશ્વસેનના આઠ, રુદ્રસિંહ ૨ જાના બે, રુદ્રસેન ૩ જાનો એક અને અવાચ્ય નવ હતા.[૭૪]

**કામરેજ**( જિ. સુરત )માં ૧૧ સિક્કાઓ – ભૂમકના ત્રણ, જયદામા, રુદ્રસેન ૧ લો અને વીરદામાનો એકેક, રુદ્રસેન ૩ જાના ચાર અને અવાચ્ય એક.[૭૫]

**અમરેલી** ( ગોહિલવાડ )માં ટીંબાનું ઉત્ખનન કરતાં ૨૭૦ જેટલા સિક્કાઓ મળ્યા હતા. ચાંદીના સિક્કાઓમાં રુદ્રસેન ૨ જાના ત્રણ, વિશ્વસિંહનો એક, ભર્તૃદામાના બે અને રુદ્રસેન ૩ જાના બે હતા. તાંબાના સિક્કાઓમાં છ ચોરસ સિક્કા રુદ્રસેન ૩ જાના હોવાનું મનાય છે. સીસાના બધા જ સિક્કાઓ એના હતા. પૉટનના બધા જ સિક્કાઓ વીરદામાના હોવાનું જણાય છે.[૭૬]

**ગૌંદરમૌ**( મધ્યપ્રદેશ )માં ૫૧ સિક્કા મળેલા – વિજયસેનના પાંચ, રુદ્રસેન ૨ જાના ૭, ભર્તૃદામાના ૧૭, વિશ્વસેનના દસ, રુદ્રસિંહ ૨ જાના ત્રણ, રુદ્રસેન ૩ જાનો એક અને અવાચ્ય નવ.[૭૭]

**પેટલુરીપલેમ**( જિ. ગન્તૂર, આંધ્રપ્રદેશ )માં ટ્રેઝર ટ્રોવ ઍક્ટ અનુસાર ૫૨, ૧૬ અને ૧૭૦ ( કુલ ૨૩૮ ) એમ ત્રણ ટુકડે પ્રાપ્ત થયેલા. વીરદામા, વિજયસેન, દામજદશ્રી ૩ જો, રુદ્રસેન ૨ જો, વિશ્વસિંહ, ભર્તૃદામા, વિશ્વસેન, રુદ્રસિંહ ૨ જો, યશોદામા ૨ જો અને ઈશ્વરદત્તના સિક્કાઓ હતા.[૭૮]

**સનાડિયા**( જિ. જૂનાગઢ ) : શ્રી રૂપચંદ નારાયણ ટેકચંદાનીને આ નિધિમાંથી ૧૨૫ જેટલા સિક્કા તપાસ માટે મળેલા અને એ એમના અંગત સંગ્રહમાં છે : દામજદશ્રી ૧ લાનો એક, રુદ્રસિંહ ૧ લાના ત્રણ, રુદ્રસેન ૧ લાના સાત, દામજદશ્રી ૨ જાના બે, દામસેનના દસ, યશોદામા ૧ લાનો એક, વીરદામાના પાંચ, વિજયસેનના ૪૭, દામજદશ્રી ૩ જાના ૧૪. વિશ્વસિંહના ત્રણ, ભર્તૃદામાના ત્રણ, વિશ્વસેનના નવ અને રુદ્રસેન ૩ જાના ૨૦. માહિતી અપ્રસિદ્ધ છે.

**દેવની મોરી**( જિ. સાબરકાંઠા )ના ઉત્ખનન દરમ્યાન બે નિધિઓ મળ્યા હતા : વિહારની પ્રથમ ઓરડીના પ્રવેશદ્વાર નજીકથી ૩૯ સિક્કાઓ અને સ્તૂપની પ્રથમ પીઠિકાના ટોચના ભાગના મધ્યમાંથી આઠ સિક્કાઓ.[૭૯]

**દેવા**( જિ. ખેડા )માં પ્રાચીન સિક્કાયુક્ત માટીનું એક નાનું વાસણ પ્રાથમિક શાળાના કંપાઉન્ડના ખોદકામથી મળેલું, જેમાંના નવ ક્ષત્રપ સિક્કા અ. વ. પંડ્યાને તપાસ માટે મળેલા. (એમાં રુદ્રદામાં ૧ લાના બે, રુદ્રસેન ૧ લાના બે અને વિશ્વસેનના પાંચ સિક્કા હતા).[૮૦]

બાસિમ અને કુંડિનપુર( જિ. અકોટા અને વર્ધા, મહારાષ્ટ્ર )ના મોટાભાગના સિક્કા ઓગાળી દેવાયા છે. શેષ સિક્કાઓ વા. વિ. મિરાશીને તપાસ માટે મળેલા.[૮૧]

## પાદટીપો

૧. A. S. Gadre, *Archaeological Department of Baroda State, Annual Report*, 1936-37, pp. 17 f.

૨. Rapson, *Catalogue*, pp. 85, 93, 105, 113

૩. A. S. Gadre, *op. cit.*, p. 18

૪. Rapson, *op. cit.*, p. 112

૫. Sounder Rajan, *JMSI*, Vol. XXII, pp. 118 ff.

૬. ગુજરાતમાંથી ઉપલબ્ધ અપલદતના કાંસાના સિક્કા ઉપર વૃષભ અને હાથીની આકૃતિઓ છે એટલે એના સિક્કાની અસરનો સંભવ પણ ધ્યાનમાં લેવાય.

૭. મુખ( Head )થી કંઈક વિશેષ અને ઉત્તરાંગ( Bust )થી કંઈક ઓછી એવી આ આકૃતિ છે. આ જ રાજાઓના તાંબા, પૉટન અને સીસાના સિક્કાઓ ઉપર આવી આકૃતિ નથી એ નોંધપાત્ર છે.

૮. સંભૂતિના સિક્કાના અગ્રભાગ ઉપર એની મુખાકૃતિ છે. જુઓ, Smith *Catalogue of Coins in Indian Museum*, Vol. 1, p. 7; C. J. Brown, *Coins of India*, p. 23, plate 2, No. 1 અને गौ. ही. ओझा प्राचीन मुद्रा, पृ. ३२

૯. Rapson, *op. cit.*, para 88

૧૦. *Encyclopaedia Britanica,* 11th edition, Vol. XVI, p. 6I9

૧૧. પાદનોંધ ૮ મુજબ.

૧૨. उपाध्याय वासुदेव, भारतीय सिक्के, पृ. ६५

૧૩. એમ પણ બને કે ભારતમાં આવ્યા પછી ભારતમાંના ગ્રીક રાજાઓના મુખાકૃતિવાળા સિક્કા પ્રચારમાં જોઈ શકો એ અને એમને અનુસરી ક્ષત્રપોએ પણ મુખાકૃતિવાળા સિક્કા પડાવ્યા હોય.

૧૪-૧૫. C. J. Brown, *op. cit.*, pp. 26, 34

૧૬. આ ઉપરથી રૅપ્સન એવું સૂચવે છે કે સંભવતઃ આ પદ્ધતિ અન્ય ક્ષત્રપ રાજાઓના સિક્કાઓ ઉપર પણ હોવી જોઈએ (*op. cit.*, para 126), પરંતુ તો પછી ગ્રીક-રોમન લખાણના અંત અને બ્રાહ્મીમાં આપેલી મિતિની વચ્ચે વર્ષે લખવા જેટલી જગ્યા હોવી

જોઈએ, જે સંભવતઃ દેખાતી નથી; આથી એવું અનુમાન થઈ શકે કે ક્ષત્રપવંશના આ બે રાજાઓએ આ પ્રથા સૌ પ્રથમ વાર અપનાવી હોય અને તો ક્ષત્રપ સિક્કાઓના ઇતિહાસમાં આ એમનું પ્રદાન કહી શકાય.

૧૭. Rapson, *op. cit.*, p. 76, plate X

૧૮. આ તરંગરેખા પ્રાયઃ સમુદ્રનું પણ સૂચન કરતી હોય, પરંતુ એની મર્યાદિત લંબાઈ–ઊંચાઈ જોતાં એ નદીનું સૂચન કરતી હોય એ વધારે સંભવિત લાગે છે. चंद्र–अर्कની જેમ सरित्–पर्वत એ આંતરિક સાંનિધ્ય વધારે ધરાવે છે.

૧૯. *Catalogue*, para 92 and 100; પરંતુ આંધ્ર રાજાઓના કેટલાક સિક્કા ઉપર ચૈત્યની આકૃતિ છે તો કેટલાક ઉપર પર્વતની ('भारतीय सिक्के', પૃ. १०४–१०५, फलक-६). આથી આંધ્ર રાજાઓ ચૈત્ય અને પર્વતનાં પ્રતીકો ભિન્ન રીતે પ્રયોજતા હોવાનું સૂચિત થાય થાય છે એટલે રૅપ્સનનું મંતવ્ય સ્વીકાર્ય બનતું નથી.

૨૦. *Numismatic Chronicle,* Vol. XIII, p. 188

૨૧. *BG.*, Vol. 1, part 1, p. 30

૨૨. *AR.ASI*, 1913-14, pp. 211 f., *Lectures*, pp. 101 and 105 f.

૨૩. Bhandarkar, *Lectures*, p. 105

૨૪. ઈ. પૂ. ૧૫૦૦ના સમયના નોસોસમાં મિનોઅન પ્રકારના એક મુદ્રાંક ઉપર પર્વતનું ચિહ્ન જોવા મળે છે (એજન, પૃ. ૧૦૬, પાદનોંધ – ૨).

૨૫. *Catalogue*, para 144, પરંતુ રેપ્સન કૌંસમાં કિરણોવાળા સૂર્યનો ઉલ્લેખ કરે છે જ.

૨૬. જુઓ यावच्चंद्रदिवाकरौ. વધુમાં જુઓ आचन्द्रार्क्कार्णवक्षितिसरित्पर्वतसमकालीनम्। (મૈગુ, પૃ. ૫૨૫, પાદનોંધ ૮)

૨૭. જુઓ Rapson, *op. cit.*, p. 72, plate 10.

૨૮. *JNSI*, Vol. XIV, pp. 20 f.

૨૯. Rapson, *op. cit.*, p. 90 No. 313-314; p. 108 No. 381 & p. 116, No. 425 અનુક્રમે.

૩૦. *JNSI*, Vol. XXII, pp. 118 f.

૩૧. જયદામાના તાંબાના સિક્કા ઉપર ત્રિશૂળ અને પરશુનું ચિહ્ન ધાર્મિક હોવાનું કહી શકાય. આ સિવાય ક્ષત્રપોના સિક્કા ઉપર કોઈ દેવદેવીઓની આકૃતિઓ જોવા મળતી નથી તેમજ ધાર્મિક અસર સૂચવતું કોઈ સ્પષ્ટ ચિહ્ન પણ નથી. અહીં એ નોંધવું જોઈએ કે ભારતમાંના ગ્રીક અને કુષાણોના સિક્કા ઉપર દેવદેવીઓની આકૃતિ આપવાની પ્રથા સામાન્ય હતી. ગ્રીક સિક્કાઓનું અંશતઃ અનુકરણ કરનારા અને કુષાણોના સમકાલીન–અનુકાલીન ક્ષત્રપ રાજાઓના સિક્કા ધાર્મિક અસરથી મુક્ત છે એ એમના સ્વતંત્રતાના પ્રતીકરૂપ ગણાય.

૩૨. રૅપ્સનના મતે વર્ષ આપવાની પ્રથા સૌ પ્રથમ જીવદામાના સિક્કામાં જોવા મળે છે (*op. cit.*, para 98) પરંતુ આ મત હવે સ્વીકાર્ય રહ્યો નથી. (જુઓ અગાઉ પ્રકરણ ૭ અને પાદટીપ ૫૦ તેમજ Majmudar ed., *Chronology of Gujarat*, p. 70.)

૩૩-૩૪. *Encyclopaedia Britanica*, 11th edition, Vol. XVI, pp. 621 and 620 respectively.

૩૫. મિસરના ટૉલેમી વંશમાં ટૉલેમી નામના ઘણા રાજાઓ થઈ ગયા. દા. ત. ટૉલેમી ૧ લો, ૨ જો, ૧૦ મો, ૧૨ મો વગેરે, પરંતુ તેઓ એ સાથે અપરનામ પણ વાપરતા અને એ રીતે પૃથક્તા દર્શાવતા હતા. ક્ષત્રપોમાં રુદ્રદામા, રુદ્રસિંહ. રુદ્રસેન જેવાં એકસરખાં નામોને લઈને પૃથક્તા દર્શાવવા માટે પિતાનું નામ આપવું જરૂરી લેખ્યું હોય, પરંતુ આ પ્રથાની શરૂઆત તો ચાષ્ટને કરી છે, જે સમયે એની જરૂરિયાત ન હતી; એટલે પિતાનું નામ આપવાની પ્રથા ક્ષત્રપોની મૌલિક પ્રથા હોવાનું અનુમાન થઈ શકે.

૩૬. Rapson, *op. cit.*, pp. 81 & 95

૩૭. *Ibid*, para 154

૩૮. દા. ત. उर्वशीसंभवस्यायमैलसूनोर्धनुर्भृत : ।
कुमारस्यायुषो बाणः प्रहर्तुर्द्विषदायुषम् ॥
( विक्रमोर्वशीय, अं. ५, श्लो. ७ )

ઉપરાંત જુઓ :

कोटिवर्षाधिष्ठानाधिकरणस्य (Sircar, *Select Inscriptions*, p. 357 )
वारकमण्डलविषयाधिकरणस्य ( *Ibid.*, pp. 350, 357 )
जनन्या युवराजस्य शासनं ( *Ibid.*, p. 412 )
राज्ञो प्रवरसेनस्य शासनं ( *Ibid.*, p. 418 )

૩૯. *JRAS*, July, 1890

૪૦. *Ibid.*, 1899, pp. 359, 363

૪૧. *JBBRAS*, 1907, pp. 227 ff.

૪૨. *Catalogue*, para 150, ઉપરાંત उपाध्याय बासुदेव, भारतीय सिक्के, पृ. ११८

૪૩. જુઓ *JNSI*, Vol. XII, p. 197 અને भारतीय सिक्के. पृ. १४-१६.

૪૪. पणना મિતાક્ષરી ઉલ્લેખથી ( જુઓ एजन, पृ. १५ )

૪૫. ૮. ૧૩૬, વળી જુઓ ૩૩૬-૭; ૨૮૨; પરંતુ નારદસ્મૃતિમાં ચાંદીના સંદર્ભમાં છે — कार्षापणो दक्षिणस्यां दिशि रौप्यः (वाचस्पत्यम्, भा. ३, पृ. १७७४)

૪૬. મુનિ પુણ્યવિજયજી-સંપાદિત अंगविज्जा, पृ. ६६

૪૭. *JNSI*, Vol. XII, p. 197

૪૮. *Coins of India*, p. 45; Chakravarti, *A Study of Ancient Indian Numismatics*, pp. 51 f.

૪૯. मा. ३, पृ. १७७३–१७७४. સંસ્કૃત સાહિત્યમાં આવા ઘણા ઉલ્લેખો છે. બહેડાંના ફળનું વજન લગભગ એક તોલા જેટલું હોય છે (બાપાલાલ વૈદ્ય, 'સંસ્કૃત સાહિત્યમાં વનસ્પતિ,' પૃ. ૬)

૫૦. *Catalogue*, para 57, No. 33.

૫૧. *Lectures*, pp. 199 f.

૫૨. *A Study of Ancient Indian Numismatics*, pp. 98 ff.

૫૩. *JNSI*, Vol. XII, p. 198

૫૪. વિજયેન્દ્રસૂરિ, 'રાજા મહાક્ષત્રપ રુદ્રદામા,' પૃ. ૪૧. "રુદ્રદામક"નો બીજો અર્થ એવો થઈ શકે કે રુદ્રદામાના સિક્કા જેવાજ નમૂનાના બીજા સિક્કાઓ, જે એની પછીના રાજાઓએ પડાવ્યા હોય (એજન).

૫૫. પાદનોંધ ૪૬ મુજબ.

૫૬. *Catalogue*, para 88

૫૭. મિનન્દર અને અપલદતના સિક્કા ઈસુની પહેલી–બીજી સદીમાં ભરૂચમાં પ્રચલિત હતા (પેરિપ્લસ, ફકરો ૪૭). આ સિક્કા અહીં એટલા બધા પ્રચલિત હતા કે ઈસુની આઠમી સદીમાં ગુજરાતના પ્રાચીન રાજાઓ એનું અનુકરણ કરતા હતા (ओझा, प्राचीन मुद्रा, पृ. ६६, ६७).

૫૮. સિક્કાશાસ્ત્રીઓનું માનવું છે કે અનેક વિદેશી જાતિઓના સંસર્ગને લઈને ભારતવાસીઓ ગોળ સિક્કા બનાવવા લાગ્યા. (એજન પૃ. ૪૦)

૫૯. ૨. ૪૩૭. B. C. Law, *A History of Pali Literature*, Vol. II, p. 399; V. S. Agrawal, *JNSI*, Vol. XII, p. 194.

૬૦. *Lectures*, p. 148. ઉપરાંત જુઓ Smith, *Catalogue of Indian Coins*, plate 19, No. 7, 11, 12ના ગોળ સિક્કા કાર્ષાપણના છે.

૬૧. ૫. ૫. ૫. ૧૬ અને ૧૩. ૨. ૩. ૨ ભરહુતના એક ચિત્રમાંના સિક્કા ગોળ છે (*Lectures*, p. 149).

૬૨. उपाध्याय, भारतीय सिक्के, पृ. ११२

૬૩. સાંચી અને કોંડપુરમાં પણ સિક્કા તૈયાર થતા હતા એમ વાસુદેવ ઉપાધ્યાય નોંધે છે (वही, पृ. २२, ११२); પરંતુ કોંડપુરનું સૂચન યોગ્ય જણાતું નથી, કેમકે એ સ્થળ ક્ષત્રપ-રાજ્યમાં ન હતું.

૬૪. *JBBRAS*, Vol. XXII, No. 62. pp. 223 ff.

૬૫. *Ibid.*, Old Series, Vol. XX, pp. 201 ff.

૬૬. Rajputana Museum, *AR*, 1912-13

૬૭. *AR.ASI*, 1913-14, pp. 227 ff.

૬૮. *JRASB*, 1937, Vol. III, No. 2, ( Num. Sup. No. 47 ). pp. 95 ff.

૬૯. *Ibid.*, p. 98

૭૦. *Ibid*, pp. 97 f.

૭૧. *JBBRAS*, Vol. II, p. 377

૭૨. *BG.*, Vol. I, part I, pp. 48 f.

૭૩. *JRASB*, Proceedings, Vol. VI. p. 114

૭૪. *Catalogue of the Museum of the Archaeology at Sanchi*, pp. 61 ff.

૭૫. *Annnal Report of the Department of Archaeology*, *Baroda State*, 1935-36, pp. 54 ff.

૭૬. *Ibid.*, 1936-37, pp. 17 f.

૭૭. *Indian Archaeology*, 1954-55 — a Review, p. 63

૭૮. *Ibid.*, 1956-57, p. 77. ઉપરાંત D. C. Sircar, *IHC*, Vol. XXXIII, No. 4, p. 272 and *Studies in Indian Coins*, pp. 150 ff.

૭૯, *Excavation at Devni Mori*, p. 104

૮૦. ૧૯૬૬માં અખિલ ભારતીય મુદ્રા સંમેલન, ગૌહતીમાં એમણે આ વિગતો આપતો નિબંધ વાંચેલો.

૮૧. *JNRI*, Vol. XXII, p. 113

## પ્રકરણ ૮

# શર્વ ભટ્ટારક

ગુજરાતમાં ક્ષત્રપ રાજાઓના શાસનનું છેલ્લું જ્ઞાત વર્ષ શક વર્ષ ૩૨૦ (ઈ. સ. ૩૯૮-૯૯) જાણવા મળ્યું છે[૧] અને ગુજરાત પર મગધના ગુપ્ત સામ્રાજ્યની સત્તા કુમારગુપ્ત ૧ લાના રાજ્યકાલ (ઈ. સ. ૪૧૫-૪૫૫) દરમ્યાન પ્રસરી લાગે છે. આ અનુસાર ક્ષત્રપ સત્તાના અસ્ત અને ગુપ્ત સત્તાના પ્રસાર વચ્ચે ઓછામાં ઓછાં ૧૭ અને પ્રાયઃ એથી થોડાં વધારે વર્ષોનો ગાળો રહેલો જણાય છે.

આ વચગાળા દરમ્યાન અહીં શર્વ ભટ્ટારક નામે રાજાનું રાજ્ય પ્રવર્ત્યું લાગે છે. આ રાજાના સિક્કા (આકૃતિ ૬૩) સમસ્ત ગુજરાતમાં મોટી સંખ્યામાં મળ્યા છે. એના પુરોભાગ પર રાજાનું ઉત્તરાંગ અને પૃષ્ઠભાગ પર ત્રિશૂળનું ચિહ્ન હોય છે. આ ચિહ્નની આસપાસ સિક્કા પડાવનાર રાજાને લગતું લખાણ હોય છે. આ લખાણના અક્ષરોનો મરોડ સારી ઢબનો ન હોઈ એના બધા અક્ષર સ્પષ્ટ અને સુનિશ્ચિત રીતે વાંચી શકાયા નથી,[૨] છતાં એના આરંભમાં राजो महाक्षत्रपस અને અંતમાં श्रीशर्व्वभट्टारकस (કે ક્વચિત્ श्रीभट्टारकस કે भट्टारकस) હોવાનું લગભગ નિશ્ચિત છે. વચ્ચેના અક્ષરોનો પાઠ હજી નિશ્ચિત થયો નથી.[૩]

આ ભટ્ટારકને અગાઉ વલભીના રાજવંશનો સ્થાપક ભટાર્ક માનવામાં આવેલો અને એના સિક્કાઓને વલભીના સિક્કાઓ તરીકે ઓળખવામાં આવેલા,[૪] પરંતુ "શર્વ ભટ્ટારક"માં "શર્વ" એ રાજાનું વિશેષ નામ લાગે છે અને "ભટ્ટારક" એ ખરી રીતે "સ્વામી"નો અર્થ ધરાવતું બિરુદ છે;[૫] કિંતુ અહીં એ શર્વના અપર નામ જેવું, કદાચ "શર્વ" કરતાંય વધુ લોકપ્રિય, હોવા સંભવે છે.[૬] "રાજા" અને "મહાક્ષત્રપ" એ સ્પષ્ટતઃ શર્વ ભટ્ટારકનાં બિરુદ છે.

આ શર્વ ભટ્ટારક કોણ હતો અને એ ક્યારે થયો એ એક મહત્ત્વનો પ્રશ્ન છે. એના નામવાળા સિક્કા ગુજરાત-સૌરાષ્ટ્રમાં અનેક સ્થળોએ મળ્યા હોઈ એ રાજાની સત્તા આ પ્રદેશના ઘણા ભાગ પર પ્રવર્તી જણાય છે. એના સિક્કા પરના

લખાણુનો આરંભ राज्ञो महाक्षत्रपसथी થાય છે એ સ્પષ્ટતઃ ક્ષત્રપ-રાજ્યના સિક્કાઓની અસર સૂચવે છે, છતાં એ ક્ષત્રપોની જેમ પોતાના પિતા કે પુરોગામીનું નામ તથા સિક્કા પડાવ્યાનું વર્ષ આપતો નથી તેમ જ ક્ષત્રપ-સિક્કા પરનું ચિહ્ન અપનાવતો નથી, આથી એ ક્ષત્રપ વંશનો ન હોવાનું સ્પષ્ટ થાય છે. ક્ષત્રપ-સિક્કાઓનું અનુકરણ ધરાવતા ગુપ્ત સમ્રાટોના ચાંદીના સિક્કાઓની[૭] તથા ત્રૈકૂટક રાજાઓના સિક્કાઓની[૮] અધિક અસર ધરાવતા હોઈ, આ રાજા ક્ષત્રપકાલના અંતની નજીકમાં થયો હોવા સંભવે છે.

ક્ષત્રપોના રાજ્યનો અંત ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે ઈ. સ. પાંચમી સદીના પહેલા દસકામાં આણ્યો એવું અગાઉ મનાતું એ હવે શંકાસ્પદ ગણાય છે;[૯] અને ગુજરાતમાં ગુપ્ત-શાસન કુમારગુપ્ત ૧ લાએ પ્રસાર્યું હોવાનું સંભવે છે.[૧૦] સાણંદ( જિ. અમદાવાદ )માંથી મળેલા નિધિમાં ૯ સિક્કા છેલ્લા ક્ષત્રપોમાંના કોઈ ક્ષત્રપ રાજાના, ૨૮૩ સિક્કા શર્વ ભટ્ટારકના અને ૧,૧૦૩ સિક્કા કુમારગુપ્ત ૧ લાના મળ્યા છે,[૧૧] એ પરથી શર્વ ભટ્ટારકનું સ્થાન ક્ષત્રપો અને ગુપ્તોની વચ્ચે હોવાનું સ્પષ્ટ થાય છે.[૧૨] એ અનુસાર શર્વ ભટ્ટારકે રાજા મહાક્ષત્રપ સ્વામી રુદ્રસિંહ ૩ જાના રાજ્યના અંત ( લગભગ ઈ. સ. ૩૯૮-૯૯ ) અને કુમારગુપ્ત ૧ લા(ઈ. સ. ૪૧૫-૫૫)ની સત્તાના પ્રસારની વચ્ચે રાજ્ય કર્યું ગણાય. આ પદથી ક્ષત્રપ-સત્તાનો અંત શર્વ ભટ્ટારકે આણ્યો હોવો સંભવે છે.[૧૨અ]

ત્રિશૂળના ચિહ્ન પરથી શર્વ ભટ્ટારક શૈવ હોવાનું સ્પષ્ટ થાય છે. "શર્વ" ( = શિવ ) નામ પણ આ અનુમાનને ટેકો આપે છે.

શર્વ ભટ્ટારક કયા કુલનો હતો અને એણે ક્ષત્રપોને સ્થાને રાજસત્તા કેવી રીતે મેળવી હશે એ વિશે કંઈ માહિતી મળતી નથી. સૂચિત સમયાંકન અનુસાર એ ચંદ્રગુપ્ત-વિક્રમાદિત્યનો સમકાલીન ગણાય. ચંદ્રગુપ્તે ઈ. સ. ૪૦૧ ના અરસામાં માળવા પર વિજય પ્રાપ્ત કરી ત્યાં પોતાની સત્તા પ્રસારી[૧૩] ત્યારે ત્યાં ક્ષત્રપોની સત્તા પ્રાયઃ એચાર દસકા અગાઉ લુપ્ત થઈ ગઈ હતી,[૧૪] જ્યારે ગુજરાતમાં ક્ષત્રપોને સ્થાને શર્વ ભટ્ટારકની સત્તા થોડા જ વખતમાં સ્થપાઈ લાગે છે. ચંદ્રગુપ્તે માળવા માટે ક્ષત્રપ-સિક્કાઓના જેવા ચાંદીના સિક્કા પડાવ્યા. આ સિક્કા પશ્ચિમ ભારતમાં મળ્યા હોવાનું મોઘમ નોંધાયું છે,[૧૫] પરંતુ ચંદ્રગુપ્તનું રાજ્ય ગુજરાતમાં પ્રસર્યું હોવા વિશે કોઈ સ્પષ્ટ પુરાવો મળ્યો નથી.[૧૬]

શર્વ ભટ્ટારકે કયાં સુધી રાજ્ય કર્યું અને કુમારગુપ્તે ગુજરાત ક્યારે જીત્યું એ નક્કી કરવું મુશ્કેલ છે. કુમારગુપ્તે પોતાના લાંબા રાજ્યકાલ ( લગભગ ઈ. સ.

૪૧૫-૫૫)ના પૂર્વાર્ધ દરમ્યાન એ વિજય પ્રાપ્ત કર્યો હોય, એવું એના સિક્કાઓની વિપુલ સંખ્યા પરથી સૂચિત થાય છે.[૧૭] કદાચ શર્વ ભટ્ટારક પછી એનો એકાદ ઉત્તરાધિકારી પણ થયો હોય.

શર્વ ભટ્ટારકના સિક્કાઓની વિપુલ સંખ્યા તથા એના જુદા જુદા પ્રકારો જોતાં એના નામના સિક્કા એના રાજ્યકાલના અંત પછી પણ પડાવા ચાલુ રહ્યા હોય એમ લાગે છે. કેટલાક સિક્કાઓના પૃષ્ઠભાગ પરના ત્રિશૂલ-ચિહ્નના નાના હાથામાં એક નાનું પરશુ (ફરસી)નું પાનું ઉમેરવામાં આવ્યું છે,[૧૮] એ પ્રાયઃ પરમભાગવત ગુપ્ત સમ્રાટોની ધાર્મિક અસરને લઈને હોય એવું ધારવામાં આવ્યું છે. શર્વ ભટ્ટારકના સિક્કાઓનો આ પ્રકાર પડોશના માલવદેશમાં પ્રવર્તેલા ગુપ્ત-શાસનને લઈને હશે કે પછી ગુજરાતમાં પ્રસરેલા ગુપ્ત-શાસનની સીધી અસરને લઈને હશે એ નક્કી કરવું મુશ્કેલ છે, પરંતુ ગુજરાતમાં મળેલા કુમારગુપ્તના ચાંદીના સિક્કાઓની વિપુલ સંખ્યા જોતાં ગુપ્ત-શાસન દરમ્યાન શર્વ ભટ્ટારકના નામના સિક્કા પડાવા ચાલુ રહ્યા હોય એ ભાગ્યેજ સંભવિત છે. આથી ભાગવત ધર્મની અસર શર્વ ભટ્ટારકના રાજ્યકાલના ઉત્તર ભાગમાં કે એના અનુગામીના રાજ્યકાલ દરમ્યાન પડોશના પ્રદેશમાં પ્રવર્તતા ગુપ્ત-શાસન પરથી થઈ હોય એ વિશેષ સંભવે છે.

ગુપ્ત-શાસનના અંત પછી ગુજરાતમાં શરૂ થયેલ મૈત્રક વંશના રાજ્યમાં વળી પાછા શર્વ ભટ્ટારકના નામવાળા સિક્કા પડાયા કર્યા લાગે છે[૧૯] ને એ પરથી શર્વ ભટ્ટારક એ પરમમાહેશ્વર મૈત્રક રાજાઓનો દૂરનો પૂર્વજ હોવા સંભવે છે એવું ધારવામાં આવ્યું છે.[૨૦] આ સૂચન અનુસાર શર્વ ભટ્ટારક મૈત્રક કુલનો હોય અને એ અનુસાર લકુલીશના શિષ્ય મિત્રનો વંશજ[૨૧] હોવા સંભવે તેમજ એના વંશની રાજસત્તા ગુપ્ત શાસનનાં પાંત્રીસેક વર્ષ લુપ્ત રહી સેનાપતિ ભટ્ટાર્કના સમયમાં પુનઃ સ્થાપિત થઈ હોવા સંભવે.

# પાદટીપો

૧. જુઓ ઉપર પૃ. ૧૫૩.

૨. વિગતો માટે જુઓ હરિપ્રસાદ શાસ્ત્રી, "મૈત્રકકાલીન ગુજરાત", ભાગ ૨, પૃ. ૫૪૯–૫૦

૩. એમાં परमादित्यभक्त, परमसामन्त, महासामन्त, पादानुध्यात, समरसह, परममाहेश्वर ઇત્યાદિ ભિન્નભિન્ન પાઠ સૂચિત થયો છે. (એજન, પૃ. ૫૪૯–૫૫૦)

૪. *JRAS,* Vol. XII, p. 34

૫. *JNSI,* Vol. VI, pp. 14 ff.

૬. કેમકે એમાં કેટલીક વાર "शर्व्वभट्टारक", તો કેટલીક વાર માત્ર "भट्टारक" હોય છે; કોઈ સિક્કા પર માત્ર "शर्व्व" મળ્યું નથી.

૭–૮. એમાં "राज्ञो महाक्षत्रपस" નથી અને રાજાનું નામ ષષ્ઠીને બદલે પ્રથમા વિભક્તિમાં પ્રયોજાયું છે.

૯–૧૦. P. L. Gupta, "Who Ruled in Saurashtra after the Western Kshatrapas?" *Bharatiya Vidya,* Vol. XVIII, pp. 83 ff.

૧૧. *JBBRAS,* Vol. VI, pp. iv, xxii. એમાં શર્વ ભટ્ટારકના સિક્કાઓને એ સમયની પ્રથા મુજબ "વલભી સિક્કાઓ" તરીકે ઓળખાવવામાં આવ્યા છે.

૧૨. P. L. Gupta, *op. cit.,* p. 89

૧૨અ. A. S. Altekar, *JNSI,* Vol. VI, pp. 19 f.; P. L. Gupta, *op. cit.,* p. 89

૧૩. ઉદયગિરિ (જિ. ગ્વાલિયર) ગુફામાંના સમયનિર્દેશ વગરના એક લેખમાં વિજય માટે રાજાધિરાજ ચંદ્રગુપ્તની સાથે આવેલ એના સાંધિવિગ્રહિક વીરસેન શાવે ત્યાં શંભુની ગુફા કરાવી હોવાનું જણાવ્યું છે. (Fleet, *Corp. Ins. Ind.,* Vol. III, p. 35); ત્યાંની એક બીજી ગુફામાંના લેખમાં મહારાજાધિરાજ ચંદ્રગુપ્તના આધિપત્ય નીચેના મહારાજે ગુ. સં. ૮૨ (ઈ. સ. ૪૦૧)માં ધર્મદાન દીધાનું જણાવ્યું છે (એજન, પૃ. ૨૫); અને સાંચી (જિ. ભોપાલ)ના એક શિલાલેખમાં ગુ. સં. ૯૩ (ઈ. સ. ૪૧૨)માં મહારાજાધિરાજ ચંદ્રગુપ્તના લશ્કરી અધિકારી આમ્રકાર્દવે દાન દીધાનું જણાવ્યું છે (એજન, પૃ. ૩૧ થી).

ચંદ્રગુપ્તના ચાંદીના સિક્કા પર ગુ. સં. ૯૦ થી ૯૪ (ઈ. સ. ૪૦૯–૧૪)ની મિતિ મળે છે. (Allan, *Coins of the Gupta Dynasties,* pp. 49 ff.)

૧૪. માળવામાં મળેલા ક્ષત્રપ-સિક્કાઓના નિધિઓમાં સ્વામી રુદ્રસેન ૩ જાની પછીના કોઈ ક્ષત્રપ રાજાના સિક્કા નથી; એમાંના સિક્કા શક વર્ષ ૨૭૩ (ઈ. સ. ૩૫૧–૫૨) સુધીના જ છે. વિંધ્યની દક્ષિણે મળેલા ક્ષત્રપ–સિક્કાઓના નિધિઓમાંના સિક્કા શક વર્ષ ૩૦૧ (ઈ. સ. ૩૭૯–૮૦) સુધીના છે. આ પરથી ઈ. સ. ૩૫૧ થી ૩૮૦ સુધીમાં માળવામાં ક્ષત્રપોની સત્તા લુપ્ત થઈ ગણાય. (P. L. Gupta, *op. cit.*, pp. 83 f.)

૧૫. A. S. Altekar, *The Coinage of the Gupta Empire,* p. 150. એક પ્રકારના સિક્કાઓ પર "परमभागवत-महाराजाधिराज–श्रीचन्द्रगुप्त–विक्रमादित्य" અને બીજા પ્રકારના સિક્કાઓ પર "श्रीगुप्तकुलस्य महाराजाधिराज-श्रीचन्द्रगुप्त–विक्रमाङ्कस्य" એવું લખાણ છે. બંને પ્રકારના સિક્કા જૂજ મળે છે; બીજા પ્રકારના ઘણા જૂજ. (એજન, પૃ. ૧૫૨). આ સિક્કાઓનાં ચોક્કસ પ્રાપ્તિસ્થાન નોંધાયાં નથી.

૧૬. P. L. Gupta, *op. cit.*, p. 85

૧૭. *Ibid.*, p. 89

૧૮. ગિ. વ. આચાર્યે આ સિક્કાઓના આ બે મુખ્ય પ્રકાર પાડ્યા છે. એકમાં સાદા હાથાવાળું ત્રિશૂલ-ચિહ્ન છે, બીજામાં નાના પરશુથી સંયુક્ત હાથાવાળું ત્રિશૂલ-ચિહ્ન છે. બંનેના કદ, તોલ તથા લખાણમાં કેટલોક સ્પષ્ટ ફરક છે (*JNSI*, Vol. XV, p. 50).

૧૯. હ. ગં. શાસ્ત્રી, 'મૈત્રકકાલીન ગુજરાત', પૃ. ૫૫૨–૫૩. શ્રી. ભા. લ. માંકડે આ સિક્કાઓ પરના જુદા જુદા પાઠ પરથી તેમજ રાજાની મુખાકૃતિમાં જણાતા વૈવિધ્ય પરથી આ સિક્કાઓ જુદા જુદા રાજાઓએ પડાવ્યા હોવાનું દર્શાવ્યું છે. (*JNSI*, Vol. XV, pp. 50 ff.)

મૈત્રક રાજાઓએ પોતાની રાજમુદ્રામાં પોતપોતાનું અલગ નામ ન આપતાં બધો વખત વંશસ્થાપક શ્રીભટાર્કનું જ નામ ચાલુ રાખેલું એ હકીકત આ સંભવને સમર્થન આપે છે.

૨૦. A. S. Altekar, *JNSI*, Vol. VI, p. 20

૨૧. મૈત્રકો પ્રાયઃ આ મિત્રના વંશજ હતા (હ. ગં. શાસ્ત્રી, 'મૈત્રકકાલીન ગુજરાત', ભાગ ૧, પૃ. ૨૬–૨૮).

## પ્રકરણ ૯

# ગુપ્તકાલ

મગધમાં ચંદ્રગુપ્ત ૧ લાના સમયમાં ગુપ્ત રાજ્યનો અભ્યુદય શરૂ થયો. પરાક્રમાંક સમુદ્રગુપ્તે આર્યાવર્ત તથા દક્ષિણાપથનાં અનેક રાજ્યો પર પોતાની આણ પ્રવર્તાવી. સમુદ્રગુપ્તના અલ્લાહાબાદ શિલાસ્તંભ લેખમાં[1] ગુપ્ત-શાસન અંગીકાર કરનારાઓમાં શક-મુરુંડોનો સમાવેશ કરવામાં આવ્યો છે એ ઉલ્લેખ પશ્ચિમ ભારતના ક્ષત્રપરાજાઓને લાગુ પડતો હોય એવો સંભવ ખરો. સમુદ્રગુપ્ત-(લગભગ ઈ.સ. ૩૩૦-૭૦)ના સમયમાં તો આ ક્ષત્રપ રાજાઓ પુનઃ "મહાક્ષત્રપ" બિરુદ ધારણ કરતા થયા, એટલું જ નહિ, એ ઉપરાંત "સ્વામી" એવું વધારાનું બિરુદ પણ ધારણ કરતા[2] એ હકીકત એ સંભવને સમર્થન આપે છે, કેમકે "મુરુંડ" એ "સ્વામી" અર્થ ધરાવતો શક ભાષાનો શબ્દ છે.[3]

ગુપ્ત-વંશમાં સમુદ્રગુપ્તનો અધિકાર એના મોટા પુત્ર રામગુપ્તને મળ્યો લાગે છે.[4] કોઈ શક રાજાએ રામગુપ્તનો પરાભવ કરી એની પત્નીની માગણી કરી, પરંતુ રામગુપ્તના નાના ભાઈ ચંદ્રગુપ્તે સ્ત્રીવેશે શત્રુની છાવણીમાં જઈ એને મારી નાખ્યો, એવી અનુશ્રુતિ છે. આ શક રાજા તે પશ્ચિમ ભારતનો ક્ષત્રપ રાજા હોવો ભાગ્યેજ સંભવે છે.[5]

ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે ઈ. સ. ૪૦૧ ના અરસામાં માળવા જીત્યું અને એ પ્રદેશ માટે ક્ષત્રપ સિક્કાઓના જેવા ચાંદીના સિક્કા પડાવ્યા[6] ત્યારે પશ્ચિમ માળવામાં પ્રાયઃ વિશ્વવર્મા નામે સામંત રાજાની સત્તા પ્રવર્તેલી હતી,[7] જ્યારે ગુજરાતમાં શર્વ ભટ્ટારકનું શાસન હતું.[8] એના સિક્કાઓ પરના ત્રિશૂલ-ચિહ્નમાં આગળ જતાં નાનું પરશુ ઉમેરાયું એ પ્રાયઃ પરમભાગવત ગુપ્તોની અસર સૂચવે છે.

## કુમારગુપ્ત મહેન્દ્રાદિત્ય

કુમારગુપ્ત ૧ લાના શાસનકાલ (લગભગ ઈ. સ. ૪૧૫-૫૫) દરમ્યાન મગધના ગુપ્ત-સામ્રાજ્યનું આધિપત્ય માળવામાં ચાલુ હતું. માલવગણ સંવત ૪૯૩ (ઈ. સ. ૪૩૬)માં ત્યાં વિશ્વવર્માનો પુત્ર બંધુવર્મા રાજ્ય કરતો હતો.[૯] હવે ગુપ્ત-સામ્રાજ્યની સત્તા ગુજરાત પર પ્રસરી. ગુજરાતમાં ઠેકઠેકાણે કુમારગુપ્ત ૧ લાના ચાંદીના સિક્કા મળ્યા છે; જેમકે અમદાવાદ, સાણંદ, ભૂજ, ભાવનગર, વલભીપુર, મોરબી, જૂનાગઢ, અમરેલી, ખેડા અને આણંદ.[૧૦] એમાં કેટલાંક સ્થળોએ તો સેંકડો અને હજારો સિક્કાઓના નિધિ મળ્યા છે,[૧૧] જેમાંના ઘણા સિક્કા ગુજરાતનાં મ્યુઝિયમોમાં જળવાયા છે.

વીરમગામ તાલુકાના કુમરખાણ ગામમાં ગુપ્ત-સમ્રાટોના સોનાના સિક્કાઓનો એક નાનો નિધિ મળેલો, જેમાં સમુદ્રગુપ્તના ૧, કાચગુપ્તના ૨, ચંદ્રગુપ્ત ૨ જાના ૫ અને કુમારગુપ્ત ૧ લાના ૧ સિક્કાનો સમાવેશ થાય છે.[૧૨] આથી આ નિધિ ત્યાં કુમારગુપ્તના સમયમાં દટાયો હોવાનું સ્પષ્ટ થાય છે. એમાંનો કુમારગુપ્તનો સિક્કો ધનુર્ધારી પ્રકારનો છે.

ગુજરાતમાં મળેલા, કુમારગુપ્તના ચાંદીના સિક્કાઓ(આકૃતિ ૬૪)ના, બનાવટની દૃષ્ટિએ, ચાર પ્રકાર પાડવામાં આવ્યા છે[૧૩] પહેલા પ્રકારના સિક્કા ચંદ્રગુપ્ત ૨ જાના ચાંદીના સિક્કાઓ સાથે ઘણું સામ્ય ધરાવે છે. અગ્રભાગ પરના રાજાના ઉત્તરાંગના આલેખનમાં મુખાકૃતિ તથા વેશભૂષા ક્ષત્રપ-સિક્કાઓનું સ્મરણ કરાવે છે. વર્ષ ગુપ્ત-સંવતનું આપવામાં આવતું. પૃષ્ઠભાગ પર વચ્ચે ગુપ્ત-વંશના રાજચિહ્ન ગરુડની આકૃતિ અને એની આસપાસ વર્તુલાકારે "परमभागवत- महाराजाधिराज-श्रीकुमारगुप्त-महेन्द्रादित्यः" એવું લખાણ (આકૃતિ ૬) હોય છે. અગ્રભાગ તથા પૃષ્ઠભાગ પર ક્યારેક ક્ષત્રપ-સિક્કાઓ પર હોય છે તેવા ગ્રીક અક્ષરોના અવશેષ દેખા દે છે.

બીજા પ્રકારના સિક્કાઓ પર ગ્રીક અક્ષરો બિલકુલ હોતા નથી. ત્રીજા પ્રકારના સિક્કા નાના અને જાડા હોય છે; એના પુરોભાગ પર ગ્રીક અક્ષરો હોય છે. ચોથા પ્રકારના સિક્કાનો એક જ નમૂનો મળ્યો છે. એના પૃષ્ઠભાગ પર ત્રિશૂલનું ચિહ્ન અને કુમારગુપ્ત-મહેન્દ્રાદિત્યના નામનું લખાણ હોવાનું નોંધાયું છે.[૧૪] જો આ વિગત યથાર્થ હોય,[૧૫] તો કુમારગુપ્તનો આ સિક્કા-પ્રકાર શર્વ ભટ્ટારકના ત્રિશૂલાંકિત સિક્કાની અસર દર્શાવે છે.[૧૬]

કુમારગુપ્તના સમયમાં ચાંદીના સિક્કા ઉત્તર પ્રદેશમાં પણ પ્રચલિત થયા, પરંતુ એમાં મયૂરનું ચિહ્ન અને છંદોબદ્ધ લખાણ હોય છે.[૧૭]

કુમારગુપ્ત ૧ લાના સમયમાં સૌરાષ્ટ્રનું વડું મથક ગિરિનગરમાં ચાલુ રહ્યું લાગે છે, પરંતુ એ સમયમાં નિમાયેલા આ પ્રદેશના ગોપ્તા (રાજ્યપાલ) કે ગોપ્તાઓ વિશે કંઈ માહિતી મળતી નથી. કુમારગુપ્તના લાંબા શાસનકાલ દરમ્યાન અહીં એના સંખ્યાબંધ સિક્કા પ્રચલિત થયા, એ એના રાજ્યકાલનાં સંગીન સ્મારક ગણાય.

### સ્કંદગુપ્ત ક્રમાદિત્ય

કુમારગુપ્તના રાજ્યકાલના અંતિમ ભાગમાં શત્રુઓના ઉપદ્રવને લઈને ગુપ્ત–સામ્રાજ્ય ભયમાં મુકાયું ત્યારે રાજપુત્ર સ્કંદગુપ્તે પોતાના બાહુબળ વડે શત્રુઓનો પરાભવ કરી એનો સમુદ્ધાર કર્યો.[૧૮] એવામાં કુમારગુપ્ત મૃત્યુ પામતાં રાજ્યસત્તા સ્કંદગુપ્તે ધારણ કરી (ઈ. સ. ૪૫૫).

સ્કંદગુપ્ત ઘણો પ્રતાપી હતો. એના પરાક્રમનો યશ શત્રુઓ પણ ગાતા. શત્રુઓને વશ કરી એણે સર્વ પ્રદેશોમાં ગોપ્તાઓની નિમણૂક કરી હતી. નિખિલ સુરાષ્ટ્રના શાસન તથા પાલન માટે એણે પર્ણદત્ત નામે ગુણસંપન્ન તથા સમર્થ ગોપ્તાની નિમણૂક કરી હતી. પર્ણદત્તે ગિરિનગરની રક્ષા માટે પોતાના ગુણી પુત્ર ચક્રપાલિતને નિયુક્ત કર્યો હતો.[૧૯]

ગુ. સં. ૧૩૬(ઈ. સ. ૪૫૫)ની વર્ષાઋતુમાં અતિવૃષ્ટિ થતાં ગિરિનગરના સુદર્શન તળાવનો સેતુ (બંધ) તૂટી ગયો, નદીઓનાં નીર સમુદ્રમાં ઠલવાઈ ગયાં ને ખાલીખમ થઈ ગયેલું સુદર્શન દુર્દર્શન બની ગયું.

પ્રજાજનો સર્વતઃ "હવે શું કરીશું ?" એ ચિંતાથી વિહ્વલ થતાં, ચક્રપાલિતે એ સેતુ સમરાવવો શરૂ કર્યો અને ગુ. સં ૧૩૭(ઈ. સ. ૪૫૬)ના ગ્રીષ્મમાં તો સુદર્શન તૈયાર થઈ ગયું.[૨૦]

ગુ. સં. ૧૩૮(ઈ. સ. ૪૫૭–૫૮)માં પરમ ભાગવત ચક્રપાલિતે ત્યાં ઘણું દ્રવ્ય ખર્ચીને લાંબા સમયમાં ચક્રધારી વિષ્ણુનું ઉત્તુંગ મંદિર બંધાવ્યું, જે ગિરિ ઊર્જયત(ગિરનાર)ની સાથે ઉત્થિત થઈને જાણે નગરના શિર પર પ્રભુત્વ કરતું હોય તેવું દેખાતું.[૨૧]

સ્કંદગુપ્તના ચાંદીના સિક્કા (આકૃતિ ૬૫) પશ્ચિમ ભારતમાં ઘણા મળે છે. આ સિક્કા ત્રણ પ્રકારના છે : પહેલા પ્રકારના સિક્કા કુમારગુપ્તના પહેલા પ્રકારના

સિક્કા જેવા છે. એના અગ્રભાગ પર રાજાના ઉત્તરાંગની આકૃતિ અને વર્ષની સંખ્યા હોય છે; પૃષ્ઠભાગ પર વચ્ચે ગરુડનું ચિહ્ન અને એની આસપાસ વર્તુલાકાર લખાણ હોય છે. આ લખાણ "परमभागवत–महाराजाधिराज–श्रीस्कन्दगुप्तक्रमादित्यः" (આકૃતિ ૭) છે. બંને બાજુ પર ગ્રીક અક્ષરોની નિશાનીઓ દેખા દે છે.[૨૨]

બીજા પ્રકારના સિક્કાઓમાં પૃષ્ઠભાગ પર ગરુડની જગ્યાએ નંદીનું ચિહ્ન હોય છે.[૨૩] આ બંને પ્રકારના સિક્કા તળ ગુજરાત તથા સૌરાષ્ટ્રમાં મળે છે.[૨૪] કચ્છમાં ત્રીજા પ્રકારના સંખ્યાબંધ સિક્કા મળ્યા છે. એમાં ગરુડની જગ્યાએ વેદીનું ચિહ્ન નજરે પડે છે.[૨૫]

વેદી–પ્રકારના સિક્કા અત્યંત બેઢબ છે, પરંતુ ગરુડ તથા નંદી પ્રકારની સરખામણીએ એ અધિક પ્રમાણમાં પ્રચલિત હતા.[૨૬]

સ્કંદગુપ્તના ચાંદીના સિક્કાઓ પર વર્ષ આપવામાં આવતાં. પશ્ચિમ ભારતના સિક્કાઓ પર એના આંકડા બરાબર મુદ્રિત થયા નથી અને સ્પષ્ટ વંચાયા નથી, પરંતુ ઉત્તર પ્રદેશના મયૂરચિહ્નાંકિત સિક્કાઓ પર વર્ષ ૧૪૪, ૧૪૫, ૧૪૬ અને ૧૪૮ વંચાયાં છે.[૨૭] સ્કંદગુપ્ત ગુ. સં. ૧૪૮(ઈ. સ ૪૬૭–૬૮)ના અરસામાં મૃત્યુ પામ્યો જણાય છે.[૨૮] એના મૃત્યુ બાદ ગુપ્ત–સામ્રાજ્યની સત્તાનો હ્રાસ થયો અને દૂરના કેટલાક પ્રદેશ સ્વતંત્ર થઈ ગયા.[૨૯] આ પરિસ્થિતિનો લાભ ગુજરાતે પણ લીધો લાગે છે. મૈત્રક કુલના સેનાપતિ ભટાર્કે વલભીમાં પોતાની આગવી સત્તા સ્થાપી.[૩૦]

## ત્રૈકૂટકો

ગુપ્તકાલ દરમ્યાન દક્ષિણ ગુજરાતમાં ત્રૈકૂટક નામે રાજવંશની સત્તા પ્રવર્તી.[૩૧] ત્રૈકૂટકો મૂળ અપરાંત(ઉત્તર કોંકણ)માં આવેલા ત્રિકૂટ પ્રદેશના વતની હતા. સિક્કાઓ પરથી આ વંશના ત્રણ રાજાઓની હકીકત જાણવા મળે છે. એમાં પહેલા રાજાનું નામ મહારાજ ઇંદ્રદત્ત છે. એનો રાજ્યકાલ લગભગ ઈ. સ. ૪૧૫ થી ૪૪૦ નો અંકાયો છે. એના કોઈ અભિલેખ મળ્યા નથી, પરંતુ એના પુત્રના સિક્કાલેખો પરથી એનું નામ જાણવા મળે છે. એના પુત્ર દહ્રસેને લગભગ ઈ. સ. ૪૪૦ થી ૪૬૫ સુધી રાજ્ય કર્યું જણાય છે. એના સિક્કા દક્ષિણ ગુજરાત અને મહારાષ્ટ્રમાં મળ્યા છે.[૩૨] મહારાજ દહ્રસેને કલચુરિ સંવત ૨૦૭(ઈ. સ. ૪૫૭)માં મીંઢોળા નદીની બે બાજુએ આવેલા અંતર્મંડલી વિષય(જિલ્લા)માંનું એક ગામ કાપુર ગામમાં રહેતા એક

બ્રાહ્મણને દાનમાં દીધું હતું.[33] દહ્રસેન પરમ વૈષ્ણવ[34] હતો. એણે **અશ્વમેધ** કર્યો હતો.[35] એના દાનશાસનનો દૂતક બુદ્ધગુપ્ત નામે કોઈ અધિકારી હતો.

દહ્રસેન પછી એનો પુત્ર વ્યાઘ્રસેન ગાદીએ આવ્યો. એનાય સિક્કા મળ્યા છે તેમજ એનું એક દાનશાસન પણ મળ્યું છે.[36]

ગુપ્તોના ચાંદીના સિક્કાઓની જેમ ત્રૈકૂટકોના સિક્કા પણ ક્ષત્રપોના સિક્કા જેવા છે. આ સિક્કા ચાંદીના અને ગોળ છે. એના અગ્રભાગ પર વચ્ચે રાજાની મુખાકૃતિ અને એની આસપાસ અસ્પષ્ટ ગ્રીક-રોમન અક્ષરો હોય છે, પરંતુ વર્ષની સંખ્યા હોતી નથી. પૃષ્ઠભાગ પર વચ્ચે ત્રિકૂટ પર્વત, એની ઉપર ચંદ્ર અને સૂર્યનાં પ્રતીક તથા નીચે સમુદ્ર કે નદી સૂચવતી તરંગાકાર રેખા હોય છે ને કિનારીને અડીને વર્તુલાકારે લેખ લખેલો હોય છે, જેમાં રાજાના નામ તથા બિરુદની સાથે એના પિતાનું નામ તથા બિરુદ તેમજ રાજાનો ધર્મસંપ્રદાય જણાવેલ છે. દહ્રસેનના સિક્કા પર महाराजेन्द्रदत्तपुत्र-परमवैष्णव-श्रीमहाराज दहूसेन એવું લખાણ હોય છે.[37]

## પાદટીપો

૧. Fleet, *Corp. Ins. Ind.*, Vol. III, pp. 6 ff.

૨. *Chronology of Gujarat*, Vol. I, pp. 86 ff. જુઓ ઉપર પૃ. ૧૫૦.

૩. R. C. Raychaudhuri, *Political History of Ancient India*, *p.* 547; R. C. Majumdar, *The Vākāṭaka-Gupta Age*, Ch. VIII, pp. 161 ff.

૪. R. C. Majumdar, *Classical Age*, Ch. III, pp. 17 f.; R. D. Banarjee, *Age of the Imperial Guptas*, pp. 29 f.

બેસનગર (વિદિશા) પાસેથી ૧૯૬૯માં મળેલા મહારાજાધિરાજ રામગુપ્તના ત્રણ પ્રતિમાલેખોના સમકાલીન પુરાવા પરથી હવે રામગુપ્તની ઐતિહાસિકતા પ્રતિપાદિત થઈ છે (G. S. Gai, "*Three Inscriptions oy Rāmagupta,*" *J. O. I.*, Vol. XVIII, pp. 247 ff.).

૫. ભો. જ. સાંડેસરા, "શકારિ", પુરોવચન પૃ. ૯-૧૦

૬. જુઓ ઉપર પૃ. ૧૫૩-૫૬.

૭. એ કુમારગુપ્ત ૧ લાના સમકાલીન બંધુવર્માનો પિતા હતો.

૮. જુઓ ઉપર પૃ. ૧૫૫-૫૬.

૯. Fleet, *Corp. Ins. Ind.*, Vol. III, pp. 81 ff.

૧૦. A. S. Altekar, *The Coinage of the Gupta Empire*, p. 216; *Chronology of Gujarat*, Vol. I, p. 128.

૧૧. દા. ત. સાણંદમાં ૧,૧૦૩, કચ્છમાં ૨૩૬, અમરેલીમાં લગભગ ૨,૦૦૦ અને આણંદમાં લગભગ ૨,૦૦૦ ( *Chronology of Gujarat, Vol. I, p. 128* ).

૧૨. C. R. Singhal, *J. N. S. I.*, Vol. XV, pp, 195 f.

આ સિક્કા હાલ મુંબઈના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમમાં છે. ડૉ. પરમેશ્વરીલાલ ગુપ્તને એ સિક્કાઓ તપાસતાં, માલૂમ પડ્યું કે શ્રી સિંઘલે ચંદ્રગુપ્ત ૨ જાના ધનુર્ધારી પ્રકારના જે છ સિક્કા જણાવેલા તેમાંનો એક વસ્તુતઃ કુમારગુપ્ત ૧ લાનો છે (*Bharatiya Vidya*, Vol. XVIII, p. 85, n. 8 ).

૧૩. A. S. Altekar, *op. cit.*, pp. 218 ff.

૧૪, *J. B. B. R. A. S.*, Vol. VII, Plate facing p. 3, No. 11

૧૫. એલન આ ચિહ્ન ખરેખર ગરુડનું હોવાની શંકા દર્શાવે છે ( *B. M. C., G.D*; Intr., p. xcvi), પરંતુ ત્રિશૂલનું ચિહ્ન પણ અસંભવિત નથી ( A. S. Altekar, *op. cit.*, p. 227 ).

૧૬. A. S. Altekar, *op. cit.*, p. 228; P. L. Gupta, *Bharatiya Vidya*, Vol. XVIII, p. 88.

૧૭. A. S. Altekar, *op. cit.*, pp. 228 ff.

૧૮. *Classical Age*, p. 24

૧૯-૨૧. સ્કંદગુપ્તનો જૂનાગઢ શૈલલેખ ( Fleet, *Corp. Ins. Ind.*, Vol. III, pp. 58 ff. )

૨૨. A. S. Altekar, *op. cit.*, pp. 251 f.

૨૩. *Ibid.*, pp. 252 f.

૨૪-૨૫. *B.G.*, Vol. I, pt. 1, p. 70.

૨૬. A. S. Altekar, *op, cit.*, p. 255

૨૭. *Ibid.*, pp. 251 ff; 257

૨૮. H. C. Raychaudhuri, *Political History of Ancient India*, p. 581

૨૯. *The Vākāṭaka-Gupta Age*, pp. 185 f.

૩૦. હરિપ્રસાદ શાસ્ત્રી, મૈત્રકકાલીન ગુજરાત, ભાગ ૧, પૃ. ૪૬-૫૦

૩૧. V. V. Mirashi, *Corpus Inscriptionum Indicarum*, Vol. IV (*Inscriptions of the Kalachuri-Chedi Era*), Introduction, pp. xl-xliv

ત્રિકૂટ વિષય(જિલ્લા)ના સંભવિત સ્થાન પરથી એ પર્વત નાસિક જિલ્લાની પાસે આવ્યો હોવાનું સ્પષ્ટ થાય છે (p. xli).

૩૨. *Ibid.*, Introduction, p.

૩૩. *Ibid.*, No. 8 (pp. 22 ff.)

કાપુર એ સુરત જિલ્લાના વ્યારા તાલુકામાં આવેલું કપુરા છે.

૩૪. તામ્રપત્રમાં એને भगवत्पादकर्म्मकर અર્થાત્ ભગવાન(વિષ્ણુ)ના ચરણનો સેવક અને સિક્કા પરનાં લખાણમાં परम वैष्णव કહ્યો છે.

૩૫. એના તામ્રપત્રના આધારે.

૩૬. વિગતો માટે જુઓ ગ્રંથ ૩.

૩૭. Rapson, *op. cit.*, clxiii-clxiv, 197 ff.

## પ્રકરણ ૧૦

# રાજ્યતંત્ર

આ સમગ્ર કાલ દરમ્યાન આ પ્રદેશમાં રાજ્યતંત્રનું સ્વરૂપ કેવું હતું એ વિશે ચોક્કસ માહિતી ઘણી ઓછી મળે છે.

### મૌર્યકાલ

મૌર્યકાલનાં સમકાલીન સાધનોમાં અશોકના ગિરનાર શૈલલેખ મહત્ત્વનું સ્થાન ધરાવે છે, પરંતુ એમાં ગુજરાતની કોઈ પ્રાદેશિક બાબતનો ઉલ્લેખ આવતો નથી. અશોકના અભિલેખોમાં યોન, કંબોજ, ગંધાર વગેરે પ્રદેશોનો નિર્દેશ આવે છે તેવી રીતે એમાં ક્યાંય સુરાષ્ટ્ર, આનર્ત, લાટ કે કચ્છનો ઉલ્લેખ આવતો નથી. અપરાંત( પશ્ચિમ સરહદ )ના સંદર્ભમાં રઠિક (રાષ્ટ્રિક) પિતિનિક તથા ભોજ–પિતિનિકનો ઉલ્લેખ આવે છે.[૧] એમાં પશ્ચિમ ભારતની રાષ્ટ્રિક નામે પ્રજા ઉદ્દિષ્ટ છે, પરંતુ પૂર્વાપર સંબંધ પરથી આ ઉલ્લેખ વિદર્ભને લાગુ પડતો હોવો સંભવે છે.[૨]

કૌટિલ્યના "અર્થશાસ્ત્ર"માં સુરાષ્ટ્રનો ઉલ્લેખ આવે છે. એમાં એક સ્થળે સુરાષ્ટ્રની ક્ષત્રિય–શ્રેણીનો નિર્દેશ થયેલો છે,[૩] એ પરથી ત્યારે સૌરાષ્ટ્રમાં ક્ષત્રિયોની શ્રેણી હોવાનું જાણવા મળે છે.[૪] રાજા મહાક્ષત્રપ રુદ્રદામા ૧ લાના જૂનાગઢ શૈલલેખમાં મૌર્ય રાજા ચંદ્રગુપ્ત તથા અશોકના સમયના અહીંના રાષ્ટ્રિયનો ઉલ્લેખ આવે છે.[૫] આ "રાષ્ટ્રિય" તે કૌટિલ્યના "અર્થશાસ્ત્ર"માં જણાવેલ "રાષ્ટ્રપાલ" હોવાનું જણાય છે.[૬]

ઉજ્જયિનીમાં કુમાર વહીવટ કરતો હતો એવું અશોકના કલિંગ શૈલલેખ પરથી જાણવા મળે છે.[૭] જાનપદનો પેટા વિભાગ રાષ્ટ્ર હતો અને ગુજરાત–સૌરાષ્ટ્રનો રાષ્ટ્રિય માળવાના કુમારની નીચે હતો એવું સૂચવાયું છે,[૮] પરંતુ ચંદ્રગુપ્ત અને અશોકના રાષ્ટ્રિયનો ઉલ્લેખ સીધો થયો છે; અને કૌટિલ્યના

"અર્થશાસ્ત્ર"માં કુમાર અને રાષ્ટ્રપાલનો પગાર સરખો જણાવવામાં આવ્યો છે. વળી અશોકનો રાષ્ટ્રિય યવનરાજ હતો. તદુપરાંત, અવંતિનો પ્રદેશ પણ "રાષ્ટ્ર" ગણાતો,[૯] આથી ગુજરાતનો રાષ્ટ્રિય ઉજ્જનના કુમારની નીચે હોવાનું ભાગ્યેજ સંભવે.

સૌરાષ્ટ્રમાં અશોકના સમયમાં સ્થાનિક રાજા હોવાનો ઉલ્લેખ આવે છે, એ પરથી ત્યાંનો રાષ્ટ્રિય પ્રાંતીય સૂબા કરતાં સામ્રાજ્યના હાઈ-કમિશનર જેવો હોવાનું ધારવામાં આવ્યું છે.[૧૦]

સૌરાષ્ટ્રના ગિરિનગરમાં રહી જે રાષ્ટ્રિય વહીવટ કરતો હતો તેનું અધિકાર-ક્ષેત્ર કેટલું વિસ્તૃત હતું એ વિશે કંઈ સ્પષ્ટ ઉલ્લેખ ઉપલબ્ધ નથી. એ ક્ષેત્ર સમસ્ત અપરાંતને ભાગ્યેજ આવરી લેતું હશે, પરંતુ એમાં સૌરાષ્ટ્ર ઉપરાંત કચ્છ, ઉત્તર ગુજરાત અને દક્ષિણ ગુજરાતનોય સમાવેશ થતો હશે કે કેમ એ નક્કી કરવું મુશ્કેલ છે. એની દક્ષિણે શૂર્પારક(સોપારા)ની આસપાસના પ્રદેશ માટે જુદો વહીવટી વિભાગ હશે એ સ્પષ્ટ છે.[૧૧] ક્ષત્રપકાલની જેમ મૌર્યકાલમાં પણ આનર્ત-સુરાષ્ટ્રનો એક સંયુક્ત વહીવટી વિભાગ હોવો સંભવે છે. "રાષ્ટ્રિય" પરથી આ વહીવટી વિભાગ "રાષ્ટ્ર" ગણાતો હોવાનું ફલિત થાય છે.

અશોકના ત્રીજા શૈલ-લેખમાં યુત(યુક્ત), રાજુક(રજ્જુક) અને પ્રાદેસિક (પ્રાદેશિક) નામે ઉચ્ચ અધિકારીઓનો એવો ઉલ્લેખ આવે છે કે એના સમસ્ત *રાજ્યમાં તેઓએ* પાંચ પાંચ વર્ષે ચાલુ પ્રવાસમાં રહેવાનું અપેક્ષિત હતું.[૧૨] એમાં રજ્જુકોને તો બહુ લાખ જનો વિશે નીમવામાં આવતા ને તેઓને જાન-પદ જનોના હિતસુખનું ધ્યાન રાખવા માન અને દંડની બાબતમાં સ્વતંત્રતા આપવામાં આવતી.[૧૩] આ પરથી "રજ્જુક" પણ "રાષ્ટ્રિય" જેવા પ્રાંતીય સૂબેદાર હોવાનું માલૂમ પડે છે.[૧૪] "પ્રાદેશિક" એ "પ્રદેશ"નો વહીવટ કરનાર અધિકારી લાગે છે. એને હાલના જિલ્લાના કલેક્ટર સાથે સરખાવી શકાય.[૧૫] "યુક્ત" એ સર્વ અધિકરણના ખજાનચી અધિકારી હોવાનું જણાય છે.[૧૬]

સુરાષ્ટ્ર કે આનર્ત-સુરાષ્ટ્રના વહીવટી પેટા-વિભાગો વિશે કંઈ માહિતી મળતી નથી. એમાં ઉપર જણાવ્યા મુજબ "પ્રદેશ" નામે પેટા-વિભાગો હોવા સંભવે છે. "વિષય" અને "આહાર" જેવા પેટા-વિભાગો પણ હોવાનું ધારવામાં આવ્યું છે,[૧૭] પરંતુ એવા વિભાગો દરેક રાષ્ટ્રમાં હતા એવું સ્પષ્ટ થતું નથી.[૧૮]

મૌર્ય સામ્રાજ્યમાં આ ઉપરાંત બીજા અનેક પ્રકારના મહામાત્રો અને (રાજ)પુરુષો હતા, જેમાં અમાત્યો અને અધ્યક્ષો ખાસ નોંધપાત્ર છે.[૧૯]

નગરાધ્યક્ષને "નાગરિક" કહેતા; ગ્રામાધ્યક્ષને "ગોપ" કહેતા. આ સ્થાનિક અધિકારીઓને લગતી ફરજો કૌટિલ્યના "અર્થશાસ્ત્ર"માં વિગતે ગણાવવામાં આવી છે.[20] પૌર-વ્યાવહારિક કે નગર-વ્યાવહારિક અર્થાત્ નગર-ન્યાયાધીશનો હોદ્દો કુમાર અને રાષ્ટ્રપાલના હોદ્દા જેવો ઉચ્ચ કક્ષાનો ગણાતો.[21]

નગરાધ્યક્ષ નગરના વહીવટ માટે અનેક મદદનીશો નીમતો.[22] એમાં પાંચ પાંચ અધિકારીઓનાં છ કરણ ( bodies ) હતાં. એ કરણો (૧) હુન્નરકલાઓ, (૨) વિદેશી નિવાસીઓ, (૩) જન્મ તથા મરણની નોંધ, (૪) વેપારવણજ અને તોલમાપ, (૫) ઉત્પન્ન ચીજોનું વાજબી વેચાણ અને (૬) વેચાણવેરાની દેખભાળ રાખતાં.[23]

કેંદ્રીય તંત્રની જેમ પ્રાંતીય તંત્રમાં પ્રશાસ્તા, સમાહર્તા, સંનિધાતા, નાયક, કાર્માંતિક ઇત્યાદિની ફરજો ધરાવતા અધિકારીઓનો પણ સમાવેશ થતો હશે. વિવિધ ખાતાંઓના મહામાત્રોમાં અશોકના સમયમાં ધર્મ-મહામાત્રોનો ઉમેરો થતાં,[24] એનો લાભ આ પ્રદેશને પણ મળ્યો હોવો જોઈએ. પ્રાંતના વડા અધિકારીઓ તથા ધર્મ-મહામાત્રો મારફતે દેવોના પ્રિય પ્રિયદર્શી રાજા અશોકની આજ્ઞા અનુસાર અહીંના પ્રજાજનોમાંય ધર્મભાવનાનો ઠીક ઠીક પ્રચાર થયો હશે.

મૌર્યકાલના થરોમાં આહત[25] સિક્કા મળે છે. એના પર કંઈ લખાણ મુદ્રાંકિત કર્યું હોતું નથી, પરંતુ જુદી જુદી મુદ્રા વડે જુદાં જુદાં ચિહ્ન આહત કર્યાં હોય છે. આ સિક્કા મોટે ભાગે ચાંદીના અને લગભગ ૩૨ રતીભાર હોય છે. એના અગ્રભાગ પર પાંચ ચિહ્ન હોય છે, જ્યારે પૃષ્ઠભાગ પર અસંખ્ય નાનાં નાનાં ચિહ્ન હોય છે. અથવા એક મોટું ચિહ્ન હોય છે, અથવા એક પણ ચિહ્ન હોતું નથી. આ ચિહ્ન સિક્કા પડાવનાર અને મંજૂર કરનાર જુદાં જુદાં અધિકૃત મંડળોનાં હોવાનું માલૂમ પડે છે, જેમાં નગર-નિગમો તથા વણિક-શ્રેણીઓનો સમાવેશ થતો.[26] ચાંદીના આહત સિક્કાઓ ગુજરાતમાં ઘણા નાના કદના મળ્યા છે. એના બે પ્રકાર છે: (૧) ૫ થી ૭ ગ્રેઈનના; સ્વસ્તિક, ત્રિશૂલ અને ચક્રનાં ચિહ્નવાળા, (૨) લગભગ ૪ ગ્રેઈનના-પુરોભાગ પર ઘાટ વિનાના હાથીનું અને પૃષ્ઠભાગ પર વર્તુલ જેવું કંઈક ચિહ્ન ધરાવતા.[27] આહત સિક્કાઓના બે નિધિ તળ-ગુજરાતમાં મળ્યા છે. એક ભૂતપૂર્વ વડોદરા રાજ્યના કોડી પ્રાંતમાં અને બીજો બનાસકાંઠા જિલ્લામાં[28]. કામરેજ, નવસારી વગેરે અન્ય સ્થળોએ આવા છૂટક સિક્કા મળ્યા છે.[29]

આ ઉપરાંત થોડી સંખ્યામાં આ કાલના તાંબાના આહત સિક્કા પણ મળે છે. આ સિક્કાઓના અગ્રભાગ પર પણ પાંચ ચિહ્ન આહત કરેલાં હોય છે. આવા છૂટક સિક્કા ગુજરાતમાં ઠેકઠેકાણે મળ્યા છે; જેમકે અમરેલી, હાથબ, કામરેજ, કારવણ, મોઢેરા, વડનગર વગેરે સ્થળોએ.[30]

## અનુ-મૌર્ય કાલ

અનુ-મૌર્ય કાલના રાજ્યતંત્ર માટે ગુજરાતમાં ભારતીય-યવન રાજા એઉક્રતિદ, મેનન્દર અને અપોલોદતના સિક્કાઓ જ મુખ્ય સાધન છે.[30]

ડૉ. ભગવાનલાલને એઉક્રતિદનો માત્ર એક ઓબોલ (એ નામનો નાનો સિક્કો) મળેલો, પરંતુ એ રાજાના સિક્કા સૌરાષ્ટ્રના જુદા જુદા ભાગમાં ને જુદા જુદા સમયે મળ્યા છે એ પરથી એ સિક્કા અહીં કેવળ વેપાર કે શોભા માટે આયાત થયેલા નહિ, પણ ચલણમાં હોવાનું સૂચિત થાય છે. એઉક્રતિદના સિક્કાઓ પૈકી સહુથી નાના સિક્કા જ અહીં મળ્યા છે, તે આ પ્રદેશમાં પ્રચલિત અગાઉના નાના સિક્કાઓની ઢબે હશે.[32]

મેનન્દરના દ્રમ્મ ચાંદીના અને ગોળ છે (આકૃતિ ૨). મેનન્દરના સિક્કાના અગ્રભાગ પર વચ્ચે રાજાનું ટોપવાળું ઉત્તરાંગ અને એની આસપાસ Basileōs Sōteros Mēnandrou [33] એવું ગ્રીક લખાણ હોય છે; પૃષ્ઠભાગ પર વચ્ચે એક ગ્રીક દેવીની આકૃતિ અને એની આસપાસ ખરોષ્ઠી લિપિમાં महरजस त्रतरस मेनंद्रस[34] એવું પ્રાકૃત લખાણ હોય છે. તદુપરાંત એનું એકાક્ષર-ચિહ્ન (monogram) પણ હોય છે.[35]

અપોલોદતના ચાંદીના દ્રમ્મ (આકૃતિ ૩) એ જ પ્રકારના છે. એના અગ્રભાગ પરના ગ્રીક લખાણમાં તેમજ પૃષ્ઠભાગ પરના પ્રાકૃત લખાણમાં "મેનન્દર–મેનંદ્ર"ને બદલે "અપલદત" નામ આવે છે.[36] એના તાંબાના સિક્કા પણ મળે છે. કેટલાક ચોરસ છે ને કેટલાક ગોળ. ચોરસ સિક્કાના પુરોભાગ પર વચ્ચે ઍપોલો દેવની ઊભી આકૃતિ અને એની આસપાસ Basileōs Sōteros Kai philopatoros Apollodotou[37] એવું ગ્રીક લખાણ હોય છે, અને એના પૃષ્ઠભાગ પર ઍપોલોની ત્રિપાઈ, બે પ્રકારનું એકાક્ષર ચિહ્ન અને महरजस त्रतरस अपलदतस[38] એવું પ્રાકૃત લખાણ હોય છે.[39] ગોળ સિક્કાઓના અગ્રભાગ પર વચ્ચે ઍપોલોની ઊભી આકૃતિ અને એને ફરતી "Basileōs Sōteros Apollodotou"[40] લખાણ હોય છે; પૃષ્ઠભાગ ચોરસ સિક્કાના પૃષ્ઠભાગના જેવો હોય છે.[41]

પચીસ વર્ષના ગાળામાં પોતે એકઠા કરેલા સિક્કાઓમાં ડૉ. ભગવાનલાલને ગુજરાત–સૌરાષ્ટ્રના મેનન્દરનો એકેય તાંબાનો સિક્કો મળ્યો નહોતો.[૪૨] અપલદતના તાંબાના સિક્કાઓનો એક નિધિ જૂનાગઢમાં મળેલો. એ સિક્કા બે પ્રકારના છે: (૧) ચોરસ – અગ્રભાગ પર ઍપોલો દેવ જમણા હાથમાં બાણ લઈ ઊભા છે. એની ઉપર તેમજ બે બાજુએ ગ્રીક લખાણ છે, જેનો અર્થ "રાજા ત્રાતા પિતૃવત્સલ અપલદતનો" એવો થાય છે. પૃષ્ઠ ભાગ પર ઍપોલોની ત્રિપાઈ, એકાક્ષર ચિહ્ન, દ્રિ અક્ષર અને ખરોષ્ઠી લિપિમાં महरजस त्रदतस अपलदतस એવું પ્રાકૃત લખાણ હોય છે. (૨) ગોળ અને મોટા – અગ્રભાગ પર જમણા હાથમાં બાણ લઈ ઊભેલા ઍપોલો દેવ, પાછળ એ જ એકાક્ષર ચિહ્ન, ને ચારે બાજુ વૃત્તાકારે ગ્રીક લખાણ ( Basileōs Sōteros Apollodotou ); પૃષ્ઠભાગ પર ઍપોલોની ત્રિપાઈ, એની જમણી ને ડાબી બાજુ दि અને ड અક્ષર ને ચારે બાજુ વૃત્તાકાર ખરોષ્ઠી લિપિ અને પ્રાકૃત ભાષામાં महरजस त्रदतस अपलदतस લખાણ હોય છે.[૪૩]

આ સિક્કા એના ચાંદીના દ્રમ્મની જેમ એની હયાતી બાદ ચલણમાં ચાલુ રહ્યા નહિ હોય, તેથી આટલી થોડી સંખ્યામાં મળે છે.[૪૪]

ભારતીય–યવન અમલ દરમ્યાન અહીં સિક્કાનું ચલણ કેવું ચાલતું એ વિશે "પેરિપ્લસ"માંના લખાણ પરથી[૪૫] તેમજ સિક્કાઓ પરથી માહિતી મળે છે. સિક્કાઓ પરનાં લખાણો પરથી એ રાજાઓ Basileus તથા महाराज અને Soter (ત્રાતા) જેવાં બિરુદ ધારણ કરતા હોવાનું માલૂમ પડે છે. સિક્કાઓમાં રાજાના ઉત્તરાંગની આકૃતિ તથા એના નામના લખાણવાળા સિક્કા અહીં આ કાલ દરમ્યાન શરૂ થયા લાગે છે. આ સિક્કા ગ્રીક દ્રમ્મ( drachm )ના તોલના છે.[૪૬]

આ રાજાઓના અમલ દરમ્યાન પ્રવર્તતા રાજ્યતંત્રનાં બીજાં કોઈ પાસાંઓ વિશે કંઈ માહિતી ઉપલબ્ધ નથી.

**ક્ષત્રપકાલ**

ક્ષત્રપકાલના રાજ્યતંત્ર વિશે સિક્કાઓ તથા શિલાલેખો પરથી કેટલીક માહિતી સાંપડે છે.

ક્ષહરાત કુલના સિક્કાઓમાં ભૂમક "ક્ષત્રપ" અને નહપાન "રાજા" બિરુદ ધારણ કરે છે.[૪૭] શિલાલેખોમાં નહપાન માટે "રાજા" ઉપરાંત "ક્ષત્રપ" બિરુદ પણ પ્રયોજાયું છે.[૪૮] છેલ્લા શિલાલેખમાં "નહપાન"ની આગળ 'રાજા", "મહાક્ષત્રપ" "સ્વામી" એ ત્રણ બિરુદ અપાયાં છે.[૪૯] કાર્દમક કુલના ચાષ્ટન અને

રુદ્રદામા માટે કચ્છના શિલાલેખોમાં માત્ર "રાજા" બિરુદ આપ્યું છે,[૫૦] જ્યારે તેઓના સિક્કાઓમાં પહેલાં "રાજા ક્ષત્રપ" અને પછી "રાજા મહાક્ષત્રપ" બિરુદ પ્રયોજાયાં છે.[૫૧]

આ પરથી સિક્કા પડાવનાર આ સર્વ શાસકો હમેશાં "રાજા" એવી રાજપદવી ધારણ કરતા હોવાનું સ્પષ્ટ થાય છે.

"ક્ષત્રપ"[૫૨] શબ્દ ઈરાનના "ક્ષથ્રપાત" કે "ક્ષથ્રપાવન" (અર્થાત્ "રાજ્ય-પાલ") પરથી પ્રયોજાયો છે.[૫૩] આ શબ્દનો અર્થ મૂળમાં "પ્રાંતીય સૂબો" થતો, પરંતુ વાસ્તવમાં અહીં એનો અર્થ "ભૂ-પાલ" (રાજા) જેવો થતો હોવાનું માલૂમ પડે છે.[૫૪] રાજસત્તાની અભિવૃદ્ધિ થતાં રાજા "ક્ષત્રપ"ને બદલે "મહાક્ષત્રપ" કહેવાતો. આ શબ્દો "રાજા" અને "મહારાજ"ને મળતા આવે છે, પરંતુ આ રાજાઓ "મહાક્ષત્રપ" થવા છતાં કદી "મહારાજ" તરીકે ઓળખાતા નહિ. કાર્દમક કુલના સમયમાં તો એકી સાથે બે રાજાઓનું સંયુક્ત શાસન પ્રવર્તતું જણાય છે: એકનું "રાજા મહાક્ષત્રપ" તરીકે અને બીજાનું "રાજા ક્ષત્રપ" તરીકે.[૫૫] આ બિરુદો "મહારાજ" અને "રાજા" અથવા "રાજા" અને "ઉપરાજ" જેવાં છે. બંને શાસકો "રાજ"પદવી ધરાવતા અને પોતાના નામે સિક્કા પડાવતા.[૫૬] મહાક્ષત્રપના મદદનીશ ક્ષત્રપ તરીકે પ્રાયઃ યુવરાજની પસંદગી થતી ને મહાક્ષત્રપની જગ્યા ખાલી પડતાં પોતે મહાક્ષત્રપની જવાબદારી ધારણ કરતો અને પોતાની જગ્યાએ પછીના યુવરાજને ક્ષત્રપ તરીકે નીમતો. આ દ્વિ-રાજ્ય પદ્ધતિને લઈને પ્રાયઃ દરેક રાજાને પોતાના પુરોગામીની હયાતી દરમ્યાન રાજતંત્રની તાલીમ મળી રહેતી.

સિક્કાઓ પરનાં લખાણો પરથી રાજાઓની જે વંશાવળી તથા સાલવારી બંધ બેસાડી શકાય છે તે પરથી માલૂમ પડે છે કે ક્ષત્રપ રાજાઓમાં ઉત્તરાધિકાર સામાન્યતઃ રાજાના અનુજને મળતો અને અનુજોનો ક્રમ પૂરો થયા પછી જ્યેષ્ઠ અગ્રજના જ્યેષ્ઠ પુત્રને મળતો.[૫૭] ક્ષત્રપનો અધિકાર ભાવી ઉત્તરાધિકારીને સામાન્યતઃ એની સગીર વય પૂરી થતાં આપવામાં આવતો.[૫૮]

આ રાજાઓ માટે ક્યારેક "સ્વામી" અને "ભદ્રમુખ" પદ પણ પ્રયોજાતાં.[૫૯] "ક્ષત્રપ" અને "મહાક્ષત્રપ"ની જેમ એ પદો વિશિષ્ટ તાત્પર્ય ન ધરાવતાં માનવાચક પદો તરીકે જ પ્રયોજાયાં જણાય છે.[૬૦]

મહાક્ષત્રપ રુદ્રદામા ૧ લાના જૂનાગઢ શૈલલેખમાં એ રાજાને "રાજલક્ષ્મી ધારણ કરવાની ગુણવત્તાને લઈને સર્વ વર્ણોએ એની પાસે જઈ પોતાના રક્ષણ

માટે એની પતિ તરીકે વરણી કરી હોવાનો[61] તથા એણે પોતે "મહાક્ષત્રપ" પદ પ્રાપ્ત કર્યું હોવાનો[62] ઉલ્લેખ આવે છે. આ પ્રશસ્તિમાં પોતાના પુરુષાર્થની ગુણવત્તા તેમજ પ્રજાની પસંદગીનો ધ્વનિ રહેલો છે, પરંતુ વાસ્તવમાં તો લાયક ઉત્તરાધિકારીને 'ક્ષત્રપ' તથા 'મહાક્ષત્રપ' તરીકેનો અધિકાર, ઉપર જણાવ્યા મુજબ, કુલપરંપરાગત ક્રમે પ્રાપ્ત થતો લાગે છે.

મહાક્ષત્રપ રુદ્રદામાની પ્રશસ્તિ પરથી એ સમયે રાજામાં આવા ગુણો અપેક્ષિત હોવાનું માલૂમ પડે છે : દેહસૌષ્ઠવ, સ્વર, ગતિ, વર્ણ, સારસત્ત્વ આદિ પરમલક્ષણ-વ્યંજનો ધરાવતો કાંત દેહ, સામે આવેલા શત્રુઓ સાથે યુદ્ધ અને શરણે આવેલા શત્રુઓ તરફ ક્ષમા, દસ્યુ, વ્યાલ, રોગ, ઇત્યાદિનો નગર નિગમ તથા જનપદને અનુપદ્રવ, સર્વ પ્રજાનો અનુરાગ, ગર્વિષ્ઠ પ્રતિસ્પર્ધીઓનું ઉત્સાદન, પદભ્રષ્ટ રાજાઓનું પ્રતિષ્ઠાપન, ધર્માનુરાગની અભિવૃદ્ધિ, શબ્દ-અર્થ-ગાંધર્વ-ન્યાય આદિ મહાવિદ્યાઓનું પારણ-ધારણ-વિજ્ઞાન-પ્રયોગ વડે અધિશીલન, અશ્વ-ગજ-રથની ચર્યામાં તેમજ અસિ-ચર્મ ઇત્યાદિ આયુધોના ઉપયોગમાં નિપુણતા, પ્રતિદિન દાન તથા માન કરતા રહેવાની વૃત્તિ, યથાર્હ રીતે પ્રાપ્ત કરેલ બલિ-શુલ્ક-ભાગ વડે ભરપૂર કોશ, ઉત્તમ ગદ્ય-પદ્ય[63] કાવ્ય રચવામાં પ્રવીણતા, અને ધર્મ તથા કીર્તિની અભિવૃદ્ધિ. પૂર્તકાર્યો દ્વારા પણ રાજાના ધર્મ-કીર્તિની વૃદ્ધિ થતી.[64]

રાજાના સચિવોના બે પ્રકાર જણાવવામાં આવ્યા છે : મતિસચિવ (સલાહકાર સચિવ) અને કર્મસચિવ (કાર્યવાહક સચિવ). આ સચિવોમાં અમાત્યના ગુણો અપેક્ષિત હતા.[65]

મહાક્ષત્રપ રુદ્રદામાનું રાજ્ય વિશાળ હતું. એમાં પૂર્વાપર આકર-અવન્તિ, અનૂપદેશ, નીવૃત્, આનર્ત, સુરાષ્ટ્ર, શ્વભ્ર, મરુ, કચ્છ, સિંધુ, સૌવીર, કુકુર, અપરાંત, નિષાદ આદિ વિષયો(પ્રદેશો)નો સમાવેશ થતો.[66] એના વહીવટી વિભાગોમાં આનર્ત-સુરાષ્ટ્રનો એક સંયુક્ત વિભાગ ગણાતો.[67] એમાં વિભાગને માટે કયું નામ પ્રયોજાતું અને એનો વહીવટ કરનાર અધિકારીના હોદ્દા માટે કયું નામ પ્રચલિત હતું એ જાણવા મળતું નથી. સંભવતઃ એ વિભાગ "રાષ્ટ્ર" કહેવાતો હશે ને એનો અધિકારી "રાષ્ટ્રિય" તરીકે ઓળખાતો હશે. આનર્ત-સુરાષ્ટ્રના વડા અધિકારી માટે આ લેખમાં માત્ર "અમાત્ય" એવો સામાન્ય શબ્દ પ્રયોજાયો છે.[68] એ સમસ્ત આનર્ત-સુરાષ્ટ્ર દેશના પાલન માટે નિમાયો હતો.[69] રુદ્રદામાના રાજ્યના પ્રદેશોની યાદીમાં શ્વભ્ર (સાબરકાંઠા) અને કચ્છને આનર્ત-સુરાષ્ટ્રથી અલગ ગણાવ્યા હોઈ, આ વિભાગમાં એ બે પ્રદેશોનો સમાવેશ નહિ થતો હોય. એ વિભાગો માટે જુદા અધિકારી નિમાતા હશે.

ગિરિનગરના સુદર્શન તળાવનો બંધ તૂટી જતાં જ્યારે એ સમરાવવાની માગણી થઈ ત્યારે મહાક્ષત્રપના મતિસચિવો તથા કર્મસચિવોએ ભારે ખર્ચ તથા ઉત્સાહના અભાવને લઈને એનો વિરોધ કર્યો, ત્યારે ફરી સેતુ(બંધ) નહિ બંધાય એ નિરાશાથી પ્રજામાં હાહાકાર પ્રવર્ત્યો. આખરે સેતુના પુનર્નિર્માણની યોજના મંજૂર થઈ. પૌરજનો તથા જાનપદ જનોના અનુગ્રહ અર્થે રાષ્ટ્રિય સુવિશાખે અગાઉના કરતાંય વધારે મજબૂત અને મોટો સેતુ બંધાવીને સુદર્શન તળાવને વધારે સુદર્શન કર્યું. આ અંગે કર, વિષ્ટિ કે પ્રણય-ક્રિયાઓ વડે પૌરજનો તથા જાનપદ જનોને પીડ્યા વિના મહાક્ષત્રપે પોતાના કોશમાંથી અઢળક દ્રવ્ય ખર્ચેલું ને એમાં ઘણો લાંબો કાલ વીતેલો નહિ. આનાથી મહાક્ષત્રપનાં ધર્મ તથા કીર્તિની વૃદ્ધિ થયેલી.[૭૦]

રાષ્ટ્રિયની નિયુક્તિ મહાક્ષત્રપ કરતો.[૭૧] રાજા શક જાતિના હોઈ, આ સ્થાને પહ્લવોનીય નિયુક્તિ કરતા.[૭૨] આ પદે નિયુક્ત થતા અમાત્યમાં આવા ગુણો અપેક્ષિત હતા : યથાવત્ અર્થ, ધર્મ અને વ્યવહારનાં દર્શનોથી અનુરાગ વધારનાર, શક્ત, દાંત, અચપલ, અવિસ્મિત, આર્ય, અ-હાર્ય, સારા અધિષ્ઠાનવાળો.[૭૩] આમાં અ-હાર્ય અર્થાત્ અ-ધનહાર્ય એ વિશેષણ ખાસ નોંધપાત્ર છે, કેમકે એ પરથી અધિકારીઓ ત્યારે પણ લાંચરુશવત લેતા હોવાનું ને એમાં સુવિશાખ જેવા અપવાદ હોવાનું સૂચિત થાય છે.

ક્ષત્રપ-રાજ્યમાં, ખાસ કરીને ક્ષહરાત રાજ્યના દક્ષિણ ભાગમાં, "આહાર" નામે વહીવટી વિભાગ પ્રચલિત હતા.[૭૪] આ વિભાગ સંભવતઃ એ સમયે ગુજરાતમાં પણ પ્રચલિત હશે. "વિષય" અને "પથક" જેવા બીજા વહીવટી વિભાગો એ સમયે અહીં પ્રચલિત હતા કે કેમ એ જાણવા મળતું નથી. નાના વહીવટી એકમોમાં નગર તથા ગ્રામના ઉલ્લેખ આવે છે.[૭૫]

નાણા-વ્યવહારમાં "કાર્ષાપણ" પ્રચલિત હતા. ચાંદીના અર્ધ-દ્રમ્મ તોલના કાર્ષાપણ સેંકડોની સંખ્યામાં મળે છે.[૭૬] ૩૫ દ્રમ્મ=૧ "સુવર્ણ" ગણાતો.[૭૭] અક્ષયનીવિ(બેઠી થાપણ)ની રૂએ એનું ૧ ટકો કે ૦ાા ટકો (માસિક) વ્યાજ આવતું.[૭૮] નિકાય(શ્રેણી)માં આવી ધીરધાર થતી.[૭૯]

ક્ષત્રપ રાજાઓના સિક્કા પ્રાયઃ ચાંદીના, ગોળ આકારના, અને અર્ધદ્રમ્મ તોલના હોય છે. એના અગ્રભાગ પર રાજાના ઉત્તરાંગની આકૃતિ અને એની આસપાસ ગ્રીક-રોમન અક્ષરોના લિસોટા તથા સિક્કા પાડયાના વર્ષની સંખ્યા હોય છે; પૃષ્ઠભાગ પર વચ્ચે પર્વત, નદી, સૂર્ય, ચંદ્ર વગેરે પ્રકૃતિ-તત્ત્વોનાં

ચિહ્ન અને એની આસપાસ રાજાના પૂરા નામનું પ્રાકૃત લખાણ હોય છે (આકૃતિ ૬). ક્ષત્રપ રાજ્યના લેખોમાં શક સંવતનાં વર્ષ અપાતાં. અન્ય અધિકારીઓમાં સેનાપતિનો ઉલ્લેખ આવે છે. આ પદ પર આભીરોનીય નિયુક્તિ થતી.[૮૦]

રાજ્ય-મહેસૂલનાં મુખ્ય સાધનો બલિ, શુલ્ક અને ભાગ હતાં.[૮૧] રાજકોશમાં સુવર્ણ, રજત, વજ્ર, વૈડૂર્ય અને રત્નોનો સંગ્રહ થતો.[૮૨] સેનામાં અશ્વદળ, ગજદળ અને રથદળનો સમાવેશ થતો.[૮૩] આયુધોમાં અસિ (ખડ્ગ) અને ચર્મ(ઢાલ)નો ખાસ ઉલ્લેખ આવે છે.[૮૪] આમ ક્ષત્રપકાલીન રાજ્યતંત્ર વિશે કેટલીક માહિતી મળે છે.

### શર્વ ભટ્ટારકનો શાસનકાલ

શર્વ ભટ્ટારકના સિક્કાઓ ક્ષત્રપોના સિક્કાઓ જેવા છે. વિગતવાર સાધનોના અભાવે એના સમયના રાજ્યતંત્ર વિશે કંઈ માહિતી ઉપલબ્ધ નથી.

### ગુપ્ત શાસનકાલ

ગુપ્ત સમ્રાટોના ચાંદીના સિક્કાઓમાં કુમારગુપ્ત મહેંદ્રાદિત્ય અને સ્કંદગુપ્ત ક્રમાદિત્યના સિક્કાઓ ગુજરાતમાં સંખ્યાબંધ મળે છે. આ સિક્કા એકંદરે ક્ષત્રપ-સિક્કાઓ જેવા છે, પરંતુ એમાં શક સંવતને બદલે ગુપ્ત સંવતનાં વર્ષ આપેલાં છે ને પર્વતાદિ પ્રકૃતિ-તત્ત્વોને સ્થાને ગરુડનું ચિહ્ન અંકિત કરેલું છે.

સ્કંદગુપ્તના જૂનાગઢ શૈલ-લેખ[૮૫] પરથી એ સમયના સ્થાનિક રાજ્યતંત્ર વિશે કેટલીક માહિતી સાંપડે છે. આદર્શ રાજા શત્રુઓનો ગર્વ તોડતો અને એના રાજ્યમાં કોઈ ધર્મવિમુખ, આર્ત, દરિદ્ર, વ્યસની, કદર્ય, દંડ્ય કે બહુપીડિત ન હોય એવું મનાતું.[૮૬]

ગુપ્ત-સામ્રાજ્યના સર્વ 'દેશો'માં "ગોપ્તા" નામે અધિકારીઓ નિમાતા.[૮૭] એનામાં અનુરૂપ, મતિમાન, વિનીત, મેધાવી, સ્મૃતિમાન, સત્ય-આર્જવ-ઔદાર્ય-નયથી યુક્ત, માધુર્ય-દાક્ષિણ્ય-યશથી સંપન્ન, ભક્ત, અનુરક્ત, નૃવિશેષ-યુક્ત, વિશુદ્ધ બુદ્ધિવાળો, આનૃણ્ય ભાવવાળો અંતરાત્મા ધરાવતો, સર્વ લોકના હિતમાં પ્રવૃત્ત, અર્થના વાજબી અર્જન, રક્ષણ, વૃદ્ધિ અને પાત્ર-પ્રતિપાદન માટે સમર્થ-ઇત્યાદિ ગુણો અપેક્ષિત ગણાતા.[૮૮]

સ્કંદગુપ્તના સમયમાં સમસ્ત સુરાષ્ટ્ર માટે ગોપ્તા નિમાયો હતો.[૮૯] ઉત્તર ગુજરાત, દક્ષિણ ગુજરાત અને કચ્છ માટે એવી કોઈ અલગ વ્યવસ્થા થઈ હશે.

ગુપ્તકાલમાં આનર્ત અને સુરાષ્ટ્રના અલગ વહીવટી વિભાગ પાડવામાં આવ્યા લાગે છે. ગુપ્ત-સામ્રાજ્યમાં પશ્ચિમ દિશામાં આવેલ સુરાષ્ટ્રનો પ્રદેશ મહત્ત્વનું સ્થાન ધરાવતો.[૯૦]

અહીં "દેશ" એ "રાષ્ટ્ર"ના અર્થમાં હોવો સંભવે. ગુપ્ત સામ્રાજ્યના પૂર્વ ભાગમાં મોટો વહીવટી વિભાગ "ભુક્તિ" કહેવાતો ને એના વડા અધિકારીને "ઉપરિક" કહેતા. [૯૧] સુરાષ્ટ્ર એ ભુક્તિ કરતાં મોટો વિભાગ હોય તો એના ગોપ્તાને 'રાષ્ટ્રિય' કે 'રાષ્ટ્રપાલ' કહેતા હશે. સુરાષ્ટ્રમાં તથા ગુજરાતના બીજા વિભાગોમાં ભુક્તિ, વિષય, આહાર, પથક ઇત્યાદિ પેટા-વિભાગો હશે, પરંતુ એના કોઈ ઉલ્લેખ ઉપલબ્ધ નથી, એવી રીતે રાષ્ટ્રિયની નીચે ઉપરિક, કુમારામાત્ય, વિષયપતિ ઇત્યાદિ અન્ય અધિકારીઓ પણ હશે એ સ્પષ્ટ છે.[૯૨]

સુરાષ્ટ્રનું વડું મથક ગિરિનગર હતું ને એ નગરના વહીવટ માટે એના ગોપ્તાએ પોતાના ગુણી પુત્ર ચક્રપાલિતની નિમણૂક કરી હતી.[૯૩] આ પરથી નગરપાલકની નિયુક્તિ દેશનો ગોપ્તા કરતો હોવાનું માલૂમ પડે છે.

ગિરિનગરના સુદર્શન તળાવનો સેતુ તૂટી જતાં, નગરપાલકે પ્રજાના, રાજાના તથા ગોપ્તાના હિત અર્થે એ સેતુને પુનઃ બંધાવી સુદર્શન તળાવ સમરાવ્યું હતું.[૯૪] આ પરથી ગુપ્તકાલમાં આવા પૂર્તકાર્યની જવાબદારી રાષ્ટ્રના નહિ, પણ નગરના અધિકારીને શિરે રહેતી હોવાનું માલૂમ પડે છે.

ગુજરાતમાં ગુપ્તકાલના અન્ય અભિલેખ મળ્યા ન હોઈ, એ સમયના પ્રાદેશિક રાજ્યતંત્ર વિશે સીધી વિશેષ માહિતી ઉપલબ્ધ નથી, છતાં ગુપ્ત સામ્રાજ્યમાંથી સ્વતંત્ર થઈ સ્થપાયેલા મૈત્રક રાજ્યનાં તામ્રશાસનોમાંથી એ કાલના રાજ્યતંત્રની જે વિપુલ રૂપરેખા જાણવા મળે છે,[૯૫] તેની ઘણી ભૂમિકા અહીં ગુપ્તકાલ દરમ્યાન પ્રવર્તી હશે એ સ્પષ્ટ છે.

## પાદટીપો

૧. योनकंबोजगंधारानं रि( रा )स्टिकपेतेणिकानं ये वा पि अंञे आपराता (ગિરનાર શૈલલેખ નં. ૫); योनकंबो[जेसु नभकनाभपंतिसु भोजपेतेणिकेसु अंध्र]पारिंदेसु (ગિરનાર શૈલલેખ નં. ૧૩).

પશ્ચિમ ઘાટની ગુફાઓમાં महारठि અને महाभोज ના ઉલ્લેખ આવે છે તે મહારાષ્ટ્ર અને કોંકણની પ્રજાને લાગુ પડે છે (D. R. Bhandarkar, *Aśoka,* pp. 30 f.)

૨. ભોજકુલના યાદવો વિદર્ભ તથા દંડકમાં વાસતા (R. C. Raychaudhuri, *PHAI,* pp. 46 ff.)

૩. काम्बोजसुराष्ट्रक्षत्रियश्रेण्यादयो वार्त्ताशस्त्रोपजीविनः (११. १ ४)

૪. ઉપરનો ઉલ્લેખ સંઘોના સંદર્ભમાં આવે છે. આ પરથી કાંબોજ અને સુરાષ્ટ્રમાં ગણતંત્ર પ્રવર્તતું હોવાનું માનવામાં આવે છે (K. A. Nilkanta Sastri, *Age of the Nandas and Mauryas,* p. 173) પછીના વાક્યમાં લિચ્છવિક, વૃજિક. મલ્લક, મદ્રક ઇત્યાદિ પ્રજાઓનો ઉલ્લેખ કરેલો છે, જે ગણતંત્ર અનુસરતી (अर्थशास्त्र, ११, १, ५). પરંતુ સુરાષ્ટ્રને લગતા વાક્યમાં ત્યાંની તો ક્ષત્રિય-શ્રેણી વાર્તા (કૃષિ, વાણિજ્ય અને પશુપાલન) અને શસ્ત્ર દ્વારા આજીવિકા મેળવતી એવો જ ઉલ્લેખ કરેલો છે. અશોકના સમયમાં સુરાષ્ટ્રમાં પિંગલ નામે રાજા હતો એ અનુશ્રુતિ પણ ગણતંત્રની માન્યતાની વિરુદ્ધ જાય છે.

૫. ગિ. વ. આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો", ભાગ ૧, લેખ ૬, પંક્તિ ૮

૬. "રાષ્ટ્રિય"નો રાજ-શ્યાલ (રાજાનો સાળો) એવો અર્થ પણ થતો (अमरकोश पृ. १४). *Bombay Gazetteer* ના પુ. ૧ માં આપેલ *Early History of Gujarat* માં એનો આ અર્થ અપનાવવામાં આવ્યો છે (p. 13). પરંતુ કીલ્હૉર્ન પ્રતિપાદિત કરે છે તેમ અહીં આ શબ્દ પ્રાંતીય સૂબાના અર્થમાં પ્રયોજાયો ગણાય (*Epigraphia Indica,* Vol. VIII, p. 46). અમરકોશ પરની ટીકામાં ક્ષીરસ્વામી જણાવે છે તેમ "રાષ્ટ્રિય"નો સામાન્ય અર્થ "રાષ્ટ્રાધિકૃત" (રાષ્ટ્રનો અધિકારી) છે.

"રાષ્ટ્રિય"નો મૂળ અર્થ "રાષ્ટ્રનો વતની" છે. રાજ્યતંત્રમાં એનો મુખ્ય અર્થ રાષ્ટ્રનો અધિકારી થતો હશે. આ અધિકાર પર રાજા પ્રાયઃ પોતાના સાળાની નિમણૂક કરતો હશે એ પરથી એનો આનુષંગિક અર્થ "રાજાનો સાળો" થયો લાગે છે. વફાદારીની દૃષ્ટિએ સાળો સહુથી વધુ વિશ્વસનીય ગણાય. રાષ્ટ્રિય પ્રાયઃ હાઈ કમિશનર જેવી ભારે સત્તા ધરાવતો.

"The *Rāshṭriya* of the inscription seems to have been a sort of Imperial High Commissioner[1], and the position of Pushyagupta was probably like that of Lord Cromer in Egypt".

( 1. cf. the type met with in the Near East after the First World War. The High commissioner acted for the *de facto* paramount power. His office does not preclude the possibility of the existence of a local potentate or potentates. Note also Wendel Wilkie's observations ( *One World*, p. 13 ) on the British "ambassador" to Egypt, who is "for all practical purposes its actual ruler" ( Raychaudhuri, *PHAI.*, pp. 289 f. ).

કૌટિલ્યના 'अर्थशास्त्र'માં कुमार, पौरव्यावहारिक, कार्मान्तिक, मन्त्रिन्, राष्ट्रपाल, अन्तपाल વગેરેનો પગાર સરખો જણાવ્યો છે (५, ६, ७,).

૭. Hultzsch, *Corp. Ins. Ind.*, Vol I, pp. 92 ff.

૮. H. D. Sankalia, *Studies in Historical and Cultural Geography and Ethnography of Gujarat*, pp. 21 f.

૯. अवन्तिरट्ठ ( *The Questions of King Milinda* ), pt. II, p. 250 n.; महावंस, १३; महाबोधिवंस, पृ. १८)

૧૦. H. C. Raychaudhuri, *PHAI*, p, 248

૧૧. D. R. Bhandarkar, *Aśoka*, p. 31

૧૨. Hultzsch, *op. cit.*, pp. 4 f.

૧૩. અશોકનો ચોથો સ્તંભલેખ ( Hultzsch, *op. cit.*, pp. 121 f. )

૧૪. V. A. Smith, *Aśoka*, p. 94

૧૫. *Ibid*, p. 94

૧૬. H. C. Raychaudhuri, *op. cit.*, pp. 319 f.

૧૭. H. D. Sankalia, *Archaeology of Gujarat*, p. 191; *SHCGEG*, p. 21

૧૮. અશોકના માત્ર સારનાથ સ્તંભલેખમાં "विषय" પ્રદેશના અર્થમાં પ્રયોજાયો છે ને ત્યાં પણ कोट-विषय અર્થાત્ કોટની આસપાસનો પ્રદેશ એવા અર્થમાં.

સારનાથ અને રૂપનાથના શૈલલેખોમાં "જ્યાં સુધી તમારો આહાર ( હોય )" એવો શબ્દપ્રયોગ આવે છે, ત્યાં आहारનો અર્થ "હકૂમત નીચેનો પ્રદેશ" એવો થાય છે.

કૌટિલ્યના अर्थशास्त्रમાં આ બે શબ્દ વહીવટી પેટા-વિભાગો માટે પ્રયોજાયા નથી.

૧૯. कौटिल्य, अर्थशास्त्र, १, ७, ९; १, ८-१०; २, ५-३६

૨૦. एजन, २, ३६

૨૧. પૌર-વ્યાવહારિકનો પગાર કુમાર અને રાષ્ટ્રપાલના પગાર જેટલો હતો (कौटिल्य, अर्थशास्त्र, ५, ३, ७).

અશોકના કલિંગ શૈલલેખોમાં "નગર-વ્યવહારક" શબ્દ પ્રયોજાયો છે. (Hultzsch, *op. cit.*, pp. 92 ff.)

૨૨. દુર્ગનિવેશના પ્રકરણમાં "નગરાધ્યક્ષ"નો ઉલ્લેખ આવે છે (अर्थशास्त्र, ૨, ૪, ૧૧).

સ્મિથ ધારે છે કે મેગેસ્થનીસે જણાવેલ અધિકાર-મંડળોનો કૌટિલ્યે ઉલ્લેખ કર્યો નથી (*EHI*, pp. 148 f.). પરંતુ बहुमुख्यमनित्यं चाधिकरणं स्थापयेत् (૨, ૯, ૩૧) તથા अध्यक्षाः संख्यायक-लेखक-रूपदर्शक-नीवीग्राहकोत्तराध्यक्ष-सखाः कमाणि कुर्युः (૨, ૯, ૨૮)માં અધ્યક્ષના મદદનીશોનો સ્પષ્ટ ઉલ્લેખ આવે છે.

૨૩. V. A. Smith, *Early History of India*, pp. 133 ff; R. K. Mookerji, *The age of Imperial Unity*, Ch. IV, pp. 63 f.; H. C. Raychaudhuri, *op. cit.*, p. 284

૨૪. જુઓ અશોકનો પાંચમો શૈલલેખ.

૨૫. Punch-marked

૨૬. वासुदेव उपाध्याय, "भारतीय सिक्के", पृ. ४८ से

૨૭. *B. G.*, Vol. I, pt. 1, p. 17, n. 1

૨૮. P. L. Gupta, "*Punch-marked coins in Baroda Museum*," *Baroda Museum Bulletin*, Vol. X-XI, pp. 63 ff.; *AR. ASI*, 1917-18, pt. I, p. 30.

૨૯. *Baroda Museum Bulletin*, 1953-55, p. 67

૩૦. M. R. Majmudar, *Chronology of Gujarat*, Vol. I, pp. 37 f.

૩૧. *B. G.*, Vol. I, pt. 1, pp. 16 ff.

ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીએ લગભગ પચીસ વર્ષના ગાળામાં સૌરાષ્ટ્ર અને ગુજરાતના બીજા ભાગોમાં જે સિક્કાઓનો સંગ્રહ કર્યો હતો તેમાં બાહ્લિક-યવન સિક્કાઓમાં એઉક્રતિદનો એક ઓબોલ (એ નામનો નાનો સિક્કો), મેનન્દરના થોડાક દ્રમ્મ (એ નામના ચાંદીના સિક્કા) અને અપલદતના ઘણા દ્રમ્મ તથા તાંબાના બે પ્રકારના સિક્કા મળેલા. દિમિત્રનો એકેય સિક્કો મળેલો નહિ (*Ibid.*).

૩૨. *Ibid.*, p. 16. બે દ્રમ્મ, ત્રણ દ્રમ્મ વગેરે મોટા સિક્કા મળ્યા નથી.

૩૩. આ ગ્રીક લખાણનો અર્થ "રાજા ત્રાતા મેનન્દરનો (સિક્કો)" એવો થાય છે.

૩૪. "મહારાજ ત્રાતા મેનન્દરનો (સિક્કો)".

૩૫. *B. G.*, Vol. I, pt. 1, p. 18; *P. M. C.*, VI, p. 379

૩૬. *P. M. C.*, IV, pp. 263, 276. મેનન્દરના માથા પર ટોપ હોય છે, જ્યારે અપલદતે ખુલ્લા માથા પર પટ્ટી બાંધી હોય છે. 'Apollodotou' અને 'अपलदतस'.

૩૭. અર્થાત્ "રાજા ત્રાતા પિતૃવત્સલ અપલદત્તનો (સિક્કો)".

૩૮. અર્થાત્ "મહારાજા ત્રાતા અપલદત્તનો (સિક્કો)".

૩૯. *B. G.*, Vol. I, pt. 1, p. 18

૪૦. અર્થાત્ "રાજા ત્રાતા અપલદત્તનો (સિક્કો)".

૪૧. *B. G.*, Vol. I, pt. 1, p. 18

૪૨–૪૪. *Ibid.*

૪૫ જુઓ ઉપર પૃ. ૯૦, પાદટીપ ૫૨૪.

૪૬. *B. G.*, Vol. I, pt. 1, p. 18

૪૭. જુઓ ઉપર પૃ, ૧૦૬, ૧૦૮.

૪૮. D. C. Sircar, *Select Inscriptions Bearing on Indian History and Civilization*, Vol. I, Book II, Nos. 58–61

૪૯. *Ibid.*, No. 62

૫૦. *Ibid.*, Nos. 63–66

૫૧. જુઓ ઉપર પૃ. ૧૨૮ અને ૧૩૧.

૫૨. નહપાનના પ્રાકૃત ગુફા–લેખોમાં સામાન્યતઃ આ રૂપ પ્રયોજાયું છે (Sircar, *op. cit.*, Nos. 58–60). કાર્દમક ક્ષત્રપોના સંસ્કૃત શિલાલેખોમાં તેમજ પ્રાકૃત સિક્કા-લેખોમાં પણ આ રૂપ વપરાયું છે.

નહપાનના કેટલાક પ્રાકૃત ગુફા–લેખોમાં એને બદલે 'खतप' રૂપ પ્રયોજાયું છે (Sircar, *op. cit.*, Nos. 61-62).

ઉત્તરના ક્ષત્રપોના પ્રાકૃત શિલાલેખોમાં **'क्षत्रव'** અને **'क्षत्रप'** રૂપ વપરાયાં છે (*Ibid.*, Nos. 24-26); ઉપરાંત **'छत्रप'** અને **'छत्रव'** રૂપાંતર પણ મળે છે (*B. G.*, Vol. I, pt. 1, p. 21).

૫૩. ગ્રીક સાહિત્યમાં 'satrapes' (satrap) રૂપ પ્રચલિત હતું. એ પહેલાં ઈરાનના સમ્રાટ દારયના બેહિસ્તૂન અભિલેખમાં "ક્ષત્રપાવન" રૂપ પ્રયોજાયું છે. "ક્ષત્ર-પાવન" એ જૂની ઈરાની ભાષાનો શબ્દ છે ને એનો અર્થ ક્ષત્ર-પાલ અર્થાત્ રાજ્ય-પાલ એવો થાય છે (*B. G*, Vol. I, pt. 1, p. 21, n. 7).

આ જૂના ઈરાની શબ્દનું પહ્‌લવી રૂપ "ક્ષત્રોપન" છે ને એનું અવેસ્તી રૂપ "ક્ષથ્રપાત" છે. એનો અર્થ "રાજ્યપાલ" થાય છે (જમીનદાર, ક્ષત્રપકાલીન ગુજરાત: "ઇતિહાસ અને સંસ્કૃતિ," પૃ. ૭૩, પાદટીપ ૫).

દારયે નીમેલા પ્રાંતીય સૂબા "ક્ષથ્રપાવન" કહેવાતા. ઈરાની રાજ્યના પ્રદેશ પર સત્તા ધરાવતા બાહ્લિક યવનોએ, "satrapeias" (satrapies) પરથી સૂચિત થાય છે તેમ, "Satrapes" રૂપ ચાલુ રાખ્યું (*B. G.*, Vol. I, pt. 1, p. 22). ભારતમાં

ઈરાનથી આવેલા શક-પહ્લવો અને કુષાણોના અમલ દરમ્યાન આ શબ્દ "ક્ષત્રપ" રૂપે પ્રચલિત થયો.

૫૪. જ્યારે સૂબાઓ સ્વતંત્ર થતા ત્યારે "ક્ષત્રપ" નો પ્રયોગ "રાજા" ના અર્થમાં થતો. પહ્લવ દેશના ઈ. સ. ૫૦ ના બેહિસ્તૂન લેખમાં "Satrapēs tōn Satrapōn (Satrap of Satraps) એ બિરુદ "રાજાઓના રાજા" ના અર્થમાં પ્રયોજાયું છે (*B. G.*, Vol. I, pt. I, pp. 1, 22, n.).

૫૫. એમના સિક્કાઓ પરનાં લખાણો પરથી આ સ્પષ્ટ થાય છે.

૫૬. એકી સાથે બંને પોતપોતાના નામના સિક્કા પડાવતા એવું એ સિક્કાઓ પરનાં લખાણો તથા વર્ષો પરથી સ્પષ્ટતઃ ફલિત થાય છે.

૫૭. જમીનદાર, એજન, પૃ. ૨૨૧; જુઓ ક્ષત્રપ રાજાઓની વંશાવળી.

રુદ્રદામા ૧ લા પછી એનો મોટો પુત્ર દામજદશ્રી ૧ લો, એના પછી એનો અનુજ રુદ્રસિંહ ૧ લો, એના પછી દામજદશ્રી ૧ લાનો મોટો પુત્ર સત્યદામા, પછી એનો અનુજ જીવદામા, પછી વળી રુદ્રસિંહ ૧ લાનો મોટો પુત્ર રુદ્રસેન ૧ લો, પછી એનો અનુજ સંઘદામા, પછી એનો અનુજ દામસેન, પછી પાછો રુદ્રસેન ૧ લાનો મોટો પુત્ર પૃથિવીસેન અને પછી એનો અનુજ દામજદશ્રી ૨ જો, ત્યાર પછી વળી દામસેનના ચાર પુત્રો – વીરદામા, યશોદામા, વિજયસેન, દામજદશ્રી ૩ જો — ક્રમશઃ, ને પછી પાછો વીરદામાનો પુત્ર રુદ્રસેન ૨ જો, એના પછી એનો મોટો પુત્ર વિશ્વસિંહ અને એના પછી એનો અનુજ ભર્તૃદામા ઉત્તરાધિકાર પ્રાપ્ત કરે છે.

૫૮. ડૉ. ૫. લા. ગુપ્ત ધારે છે કે કાર્દમક ક્ષત્રપ રાજાઓમાં ક્ષત્રપની નિમણૂક મહાક્ષત્રપના અમલનાં છેલ્લાં વર્ષો દરમ્યાન કરવામાં આવતી (*Bulletin of the Prince of Wales Museum*, Nos. 3–4, pp. 50 f.), પરંતુ મહાક્ષત્રપો અને ક્ષત્રપોના સિક્કાઓનાં વર્ષોની તુલના કરતાં ક્ષત્રપનો અધિકાર મહાક્ષત્રપના અમલના અંતભાગમાં શરૂ થતો હોય એવું ભાગ્યેજ માલૂમ પડે છે; કેટલીક વાર એ એના મધ્યભાગમાં અને ક્યારેક એના આરંભમાં ય શરૂ થતો. આ પરથી જણાય છે કે ક્ષત્રપપદ સામાન્યતઃ સગીર વય પૂરી થતાં જ પ્રાપ્ત થતું હશે (જમીનદાર, એજન, પૃ. ૨૨૩-૨૪).

| | |
|---|---|
| ૫૯. અંધૌના યષ્ટિલેખોમાં | — કોઈને માટે નહિ. |
| જૂનાગઢ શૈલલેખમાં | — ચાષ્ટન, જયદામા, રુદ્રદામા-૧ અને રુદ્રસિંહ ૧ માટે "સ્વામી" |
| ગઢાના શિલાલેખમાં | — ચાષ્ટન, જયદામા, રુદ્રદામા ૧, રુદ્રસિંહ ૧ અને રુદ્રસેન ૧ માટે "સ્વામી" ચાષ્ટન, રુદ્રદામા અને રુદ્રસિંહ માટે 'ભદ્રમુખ' પણ. |

(Sircar, *op. cit.*, Nos. 63–66, 67, 69, 72)

સિક્કાઓ પર એ પૈકી માત્ર જયદામા માટે "સ્વામી" પદ વપરાયું છે

અન્ય ક્ષત્રપકુલોમાં રાજા ક્ષત્રપ રુદ્રસિંહ ૨ જાના પિતા જીવદામા માટે, રાજા મહાક્ષત્રપ રુદ્રદામા ૨ જા અને રાજા મહાક્ષત્રપ રુદ્રસેન ૩ જા માટે, રાજા મહાક્ષત્રપ સિંહસેન અને રાજા મહાક્ષત્રપ રુદ્રસેન ૪ થા માટે તથા રાજા મહાક્ષત્રપ સત્યસિંહ અને રાજા મહાક્ષત્રપ રુદ્રસિંહ ૩ જા માટે "સ્વામી" પદ પ્રયોજાયું છે.

આ પરથી "સ્વામી" પદ શિલાલેખોમાં શરૂઆતના રાજાઓ માટે અને સિક્કાઓ પર છેલ્લા રાજાઓ માટે પ્રચલિત હોવાનું માલૂમ પડે છે.

૬૦. જમીનદાર, એજન, પૃ. ૨૨૬–૨૭

ભરતના "नाटयशास्त्र"માં આ પદ યુવરાજ માટે પ્રયોજવાનું જણાવ્યું છે (अ. १७, श्लो. ७६). અહીં આ પદ એવો મર્યાદિત અર્થ ધરાવતાં ન હોઈ સામાન્ય માનવાચક શબ્દ તરીકે પ્રયોજાયાં જણાય છે.

જૂનાગઢ શૈલલેખમાં ચાષ્ટન અને જયદામા માટે "सुगृहीतनाम्नः" તથા રુદ્રદામા માટે "गुरुभिरभ्यस्तनाम्नो" એવું પદ પ્રયોજાયું છે, તે "भद्रमुखस्य" સાથે સામ્ય ધરાવે છે.

૬૧. आ गर्भात्प्रभृत्यविहितसमुदितराजलक्ष्मीधारणागुणतस्सर्व्ववर्णैरभिगम्य रक्षणार्थं पतित्वे वृतेन ( पंक्ति ९ )

૬૨. स्वयमधिगतमहाक्षत्रपनाम्ना ( પંક્તિ ૧૫)

૬૩. રુદ્રદામાનો જૂનાગઢ શૈલલેખ, પંક્તિ ૯–૧૫

૬૪. એજન, પંક્તિ ૨૦

૬૫. એજન, પંક્તિ ૧૭

૬૬. એજન, પંક્તિ ૧૧

આ પ્રદેશોના સ્થળનિર્ણય માટે જુઓ Sircar, *op. cit.*, p. 172, n. i. અને ઉમાશંકર જોશી, "પુરાણોમાં ગુજરાત", પૃ. ૧૧–૧૨

૬૭. पार्थिवेन कृत्स्नानामानर्त्तसुराष्ट्रानां(णां) पालनार्त्थन्नियुक्तेन (पं. १८)

૬૮. પંક્તિ ૧૯

૬૯. જુઓ ઉપર પા. ટી. ૬૨.

૭૦. પંક્તિ ૧૫-૨૦

૭૧. જુઓ ઉપર પા. ટી. ૬૨.

૭૨. આનર્ત-સુરાષ્ટ્રનો રાષ્ટ્રિય સુવિશાખ પહ્‌લવ હતો.

૭૩. પંક્તિ ૧૯–૨૦

૭૪. દા. ત. નહપાનના સમયના નાસિક ગુફાલેખમાં જણાવેલ કાપૂરાહાર (Sircar, *op. cit.*, p. 58)

૭૫. Sircar, *op. cit.*, Nos. 67, 69, 70

૭૬. જુઓ ઉપર પૃ. ૧૬૭-૮૭.

૭૭-૭૯. Sircar, *op. cit.*, No. 58

૮૦. *Ibid.*, No. 69

૮૧-૮૨. રુદ્રદામાનો જૂનાગઢ શૈલલેખ, પંક્તિ ૧૪

૮૩-૮૪. એજન, પંક્તિ ૧૩

૮૫. Fleet, *Corp. Ins. Ind.*, Vol. III, pp. 58 ff.; Sircar, *op. cit.*, Book III, No. 25

૮૬. શ્લો. ૪-૬

૮૭. શ્લો. ૭

૮૮. શ્લો. ૮-૧૦

૮૯. निखिलान् सुराष्ट्रान् ( श्लो. ११ ); सुराष्ट्रावनिपालनाय ( श्लो. १२ )

૯૦. શ્લો. ૧૩

૯૧. જુઓ ગુપ્તકાલનાં દામોદરપુર-તામ્રપત્ર ( *Ep. Ind.*, Vol. XV, pp. 130 ff; Sircar, *op. cit.*, Nos. 18, 19, 34, 39 ).

૯૨. ગુપ્ત સામ્રાજ્યના પૂર્વ ભાગમાં ઉપરિક કુમારામાત્ય તથા વિષયપતિની નિયુક્તિ કરતો ( એજન ).

૯૩. સ્કંદગુપ્તનો જૂનાગઢ શૈલલેખ, શ્લો. ૨૦

૯૪. એજન, શ્લો. ૨૬-૩૯

૯૫. એનું વિગતવાર નિરૂપણ ગ્રંથ ૩ માં રાજ્યતંત્રના પ્રકરણમાં કરવામાં આવશે.

પ્રકરણ ૧૧

# સામાજિક અને આર્થિક સ્થિતિ

સમાજરચના વિશે–વર્ણો અને જાતિઓ વિશે મૌર્યકાલીન ગુજરાત પરત્વે કોઈ ખાસ માહિતી મળતી નથી; ક્ષત્રપકાલ વિશે પણ આ બાબતમાં માહિતી નહિવત્ છે; પણ ગુપ્તકાલમાં વર્ણાશ્રમ અને સ્મૃતિઓનું શાસન સ્થાપિત થઈ ચૂક્યાં હતાં અને સમાજજીવન તદનુસાર સંગઠિત થયું હતું એમ જણાય છે. વર્ણોના વ્યવસાય નિશ્ચિત હતા. અનુલોમ લગ્નોની છૂટ હતી, પણ સમાજજીવનમાં જ્ઞાતિ-વ્યવસ્થાનાં બંધન આવવાને હજી સૈકાઓની વાર હતી.

કપડાં સીવવાની કળા પ્રચલિત હતી, પણ પુરુષો અને સ્ત્રીઓ મોટે ભાગે સીવ્યા વગરનાં, સૂતરનાં, ઊનનાં કે રેશમનાં વસ્ત્રો પહેરતાં. ઉચ્ચ વર્ગના પુરુષો મોટે ભાગે બે વસ્ત્રો–એક ધોતિયું અને બીજું ઓઢવાનું–પહેરતા, અને ઘર-બહાર જતી વખતે માથા ઉપર કંઈક બાંધતા. સ્ત્રીઓ એક વસ્ત્ર શરીરના નીચલા ભાગ પર વીંટતી અને વસ્ત્રનો એક ટુકડો ઉપલા ભાગમાં છાતી ઉપર બાંધતી.

ક્ષત્રપ રાજાઓના સિક્કા ઉપરથી એમની દેહભૂષા વિશે કેટલીક માહિતી મળે છે. ક્ષત્રપ રાજાઓ લાંબી મૂછો રાખતા અને ગાલ ઉપર એના આંકડા ચડાવતા. તેઓ લાંબા વાળ રાખતા અને કાન આગળ થોભિયા રાખતા. કાનમાં કુંડળ અને માથા ઉપર ટોપ જેવું પહેરતા હશે એમ જણાય છે.[1] સ્ત્રીઓ અને પુરુષોના કેટલાક અલંકારોનો નામનિર્દેશ સંભવતઃ ક્ષત્રપકાલમાં રચાયેલા જૈનોના પ્રાકૃત "અંગવિજ્જા" પ્રકીર્ણકમાં અને ચોથાપાંચમા સૈકા આસપાસ પ્રાકૃતમાં રચાયેલ જૈન ધર્મકથા "વસુદેવ-હિંડી"માં મળે છે, જો કે આ બે ગ્રંથો ગુજરાતમાં કે પ્રાચીન ગુર્જરદેશમાં જ રચાયેલા છે એવું નિશ્ચયપૂર્વક કહી શકાય એમ નથી. વિવિધ પ્રકારનાં વસ્ત્રોના સંખ્યાબંધ ઉલ્લેખ "વસુદેવ-હિંડી"માં છે. પીંછીથી રંગેલાં ચિનાઈ વસ્ત્ર, શુભ્ર સૂક્ષ્મ અને ધવલ "હંસલક્ષણ" વસ્ત્ર, ઇન્દ્રધ્વજ ઉપર વીંટાળવા માટેનું "પલાશપટ" નામે વસ્ત્ર, તળાઈ ઉપરના ઓછાડ માટે "પટ્ટ-

તૂલિકા'' નામે વસ્ત્ર, તથા દુકૂલ, ચીનાંશુક કૌશેય, કસવર્ધન (?) આદિ વસ્ત્રોનાં નામ એમાં છે.[2] ખાનપાનની વિવિધ વાનગીઓના ઉલ્લેખ આ બે તેમજ અન્ય પ્રાચીન ગ્રંથોમાં છે, પણ એ ઉપરથી કોઈ સળંગ ચિત્ર ઉપસાવી શકાતું નથી. અલબત્ત, પૈરાગમ( પ્રા. पोरागम )–પાકશાસ્ત્રને લગતો એક મહત્ત્વનો ઉલ્લેખ ''વસુદેવ-હિંડી''માં છે, જે બતાવે છે કે પાકશાસ્ત્ર પણ રીતસર અધ્યયનને પાત્ર ગણાતા વિષયોમાંનો એક હતો.[3]

જૂના કાળથી સ્વીકારાયેલાં સેનાનાં ચાર અંગ–હાથી, અશ્વ, પદાતિ અને રથ આ સમયે પણ ચાલુ હશે. લડવાનું કામ મોટે ભાગે ક્ષત્રિયો કરતા, પણ યુદ્ધકલાના આચાર્યોમાં પૂર્વપરંપરાનુસાર બ્રાહ્મણો પણ હશે. ક્ષત્રિય–શ્રેણિઓની વાત કરતાં ''અર્થશાસ્ત્ર'' નોંધે છે કે કાંબોજ સુરાષ્ટ્ર આદિની ક્ષત્રિય–શ્રેણિઓ ખેતી–વેપાર અને શસ્ત્રથી આજીવિકા મેળવે છે (काम्बोज–सुराष्ट्र–क्षत्रिय–श्रेण्यादयो वार्ताशस्त्रोपजीविनः। ૧૧, ૧, ૪) ઠેઠ મૌર્યકાલમાં સુરાષ્ટ્રના શસ્ત્રોપજીવી વર્ગ વિશેની માહિતી–જે વર્ગ શાંતિના સમયમાં વાર્તા–ખેતી અને તત્સંબદ્ધ વ્યવસાયોમાં વ્યાપૃત રહેતો હશે અને જરૂર પડ્યે હથિયાર ઉપાડીને લડવા જતો હશે-સૂચક છે. વળી ''અર્થશાસ્ત્ર''ના ઉલ્લેખ અનુસાર, સુરાષ્ટ્રનાં જંગલોમાં હાથીઓ થતા હતા અને એ કલિંગ, અંગ, કરુપ આદિ પ્રદેશોના હાથીઓ કરતાં નાના કદના હતા.[4] આ હાથીઓને જંગલોમાંથી પકડી પલોટીને ગજદળમાં રખાતા હશે એમ માનવું ઉચિત છે.

ગિરનારની તળેટીમાંના મહાક્ષત્રપ રુદ્રદામાના શૈલલેખની તેરમી પંક્તિમાં ''તુરગ-ગજ–રથચર્યા''નો, ''અસિ–ચર્મ''( તલવાર અને ઢાલ )નો અને ''નિયુદ્ધ'' –સંભવતઃ કુસ્તી–નો ઉલ્લેખ છે, એ તત્કાલીન સંરક્ષણ–વ્યવસ્થા અને લશ્કરી તાલીમની દૃષ્ટિએ નોંધપાત્ર છે.

શસ્ત્રવિદ્યા અને યુદ્ધકલા વ્યવસ્થિત અધ્યયનનો વિષય હોઈ બાણ, અસ્ત્ર, શસ્ત્ર અને રથચર્યાના શિક્ષણમાં કુશળ આચાર્યો વિશે ઉલ્લેખ ''વસુદેવ-હિંડી''ની કથાઓમાં મળે છે. વળી એ શિક્ષણની પરિપાટી વિશે પણ કેટલીક વાત છે. એમાંના અગડદત્ત નામે પાત્રે આચાર્ય પાસે બાણવિદ્યા અને શસ્ત્રવિદ્યા શીખવાનો પ્રારંભ કર્યો. પછી 'શલાકા કાઢી, પાંચ પ્રકારની મુષ્ટિ શીખ્યો, પુંનાગને જીત્યો, મુષ્ટિબંધ શીખ્યો, લક્ષ્યવેધી અને દૃઢ પ્રહાર કરવાની શક્તિવાળો બન્યો, છૂટાં ફેંકવાનાં અને યંત્રથી ફેંકવાનાં એમ બે પ્રકારનાં બાણ અને અસ્ત્રમાં નિષ્ણાત થયો, અને અન્ય પ્રકારનાં તરુપતન, છેદ્ય, ભેદ્ય અને યંત્રવિધાનોનો પારગામી થયો.' ''વસુદેવ-હિંડી''નું મુખ્ય કથાનક જેમની આત્મકથારૂપે રજૂ થયું છે તે

વસુદેવ અન્યત્ર કેટલાક રાજકુમારોને કહે છે: 'અસ્ત્ર, વ્યસ્ત્ર અને અપાસ્ત્ર જાણું છું. પગે ચાલતા અથવા હાથી ઉપર બેઠેલા યોદ્ધાને માટે અસ્ત્ર છે. ઘોડેસવારને માટે અપાસ્ત્ર છે, તથા ખડ્ગ, કનક, તોમર, ભિંડિમાલ, શૂલ, ચક્ર આદિ વ્યસ્ત્ર છે. આયુધો છોડવાની ત્રણ રીત–દૃઢ, વિદૃઢ અને ઉત્તર પણ જાણું છું'. હાથીને ચતુરાઈપૂર્વક ખેલાવવાનાં વિવિધ વર્ણન એ ગ્રંથમાં છે. રોષે ભરાયેલા હાથીને દમવાની અને ભમાવવાની રીતોમાં સિંહાવલી, દંતાવલી, ગાત્રલીન, શાર્દૂલલંઘન, પુચ્છગ્રહણ વગેરે છે. શત્રુ ઉપર ઘા કરવાને માટે અથવા ફૂટલક્ષ્યના વેધન માટે યોદ્ધો પહોળા પગ કરીને ઊભો રહે એ સ્થિતિને "વિશાખાસ્થાન" નામ આપેલું છે.[૫]

યુદ્ધકાલમાં ઝડપી સંદેશાવ્યવહાર અગત્યનો હોય. હાથી અને ઘોડા ઉપરાંત ઝડપથી દોડતા ખેપિયાઓ પણ એમાં ઉપયોગી થતા હશે. વિક્રમ પૂર્વે પાંચમી શતાબ્દીમાં ભરુકચ્છ અવંતીના રાજા પ્રદ્યોત અથવા ચંડપ્રદ્યોતના આધિપત્યમાં હતું. જૈન આગમોમાંની અનુશ્રુતિ પ્રમાણે પ્રદ્યોતનો દૂત લોહજંઘ એક દિવસમાં પચીસ યોજનની સફર કરી શકતો હતો અને એ પ્રદ્યોતના હુકમો લઈને વારંવાર ભરુકચ્છ આવતો હતો. આમ નવા નવા હુકમો લાવતા બંધ કરવા માટે લોકોએ એને એક વાર વિષમિશ્રિત ભાથું આપ્યું હતું, પણ માર્ગમાં માનશુકન થતાં લોહજંઘે એ ખાધું નહોતું.[૬] લોહજંઘના શરીરબળ વિશેની અનુશ્રુતિ વિચારતાં એ મલ્લવિદ્યામાં પારંગત હોવો જોઈએ.

મલ્લવિદ્યાને લગતી બીજી કેટલીક અનુશ્રુતિઓ પણ મળે છે. ઉજ્જયિનીનો એક અજેય મલ્લ અટ્ટણ નામે હતો. સોપારકનો સિંહગિરિ રાજા મલ્લોની સાઠમારી કરાવતો અને જે જીતે તેને ઘણું દ્રવ્ય આપતો. આમાં અટ્ટણ પ્રતિવર્ષ સોપારક જઈને વિજયચિહ્ન તરીકે પતાકા લઈ આવતો. આથી સિંહગિરિ રાજાએ એક માછીનું બળ પારખીને એને પોષ્યો અને એ માત્સ્યિક-માછી મલ્લ તરીકે ઓળખાયો. બીજે વર્ષે અટ્ટણ આવ્યો ત્યારે માત્સ્યિક મલ્લે એને હરાવી દીધો. એક યુવકે પોતાને હરાવ્યો તેથી માનભંગ થયેલો અટ્ટણ, સુરાષ્ટ્રમાં એની બરાબરી કરે એવો મલ્લ છે એમ સાંભળીને એની શોધમાં સોપારકથી સુરાષ્ટ્ર તરફ જતો હતો ત્યાં માર્ગમાં ભરુકચ્છ પાસે એણે એક બળવાન ખેડૂતને જોયો. ધનવાન બનાવવાની લાલચ આપીને અટ્ટણ એને પોતાની સાથે ઉજ્જયિની લઈ ગયો અને મલ્લવિદ્યા શીખવી. એ ખેડૂત તે ફલહીમલ્લ. પછી તેઓ બંને સોપારક આવ્યા; ત્યાં ફલહી અને માત્સ્યિકનું મલ્લયુદ્ધ થયું. ફલહીને અટ્ટણનું માર્ગદર્શન હતું. એ મલ્લયુદ્ધમાં માત્સ્યિક હાર્યો અને મરણ પામ્યો. અટ્ટણ ત્યાર પછી કૌશાંબી ગયો. ત્યાં એણે કૌશાંબીના રાજાના મલ્લ નિરંગણનો મલ્લયુદ્ધમાં

પરાજય કરીને એને મારી નાખ્યો.[૭] વાસ્તવિક સામાજિક સ્થિતિ આ કથાઓમાં નિરૂપણ પામી હોય એવો સંભવ છે. પ્રાચીન ભારત અને ગુજરાતમાં મલ્લવિદ્યાના ઇતિહાસ માટે આ ઉલ્લેખ અગત્યના છે, કેમકે હરિવંશ, ભાગવત આદિમાં કૃષ્ણ-બલરામના તથા કંસના ચરિત્રપ્રસંગમાં તથા મહાભારત આદિમાં દુર્યોધન, ભીમ આદિના ચરિત્રપ્રસંગમાં આવતા મલ્લ અને મલ્લયુદ્ધના નિર્દેશ બાદ કરીએ તો, એ પ્રકારના ઉલ્લેખો કે કથાનકો પ્રાચીન સાહિત્યમાં વિરલ છે. ગુર્જર-દેશમાં મલ્લવિદ્યાની પરંપરા ઘણી પ્રાચીન છે અને ગુજરાતના જ્યેષ્ઠીમલ્લ બ્રાહ્મણોમાં કંસ રાજાના બ્રાહ્મણ મલ્લોની પરિપાટીનું સાતત્ય જોવું વધુ પડતું નથી.[૮]

આપણા અભ્યાસપાત્ર કાલખંડમાં ખેતીની જમીનની માલિકી ખેડૂતોની વ્યક્તિગત હશે અને રાજ્યની માલિકી નકામી અને પડતર જમીન પૂરતી હશે એમ જણાય છે. એ સમયે ગુજરાતનો મુખ્ય વ્યવસાય ખેતી હતો, અને ખેતીના વિકાસ પ્રત્યે રાજ્ય તરફથી પૂરતું ધ્યાન અપાતું હશે. સુદર્શન સરોવરનું બાંધકામ, એમાંથી કાઢેલી નહેરો, એનો બંધ તૂટી જતાં પ્રજામાં વર્તેલો હાહાકાર અને રાજ્યના ઉચ્ચાધિકારીઓ દ્વારા રાજ્યને ખર્ચે થયેલું એનું સમારકામ–એ બધી વિગતોથી એનું સમર્થન થાય છે.[૯]

ગુજરાતની પ્રજા, લાંબા સમુદ્રકિનારાને કારણે, પ્રાચીન કાળથી જ વેપાર-વણજમાં મોખરે હતી. ગ્રીક લખાણવાળા અને સિકંદરના અનુયાયી રાજા અપલદત્ત અને મિનેન્દ્રની છાપવાળા સિક્કાઓનું ચલણ બારિગાઝા(ભરૂચ)માં છે તેમજ દેશી ચલણના બદલામાં જેના ઉપર સારો વટાવ મળે છે તેવા સોના–ચાંદીના સિક્કા ત્યાં ઊતરે છે, એ પ્રકારના 'પેરિપ્લસ'ના લેખકે એ ગ્રંથમાં કરેલા ઉલ્લેખોથી સૂચિત થાય છે કે ક્ષત્રપકાલના આરંભમાં વિદેશો સાથે, ખાસ કરીને ગ્રીસ અને રોમ સાથે, ગુજરાતનો બહોળો વેપાર ચાલતો હતો.[૧૦] ભરુકચ્છનો રાજા નભોવાહન (નહપાન) કોશસમૃદ્ધ હતો એવી સ્પષ્ટ નોંધ આગમસાહિત્યમાં છે. ભરૂચ બંદર પ્રાક્-ક્ષત્રપ કાલમાં પણ સંભવે છે; જોકે એની ખરી જાહોજલાલી ક્ષત્રપકાલમાં જોવા મળે છે. ભરૂચ ઉપરાંત સોપારક-સોપારા દરિયાઈ વેપારનું મોટું કેંદ્ર હતું. આ સિવાય દ્વારકા, માંગરોળ, પ્રભાસ, ગોપનાથ, હાથબ, વલભી, ઘોઘા, નગરા વગેરે સમુદ્રતટે કે સમુદ્રની નજીક આવેલાં સ્થાનો વેપારનાં કેંદ્રો તરીકે સુસ્થાપિત થયાં હતાં એમ જણાય છે. જૈન આગમસાહિત્યમાં કેટલેક સ્થળે ભરુકચ્છને 'દ્રોણમુખ' કહ્યું છે. જલ અને સ્થલ એમ બંને માર્ગે જ્યાં વેપાર માટે જઈ શકાય તે દ્રોણમુખ; એના ઉદાહરણ તરીકે ભરુકચ્છ અને તામ્રલિપ્તિનાં નામ આપવામાં આવ્યાં છે. વેપારનું કેંદ્ર હોય તેવા નગરને "પત્તન" પણ કહેવામાં આવતું. "પત્તન" બે

પ્રકારનાં હોય : જ્યાં જલ માર્ગે માલ આવે તે જલપત્તન, જેમકે દ્વીપ (દીવ) અને કાનનદ્વીપ ( ? ); જ્યાં સ્થલમાર્ગે માલ આવે તે સ્થલપત્તન, જેમકે મથુરા અને આનંદપુર. વળી કેટલાક ટીકાકારોએ પ્રાકૃત "પટ્ટણ" શબ્દનાં "પટ્ટન" અને "પત્તન" એવાં બે સંસ્કૃત રૂપો સ્વીકારીને બંનેના જુદા અર્થ આપ્યા છે; જ્યાં નૌકાઓ મારફત જવાય તે "પટ્ટન" અને જ્યાં ગાડામાં કે ઘોડે બેસીને તેમજ નૌકાઓ દ્વારા જવાય તે "પત્તન"; જેમકે ભરુકચ્છ.[૧૧]

ભરૂચ બંદરેથી નિકાસ થતા અને ત્યાં આયાત થતા માલની વિગતો "પેરિપ્લસ"માંથી મળે છે. કઠ ( coptus ), જટામાંસી ( spikenard ), ગૂગળ, હાથીદાંત, અકીક, પન્ના, હરતાળ, સુતરાઉ અને રેશમી કાપડ, મુલાયમ કાપડ, મોટી પીપર તેમજ ભારતનાં અન્ય બજારોમાંથી આવતી બીજી ચીજોની આ બંદરેથી નિકાસ થતી. પોકલેશ (પુષ્કલાવતી), કાસ્પપાઈરી (આજનું કાશ્મીર), પારોપાનીસી (હિન્દુકુશ), કાબોલિતિક (કાબુલની આસપાસનો પ્રદેશ), સિથિયા, ઓઝીની (ઉજ્જન) તેમજ સુરાષ્ટ્ર અને બારિગાઝા આસપાસના મુલકની જરૂરિયાતની બધી ચીજો અને અકીક, પન્ના, હિંદી મલમલ, મુલાયમ કાપડ, જટામાંસી, કઠ, ગૂગળ જેવી ચીજો બારિગાઝા આવતી અને પછી તેઓની નિકાસ થતી. વિદેશી દારૂ, તાંબું, કલાઈ, સીસું, પરવાળાં, પોખરાજ, બધી તરેહનું કાપડ, કમરબંધ, લવિંગ, અપારદર્શક જાડો કાચ, હિંગળો, મમીરો (antimony), સોનારૂપાના સિક્કા, રૂપાનાં વાસણ અને લેપ જેવી ચીજોની આ બંદરે આયાત થતી.[૧૨]

આમ ભરુકચ્છ જલમાર્ગે તેમજ સ્થલમાર્ગે વેપારનું મોટું મથક હતું. મુખ્યત્વે આ દૃષ્ટિએ પ્રદ્યોત જેવા માળવાના રાજાને ભરુકચ્છ ઉપર આધિપત્ય જાળવવાની જરૂર લાગી હશે, કેમકે ચારે બાજુ જમીનથી ઘેરાયેલ સમૃદ્ધ અવંતીની લક્ષ્મી એકેય બંદર વિના રૂંધાતી હતી. પ્રાચીન સાહિત્યના પુરાવા દર્શાવે છે કે ઠેઠ ઈ. પૂ. પાંચમી સદીથી માંડી, આ કારણે, ભરુકચ્છ કોઈ વાર ઉજ્જયિનીના, કોઈ વાર પ્રતિષ્ઠાનના, અને કોઈ વાર ગુજરાતના શાસનમાં હોય, એવું ચાલ્યા કરતું હતું. ભારતના હૃદયભાગમાં આવેલ ઉજ્જયિની અને પશ્ચિમ કિનારાના સૌથી ધીકતા બંદર ભરુકચ્છ વચ્ચે ગાઢ વેપારી સંબંધ હતો. ઉજ્જયિની પરાપૂર્વથી સામ્રાજ્યોની રાજધાની હોઈ એની સમૃદ્ધિ સવિશેષ હોય એમ બને. "કુત્રિક" એટલે ત્રિભુવનની તમામ વસ્તુઓ જેમાં મળે એવો "આપણ" એટલે દુકાન તે "કુત્રિકાપણ". પ્રદ્યોત જ્યારે અવંતિ-જનપદ ઉપર રાજ્ય કરતો હતો ત્યારે ઉજ્જયિનીમાં આવા નવ કુત્રિકાપણ હતા. ભરુકચ્છના કોઈ વેપારીએ ઉજ્જયિનીના એક કુત્રિકાપણમાંથી એક ભૂત ખરીદ્યો હતો; વણિકની બુદ્ધિથી

પોતે પરાજિત થયો એની યાદગીરીમાં ભૂતે ભરુકચ્છની ઉત્તરે બાર યોજન દૂર "ભૂતતડાગ" નામે તળાવ બાંધ્યું હતું એવી અનુશ્રુતિ નોધાઈ છે. આ પ્રકારની લોકવાર્તાઓ કુત્રિકાપણના વૃત્તાંત સાથે વણાઈ ગઈ છે એ વસ્તુ બતાવે છે કે કુત્રિકાપણ જ્યારે ભૂતકાળની વસ્તુ બની ગઈ હશે ત્યારે પણ લોકમાનસે એની સ્મૃતિ કેવી રીતે સંઘરી રાખી હતી. ઉજ્જયિનીની વાણિજ્યિક સમૃદ્ધિ અને ભરુકચ્છનો એ સાથેનો ગાઢ સંપર્ક પણ એમાંથી ફલિત થાય છે.[13]

પ્રાચીન કાળનાં અન્ય બંદરોની જેમ ભરૂચ બંદરે પણ ગુલામોનો વેપાર ચાલતો હશે. યુધિષ્ઠિરના રાજસૂય પ્રસંગે આવેલી ભેટોમાં, ભરુકચ્છવાસીઓ દાસીઓ લાવ્યા હતા એમ "મહાભારત"ની એક પાઠપરંપરામાં છે.[14] ભરુકચ્છમાં આવેલા એક પરદેશી વેપારીએ કપટી શ્રાવકપણું ધારણ કરીને કેટલીક રૂપવતી સાધ્વીઓને પોતાના વહાણ ઉપર બોલાવી એમનું હરણ કર્યું હતું.[15] ગિરિનગર –જૂનાગઢની ત્રણ નવપ્રસૂતા સ્ત્રીઓ ઉજ્જયંત ઉપર ગઈ હતી ત્યારે ચોરો એમનું હરણ કરી ગયા હતા અને પારસકૂલ–ઈરાની અખાતના કિનારા ઉપર એમને વેચી દીધી હતી, એવું પણ એક પ્રાચીન કથાનક છે.[16] ગિરિનગર પાસેનાં જલપત્તનો પૈકી પ્રભાસ અથવા એના વેલાકૂલ–બંદર (વેરાવળ)થી ઈરાની અખાત સુધી વહેવાર ચાલતો હશે. "રાજપ્રશ્નીય", સૂ. ૮૩માં જુદા જુદા દેશોમાંથી આવેલી દાસીઓની યાદી આપી છે તેમાંથી પણ જગતભરમાં વ્યાપેલા ગુલામોના વેપારનું સૂચન થાય છે.[16અ]

પરદેશથી ધાન્યભરેલાં વહાણ આવતાં સોપારામાં એક વાર દુર્ભિક્ષનો સુભિક્ષ થયો હતો, અર્થાત્ પરદેશથી ધાન્યની આયાત પણ થતી હતી. વેપારીઓની શ્રેણી કે મહાજન (Trade Guild) વિશે પણ કેટલીક માહિતી મળે છે. "નિશીથચૂર્ણિ"- (આશરે ઈ. સ.નો સાતમો સૈકો)માં નોંધાયેલી એક અનુશ્રુતિ પ્રમાણે સોપારામાં વેપારીઓનાં પાંચસો કુટુંબો હતાં. એમનો કર માફ થયેલો હતો, પણ ત્યાંના રાજાએ મંત્રીના કહેવાથી એમની પાસે કર માગ્યો, પરંતુ "એમ કરવાથી પુત્ર-પૌત્રાદિએ પણ કર આપવો પડશે" એમ સમજીને વેપારીઓએ ના પાડી. રાજાએ કહ્યું કે "કર ન આપવો હોય તો અગ્નિપ્રવેશ કરો". આથી પાંચસો વણિક પોતાની સ્ત્રીઓ સાથે અગ્નિપ્રવેશ કરીને મરણ પામ્યા. આ વણિકોએ અગાઉ સોપારામાં પોતાનું એક સભાગૃહ કરાવ્યું હતું તેમાં પાચસો સાલભંજિકાઓ હતી. પાંચસો પૂતળીઓવાળું સભાગૃહ એ દૃષ્ટિએ નોંધપાત્ર હશે અને એ બંધાવ-નાર મહાજનની પણ સમૃદ્ધિ સૂચવે છે. માફ કરેલો કર રાજાએ લેવા ધાર્યો એ સામે વિરોધ કરતા બધા વેપારીઓ મરણ પામ્યા, એ વસ્તુ પણ પ્રાચીન શ્રેણીઓના

સંગઠનના પ્રતીક જેવી છે. "નિશીથ સૂત્ર"ની ચૂર્ણિના પૂર્વતર ભાષ્યમાંયે આ અનુશ્રુતિ નોંધાઈ છે તે એની પ્રાચીનતા સૂચવે છે.[૧૭]

કારીગરોની શ્રેણી સંજોગવશાત્ સ્થળાંતર કરીને એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જતી. લાટ પ્રદેશમાંથી મધ્ય પ્રદેશના દશપુર( મંદસોર )માં જઈ વસેલા પટ્ટવાયો (પટવા—પટોળાં વણનાર કારીગરો)ની શ્રેણીએ ત્યાં ઈ. સ. ૪૩૬માં સૂર્યનું મંદિર બાંધ્યું હતું.

આર્ય સમુદ્ર એક વાર વિહાર કરતા સોપારક ગયા ત્યારે એમના અનુયાયી, ત્યાંના બે શ્રાવકોમાં એક શાકટિક–ગાડાં ચલાવનાર અને બીજો વૈકટિક–દારૂ ગાળનાર હતો, એ બતાવે છે કે દારૂ ગાળવાનો વ્યવસાય બહુ હલકો નહિ ગણાતો હોય. પાસેના મહારાષ્ટ્રમાં પણ કલાલો બહિષ્કૃત ગણાતા નહોતા અને એમની સાથે બીજાઓ ભોજન લઈ શકતા એવા અન્ય પ્રાચીન ઉલ્લેખની તુલના આ સાથે કરવા જેવી છે.[૧૮] કોક્કાસ એ સોપારકનો એક નિષ્ણાત યાંત્રિક હતો. એ એક રથકારની દાસીમાં બ્રાહ્મણથી ઉત્પન્ન થયેલો હતો. રથકારની બધી વિદ્યા એણે શીખી લીધી હતી. એક વાર સોપારકમાં દુષ્કાળ પડતાં એ ઉજ્જયિની આવ્યો. ત્યાં એણે યંત્રકપોત બનાવ્યા અને રાજા માટે યાંત્રિક ગરુડ પણ તૈયાર કર્યો.[૧૯] "વસુદેવ-હિંડી" અનુસાર, કોક્કાસ યવન દેશમાં જઈને એ દેશના સાર્થવાહો અને વહાણવટીઓના એક સુથાર પાસેથી ઊડતાં યંત્રો બનાવવાની કળા શીખી આવ્યો હતો અને પછી દેશમાં આવીને એણે એવાં યંત્રો તૈયાર કર્યાં હતાં.[૨૦]

વિકસિત વેપારવણજ વસ્તુઓના કેવળ વિનિમયને આધારે ન સંભવે; એ માટે નાણાં અને નાણાવટની અપેક્ષા રહે. પ્રારંભમાં કોડી જેવી ચીજોનો અને ત્યાર પછી ચાંદી, તાંબું કે અન્ય ધાતુઓના ટુકડાઓનો નાણાં તરીકે ઉપયોગ થવા લાગ્યો. એ ટુકડા ચોરસ, લંબચોરસ, ગોળ કે લંબગોળ બનવા લાગ્યા. એવા ટુકડાઓ ઉપર નાણાવટીઓનાં, એમની શ્રેણીઓનાં કે રાજ્યકર્તાઓનાં અમુક ચિહ્ન અંકિત કરવાની પ્રથા પાછળથી શરૂ થઈ. આવા સિક્કાને ચિહ્નાંકિત કે આહત (punch-marked) સિક્કા કહે છે. ભારતમાં જૂનામાં જૂના સિક્કા આ પ્રકારના છે. આ સિક્કા ઉપર પશુ, પક્ષી, વૃક્ષ, આયુધો કે અન્ય સાંકેતિક આકૃતિઓ જોવામાં આવે છે. એમાંના પ્રત્યેક ચિહ્નનો અર્થ સમજાવવો મુશ્કેલ છે; જોકે એમાં અમુક અક્ષરો વંચાતા હોવાને આધારે કેટલાક રાજાઓનાં નામ એમાંથી કાઢવામાં આવ્યાં છે. આ સિક્કાઓનો પ્રાચીનકાળ નિદાન ઈ.પૂ. ૧૦૦૦

થી ઈ. સ. ના આરંભ સુધી ગણવામાં આવે છે.[૨૦ અ] આવા સિક્કા ગુજરાતમાં અનેક સ્થળોએથી મળ્યા છે ( આકૃતિ ૫૭ ).[૨૦ બ] એનું વજન લગભગ ૩૨ રતી હોય છે.

સિકંદરના આક્રમણ પછી વાયવ્ય સરહદ અને અફઘાનિસ્તાનના ભારતીય-યવન રાજ્યની સ્થાપના થઈ. એના રાજાઓ પૈકી મિનેન્દરે ઈ. સ. પૂર્વે ૧૫૦ ના અરસામાં ગુજરાત અને માળવાના રાજાઓને હરાવ્યા હતા અને ગુજરાતની સરહદે આવેલું સિંધ પણ એના તાબામાં હતું એ વખતે એના સિક્કા ગુજરાતમાં પ્રચલિત થયા હોય એ સંભવે છે. એ પછી ત્રણસો-ચારસો વર્ષ સુધી ગુજરાતના ક્ષત્રપ, શર્વ અને ગુપ્ત સિક્કાઓ ઉપર ભારતીય-યવન અર્ધ-દ્રમ્મની સ્પષ્ટ અસર જણાય છે. સિક્કા ઉપર રાજાની મુખાકૃતિ છાપવાનો આરંભ ભારતમાં સૌ પ્રથમ ગ્રીકોએ કર્યો, અને પછીના સિક્કા ઉપર એ અસર ચિરંજીવ બની ગઈ.

ગુજરાતમાં મિનેન્દર અને અપલદત(રાજા)ના સિક્કા મળે છે ( આકૃતિ ૫૮-૫૯ ). પેરિપ્લસના સમય સુધી એ ભરૂચમાં ચલણમાં હતા.[૨૧]

ક્ષત્રપ વંશનો ઇતિહાસ જાણવાનું મુખ્ય સાધન સિક્કા છે. ક્ષત્રપ રાજાઓની આનુપૂર્વી સિક્કાઓને આધારે નક્કી કરી શકાઈ છે. પશ્ચિમી ક્ષત્રપોના ચાંદીના ગોળ નાના બહુસંખ્ય સિક્કા મળ્યા છે. ચાંદી ઉપરાંત તાંબાના, પોટનના (અર્થાત્ તાંબું, જસત, કલાઈ અને સીસું એ ચાર ધાતુઓના મિશ્રણથી બનેલી ધાતુના ) અને સીસાના સિક્કા પણ થોડાક મળ્યા છે. ક્ષત્રપોના સિક્કાઓમાં વિદેશી અને દેશી ઉભય પદ્ધતિઓનું મિશ્રણ જોવામાં આવે છે. સિક્કાઓના અગ્ર-ભાગ ઉપર ગ્રીક અક્ષરો અને રાજાની મુખાકૃતિ છાપવાની પદ્ધતિ વિદેશી અસર સૂચવે છે, તો પૃષ્ઠભાગ ઉપર બ્રાહ્મી લિપિમાં પ્રાકૃત સંસ્કૃત ભાષાનું લખાણ ભારતીય અસર સુચવે છે; જો કે આરંભકાળના ત્રણેક રાજાઓ બ્રાહ્મી ઉપરાંત ખરોષ્ઠી લિપિ પણ પ્રયોજે છે.[૨૧] ક્ષત્રપોમાં જૂનામાં જૂના સિક્કા ક્ષહરાત ભૂમકના અને નહપાનના છે ( આકૃતિ ૬૦-૬૧ ). નહપાનના રાજ્યકાળના ઉત્તર ભાગમાં દક્ષિણાપથના ગૌતમીપુત્ર શાતકર્ણિએ ગુજરાતમાં પોતાનું રાજ્ય વિસ્તાર્યું હશે, કેમકે મૂળ નહપાનના સિક્કા ઉપર ગૌતમીપુત્રની છાપ મારી હોય તેવા હજારો સિક્કા મળ્યા છે; જોકે પાછળથી ગુજરાતની જરૂરિયાત અનુસાર ગ્રીક અર્ધ-દ્રમ્મની આકૃતિના સિક્કા એણે પડાવ્યા હતા. કાર્દમક ક્ષત્રપ રાજકુલના સ્થાપક ચાષ્ટને આરંભેલી પરિપાટી પ્રમાણે, ચાંદીના સિક્કા ઉપર રાજાની સાથે એના પિતાનું નામ પણ અંકિત કરેલું હોઈ અસંદિગ્ધ વંશાવલી મળી રહે છે.

વળી એ વંશના પાંચમા રાજા રુદ્રસિંહ ૧ લાએ ચાલુ કરેલી પ્રથાનુસાર, ચાંદીના સિક્કા ઉપર રાજાની મુખાકૃતિની પાછળ શક સંવતમાં વર્ષનો ઉલ્લેખ હોઈ પ્રત્યેક રાજાના રાજ્યકાળનો પણ નિર્ણય થઈ શકે છે. જોકે બીજી ધાતુઓના ઘણા સિક્કા ઉપર વર્ષ કે લેખ હોતો નથી અને તેથી એ સિક્કા કયા રાજાના કે કયા સમયના છે એ ખાતરીપૂર્વક કહી શકાતું નથી,[૨૨] તોપણ એક સામાન્ય કથનરૂપે તો ઉપરનું વિધાન સાચું છે. ક્ષત્રપોના સિક્કાઓમાં વપરાયેલી ચાંદી રાજસ્થાનની ખાણોમાંથી આવી હોવાનો અભિપ્રાય, એ સિક્કાઓની રાસાયનિક આદિ તપાસથી પ્રાપ્ત થયેલા પુરાવાઓ દ્વારા હમણાં વ્યક્ત થયો છે.[૨૩] ક્ષત્રપોના ચાંદીના સિક્કા "કાર્ષાપણ" તરીકે ઓળખાતા એવું અનુમાન કરવામાં આવ્યું છે. "કર્ષ" અને "પણ" એ બે શબ્દોનો "કાર્ષાપણ" બન્યો છે. "કર્ષ" એક વજન છે. આથી કર્ષ વજનનો સિક્કો તે કાર્ષાપણ, એમ જણાય છે. એનું પ્રાકૃત રૂપ "કાહાવણ" એવું "અંગવિજ્જા" પ્રકીર્ણકમાં આપ્યું છે. સિક્કાનું "ખત્તપક" (સં. क्षत्रपक) એવું નામ પણ એમાં છે. એ ક્ષત્રપોના મુખ્ય ચલણ "કાર્ષાપણ"નો પર્યાય હશે ? 'અંગવિજ્જા' પ્રકીર્ણકમાં 'સતેરક' નામે સિક્કાનો ઉલ્લેખ છે તે ભારતીય-યવન રાજાઓના ચલણનો 'સ્ટેટર' (stater) છે. બૌદ્ધ "વિનયપિટક" પરની "સમંતપાસાદિકા" ટીકામાં માળવા અને સૌરાષ્ટ્રના ચાંદીના સિક્કાને "રુદ્રદામક" કહ્યો છે, એ તો શાસક રુદ્રદામાના નામ ઉપરથી છે. રુદ્રદામાએ પડાવેલા સિક્કા "રુદ્રદામક" કહેવાતા હશે.

અંદાજે આ સમયમાં બોધિ નામે વંશ ગુજરાત ઉપર રાજ્ય કરી ગયો. એના અસ્તિત્વ માટે સિક્કા સિવાય બીજો કોઈ પુરાવો હજી મળ્યો નથી. એનાં રાજ્યકાલ અને રાજ્યસીમા વિશે પણ નિશ્ચયપૂર્વક કશું કહી શકાય એમ નથી, એ વંશ એ કાળે કયા નામે ઓળખાતો હશે એ વિશે પણ નક્કી ન કહેવાય. એના રાજાઓનાં નામોના ઉત્તર ભાગમાં "બોધિ" શબ્દ આવે છે, તેથી જ એ વંશને સંશોધકોએ બોધિવંશ કહ્યો છે. સિક્કાઓ ઉપરથી શ્રીબોધિ, શિવબોધિ, ચન્દ્રબોધિ અને વરબોધિ એવાં એ રાજાઓનાં નામ મળે છે. એમના સિક્કા સીસાના છે. એની બીજી બાજુ કોરી હોય છે.[૨૪] સમયનિર્દેશવાળા સિક્કા મળે તો જ આ રાજવંશ ઉપર કંઈક વધુ પ્રકાશ પડે.

પાંચમી સદીના પહેલા દસકામાં પ્રાયઃ ગુજરાત ઉપર ગુપ્તવંશના ચંદ્રગુપ્ત બીજા અથવા વિક્રમાદિત્યનું શાસન સ્થપાયું અને ત્યારપછી ગુપ્ત રાજાઓના સિક્કા ગુજરાતમાંથી મળવા શરૂ થાય છે. ગુપ્તયુગનું સાહિત્ય તેમજ ચિત્રકલા અને શિલ્પસ્થાપત્ય પ્રશંસનીય છે તેમ એ કાલના સિક્કાઓની કારીગરી પણ આકર્ષક

છે. ગુપ્ત રાજાઓ વૈષ્ણવ હતા. એમના સિક્કાઓ ઉપરની ગરુડની આકૃતિ તેમજ લખાણોથી પણ એ જણાય છે. ગુપ્ત રાજાઓ સામાન્યતઃ સોનાના અને તાંબાના મોટા સિક્કા પડાવતા, પણ ગુજરાતમાં ગુપ્ત-શાસન સ્થપાયા પછી એમણે પશ્ચિમ ભારત માટે સ્થાનિક ઢબના સિક્કા પડાવ્યા.[૨૫] માળવા અને ગુજરાતમાં ક્ષત્રપકાલ પહેલાંથી ચાંદીના નાના સિક્કા-લગભગ અર્ધા ઇંચ વ્યાસવાળા અને વજનમાં ૩૫ થી ૪૦ ગ્રેનના-પ્રચલિત હતા, તેવા એમણે પડાવ્યા. ક્ષત્રપ સિક્કા ઉપર વર્ષ શક સંવતમાં અપાતાં, પણ ગુપ્ત સિક્કા ઉપર એ ગુપ્ત સંવતમાં અપાવા લાગ્યાં. ચંદ્રગુપ્ત પહેલાના રાજ્યારોહણના વર્ષથી (ઈસ. ૩૧૯-૨૦થી) ગુપ્ત સંવત શરૂ થાય છે. પશ્ચિમ ભારતમાં સૌ પ્રથમ સિક્કા પડાવનાર ગુપ્ત રાજા ચંદ્રગુપ્ત બીજો છે અને એનો પહેલો સિક્કો ગુપ્ત સં. ૯૦( ઈ. સ. ૪૦૯ )નો મળ્યો છે. ચંદ્રગુપ્ત બીજાના રાજ્યકાલનો ઈ. સ. ૪૧૪માં અંત આવ્યો હોઈ એના થોડાક જ સિક્કા ઉપલબ્ધ છે.

ચંદ્રગુપ્ત બીજાના પુત્ર કુમારગુપ્તે ગુજરાત ઉપર લગભગ ચાળીસ વર્ષ રાજ્ય કર્યું હોઈ એના બહુસંખ્ય સિક્કા ગુજરાતમાંથી મળ્યા છે (આકૃતિ ૬૪). અમરેલી, સાણંદ અને આણંદમાંથી કુમારગુપ્તના સિક્કાઓના નિધિઓ મળ્યા છે તથા અમદાવાદ, ખેડા, ભાવનગર, મોરબી, જૂનાગઢ. વલભીપુર, ભૂજ વગેરેથી એના સિક્કા જડયા છે.[૨૬] ચાંદીના સિક્કા પછી કેવળ ગુજરાતમાં મર્યાદિત ન રહેતાં ઉત્તર પ્રદેશમાં પણ પ્રચલિત થયા જણાય છે. એ સિક્કાઓમાં ગરુડને સ્થાને મયૂરની આકૃતિ અંકિત કરાતી.[૨૭] કુમાર-કાર્તિકેયના વાહન પ્રત્યે આમ કુમારગુપ્તને પક્ષપાત દાખવવાનું મન થયું હશે, પણ સિક્કા ઉપરના લખાણમાંના, એને વિશેના "પરમ ભાગવત" વિશેષણથી એ શૈવ નહિ, પણ વૈષ્ણવ હતો, એ સ્પષ્ટ થાય છે. કુમારગુપ્તના સિક્કાઓનો એક નિધિ મહારાષ્ટ્રના સતારા જિલ્લામાંથી મળ્યો છે, પણ ગુપ્તોની સત્તા ત્યાં સુધી પ્રસરી નહોતી, એટલે ગુજરાતમાંથી એ સિક્કા વેપારી કે અન્ય સંબંધોને નાતે ત્યાં ગયા હશે એવું અનુમાન થાય છે.[૨૮] સમુદ્રગુપ્ત, કાચગુપ્ત ( રામગુપ્ત ? ), ચંદ્રગુપ્ત બીજો તથા કુમારગુપ્ત ૧ લાના સોનાના સિક્કા પણ ગુજરાતમાંથી કવચિત્ મળ્યા છે.[૨૯]

કુમારગુપ્તના પુત્ર સ્કંદગુપ્તના સિક્કાઓની રચના ઉપર પ્રમાણે જ છે (આકૃતિ ૬૫),[૩૦] પણ કેટલાકમાં ગરુડને બદલે નંદીનું પ્રતીક હોય છે,[૩૧] જોકે રાજાને બિરુદ તો "પરમ ભાગવત" લગાડેલું હોય છે. આ પહેલાંના સિક્કાઓમાં ગ્રીક લિપિના અસ્પષ્ટ અક્ષરો જોવામાં આવતા તેનો હવે લોપ થાય છે. ગ્રીક લિપિ પ્રત્યે રાજા અને પ્રજાનું, દેખીતાં કારણસર, દુર્લક્ષ થતું

જતું હતું, છતાં ગુપ્તકાલ સુધી ગ્રીક ભાષાનો અભ્યાસ ગુજરાતમાં કંઈક પ્રચલિત હતો એમ સિક્કાઓને આધારે કહેવું વધારે પડતું નથી.

આપણા અભ્યાસપાત્ર કાલખંડના છેવટના ભાગમાં દક્ષિણ ગુજરાત અને મહારાષ્ટ્ર ઉપર રાજ્ય કરનાર ત્રૈકૂટક વંશનું અસ્તિત્વ સિક્કાઓ દ્વારા જ જણાય છે. એ વંશના દહ્રસેન અને વ્યાઘ્રસેનના સિક્કા મળ્યા છે. એમનો સમય લગભગ ઈ.સ. ૪૫૧ થી ઈ.સ. ૪૯૦ સુધીનો છે. એ રાજાઓ પણ પોતાને 'પરમ ભાગવત' કહે છે. એમના સિક્કાઓમાં પણ બ્રાહ્મી લિપિમાં સંસ્કૃત લખાણ ઉપરાંત રાજાની મુખાકૃતિ સાથે અસ્પષ્ટ ગ્રીક અક્ષરો હોય છે.[૩૨]

(ઈ.સ. પૂર્વે પાંચમી સદીથી ઈ.સ. પૂર્વે બીજી સદી સુધીમાં ત્રણસો વર્ષોમાં ક્યારેક રચાયેલા) "બૌધાયન ધર્મસૂત્ર" જેવા પ્રાચીન ગ્રંથમાં "સમુદ્રસંયાન"નો અર્થાત્ ટીકાકાર ગોવિંદસ્વામીના શબ્દમાં કહીએ તો "દ્વીપાંતરગમન"નો વિશેષતઃ બ્રાહ્મણો માટે નિષેધ કર્યો છે. એ બતાવે છે કે દ્વીપાંતરગમન સાધારણ ઘટના હતી. લાંબા સમુદ્રકિનારાને કારણે અને એ કિનારા ઉપરનાં નાનાંમોટાં અનેક બંદરોને કારણે ગુજરાતના પરરાષ્ટ્રિય અને સાંસ્થાનિક સંબંધ ઘણા પ્રાચીન છે, જોકે આટલા પ્રાચીન સમયને માટે ઉપલબ્ધ પ્રમાણસામગ્રી ઝાઝી નથી. "જે જાય જાવે તે કદી ન પાછો આવે, અને આવે તો પરિયાંનાં પરિયાં ચાવે તેટલું ધન લાવે" તથા "લંકાની લાડી અને ઘોઘાનો વર" જેવી પરંપરાગત ઉક્તિઓ પ્રાચીન વૃત્તાંતોને સાચવે છે. સિલોનમાં રચાયેલ પાલિ ગ્રંથો "દીપવંસ" (ઈ.સનો ચોથો સૈકો) અને "મહાવંસ" (ઈ.સ.નો છઠ્ઠો સૈકો) અનુસાર, સિંહલદ્વીપ અથવા લંકાની સંસ્કૃતિનો આરંભ લાટના રાજા સિંહબાહુના પુત્ર વિજયના આગમનથી થયો હતો, અને એ ટાપુનું સિંહલદ્વીપ નામ, ત્યાં આર્ય વસાહતની સ્થાપના અને ભારતીય આર્ય ભાષા સિંહાલીનો ત્યાં ઉદ્ગમ અને વિકાસ પણ એને આભારી છે. વિજય અપુત્ર હોઈ એણે સુરાષ્ટ્રથી તેડાવેલો એનો ભાઈ પાંડુ વાસુદેવ સિલોનનો રાજા થયો અને એના વંશજોએ ત્યાં રાજ્ય કર્યું.[૩૩] ગુજરાત અને સિલોનનો સંપર્ક ત્યારપછી સૈકાઓ સુધી ચાલુ રહ્યો હશે. ગુજરાતથી જાવા જતાં વહાણ સિલોનનાં બંદરોએ થોભતાં એવી પ્રાચીન અનુશ્રુતિ છે.

સિલોનની એક રાજકુમારી સુદર્શનાએ ત્યાંથી ભરૂચ આવી, અશ્વાવબોધ તીર્થમાં 'શકુનિકાવિહાર' નામે જૈન મંદિર બંધાવ્યું હતું એવી અનુશ્રુતિ અનેક પ્રાચીન જૈન ગ્રંથોમાં નોંધાઈ છે, અને એનો નિર્દેશ કરતાં શિલ્પ અનેક જૈન મંદિરોમાં છે. એ પ્રસંગનો ચોક્કસ સમયનિર્ણય કરવો મુશ્કેલ છે, પણ વિજયે

સિલોનમાં વસાહત સ્થાપ્યા પછી કેટલાક સમય બાદ એ બન્યો હોય એ સંભવિત છે. ગુજરાતનો વિજય સિલોન ગયો તેમ સિલોનની એક રાજકન્યા ભરૂચ આવીને રહી અને ત્યાં એણે અનેકવિધ દાનપુણ્ય કર્યાં એટલું તથ્ય તો આ અનુશ્રુતિમાં હશે એમાં સંદેહ નથી. 'શકુનિકાવિહાર'માં જીર્ણોદ્ધાર અનેક વાર થયા. મુસ્લિમ સમયમાં 'શકુનિકાવિહાર'ની મસ્જિદ બની ગઈ. આજે પણ એ મસ્જિદ ભરૂચમાં છે; ગુજરાત અને સિલોનના સાંસ્કૃતિક સંપર્કની યાદ એ તાજી કરે છે.[૩૪]

એક સંનિવેશમાં બે દરિદ્ર ભાઈઓ હતા, તેઓએ સૌરાષ્ટ્રમાં જઈને એક હજાર રૂપક ઉપાર્જિત કર્યાં હતા એવું એક પ્રાચીન કથાનક જૈન આગમ સાહિત્યમાં છે.[૩૫] સુરાષ્ટ્રની વેપારી જાહોજલાલી અને દ્વીપાંતરગમનનો વિગતવાર ઉલ્લેખ "વસુદેવહિંડી"ના 'ગંધર્વદત્તા લંભક'માં મળે છે. પૈશાચી પ્રાકૃતમાં રચાયેલી, ગુણાઢ્યની લુપ્ત 'બૃહત્કથા'(ઈ.સ. નો પહેલો અથવા બીજો સૈકો)નું એ જૈન ધર્મકથા તરીકે રૂપાંતર હોઈ એમાંની કથાઓ, ખરેખર તો, એના કર્તા સંઘદાસગણિના સમય કરતાં જૂની છે. વેપારીઓ જુદા જુદા પ્રકારનો માલ વહાણોમાં ભરીને સમુદ્રમાર્ગે દેશપરદેશ ફરતા. સમુદ્રયાત્રા શરૂ કરતાં પહેલાં રાજ્યશાસનનો પટ્ટક લેવામાં આવતો અને પવન તથા શકુન અનુકૂળ હોય ત્યારે ધૂપદીપ કરીને વહાણ ચલાવવામાં આવતું. "વસુદેવહિંડી"માં ચારુદત્ત નામે એક વેપારીને સમુદ્રમાર્ગે અનેક દેશોનો પ્રવાસ કરતો વર્ણવ્યો છે. ચારુદત્ત પ્રિયંગુપટ્ટણ નામે એક બંદરેથી ઊપડે છે. એ પહેલાં ચીનસ્થાન અથવા ચીન અને ત્યાંથી સુવર્ણભૂમિ અથવા સુમાત્રા ગયો. પછી એ પૂર્વ અને દક્ષિણ દિશાનાં બંદરોએ ગયો અને ત્યાંથી પાછો ફરતાં એણે કમલપુર, યવદ્વીપ અથવા જાવા અને સિંહલ અથવા સિલોનમાં તથા પશ્ચિમ દિશાએ આવેલા બર્બર અને યવન દેશોમાં વેપાર કર્યો અને ઘણું ધન પેદા કર્યું. ઘર તરફ પાછા ફરતાં સુરાષ્ટ્રના કિનારા પાસે આવી પહોંચ્યો ત્યારે કિનારો દૃષ્ટિમર્યાદામાં હતો તે વખતે જ, સમુદ્રના તોફાનને કારણે એનું વહાણ ભાંગી ગયું. વહાણના એક પાટિયાને આધારે સાત રાત્રિઓ સમુદ્રમાં ગાળ્યા પછી "ઉંબરાવતી વેલા" નામથી ઓળખાતા કિનારા ઉપર મોજાંઓ વડે એ ફેંકાઈ ગયો. "આ ઉંબરાવતી વેલા" સુરાષ્ટ્ર અથવા કચ્છના કિનારાનું કોઈ સ્થાન હશે એવું અનુમાન થાય છે.[૩૬] આ સિવાય ખુશ્કી માર્ગે પણ અનેક ઘાંટીઓ વટાવીને હૂણ, ખસ અને ચીન ભૂમિ સાથે વેપાર ચલાવવામાં આવતો. ટંકણ દેશ અને ત્યાંની ટંકણ નામે પહાડી પ્રજા સાથે માલના વિનિમયનું પણ વર્ણન મળે છે.[૩૭] ટંકણ લોકો વિશેના ઉલ્લેખ જૈન આગમોની ટીકાઓમાં તેમજ મહાભારતમાં પણ છે. જૈન આચાર્ય કાલકાચાર્ય સુવર્ણભૂમિ

ગયા હતા એ અનુશ્રુતિ પ્રસિદ્ધ છે.[૩૮] એમાં ઉલ્લિખિત સુવર્ણભૂમિ એ સુમાત્રા અથવા એ નહિ તો બ્રહ્મદેશ સંભવે છે. કોક્કાસ યવન દેશમાં જઈને યંત્રવિદ્યા શીખી લાવ્યો હતો તેમ યવનદેશમાંથી આવેલા દૂતે પ્રધાનપુત્રને થયેલા કોઢનો ઇલાજ બતાવ્યો હતો, એ બતાવે છે કે ગ્રીકો અને ગ્રીસ સાથે સતત વ્યવહાર હતો.[૩૯] પાલીતાણા સાથે જેમનું નામ જોડાયેલું છે તે પાદલિપ્તાચાર્ય ગ્રીક મૂળના મુરુંડ વંશના રાજા સાથે તેમજ યવનો–ગ્રીકો સાથે ગાઢ સંપર્કમાં હતા એ સૂચવતાં ઘણાં કથાનક છે.[૪૦]

રોમ સાથે ગુજરાતને સતત અને જીવંત વાણિજ્યિક સંપર્ક હતો. માટીનાં રાતાં ચકચકિત વાસણો (Red Polished Ware) ના નાનામોટા ખંડિત અવશેષ ગુજરાતમાં અનેક સ્થળોએથી મળ્યા છે, એની કારીગરીનું મૂળ રોમન હોવાની અટકળ વિદ્વાનોએ કરેલી છે.[૪૧] ઈસવી સનની આરંભની સદીઓમાં પશ્ચિમ ભારતનો રોમ સાથેનો વેપાર વિકસેલો હતો, એ સમયે ભારતમાં આ કલા આવી હોય. વડોદરા પાસે અકોટામાંથી અને સાણંદ પાસેથી દારૂ ભરવાની રોમન કોઠી (amphora) ના અવશેષો મળ્યા છે તે આ દૃષ્ટિએ સૂચક છે. ગુજરાતમાં ક્યાંક રોમન સિક્કા મળ્યા છે તે પણ આ પરરાષ્ટ્રિય સંપર્કનું સમર્થન કરે છે. "દીનાર" નામે સુવર્ણના સિક્કા એ સમયે પ્રચલિત હતા. ઉપલબ્ધ પ્રાચીન પાઠપરંપરાઓ ઉપરથી પુનર્ઘટિત થયેલા મૂલ "પંચતંત્ર" માં (સમય ઈ. સ. ૧૦૦ અને ૫૦૦ની વચ્ચે), "વસુદેવ–હિંડી"માં (મૂલ પાઠ, પૃ. ૪૩, ૨૮૯), સંસ્કૃત સાહિત્યમાં તેમજ જૈન સૂત્રોની પ્રાકૃત ચૂર્ણિઓ અને સંસ્કૃત ટીકાઓમાં "દીનાર" શબ્દ સેંકડો વાર વપરાયેલો છે. "દીનાર" એ રોમન મૂળનો શબ્દ છે અને લૅટિન denarius ઉપરથી વ્યુત્પન્ન થયેલો છે. રોમ અને ભારતના વેપારી અને આર્થિક સંપર્કને પરિણામે ઈસવી સનની પહેલી અથવા બીજી સદીમાં ભારતમાં એ વપરાવો શરૂ થયો હશે એવું અનુમાન થાય છે. આંતરરાષ્ટ્રિય સંપર્કોની સ્મૃતિ ભાષાના પ્રયોગો દ્વારા કેવી રીતે સચવાઈ એનું એક લાક્ષણિક ઉદાહરણ અહીં મળે છે.

# પાદટીપો

૧. જમીનદાર, 'ક્ષત્રપકાલીન ગુજરાત : ઇતિહાસ અને સંસ્કૃતિ,' પૃ. ૪૭૨

૨. ભો. જ. સાંડેસરા, 'વસુદેવ-હિંડી' (ગુજરાતી ભાષાંતર), પ્રસ્તાવના, પૃ. ૩૦–૩૧

૩. એજન, પૃ. ૩૬–૩૭. દક્ષિણ ભારતના એક શિલાલેખ (Rice, *Mysore Inscriptions*, p. 197)માં જણાવ્યા પ્રમાણે, સ્થાનગુંડુરુ નામે અગ્રહારમાં વૈદ્યક, ભૂતવિદ્યા, તર્ક, કાવ્ય શસ્ત્રવિદ્યા અને કર્મકાંડ શીખવનારા આચાર્યો ઉપરાંત પાકશાસ્ત્રના પણ આચાર્ય હતા. "વસુદેવ–હિંડી" જેવા કથાગ્રન્થના ઉલ્લેખને, આથી, સમકાલીન ઐતિહાસિક દસ્તાવેજનું સબળ સમર્થન મળી રહે છે.

૪. Majmudar (Ed.), *Chronology of Gujarat*, Vol. I, pp. 31 f.

૫. ભો. જ. સાંડેસરા, 'વસુદેવ–હિંડી', પ્રસ્તાવના, પૃ. ૩૭–૩૮. પ્રાચીન શસ્ત્રવિદ્યાની પરંપરા સદીઓ પહેલાં લુપ્ત થઈ હોવાને કારણે આ ઉલ્લેખોમાંની કેટલીયે પરિભાષા અને ક્રિયાઓના સ્પષ્ટ અર્થ આજે સમજી શકાતાં નથી. અલબત્ત, "કુમારસંભવ"ના ત્રીજા સર્ગના ૭૦ મા શ્લોક ઉપરની મલ્લિનાથની ટીકામાં વિશાખા આદિ સ્થાનોની સમજૂતી આપતા શ્લોક છે. "જંબુદ્વીપ-પ્રજ્ઞપ્તિ" ઉપરની શાંતિચંદ્રની વૃત્તિ(પત્ર ૨૦૧)માં પણ વિશાખાસ્થાનની સમજૂતી આપી છે.

૬. ભો. જ. સાંડેસરા, 'જૈન આગમ સાહિત્યમાં ગુજરાત', પૃ. ૧૧૧

૭. એજન, પૃ. ૬–૭

૮. મલ્લવિદ્યાવિષયક સ્વતંત્ર રચનાઓમાં અજ્ઞાતકર્તૃક 'મલ્લપુરાણ' (*Gaekwad's Oriental Series*, નં. ૧૪૪), તથા કલ્યાણીના ચૌલુક્ય રાજા સોમેશ્વર-કૃત સર્વસંગ્રહાત્મક સંસ્કૃત ગ્રંથ 'માનસોલ્લાસ'માંનું 'મલ્લવિનોદ' પ્રકરણ ગણાવી શકાય. આ બંને ગ્રન્થો મધ્યકાળના હોવા છતાં પ્રાચીન પરંપરાઓ જાળવી રાખે છે એમ માનવું વધારે પડતું નથી. ગુર્જર દેશમાં મલ્લવિદ્યાના ઇતિહાસ માટે જુઓ સાંડેસરા, 'જ્યેષ્ઠીમલ્લ જ્ઞાતિ અને મલ્લ-પુરાણ'.

૯. જમીનદાર, ઉપર્યુક્ત, પૃ. ૪૬૯–૭૦

૧૦. એજન, પૃ. ૪૬૫

૧૧. ભો. જ. સાંડેસરા, 'જૈન આગમ સાહિત્યમાં ગુજરાત', પૃ. ૧૧૦–૧૨

૧૨. પેરિપ્લસ (ગુજરાતી અનુવાદ), કંડિકા ૪૮–૪૯

૧૩. ભો. જ. સાંડેસરા, 'જૈન આગમ સાહિત્યમાં ગુજરાત', પૃ. ૪૪–૪૫, ૧૧૧–૧૨

૧૪. Majmudar (Ed.), *Chronology of Gujarat*, Vol. I, p. 47

૧૫. ભો. જ. સાંડેસરા, 'જૈન આગમ સાહિત્યમાં ગુજરાત', પૃ. ૧૧૨

૧૬. એજન, પૃ. ૬૬

૧૬અ. દાસ–દાસીથી ગુલામો અભિપ્રેત છે એ ચર્ચાસ્પદ છે (સં.).

૧૭. ભો. જ. સાંડેસરા, ઉપર્યુક્ત, પૃ. ૨૦૮

૧૮. એજન, પૃ. ૧૮૬, ૨૦૮

૧૯. એજન, પૃ. ૫૧

૨૦. ભો. જ. સાંડેસરા, "વસુદેવ-હિંડી" (ગુજ. ભાષાન્તર), પ્રસ્તાવના, પૃ. ૩૧

૨૦ અ. वासुदेव उपाध्याय, "भारतीय सिक्के", अध्याय २

૨૦ બ. M. R. Majmudar (*Ed.*), *Chronology of Gujarat*, Vol. I, pp. 37 f.

૨૦ ક. જુઓ ઉપર પ્રકરણ ૫.

૨૧. જમીનદાર, ઉપર્યુક્ત, પૃ. ૨૩૩

૨૨. એજન, પૃ. ૨૩૮

૨૩. એજન, પૃ. ૨૩૭

૨૪. Rapson, *Catalogue of the Andhra Dynasty, the Western Kṣatrapas, the Traikūṭaka Dynasty and the Bodhi Dynasty*, Introduction, pp. clxiv–clxv, 211

૨૫. M. R. Majmudar (Ed.), *Chronology of Gujarat*, p. 128

૨૬. જુઓ ઉપર પ્રકરણ ૯.

૨૭. A. S. Altekar, *The Coinage of the Gupta Empire*, pp. 228 ff.

૨૮. *Ibid.*, p. 217

૨૯. જુઓ ઉપર પ્રકરણ ૯.

૩૦. *Ibid*, pp. 250 ff.

૩૧. *Ibid*, pp. 252 ff.

૩૨. જુઓ ઉપર પ્રકરણ ૯.

૩૩. રાજકુમાર વિજય અને એના અનુયાયીઓ લાઢ–પૂર્વ બંગાળના કોઈ બંદરેથી નહિ, પણ ગુજરાતમાંથી સમુદ્રમાર્ગે સોપારા થઈને લંકા ગયેલા એ મત માટે જુઓ A. L. Basham, "Prince Vijaya and the Aryanization of Ceylon," *The Ceylon Historical Journal*, Vol. I, pp. 163 ff.

અન્ય મતો તથા આ પ્રશ્નની વિગતવાર ચર્ચા માટે જુઓ હવે પછી પરિશિષ્ટ ૧.

૩૪. ભો. જ. સાંડેસરા, 'ગુજરાત સાહિત્ય અને અનુશ્રુતિમાં સિલોન', "સંશોધનની કેડી", પૃ. ૧૬૬–૭૪

૩૫. ભો. જ. સાંડેસરા, "જૈન આગમ સાહિત્યમાં ગુજરાત", પૃ. ૨૦૪

૩૬. ભો. જ. સાંડેસરા, "વસુદેવહિંડી" (ગુજરાતી ભાષાન્તર), પૃ. ૧૮૮–૧૮૯

૩૭. એજન, પૃ. ૧૯૧

૩૮. ભો. જ. સાંડેસરા, "જૈન આગમ સાહિત્યમાં ગુજરાત", પૃ. ૩૯–૪૧

૩૯. ભો. જ. સાંડેસરા, "વાસુદેવ-હિંડી" (ગુજરાતી ભાષાન્તર), પૃ. ૪૭

૪૦. ભો. જ. સાંડેસરા, "જૈન આગમ સાહિત્યમાં ગુજરાત", પૃ. ૯૮

૪૧. M. R. Majmudar (Ed.), *Chronology of Gujarat*, Vol. I, pp. 97 f.; વળી જુઓ નીચે પ્રકરણ ૧૫.

પ્રકરણ ૧૨

# ભાષા અને સાહિત્ય

લગભગ ઈ. પૂ. ૩૨૦ થી લગભગ ઈ. સ. ૪૭૦ સુધીના આશરે આઠ શતાબ્દીના લાંબા સમય દરમ્યાન ગુજરાતનાં ભાષા અને સાહિત્યના અભ્યાસ માટેની પ્રત્યક્ષ સામગ્રી પ્રમાણમાં અલ્પ છે. જૂનાગઢના પાદરમાં, ગિરનારની તળેટીમાં આવેલા એક ખડક ઉપર ભારતના ત્રણ ઐતિહાસિક મહત્ત્વના લેખ કોતરેલા છે: એમાંનો એક તે સમ્રાટ અશોક(ઈ. પૂ. ૨૭૩-૨૩૭)નો પ્રાકૃત શાસન-લેખ; એની પ્રાકૃત ભાષા પશ્ચિમ ભારતમાં સર્વસામાન્ય રીતે સમજાતી હોવી જોઈએ. જૈન આગમસાહિત્યની એક વાચના સૌરાષ્ટ્રના વલભીમાં થઈ અને સમસ્ત જૈન શ્રુત વલભીમાં ઈ. સ. ના પાંચમા સૈકામાં લેખાધિરૂઢ થયું તેમાં આ પ્રદેશની બોલાતી ભાષાની કંઈક અસર અવશ્ય ઝિલાઈ હશે. "પાણિનીય શિક્ષા"ના લેખકે (નિદાન ઈ. પૂ. પાંચમો સૈકો) સૌરાષ્ટ્રની સ્ત્રીઓના નાસિક્ય ઉચ્ચારણનો નિર્દેશ કરતાં નીચેનો શ્લોક ટાંક્યો છે. :

यथा सौराष्ट्रिका नारी तक्रँ इत्यभिभाषते ।
तथा रङ्गाः प्रयोक्तव्याः खे अराँ इव खेदया ॥२६॥

ઈ. સ. ની પાંચમી સદી આસપાસ, અહીંના પ્રાચીન ભૂભાગમાં કોઈ સ્થળે, વાચક સંઘદાસગણિએ પ્રાકૃત ગદ્યમાં રચેલી, મહાકાય ધર્મકથા "વસુદેવ-હિંડી" (પૃ. ૨૮)માં ઉદ્ધૃત થયેલા એક પદ્યમાં અપભ્રંશનાં પણ રૂપ છે. જે કાલખંડની આપણે વાત કરીએ છીએ તેમાં પ્રારંભમાં પ્રાકૃતનું અને પાછળથી અપભ્રંશનું એક રૂપ લોકભાષા તરીકે પ્રચલિત હોવું જોઈએ.[1]

પ્રસ્તુત કાલખંડમાં તેમ ત્યાર પછી પણ સાહિત્યરચના અને વાઙ્મયોપાસનાની સરિતા ગુજરાતમાં કદી પણ કૃશાંગી નહોતી; પ્રાચીન કાલથી આ તરફ સોલંકી યુગની નજદીક આવતા જઈએ તેમ તે ઉત્તરોત્તર સુપુષ્ટ થતી

જણાય છે. એ વાઙ્મયનો સંક્ષિપ્ત પરિચય આપવા માટે પણ મોટો ગ્રંથ જોઈએ. પણ આ પ્રાચીન કાલખંડના સાહિત્યનો પરિચય તો થોડીક ઉપલબ્ધ રચનાઓ તેમજ કેટલાક વિપ્રકીર્ણ સાહિત્યિક ઉલ્લેખોને આધારે આપવાનો પ્રાપ્ત થાય છે, તોપણ અહીંના પ્રાચીન ભૂભાગની વિદ્યાકીય અને સાહિત્યિક પ્રવૃત્તિઓની ઇતિહાસલક્ષી કલ્પના કરવા માટે એ પર્યાપ્ત થઈ પડે એમ છે. ઉપલબ્ધ રચનાઓ તથા અનુપલબ્ધ રચનાઓ વિશેના ઉલ્લેખો પ્રાયઃ સંસ્કૃત અને પ્રાકૃત કૃતિઓને લગતા છે.

ગિરનારની તળેટીમાં અશોકના શાસનલેખવાળા ખડક ઉપરનો શક-ક્ષત્રપ રુદ્રદામાનો સંસ્કૃત ગદ્યમાં કોતરાયેલો લેખ (ઈ. સ. ૧૫૦) પ્રશિષ્ટ સંસ્કૃત સાહિત્યના પ્રાચીનતમ નમૂનાઓ પૈકી એક છે; એ જ ખડક ઉપરનો ગુપ્ત સમ્રાટ સ્કન્દગુપ્તનો સંસ્કૃત કવિતામાં રચાયેલો લેખ (ઈ.સ. ૪૫૬-૫૭) અલંકૃત પ્રશસ્તિકાવ્યનો સુંદર નમૂનો છે. આ બંને લેખ સંસ્કૃત સાહિત્ય-રચનાની વિકસિત પરંપરાના અસંદિગ્ધ પ્રતિનિધિઓ છે. પ્રાચીન અને મધ્યકાલીન ભારતમાં સુદીર્ઘ કાવ્યો અને નાટકો પણ શિલાલેખરૂપે કોતરાયેલાં મળે છે તથા આવી અનેક નાનીમોટી કૃતિઓ અભિલેખરૂપે સચવાયેલી છે. ભારતીય વિદ્યાવિષયક અંગ્રેજી સંશોધન-સામયિક *Indian Antiquary* (Vol. 42)માં, મૂળ જર્મનમાંથી અનૂદિત થયેલી "Indian Inscriptions and the Antiquity of Indian Artificial Poetry" એ શીર્ષક નીચેની ડૉ. બ્યૂલરની લેખમાળામાં સંખ્યાબંધ સંસ્કૃત અભિલેખો પરત્વે આ પ્રકારનું વિશિષ્ટ પૃથક્કરણાત્મક અધ્યયન રજૂ કરવામાં આવ્યું છે. એમાં પૃ. ૧૮૮-૯૩ માં રુદ્રદામાના પ્રસ્તુત લેખનો સાહિત્યશાસ્ત્રની દૃષ્ટિએ ઐતિહાસિક અભ્યાસ રજૂ થયો છે. ઈસવી સનની બીજી સદીના ઉત્તરાર્ધમાં આ પ્રકારની અલંકૃત કાવ્યરચનાનો વિશિષ્ટ વિકાસ થયો હતો એમ ડૉ. બ્યૂલર માને છે. રુદ્રદામાના આ લેખની ગદ્યશૈલી હરિષેણના ચોથી સદીના પ્રશસ્તિ-લેખના ગદ્યભાગની શૈલીને અનેક રીતે મળતી આવે છે. સુદર્શન સરોવરના બાંધકામ વિશેના આ લેખમાં શબ્દાલંકારો-અને એમાંયે અનુપ્રાસ-નું બાહુલ્ય ધ્યાન ખેંચે છે; યમકનો ઉપયોગ પણ છે. અર્થાલંકારોમાં ઉપમા, ઉત્પ્રેક્ષા, અતિશયોક્તિ, પરિકર આદિ છે. લાંબા સમાસોનું અહીં બાહુલ્ય છે, જે અલંકૃત ગદ્યશૈલીનું એક લક્ષણ ગણાય છે.

સુદર્શન સરોવરના બીજા જીર્ણોદ્ધાર વિશેનો સ્કંદગુપ્તનો લેખ વિવિધ છંદોમાં છે. એના પૂર્વાર્ધને "સુદર્શન-તટાક-સંસ્કાર-ગ્રંથરચના" કહેલ છે

અને ઉત્તરાર્ધમાં સરોવરના કિનારે ગિરિનગરના નગરપાલક ચક્રપાલિતે ચક્રભૃત્ વિષ્ણુનું મંદિર બાંધ્યાનું વર્ણન છે. ગુપ્તકાલથી સુદઢરૂપે સ્થાપિત થયેલા ભારતીય સંસ્કારિતાના કેટલાક આદર્શ આ લેખમાં સુભગ કાવ્યમય નિરૂપણ પામ્યા છે. આ બંનેમાંથી એકે લેખમાં કાવ્યપ્રણેતાનો નામોલ્લેખ નથી, પણ સંસ્કૃત સાહિત્યશાસ્ત્રમાં વર્ણવેલી વ્યુત્પત્તિ ધરાવતા કવિઓની પરંપરા રાજદરબારો-માં નિશ્ચિત સ્થાન પામી ચૂકી હતી એ આ ઉપરથી સ્પષ્ટ છે.

ઉત્તર ગુજરાતના તીર્થધામ શામળાજી પાસે દેવની મોરી ગામની સીમમાં, ભોજ રાજાની ટેકરી તરીકે ઓળખાતા ટીંબામાંથી ક્ષત્રપકાલના એક બૌદ્ધ સ્તૂપ અને વિહારનું ઉત્ખનન થયું છે તેમાંથી મળેલા બુદ્ધના અવશેષોને સાચવતા શૈલ-સમુદ્ગક ઉપર પાંચ પંક્તિનો એક લેખ સંસ્કૃત પદ્યમાં કોતરેલો છે. સંસ્કૃત પદ્ય-અભિલેખોમાં એ પ્રાચીન જણાય છે. કુલ છ શ્લોક એમાં છે. એમાં દેખાતી કેટલીક અનિયમિતતા પ્રાકૃતની અસર સૂચવે છે. એમાં પહેલો શ્લોક અનુષ્ટુપ છે, બીજો-ત્રીજો અને પાંચમો-છઠ્ઠો આર્યામાં છે, અને ચોથો ગીતિમાં છે. કૃતિ સંક્ષિપ્ત છે, પણ અભિલેખોરૂપે મળતી ગુજરાતની સૌથી પ્રાચીન સંસ્કૃત રચનાઓમાં ઉલ્લેખનીય છે.

જે કાલખંડની આપણે વાત કરીએ છીએ તેમાં ગિરિનગર, વલભી, ભરુ-કચ્છ આદિ ગુજરાતનાં રાજકીય ઉપરાંત સાંસ્કૃતિક કેંદ્ર હતાં. ત્યાં તેમજ અન્ય સ્થાનોએ સાહિત્યપ્રવૃત્તિ બ્રાહ્મણ, જૈન તેમજ બૌદ્ધ વિદ્વાનો દ્વારા સતત ચાલ્યા કરતી હતી, તેમજ એમના વાદવિવાદો અને સ્પર્ધાને કારણે એકંદરે એને વેગ મળતો હતો. આ સાહિત્યપ્રવૃત્તિનું બને ત્યાં સુધી કાલાનુક્રમિક અવલોકન આપણે કરીશું; જોકે ગ્રંથકારોનો સમય સુનિશ્ચિત ન હોઈ કાલાનુક્રમ પરત્વે મતભેદ રહેવા સંભવ છે.

સૌ પહેલાં પાદલિપ્તાચાર્યની રચનાઓ જોઈએ, કેમકે એમનો સમય ઈસવી સનની પ્રારંભિક શતાબ્દીઓમાં નિશ્ચિત કરવામાં આવ્યો છે.[૨]

પાદલિપ્તાચાર્ય એક પ્રભાવક જૈન આચાર્ય હતા અને એમનું નામ સૌરાષ્ટ્રના પ્રસિદ્ધ જૈન તીર્થ પાદલિપ્તપુર–પાલીતાણા સાથે જોડાયેલું છે. એમનું પરંપરાગત વિસ્તૃત ચરિત પ્રભાચંદ્રસૂરિકૃત "પ્રભાવકચરિત"માંના 'પાદલિપ્તસૂરિ-ચરિત'માં મળે છે. જૈન આગમ સાહિત્યમાં નોંધાયેલી અનુશ્રુતિઓ અનુસાર, પાદલિપ્તાચાર્ય પાટલિપુત્રમાં મરુંડ રાજાના દરબારમાં હતા. એમનાં બુદ્ધિચાતુર્ય, મંત્રશક્તિ અને યંત્રવિદ્યાપ્રવીણતાની અનેક વાતો નોંધાયેલી છે.[૩] "પ્રભાવકચરિત"માં

લખે છે કે પાદલિપ્તાચાર્ય એક વાર તીર્થયાત્રા કરતા સૌરાષ્ટ્રમાં ઢંકાપુરી (ઢાંક) ગયા હતા. ત્યાં એમને સિદ્ધ નાગાર્જુનનો સમાગમ થયો. પછી નાગાર્જુને પોતાના એ ગુરુના સ્મરણરૂપે શત્રુંજયની તળેટીમાં 'પાદલિપ્તપુર' નામનું નગર વસાવ્યું, શત્રુંજય ઉપર જિનચૈત્ય કરાવી ત્યાં મહાવીરની પ્રતિમા સ્થાપિત કરી અને ત્યાં જ પાદલિપ્તસૂરિની મૂર્તિ પણ સ્થાપી.[૪]

પાદલિપ્તાચાર્યે "તરંગવતી" નામે એક વિખ્યાત પ્રાકૃત ધર્મકથા રચી હતી, જેના ઉલ્લેખો આગમસાહિત્યમાં તેમજ અન્યત્ર અનેક સ્થળોએ પ્રાપ્ત થાય છે. મૂળ કથા તો સૈકાઓ પહેલાં નાશ પામી ગઈ છે, પણ પાદલિપ્ત પછી થયેલા, પરંતુ જેનો સમય સુનિશ્ચિત થઈ શક્યો નથી તેવા આચાર્ય વીરભદ્ર કે વીરભદ્રના શિષ્ય નેમિચંદ્રે ૧૯૦૦ પ્રાકૃત ગાથાઓમાં કરેલો એનો સંક્ષેપ માત્ર હાલ ઉપલબ્ધ છે.[૫] પાદલિપ્તાચાર્યે આગમ ગ્રંથ "જ્યોતિષ્કરંડક" ઉપર વૃત્તિ લખી હતી એમ આગમ સાહિત્યના સુપ્રસિદ્ધ ટીકાકાર આચાર્ય મલયગિરિના કથન ઉપરથી સ્પષ્ટ છે. આ વૃત્તિ નષ્ટ થઈ ગઈ હોવાનું મનાતું હતું, પણ કેટલાક સમય પહેલાં એની હસ્તલિખિત પ્રતિ મુનિશ્રી પુણ્યવિજયજીને જેસલમેરના ભંડારમાંથી મળી આવી છે. પાદલિપ્તે દીક્ષા અને પ્રતિષ્ઠા-વિધિ વિશે "નિર્વાણ-કલિકા" નામે જાણીતો ગ્રંથ રચ્યો છે. આ ઉપરાંત "પ્રભાવકચરિત"માંના 'પાદ-લિપ્તસૂરિચરિત'માં એમણે "પ્રશ્નપ્રકાશ" નામે જ્યોતિષગ્રંથનું નિર્માણ કર્યું હોવાનો ઉલ્લેખ છે. ચૂર્ણિઓમાં "કાલજ્ઞાન" નામે એક રચનાનું કર્તૃત્વ પણ પાદલિપ્ત ઉપર આરોપિત કરેલું છે. એનો વિષય પણ જ્યોતિષનો હશે એમ નામ ઉપરથી અનુમાન થાય છે. પાદલિપ્તસૂરિની કેટલીક પ્રાકૃત ગાથાઓ હાલ-કૃત પ્રાકૃત સુભાષિતસંગ્રહ "ગાથાસપ્તશતી"માં ઉદ્ધૃત કરેલી છે.[૬]

વજ્રભૂતિ આચાર્ય એ ભરુકચ્છ નિવાસી એક જૈન આચાર્ય હતા. તેઓ એક પ્રસિદ્ધ કવિ હતા; જોકે એમનું કોઈ કાવ્ય સચવાયું નથી. શક-ક્ષત્રપ નભો-વાહન કે નહપાનના તેઓ સમકાલીન હોઈ એમનો સમય પણ ઈ.સ. ના બીજા સૈકાનો પૂર્વાર્ધ ગણવો જોઈએ. "વ્યવહારસૂત્ર"ના ભાષ્યમાં તથા એ ઉપરની આચાર્ય મલયગિરિની ટીકામાં વજ્રભૂતિ આચાર્ય વિશે નીચે મુજબ કથાનક મળે છે: ભરુ-કચ્છમાં નભોવાહન રાજા હતો. એને પદ્માવતી નામે રાણી હતી. એ નગરમાં વજ્રભૂતિ નામે આચાર્ય રહેતા હતા. તેઓ મોટા કવિ હતા, પણ રૂપહીન અને અત્યંત કૃશ હતા. એમને શિષ્યાદિ પરિવાર પણ નહોતો. એમનાં કાવ્ય રાજાના અંતઃપુરમાં ગવાતાં હતાં. એ કાવ્યોથી પદ્માવતી દેવીનું ચિત્ત આકર્ષાયું હતું અને એ રચનાઓના કર્તાને જોવાને એ ઉત્સુક બની હતી. એક વાર રાજાની અનુજ્ઞા

લઈને તથા યોગ્ય ભેટણું સાથે લઈને અનેક દાસીઓ સહિત એ વજ્રભૂતિની વસતિ તરફ ગઈ. પદ્માવતીને વસતિના બારણામાં ઊભેલી જોઈને વજ્રભૂતિ પોતે જ, પરિવારને અભાવે, હાથમાં આસન લઈને બહાર નીકળ્યા. પદ્માવતીએ પૂછ્યું, "વજ્રભૂતિ આચાર્ય ક્યાં?" વજ્રભૂતિએ ઉત્તર આપ્યો, "બહાર ગયા છે". પણ દાસીએ રાણીને નિશાનીથી સમજાવ્યું કે "આ જ વજ્રભૂતિ છે". આથી પદ્માવતી વિરાગ પામીને, વિચાર કરીને બોલી કે "હે કસેરુમતી નદી! તને જોઈ અને તારું પાણી પીધું! તારું નામ સારું છે, પણ દર્શન સારું નથી."[૭] પછી પોતે આણેલું ભેટણું રાણીએ વજ્રભૂતિને સોંપ્યું, અને પોતે એમને ઓળખતી જ નથી એવો દેખાવ ચાલુ રાખી, "આચાર્યને આ આપજો", એમ કહીને એ પાછી ચાલી ગઈ.[૮]

યાસ્કાચાર્યકૃત "નિરુક્ત" વેદાંગના અભ્યાસીઓ માટે અતિ મહત્ત્વનો ગ્રંથ છે તેની ઉપર પ્રસિદ્ધ ટીકા રચનાર દુર્ગાચાર્ય ઈ. સ. ના પહેલા કે બીજા સૈકામાં ગુજરાતમાં (જંબુસરમાં) થઈ ગયા.[૯] તેઓ દુર્ગ અથવા ભગવદ્દુર્ગ તરીકે પણ ઓળખાય છે. "નિરુક્ત"ના બીજા ટીકાકાર સ્કંદસ્વામીએ પોતાના પુરોગામી ગ્રંથકાર તરીકે એમનો નિર્દેશ કર્યો છે. ટીકાના જુદા જુદા અધ્યાયોને અંતે દુર્ગાચાર્ય પોતાને 'જમ્બૂમાર્ગાશ્રમવાસી' તરીકે ઓળખાવે છે (ઉદાહરણ તરીકે જુઓ છઠ્ઠા અધ્યાયને અંતે इति ऋज्वर्थायां निरुक्तवृत्तौ जम्बूमार्गाश्रमवासिनः आचार्य-भगवद्दुर्गस्य कृतौ षष्ठोऽध्यायः ।). આ "જંબૂમાર્ગાશ્રમ" એ લાટ-મધ્ય ગુજરાતમાં જંબુસર આસપાસનું કોઈ સ્થાન છે એમ ડૉ. શાહે સાધાર રીતે બતાવ્યું છે. "નિરુક્ત"ના બીજા ટીકાકાર સ્કંદસ્વામી ઈ. સ. ના ચોથા સૈકાના ઉત્તરાર્ધમાં થઈ ગયા; એમનું કાર્યક્ષેત્ર મોટે ભાગે ઉજ્જયિની હતું, પણ એમના "ઋગ્વેદભાષ્ય"માંનો ઉલ્લેખ દર્શાવે છે કે તેઓ વલભીના નિવાસી અને ભર્તૃધ્રુવના પુત્ર હતા. વૈદિક વિદ્યા અને વેદાંગનો કેવો ઊંડો અભ્યાસ ગુજરાતમાં થતો હતો એનાં લાક્ષણિક ઉદાહરણ તત્કાલીન સાહિત્યરાશિમાંથી બચેલા આ વિરલ અવશેષ પૂરા પાડે છે. લાટાયન શ્રૌતસૂત્રનો સંબંધ લાટ સાથે હોય એ સંભવિત છે. જ્યોતિર્વિદ આર્યભટના વિદ્વાન શિષ્ય લાટદેવ પણ લાટવાસી હોય એ તદ્દન શક્ય છે.[૧૦] એમનો સમય ઈ. સ. ૨૮૫-૩૦૦ આસપાસનો ઠરે છે. વરાહમિહિરકૃત "પંચ-સિદ્ધાંતિકા"ના ઉલ્લેખો અનુસાર લાટાચાર્યે પૌલિશ અને રોમક સિદ્ધાંતોનું પ્રતિપાદન કરતા ગ્રંથ રચ્યા હતા. એમને "સર્વસિદ્ધાંતગુરુ"નું બિરુદ મળ્યું હતું.[૧૧]

મહાન ચીની મુસાફર યુઅન શ્વાંગ ઈ.સ. ૬૪૧ ના અરસામાં વલભી આવ્યો હતો તેની નોંધ અનુસાર, વલભી નજીકના વિહારમાં સ્થિરમતિ અને ગુણમતિ નામે બૌદ્ધ આચાર્ય રહ્યા હતા અને ત્યાં એમણે પ્રસિદ્ધ ગ્રંથ રચ્યા હતા. આ વિહાર વલભી નજીક તળાજાના ડુંગરમાં હશે. ઐતિહાસિક પ્રમાણોને આધારે, સ્થિરમતિ અને ગુણમતિ ઈ. સ. ની ચોથી સદીમાં થયા હોવાનું સંભવે છે.[૧૨] આ બંને વિદ્વાનોના મૂળ ગ્રથે હાલ ભાગ્યેજ ઉપલબ્ધ છે; મૂળ ગ્રંથોના ચીની અનુવાદ છે તે ઉપરથી એ રચનાઓનો થોડોક પરિચય મળી રહે છે. સ્થિરમતિના એક ગ્રંથ "મહાયાન-પ્રાવેશિક"નો ચીની અનુવાદ મળે છે. ગુણમતિના "લક્ષણાનુસારશાસ્ત્ર"નો ચીની અનુવાદ પરમાર્થે કર્યો હતો. આ ઉપરાંત સ્થિરમતિએ વસુબંધુના "અભિધર્મકોશ", "અભિધર્મસમુચ્ચય", "ત્રિંશિકા" વગેરે ગ્રંથો ઉપર તેમજ "મધ્યાન્તવિભાગ" અને "કાશ્યપ-પરિવર્ત" ઉપર પણ ટીકાઓ કરી હતી તથા કેટલાક યોગાચાર ગ્રંથ રચ્યા હતા. "મહાયાન-ધર્મ-ધાત્વવિશિષ્ટ-શાસ્ત્ર"માં સ્થિરમતિએ બોધિસત્ત્વોનાં ચરિત વર્ણવ્યાં છે. ગુણમતિએ વસુબંધુના "અભિધર્મકોશ" ઉપર વૃત્તિ લખી ભાવવિવેકના માધ્યમિક મતનું ખંડન કર્યું છે.[૧૩] વલભીની સાહિત્યિક અને વિદ્યાકીય પ્રવૃત્તિનો પરિપાક ખરેખર તો ઘણો મોટો હોવો જોઈએ, પણ આપણા અભ્યાસપાત્ર કાલખંડ પરત્વે ઉપર્યુક્ત થોડા બચેલા ઉલ્લેખોથી જ સંતોષ માનવો પડે છે.

[ આ જ સમયમાં જૈન વિદ્યા અને સાહિત્ય પરત્વે મહત્ત્વની પ્રવૃત્તિઓનું ગુજરાત અને એમાંયે વલભી કેંદ્ર હતું. ઈસવી સનના આરંભકાળે મધ્ય ભારતમાં ઉજ્જયિની, ઉત્તર પ્રદેશમાં મથુરા અને પશ્ચિમ ભારતમાં સુરાષ્ટ્ર જૈન ધર્મનાં કેંદ્ર બન્યાં હતાં. જૈન શ્રુતને સંકલિત કરવા માટેની પ્રથમ પરિષદ મહાવીરના નિર્વાણ પછી બીજી શતાબ્દીમાં પાટલિપુત્રમાં મળી હતી. એ સમયે અગિયાર અંગ સંકલિત કરવામાં આવ્યાં હતાં અને ચૌદ પૂર્વમાંથી જે કંઈ બચ્યું હતું તે બારમા અંગ "દૃષ્ટિવાદ" તરીકે એકત્ર કરવામાં આવ્યું હતું, પણ સમય જતાં શ્રુત ફરી વિશૃંખલ થયું અને એને વ્યવસ્થિત કરવા માટે વીર નિર્વાણ પછી નવમી શતાબ્દીમાં ઈ. સ. ૩૦૦ ના અરસામાં મથુરામાં આર્ય સ્કંદિલે અને વલભીમાં આર્ય નાગાર્જુને લગભગ એક સમયે પરિષદો બોલાવી.[૧૪] દુર્ભાગ્યે આ બંને આચાર્ય પરસ્પરને મળી શક્યા નહિ અને પરિણામે બંનેએ તૈયાર કરાવેલી જૈન શ્રુતની વાચનાઓમાં ઘણાં અગત્યનાં પાઠાંતર રહી ગયાં. એમાંની એક વાચના "માથુરી વાચના" તરીકે અને બીજી "વાલભી વાચના" તરીકે ઓળખાય છે.

આ પછી કેટલાક સમય બાદ વલભીમાં આખુંય જૈન શ્રુત વ્યવસ્થિત રીતે લેખાધિરૂઢ કરવામાં આવ્યું. દૂષ્યગણિના શિષ્ય દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણની અધ્યક્ષતા નીચે વીર નિર્વાણ સં. ૯૮૦ = ઈ.સ. ૪૫૩–૫૪ અથવા વાચનાંતર અનુસાર વીરનિર્વાણ સં. ૯૯૩=ઈ.સ. ૪૬૬–૬૭ માં વલભીમાં એક પરિષદ થઈ તેમાં જૈન શ્રુતની છેવટની સંકલના થઈ અને આખુંયે જૈન શ્રુત પહેલી વાર એકસામટું લિપિબદ્ધ કરવામાં આવ્યું. એમાં આર્ય સ્કંદિલે તૈયાર કરેલી જૈન શ્રુતની માથુરી વાચના દેવર્દ્ધિગણિએ મુખ્ય વાચના તરીકે સર્વસંમતિથી ચાલુ રાખી હતી અને આર્ય નાગાર્જુનની વાલભી વાચનાના મુખ્ય પાઠભેદો "वायणंतरे पुण ( सं. वाचनान्तरे पुनः ) અથવા એવા અર્થની નોંધ સાથે સ્વીકાર્યા હતા. વાલભી વાચનાના વિશેષ ભેદ પછીના સમયની ટીકાચૂર્ણિઓમાં "नागार्जुनीयास्तु पठन्ति" એવી નોંધ સાથે ટાંકયા છે, એટલે અધ્યયન-અધ્યાપનમાં વાલભી વાચનાનું મહત્ત્વ પણ સ્વીકારવામાં આવતું હતું એ નિશ્ચિત છે. દેવર્દ્ધિગણિએ જૈન શ્રુતની એક પૂર્વકાલીન વાચનાને સર્વમાન્ય બનાવવાનું તથા બીજી વાચનાના મુખ્ય પાઠભેદ સાચવી રાખવાનું મહત્ત્વનું કાર્ય કર્યું. આવી રીતે તૈયાર થયેલી અધિકૃત વાચનાની હસ્તપ્રતો દેશમાં જુદે જુદે સ્થળે મોકલવામાં આવી હોય એ સંભવિત છે. આ પરિષદના સંદર્ભમાં જોતાં નિદાન ગુજરાતમાં હસ્તલિખિત ગ્રંથભંડારોની સંસ્થા વ્યવસ્થિત સ્વરૂપે અસ્તિત્વમાં હતી એમ માનવું પ્રાપ્ત થાય છે. આ પરિષદ જૈન ઇતિહાસમાં એક શકવર્તી ઘટના છે અને એના સ્થાન તરીકે વલભીની પસંદગી કરવામાં આવી એ સૂચક છે.

દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ, પરંપરા અનુસાર, જૈન આગમો પૈકીના "નંદિસૂત્ર"ના કર્તા છે. "નંદિસૂત્ર"ના પ્રારંભમાં દેવર્દ્ધિગણિની ગુરુપરંપરા આપવામાં આવી છે તે અનુસાર તેઓ મહાવીરથી બત્રીસમા યુગપ્રધાન આચાર્ય છે. દૂષ્યગણિ ક્ષમાશ્રમણના શિષ્ય ભદ્રિ આચાર્યનો મત "સૂત્રકૃતાંગ સૂત્ર"ની ચૂર્ણિમાં ટાંકેલો છે.[૧૫] ભદ્રિ આચાર્ય એ દેવર્દ્ધિગણિનું બીજું નામ હતું કે એમને માનાર્થે 'ભદ્રિ (सं. भर्तृ) આચાર્ય' એટલે મુખ્ય આચાર્ય કહેતા કે પછી ભદ્રિ આચાર્ય દૂષ્યગણિના બીજા જ કોઈ શિષ્યનું નામ હશે એ વિશે નિશ્ચિતપણે કહેવું મુશ્કેલ છે. આ ભદ્રિ આચાર્ય દેવર્દ્ધિગણિથી અભિન્ન હોય કે ભિન્ન, પણ તેઓ વલભીનિવાસી હતા અને જૈન સિદ્ધાંત પરત્વે એમણે કંઈક મહત્ત્વની રચના કરી હતી એમ "સૂત્રકૃતાંગ સૂત્ર"માંના ઉલ્લેખ પરથી સ્પષ્ટ છે, પણ એ રચના હાલ ઉપલબ્ધ નથી.

મહાન જૈન તાર્કિક, કવિ અને સ્તુતિકાર સિદ્ધસેન દિવાકર કે જેઓ વૃદ્ધવાદીના શિષ્ય હતા તેમની કર્મભૂમિ ઉજ્જયિની અને આસપાસનો પ્રદેશ હતી, પણ જીવનના ઉત્તરાર્ધમાં ગુજરાતમાં—ભરૂચ આસપાસના પ્રદેશમાં એમણે વિહાર કરેલો હોઈ એમની સાહિત્યરચનાઓનો પરિચય અહીં પ્રસ્તુત થશે. જૈન પરંપરામાં સિદ્ધસેન દિવાકરને રાજા વિક્રમાદિત્યના સમકાલીન ગણવામાં આવે છે અને વિક્રમને એમણે જૈનધર્મી કર્યો હોવાનું મનાય છે. એમને વિશેનો પરંપરાગત વૃત્તાન્ત "પ્રભાવકચરિત"-અંતગર્ત વૃદ્ધવાદિચરિતમાં તથા "પ્રબંધકોશ"–અંતર્ગત વૃદ્ધવાદિ–સિદ્ધસેનસૂરિ–પ્રબંધમાં છે. એમના સમય વિશે વિદ્વાનોમાં જબરો મતભેદ છે અને જુદા જુદા વિદ્વાનોએ ઈસવી સનની પહેલી સદીથી સાતમી સદી સુધી એમનો સમય ગણ્યો છે.[૧૬] પણ "સન્મતિતર્ક"ની પ્રસ્તાવનામાં[૧૭] પં. સુખલાલજી અને પં. બેચરદાસજીએ એમનો સમય વિક્રમનો પાંચમો સૈકો ગણ્યો છે. મિસશાર્લોટ ક્રૌઝેએ સિદ્ધસેનને સમુદ્રગુપ્તના સમકાલીન ગણ્યા છે,[૧૮] એટલે સનયદૃષ્ટિએ એમની કૃતિઓની વિચારણા અહીં અનુચિત નથી.

સિદ્ધસેન દિવાકરના ત્રણ ગ્રંથો ઉપલબ્ધ છે: "સન્મતિતર્ક", "બત્રીસીઓ" અને "ન્યાયાવતાર." "સન્મતિતર્ક"માં મૂળ ગ્રંથકારનો ઉદ્દેશ સમજાવતાં પં. સુખલાલજી લખે છે: "જૈન દર્શનના પ્રાણરૂપ અને જૈન આગમોની ચાવીરૂપ અનેકાંતદૃષ્ટિનું વ્યવસ્થિત રૂપે નવેસરથી નિરૂપણ કરવું, તર્કશૈલીએ એનું પૃથક્કરણ કરી તાર્કિકોમાં તેમની પ્રતિષ્ઠા સ્થાપવી, દર્શનાંતરોમાં જૈન દર્શનનું સ્થાન શું છે અથવા જૈન દર્શન સાથે દર્શનાંતરોનો શો સંબંધ છે એ દર્શાવવું, અનેકાંતદૃષ્ટિમાંથી ફલિત થતા બીજા વાદોની મીમાંસા કરવી, પોતાના સમય સુધીમાં દાર્શનિક પ્રદેશમાં ચર્ચાતા મુદ્દાઓને અનેકાંતદૃષ્ટિએ નિરૂપવા અને પોતાને સ્ફુરેલ નવીન વિચારણાને પ્રાચીન તેમજ પ્રતિષ્ઠિત અનેકાંતદૃષ્ટિના નિરૂપણનો આશ્રય લઈ વિદ્વાનો સમક્ષ મૂકવી".[૧૯] આ મૂળ પ્રકરણ ૧૬૬ પ્રાકૃત આર્યાઓમાં રચાયેલું છે; જોકે સિદ્ધસેન જન્મે બ્રાહ્મણ હોઈ તથા સંસ્કૃત વિદ્યાના વાતાવરણમાં ઊછર્યા હોઈ એમનું પ્રાકૃત પણ સંસ્કૃત અસરથી મુક્ત નથી. "સન્મતિતર્ક" ઉપર અભયદેવસૂરિની "તત્ત્વબોધવિધાયિની" અથવા "વાદમહાર્ણવ" નામે સંસ્કૃત ટીકા જૈન તત્ત્વમીમાંસાનો આકરગ્રંથ છે.

'દ્વાત્રિંશિકાઓ' અથવા 'બત્રીસીઓ' એટલે બત્રીસ બત્રીસ શ્લોકોમાં રચાયેલી કૃતિઓમાંની બાવીસમી બત્રીસીનું નામ "ન્યાયાવતાર" છે તે સામાન્ય રીતે અલગ રચના ગણાય છે. આ સર્વ બત્રીસીઓ પ્રૌઢ અને કવિત્વપૂર્ણ શૈલીએ સંસ્કૃત

છંદોમાં રચયેલી છે. આ બત્રીસીઓમાંની કેટલીક સ્તુત્યાત્મક, કેટલીક ચર્ચાત્મક અને કેટલીક દાર્શનિક છે. "કલ્યાણમંદિર સ્તોત્ર" પણ સિદ્ધસેનની કૃતિ છે.

"નિશીથ સૂત્ર" ઉપર સિદ્ધસેને એક ટીકા રચી હતી એમ "નિશીથ-ચૂર્ણિ"માંના ઉલ્લેખોથી જણાય છે, પણ એ ટીકા આજે ઉપલબ્ધ નથી.[૨૦]

સિદ્ધસેન વિશેના કેટલાક ઉલ્લેખો આગમ સાહિત્યમાં છે, જે સૂચવે છે કે એમણે બીજી પણ કૃતિઓ રચી હોય. એમાં સૌથી મહત્ત્વનો ઉલ્લેખ કેવલીને કેવલ-જ્ઞાન અને કેવલ-દર્શન યુગપત્ થતું હોવાના એમના મતનો છે. આગમિક મત એવો છે કે કેવલીને કેવલજ્ઞાન અને કેવલદર્શન યુગપત્ થતું નથી, પણ એક સમયે કેવલજ્ઞાન અને બીજે સમયે કેવલદર્શન એમ વારંવાર થયા કરે છે. સિદ્ધસેન આ મતને તર્કથી અસિદ્ધ ગણે છે. જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ જેવા પછીના આચાર્યોએ સિદ્ધસેનના આ મતનું ખંડન કર્યું છે. આગમ સાહિત્યમાં સિદ્ધસેન અને જિનભદ્રનાં આ મતાંતરોની વારંવાર નોંધ લેવામાં આવી છે.[૨૧]

ગુજરાતના મહાન તાર્કિક અને તત્ત્વજ્ઞ મલ્લવાદીની કૃતિઓ વિશે હવે જોઈએ. મલ્લવાદી વલભીનિવાસી જૈન વિદ્વાન હતા. જૈન ન્યાયના સર્વોત્તમ ગ્રંથો પૈકી 'નયચક્ર' અથવા "દ્વાદશારનયચક્ર"ના કર્તા એઓ છે. પ્રભાચંદ્રસૂરિકૃત "પ્રભાવકચરિત" અનુસાર, જિતયશસ્ અથવા જિનયશસ્, યક્ષ અને મલ્લ એ ત્રણે ભાઈઓમાં મલ્લ સૌથી નાના હતા. એમના એક મામા શ્વેતાંબર જૈન સાધુ હતા અને એમનું નામ જિનાનંદસૂરિ હતું. નંદ અથવા બુદ્ધાનંદ નામે એક બૌદ્ધ સાધુએ ભરૂચમાં વાદવિવાદમાં જિનાનંદસૂરિનો પરાજય કર્યો હતો, આથી જિનાનંદસૂરિ ભરૂચથી વલભી આવ્યા અને ત્યાં પોતાના ભાણેજોને શિષ્ય બનાવ્યા. ત્રણે જણ વલભીમાં ઉચ્ચ વિદ્યાધ્યયન કરીને શાસ્ત્રનિપુણ બન્યા. જિતયશસે "વિશ્રાંતવિદ્યાધર"[૨૨] નામે વ્યાકરણગ્રંથ ઉપર ન્યાસ લખ્યો, યક્ષે જ્યોતિષનો "નિમિત્તાષ્ટાંગબોધિની" નામે ગ્રંથ રચ્યો, અને મલ્લે પોતાના સુપ્રસિદ્ધ ગ્રંથ "નયચક્ર"ની રચના કરી. પછી મલ્લ ભરૂચ ગયા અને ત્યાં પોતાના મામાના પ્રતિસ્પર્ધીનો વાદમાં પરાજય કરી એમણે "વાદી" બિરુદ મેળવ્યું.[૨૩] આ ઘટનાનું વર્ષ "પ્રભાવકચરિત" વીરનિર્વાણ પછી ૮૮૪ (ઈ. સ. ૩૫૭-૫૮) આપે છે.[૨૪] દુર્ભાગ્યે મૂલ "નયચક્ર" અવિકલ રૂપે અત્યારે ઉપલબ્ધ નથી અને મુખ્યત્વે સિંહ ક્ષમાશ્રમણ-(ઈ. સ. ૭૦૦ આસપાસ)ની ટીકાને આધારે મૂળ ગ્રંથના પાઠનું પુનર્ઘટન કરવું પડે છે.

આચાર્ય હેમચંદ્રે "સિદ્ધહેમ" ઉપરની બૃહદ્દીકામાં[૨૫] મલ્લવાદીને "તાર્કિકોમાં શ્રેષ્ઠ" ( अनुमल्लवादिनं तार्किकाः ) કહીને બિરદાવ્યા છે. જૈન ન્યાયના મહાગ્રંથ "સન્મતિતર્ક" ઉપર મલ્લવાદીએ ટીકા રચી હતી એવી પણ અનુશ્રુતિ છે. બૌદ્ધ વિદ્વાન ધર્મકીર્તિકૃત "ન્યાયબિંદુ"ની ધર્મોત્તરકૃત ટીકા ઉપર મલ્લવાદીએ ટિપ્પણ લખ્યું હતું એમ કહેવાય છે.[૨૬] વળી "પદ્મચરિત" નામનું રામકથા-વિષયક (જૈન પરંપરામાં રામને 'પદ્મ' કહે છે ) ૨૪,૦૦૦ શ્લોકપ્રમાણનું મહા-કાવ્ય મલ્લવાદીએ રચ્યું હોવાનું "પ્રભાવકચરિત"-અંતર્ગત 'મલ્લવાદિચરિત' નોંધે છેઃ-

श्रीपद्मचरितं नाम रामायणमुदाहरत् ।
चतुर्विंशतिरेतस्य सहस्रा ग्रन्थमानतः ॥७०॥

આ ગ્રંથ પણ અનુપલબ્ધ છે.

## પાદટીપો

૧. વલભીના રાજા ધરસેન બીજાના એક તામ્રપત્ર( ઈ. સ. ૪૭૮ )માં એના પિતા ગુહસેનને સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ એ ત્રણે ભાષાઓમાં પ્રબંધરચના કરવામાં નિપુણ ( संस्कृतप्राकृतापभ्रंशभाषात्रयप्रतिबद्धप्रबन्धरचनानिपुणतरान्तकरणः ) કહ્યો છે (ગુજરાતના ઐતિહાસિક લેખો, નં. ૫૦), પરંતુ એ તામ્રપત્ર બનાવટી જણાયું હોવાને કારણે એ ઉલ્લેખ આધારભૂત ન ગણાય.

૨. M. B. Jhavery, निर्वाणकलिका, Introduction, folio 16

૩. ભો. જ. સાંડેસરા, 'જૈન આગમ સાહિત્યમાં ગુજરાત', પૃ. ૯૮

૪. प्रभाचन्द्र, प्रभावकचरित, ५, २४७-३०६

૫. આ સંક્ષેપનો જર્મન અનુવાદ પ્રો. લ્યૂમેને કર્યો છે. જર્મન અનુવાદના ગુજરાતી ભાષાંતર માટે જુઓ " जैन साहित्य संशोधक ", ખંડ ૨, અંક ૨, પરિશિષ્ટ.

૬. ભો. જ. સાંડેસરા, ઉપર્યુક્ત, પૃ. ૯૮-૯૯

૭. કસેરુમતી નદી વિશેના આ એકમાત્ર ઉપલબ્ધ ઉલ્લેખ ઉપરથી અનુમાન થાય છે કે કાં તો એમાં પાણી રહેતું નહોતું અથવા એ પાણી બેસ્વાદ હતું. એ નદી પ્રસિદ્ધ હોઈ લોકોક્તિમાં આ રીતે સ્થાન પામી હતીઃ ' दिट्ठा सि कसेरुमती, पीयं ते पाणियं, वरं तुह नाम न दंसगयं' । अत्र कसेरु नाम नदी। तस्याः प्रसिद्धिरतीव। न वरं न प्रसिद्धानुरूपं तस्याः पानीयमिति क्षेपः। ("વ્યવહારસૂત્ર", ભાષ્યગાથા ૫૮-૫૯ ઉપરની

મલયગિરિની વૃત્તિ). ભરુકચ્છવાસી આચાર્ય વિશે આ ઉલ્લેખ હોઈ કસેરુ નદી લાટમાં અથવા આસપાસના પ્રદેશમાં આવેલી હશે.

૮. ભો. જ. સાંડેસરા, ઉપર્યુક્ત, પૃ. ૧૬૬–૬૭

૯. ઉમાકાંત શાહ, 'ગુજરાતના કેટલાક પ્રાચીન પંડિતો', બુદ્ધિપ્રકાશ, પુ. ૯૯, પૃ. ૩૦૨–૦૮

૧૦. જેમના મત જૈન ટીકા–ચૂર્ણિઓમાં ટાંકેલા છે તે લાટાચાર્ય લાટના હશે એમ જણાય છે ("જૈન આગમ સાહિત્યમાં ગુજરાત," પૃ. ૧૬૨–૬૩). સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાંની લાટી રીતિ અને લાટાનુપ્રાસનો સંબંધ પણ લાટ સાથે હશે. વાગ્ભટના ટીકાકાર સિંહદેવગણિએ લાટી રીતિને હાસ્યરસ સાથે જોડી છે. આજે પણ લાટવાસીઓના સ્વભાવનું વિનોદ એક લાક્ષણિક અંગ છે.

૧૧. ઉમાકાંત શાહ, ઉપર્યુક્ત, પૃ. ૩૦૮

૧૨. રસેશ જમીનદાર, "ક્ષત્રપકાલીન ગુજરાત: ઇતિહાસ અને સંસ્કૃતિ" પૃ. ૪૩૦-૩૨

૧૩. એજન, પૃ. ૩૨૮-૨૯

१४. मुनि कल्याणविजय, वीरनिर्वाण संवत् और जैन कालगणना, पृ. १०४

૧૫. ભો. જ. સાંડેસરા, ઉપર્યુક્ત, પૃ. ૧૦૮–૦૯

૧૬. Winternitz, *History of Indian Literature*, Eng. Trans., Vol. II, p. 477, note

૧૭. પૃ. ૩૫–૪૩

૧૮. Charlotte Krause, "Siddhasena Divākara and Vikramāditya", *Vikrama Volume*, pp. 231 ff.

૧૯. "સન્મતિપ્રકરણ", અનુવાદ અને પ્રસ્તાવના, પૃ. ૧૪૫

૨૦. ભો. જ. સાંડેસરા, ઉપર્યુક્ત, પૃ. ૧૯૭

૨૧. એજન

૨૨. આ ગ્રંથનો ઉલ્લેખ હેમચંદ્રે પોતાના વ્યાકરણમાં કર્યો છે (પુરાતત્ત્વ, પુ. ૪, પૃ. ૯૧), ત્યાં વામનને એનો કર્તા ગણેલો છે (R. C. Parikh, *Kāvyānuśāsana,* Vol. II, Introduction, pp. lxxv;-lxxvii).

२३. प्रभाचन्द्र, प्रभावकचरित, १० (मल्लवादिसूरिचरित)

२४, एजन, ६ (विजयसिंहसूरिचरित), ८३

२५. २, २, ३९

૨૬. કેટલાક વિદ્વાનો ધર્મોત્તરને ઈ. સ.ના ૮મા સૈકામાં મૂકે છે (વિદ્યાભૂષણ, *History of Mediaeval School of Indian Logic*, પૃ. ૩૪–૩૫). વૈયાકરણ વામન, જેના ઉપર હેમચંદ્રે "વિશ્રાંતવિદ્યાધર"નું કર્તૃત્વ આરોપ્યું છે તે, મૅકડોનલ (*A History of Sanskrit Literature*, p. 432) આદિના મત પ્રમાણે પ્રાયઃ છઠ્ઠા સૈકામાં થઈ ગયો. ધર્મોત્તર ઉપર ટિપ્પણ લખનાર મલ્લવાદી "નયચક્ર"ના કર્તાથી ભિન્ન ન હોય તો "પ્રભાવકચરિત"માં આપેલા પરંપરાગત વર્ષમાં કંઈક ભૂલ છે એમ ગણવું જોઈએ. મલ્લવાદીના સમયની ચર્ચા માટે જુઓ વિદ્યાભૂષણ, *A History of Indian Logic*, પૃ. ૧૯૪–૯૫. એમાં પરંપરાગત વર્ષને વીરનિર્વાણને બદલે વિક્રમ (અથવા શક) સંવતમાં ગણીને મલ્લવાદીને ઈસવી નવમી સદીમાં મૂક્યા છે. આ સામે "નયચક્ર"ના વિદ્વાન સંપાદક મુનિશ્રી જંબુવિજયજી (विशाल भारत, पु. ४३, पृ. ४१५) વિવિધ પ્રમાણો રજૂ કરી પરંપરાગત વર્ષનું સમર્થન કરે છે. આ મત તેમજ "સન્મતિતર્ક" ઉપર મલ્લવાદીએ ટીકા રચી હોવાની અનુશ્રુતિ સ્વીકારીએ તો, સિદ્ધસેન દિવાકરને ઈ. સ. ૩૫૮ પહેલાં મૂકવા જોઈએ. ડૉ. રસેશ જમીનદાર મલ્લવાદીને ઈ. સ.ની ચોથી સદીના ઉત્તરાર્ધમાં કે પાંચમી સદીના પૂર્વાર્ધમાં મૂકે છે ("ક્ષત્રપકાલીન ગુજરાત : ઇતિહાસ અને સંસ્કૃતિ", પૃ. ૪૧૩).

## પ્રકરણ ૧૩

# લિપિ

ગુજરાતમાં મૌર્યોથી ગુપ્તો સુધીના લગભગ આઠસો વર્ષના ગાળા દરમ્યાન ત્રણ લિપિઓમાં લખાણો ઉપલબ્ધ થાય છે: બ્રાહ્મી, ખરોષ્ઠી અને ગ્રીક–રોમન. આમાંની બ્રાહ્મી લિપિનાં લખાણ મૌર્ય સમ્રાટ અશોકના સમયથી મળે છે, જ્યારે ખરોષ્ઠી અને ગ્રીક–રોમન લિપિઓ ઈ. પૂ. બીજી સદીથી ઈ. સ.ની બીજી સદી દરમ્યાન પ્રયોજાતી નજરે પડે છે. ઈ. સ. ની ત્રીજી સદીથી આ બંને લિપિઓ ભારતના ઇતર પ્રદેશોની માફક અહીં પણ લુપ્ત થાય છે અને તેઓનું સ્થાન પણ બ્રાહ્મી લે છે. આ બ્રાહ્મીનો ઉત્તરોત્તર વિકાસ થતાં એમાંથી આ પ્રદેશમાં એનાં વિવિધ સ્વરૂપ વિકસ્યાં.

## ૧. બ્રાહ્મી લિપિ

બ્રાહ્મી લિપિનાં કેટલાંક મહત્ત્વનાં લક્ષણ નીચે પ્રમાણે છે:

(૧) અક્ષરો તથા એની પંક્તિઓ ડાબેથી જમણે લખાય છે.

(૨) એનો પ્રત્યેક અક્ષર ધ્વન્યાત્મક સંકેત છે. અર્થાત્ જેવું બોલાય છે તેવું લખાય છે અને જેવું લખાય છે તેવું વંચાય છે.

(૩) એમાં સ્વરો અને વ્યંજનોનાં કુલ ૬૩ કે ૬૪ ચિહ્ન છે.[૧]

(૪) અનુસ્વાર, વિસર્ગ વગેરે માટે અલગ અલગ ચિહ્ન છે.

(૫) સંસ્કૃત શબ્દશાસ્ત્રમાં સ્વરો અને વ્યંજનોના ધ્વનિવર્ણ ઉચ્ચારણનાં સ્થાનો અનુસાર વૈજ્ઞાનિક ક્રમે ગોઠવાયા છે; લિપિના સંજ્ઞાવર્ણ સમય જતાં ભાષાના એ ધ્વનિવર્ણોના ક્રમ અનુસાર ગોઠવાયા છે.

(૬) વ્યજનોની સાથે સ્વરોનો સંયોગ અન્તર્ગત સ્વરચિહ્નો (medial vowel-signs) દ્વારા વ્યક્ત કરવામાં આવે છે.

(૭) બધાં જ વ્યંજન-ચિહ્નોમાં "અ" અધ્યાહૃત રહેલો ગણાય છે.

**મૌર્યકાલીન બ્રાહ્મી**

ગુજરાતમાં મૌર્યોથી ગુપ્તો સુધીના સમય દરમ્યાન બ્રાહ્મી લિપિની ત્રણ અવસ્થા નજરે પડે છે: પહેલી મૌર્યકાલીન અવસ્થા, જે લગભગ સમગ્ર ભારતમાં એ વખતે લગભગ એકસરખી હતી; બીજી ક્ષત્રપકાલીન અવસ્થા (ઈ.સ. ૧ થી ૩૦૦), જેમાં પ્રાદેશિક રૂપાંતરો થયેલાં જોવા મળે છે; અને ત્રીજી ઉત્તર-ક્ષત્રપકાલીન અને ગુપ્તકાલીન અવસ્થા (ઈ.સ. ૩૦૦ થી ઈ.સ. ૪૭૦), જેમાં રૂપાંતર વધુ પ્રાદેશિકપણે થયેલાં જોવા મળે છે. આમાંની ત્રીજી અવસ્થાનો વિકાસ સમય જતાં મૈત્રકકાલમાં વ્યાપકપણે થયેલો વરતાય છે. બ્રાહ્મી લિપિનું મૌર્યકાલીન સ્વરૂપ અને એનો ઉત્તરકાલમાં થયેલો વિકાસ પટ્ટ ૧ માં દર્શાવવામાં આવ્યો છે, જેમાં પાંચ ખાનાંઓમાં અનુક્રમે મૌર્યકાલીન, ક્ષત્રપકાલીન (ઈ.સ. ૧ થી ૩૦૦), ઉત્તરક્ષત્રપકાલીન (ઈ.સ. ૩૦૦ થી ઈ.સ. ૪૦૦), ગુપ્ત રાજાઓના અભિલેખોમાં અને ત્રૈકૂટક રાજા(દહ્રસેન)ના અભિલેખોમાં પ્રયોજાયેલા વર્ણોના મરોડ ગોઠવ્યા છે.

ગુજરાતમાં બ્રાહ્મી લિપિના સૌથી પ્રાચીન નમૂના મૌર્ય સમ્રાટ અશોકના ગિરનાર શૈલ-લેખોમાં પ્રાપ્ત થયા છે. આ ગિરનાર શૈલ-લેખો ઉપરાંત ઉત્તર મૌર્યકાલનો એક મૃત્પાત્ર લેખ સોમનાથમાંથી મળી આવ્યો છે, જેનો સમય ઈ. પૂ. ૨૦૦ ની આસપાસનો છે.[૨] બ્રાહ્મીની મૌર્યકાલીન અવસ્થા જાણવા માટે આ બે સાધન સહાયભૂત થાય છે.

મૌર્યકાલ દરમ્યાન બ્રાહ્મીના ૩૬ વર્ણ પ્રયોજાયેલા મળે છે, જેમાં ૬ સ્વરો (अ, आ, इ, उ, ए, ओ), ૧ અયોગવાહ (અનુસ્વાર)[૩], ૨૩ સ્પર્શ વર્ણો (क, ख, ग, घ, च, छ, ज, झ, ञ, ट, ड, ढ, ण, त, थ, द, ध, न, प, फ, ब, भ, म), ૪ અંતઃસ્થ (य, र, ल, व) અને ૨ ઉષ્મા(स, ह)નો સમાવેશ થાય છે. જોકે મૌર્યકાલ દરમ્યાન ૪૬-૪૭ વર્ણો સંસ્કૃત-પ્રાકૃત વર્ણમાલામાં પ્રચારમાં હતા, પરંતુ અહીં લેખોની ભાષા માત્ર પ્રાકૃત હોવાથી તેમજ વર્ણોનો પ્રયોગ પ્રાસંગિક હોઈ ૩૬ વર્ણ જોવા મળે છે.

# મૂળાક્ષરો

## (અ) મૌર્યકાલીન

ગુજરાતમાં બ્રાહ્મી લિપિના આદ્ય નમૂના તરીકે અશોકના શૈલ-લેખો ઉપલબ્ધ થતા હોઈને બ્રાહ્મી વર્ણમાલાના મૂળાક્ષરોનું મૌર્યકાલીન સ્વરૂપ પટ્ટ ૧ ના પહેલા ઊભા ખાનામાં દર્શાવવામાં આવ્યું છે. એમાંના અમુક વર્ણોના સ્વરૂપની બાબતમાં નીચેના મુદ્દા નોંધપાત્ર છે :–

अ– એક સીધી ઊભી રેખાની ડાબી બાજુએ મધ્યમાં બે ત્રાંસી રેખાઓ જોડીને આ વર્ણ સાધિત થયો છે. સાથોસાથ એની ડાબી બાજુની ત્રાંસી રેખાઓને ગોળ મરોડ આપવાની પ્રવૃત્તિને લઈને બીજા બે મરોડ પ્રયોજાતા જોવા મળે છે.

आ– આ સ્વરનું અલગ સંકેતચિહ્ન પ્રયોજાતું નહોતું. अના સંકેતચિહ્નની ઊભી રેખાની ટોચે જમણી બાજુ आના અંતર્ગત (medial) સ્વરચિહ્નની નાની આડી રેખા પ્રચલિત પદ્ધતિ મુજબ ૪ જોડીને આ સ્વર સાધિત થયો છે.( એ કર્ણસ્થાને હોઈ 'કર્ણ' કહેવાતો હશે. ગુ. 'કાનો'.) इ, उ, ए અને ओ માટે સ્વતંત્ર ચિહ્ન પ્રયોજાતાં.

ग– બે સરખી ત્રાંસી રેખાઓને ઉપલે છેડેથી કાટખૂણે જોડતાં ग બન્યો છે અને એ મરોડની સાથોસાથ એની ત્રાંસી ભુજાઓને બહિર્ગોળ વળાંક અપાવા લાગ્યો છે, જે વિકાસનો સૂચક છે.

ट–ના ચિહ્નમાં એના વર્તમાન મરોડનો નીચલો મુખ્ય ભાગ નજરે પડે છે.

ढ– આ વર્ણના સ્વરૂપમાં, શિરોરેખાના ઉમેરા સિવાય કંઈ જ ફેરફાર થયો નથી. અર્થાત્ "ઢ" વર્ણનું સ્વરૂપ મૌર્યકાલથી માંડીને આજ સુધી (નાગરી, ગુજરાતી અને કૈથીમાં) એક જ રહ્યું છે. "ઢ એ ઢ રહ્યો છે" એ પ્રકારનો રૂઢિપ્રયોગ કરવામાં આવે છે તે આ વર્ણના વિકાસના સંદર્ભમાં તપાસતાં સાર્થક જણાય છે.

फ–નું ચિહ્ન સ્પષ્ટતઃ પના ચિહ્ન પરથી સાધિત થયું છે.

અશોકના ગિરનાર શૈલ-લેખોમાં પ્રયોજાયેલા વર્ણોના મરોડ તપાસતાં જણાય છે કે એમાં સીધા, વળાંકવાળા અને મિશ્ર ઘાટના મરોડ પ્રયોજાયા છે. કેટલાક અક્ષરોમાં સીધા મરોડની સાથે સાથે તેઓના વળાંકદાર મરોડ પ્રયોજાયા છે; દા. ત. अ, ग, ज, झ, ड, त, द, य, र વગેરેમાં. આવા અક્ષરોના

સીધા અને વળાંકવાળા મરોડોની વપરાશની દૃષ્ટિએ તુલના કરતાં મોટા ભાગના અક્ષરોની બાબતમાં સીધા મરોડો કરતાં વળાંકદાર મરોડ વધારે પ્રમાણમાં પ્રયોજાયા છે. એ ઉપરથી પરિવર્તનનું વધારે વલણ એકંદરે વળાંકદાર મરોડો તરફ વધતું જતું કહી શકાય. વળી આ વર્ણોના મરોડોને ક્ષત્રપ અને ગુપ્તકાલીન મરોડો સાથે સરખાવતાં એમાં પણ આ વલણ ઉત્તરોત્તર સ્પષ્ટતઃ વધતું જતું માલૂમ પડે છે. આ અવલોકન ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે બ્રાહ્મી લિપિના ઘણા મૂળાક્ષર મૂળ સીધા-સુરેખ સ્વરૂપના હોવા જોઈએ.

અશોકના સમયે જુદા જુદા પ્રદેશોમાં બ્રાહ્મી લિપિનું સ્વરૂપ એકસરખું જ હતું; જોકે જૂજ અક્ષરોના મરોડોમાં વૈવિધ્ય નજરે પડે છે ખરું. આ બાબતમાં બે પ્રશ્નો ઉદ્‌ભવે છે : (૧) અશોકના અભિલેખોમાં સામાન્યતઃ એક જ પ્રકારનો મરોડ જોવા મળે છે તે શાથી? (૨) જે અલ્પ પ્રમાણમાં અક્ષરોના વિવિધ મરોડ મળે છે તે કોઈ પ્રાદેશિક વિશિષ્ટતાઓના સૂચક છે કે કેમ?

(૧) પહેલા પ્રશ્નની સમીક્ષા કરીને બ્યૂલર અને દાની એવા અનુમાન પર આવ્યા છે[૫] કે અશોકના અભિલેખોનાં લખાણ રાજધાનીમાંથી રાજ્યના જુદા જુદા પ્રદેશોમાં મોકલવામાં આવતાં, નહિ તો ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમના દૂરદૂરના પ્રદેશોમાં એક જ પ્રકારની લિપિ કેવી રીતે દેખા દે છે એ સમજાવવું મુશ્કેલ છે. બ્યૂલર વિગતમાં ઊતરતાં જણાવે છે કે અશોકના બધા અભિલેખોના શાબ્દિક પાઠના મુસદ્દા પાટલિપુત્રના મુખ્ય સચિવાલયમાં તૈયાર કરવામાં આવતા અને ત્યાંથી એની નકલો પ્રાંતિક સૂબાઓ પર મોકલી આપવામાં આવતી, જે પરથી પ્રાંતિક લેખક (લહિયો) પ્રાદેશિક બોલી પ્રમાણે એની સુધારેલી પ્રત તૈયાર કરી સમ્રાટને આપતો. આ પ્રત તૈયાર કરવામાં લહિયાઓ ઉપર જાણ્યે-અજાણ્યે મૂળ પ્રતના અક્ષરોના મરોડની અસર થતી. વળી એ લહિયાઓ કંઈ હંમેશાં એ પ્રદેશના વતની નહોતા. કેંદ્રમાંથી કે બીજા પ્રદેશોમાંથી આવતા સૂબાઓ, મોટે ભાગે, પોતાના વતનના કે અગાઉના વહીવટના પ્રદેશોમાંથી સચિવો વગેરે લાવતા આ બન્ને કારણોને લઈને અભિલેખોમાં સામાન્યતઃ પ્રાદેશિક વૈવિધ્ય ન આવે એ સ્વાભાવિક છે.

પરંતુ અશોકકાલીન બ્રાહ્મી લિપિના અપ્રાદેશિક સ્વરૂપ વિશે ઉપર જણાવેલાં કારણ વાજબી લાગતાં નથી. અભિલેખોના શાબ્દિક પાઠના મુસદ્દા મગધની રાજધાનીમાંથી મોકલાતા અને એમાં પ્રાદેશિક બોલી પ્રમાણેના શાબ્દિક ફેરફાર કરાતા, તો પછી ભાષાની જેમ લિપિમાં પણ પ્રાદેશિક લક્ષણો આવ્યા વિના રહે નહિ, કારણ? લેખો પ્રજાજનો સમક્ષ મૂકવાના હતા, તેથી તેઓ સમજે

એવી એમની ભાષામાં ફેરફાર કરાતો, તો પછી એ જ કારણસર લોકોને જાણીતી લિપિમાં લખવા માટે લિપિમાં પણ ફેરફાર કરવો પડે. જો ભાષાની જેમ લિપિમાં પણ ત્યારે પ્રાદેશિક ભેદ પ્રવર્તતા હોય અને અભિલેખ માટેની આખરી પ્રત તૈયાર કરી આપનાર લહિયો પ્રાદેશિક બોલી–ભેદનો પૂરો માહિતગાર હોય, તો એ પ્રતના લખાણમાં સ્થાનિક લિપિના મરોડ આવ્યા વિના રહે નહિ, પરંતુ અશોકના અભિલેખોમાં બોલીના સ્પષ્ટ ભેદ હોવા છતાં, એવા લિપિ–ભેદ દેખા દેતા નથી એ હકીકત છે, આથી એનું ખરું કારણ એ જણાય છે કે એ સમયની પ્રચલિત બ્રાહ્મી લિપિની ઉત્પત્તિને ઘણો ઓછો સમય થયો હશે અને તેથી એમાં એવા પ્રાદેશિક મરોડ ઘડાયા નહિ હોય. બ્યૂલર પણ બ્રાહ્મી લિપિની ઉત્પત્તિ અશોકના સમય પહેલાં થોડા સૈકાઓ ઉપર જ થઈ હોવાનું માને છે.[૬]

(૨) અશોકના ગિરનારાદિ અભિલેખોમાં અક્ષરોના મરોડોનું જે થોડું વૈવિધ્ય જોવા મળે છે તે કોઈ પ્રાદેશિક વિશિષ્ટતાઓનું સૂચક છે કે કેમ એ બાબતમાં મુખ્ય બે મત પ્રવર્તે છે: એક મત બ્યૂલર, ઓઝા અને પાંડેયનો છે, જેઓ આ મરોડ–વૈવિધ્યને આકસ્મિક કે ઉપલક નહિ માનતાં પ્રાદેશિકતાનું સૂચક માને છે, જ્યારે બીજા મતના પુરસ્કર્તાઓ – ઉપાસક અને દાની – આ મરોડ-વૈવિધ્યને ઉપલક અને આકસ્મિક માને છે; એમને મતે એમાં કોઈ તાત્ત્વિક વૈવિધ્ય જણાતું નથી.

બ્યૂલરે અશોકના અભિલેખોમાં પ્રાપ્ત મરોડ-વૈવિધ્ય કયા કયા લેખોમાં સમાનપણે જોવા મળે છે એ શોધી, એમને ઉત્તરી અને દક્ષિણી શૈલીના એવા બે મુખ્ય વિભાગોમાં વર્ગીકૃત કરેલ છે.[૭] ગિરનાર, સિદ્દાપુર, ધૌલી અને જૌગડના અભિલેખોમાં अ, आ, ख, ज, म, र, स અને र् સાથેના બધા સંયુક્તાક્ષરો તેમજ અંતર્ગત इ લગભગ સમાન સ્વરૂપે પ્રયોજાયા છે, એટલું જ નહિ, તેઓના મરોડ ઉત્તરના લેખોથી જુદા પડતા હોઈએ દક્ષિણી શૈલીના દ્યોતક છે., બાકીના અભિલેખ ઉત્તરી શૈલીના દ્યોતક છે.

ઓઝાએ[૮] આ વૈવિધ્ય માટે અમુક અંશે દેશભેદને કારણભૂત ગણ્યો છે, તો એની સાથે કેટલેક અંશે લેખકની રુચિ તથા ત્વરાને પણ કારણભૂત ઠેરવ્યાં છે. પાંડેયે[૯] આ મરોડ-વૈવિધ્ય પ્રાદેશિક હોવાનું જણાવ્યું છે, પરંતુ એ અંગેનાં કોઈ કારણ કે ઉદાહરણ આપ્યાં નથી.

ઉપાસકે[૧૦] બ્યૂલરાદિના દેશભેદ અંગેના મતનું ખંડન કરતાં જણાવ્યું છે કે બ્યૂલર જણાવે છે તેવાં દક્ષિણી શૈલીને અલગ પાડતાં મરોડ-વૈવિધ્ય તો

એમણે જણાવેલા માત્ર દક્ષિણી લેખોમાં જ જોવા મળે છે એવું નથી, એવા મરોડ તો એમણે ગણાવેલા ઉત્તરી શૈલીના લેખોમાં પણ જોવા મળે છે. વળી જ્યાંસુધી એક જ પ્રદેશમાં આવેલા અભિલેખોમાં મૂળભૂત વિવિધતાઓનું અસ્તિત્વ હોય ત્યાંસુધી લેખનનાં પ્રાદેશિક સ્વરૂપ તારવી શકાય નહિ; દા. ત. ગિરનારને દક્ષિણી શૈલીનો દ્યોતક ગણવામાં આવે તો એની દક્ષિણે આવેલા સોપારાના લેખને પણ દક્ષિણી શૈલીનો ગણવો જોઈએ, પરંતુ તેઓની વચ્ચે સમાનતા કરતાં મૂળભૂત તફાવત જોવા મળે છે (જેમકે आ ना મરોડ). વળી અક્ષરોના મરોડોનું વૈવિધ્ય જુદા જુદા લેખોમાં અલગ અલગ છે એવું નથી, કેટલીક વાર તો એકના એક અભિલેખમાં પણ અક્ષરોનું મરોડ-વૈવિધ્ય દેખા દે છે. આ મરોડ-વૈવિધ્યને પ્રાદેશિક ધોરણે તારવી શકાતું નથી, છતાં આ મરોડ-વૈવિધ્ય આવ્યું છે એ હકીકત છે. એને માટે ઉપાસક દેશભેદને બદલે પદાર્થભેદને કારણભૂત લેખે છે. અશોકના અભિલેખોની આંતરિક તુલના કરતાં તેઓ જણાવે છે કે શૈલલેખો અને સ્તંભલેખોનાં અભિલેખનો વચ્ચે ફરક નજરે પડે છે અને શૈલલેખોની સરખામણીએ સ્તંભલેખોનું અભિલેખન વધારે સચોટ અને કલાત્મક છે, વળી સ્તંભલેખો કરતાં શૈલલેખોમાં સીધા મરોડ અધિક પ્રમાણમાં પ્રયોજાયા છે, આ ઉપરથી કહી શકાય કે સ્તંભલેખ કુશળ શિલ્પીઓને હાથે કોતરાયા છે, જ્યારે શૈલલેખ સામાન્ય કક્ષાના સ્થાનિક કારીગરોને હાથે કોતરાયા છે. આ ઉપરાંત કાં તો કોતરનારની વ્યક્તિગત કલાત્મક લાક્ષણિકતાઓને લઈને અગર તો કોતરનારના હાથમાં આવેલા મુસદ્દાની પ્રાંતિક કારકુને કરેલી નકલને લઈને પણ આ વૈવિધ્ય આવ્યું હોય.

ઉપાસકની જેમ દાનીએ પણ અશોકના અભિલેખોમાં કોઈ પ્રાદેશિક ભેદ ન હોવાનું પ્રતિપાદન કર્યું છે. દાનીએ એક પટ્ટમાં ઉત્તરી અને દક્ષિણી શૈલીના ગણાવાતા લેખોના મરોડ સાથે સાથે ગોઠવીને બનાવી આપ્યું છે કે ઉત્તરી અને દક્ષિણી શૈલીઓને અલગ કરે તેવો કોઈ આધાર ભાગ્યેજ સાંપડે છે. આ આખોય પ્રશ્ન ખરેખર અભિલેખવિદ્યાનો છે એમ જણાવીને તેઓ સ્પષ્ટ કરે છે કે[11] સ્તંભલેખો અને શૈલલેખો કોતરવાની બાબતમાં સ્તંભલેખ વધારે સારી રીતે કોતરાયા છે એ સાચું, પરંતુ શૈલલેખોને સ્તંભલેખોથી અલગ પાડી શકાય નહિ, કારણ કે તેઓના લેખનની પ્રક્રિયામાં મૂળગત રીતે કોઈ ભેદ છે જ નહિ. ઉત્તર અને દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ, એવાં પ્રાદેશિક વર્ગીકરણ પણ પાડી શકાતાં નથી. કારણ? જુદા જુદા પ્રદેશોમાં એક જ પ્રકારની લેખન-પદ્ધતિ પ્રયોજાતી નજરે પડે છે. એટલું ખરું કે જુદા જુદા લેખો પોતાની આગવી

લેખનશૈલીઓ ધરાવે છે. બ્રાહ્મી લિપિમાં એકના એક અક્ષરનાં બે કે ત્રણ પ્રકારનાં સ્વરૂપ જોવા મળે છે તે લેખનશૈલી કે ટાંકવાની શૈલીને આધારે ઘડાયાં હોવાનું જણાય છે, પરંતુ એમાંની કોઈ પણ શૈલીને કોઈ ચોક્કસ પ્રદેશ સાથે સાંકળી શકાતી નથી.

ઉપરનાં સર્વ ભિન્ન ભિન્ન મંતવ્ય ધ્યાનમાં લેતાં એટલું તો સ્પષ્ટ થાય છે કે અશોકના અભિલેખોમાં રહેલું મરોડોનું વૈવિધ્ય કોઈ પ્રાદેશિક ભેદ સૂચવતું નથી. એવી જ રીતે એ વૈવિધ્ય પદાર્થ–ભેદને કારણે પણ હોવાનું જણાતું નથી. અહીં એ નોંધવું જરૂરી છે કે શૈલલેખો અને સ્તંભલેખોના અક્ષર–મરોડ વચ્ચે ફરક રહેલો હોવાનું જણાવીને ઉપાસક એ અંગે કુશળ શિલ્પીઓ અને સ્થાનિક કારીગરોની કલ્પના કરે છે એ બરાબર નથી, કેમકે, દાની જણાવે છે તેમ, શૈલલેખો અને સ્તંભલેખોના અક્ષરો વચ્ચે કોઈ વિશિષ્ટ મરોડ–ભેદ રહેલો નથી. એમાં જે ફરક રહેલો છે તે શૈલ અને સ્તંભની સપાટીના ઓછાવત્તા સપાટપણાને લીધે અભિલેખનમાં આવતી ઓછીવત્તી સરળતા અને સફાઈને લઈને છે. જેમ પ્રદેશભેદ કે પદાર્થભેદને કારણે આ મરોડ–વૈવિધ્ય હોવાનું જણાતું નથી તેમ લહિયા કે સલાટના અંગત મરોડને કારણે એ ભેદ હોવાની ઓઝા અને બ્યૂલરે કરેલી કલ્પના પણ યથાર્થ જણાતી નથી, તેમજ દાની કહે છે તેવી લેખનશૈલી કે ટાંકવાની શૈલીને કારણે હોવાનું પણ પુરવાર થતું નથી. કારણ? ઉપાસક નોંધે છે તેમ એકના એક લેખમાં અનેક મરોડ દેખા દે છે, એટલું જ નહિ, ક્યારેક તો એકની એક પંક્તિમાં પણ એક અક્ષરના વિવિધ મરોડ પ્રયોજાતા નજરે પડે છે. વળી આવા મરોડ કોઈ ખાસ લેખમાં જ નજરે પડે છે એવું નથી, બધા જ લેખોમાં આ પ્રવૃત્તિ જોવા મળે છે, એટલે લેખનશૈલી, ટાંકણશૈલી, લહિયાના અંગત મરોડ કે સલાટની અંગત લઢણ આ વૈવિધ્ય માટે જવાબદાર જણાતાં નથી.

વધુ સંભવિત તો એ છે કે બ્રાહ્મી લિપિના કેટલાક અક્ષરો (દા. ત. ગિરનારમાં अ, त, य વગેરે)માં સમય જતાં થોડાક મરોડભેદ પ્રચલિત થયો હતો અને અશોકના સમયમાં લહિયાઓ પોતાનાં લખાણોમાં (ઘણું કરીને પોતાની રુચિ પ્રમાણે) જૂના તથા નવા મરોડો પ્રયોજતા હતા. આ ઉપરાંત, જ્યારે એ લખાણ શિલા પર કોતરવામાં આવતું ત્યારે કોતરવાની પ્રક્રિયા દરમ્યાન કેટલાક અક્ષરોમાં જાણ્યેઅજાણ્યે કેટલાક વધુ વિલક્ષણ મરોડ પણ ઊભા થતા. આમ આ બે કારણોને લઈને આ સમયમાં કેટલાક અક્ષરોના બબ્બે ત્રણ-ત્રણ કે એનાથી વધુ મરોડ જોવા મળે છે.

(આ) ક્ષત્રપકાલીન

ગુજરાતમાં મૌર્યો પછી ભારતીય-ગ્રીકોની આણ વર્તતી હતી. આ ભારતીય-ગ્રીકોના સિક્કા મળે છે, પણ એ સિક્કાઓ પરનાં લખાણ ગ્રીક અને ખરોષ્ઠી લિપિઓમાં કોતરેલાં છે. આ સમયનાં બ્રાહ્મી લિપિનાં લખાણ ઉપલબ્ધ થતાં નથી.

ઈ. સ. ૧ ના અરસાથી ગુજરાતમાં બ્રાહ્મી લિપિનાં લખાણ કડીબદ્ધ મળે છે. ઈ. સ. ૧ થી ૪૦૦ ના લગભગ ૪૦૦ વર્ષના ક્ષત્રપકાલ દરમ્યાન પ્રયોજાયેલી બ્રાહ્મી લિપિને મૌર્યકાલીન બ્રાહ્મી લિપિ સાથે સરખાવતાં સ્પષ્ટ જણાય છે કે રૂપાંતરની પ્રક્રિયાને લઈને તેઓની વચ્ચે ઠીક ઠીક અંતર પડી ગયું છે, તેથી આ ક્ષત્રપકાલ દરમ્યાનની બ્રાહ્મી લિપિને 'ક્ષત્રપકાલીન બ્રાહ્મી લિપિ' તરીકે લેખવી ઉચિત છે.

ક્ષત્રપોનાં ક્ષહરાત અને કાર્દમક કુલોના શિલાલેખો, શૈલલેખો, અને સિક્કાઓ વિપુલ પ્રમાણમાં મળે છે. સિક્કાઓ લઘુ કદના હોવાથી તેઓના પર કોતરાયેલા અક્ષરો(આકૃતિ ૫)ના મરોડ સંકુલ બન્યા છે, છતાં પણ શિલા પરના લેખોની સાથોસાથ આ સમયની લિપિનું સ્વરૂપ જાણવામાં સિક્કાઓ ઠીક ઠીક સહાયભૂત થાય છે. વળી આ સમયનાં મુદ્રાઓ, મુદ્રાંકો, મૃત્પાત્રો વગેરે પર લખેલાં ટૂંકાં લખાણ પણ મળે છે. સમકાલીન આભીર રાજા ઈશ્વરદત્તના સિક્કાઓ અને ઈશ્વરરાતનું એક તામ્રપત્ર ઉપલબ્ધ છે. આ તામ્રપત્ર ગુજરાતના તામ્રપત્ર પરના લેખોમાં પ્રાચીનતમ નમૂનો છે. આ તામ્રપત્ર અને દેવની મોરીના સ્તૂપમાંથી મળી આવેલ અસ્થિપાત્ર પરનો લેખ–બંને ઈ. સ. ૪૦૦ ના અરસાનાં છે. ઈ. સ. ૧ થી ઈ. સ. ૩૦૦ ના ગાળા દરમ્યાનની લિપિની સરખામણીએ ઈ. સ. ની ચોથી સદીનાં લખાણોની લિપિ વિકસિત જણાય છે. વળી આ ઉત્તર ક્ષત્રપકાલીન લખાણોની લિપિ ગુપ્તકાલીન લખાણોની વધુ નિકટની જણાય છે, આથી અહીં પટ્ટ ૧ માં ઈ. સ. ૧ થી ૩૦૦ સુધીના મરોડ બીજા ઊભા ખાનામાં અને ઈ. સ. ૩૦૦ થી ૪૦૦ સુધીના મરોડ ત્રીજા ઊભા ખાનામાં ગોઠવ્યા છે.

ક્ષત્રપકાલીન લેખોમાં બધા મળીને ૪૨ વર્ણ પ્રયોજાયા છે. મૌર્યકાલમાં પ્રયોજાયેલા ૩૬ વર્ણોમાંથી અહીં ञ્નો પ્રયોગ થયેલો નથી. બાકીના ૩૫ વર્ણો ઉપરાંત અહીં ई, ऋ એ બે સ્વરો, ठ, श, ष, ळ એ ચાર વ્યંજનો અને વિસર્ગનો[૧૨] પ્રયોગ થયેલો જોવા મળે છે.

ક્ષત્રપકાલીન લેખોમાં પ્રયોજાયેલા વર્ણોની, મૌર્યકાલીન વર્ણોના મરોડ સાથે તુલના કરતાં જણાય છે કે ए, ज, ठ, ढ, थ અને ब વર્ણોનું સ્વરૂપ લગભગ મૌર્યકાલીન છે, જ્યારે બાકીના વર્ણોના સ્વરૂપમાં ઠીક ઠીક રૂપાંતર થયાં જણાય છે.

મૌર્યકાલથી ક્ષત્રપકાલના આરંભ સુધી અને ક્ષત્રપકાલ દરમ્યાન થયેલાં રૂપાંતરોને કારણે બ્રાહ્મી વિશિષ્ટ સ્વરૂપ પામી છે. આ રૂપાંતરની પ્રક્રિયામાં (૧) શિરોરેખાનો પ્રયોગ, (૨) વર્ણોના પરિમાણમાં ફેરફાર, (૩) ત્વરાથી અને ચાલુ કલમે લખવાને કારણે વધુ ગોળ મરોડનો પ્રચાર વગેરે કારણભૂત જણાય છે.

### (૧) શિરોરેખાનો પ્રયોગ

મૌર્યકાલ અને ક્ષત્રપકાલ વચ્ચેના ગાળાનાં બ્રાહ્મી લખાણ ગુજરાતમાંથી ઉપલબ્ધ થયાં નથી, પરંતુ ભારતવર્ષના ઇતર ભાગોમાંથી આ કાલ દરમ્યાન લખાયેલાં બ્રાહ્મી લખાણ મળ્યાં છે તે પરથી એમ જણાયું છે કે આ સમય દરમ્યાન બ્રાહ્મી લિપિમાં કેટલાંક મહત્ત્વનાં પરિવર્તન થયાં હતાં. ખાસ કરીને પહોળી અથવા ધારદાર કલમનું નવું સાધન અપનાવવાને લઈને અક્ષરોની ઊભી રેખાઓને ટોચેથી જાડી કરીને નીચે જતાં ધીમે ધીમે પાતળી કરવાની લઢણ પ્રચલિત બની હતી.[૧૩] આને લઈને અક્ષરની ટોચે જાણે કે નાનીશી શિરોરેખા ઉમેરાવી શરૂ થતી હોય એવો ભાસ થાય છે.

નહપાનના સમયના લેખોમાં અક્ષર આવા પ્રકારે કોતર્યા જણાય છે; દા. ત. अ, क, घ, च, छ વગેરેના પહેલા મરોડ. રુદ્રદામાના સમયથી અક્ષરોની ટોચો બંધાતી સ્પષ્ટપણે જોવા મળે છે અને નાનીશી આડી રેખા સ્વરૂપે શિરોરેખા વ્યક્ત થવા લાગી છે. આ વલણ ઉત્તરોત્તર વધતું જાય છે.

જે વર્ણોનાં મથાળાં સીધી ઊભી કે ત્રાંસી રેખાવાળાં છે તેઓને મથાળે શિરોરેખા બંધાઈ છે; જેમકે अ, आ, ई, क, घ, च, छ, ङ, ढ, त, द, प, फ, म, म, य, र, ल, व, ष, स, ह અને ळ ના મરોડ. આમાંના घ, प, म અને स જેવા બે ટોચવાળા વર્ણોમાં તેઓની ડાબી બાજુની ઊભી રેખા પર અને य માં એની મધ્યની ઊભી રેખા પર શિરોરેખા નિશ્ચિતપણે કરવામાં આવે છે, જ્યારે તેઓની જમણી બાજુની ઊભી રેખાને મથાળે ક્યારેક શિરોરેખા બંધાતી નજરે પડે છે. अ, आ અને म ની બન્ને ત્રાંસી ટોચો પર મુખ્યત્વે શિરોરેખા કરવામાં આવે છે.

ક્ષત્રપકાલના આરંભમાં उ અને न ની ટોચે શિરોરેખા થતી જોવા મળતી નથી, પરંતુ થોડા સમય પછી તેઓની ટોચો પર પણ શિરોરેખા નિશ્ચિતપણે થવા લાગે છે.

### (૨) વર્ણોના પરિમાણમાં ફેરફાર

ક્ષત્રપકાલમાં કેટલાક વર્ણોના મરોડ, અગાઉ લંબાઈ-પહોળાઈમાં લગભગ સપ્રમાણમાં હતા તે, ઊંચા–પાતળા બનેલા જણાય છે; જેમકે अ, क અને ज ના મરોડ. આ વર્ણોમાં સીધી ઊભી રેખાની, નીચે તરફની, લંબાઈ વધી છે અને ઉપરથી નીચે તરફ જતાં આ રેખા પાતળી થતી જણાય છે. કલમના કસબને લઈને આ પ્રકારે આ વર્ણોના મરોડ ઘડાયા છે.

વળી કેટલાક અક્ષરોની ઊંચાઈ ઘટે છે અને પહોળાઈ વધે છે; જેમકે घ, प, फ, ष, स અને ह ના મરોડ. આ વર્ણોમાં ડાબી બાજુની સીધી ઊભી રેખાને થોડી ટૂંકી કરી નાખવામાં આવેલી છે. એવી રીતે જમણી બાજુની રેખાને થોડી ઊંચે લંબાવી એની ટોચને ડાબી બાજુની ટોચની સપાટીએ રાખવામાં આવી છે, આથી આવા વર્ણોમાં ઊંચી રેખા ટૂંકાઈને મધ્યમ કદની બને છે અને નીચી રેખા પણ લંબાઈને મધ્યમ કદની બને છે. આ પ્રવૃત્તિ ક્ષત્રપકાલના આરંભ પહેલાંથી શરૂ થઈ હતી એમ ભારતના ઇતર ભાગોમાંથી ઉપલબ્ધ થયેલા તત્કાલીન લેખો પરથી જણાય છે.[૧૪] આ જાતની પ્રક્રિયાથી આ વર્ણ, જે અગાઉ મૌર્યકાલમાં ગોળ મરોડવાળા હતા તે, સીધા મરોડવાળા બન્યા છે. આગળ જતાં આ વર્ણો પાછા ગોળ મરોડ ધારણ કરે છે.

च, छ અને व માં સીધી ઊભી રેખાને ટૂંકી કરવામાં આવેલી છે.

### (૩) વર્ણોના વળાંકવાળા મરોડનો પ્રચાર

ક્ષત્રપકાલીન વર્ણોના મરોડમાં સીધી રેખાવાળા મરોડ વળાંકવાળા બનતા જાય છે. આ વલણ છેક મૌર્યકાલથી અમુક અંશે શરૂ થયેલું, જે ઉત્તરોત્તર વધતાં ક્ષત્રપકાલમાં વ્યાપક બનેલું જણાય છે. આ વળાંકવાળા મરોડથી અક્ષરો વધુ ઝડપથી લખાય તેવા અને દેખાવમાં વધુ મરોડદાર હોવાનું માલૂમ પડે છે.

ક્ષત્રપકાલના આરંભ સુધીમાં આવો વળાંકદાર મરોડ કેટલાક વર્ણોએ લઈ લીધો હતો; જેમકે अ, आ, क, ख, ग, च, छ, ज, ड, त, म, र, ल અને श માં; જ્યારે કેટલાક વર્ણ ક્ષત્રપકાલના આરંભમાં સીધા મરોડવાળા હતા તે

આગળ જતાં વળાંકદાર મરોડવાળા થયા; જેવા કે उ, ओ, घ, ण, न, प, फ, ष, स અને ह ના મરોડ.

આ વળાંકવાળા મરોડોમાં अ, आ, ૧૫ क, ज્ઞ અને र માં સીધી ઊભી રેખા નીચે તરફ લંબાઈને ડાબી બાજુએ વળાંક ધારણ કરે છે. क માં ક્યારેક મધ્યની આડી રેખા નીચે તરફ ઝૂકીને વળાંક ધારણ કરતી જણાય છે; જેમકે ત્રીજા ખાનાના क ના મરોડ.

જે વર્ણોમાં સીધી ઊભી, આડી કે ત્રાંસી રેખાઓ દ્વારા ખૂણા બનતા હતા તેઓ અહીં ગોળ વળાંક ધારણ કરે છે; દા. ત. उ, ओ, ग, घ, प, फ, य, ष, स અને ह ના મોટા ભાગના મરોડોમાં.

અહીં કેટલાક વર્ણ તો ક્ષત્રપકાલની શરૂઆતમાં (બીજા ખાનામાં) અંશતઃ અને અંતભાગમાં ઘણે અંશે ગોળ મરોડવાળા બન્યા છે. સાધારણ રીતે આવા વર્ણ ચાલુ કલમે લખાયાનું જણાય છે; દા. ત. च, छ, ड, ण, न, प, ल, ह ના મોટા ભાગના મરોડ ગોળ છે.

ક્ષત્રપકાલમાં લિપિ-વિકાસની પ્રક્રિયાનાં કેટલાંક સામાન્ય લક્ષણ તપાસ્યા પછી, હવે આ સમયમાં ગુજરાતમાં પ્રથમ વાર પ્રાપ્ત થતા ई, ऋ, ठ, श, ष અને ळ વર્ણોનું સ્વરૂપ તપાસીએ.

ई- આ સ્વરનું મૂળ સ્વરૂપ જાણવા મળતું નથી, પરંતુ પછીનાં સ્વરૂપો પરથી એ સ્વરૂપ હ્રસ્વ इ નાં ત્રણ બિંદુઓની નીચે ચોથું બિંદુ મૂકતાં ઘડાતું હશે અને વખત જતાં એનાં ઉપલાં અને નીચલાં બિંદુઓને એક સીધી ઊભી સુરેખાથી સાંધવામાં આવી હશે.

ऋ- ચાષ્ટન-રુદ્રદામાના અંધૌના લેખમાં આ સ્વર પ્રયોજાયો છે. બે ત્રાંસી રેખાઓને વચ્ચેથી પરસ્પર દુભાગીને આ સ્વર સૂચવવામાં આવ્યો છે.

ठ- આ ચિહ્ન અર્ધવૃત્તાકાર ट ના ચિહ્ન પરથી સાધિત થયું છે. એમાં એના વર્તમાન મરોડનો નીચલો મુખ્ય ભાગ નજરે પડે છે.

श- અશોકના ગિરનાર શૈલલેખોમાં આ વર્ણ પ્રયોજાયો ન હતો, પરંતુ અન્ય પ્રદેશોમાં કોતરાયેલ અશોકના લેખોમાં એનો પ્રયોગ થયો હતો. મૌર્ય-કાલમાં બે ત્રાંસી સુરેખાઓથી ઉપલી ટોચે બનતા ખૂણાની મધ્યમાં એક સીધી

ઊભી રેખા નીચેની તરફ દોરીને આ વર્ણ મુખ્યત્વે સૂચિત કરવામાં આવતો હતો.[૧૬]

ક્ષત્રપકાલમાં આ વર્ણ એના વિકસિત સ્વરૂપે પ્રયોજાયેલો પ્રાપ્ત થાય છે. બે ત્રાંસી રેખાઓ અને તેઓની વચ્ચેના ખૂણાએ સળંગ ગોળ મરોડ ધારણ કર્યો છે, જ્યારે મધ્યની સીધી ઊભી રેખા કદમાં નાની બની છે અને ક્યાંક ક્યાંક એનાં સ્થળ તથા આકારમાં ફેરફાર પડ્યો છે. આ વર્ણના મુખ્ય વૃત્તાકાર મરોડમાં ક્ષત્રપકાલ દરમ્યાન વિકાસ થતો રહ્યો છે.

ष– આ વર્ણ પણ અશોકના ગિરનાર શૈલલેખોમાં પ્રયોજાયો ન હતો, પરંતુ અન્ય પ્રદેશના સમકાલીન લેખોમાં[૧૭] પ્રયોજાયો હોવાથી એનું સ્વરૂપ જાણવા મળે છે. ત્યાં એક સીધી ઊભી રેખાને નીચલે છેડેથી જમણી બાજુએ વાળી, ઊભી રેખાની મધ્યમાં જમણી બાજુએ નીચેના જેવો એક વળાંક જોડીને આ વર્ણ સૂચવાતો. ક્ષત્રપકાલમાં આ વર્ણ घ, प અને फ વર્ણોની માફક સીધા મરોડનો બન્યો છે.

ळ– આ વર્ણનું મૌર્યકાલીન સ્વરૂપ જાણવા મળતું નથી, પરંતુ એ પછીના કાલનું સ્વરૂપ ઈ. પૂ. બીજી સદીના સાંચી અને હાથીગુંફા લેખોમાં જોવા મળે છે.[૧૮] આ વર્ણ સમકાલીન ड ના વળાંકદાર મરોડ સાથે ઘણું જ સામ્ય ધરાવતો દેખાય છે. ક્ષત્રપકાલમાં પણ આ વર્ણ સમકાલીન ड સાથે ઘણું જ સામ્ય ધરાવે છે.

ક્ષત્રપકાલમાં પ્રયોજાયેલા વર્ણોમાં કેટલાક વર્ણ તેઓના મરોડના વિકાસની દૃષ્ટિએ તેમજ આકાર–વૈશિષ્ટ્યની દૃષ્ટિએ મહત્ત્વના છે. इ નાં ત્રણ બિંદુઓએ ક્યાંક ક્યાંક નાનીશી રેખાઓનું સ્થાન લેવા માંડ્યું છે. ओ માં અગાઉની ઊભી રેખાએ ત્રાંસી રેખાનું સ્વરૂપ ધારણ કર્યું છે, જેથી અંગ્રેજી કક્કાના છેલ્લા અક્ષર Z જેવો એનો મરોડ (પડેલો મરોડ) બન્યો છે. આગળ જતાં આખોય મરોડ ચાલુ કલમે લખાતાં ગોળ રૂપ ધારણ કરે છે, જેમાં ઉપલી આડી રેખામાં વચ્ચે ખાંચો પાડવામાં આવે છે. ख ના મૌર્યકાલીન બે મરોડોનો ગાંઠ વગરનો મરોડ ક્ષત્રપકાલના આરંભમાં પ્રયોજાતો રહ્યો છે, સાથોસાથ ગાંઠવાળા મરોડની ગાંઠને ત્રિકોણ-રૂપે વિસ્તારીને સાધિત કરવામાં આવ્યો છે. ગાંઠ વગરનો મરોડ સમકાલીન દખ્ખણના લેખોમાં[૧૯] અને ત્રિકોણાકાર સ્વરૂપનો મરોડ સમકાલીન ઉત્તરના લેખોમાં[૨૦] પ્રયોજાતો જણાય છે. નહપાનના સમયમાં દખ્ખણી અને ઉત્તરી બન્ને મરોડ પ્રયોજાતા હતા, પરંતુ આગળ જતાં માત્ર

ત્રિકોણવાળો ઉત્તરી મરોડ જ પ્રયોજાવો ચાલુ રહે છે. ચોથા મરોડમાં ઉપલા અવયવની મધ્યમાં ખાંચો પાડ્યો છે, જે વિલક્ષણ છે. ग ની ત્રાંસી રેખાઓએ સળંગ કલમે લખાવાને કારણે ગોળ મરોડ ધારણ કર્યો છે. આગળ જતાં ઉપરનો ગોળ વળાંક સીધી રેખાનું સ્વરૂપ ધારણ કરતો જણાય છે. च અને छ ના અગાઉના મરોડની ઊભી રેખાને ટૂંકી કરીને, च માં નીચેના અર્ધવૃત્તાકારને કલાત્મક વળાંકવાળો બનાવીને અને छ માં બંને બાજુનાં અર્ધવૃત્તોને અલગ અલગ વૃત્તનું સ્વરૂપ આપી આડા અંગ્રેજી આડડા (∞) જેવા કલાત્મક મરોડ પ્રયોજવામાં આવે છે. ड ના મૌર્યકાલીન વિકસિત મરોડ(પહેલા ખાનાના છેલ્લા બે મરોડ)ના નીચલા છેડાને જમણી બાજુએ લંબાવતાં ક્ષત્રપકાલીન મરોડ ઘડાયો છે. કલમ ઉઠાવ્યા વિના ત્વરાથી લખવાને કારણે આ મરોડ ઘડાયો હોવાનું જણાય છે.

ण નો મૌર્યકાલીન મરોડ ક્ષત્રપકાલના આરંભમાં પ્રયોજાતો હતો. એ મરોડનો આ સમય દરમ્યાન વિકાસ થયો છે. નીચેની આડી રેખા ઉપરની તરફ બહિર્ગોળ વળાંક ધારણ કરવા લાગી; દા. ત. બીજો અને ત્રીજો મરોડ, જે વળાંક અક્ષરને ચાલુ કલમે લખવાને કારણે ક્ષત્રપકાલના અંત સમયે નવો જ મરોડ ધારણ કરે છે (જેમકે ત્રીજા ખાનાના). એ મરોડમાં સીધી ઊભી રેખાને નીચલે છેડેથી ડાબી બાજુએ વાળી એનું વૃત્ત બનાવીને, એને જમણી બાજુએ લંબાવવામાં આવે છે. ચોથા સૈકામાં રચાયેલો આ મરોડ છેક નવમા શતક સુધી પ્રયોજાતો રહ્યો છે. બીજા ખાનાના ત્રીજા મરોડમાં અને ત્રીજા ખાનાના મરોડમાં ઉપલી આડી રેખાને ખાંચાદાર (તરંગાકાર) બનાવી છે. બીજા ખાનાનો પહેલો અને છેલ્લો મરોડ વિશિષ્ટ છે. સંભવતઃ ઉપરની તરંગાકાર આડી રેખાના દરેક પાંખડાને મધ્યની આડી રેખા સાથે અલગ અલગ જોડીને ચાલુ કલમે લખતાં આ મરોડ ઘડાયાનું જણાય છે.[૨૧]

त ના વિવિધ મરોડોમાં પહેલા મરોડની ત્રાંસી રેખાઓને સળંગ અર્ધ-ગોળ મરોડ આપીને સાધિત કરવામાં આવેલો મરોડ (બીજા ખાનાનો છેલ્લો અને ત્રીજા ખાનાના બંને મરોડ) વિશેષ પ્રયોજાતો રહ્યો છે. એના ઊલટા-સૂલટી મરોડો(બીજા ખાનાના વચલા બન્ને મરોડો)માં ત્રીજો મરોડ અનુકાલના સંદર્ભમાં તપાસતાં વિકાસનો સૂચક છે. એનું સ્વરૂપ આ વર્ણના વર્તમાન સ્વરૂપની નિકટનું છે. द ના મૌર્ય અને ક્ષત્રપકાલીન સ્વરૂપ વચ્ચે ઘણું અંતર પડી ગયું છે. બીજા પ્રદેશોમાંથી મળતાં વચલા ગાળાનાં સ્વરૂપો ઉપરથી જણાય છે કે એના મૌર્યકાલીન મરોડને ચાલુ કલમે લખતાં એનો મધ્યનો ભાગ ધીરે ધીરે

સંકુલ બનતો ગયો અને નીચલી રેખા ગોળ વળીને જમણી તરફ વળવા લાગી.[૨૨] પહેલો મરોડ એ સ્વરૂપનું સુરેખ સ્વરૂપ દર્શાવે છે. એ સ્વરૂપના કૌણિક અવયવો સમય જતાં ગોળ મરોડવાળા બને છે. આને લઈને બનતો મરોડ સમકાલીન ड ના મરોડને ઘણે અંશે મળતો બન્યો છે; જોકે ड ની પીઠ द ની અપેક્ષાએ સહેજ ઊંચી છે. घ નો એના મૌર્યકાલીન મરોડ કરતાં ઊલટો મરોડ અહીં પ્રયોજાયો છે; જોકે અશોકના બીજા કેટલાક લેખોમાં ગિરનારના घ કરતાં ઊલટું (ક્ષત્રપકાલમાં પ્રયોજાયું છે તેવું) સ્વરૂપ પ્રયોજાયું હતું.[૨૩]

न નો વિકાસ સમકાલીન ण ની માફક થયો છે. म નો પહેલો મરોડ મૌર્યકાલીન મરોડની નિકટનો છે. મૌર્યકાલમાં આરંભાયેલી ઉપરની નાની રેખાને ડાબી બાજુએ ખસેડવાની પ્રવૃત્તિ અહીં પણ ચાલુ રહી છે. એ રેખાની નીચે બાકીની સીધી રેખાઓને વળાંકવાળો મરોડ અપાયો, જેમાં આડી રેખાની મધ્યમાં ખાંચો પાડીને બે બહિર્ગોળ વળાંક કરવામાં આવ્યા. પરિણામે म નો ક્ષત્રપકાલીન મરોડ વર્તમાન બાળબોધ ल ના મરોડને મળતો બન્યો છે. म ના મૌર્યકાલીન મરોડની સાથોસાથ એનો સુરેખ મરોડ પણ અહીં આરંભમાં પ્રયોજાયો છે; જોકે આ સમય દરમ્યાન म ની ડાબી કે જમણી ત્રાંસી રેખાને વળાંકવાળી કરવામાં આવતી જોવા મળે છે. ત્રીજા ખાનાના પહેલા મરોડમાં નીચેની રેખા લુપ્ત છે, જે સિક્કાઓના નાના કદને કારણે હોવાનું જણાય છે. ल ની જમણી ઊભી રેખાને ગોળ મરોડ આપીને ડાબી તરફ ઝુકાવવાની પ્રવૃત્તિ અહીં આરંભાઈ છે, જે દક્ષિણી અસરની સૂચક છે.[૨૪] व માં શિરોરેખાના ઉમેરાવા સાથે ઉપલી રેખાની ઊંચાઈ ઘટી છે અને ક્યારેક તો વર્ણના નીચલા ગોળ કે ત્રિકોણ અવયવને જાણે કે શિરોરેખા સાથે સીધો જોડી દીધો હોય એમ લાગે છે.

આમ મૌર્યકાલીન વર્ણોના મરોડ સાથે ક્ષત્રપકાલીન વર્ણોના મરોડની તુલના કરતાં કેટલેક અંશે ક્ષત્રપકાલીન વર્ણોના મરોડમાં રૂપાંતર થયાનું જણાય છે. કેટલાક વર્ણોના પરિમાણમાં ફેરફાર થયા છે, સીધી રેખાવાળા મરોડ વળાંકદાર બન્યા છે. એમાંય રેખાઓને ખાંચાદાર (તરંગાકાર) આપવાની પ્રવૃત્તિ ખાસ નોંધપાત્ર છે. ચોથા સૈકામાં વિકસિત સ્વરૂપ પામેલા વર્ણ, ઘણે અંશે, તેઓનાં અનુકાલીન સ્વરૂપોની અવસ્થા પામેલા જણાય છે.

મૌર્યકાલીન બ્રાહ્મી લિપિ, ઉપર જોયું તેમ, કોઈ પ્રાદેશિક લક્ષણો ધરાવતી નહોતી, પરંતુ સમય જતાં એ લિપિમાં પ્રાદેશિક રૂપાંતર થતાં ગયાં. ક્ષત્રપકાલીન

બ્રાહ્મી લિપિના વિકાસમાં સ્વાભાવિક રૂપાંતરની પ્રક્રિયા ઉપરાંત કેટલીક સ્વાભાવિક બાહ્ય અસરો પણ વરતાય છે.

ક્ષત્રપવંશનાં રાજકુલો પૈકી ક્ષહરાત કુલના રાજાઓના શિલાલેખ ગુજરાતમાં મળ્યા નથી, પરંતુ એમના સિક્કાઓ અહીંથી મળ્યા છે. આ ક્ષહરાત ક્ષત્રપોના જે શિલાલેખ મળ્યા છે તે મહારાષ્ટ્રમાં આવેલી ગુફાઓમાં કોતરેલા હોવાથી એની લિપિ પશ્ચિમ દખ્ખણની પ્રાદેશિક અસર ધરાવતી હોવા સંભવે છે. આ લેખો ઉપર સાતવાહન વંશના આરંભિક સમયના અભિલેખોની લિપિની સ્પષ્ટ અસર જોવા મળે છે, તો વળી ख જેવા કેટલાક અક્ષરોમાં મથુરાના શક-ક્ષત્રપોના લેખોની લિપિની અસરો પણ ભળી જણાય છે. આ સમયે શકો અને યવનોનો પશ્ચિમ દખ્ખણમાં સંપર્ક જોતાં ઉત્તર ભારતની કેટલીક અસર દાખલ થઈ હોવાનું તદ્દન સ્વાભાવિક છે.[૨૫]

કાર્દમક કુલના ક્ષત્રપ રાજાઓ ઉજ્જેનથી રાજ્ય કરતા હોઈ એમના અભિલેખોમાં પૂર્વ માળવાની લિપિની અસર રહેલી છે,[૨૬] પરંતુ સમય જતાં આ લિપિ પર પશ્ચિમ દખ્ખણની લિપિની અસર આવતી ગઈ. આ અસર સમકાલીન સાતવાહનો સાથેના સારા-નરસા સંપર્કને લઈને આવી મનાય છે, પરંતુ એ અગાઉ ક્ષહરાત ક્ષત્રપોના સમયની લિપિની અસર પણ આવી હશે, જે લિપિમાં પણ પશ્ચિમ દખ્ખણની સ્પષ્ટ અસર રહેલી હતી.

આ રીતે ક્ષત્રપકાલ દરમ્યાન ગુજરાતમાં એક નવો લિપિ-પ્રકાર ઘડાયો. આ લિપિ-પ્રકારમાં ઉત્તરી અને દક્ષિણી શૈલીની અસરોનાં ચિહ્ન નીચે પ્રમાણે વરતાય છે : अ, आ, क, ज અને र ના નીચલા છેડાઓને ડાબી બાજુએ વાળવા, ब તેમજ प માં ડાબી બાજુની ઊભી રેખામાં અને ओ તેમજ ण માં ઉપલી આડી રેખામાં ખાંચા પાડવા, ल ની ઊભી રેખાને ડાબી બાજુએ વાળવી, વગેરે દક્ષિણી શૈલીનાં લક્ષણો વ્યક્ત કરે છે; જ્યારે ख ના નીચેના છેડે ત્રિકોણાકાર બનવો, य ની ડાબી બાજુને અંદરની તરફ વાળવી, સંયુક્તાક્ષરોમાં य નો દ્વિકાકાર મરોડ[૨૭] ઐચ્છિકપણે પ્રયોજવો, વગેરે ઉત્તરી શૈલીની અસરનાં દ્યોતક છે.

આ પરથી ગુજરાતની આ લિપિમાં ઉત્તરી શૈલીની સરખામણીએ દક્ષિણી શૈલીની વિશેષ અસર રહેલી જણાય છે. આ અસર ક્ષત્રપકાલના ઉત્તર ભાગમાં સવિશેષ પ્રમાણમાં દેખા દે છે; જેમકે न અને ण જેવા અક્ષરોમાં નીચેનો વૃત્તાકાર થવા લાગે છે; अ, क, र વગેરેના નીચલા છેડા ડાબી બાજુએ વધુ ગોળ વળીને સહેજ ઉપર ચડતા બન્યા છે.

## ( ઇ ) ગુપ્તકાલીન

ગુપ્તકાલ દરમ્યાન ગુજરાતમાંથી ખરોષ્ઠી અને ગ્રીક-રોમન લિપિઓનો વપરાશ બિલકુલ બંધ થયો. હવે સર્વત્ર બ્રાહ્મી લિપિનું પ્રચલિત સ્વરૂપ પ્રયોજાવા લાગ્યું. બ્રાહ્મી લિપિનું ગુપ્તકાલીન સ્વરૂપ એના ક્ષત્રપકાલીન સ્વરૂપની તુલનાએ તપાસતાં જણાય છે કે કેટલાક વર્ણોમાં રૂપાંતર વિશેષ થયું છે., તેથી બ્રાહ્મીના ગુપ્તકાલીન સ્વરૂપને દર્શાવવા માટે પટ્ટના ચોથા અને પાંચમા ખાનામાં આ કાળના અનુક્રમે સ્કંદગુપ્તના શૈલલેખમાં[૨૮] અને ત્રૈકૂટક દહ્રસેનના તામ્રલેખ તેમજ સિક્કાલેખોમાં પ્રયોજાયેલા વર્ણોના મરોડ ગોઠવ્યા છે.[૨૯] ( વળી જુઓ આકૃતિ ૬-૧૭. )

ગુપ્તકાલમાં એકંદરે ૩૭ વર્ણ પ્રયોજાયા છે, જેમાં જિહ્વામૂલીય[૩૦] અને ङ નો પ્રયોગ ગુજરાતમાં પ્રથમ વાર મળે છે. આમાંના ङ નો સાદો-સીધો મરોડ જોતાં જણાય છે કે એનું મૂળ સ્વરૂપ પણ એવું જ હોવું જોઈએ. એક સીધી ઊભી રેખાને ઉપલે અને નીચલે છેડે, જમણી બાજુએ એક એક નાની આડી રેખા જોડીને, આ વર્ણ પ્રયોજાયો છે. આ સિવાયના ગુપ્તકાલમાં પ્રયોજાયેલા વર્ણોનું સ્વરૂપ તપાસીએ :

(૧) ज, ढ[૩૧] અને ब વર્ણોના મરોડ બહુધા મૌર્યકાલીન છે, જ્યારે બાકીના મોટા ભાગના વર્ણોના મરોડ ક્ષત્રપકાલમાં ઘડાયા હોવાથી તેઓનું ક્ષત્રપકાલીન સ્વરૂપ અહીં ચાલુ રહેલું નજરે પડે છે; જેમકે अ, आ, क,[૩૨] ख, ग, च, ण, त,[૩૩] द, न, प, फ,[૩૪] म, य, र, ल, व, स અને ह ના મરોડ બહુધા ક્ષત્રપકાલીન સ્વરૂપ ધરાવે છે.

(૨) આ સમયે ट ને મથાળે શિરોરેખા બંધાવી શરૂ થઈ છે. શિરોરેખાની બાબતમાં અહીં બે મુદ્દા નોંધપાત્ર છે : એક તો, ગુપ્તોના લેખોમાં શિરોરેખા સાધારણ રીતે નક્કર બિંદુ-સ્વરૂપે પ્રયોજાઈ છે, જ્યારે ત્રૈકૂટકોના લેખોમાં એ નાની આડી રેખાના સ્વરૂપે વ્યક્ત થઈ છે; બીજું, અગાઉ બે ટોચવાળા વર્ણોની મુખ્યત્વે બંને ટોચે શિરોરેખા કરવામાં આવતી; દા. ત. अ, आ, प અને ष ના મરોડ; ગુપ્તકાલમાં તેઓની જમણી બાજુની ઊભી રેખાને મથાળે શિરોરેખાનો સદંતર અભાવ જોવા મળે છે.

(૩) छ, ढ, ल અને व જેવા અક્ષરોની ઊંચાઈ તેઓના ક્ષત્રપકાલીન મરોડોની અપેક્ષાએ ઘટેલી જણાય છે, આથી અક્ષરોના મરોડમાં કલાત્મકતાનું પ્રમાણ

કંઈક ઓછું થયેલું હોવાની છાપ પડે છે, પરંતુ વાસ્તવમાં તો ण, न અને ल જેવા અક્ષરોના મરોડ વધારે પ્રમાણમાં વળાંકદાર સ્વરૂપે પ્રયોજાયા છે.

ગુપ્તકાલીન બ્રાહ્મીને ભારતની તત્કાલીન ઉત્તર પ્રદેશોની બ્રાહ્મી લિપિ સાથે સરખાવીએ તો સ્પષ્ટ જણાય છે કે ગુજરાતમાં બ્રાહ્મી લિપિના રૂપાંતરની પ્રક્રિયા લાંબા સમયથી ચાલી આવે છે તે આ સમયે પણ ચાલુ રહી છે. સ્કંદગુપ્તનો ગિરનાર શૈલલેખ સૌરાષ્ટ્રના પ્રાદેશિક લિપિ–મરોડમાં લખાયો છે. આ લિપિપ્રકાર દેખીતી રીતે આ પ્રદેશની પ્રાક્કાલીન (ક્ષત્રપકાલીન) લિપિનું અનુસંધાન ધરાવે છે. ઉત્તર ભારતના સમકાલીન લિપિ–પ્રકારોની સરખામણીએ આ પ્રદેશના આ લિપિ-પ્રકારમાં દક્ષિણી શૈલીની કેટલીક સ્પષ્ટ અસર તરી આવે છે;[૩૫] દા. ત. अ, क અને र ના નીચલા છેડાઓને ડાબી બાજુએ ગોળ વાળવા, ल ની જમણી ભુજાને ગોળ મરોડ આપવો, અંતર્ગત उ ના ચિહ્નને ડાબી કે જમણી બાજુએ ગોળ મરોડ આપવો,[૩૬] વગેરેમાં.

ઉત્તર ગુજરાતમાંથી આ સમયના કોઈ લેખ મળ્યા નથી, પણ દક્ષિણ ગુજરાતમાં ત્રૈકૂટક વંશના દહ્રસેનના તામ્રલેખ અને સિક્કાલેખ મળે છે. ત્રૈકૂટક વંશનો મૂળ પ્રદેશ–ત્રિકૂટ કોંકણમાં આવેલો હતો અને એ વંશના રાજાઓએ કલચુરિ સંવત અપનાવ્યો હતો, જે પશ્ચિમ દખ્ખણમાં શરૂ થયો જણાય છે. આમ કોંકણના ત્રૈકૂટકોની સત્તા દક્ષિણ ગુજરાતમાં પ્રસરતાં ગુજરાત પર દખ્ખણની કેટલીક અસર પ્રસરી હોવાનું સ્પષ્ટ થાય છે. ગુજરાત પર દખ્ખણની અસર ક્ષત્રપકાલના છેક આરંભથી થવા લાગી હતી, જે ત્રૈકૂટકોના સમયે વધુ વ્યાપક બનતી જાય છે. સૌરાષ્ટ્રના ગુપ્તલેખોમાં જણાતી દક્ષિણી શૈલીની અધિક અસર પાછળ દખ્ખણની આ અસર હોવી સંભવે. દહ્રસેનના લેખોમાં તો દક્ષિણી શૈલીની અસર સૌરાષ્ટ્રના ગુપ્તલેખો કરતાંયે વિશેષ જોવા મળે છે;[૩૭] દા. ત. ઉપર સ્કંદગુપ્તના લેખના સંદર્ભમાં કથિત દક્ષિણી લક્ષણો ઉપરાંત इ ના મરોડમાં ઉપલા બિંદુનું બહિર્ગોળ (તરંગાકાર) રેખાત્મક સ્વરૂપ, द ના મરોડમાં મધ્યનું કોણિક સ્વરૂપ, पौ માં[૩૮] અંતર્ગત औ ના નૂતન મરોડનો પ્રયોગ થવો, વગેરે.

આ ત્રૈકૂટક લિપિ–પ્રકારના ઊગમથી થોડા સમયમાં ગુજરાતમાં એક વિશિષ્ટ પ્રાદેશિક લિપિનો ઉદ્ભવ થાય છે. અહીં એટલું નોંધવું બસ છે કે સ્કંદગુપ્તના શૈલલેખ, અગાઉના ( બ્રાહ્મીના ક્ષત્રપકાલીન ) લિપિ–પ્રકારની અને હવે પછી ત્રૈકૂટકોની અસરથી વિકસનાર મૈત્રકકાલીન લિપિ–પ્રકારની વચ્ચેનો અંકોડો પૂરો પાડે છે.[૩૯]

ઉપર વર્ણોના મરોડને આધારે મૌર્યોથી ગુપ્તો સુધીના આઠસો વર્ષના ગાળામાં બ્રાહ્મી લિપિનું સ્વરૂપ અને એમાં આવેલાં ક્રમિક રૂપાંતરોની ચર્ચા કરી. લિપિવિદ્યામાં વર્ણો અને તેઓનું સ્વરૂપ સવિશેષ મહત્ત્વનાં ગણાય છે, તેમ છતાં અંતર્ગત સ્વરચિહ્નો, સંયુક્ત વ્યંજનો, સંકેતચિહ્નો અને અંકચિહ્નોનું સ્વરૂપ અને તેઓનું ક્રમિક રૂપાંતર પણ સર્વાંગીણ લિપિ-વિકાસ સમજવા માટે જાણવું જરૂરી છે. વર્ણોના વિકાસની સાથોસાથ તેઓના આકાર–પ્રકારમાં ફેરફાર પડવાને કારણે તેઓની સાથે જોડવામાં આવતાં અંતર્ગત સ્વરચિહ્નોને જોડવાની પદ્ધતિમાં ફરક પડે છે, વળી વર્ણની સાથે જ એ ચિહ્ન પ્રયોજવાનાં હોવાથી તેઓના મરોડોમાં પણ રૂપાંતર થયા કરે છે. એવી રીતે વર્ણોના મરોડમાં રૂપાંતર થતાં, તેઓને પરસ્પર સંયોજવાની પદ્ધતિમાં પણ ફેર પડે છે. વળી આખોય સંયુક્ત વ્યંજન ચાલુ કલમે લખવાની પ્રવૃત્તિને કારણે પણ યુક્ત વ્યંજનોના મરોડમાં રૂપાંતર થયા કરે છે. એ બાબત સંકેતચિહ્નોને પણ એટલી જ લાગુ પડે છે. અંકો પ્રયોજવાની પદ્ધતિ પણ લિપિનો ભાગ છે, એમાં પણ રૂપાંતર થતાં રહે છે. આ બાબત ધ્યાનમાં લેતાં તેઓનું સ્વરૂપ અને એમાં થતાં રૂપાંતરોને ટૂંકમાં નિરૂપવા માટે પટ્ટ–૨ તૈયાર કર્યો છે. એમાં ત્રણ ઊભાં ખાનાંઓમાં અનુક્રમે મૌર્ય, ક્ષત્રપ અને ગુપ્ત એ ત્રણે કાલના અમુક અમુક મહત્ત્વના નમૂના આપીને તેઓનાં સ્વરૂપ અને વિકાસ દર્શાવવા પ્રયાસ કર્યો છે.

## અંતર્ગત સ્વરચિહ્નો

જ્યારે વ્યંજનમાં ( अ સિવાયના ) સ્વર ભેળવવામાં આવે છે ત્યારે હાલ તો તે તે સ્વરના મૂળ ચિહ્નને બદલે તે તે સ્વરનું એક જુદી જાતનું જ ચિહ્ન પ્રયોજવામાં આવે છે. આ ચિહ્નને અંતર્ગત સ્વરચિહ્ન (medial vowel-sign ) કહેવામાં આવે છે, જ્યારે સ્વરના મૂળ ચિહ્નને આરંભિક કે મૂળ સ્વરચિહ્ન ( initial vowel-sign ) કહે છે. આ કાલ દરમ્યાન વ્યંજનોમાં આ અંતર્ગત સ્વરચિહ્ન કેવી રીતે જોડાતાં એ પટ્ટ–૨ માં બતાવવામાં આવ્યું છે.

આરંભિક કે મૂળ સ્વરચિહ્નો અને વ્યંજનચિહ્નોની જેમ અંતર્ગત સ્વરચિહ્નોના મરોડમાં પણ દેશ–કાલ અનુસાર ઘણાં પરિવર્તન થયાં છે. તેઓનાં સૌથી જૂનાં સ્વરૂપ મૌર્યકાલીન અભિલેખોમાં દેખા દે છે. અશોકના ગિરનારના શૈલલેખોમાં એકંદરે આઠ અંતર્ગત સ્વરચિહ્ન પ્રયોજાયાં છે: आ, इ, ई, उ, ऊ, ए, ऐ અને ओ. વ્યંજન-ચિહ્નોથી વ્યક્ત થતા વ્યંજનોને અકારાંત ગણેલા હોવાથી अ ના અલગ સ્વરચિહ્નની આવશ્યકતા ઊભી થતી

નથી, જ્યારે બાકીનાં અંતર્ગત સ્વરચિહ્ન ( ऋ, ॠ, ऌ, ॡ અને औ ) લેખોની પ્રાકૃત ભાષાને કારણે પ્રયોજાયાં નથી. આગળ જતાં ક્ષત્રપકાલથી ऋ અને औ-નાં અંતર્ગત સ્વરચિહ્ન મળવા લાગે છે.

આજે તો સ્વરનાં મૂળ ચિહ્નોને બદલે તે તે સ્વરનું જુદી જાતનું ચિહ્ન વ્યંજનની સાથે પ્રયોજવામા આવે છે, પરંતુ મૌર્યકાલમાં અમુક અંતર્ગત સ્વરચિહ્નો મૂળ સ્વરૂપે કે એના ઉપરથી સાધિત થયેલાં પ્રયોજાતાં હતાં;[૪૦] દા. ત. को અને गो માં ओ નો મૌર્યકાલમાં વિકલ્પે પ્રયોજાતો મરોડ[૪૧] સ્પષ્ટપણે વર્ણને મથાળે ભેળવેલો જણાય છે, જ્યારે અમુક અંતર્ગત સ્વરચિહ્ન મૂળ સ્વરૂપ પરથી સાધિત થવાને બદલે સ્વતંત્રપણે પણ શોધાયાં હતાં.[૪૨]

અંતર્ગત સ્વરચિહ્નો જોડવાની પદ્ધતિ ઘણી સરળ જણાય છે. આ સ્વરચિહ્ન મૂળાક્ષરને મથાળે કે મૂળાક્ષરની નીચે, જમણી કે ડાબી બાજુએ જોડાતાં જોવા મળે છે. સામાન્ય રીતે જુદાં જુદાં સ્વરચિહ્ન વ્યંજનાક્ષરના નિશ્ચિત અંગ સાથે જોડાય છે; જેમકે आ, इ, ई નાં અંતર્ગત સ્વરચિહ્ન મૂળાક્ષરને મથાળે જમણી બાજુએ જોડાય છે; દા. ત. का, कि અને की ના મરોડ. उ અને ऊ નાં અંતર્ગત સ્વરચિહ્ન મૂળાક્ષરને નીચલે છેડે જમણી બાજુએ જોડાય છે (દા. ત. कु અને कू ના મરોડ), જ્યારે ऋ નું અંતર્ગત સ્વરચિહ્ન મૂળાક્ષરને નીચલે છેડે ડાબી બાજુએ પ્રયોજાતું હોવાનું એના ક્ષત્રપકાલીન પ્રયોગ પરથી સૂચિત થાય છે. ए અને ऐ નાં અંતર્ગત સ્વરચિહ્ન મૂળાક્ષરને મથાળે ડાબી બાજુએ પ્રયોજાય છે; દા. ત. के અને चै ના મરોડ. ओ નું અંતર્ગત સ્વરચિહ્ન મૂળાક્ષરને મથાળે ઊભું પ્રયોજાય છે (દા. ત. को નો મરોડ). એવી જ રીતે औ નું અંતર્ગત સ્વરચિહ્ન પણ વર્ણને મથાળે ઊભું પ્રયોજાતું હોવાનું ક્ષત્રપકાલીન पौ પરથી સૂચિત થાય છે. સ્વરચિહ્નોને જોડવા માટેનાં સ્થાનોને લગતી આ પદ્ધતિ સામાન્ય રીતે મૂળાક્ષરના ઉપલા છેડા અને નીચલા છેડા સીધા અને ઊભા હોય ત્યારે બરાબર બંધ બેસે છે, પરંતુ જ્યારે આ છેડા ત્રાંસા કે ગોળ હોય ત્યારે કેટલીક વાર સ્વરચિહ્નો જોડવાનાં સ્થાનોમાં ફેરફાર કરવો પડે છે. આ પદ્ધતિ અને પ્રક્રિયા પછીના સમયમાં પણ લાગુ પડતી જણાય છે.

અંતર્ગત સ્વરચિહ્નોનું સ્વરૂપ અને એમાં થતાં રૂપાંતર વર્ણોનાં રૂપાંતરોની પ્રક્રિયાને સુસંગત જણાય છે.

आ નું અંતર્ગત સ્વરચિહ્ન મૌર્યકાલમાં એક નાની આડી રેખા-રૂપે સામાન્યતઃ વર્ણને મથાળે જમણી બાજુએ કર્ણ-કાનને સ્થાને જોડીને વ્યક્ત

કરવામાં આવતું હતું (દા. ત. का), પરંતુ જ્યારે વર્ણની ટોચ આડી રેખાવાળી કે વળાંકવાળી હોય ત્યારે આ અંતર્ગત સ્વરચિહ્ન વર્ણના ઉપલા છેડાને બદલે મધ્ય ભાગમાં જોડાય છે; જેમકે णा અને था ના મરોડ. ક્ષત્રપકાલમાં આ અંતર્ગત સ્વરચિહ્ન મુખ્યત્વે મૌર્યકાલીન સ્વરૂપે પ્રયોજાય છે (જેમકે सा); સાથોસાથ એની નાની આડી રેખા લંબાઈમાં વધીને વળાંકદાર મરોડ પણ ક્યાંક ક્યાંક ધારણ કરવા લાગી છે (દા. ત. का માં), જે વિકાસ-સૂચક છે. અહીં था માં આ અંતર્ગત સ્વરચિહ્નને મૌર્યકાલીન પદ્ધતિએ વચ્ચે ન પ્રયોજતાં વર્ણની ટોચે પ્રયોજ્યું છે. ला માં ल ની ટોચનો વળાંકવાળો મરોડ ઘડાયો હોવાથી આ સ્વરચિહ્ન વર્ણને મથાળે ઉમેરવાને બદલે એના મધ્યભાગમાં ઉમેર્યું છે. ગુપ્તકાલમાં ક્ષત્રપકાલીન का માં દેખા દેતા આ અંતર્ગત સ્વરચિહ્નના વળાંકવાળા મરોડનો પ્રચાર વધ્યો છે; જેમકે रा નો મરોડ. અહીં था અને ला અગાઉની માફક પ્રયોજાયા છે.

इ નું અંતર્ગત સ્વરચિહ્ન મૌર્યકાલમાં એક આડી રેખાને જમણે છેડે એક ઊભી રેખા જોડીને કાટખૂણાકારે વર્ણની ટોચે જમણી બાજુએ પ્રયોજવામાં આવતું (દા. ત. सि); કેટલીક વાર એ ખૂણાને બદલે વળાંકદાર મરોડ પણ પ્રયોજાતો હતો (દા. ત. कि). ગિરનારના શૈલલેખોમાં આ વળાંકદાર મરોડનો વપરાશ વધારે પ્રમાણમાં નજરે પડે છે. णि માં આ અંતર્ગત સ્વરચિહ્નની આડી રેખા વર્ણની આડી રેખામાં ભળી ગઈ છે. घि માં ટોચથી સહેજ નીચે વળાંક-વાળી રેખા દ્વારા આ અંતર્ગત સ્વરચિહ્ન વ્યક્ત કરવામાં આવ્યું છે. ક્ષત્રપકાલમાં આ અંતર્ગત સ્વરચિહ્નનો ગોળ વળાંકદાર મરોડ પ્રયોજાયો છે. આ વિકસિત મરોડ વર્ણને મથાળે જમણી બાજુએથી વળાંક લઈને મુખ્યત્વે ડાબી બાજુએ ઝૂકે છે (જેમકે ति, थि અને यि ના મરોડ), પરંતુ ક્યારેક એને નીચેની તરફ ઝુકાવવાને બદલે સહેજ ઉપરની તરફ કલાત્મક રીતે ચડાવવામાં આવે છે (દા. ત. मि નો મરોડ). ગુપ્તકાલ દરમ્યાન આ અંતર્ગત સ્વરચિહ્નનું ક્ષત્રપકાલીન સ્વરૂપ ક્યાંક ક્યાંક પ્રયોજાતું રહ્યું છે (જેમકે जि), પરંતુ એની તુલનાએ એનો વિકસિત મરોડ વ્યાપક પ્રમાણમાં આ સમયે પ્રચલિત બન્યો છે (દા. ત. ति, मि અને यि ના મરોડ). અગાઉ ડાબી બાજુએ ઝૂકીને અધવચ્ચેથી અટકી જતા આ અંતર્ગત સ્વરચિહ્નના મરોડને અહીં આગળ લંબાવીને વર્ણના મથાળા સાથે સાંકળ્યો છે, જેથી પૂર્ણવૃત્તાકાર કે (જ્યાં બે ટોચ હોય ત્યાં) આડા અર્ધવૃત્તાકાર જેવો મરોડ બન્યો છે.

ई નું અંતર્ગત સ્વરચિહ્ન મૌર્યકાલમાં અંતર્ગત इ ના ચિહ્નની આડી રેખાને જમણી બાજુએ લંબાવી એને છેડે ઊભી રેખા જોડીને (અર્થાત્ અંતર્ગત इ ના મરોડમાં એના જેવો જ બીજો મરોડ જમણી બાજુએ જોડીને) વ્યક્ત કરવામાં આવે છે (જેમકે की). આ અંતર્ગત સ્વરચિહ્ન ण અને थ સાથે સમકાલીન णि અને थि ની માફક જોડાયું છે. ક્ષત્રપકાલમાં આ અંતર્ગત સ્વરચિહ્નનો વિકાસ થયેલો નજરે પડે છે. અહીં એની ડાબી તેમજ જમણી બાજુની રેખાઓ સળંગ વળાંક ધારણ કરીને ગોળ મરોડ વર્ણની ટોચે પ્રયોજાય છે (જેમકે की અને जी ના મરોડ). વળી સાથોસાથ ક્યારેક ડાબી બાજુનો વળાંક જમણી બાજુ તરફ વળે છે અને જમણી બાજુનો વળાંક ડાબી બાજુ તરફ વળે છે, જેમાં ડાબી બાજુના વળાંકના પ્રમાણમાં જમણી બાજુનો વળાંક ઘણો લાંબો છે (જેમકે ती અને पी ના મરોડ). ગુપ્તકાલમાં એ ક્ષત્રપકાલીન મરોડ ક્યાંક ક્યાંક પ્રયોજાયો છે (જેમકે ती નો મરોડ), પરંતુ બહુધા એનાથી ઊલટી પ્રક્રિયાનું સૂચન કરતો મરોડ અહીં વ્યાપકપણે પ્રયોજાયો છે ( દા. ત. खी અને पी ના મરોડ). એ બે મરોડો પૈકી ઊલટી દિશાનો આ મરોડ એના વર્તમાન સ્વરૂપ તરફ વિકાસ કરવાની દિશાનું સૂચન કરતું હોઈને ખાસ નોંધપાત્ર ગણાય. जी માં આ અંતર્ગત સ્વરચિહ્નના વૃત્તનો જમણો છેડો અધવચ્ચે અટકી ન જતાં લંબાઈને પૂર્ણવૃત્તનું સ્વરૂપ ધારણ કરે છે.

उ નું અંતર્ગત સ્વરચિહ્ન મૌર્યકાલમાં વર્ણના નીચલા છેડે જમણી બાજુએ સ્વરનું મૂળ સ્વરૂપ જોડીને સૂચવાય છે. આ જાતનું જોડાણ વર્ણનો નીચલો છેડો ઊભી (કે ત્રાંસી) રેખાવાળો હોય, ત્યારે સહેલાઈથી થઈ શકે છે. આ જોડાણ વખતે આ અંતર્ગત સ્વરચિહ્નની ઊભી રેખા વર્ણના નીચલા છેડાની ઊભી રેખા સાથે એકાકાર થતી હોઈ, પરિણામે તો વર્ણના નીચલા ઊભા છેડે આડી રેખા જ જોડવામાં આવતી હોય એમ જણાય છે (જેમકે कु નો મરોડ); પરંતુ જ્યારે વર્ણનો નીચલો છેડો આડી રેખાવાળો હોય ત્યારે આ અંતર્ગત उ નું ચિહ્ન એની જમણી બાજુએ નીચે (દા. ત. नु માં) અને એ નીચલો છેડો ગોળ મરોડવાળો હોય તો એમાં પણ બહિર્ગોળની નીચે એક ઊભી રેખા જોડીને સૂચવવામાં આવે છે (જેમકે मु). ક્ષત્રપ અને ગુપ્ત કાલમાં આ અંતર્ગત સ્વરચિહ્નની નીચે જોડાતી આડી રેખા જમણી બાજુએ અને ઊભી રેખા ડાબી બાજુએ ગોળ વળી અને ધીમે ધીમે સહેજ ઉપર ચડી; જોકે આ પ્રક્રિયા દરમ્યાન વર્ણોના મરોડમાં રૂપાંતર થતાં એ ગોળ વળાંક, ડાબી અથવા જમણી બાજુએ

પણ કેટલાક વર્ણો સાથે પ્રયોજાવા લાગ્યો; દા. ત. ક્ષત્રપકાલમાં मु ના બંને મરોડ અને ગુપ્તકાલનો क़ુ નો મરોડ.

ऊ નું અંતર્ગત સ્વરચિહ્ન મૌર્યકાલમાં उ ના ચિહ્નમાં એવડું જ ચિહ્ન ઉમેરીને વર્ણને નીચલે છેડે જમણી બાજુએ જોડી વ્યક્ત થાય છે; જોકે એની ઊભી રેખા વર્ણની ઊભી રેખા સાથે એકાકાર થતી હોવાથી, જાણે વર્ણને નીચલે છેડે બે આડી રેખાઓ જોડીને એ સૂચવવામાં આવતું હોય એમ જણાય છે (જેમકે रू). धू માં એ બે આડી રેખાઓમાંની ઉપલી આડી રેખા ચાપ ઉપર જોડી છે. जू અને पू માં નીચલા છેડા આડા અને ગોળ હોવાથી આ બે રેખાઓ સહજપણે જોડાઈને કોણદાર બની છે. સમય જતાં અંતર્ગત उ ના ચિહ્નની માફક આ અંતર્ગત સ્વરચિહ્નનો પણ ગોળ મરોડ પ્રયોજાય છે અને એ જમણી અથવા ડાબી બાજુએ વળવા લાગે છે. ક્યાંક ક્યાંક એનો વિલક્ષણ મરોડ નજરે પડે છે; દા. ત. ક્ષત્રપકાલમાં नू ના એક મરોડમાં એ અંગ્રેજી મૂળાક્ષર 'F' જેવો બન્યો છે. र નો નીચલો છેડો સાધારણ ગોળ મરોડવાળો હોવાથી એને નીચલે છેડે અંતર્ગત उ કે ऊ નાં ચિહ્ન જોડતાં આકાર-ભ્રમ થાય ને એ નિવારવા માટે र ની જમણી બાજુએ મધ્યમાં આ સ્વરચિહ્ન પ્રયોજવામાં આવતાં. रू ના ક્ષત્રપકાલીન સ્વરૂપમાં અર્ધવૃત્તાકારે અને ગુપ્તકાલીન સ્વરૂપમાં બે ત્રાંસી સુરેખાઓ વડે આ અંતર્ગત સ્વરચિહ્ન સૂચવાયું છે. ક્ષત્રપ-કાલના मू નો બીજો મરોડ નોંધપાત્ર છે. વર્ણના નીચલા છેડે સાધારણ રીતે પ્રયોજાતી આડી રેખા (પહેલા મરોડમાં છે તેમ), અહીં અંતર્ગત ऊ ની લંબાવેલી પૂંછડીને છેડે, ચાલુ કલમે, જોડી દીધી છે.

ऋ ના અંતર્ગત સ્વરચિહ્નનો મૌર્યકાલીન પ્રયોગ પ્રાપ્ત થતો નહિ હોવાથી એનું એ કાલનું સ્વરૂપ જાણવા મળતું નથી. ક્ષત્રપકાલમાં આ અંતર્ગત સ્વરચિહ્ન વર્ણના નીચેના ભાગમાં, ડાબી બાજુએ નીચેથી વળાંક લેતી ઊભી રેખા જોડીને પ્રયોજાયો છે. આરંભમાં એનો વળાંક ઓછો હતો (જેમકે कृ અને गृ), પરંતુ સમય જતાં એ વધુ વળાંકદાર મરોડ ધારણ કરે છે. ગુપ્તકાલમાં પણ એ વળાંકદાર મરોડ પ્રયોજાયો છે. એ વળાંકદાર મરોડને પણ વર્ણની સાથે ચાલુ કલમે લખતાં તેઓની કલાત્મકતામાં વધારો થાય છે (જેમકે पृ, मृ, सृ). આને કારણે આ અંતર્ગત સ્વરચિહ્ન સમકાલીન અંતર્ગત उ ના મરોડથી અલગ પડી આવે છે.

અંતર્ગત ए નું ચિહ્ન મૌર્યકાલમાં વર્ણને મથાળે ડાબી બાજુએ એક નાની આડી રેખા જોડીને સૂચવાતું (જેમકે के માં). પછીના કાલમાં એ આડી રેખા

વળાંકવાળી (ક્યારેક તરંગાકાર ધારણ કરતી) બને છે. ક્ષત્રપકાલમાં આ અંતર્ગત સ્વરચિહ્ન ण અને थ સાથે તે તે કાલની પ્રચલિત પદ્ધતિ મુજબ પ્રયોજાયું છે. ક્ષત્રપકાલમાં દક્ષિણી અસરને કારણે म ની ડાબી બાજુએ મધ્યમાં અંતર્ગત સ્વરચિહ્ન જોડવાની પ્રવૃત્તિ વધી છે, જે સમય જતાં વધુ વ્યાપક બનતી જણાય છે. ગુપ્તકાલમાં थे અને मे(બીજો મરોડ)માં આ અંતર્ગત સ્વરચિહ્ન ગોળ મરોડે, વર્ણના નીચલા-ડાબા છેડે પ્રયોજાયું છે, જે વિલક્ષણ છે. ગુપ્તકાલીન मे ના પહેલા સ્વરૂપમાં એનો મરોડ આ અંતર્ગત સ્વરચિહ્નના અર્વાચીન મરોડને મળતો બન્યો છે, જે અપવાદરૂપ ગણાય.

અંતર્ગત ऐ નું સ્વરચિહ્ન અંતર્ગત ए ના ચિહ્નની આડી રેખાની નીચે એક સમાંતર આડી રેખા ઉમેરીને મૌર્યકાલ દરમ્યાન પ્રયોજવામાં આવતું. चै માં એ બે રેખાઓ ત્રાંસી બની છે, જ્યારે थै માં એ બે સમાંતર રેખાઓ थ ની ડાબી બાજુએ મધ્યમાં પ્રયોજાઈ છે. ક્ષત્રપકાલમાં બહુધા એ મરોડ પ્રચલિત રહેલો જણાય છે (જેમકે नै અને वै ના મરોડ); જ્યારે ક્યાંક ક્યાંક એનો વિકાસ થયેલો નજરે પડે છે; દા. ત. शै માં નાની આડી રેખાઓ લંબાઈમાં વધીને વળાંકદાર મરોડ ધારણ કરી વર્ણને મથાળે જોડાઈ છે. ગુપ્તકાલમાં પણ આ અંતર્ગત સ્વરચિહ્ન ગોળ મરોડે પ્રયોજાતું જોવા મળે છે.

અંતર્ગત ओ નું ચિહ્ન મૌર્યકાલમાં, મૂળાક્ષર ओ ના વૈકલ્પિક સ્વરૂપને વર્ણને મથાળે જોડીને સૂચવાય છે; જેમકે को અને गो માં. गो માં ग ની ટોચે અંતર્ગત आ અને વર્ણની ડાબી બાજુએ મધ્યમાં અંતર્ગત ए જોડીને (અથવા ओ ના મૂળ મરોડને ત્રાંસો કરી ग ની ડાબી રેખામાં એકાકાર કરીને) સૂચવાયો હોવાનું જણાય છે. बो માં તો અંતર્ગત आ અને અંતર્ગત ए એ બંનેની આડી રેખાઓ અનુક્રમે જમણી બાજુએ અને ડાબી બાજુએ મધ્યમાં જોડી હોવાનું સૂચિત થાય છે. સમય જતાં અંતર્ગત ओ નું ચિહ્ન અંતર્ગત आ અને અંતર્ગત ए ના મરોડ અને પદ્ધતિ મુજબ પ્રયોજાતું નજરે પડે છે. ક્ષત્રપ અને ગુપ્તકાલના નમૂનાઓ આ બાબતને સ્પષ્ટ કરે છે.

औ ના અંતર્ગત સ્વરચિહ્નનો મૌર્યકાલમાં પ્રયોગ થયેલો મળતો નથી. ક્ષત્રપકાલમાં ત્રણ પ્રકારે આ અંતર્ગત સ્વરચિહ્ન ઉપલબ્ધ થાય છે: पौ સાથે એક પ્રકારે, मौ સાથે બીજા પ્રકારે અને यौ અને सौ સાથે ત્રીજા પ્રકારે. पौ માં અંતર્ગત ओ ના ચિહ્નની ટોચે ડાબી બાજુએ, વધારામાં એક નાની આડી રેખા ઉમેરેલી છે. એનું પરિવર્તિત સ્વરૂપ यौ અને सौ ની સાથે જોડાયેલા અંતર્ગત औ ના ચિહ્નમાં વ્યક્ત થાય છે, જે પાછળના લેખોમાં (જુઓ ગુપ્તકાલીન

નમૂનાઓ. ) બંને બાજુના વળાંકદાર મરોડ સાથે પ્રયોજાયેલું જોવા મળે છે. मौ માં म નું જોડાયેલું સ્વરૂપ ન તો અશોકના કોઈ લેખમાં મળે છે કે ન તો પાછળના લેખોમાં એનો પ્રચાર થયેલો જોવા મળે છે, આથી આ ચિહ્ન મૌર્યકાલ પહેલાંનું હોય અને લેખકને એની જાણકારી હોઈને એણે એનો પ્રયોગ કર્યો હોય એમ સંભવે.[૪૩]

આમ એકંદરે મૌર્યથી ગુપ્તોના કાલાવધિ દરમ્યાન અંતર્ગત સ્વરચિહ્નોનો ઠીક વિકાસ થયો છે અને તેઓના સુરેખ મરોડ ધીમે ધીમે વળાંકદાર મરોડ ધારણ કરતા થયા છે, જેને લઈને અક્ષરોની કલાત્મકતા વધી છે.

## સંયુક્ત વ્યંજનો

બ્રાહ્મી સંયુક્ત વ્યંજનો વ્યંજનની નીચે વ્યંજન ઊભો જોડીને પ્રયોજાય છે (જુઓ પટ્ટ ૨). આ પ્રક્રિયામાં સામાન્ય રીતે ઉપલા વ્યંજનને કદમાં સાદા વ્યંજન જેટલો રાખવામાં આવે છે, જ્યારે નીચલા વ્યંજનનું કદ ઠીક ઠીક ઘટાડવામાં આવે છે; દા. ત. મૌર્યકાલીન द्स, प्त, स्व; ક્ષત્રપકાલીન ज्ञ; ગુપ્તકાલીન म्बु, વગેરેમાં. સંસ્કૃત વ્યાકરણની દૃષ્ટિએ તો પૂર્વનો વ્યંજન હલંત હોઈ એનું કદ ઘટાડવું જોઈએ, પરંતુ લેખનમાં એ કાં તો નહિ ફાવવાને કારણે અગર સંયુક્ત વ્યંજનોની કલાત્મકતા ઘટવાની દહેશતને કારણે ઊલટી પ્રક્રિયા સ્વીકારાતી નજરે પડે છે. વ્યંજનોને પરસ્પર જોડતી વખતે, જો પૂર્વ વ્યંજનને નીચલે છેડે બે પાંખ હોય તો, ઉત્તર વ્યંજનનો ઉપલો છેડો બહુધા પૂર્વ વ્યંજનને જમણે છેડે જોડવામાં આવે છે; દા. ત. મૌર્યકાલીન ग्व, स्प; ક્ષત્રપકાલીન त्र, र्या, श्व, स्य; ગુપ્તકાલીન त्र, र्ग, श्व, स्य વગેરેમાં.

પૂર્વ વ્યંજનની નીચે ઉત્તર વ્યંજન જોડવાની સાધારણ પદ્ધતિની બાબતમાં મૌર્યકાલમાં અને એય ગિરનારના શૈલલેખોમાં, ક્યાંક ક્યાંક નોંધપાત્ર અનિયમિતતાઓ જોવા મળે છે; જેમકે स्ट અને व्य માટે स ની નીચે ट અને व ની નીચે य જોડવા જોઈએ, એને બદલે ઉત્તર વ્યંજનો (ट અને य)ની નીચે પૂર્વ વ્યંજનો (स અને व) જોડ્યા છે. એવી રીતે प्त તેમજ त्प ને માટે प्त નો મરોડ જ પ્રયોજાય છે. ઉત્તર વ્યંજન અને પૂર્વ વ્યંજનના વ્યુત્ક્રમની આ લેખોમાં વરતાતી અનિયમિતતા લહિયાની અંગત વિલક્ષણતા ગણાય કે પછી એ સમયે આવા સંયુક્ત વ્યંજનોમાં પૂર્વ-ઉત્તર વ્યંજનોનાં સ્થાન નિશ્ચિત થયાં નહોતાં એમ મનાય એ નક્કી કરવું મુશ્કેલ છે. પછીના સમયમાં અમુક અટપટા સંયુક્ત વ્યંજનોમાં બંને પ્રકારના સ્થાનક્રમ વિકલ્પે જોવા મળે

છે ને એ વિકલ્પ લેખનમાં તથા મુદ્રણમાં અદ્યાપિ ચાલુ છે ( દા. ત. ચિન્હ અને ચિહ્ન ) એ અહીં નોંધપાત્ર ગણાય.

મૌર્યકાલમાં પૂર્વ વ્યંજન કે ઉત્તર વ્યંજન તરીકે ર પ્રયોજવાનો હોય ત્યારે મોટે ભાગે એની સાથે જોડાતા વ્યંજનની ઊભી રેખા કે ત્રાંસી રેખામાં ર નો સર્પાકાર મરોડ એકાકાર થાય છે; દા. ત. क्र, र्त કે त्र ના મરોડ. ક્ષત્રપકાલ અને ગુપ્તકાલમાં પૂર્વ વ્યંજન કે ઉત્તર વ્યંજન તરીકે ર પોતાના નિશ્ચિત સ્થાને જોડાય છે. પૂર્વ વ્યંજન તરીકે ર ને પ્રયોજતી વખતે એની નીચેના ગોળ અવયવનો સાધારણ રીતે લોપ કરવામાં આવે છે, તેથી ઉત્તર વ્યંજનની ટોચે એક ઊભી રેખા ઉમેરી હોય એવું દેખાય છે; જેમકે र्या અને र्ग. ઉત્તર વ્યંજન તરીકે ક્ષત્રપકાલમાં ર નો સર્પાકાર મરોડ દેખા દે છે ( દા. ત. त्र ), જ્યારે ગુપ્તકાલમાં એનો સુરેખ વળાંકદાર મરોડ પ્રયોજાય છે ( જેમકે त्र ).

ક્ષત્રપકાલથી વર્ણોની ટોચે શિરોરેખા બંધાવા લાગી હતી. સંયુક્ત વ્યંજનો પ્રયોજતી વખતે બહુધા વ્યંજનની ટોચની શિરોરેખાનો લોપ કરવામાં આવતો. જો કે ક્ષત્રપકાલમાં र्या ના વચ્ચેના य ની ટોચે અને श्च માં च ની ટોચે શિરોરેખા યથાવત્ રહી છે. જેમ પૂર્વનો ર ઉત્તર વ્યંજન સાથે જોડાય ત્યારે એના નીચલા ગોળ છેડાનો લોપ કરવામાં આવતો, તેમ પૂર્વના क ની બાબતમાં પણ કરવામાં આવતું; જેમકે क्ष અને क्ष्मी ના મરોડ. ક્ષત્રપકાલીન ज्ञ અને ગુપ્તકાલીન म्बु ના મરોડ પરથી સૂચિત થાય છે કે જો ઉત્તર વ્યંજનોનાં મથાળાં આડી રેખાવાળાં હોય અને પૂર્વ વ્યંજનના નીચલા છેડા આડા કે ગોળ હોય તો તેઓના સંયોજન વખતે વચ્ચે એક નાની ઊભી સુરેખા ઉમેરવામાં આવતી, જેથી એ સંયુક્ત વ્યંજનો સ્પષ્ટપણે ઊકલી શકે. ગુપ્તકાલીન ज्ञा માં પૂર્વ વ્યંજન ज ની નીચલી આડી રેખા અને ઉત્તર વ્યંજન ज ની ઉપલી આડી રેખા એકાકાર કરી ગોળ મરોડ આપ્યો છે. સંયુક્ત વ્યંજનને ચાલુ કલમે લખવાની પ્રવૃત્તિનો એ સૂચક છે. ક્ષત્રપકાલથી ઉત્તર વ્યંજન તરીકે य ના બે મરોડ પ્રયોજાવા શરૂ થયા છે: એક તો य નો સમકાલીન પ્રચલિત સ્વરૂપનો મરોડ અને બીજો વળાંકવાળો–હૂકના આકારનો મરોડ ( જુઓ ક્ષત્રપકાલીન स्य ના તથા ગુપ્તકાલીન स्य ના બબ્બે મરોડ. ). હૂકના આકારના મરોડનો પ્રયોગ સમય જતાં પહેલા મરોડની અપેક્ષાએ વધુ ને વધુ પ્રચલિત બનતો જાય છે.

એકંદરે બ્રાહ્મી સંયુક્ત વ્યંજનો વર્ણોના વિકાસને અનુરૂપ બનવાની સાથોસાથ ચાલુ કલમે લખાવાને કારણે કલાત્મક બનતા જાય છે.

## અયોગવાહ – ચિહ્નો

અનુસ્વાર, વિસર્ગ, જિહ્વામૂલીય, ઉપધ્માનીય—એ અયોગવાહોનાં ચિહ્ન પટ્ટ–૨ માં દર્શાવવામાં આવ્યાં છે.

અનુસ્વાર બિંદુ-સ્વરૂપે કરવાની પદ્ધતિ છેક મૌર્યકાલથી દેખા દે છે. પછીના સમયમાં બિંદુ સ્વરૂપના વિકલ્પે નાની આડી રેખા જેવું સ્વરૂપ પણ પ્રયોજાતું નજરે પડે છે; જેમકે ક્ષત્રપકાલીન पं અને ગુપ્તકાલીન नां मां. મૌર્યકાલમાં અનુસ્વારનું બિંદુ વર્ણના ઉપરના ડાબા ખૂણામાં કરવામાં આવતું (દા. ત. कं અને घं), જે સમય જતાં વર્ણની ટોચે કરાવા લાગ્યું.

વિસર્ગ અનુસ્વારની માફક બહુધા બે બિંદુસ્વરૂપે અને ક્વચિત્ બે નાની આડી રેખા સ્વરૂપે પ્રયોજાય છે. મૌર્યકાલમાં એનો પ્રયોગ મળતો નથી, પછીના લેખોમાં એ નિયમિત મળે છે. વિસર્ગનું ચિહ્ન વર્ણની જમણી બાજુએ કરવામાં આવે છે. જો સંયુક્ત વ્યંજન સાથે એને પ્રયોજવાનું હોય તો એ મુખ્યત્વે પૂર્વ વ્યંજનને લક્ષમાં રાખીને કરવામાં આવે છે; જેમકે म्नः અને त्यः ના મરોડ.

અયોગવાહોમાં અનુસ્વાર અને વિસર્ગ ઉપરાંત આ કાલાવધિમાં ગુપ્તકાલમાં જિહ્વામૂલીયનો પ્રયોગ મળે છે. ત્રૈકૂટક દહ્રસેનના તામ્રપત્ર–લેખમાં એનો પ્રયોગ થયો છે. ઉપધ્માનીયનો નમૂનો પ્રાપ્ત થતો નથી. "क" અને "ख" ની પહેલાં વિસર્ગનું ઉચ્ચારણ વિશિષ્ટ રીતે થાય છે, જેને જિહ્વામૂલીય કહેવામાં આવે છે. એવી જ રીતે "प" અને "फ" ના પૂર્વે વિસર્ગનું ઉચ્ચારણ પણ જુદું હોય છે, જેને ઉપધ્માનીય તરીકે ઓળખવામાં આવે છે. પ્રાચીન કાલમાં બંને માટે વિશિષ્ટ ચિહ્ન પ્રયોજાતાં. જિહ્વામૂલીયનું ચિહ્ન સમકાલીન म વર્ણના મરોડને મળતું હતું. અહીં પ્રયોજાયેલો મરોડ દખ્ખણમાં પ્રયોજાયેલા એના સમકાલીન મરોડને ઘણે અંશે મળતો જણાય છે.[44] ત્રૈકૂટકો દખ્ખણની સીધી અસર નીચે હોવાથી આ જાતનું સામ્ય સ્વાભાવિક ગણાય. જિહ્વામૂલીયનું ચિહ્ન વ્યંજનને મથાળે જોડાય છે. એનો મરોડ म વર્ણને મળતો હોવાથી એના નીચલા ભાગની જમણી ત્રાંસી રેખાની સાથે ચાલુ કલમે અક્ષર જોડાય છે; જેમકે ×क्ा. જિહ્વામૂલીયનું ચિહ્ન જોડતી વખતે અક્ષરની શિરોરેખાનો લોપ થાય છે. વળી પછીના વ્યંજનની સાથે જોડવાનાં અંતર્ગત સ્વરચિહ્ન જિહ્વામૂલીયના ચિહ્ન સાથે જોડવામાં આવે છે.

## હલંત વ્યંજનો

હલંત વ્યંજનો અથવા સ્વર-રહિત વ્યંજનો કે જેને રૂઢ ગુજરાતીમાં 'ખોડા-વ્યંજન' કહે છે, તેઓનો મુખ્ય આકાર તો મૂળ (અકારાંત) વ્યંજનો જેવો હોય છે, પરંતુ તેઓનું હલંત સ્વરૂપ દર્શાવવા એમાં હાલ નીચે અમુક ચિહ્ન ('એ'કારની વરડીનું) ઉમેરવામાં આવે છે. સામાન્ય રીતે જોતાં સ્વરાત્મક મૂળાક્ષરોની જેમ વ્યંજનાત્મક મૂળાક્ષરોમાં પણ સ્વતંત્ર ચિહ્ન હોવાની અપેક્ષા રહે, પરંતુ એના ઉચ્ચારણમાં અકાર ઉમેરાતો હોવાથી વ્યંજન-ચિહ્નો અકારાંત હોવાનું ગણવામાં આવ્યું છે. ને આથી અંતર્ગત अ ના ચિહ્નને બદલે સ્વર-રહિત વ્યંજનના ચિહ્નની આવશ્યકતા ઊભી થઈ છે. પ્રાકૃત ભાષામાં હલંત વ્યંજનોની ભાગ્યેજ જરૂર પડતી હોઈ આરંભિક ઐતિહાસિક કાલના લેખોમાં એનો પ્રયોગ દેખા દેતો નથી. હલંતનો પ્રયોગ ભારતમાં નહપાનના નાસિક-લેખોથી મળવા લાગે છે. આરંભમાં હલંત વ્યંજન દર્શાવવા વ્યંજનમાં કોઈ ચિહ્ન ઉમેરાતું નહિ, પણ એને એની પહેલાંના અક્ષરની નીચે જમણી બાજુએ નાના કદનો લખીને સૂચવવામાં આવતો. અર્થાત્ એના સ્થાનભેદથી એનું હલંતપણું સૂચવવામાં આવતું; જેમકે सिद्धम् (પટ્ટ ૨). ગુપ્તકાલમાં પણ એવી જ રીતે હલંત અક્ષર દર્શાવવામાં આવતો, જેમકે शश्वत् (પટ્ટ ૨).

## વિરામચિહ્નો

ક્ષત્રપકાલ તથા ગુપ્તકાલના અભિલેખોમાં અહીં વિરામચિહ્નોનો પ્રયોગ ક્વચિત્ થયો છે. દેવની મોરીના લેખમાં પૂર્ણવિરામ બે ઊભા દંડથી સૂચવાયું છે. સ્કંદગુપ્તના જૂનાગઢ શૈલલેખમાં એક કે બે ઊભા દંડનાં ચિહ્ન પ્રયોજાયાં છે.

## અંકચિહ્નો

ગુજરાતમાં અંકોનો મૌર્યકાલીન પ્રયોગ મળતો નથી. ક્ષત્રપકાલીન સિક્કા-લેખો અને શિલાલેખોમાં અંક પ્રયોજાયા હોવાથી તેઓનું તત્કાલીન સ્વરૂપ જાણવા મળે છે (જુઓ પટ્ટ ૨, ખાનું ૨). આ અંક બ્રાહ્મીના તત્કાલીન પ્રચલિત પ્રાચીન શૈલીનાં અંકચિહ્નો દ્વારા વ્યક્ત થયા છે. બ્રાહ્મીમાં એ વખતે શૂન્યના પ્રયોગવાળી નૂતન શૈલી (દશગુણોત્તર પદ્ધતિ) પ્રચલિત બની નહોતી. અંકો સૂચવવા માટે ૧ થી ૧૦ સુધીનાં દસ ચિહ્નો ઉપરાંત ૨૦, ૩૦, ૪૦, ૫૦, ૬૦, ૭૦, ૮૦, ૯૦, તેમજ ૧૦૦, ૨૦૦, ૩૦૦ વગેરેનાં અલગ અલગ ચિહ્ન પ્રયો-

જાતાં હતાં. ગુજરાતમાં આ સમય દરમ્યાન ૩૦૦ સુધીનાં અંકચિહ્ન પ્રયોજાયાં છે.[૪૫] આ અંકચિહ્નો દ્વારા સંખ્યાઓ લખવાની પદ્ધતિ સરળ હતી; દા. ત. ૧૯૯ ની સંખ્યા લખવા માટે ૧૦૦, ૯૦ અને ૯ માટેનાં ત્રણ ચિહ્ન પ્રયોજાતાં, જ્યારે ૨૦૭ માટે ૨૦૦ નું અને ૭ નું એવાં ફક્ત બે જ ચિહ્ન પ્રયોજવાં પડતાં. ૧, ૨ અને ૩ માટે અનુક્રમે એક, બે અને ત્રણ આડી રેખા કરવામાં આવતી; બીજા અંકોનાં ચિહ્ન વિલક્ષણ અક્ષરો કે યુક્ત વ્યંજનોના જેવા આકાર ધરાવે છે.

ક્ષત્રપકાલીન અંકચિહ્નોને ગુપ્તકાલમાં પ્રાપ્ત થતા તેઓના મરોડ સાથે સરખાવતાં જણાય છે કે ૩૦ સૂચવતાં અંકચિહ્નોનો મરોડ બંને જગ્યાએ અલગ છે, જ્યારે બાકીના ત્રણ અંકો(૩, ૭ અને ૨૦૦)ના મરોડ એકસરખા છે. ૧૦૦ ના ગુપ્તકાલીન ચિહ્નના ઉપલા ભાગમાં અગાઉ દેખા દેતો તરંગાકાર લુપ્ત થયો છે ( જુઓ પટ્ટ ૨, ખાનું ૩ ).

એકંદરે જોઈએ તો મૌર્યોથી ગુપ્તો સુધીના લગભગ આઠસો વર્ષના ગાળા દરમ્યાન બ્રાહ્મી લિપિમાં ઠીક ઠીક રૂપાંતર થયું હોવાનું જણાય છે. વર્ણો, અંતર્ગત સ્વરચિહ્નો અને સંયુક્ત વ્યંજનોની બાબતમાં આ રૂપાંતર માટેનાં કેટલાંક કારણોનું અનુમાન કરી શકાય: (૧) વર્ણોને ચાલુ કલમે લખવા, (૨) એને લઈને સ્વાભાવિકપણે વર્ણોને ગોળ મરોડ આપવાનું વલણ પ્રવર્તવું. (૩) ધારદાર સાધનનો લેખનમાં પ્રયોગ થવો. (૪) શિરોરેખાનો પ્રચાર થવો અને (૫) રાજકીય તેમજ ભૌગોલિક કારણોસર આ પ્રદેશની લિપિ પર બીજા પ્રદેશોની લિપિની અસર થવી — આ બધાં કારણોએ બ્રાહ્મી લિપિના રૂપાંતરમાં ભાગ ભજવ્યો છે. આને પરિણામે ગુજરાતમાં બ્રાહ્મીનો એક વિશિષ્ટ લિપિ-પ્રકાર ઘડાયો છે. ગુજરાતના એ પ્રાદેશિક લિપિ-પ્રકારમાં ઉત્તરી શૈલી અને દક્ષિણી શૈલીનું ઠીક ઠીક પ્રમાણમાં મિશ્રણ થયું છે, જેમાં ક્ષત્રપકાલના આરંભથી થવા માંડેલી દક્ષિણની શૈલીની અસર ધીરે ધીરે વ્યાપક બનતાં, દક્ષિણી શૈલીની[૪૬] અસર ઉત્તરી શૈલીની સરખામણીએ વધી હોવાનું જણાય છે. ગુજરાતમાં ચોથા–પાંચમા સૈકામાં ઘડાવો શરૂ થયેલો લિપિ-પ્રકાર પછીના મૈત્રકકાલમાં વિકાસ પામે છે અને છેક નવમા સૈકા સુધી એ લિપિ–પ્રકાર સમગ્ર ગુજરાતમાં પ્રયોજાતો રહ્યો છે.

## ૨. ખરોષ્ઠી લિપિ

ગુજરાતમાં ભારતીય ગ્રીકોના અને શરૂઆતના ક્ષત્રપ રાજાઓના સિક્કાઓ પર ખરોષ્ઠી લિપિનાં ટૂંકાં લખાણ મળે છે. આ લિપિમાં લખાયેલા કોઈ શિલાલેખ ગુજરાતમાંથી મળ્યા નથી.

ખરોષ્ઠી લિપિ આરામી લિપિમાંથી ઘડાઈ છે.[૪૭] ઈરાનના હખામની સામ્રાજ્યે ઈ. પૂ. છઠ્ઠા સૈકામાં ભારતના પશ્ચિમોત્તર પ્રદેશમાંના થોડા ભાગ પર સત્તા જમાવી. ઈરાનીઓને લઈને એમની રાજકીય લિપિ આરામીનો ભારતના એ ભાગમાં પ્રવેશ થયો; પરંતુ આરામી લિપિમાં ૨૨ અક્ષર હતા, જે ભારતીય ભાષાઓનાં કેવળ ૧૮ ઉચ્ચારણો જ વ્યક્ત કરી શકે એમ હતા. વળી એમાં સ્વરો તેમજ અંતર્ગત સ્વરચિહ્નોમાં હ્રસ્વ-દીર્ઘનો ભેદ નહોતો,[૪૮] આથી એ વિદેશી લિપિ ભારતીય ભાષાઓના લેખન માટે અપૂર્ણ હતી. પરિણામે એને ભારતીય ભાષાઓનું વાહન બનાવવા માટે ખરોષ્ઠ[૪૯] અગર બીજા કોઈ વિદ્વાને એને આધારે નવા અક્ષરો તથા હ્રસ્વ સ્વરો અને એનાં અંતર્ગત સ્વરચિહ્નોની યોજના કરીને સામાન્ય વ્યવહાર માટે કામચલાઉ લિપિ ઘડી. આમ ઈરાની-ઓના સંપર્કને કારણે, ઈ. પૂ. પાંચમી સદીમાં ખરોષ્ઠી લિપિ ઉદ્ભવી.[૫૦]

આરામી લિપિને આધારે આ લિપિ ઘડાઈ હોવાથી એમાં આરામીનાં કેટલાંક લક્ષણ સ્વાભાવિક રીતે આવ્યાં છે. ખરોષ્ઠી લિપિનાં મુખ્ય લક્ષણ આ પ્રમાણે છે: (૧) આ લિપિમાં વર્ણો અને પંક્તિઓ જમણી બાજુથી ડાબી બાજુ તરફ લખાય છે; (૨) દીર્ઘ સ્વરો જેવા કે आ, ई, ऊ, ऐ અને औ નો તેમજ ऋ અને ॠ નો એમાં સર્વથા અભાવ છે, વળી તેઓનાં અંતર્ગત સ્વરચિહ્ન પણ નથી; (૩) એને લઈને સ્વરો તેમજ તેઓનાં અંતર્ગત સ્વરચિહ્નોમાં હ્રસ્વ–દીર્ઘનો ભેદ નથી; (૪) સંયુક્ત વ્યંજનોનાં અલગ અલગ રૂપ એવાં તો વિલક્ષણ સ્વરૂપે મળે છે કે જેથી તેઓનું પઠન સંશય-યુક્ત રહે છે. આ લક્ષણો આ લિપિની મર્યાદા સૂચવે છે. આ મર્યાદાઓને લઈને એમાં પ્રાકૃત લખાણ લખાતાં, પરંતુ સંસ્કૃત લખાણ લખી શકાતાં નહિ, કેમકે સંસ્કૃત વર્ણમાલાની કેટલીક જરૂરિયાતો એ પૂરી પાડી શકતી નહિ. વળી ઈરાની સામ્રાજ્યના શાસનકાલ દરમ્યાન મુખ્યતઃ પશ્ચિમોત્તર ભારતમાં એ પ્રચલિત થઈ હતી ને એ વિદેશી શાસનનો અંત આવતાં એની વહીવટી મહત્તા રહી નહિ. જોકે પછીના ભારતીય ગ્રીક અને શક-પહ્લવો તથા કુષાણો અને ક્ષત્રપોએ એનો ઉપયોગ ચાલુ રાખ્યો, પરંતુ આ લિપિ એની મર્યાદાઓને કારણે બ્રાહ્મી લિપિની બરાબરી કરી શકી નહિ, એથી થોડા જ વખતમાં આ વિદેશી સત્તાઓએ વહીવટમાં પણ બ્રાહ્મી લિપિ સ્વીકારી લીધી; આથી ધીમે ધીમે કરીને લગભગ ઈ. સ. ની ત્રીજી સદીમાં ખરોષ્ઠી લિપિ લુપ્ત થઈ ગઈ.

ગુજરાતમાં ભારતીય-ગ્રીકોના સમયના રાજા મીનન્દ્ર અને અપલદત બીજાના સિક્કાઓ પર આ લિપિમાં અનુક્રમે "महरजस त्रतरस मेनन्द्रस" અને "मह-

रजस रजतिरजस अपलददतस" લેખ કોતરેલા છે. શરૂઆતના ક્ષત્રપોના સિક્કાઓ પર પણ ખરોષ્ઠી લખાણ મળે છે; દા. ત. નહપાનના સિક્કાઓ પર "रञो छहरतस नहपनस" (આકૃતિ ૪) કોતરવામાં આવેલ છે. આ લખાણોની લિપિ ભારતની તત્કાલીન ખરોષ્ઠી–લિપિને મળતી છે. લખાણ ટૂંકાં અને એક જ પ્રકારનાં હોવાથી ભારતીય-ગ્રીકો અને ક્ષત્રપોના સમય દરમ્યાન આ લિપિના સ્વરૂપમાં કોઈ નોંધપાત્ર રૂપાંતર થયું છે કે કેમ એ કહી શકાતું નથી. ઈ. સ. ના બીજા સૈકાથી ક્ષત્રપોના સિક્કાઓ પર ખરોષ્ઠી લિપિનો થતો પ્રયોગ લુપ્ત થતો જણાય છે. ગ્રીક–રોમન લિપિનાં થોડંક અર્થહીન અંકન બાદ કરતાં એ સમયથી ગુજરાતમાં બ્રાહ્મી લિપિ જ એકમાત્ર લિપિ બની રહે છે.

## ગ્રીક–રોમન લિપિ

ગ્રીકોએ પ્રાચીન ફીનિશિયન લિપિમાંથી ઈ. પૂ. સાતમી શતાબ્દીના અરસામાં ગ્રીક લિપિનું નિર્માણ કર્યું. આરંભમાં તો આ ગ્રીક લિપિ પણ જમણેથી ડાબે લખાતી હતી, પરંતુ પાછળથી એ ડાબેથી જમણી દિશામાં લખાવા લાગી.[૫૧] ગ્રીકોએ ફીનિશિયન અને સેમિટિક કુલની બીજી લિપિઓને આધારે ગ્રીક લિપિનો વિકાસ કર્યો, જેમાંથી વર્તમાન રોમન લિપિ ઘડાઈ. રોમન સામ્રાજ્યનો અભ્યુદય થતાં રોમનોએ ગ્રીકોની અનેક સાંસ્કૃતિક સિદ્ધિઓ અપનાવી હતી, જેમાંની ગ્રીક લિપિ પણ એક છે. રોમનોએ એને અપનાવીને એનો વિકાસ કર્યો, તેથી આ લિપિ ગ્રીક–રોમન લિપિને નામે ઓળખાય છે. ગ્રીકોએ વર્તમાન રોમન લિપિના ૨૬ મૂળાક્ષરો પૈકીના ૨૨ અક્ષર વિકસાવ્યા હતા. માત્ર એમાં સ્વરોનાં કાલમાન (હ્રસ્વ–દીર્ઘતાનો ભેદ) આરંભમાં જોવા મળતાં નથી. આ ગ્રીક–રોમન લિપિમાં બ્રાહ્મીની માફક વ્યંજન સાથે સ્વર ભેળવવાની પદ્ધતિ હતી, પરંતુ એને માટે વ્યંજનના ચિહ્નની પછી સ્વરચિહ્ન અલગ મૂકવામાં આવતું, સ્વરોનાં અંતર્ગત સ્વરચિહ્ન પ્રયોજવામાં આવતાં નહિ; દા. ત. MA, ME, MO વગેરે. એવી રીતે સંયુક્ત વ્યંજન સૂચવવા માટે વ્યંજનચિહ્ન પછી બીજું વ્યંજનચિહ્ન અલગ મૂકવામાં આવતું; દા. ત. न्द्र માટે NDR લખાતું. ગ્રીક–રોમનલિપિની આ પદ્ધતિ આજે પણ રોમન લિપિમાં ચાલુ રહેલી જોવા મળે છે.

સિકંદરના આક્રમણ પછી મધ્ય એશિયામાં અને ભારતના પશ્ચિમોત્તર પ્રદેશોમાં ગ્રીક સંસ્કૃતિની અસર વ્યાપક બની; ભારતના પશ્ચિમોત્તર પ્રદેશમાં ગ્રીકોની સત્તા પ્રવર્તી. ગ્રીક લોકો પણ આ પ્રદેશમાં એને કારણે વસ્યા. એ ભારતીય–ગ્રીકોએ વ્યવહારમાં પોતાની લિપિ ઉપરાંત સ્થાનિક પ્રજાની ખરોષ્ઠી

લિપિ અપનાવી. એમના સિક્કાઓ પર આ બંને લિપિઓમાં લખાણ મળે છે. ગુજરાતમાં ભારતીય-ગ્રીકોમાંના મીનન્દ્ર (આકૃતિ ૩) અને અપલદત બીજાના સિક્કાઓ પ્રાપ્ત થયા છે. આ સિક્કાઓ પરનાં ગ્રીક લખાણોની લિપિ તત્કાલીન ગ્રીક લિપિને મળતી છે; જોકે એ લિપિ વર્તમાન રોમન લિપિને ઘણે અંશે મળતી જણાય છે; દા. ત. મીનન્દ્રના સિક્કા પર રાજાનું નામ MENANDR એ અક્ષરો દ્વારા સૂચવાયું છે,[૫૨] જેમાંના છેલ્લા બે અક્ષરોના મરોડ સહેજ જુદા પડતા જણાય છે, જ્યારે બાકીના મરોડ રોમન કક્કાના લેખનના પહેલા પ્રકાર(પહેલી એબીસીડી ને મળતા છે. પછીના ક્ષત્રપ રાજાઓના સિક્કાઓ ઉપર "ગ્રીક-રોમન ભાષા તથા લિપિનાં લખાણ દેખા દે છે ખરાં, પરંતુ ત્યાં સાપ ગયા અને લિસોટા રહ્યાની જેમ માત્ર રૂઢ પરંપરારૂપે એવા ઘાટનાં ચિહ્ન કોતરાતાં એટલું જ"[૫૩] તેઓને માટે કહી શકાય. અર્થાત્ ગુજરાતમાં ક્ષત્રપકાલ દરમ્યાન ગ્રીક લિપિનાં ચિહ્ન અર્થહીનપણે માત્ર રૂઢ પરંપરાને કારણે પ્રયોજાતાં રહ્યાં. સમય જતાં એ પણ લુપ્ત થઈ ગયાં.

## પાદટીપો

૧. गौरीशंकर ओझा, "भारतीय प्राचीन लिपिमाला," पृ. ४६, पादटीप नं. ३

૨. બેટ-શંખોદ્ધારમાંથી એક મૃત્પાત્રખંડ પર ચાર અક્ષરોનું બ્રાહ્મી લિપિમાં લખાણ(नंदकस)મળ્યું છે, જેને અગાઉ મૌર્યકાલનું ગણવામાં આવેલું. જુઓ Hiranand Shastri, *Annual Report, Archaeological Department, Baroda State*, 1939, p. 24; અને M. R. Majmudar, *Chronology of Gujarat*, Vol. I, pp. 93-94, plate XVII A.

પરંતુ આ લેખના અક્ષરોના મરોડ ઉપરથી જણાય છે કે એ લેખ મૌર્યકાલનો નહિ, પણ ઈ. સ. ના બીજા સૈકાનો હોવો જોઈએ.

૩. અયોગવાહ એટલે અનુસ્વાર, વિસર્ગ, ઉપધ્માનીય અને જિહ્વામૂલીય. આ લેખોમાં એ પૈકી માત્ર અનુસ્વાર પ્રયોજાયો છે. અનુસ્વાર માટે જુઓ પટ્ટ ૨ માં कं અને घं ના મરોડ.

૪. જેમકે પટ્ટ ૨ માં का નો મરોડ.

ગિરનારના શૈલલેખોમાં તેમજ યેરેગુડી અને ગુજ્જરના લઘુ શૈલ-લેખોમાં અંતર્ગત આ નું ચિહ્ન अ ની ટોચે જોડેલું છે, જ્યારે અશોકના અન્ય પ્રદેશોમાંથી મળતા લેખોમાં

એ અંતર્ગત સ્વરચિહ્ન अ ની જમણી ઊભી રેખાની મધ્યમાં જોડવામાં આવ્યું છે. જુઓ Ahmad Hasan Dani, *Indian Palaeography*, plate 3-A and 4-A.

જો કે ગિરનાર વગેરેમાં પ્રયોજાયેલું સ્વરૂપ પ્રચલિત પદ્ધતિને સુસંગત હોવાથી શુદ્ધ ગણાય, આમ છતાં અન્ય પ્રદેશોની માફક ગુજરાતમાં સમય જતાં अ સાથે અંતર્ગત आ નું ચિહ્ન ઐચ્છિકપણે મધ્યમાં જોડવાની પ્રથા ચાલુ થઈ અને એ ઘણા લાંબા સમય સુધી ચાલુ પણ રહી હતી. જુઓ ચોથા અને પાંચમા ખાનાના એના મરોડ.

૫. G. Bühler, *Indian Palaeography*, p. 60; Dani, *Ibid.*, p. 35

૬. G. Bühler, *Ibid.*, pp. 51-52

૭. *Ibid*, p. 49

૮. ओझा, "भारतीय प्राचीन लिपिमाला," पृ. ४९

૯. Rajbali Pandey, *Indian Palaeography*, Vol. I, p. 18

૧૦. Upasak, *History and Palaeography of Mauryan Brāhmī Script*, pp. 25-30

૧૧. Dani, *Indian Palaeography*, pp. 34-35

૧૨. વિસર્ગ માટે જુઓ પટ્ટ ૨ માં સંકેત-ચિહ્નોમાં मः અને म्नः ના મરોડ.

૧૩. જુઓ Dani, *Indian Palaeography*, p. 52

૧૪. Dani, *Ibid.*, pp. 63-65

૧૫. અંતર્ગત आ નું ચિહ્ન અહીં ઊભી રેખાની મધ્યમા પ્રયોજાયું છે. ભારતના ઇતર પ્રદેશોમાં આ પદ્ધતિનો પ્રયોગ ઘણા લાંબા સમયથી ચાલ્યો આવે છે. જુઓ પાદટીપ નં. ૪.

૧૬. જુઓ Bühler, *Indian Palaeography*, Plate 2, line 37

૧૭. Bühler, *Ibid.*, Plate 2, line 38

૧૮. ओझा, "भाप्रालि," लिपिपत्र तीसरा, સાંચીના ळी માં અને હાથીગુંફાના ळ માં

૧૯. જુઓ ओझा, एजन, लिपिपत्र नवमा.

૨૦. ओझा, एजन, लिपिपत्र छठा

૨૧. મથુરાના કુષાણ લેખોમાં આ મરોડનું સરળ સ્વરૂપ સૂચવતો મરોડ પ્રયોજાયો છે–જુઓ ओझा, एजन, लिपिपत्र छठा. એ મરોડ પરથી અહીં પ્રયોજાયેલા ગોળ મરોડનું સ્વરૂપ સમજી શકાય છે. અહીંનો મરોડ રુદ્રસેન પહેલાના મૂલવાસર લેખમાં પ્રાપ્ત થાય છે.

૨૨. જુઓ ओझा, "भाप्रालि," लिपिपत्र पांचवां, મહાક્ષત્રપ સોડાસના સમયના મથુરાના જૈન લેખોમાં द નો મરોડ.

૨૩. જૌગડનો અલગ લેખ, દિલ્હી–ટોપરાનો સ્તંભલેખ, રૂપનાથ, માસ્કી, યિરેગુડી અને ગુજ્જરના ગૌણ શૈલલેખ: આ સઘળા લેખોમાં घ નો ગિરનારના घ થી વિપરીત મરોડ પ્રયોજાયો છે. જુઓ: C. S. Upasak, *History and Palaeography of Mauryan Brāhmī Script,* Appendices Nos. XXV–XXIX

૨૪. ओझा, "भाप्रालि," लिपिपत्र ૧૨वां–૧૫वां ના ल ના મરોડ સાથે સરખાવો.

૨૫. Dani, *Indian Palaeography,* p. 95

૨૬. માળવાના ક્ષત્રપો શરૂઆતમાં તો કુષાણોની અસરવાળી લિપિ પ્રયોજતા હતા, પરંતુ સાતવાહનોની અસરથી એમની લિપિનું સ્વરૂપ (આગળ જતાં) બદલાઈ ગયું હતું. Dani, *Ibid.,* p. 95

૨૭. દા. ત. પટ્ટ ૨ માં સંયુક્તાક્ષરોમાં स्य નો બીજો મરોડ

૨૮. ગુપ્તોના શિલાલેખોમાં અશોકના ગિરનાર શૈલલેખોની સમીપમાં એ જ શૈલ પર કોતરાયેલો સ્કંદગુપ્તનો લેખ માત્ર મળે છે. જોકે ગુપ્તોના ચાંદીના અને તાંબાના સિક્કા ગુજરાતમાંથી વિપુલ પ્રમાણમાં મળ્યા છે, પરંતુ તેઓનાં બીબાં ઉત્તર ભારતમાં બન્યાં હોવાથી સિક્કાલેખ આ પ્રદેશની તત્કાલીન લિપિનું સ્વરૂપ સમજવામાં સહાયભૂત થતા નથી.

૨૯. ગુપ્તોના અને ત્રૈકૂટકોના લેખોની લિપિઓમાં ઉત્તરી શૈલી અને દક્ષિણી શૈલીની અસર વરતાતી હોવાથી, તેઓને બે અલગ અલગ ખાનાંઓમાં ગોઠવવાનું અહીં મુનાસિબ માન્યું છે.

૩૦. જિહ્વામૂલીય માટે જુઓ પટ્ટ ૨ માં સંકેત-ચિહ્નોમાં क्ा નો મરોડ. એનુ વિવેચન આગળ જતાં કરવામાં આવશે.

૩૧. આ વર્ણની ડાબી બાજુની ઊંચાઈ અહીં ઘટેલી જોવા મળે છે. ઉપરાંત એ અવયવમાં ઉપરનો અર્ધ ભાગ ક્ષત્રપકાલમાં અંદરની બાજુએ વધારે દબાયેલો હતો તે અહીં સહેજ જ જણાય છે. આ મરોડને મથાળે એના ક્ષત્રપકાલીન મરોડની જેમ શિરોરેખા છે.

૩૨. આ સ્વરમાં અંતર્ગત સ્વરચિહ્ન અગાઉની માફક સ્વૈચ્છિક રીતે વર્ણની ટોચે અગર વર્ણની જમણી ઊભી રેખાની મધ્યમાં જોડેલું છે. અગાઉ સાધારણ રીતે વર્ણની ટોચે અંતર્ગત સ્વરચિહ્ન જોડવામાં આવતું (જેમકે પહેલા ખાનાનો મરોડ), પરંતુ વર્ણની જમણી ટોચે શિરોરેખા થતી નહિ હોવાથી, એ વર્ણની ડાબી શિરોરેખાવાળી ટોચે જોડેલું છે (ચોથા ખાનાનો બીજો મરોડ), જે વધુ યથાર્થ જણાય.

૩૩. त નો પાંચમા ખાનાનો મરોડ ક્ષત્રપકાલથી સવિશેષ પ્રયોજાતો આવે છે. છેલ્લા ખાનાના મરોડ ક્ષત્રપકાલમાં ક્વચિત્ પ્રયોજાતા નજરે પડે છે, જે મરોડોમાંનો છેલ્લો મરોડ વર્ણના વર્તમાન નાગરી મરોડની નિકટનો બન્યો છે

૩૪. આ વર્ણનો અગાઉ ડાબી બાજુએ અંદર વળતો અને અડધેથી રોકાઈ જતો વળાંક, ગુપ્તકાલમાં પૂર્ણ ગોળ-મરોડ ધારણ કરીને, છેક નીચેની રેખાને સ્પર્શ કરવા લાગ્યો છે. વળી આ વર્ણની ડાબી બાજુની ઊભી રેખા ઉપરના ભાગેથી સહેજ અંદરની તરફ દબાતી જોવા મળે છે.

૩૫. Dani, *Indian Palaeography*, p. 166

૩૬. અંતર્ગત उ ના ચિહ્ન માટે જુઓ પટ્ટ ૨ માં गु અને पु ના મરોડ.

૩૭. Dani, *Indian Palaeography*, p. 166

૩૮. પટ્ટ ૨ માં ક્ષત્રપકાલીન पौ અને ગુપ્તકાલીન पौ ના મરોડ સરખાવો.

૩૯. Dani, *Indian Palaeography*, p. 165

૪૦. જુઓ G. Bühler, *Indian Palaeography*, p. 31; Upasak, *History and Palaeography of Mauryan Brāhmī Script*, p. 105

૪૧. ગિરનારના, અંગ્રેજી Z ને મળતા, મરોડથી વિપરીત દિશાનો મરોડ વિકલ્પે મૌર્યકાલમાં પણ પ્રયોજાતો હતો, દા. ત. જોગડના અભિલેખમાં એવો મરોડ પ્રયોજાયો છે. જુઓ ओझा, "भाप्रालि", लिपिपत्र दूसरा.

૪૨. Upasak, *History and Palaeography of Mauryan Brāhmī Script*, p. 105

૪૩. ओझा, "भाप्रालि", पृ. ३, पादटीप नं. २ અને पृ. ५५

૪૪. જુઓ Dani, *Indian Palaeography*, Plate 15-B, in Nos 8 and 11.

૪૫. જોકે નહપાનના સમયના નાસિકાદિ લેખોમાં ૧૦૦૦, ૨૦૦૦, ૩૦૦૦, ૪૦૦૦, ૮૦૦૦ અને ૭૦૦૦૦ નાં અંકચિહ્ન પ્રયોજાયેલાં મળે છે. જુઓ ओझा, "भाप्रालि", लिपिपत्र ७५ वां.

૪૬. દખ્ખણના લેખો દક્ષિણી શૈલીએ લખાયેલા હોવાથી વ્યાપક અર્થમાં દક્ષિણી શૈલીની અસર ગુજરાતની લિપિ પર થયેલી હોવાનું વિદ્વાનોએ પ્રતિપાદન કર્યું છે.

૪૭. આરામી પ્રદેશ એટલે સીરિયા-મેસોપોટેમિયાનો અમુક ભાગ. આ પ્રદેશની ભાષાને આરામી ભાષા અને લિપિને આરામી લિપિ કહે છે. આ લિપિમાંથી ખરોષ્ઠી ઘડાઈ છે. જુઓ Buhler, *Indian Palaeography*, pp. 35–37, અને ओझा, "भाप्रालि," पृ. ३१–३७ અને ९७–९८.

૪૮. ओझा, "भाप्रालि," पृ. ९७–९८

૪૯. ઈ. સ. ૬૬૮ માં રચાયેલા બૌદ્ધ વિશ્વકોશ "ફા-યુઅન-ચુ-લિન"માં ખરોષ્ઠી લિપિ ભારતના કિઅ-લુ-સે-ટો (ખરોષ્ઠ) નામના આચાર્યે કરી હોવાનું જણાવાયું છે. જુઓ *Indian Autiquary*, Vol. XXXIV, p. 21.

૫૦. Bühler, *Indian Palaeography,* p. 37

૫૧. ओझा, "भाप्रालि", पृ. २९; ગ્રીક લિપિનાં લક્ષણો માટે જુઓ Bloomfield, *Language*. pp. 289-290.

૫૨. જુઓ M. R. Majmudar (Ed.), *Chronology of Guajrat,* Plate XII, મીનન્દ્રનો સિક્કો.

૫૩. હરિપ્રસાદ શાસ્ત્રી, "ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ," પૃ. ૬૭

પ્રકરણ ૧૪

# ધર્મસંપ્રદાયો

આપણા અભ્યાસવિષયક કાલખંડ દરમ્યાન ગુજરાતના ધર્મસંપ્રદાયો અને ધાર્મિક પરિસ્થિતિ વિશે માહિતી આપતાં ચોક્કસ અને સીધાં સાધન અલ્પ પ્રમાણમાં ઉપલબ્ધ છે. વિપ્રકીર્ણ ઐતિહાસિક પ્રમાણો ઉપરથી એનું સંક્ષિપ્ત સંકલન અને સારદોહન અહીં કર્યું છે.

ગુજરાતમાં પ્રચલિત આર્ય ધર્મના મુખ્ય ત્રણ સંપ્રદાય હતા: બ્રાહ્મણ, જૈન અને બૌદ્ધ. બ્રાહ્મણ ધર્મ વળી શૈવ અને વૈષ્ણવ એ બે પંથોમાં વહેંચાયેલો હતો.

**બ્રાહ્મણ ધર્મ: શૈવ સંપ્રદાય**

રુદ્રદામા, રુદ્રભૂતિ, રુદ્રસિંહ વગેરે નામો ઉપરથી ક્ષત્રપો અથવા નિદાન એમાંનો અમુક વર્ગ શિવભક્ત હશે, એવું અનુમાન થાય છે. ક્ષત્રપ આમ તો વિદેશી હતા, પણ એમનો કોઈ વિશિષ્ટ લક્ષણોવાળો મૂળ ધર્મ હતો કે કેમ અથવા એવો ધર્મ તેઓ સાથે લાવ્યા હતા કે કેમ એ નક્કી કરવું શક્ય નથી. પ્રાચીન ભારતમાં આવનાર બધી વિદેશી પ્રજાઓની જેમ શકોએ ભારતીય સંસ્કૃતિમાં અને ભારતીય સમાજજીવનના ચોકઠામાં ગોઠવાઈ જવાનો પ્રયત્ન કર્યો હતો. શકોના વંશજો એવા પશ્ચિમ ભારતીય ક્ષત્રપોનું લગભગ સંપૂર્ણ ભારતીયીકરણ થઈ ગયું હતું. એ સમયે પ્રચલિત ધર્મોનો એમણે સ્વીકાર કર્યો હશે, પણ એની વિગતો પ્રાપ્ય નથી. ચાષ્ટન આદિ વંશોના વીસ જેટલા પુરુષોમાંથી નવ પુરુષોનાં નામોના પૂર્વાર્ધમાં 'રુદ્ર' મળે છે એ સૂચક છે. જયદામાના તાંબાના ચોરસ સિક્કા ઉપરનાં વૃષભ અને શિવનાં પ્રતીક આ દૃષ્ટિએ વિચારવા જેવાં છે, કેમકે એ બંને પ્રતીક શિવનાં છે. સ્વામી જીવદામાના, માળવામાંથી મળેલા, શિલાલેખમાં એ પોતાને સ્વામી મહાસેન-કાર્તિકેયનો ઉપાસક ગણે છે,[૧]

આથી ક્ષત્રપોમાં શિવ અને કાર્ત્તિકેયની ઉપાસના વિશેષ ભાવે પ્રચલિત હતી એમ માની શકાય. બેએક વર્ષ માટે ક્ષત્રપોની સત્તા પડાવી લેનાર આભીર રાજા મહાક્ષત્રપ ઈશ્વરદત્તનું નામ, આભીર સેનાપતિ રુદ્રભૂતિનું[2] નામ તથા તાજેતરમાં મળેલા દોલતપુર(કચ્છ)ના શિલાલેખમાંના ઈશ્વરદેવનું[3] નામ પણ આ દૃષ્ટિએ નોંધપાત્ર છે.

પ્રભાસ પાટણના ઈ. સ. ૧૧૬૯ ના એક લેખ[4] અનુસાર, સોમે પ્રભાસમાં સોમનાથનું સોનાનું મંદિર બંધાવ્યું, શિવની આજ્ઞાથી ત્યાં પોતાની પદ્ધતિ-સંપ્રદાય પરંપરા સ્થાપી તથા એ સ્થાન પાશુપતોને અર્પણ કર્યું. પૌરાણિક ઉલ્લેખો પણ કહે છે કે શિવે પોતે પ્રભાસમાં સોમશર્મા-રૂપે આવી આ મંદિર બંધાવ્યું હતું.[5] આ બંને પરંપરાઓને સંકલિત કરતાં એમ સૂચિત થાય કે સોમ અથવા સોમશર્મા નામે ઐતિહાસિક વ્યક્તિ થઈ હોય, જેણે પ્રભાસમાં સોમ-સિદ્ધાંત પ્રવર્તાવ્યો. સોમનાથના ખંડેર: મંદિરના ઉત્ખનન વખતે એના પાયામાંથી મળેલાં ઠીકરાં વગેરે, પ્રાચીનતર સ્થાનની વાતને પ્રત્યક્ષ સમર્થન આપે છે. વળી પુરાણોમાં સોમશર્માને રુદ્ર-શિવના ૨૭ મા અવતાર અને પાશુતપ સંપ્રદાયના પ્રવર્તક લકુલીશને ૨૮ મા અવતાર ગણાવ્યા છે, એટલે સોમશર્મા લકુલીશની પૂર્વે થયા હોય. ઉપલબ્ધ પ્રમાણોની એકંદર મીમાંસા કરી જમીનદારે અનુમાન કર્યું છે કે સોમશર્મા ઈસવી સનની પહેલી સદીના પૂર્વાર્ધમાં થયા હોય.[6] સોમનાથનાં તીર્થોની સ્થાપના અને એના ઉત્તરોત્તર ઉત્કર્ષને કારણે ગુજરાતમાં શૈવ-સંપ્રદાયના પ્રચારને વિશિષ્ટ વેગ મળ્યો હશે.

પાશુપત સંપ્રદાયના પ્રવર્તક લકુલીશ અથવા નકુલીશ એ મહેશ્વરનો અવતાર ગણાય છે અને એમનો પ્રાદુર્ભાવ મધ્ય ગુજરાતના કાયાવરોહણ(કારવણ)માં થયો હતો. આ અવતારનાં વિવિધ વર્ણનાંતર પુરાણોમાં છે, તથા લકુલીશની ઊર્ધ્વમેઢ્ર મૂર્તિઓ પ્રાચીન અને મધ્યકાલીન શિલ્પોમાં જોવા મળે છે. લકુલીશનો સમય વિદ્વાનોએ ઈસ્વી સનની પહેલી કે બીજી સદી નક્કી કર્યો છે. આમ એક પ્રાચીન શૈવ સંપ્રદાયની ઉત્પત્તિ રેવાકાંઠાના વિસ્તારમાં કારવણમાં થઈ હતી. સ્કંદપુરાણના રેવાખંડમાં ઉલ્લિખિત રેવાકાંઠો એ શૈવ તીર્થોના પ્રદેશ તરીકે જાણીતો છે, એટલે પાશુપત પરંપરાએ પણ શૈવ સંપ્રદાયની લોકપ્રિયતામાં ફાળો આપ્યો હશે. એના વિસ્તાર અને પ્રભાવ કાળાંતરે વધ્યા હશે. સોલંકી કાલમાં સોમનાથના ગંડ-રક્ષક પાશુપત આચાર્યે હતા. એ સંપ્રદાયનું સાહિત્ય પણ સારા પ્રમાણમાં રચાયું હશે, જેમાંથી ભાસર્વજ્ઞકૃત "ગણકારિકા" એ પ્રાચીન ગ્રંથ બચ્યો છે.

શામળાજીના ઉત્ખનનમાંથી કેટલાંક શૈવ શિલ્પ મળ્યાં છે. એમાં ભીલડીના વેશમાં પાર્વતી, માહેશ્વરી માતૃકા, ચામુંડા માતૃકા, (સંભવતઃ શિવનું) ધડ અને પગનું શિલ્પ વગેરે છે. દેવની મોરીના ઉત્ખનનમાંથી શિવલિંગ સાથે ઈંટોની વેદિકા મળી છે. એ જ વિસ્તારમાંથી બીજી એક વેદિકા મળી છે, જેમાંથી છૂટું પડેલું શિવલિંગ અન્યત્ર હટાયેલું હતું. આનંદપુરના એક દરિદ્ર બ્રાહ્મણે ભૂલેશ્વર (પ્રા. ભૂલિસ્સર) વ્યંતરની ઉપાસના કરી હતી એવો ઉલ્લેખ "આવશ્યક સૂત્ર"ની ચૂર્ણિમાં છે. જૈન શાસ્ત્રોમાં ઘણી વાર શિવ, બ્રહ્મા આદિ બ્રાહ્મણ દેવોને 'વ્યંતર' અથવા 'વાનમંતર' તરીકે વર્ણવેલા હોય છે, એટલે અહીં ભૂલેશ્વર મહાદેવ ઉદ્દિષ્ટ છે. આ પ્રકારના ઉલ્લેખોમાં બીજા ઉમેરા થઈ શકે, પણ એકંદરે સાહિત્યક અને પુરાવસ્તુકીય પ્રમાણોને આધારે આ સમયમાં ગુજરાતમાં શૈવ ધર્મનો વ્યાપક પ્રસાર હોવાનું અનુમાન થાય છે.

**વૈષ્ણવ સંપ્રદાય**

કૃષ્ણ વાસુદેવ અને યાદવો મથુરાથી આવી દ્વારકા અને આસપાસના પ્રદેશમાં વસ્યા એવી અનુશ્રુતિ છે. આમ પ્રાચીન કાલથી વાસુદેવ-પૂજાને અનુકૂળ વાતાવરણ આ પ્રદેશમાં પેદા થયું. શ્રીકૃષ્ણ વિષ્ણુના અવતાર ગણાયા. ગુપ્ત રાજાઓ પરમ ભાગવત-વૈષ્ણવ હતા અને બ્રાહ્મણ સંસ્કૃતિ, બ્રાહ્મણ ધર્મ તથા સંસ્કૃત ભાષાના પક્ષપાતી હતા. ગુજરાતમાંના તેઓના સિક્કાઓ પરના લખાણમાં તેઓને 'પરમ ભાગવત' કહેલા છે. મહાભારતની અંતિમ સંકલના સંભવતઃ ગુપ્ત કાલમાં થઈ હતી, અને વાયુપુરાણ આદિ પુરાણો અને કેટલાક સ્મૃતિગ્રંથો એ સમયે પ્રચારમાં આવ્યા હતા. એમાં નિરૂપિત આદર્શોએ સમસ્ત સમાજ ઉપર ઊંડી અસર કરી હતી, જે ઠેઠ અર્વાચીન કાલ સુધી ચાલુ રહેલી છે. એ બધી વિશેષતાઓ ગુપ્ત રાજાઓ અને એમના અધિકારીઓએ ઓછાવત્તા પ્રમાણમાં ગુજરાતમાં દાખલ કરી હશે, અને પરમ ભાગવત ગુપ્તોના અભિમત વૈષ્ણવ ધર્મનો ગુજરાતમાં પ્રસાર થયો હશે. સ્કંદગુપ્તના ગિરનારની તળેટીમાંના લેખમાં[૭] સુદર્શન સરોવરને કાંઠે ચક્રભૃત્ વિષ્ણુનું મંદિર બંધાવ્યાનો ઉલ્લેખ છે, વળી ગિરનારમાં ઘણા વેદપાઠી બ્રાહ્મણો હોવાનું એ જ લેખમાં કહ્યું છે, એ પણ બ્રાહ્મણ સંસ્કૃતિનો ત્યાં અભ્યુદય બતાવે છે.

नगरमपि च भूयाद् वृद्धिमत्पौरजुष्टं

द्विजबहुशतगीतब्रह्मनिर्नष्टपापं ।

આ લેખનો આરંભ બલિની લક્ષ્મીને હરનાર વિષ્ણુ(વામનાવતાર)ની સ્તુતિથી થાય છે. ચક્રપાલિતને 'ગોવિન્દપાદાર્પિતજીવિત' કહેલો છે.

ઉપર્યુક્ત મંદિર બંધાવ્યું તે સમયે સ્કંદગુપ્તના સૌરાષ્ટ્રના સૂબા પર્ણદત્તે પોતાના પુત્ર ચક્રપાલિતને ગિરિનગરના રક્ષક તરીકે નીમ્યો હતો. આ 'ચક્રપાલિત' (ચક્ર અર્થાત્ સુદર્શન ચક્ર વડે રક્ષિત) નામ પણ વિશિષ્ટ વૈષ્ણવ અસર દર્શાવે છે. એ જ રીતે ઠેઠ મૌર્યકાલથી તે ગુપ્તકાલ સુધી ગુજરાતના તત્કાલીન પાટનગર ગિરિનગર સાથે સતત જોડાયેલા 'સુદર્શન' સરોવરના નામને પણ કદાચ વૈષ્ણવ અસર ગણી શકાય.

વિષ્ણુની પૂજા, ઉપાસના તેમજ ભક્તિનો પ્રચાર ઉત્તરોત્તર વધતો જતો હતો અને વિષ્ણુનાં મંદિર ગુજરાતમાં અન્યત્ર પણ હોવાં જોઈએ. પ્રભાસમાં જે સ્થાને શ્રીકૃષ્ણને પારધીનું બાણ વાગ્યું હતું તે સ્થળ (ભાલકુ-ભલ્લુકેશ્વર તીર્થ) અને સમુદ્રકિનારે જ્યાં એમનો દેહોત્સર્ગ થયો હતો તે સ્થાન (દેહોત્સર્ગનું મંદિર) અતિપ્રાચીન તીર્થ હોવાં જોઈએ; જોકે તેઓની પ્રાચીનતા સમયક્રમમાં સ્થાપિત કરવા માટેનાં ચોક્કસ પ્રમાણ નથી. પણ આ જ પ્રકારના એક વૈષ્ણવ મંદિર–ભલ્લીગૃહ વિશેનો વિગતવાર ઉલ્લેખ જૈન આગમ સાહિત્યમાં મળે છે : ત્યાં ભલ્લી-બાણથી વીંધાયેલા પગવાળા વાસુદેવની મૂર્તિ હતી; સાર્થની સાથે ભરુકચ્છથી દક્ષિણાપથ જતા એક જૈન સાધુએ એક ભાગવતને–ભાગવત ધર્માનુસારીને એ બતાવી હતી. ભરૂચથી દક્ષિણાપથ જવાના માર્ગ ઉપર કોસુંબારણ્યમાં ભલ્લીગૃહ હતું. કોસુંબારણ્ય તે અત્યારના કોસંબા આસપાસનો પ્રદેશ હોવો જોઈએ.[૯] ગુજરાતમાં અન્યત્ર પણ વિષ્ણુમંદિરો હશે, પણ મૂળ મંદિરોના અવશેષ કે એને લગતા સાહિત્યિક કે બીજા ઉલ્લેખ ખાસ સચવાયા લાગતા નથી.

## સૂર્યપૂજા

ગુજરાતમાં એ કાળે સૂર્યપૂજા પણ થતી હશે. પ્રભાસમાં સૂર્યપૂજા થતી હતી એવો ઉલ્લેખ "મહાભારત"ના વનપર્વમાં છે.[૧૦] પ્રભાસનું બીજું નામ 'ભાસ્કરક્ષેત્ર' છે. 'ભાસ્કર' એટલે સૂર્ય અને 'પ્રભાસ' એટલે અતિ પ્રકાશમાન. આમ આ બંને શબ્દ સૂર્ય–પૂજાનું સૂચન કરતા હોય એમ બને. આ વિશે એક કથા "સ્કંદપુરાણ"ના પ્રભાસ ખંડમાં જોવા મળે છે. સૂર્ય ભગવાન પ્રભાસમાં પોતાની પૂર્ણ કળાથી પ્રકાશતા હતા. એમની એક સ્ત્રી સંજ્ઞા એમનું તેજ સહન કરી શકી નહિ તેથી પોતાના જ સ્વરૂપની છાયા નામે સ્ત્રીને સૂર્ય પાસે

મૂકી એ પિયેર ચાલી ગઈ. સૂર્ય છાયાને જ સંજ્ઞા સમજતા હતા. છાયા સૂર્યના અસહ્ય પ્રકાશથી એમની પાસે જઈ શકતી નહોતી. આથી સૂર્યે પોતાની સોળ કળાઓમાંથી બાર કળા પ્રભાસનાં ૧૨ સૂર્યમંદિરોમાં મૂકી દીધી, અને ચાર પોતે રાખી. આ કથાનક અનુસાર સંભવ છે કે પ્રભાસમાં જૂના સમયમાં સૂર્યપૂજા પ્રચલિત હશે.[૧૧] પ્રભાસમાં આજે પણ સૂર્યમંદિરનો અવશેષ છે તે એ જૂની પરંપરાનું સાતત્ય બતાવે છે. "નિશીથ-સૂત્ર"ની ચૂર્ણિ (ઉદ્દે. ૧૧)માં આનંદપુરનું બીજું નામ અર્કસ્થલી આપ્યું છે. અર્ક એટલે સૂર્ય. 'અર્કસ્થલી' નામનું નિર્વાચન એક જ રીતે શક્ય છે, અને તે એ કે પ્રાચીન અર્કસ્થલી પણ કોટ્યર્કની જેમ સૂર્યપૂજાનું કેન્દ્ર હોય. જે કાલખંડની આપણે ચર્ચા કરીએ છીએ તેમાં સૂર્યપૂજાનો કેટલો પ્રચાર હશે એ નિશ્ચિત રૂપે કહેવાનું શક્ય નથી. જોકે પછીના સમયમાં ગુજરાતમાં સૂર્યપૂજા સર્વત્ર વ્યાપક બની હતી અને સૂર્યનાં નાનાં મોટાં પુષ્કળ મંદિર બન્યાં હતાં, એ જોતાં પૂર્વ કાળે પણ સૂર્યપૂજા પ્રચલિત હોય એમ માનવું ઉચિત છે.

## પૂર્તધર્મ

બ્રાહ્મણ ધર્મની વિવિધ શાખાઓની વાત સાથે પૂર્તધર્મનો ઉલ્લેખ પણ આવશ્યક છે. વાવ, કૂવા, તળાવ, દેવાલય આદિ લોકોપયોગી બાંધકામ કરવાં તથા અન્નક્ષેત્ર, વાડીઓ વગેરે પરમાર્થે સ્થાપવાં એને ધર્મશાસ્ત્રોમાં 'પૂર્તધર્મ' કહ્યો છે; અગ્નિહોત્ર, તપ, સત્ય, વેદોનું પાલન, આતિથ્ય અને વૈશ્વદેવ એ ઇષ્ટ ધર્મ છે. એ બંને મળીને ઇષ્ટપૂર્ત થાય. પૂર્ત ધર્મ આચરવાનો અધિકાર સમાજના સર્વ વર્ગોને હતો. સુદર્શન સરોવરનું બાંધકામ તથા એનો ક્ષત્રપકાલમાં અને ગુપ્તકાલમાં એમ બે વાર જીર્ણોદ્ધાર એ પ્રાચીન ગુજરાતમાં પૂર્તધર્મનું બહુ ગણનાપાત્ર ઉદાહરણ છે. ક્ષત્રપ રાજાઓના લેખોમાં પણ પૂર્તધર્મનાં નાનાં-મોટાં કેટલાંક કાર્યોના ઉલ્લેખ મળે છે. પ્રાચીન ગુર્જર દેશમાં—ખાસ કરીને ગુજરાત અને રાજસ્થાનમાં—સરોવરો, વાવો અને કૂવાના બાંધકામને સવિશેષ મહત્ત્વ મળેલું છે. ગુજરાત અને રાજસ્થાન વાવોનો પ્રદેશ છે. પીવાના પાણી તેમજ ખેતી–બંને માટે સરોવર અને વાવ અત્યુપયોગી હતાં. ઠેઠ સુદર્શન સરોવરના સમયથી માંડી અર્વાચીન કાલ સુધી સરોવર અને વાવની આ સંસ્કૃતિનું સાતત્ય ગુર્જરદેશમાં રહ્યું છે અને ઇતિહાસમાં યાદગાર હોય અને સાહિત્યમાં એની સ્મૃતિ સચવાઈ હોય તેવાં સંખ્યાબંધ સરોવરો અને વાવો ગુર્જરદેશના વૃત્તાંતમાં જણાય છે અને એ પૈકી કેટલાંક તો આજે પણ અવશેષરૂપે કે લગભગ અવિકલ

સ્વરૂપે વિદ્યમાન છે. ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસના શીળા સાતત્યમાં આ જળાશયોનો તથા એ બાંધનારાઓનો ફાળો જેવો તેવો નથી.

**જૈન ધર્મ**

બાવીસમા જૈન તીર્થંકર નેમિનાથ દ્વારકાના યાદવ રાજકુમાર હતા અને, અનુશ્રુતિ પ્રમાણે, એમનું નિર્વાણ ઉજ્જયંત–ગિરનાર ઉપર થયું હતું. એમની પૂર્વે પણ ગુજરાતમાં જૈન ધર્મનો પ્રચાર કોઈ સ્વરૂપે હશે, પણ એમના સમયથી તો ગુજરાતમાં જૈન ધર્મને વેગ મળ્યો હશે. મૌર્ય અને ક્ષત્રપકાલમાં ગુર્જરદેશમાં જૈન ધર્મની લોકપ્રિયતા ચાલુ રહી હતી અને ઈ. સ. ના ચોથા સૈકાના આરંભમાં તથા પાંચમા સૈકાના ઉત્તરાર્ધમાં આગમ સાહિત્યની સંકલના માટે અગત્યની પરિષદો વલભીમાં મળી, એ બતાવે છે કે પૂર્વ ભારતમાં ઉદ્ભવેલા જૈન ધર્મનું કેંદ્રસ્થાન એ કાળે પશ્ચિમ ભારત હતું.

આર્ય ખપુટ, કાલકાચાર્ય, પાદલિપ્તસૂરિ, વજ્રભૂતિ, નાગાર્જુન વગેરે પ્રભાવશાળી જૈન આચાર્ય આ કાલમાં થઈ ગયા. આર્ય ખપુટ અથવા ખપુટાચાર્ય ઈ. સ. પૂર્વે પહેલી સદીમાં વિદ્યમાન હતા. એમનું પ્રવૃત્તિક્ષેત્ર ભરૂચ આસપાસનો પ્રદેશ હતું. બૌદ્ધો સાથેની એમની સ્પર્ધા, અને વિવાદની અનુશ્રુતિઓ આગમ–સાહિત્યમાં તેમજ "પ્રભાવક–ચરિત" વગેરેમાં નોંધાઈ છે. એમના સમયમાં 'અશ્વાવબોધ' નામે જૈન તીર્થ ભરૂચમાં હતું, જેની આબાદી નિદાન વસ્તુપાલ–તેજપાલના સમય સુધી ચાલુ રહી હતી.[૧૨] પંચમીને બદલે ચતુર્થીને દિવસે પર્યુષણપર્વની ઉજવણી શરૂ કરાવનાર કાલકાચાર્ય ઉજ્જયિનીના ગર્દભિલ્લોના ઉચ્છેદ માટે પારસકૂલ અર્થાત્ ઇરાનને કિનારેથી, શકોને તેડી લાવ્યા હતા. તેઓ ત્યાંથી પ્રથમ સુરાષ્ટ્રમાં આવ્યા હતા. એ સમયે ભરૂચમાં કાલકાચાર્યના ભાણેજો બલમિત્ર-ભાનુમિત્ર રાજ્ય કરતા હતા. કાલકાચાર્યનો સમય પણ ઈ. સ. પૂર્વે પહેલી સદીનો છે.[૧૩] પાદલિપ્તપુર–પાલીતાણાનું જૈન તીર્થ પાદલિપ્તસૂરિની સ્મૃતિ જાળવી રાખે છે; જોકે આપણા અભ્યાસપાત્ર કાલખંડમાં તીર્થ તરીકે પાલીતાણાની પ્રસિદ્ધિ પછીના સમય જેટલી વ્યાપક નહોતી. ગિરનાર પણ જૈન તીર્થ હતું. વજ્રભૂતિ આચાર્ય ભરૂચમાં રહેતા હતા અને એક વિખ્યાત કવિ હતા.[૧૪] શય્યાતર (સાધુને વસતિ આપનાર ગૃહસ્થ) કોને કહેવો એ વિશે લાટાચાર્યનો મત આગમ સાહિત્યમાં ટાંકેલો છે. આ લાટાચાર્ય લાટવાસી જ હશે.[૧૫] પ્રસિદ્ધ જૈન તાર્કિક અને સ્તુતિકાર સિદ્ધસેન દિવાકરે પોતાની ઉત્તરાવસ્થામાં ભરૂચ આસપાસના પ્રદેશમાં વિહાર કર્યો હતો. ભરૂચનો રાજા નભોવાહન

ઉત્તરાવસ્થામાં જૈન સાધુ થયો હતો અને એણે 'ભૂતબલિ' નામ ધારણ કર્યું હતું એવી એક અનુશ્રુતિ છે.[૧૬] જૈન આગમની વલભી-વાચના આર્ય નાગાર્જુને સંકલિત કરાવી હતી અને સર્વ જૈન આગમ દેવર્દ્ધિગણિની અધ્યક્ષતામાં પ્રથમ વાર વલભીમાં લિપિબદ્ધ થયા હતા. સૌરાષ્ટ્રનું પ્રભાસ અથવા ચંદ્રપ્રભાસ એક પ્રાચીન જૈન તીર્થ હતું.[૧૭] ઢંકાપુરી (ઢાંક) પણ એક જૈન તીર્થ હતું, જ્યાં યાત્રા-પ્રસંગે ગયેલા પાદલિપ્તસૂરિનો સિદ્ધ નાગાર્જુન સાથે સમાગમ થયો હતો.[૧૮] નાગાર્જુને શેઢી નદીના કિનારે પાર્શ્વનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી સ્તંભનક તીર્થ સ્થાપ્યું, જ્યાં અત્યારે થામણા આવેલું છે.[૧૯] ઉત્તર ગુજરાતમાં વઢિયારમાં આવેલું જૈન તીર્થ શંખેશ્વર એ પ્રાચીનતર જૈન અનુશ્રુતિઓનું શંખપુર જણાય છે અને એની સ્થાપના શ્રીકૃષ્ણના સમયમાં થયાનું મનાય છે.[૨૦] આમ અનેક જૈન તીર્થ ગુજરાતમાં હતાં.

સૌરાષ્ટ્રના ડુંગરોમાં જૈન સાધુઓ માટે અનેક વિહાર આ સમયમાં કોતરાયેલા છે. જૂનાગઢમાં ગિરનારના દરવાજા પાસે હાલ બાવા પ્યારાના મઠ નામે ઓળખાતી ગુફાઓ છે તે જૈન હોવાનું જણાય છે. ઢાંક ગામ પાસેના ડુંગરની પશ્ચિમની ધારે કેટલીક ગુફાઓ છે તેમાં આદિનાથ, શાંતિનાથ, પાર્શ્વનાથ, મહાવીર વગેરે તીર્થંકરોની પ્રતિમાઓ કોતરેલી છે. સાણાની ગુફાઓ પણ જૈન તીર્થની હોવાનું મનાય છે.[૨૧] આ બધી વિગતો ગુજરાતમાં જૈન તીર્થની લોકપ્રિયતા સૂચવે છે.

### બૌદ્ધ ધર્મ

આ સમયમાં જૈન ધર્મની જેમ બૌદ્ધ ધર્મ પણ ગુજરાતમાં પૂર્ણ કળાએ પ્રકાશતો જોવામાં આવે છે. ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં અશોકના સમયમાં આ પ્રદેશમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર શરૂ થઈ ગયો હશે એમ જણાય છે. ગુજરાતમાં કેટલાંક સ્થળોએ બૌદ્ધ ભિક્ષુઓ માટે ઈંટેરી વિહારો અને સ્તૂપો બંધાયા છે, તો કેટલીક જગ્યાઓએ ડુંગરોમાં વિહારો અને શૈલગૃહો કોતરાયેલાં છે, જેવાં કે જૂનાગઢ, સાણા, તળાજા, ખંભાલિડા અને રાણપુર(બરડા પહાડની પશ્ચિમ તળેટી નજીક)માં. સાણા અને રાણપુર(બરડા)માં અનુક્રમે ભીમેશ્વર અને ધિંગેશ્વર મહાદેવનાં લિંગ પૂજાય છે તે હકીકતે બૌદ્ધ સ્તૂપો જ છે. ઢાંક પાસે ઝીંઝુરીઝરની ગુફાઓ પણ જાણીતી છે. જૂનાગઢ પાસે બોરિયાનો ઈંટેરી બૌદ્ધ સ્તૂપ અને ઈંટવાનો બૌદ્ધ વિહાર મળ્યો છે. બૌદ્ધ ધર્મના બંને સંપ્રદાય-હીનયાન અને મહાયાન-અહીં પ્રચલિત હોવાનું એ ઉપરથી જણાય છે.

પ્રાચીન બૌદ્ધ સાહિત્યમાં ભરુકચ્છ અને સોપારક–સોપારાના પુષ્કળ ઉલ્લેખો આવે છે તે ઉપરથી એ નગરોની આસપાસના પ્રદેશોમાં બૌદ્ધ ધર્મનો સારો પ્રચાર હોવાનું સિદ્ધ થાય છે.[૨૨] જૈન આગમ–સાહિત્ય અનુસાર ભરૂચમાં બૌદ્ધ સ્તૂપ અને મૂર્તિ હતાં. એ મૂર્તિને નમાવવાનો ચમત્કાર ખપુટાચાર્યે કર્યો હતો (જેથી મૂર્તિ 'નિર્ગ્રંથનામિત' તરીકે ઓળખાતી હતી.) અને અશ્વાવબોધ તીર્થ બૌદ્ધોના કબજામાંથી એમણે છોડાવ્યું હતું.[૨૩] શામળાજી પાસે દેવની મોરીમાં વિશાળ બૌદ્ધ વિહાર અને સ્તૂપ મળ્યાં હતાં એ જોતાં ભરૂચમાં અને ગુજરાતમાં અન્ય સ્થળોએ બૌદ્ધ ધર્મનાં આવાં ધામ હોય એ શક્ય છે. વલભી જેમ જૈન ધર્મનું તેમ બૌદ્ધ ધર્મનું પણ મોટું કેંદ્ર હતું. ઝઘડિયા પાસે કડિયા ડુંગરામાંની ગુફાઓ થોડા સમય પહેલાં જાણવામાં આવી છે. બૌદ્ધો અને જૈનો વચ્ચેનાં સ્પર્ધા અને વાદયુદ્ધો વિશેનાં અનેક કથાનક જૈન આગમની ટીકા–ચૂર્ણિઓમાં અને ઉત્તરકાલીન સાહિત્યમાં મળે છે, એમાં તથ્યનો સારો અંશ છે તે આ ઉપરથી પુરવાર થાય છે. દેવની મોરીનો મહાવિહાર એ ગુજરાતનો સૌથી મોટો બૌદ્ધ અવશેષ હતો. પણ અભ્યાસીએ વસ્તુલક્ષી કલ્પના પ્રયોજીને સાહિત્યિક સામગ્રીનું ઉચિત સંયોજન કરવાનું રહે છે અને સમગ્ર ભારતની જેમ ગુજરાતમાંથી પણ બૌદ્ધ ધર્મ ક્રમે ક્રમે કેમ વિલુપ્ત થઈ ગયો એનાં કારણ પણ વિચારવાનાં રહે છે.

### આજીવક સંપ્રદાય

જૈન અને બૌદ્ધ સંપ્રદાયની સાથે આજીવક સંપ્રદાયનો પણ વિચાર આવે. કાલકાચાર્ય આજીવકો પાસે અષ્ટાંગ મહાનિમિત્તનો અભ્યાસ કરવા માટે ગયા હોવાનો ઉલ્લેખ સંઘદાસગણિના પંચકલ્પ ભાષ્યમાં છે.[૨૪] આજીવકો નિયતિ-વાદી હોઈ નિમિત્તશાસ્ત્રનો વિશેષ અભ્યાસ કરતા હશે. ગુજરાતમાં જૈનો અને બૌદ્ધોની જેમ આજીવકોની વસ્તી પણ ઓછાવત્તા પ્રમાણમાં હોય એ શક્ય છે.

### અગ્નિપૂજકો

અગ્નિપૂજકો વિશેનો એક રસપ્રદ ઉલ્લેખ જૈન આગમોની ટીકા–ચૂર્ણિઓમાં મળે છે. ગિરિનગરમાં એક અગ્નિપૂજક વણિક દર વર્ષે એક ઘરમાં રત્નો ભરીને પછી એ ઘર સળગાવીને અગ્નિનું સંતર્પણ કરતો હતો. એક વાર એણે ઘર સળગાવ્યું. એ સમયે ખૂબ પવન વાયો તેથી આખું નગર બળી ગયું. બીજા એક નગરમાં એક વણિક આ પ્રમાણે અગ્નિનું સંતર્પણ કરવાની તૈયારી કરે છે

એમ ત્યાંના રાજાએ સાંભળ્યું એટલે ગિરિનગરની આગનો પ્રસંગ યાદ કરીને એણે એનું સર્વસ્વ હરી લીધું.[૨૫] એ સમયે પણ ગુજરાતનાં મુખ્ય નગરો અને બંદરોમાં પરદેશી વેપારીઓની વસ્તી સારા પ્રમાણમાં હશે, અને અગ્નિપૂજકો વિશેનો આ ઉલ્લેખ ઈરાની જરથોસ્તી વેપારીઓ વિશેનો હોવો જોઈએ. ગુજરાતનાં બંદરોથી ઈરાન સાથે પરાપૂર્વથી બહોળો વેપાર ચાલતો હતો એ જાણીતું છે.

## લોકધર્મો

શૈવ-વૈષ્ણવ, જૈન, બૌદ્ધ-એ શાસ્ત્રપરંપરાસંમત અને સંગઠિત સંપ્રદાયો ઉપરાંત અસ્લુસૂલ લોકપરંપરાથી કેટલાય લોકધર્મ સમાજમાં ચાલ્યા આવતા હતા. વ્યક્તિઓ, કુટુંબો કે સમાજો સંગઠિત સંપ્રદાયોનો સ્વીકાર કરે તોપણ લોકધર્મનો સામાન્યતઃ અનાદર ન કરે એમ આજ સુધી બનતું આવ્યું છે. પ્રાચીન ગુજરાતમાં પણ એમ જ હતું. લોકધર્મોમાં નાગ અને યક્ષની પૂજા સૌથી વધુ લોકપ્રિય હતી. ભરૂચથી ઉજ્જયિની જવાના નટપિટક નામે ગામમાં નાગગૃહ હતું.[૨૬] આનંદપુરમાં યક્ષની અને નાગવલિકા(?)માં નાગની પૂજા થતી.[૨૭] દ્વારકા પાસે નંદન ઉદ્યાનમાં સુરપ્રિય નામે યક્ષનું આયતન હતું.[૨૮] ભરુકચ્છ પાસેના ગુડશસ્ત્ર નગરમાં યક્ષ જૈન સાધુઓને ઉપદ્રવ કરતો હતો તેને ખપુટાચાર્યે શાંત કર્યો હતો.[૨૯] અનેક નગરોના પરિસરમાં આવેલાં ઉદ્યાનોમાં યક્ષાયતન હતાં અને ત્યાં લોકો યાત્રાએ કે ઉજાણીએ જતાં. 'સંખડિ' એટલે ઉજાણી. આનંદપુરના લોકો શરદઋતુમાં પ્રાચીવાહિની સરસ્વતીના કિનારે જઈ સંખડિ કરતા.[૩૦] પ્રભાસ તીર્થમાં અને અર્બુદ પર્વત ઉપર યાત્રામાં સંખડિ થતી.[૩૧] કુંડલમેઠ નામે વ્યંતરની યાત્રામાં ભરુકચ્છના લોકો સંખડિ કરતા.[૩૨] લાટ દેશમાં ગિરિયજ્ઞ અથવા મત્તવાલ-સંખડિ નામે ઉત્સવ થતો.[૩૩] દક્ષિણ ગુજરાતમાં કોઈ ડુંગરાળ પ્રદેશમાં ગિરિપૂજા સાથે જોડાયેલો આ ઉત્સવ હશે. એ ઉત્સવનું બીજું નામ ભૂમિદાહ હતું, એટલે અગ્નિ સળગાવવાનો કોઈ વિધિ એમાં હોય એમ બને. એ ઉત્સવનું વર્ણન મળતું નથી, પણ કોંકણાદિ દેશોમાં ગિરિયજ્ઞ નામે ઉત્સવ દરરોજ સંધ્યાકાળે થતો હોવાનો ઉલ્લેખ અન્યત્ર છે[૩૪] તે કદાચ આ હોય. નગરદેવતાની સાથે ગ્રામદેવતા, કર્બટ-દેવતા, ક્ષેત્રદેવતા-ક્ષેત્રપાલ વગેરેના ઉલ્લેખ પ્રાચીન સાહિત્યમાં મળે છે તે શાસ્ત્રમાન્ય ધર્મોની સાથોસાથ વહેતા રહેલા લોકધર્મો ઉપર કેટલોક પ્રકાશ પાડે છે.

## પાદટીપો

૧. *Epigraphia Indica*, Vol. XVI, p. 232

૨. ગિ. વ. આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો", ભાગ ૧, લેખ નં. ૭

૩. Shobhana Gokhale, "Daulatpur Inscription of Ābhīra Īśvaradeva Ś 254," *Journal of Oriental Institute*, Vol. XVIII, pp. 237 ff.

૪. ગિ. વ. આચાર્ય, ઉપર્યુક્ત, ભાગ ૨, લેખ નં. ૧૫૫

૫. જુઓ પરિશિષ્ટ.

૬. રસેશ જમીનદાર, "ક્ષત્રપકાલીન ગુજરાત: ઇતિહાસ અને સંસ્કૃતિ", પૃ. ૩૬૧-૬૨

૭. ગિ. વ. આચાર્ય, ઉપર્યુક્ત, ભાગ ૧, લેખ નં. ૧૫

૮. બલરામ અને કૃષ્ણ સુરાષ્ટ્ર દેશ છોડીને પાંડવો પાસે દક્ષિણ મથુરા જતા હતા. માર્ગમાં કોસુંબારણ્ય (પ્રા. કોસુંબારન્ન) નામે નગરમાં આવ્યા. એ સમયે કૃષ્ણના મોટા ભાઈ જરાકુમાર, એમના હાથે કૃષ્ણનું મરણ થશે એવી ભવિષ્યવાણી તીર્થંકર નેમિનાથે ભાખી હોવાને કારણે, એ અનિષ્ટનો સંભવ ટાળવા સારુ દ્વારકાનો ત્યાગ કરી અરણ્યમાં જઈ રહ્યા હતા તે શિકારીરૂપે આવ્યા અને ઢીંચણ ઉપર એક પગ રાખીને સૂતેલા વાસુદેવને મૃગ ધારી, એમના પગ ઉપર મર્મસ્થાને બાણ મારી એમના મૃત્યુનું કારણ બન્યા. એ સ્થળે જે મંદિર થયું તે 'ભલ્લીગૃહ' તરીકે ઓળખાતું.

૯. ભો. જ. સાંડેસરા, "જૈન આગમ સાહિત્યમાં ગુજરાત," પૃ. ૫૬-૫૭; ૧૧૩-૧૪

૧૦. અધ્યાય ૧૩૨, શ્લોક ૭

૧૧. જમીનદાર, ઉપર્યુક્ત, પૃ. ૩૭૦-૭૧

૧૨. ભો. જ, સાંડેસરા, "જૈન આગમ સાહિત્યમાં ગુજરાત", પૃ. ૫૮-૬૦

૧૩. એજન, પૃ. ૩૭-૪૧

૧૪. એજન, પૃ. ૧૬૫-૧૬૬

૧૫. એજન, પૃ. ૧૬૨-૧૬૩

૧૬. જમીનદાર, ઉપર્યુક્ત, પૃ. ૧૨૮

૧૭. સાંડેસરા, ઉપર્યુક્ત, પૃ. ૧૦૫-૧૦૬

૧૮. એજન, પૃ. ૯૯

૧૯. जिनप्रभसूरि, विविधतीर्थकल्प, १०

૨૦. સાંડેસરા, ઉપર્યુક્ત, પૃ. ૧૭૩-૧૭૪

૨૧. જમીનદાર, ઉપર્યુક્ત, પૃ. ૩૭૬

૨૨. વિગતવાર ઉલ્લેખો માટે "સ્વાધ્યાય" પુ. ૧, અંક ૩ માં, ડૉ. ઉમાકાંત શાહનો લેખ, 'ગુજરાતમાં બૌદ્ધ ધર્મ'. એ વિસ્તૃત લેખમાં ગુજરાતમાંના બૌદ્ધ ધર્મનો કાલાનુક્રમિક ઇતિહાસ અપાયો છે.

૨૩. સાંડેસરા, ઉપર્યુક્ત, 'ખપુટાચાર્ય'

૨૪. એજન, પૃ. ૩૯-૪૦

૨૫. એજન, પૃ. ૬૬

૨૬. એજન, પૃ. ૯૧

૨૭. એજન, પૃ. ૯૪

૨૮. એજન, પૃ. ૨૦૩

૨૯. એજન, પૃ. ૫૯

૩૦. એજન, પૃ. ૧૯

૩૧. એજન, પૃ. ૧૫, ૧૦૬

૩૨. એજન, પૃ. ૧૧૦-૧૧૧

૩૩. એજન, પૃ. ૧૬૦

૩૪. એજન, પૃ. ૫૩

## પરિશિષ્ટ

# લકુલીશ પાશુપત સંપ્રદાય : ઉત્પત્તિ અને પ્રસાર

શૈવ ધર્મના વિકાસ અને પ્રસાર સાથે એના અનુયાયીઓમાં કેટલીક જુદી જુદી વિચારશ્રેણીઓ તથા કાર્યશ્રેણીઓ ઘડાઈ, જેના પરિણામે શૈવ ધર્મના ચાર સંપ્રદાય – (૧) શૈવ, (૨) પાશુપત, (૩) કારુણિક સિદ્ધાંતી કે કાલમુખ અને (૪) કાપાલિક[૧]– પ્રચારમાં આવ્યા.

આમાં શૈવ સંપ્રદાયનો પ્રચાર ગુજરાતમાં જોવા મળતો નથી, કાલમુખ અને કાપાલિક સંપ્રદાયોના પ્રચારનો ઉલ્લેખ ક્વચિત્ આવે છે, જ્યારે નકુલીશ અથવા લકુલીશ પાશુપત મતનો પ્રચાર વ્યાપક પ્રમાણમાં જોવા મળે છે.

**પાશુપત સંપ્રદાય**

પાશુપત (માહેશ્વર) સંપ્રદાયના સ્થાપક તરીકે શ્રીકંઠનો ઉલ્લેખ મળે છે. એમાંથી કાળાંતરે કેટલીક શાખાઓ નીકળી. એમાં લકુલીશે જે શાખા શરૂ કરી તે જતે દિવસે 'લકુલીશ પાશુપત સંપ્રદાય'ના નામે ઓળખાઈ.[૨]

પ્રભાસ પાટણમાં શૈવ ધર્મની 'સોમસિદ્ધાંત' નામે એક શાખા સોમશર્માએ શરૂ કરેલી[૩]. તેઓ પુરાણોમાં રુદ્ર-શિવના સત્તાવીસમા અવતાર તરીકે[૩અ] અને લકુલીશ અઠ્ઠાવીસમા અવતાર તરીકે આલેખાયા છે. કાલગણનાની દૃષ્ટિએ આ સોમશર્મા અને લકુલીશના પિતામહ સોમશર્મા એક હોવા સંભવે છે.

પ્રભાસના 'સોમનાથ'ની ઉત્પત્તિ હાલ સોમ(ચંદ્ર) દ્વારા સમજાવવામાં આવે છે, પરંતુ મૂળમાં એ આ સોમ(સોમશર્મા)ને લઈને હોઈ શકે. પુરાણોમાં સોમશર્માના ચાર શિષ્ય ગણાવ્યા છે : અક્ષપાદ, કણાદ, ઉલૂક અને વત્સ.

**લકુલીશ**

પુરાણોમાં,[૪] અમુક અન્ય ગ્રંથોમાં[૫] અને અભિલેખોમાં[૬] લકુલીશ અને એમના સંપ્રદાયના અનેક ઉલ્લેખ જોવા મળે છે. આમાં લગભગ બધાં જ

પુરાણોમાં, અમુક અન્ય ગ્રંથોમાં[8] અને સારંગદેવના સમયની વિ. સં. ૧૩૪૩ (ઈ. સ. ૧૨૮૭)ની સિંત્રા પ્રશસ્તિ નામે જાણીતી દેવપત્તન-પ્રશસ્તિમાં[9] લકુલીશને શિવના (૨૮ મા) અવતાર તરીકે આલેખ્યા છે.

જૂનામાં જૂના ગ્રંથ(વાયુ પુરાણ)માં લકુલીશનું નામ રુદ્રના ૨૮ મા અવતાર તરીકે અને આઠ વર્ષના બ્રહ્મચારીના સ્વરૂપ તરીકે જોવામાં આવે છે તે વાયુપુરાણમાં છે.[10] એના આવિર્ભાવ વિશે એમાં એવી કથા છે કે દ્વાપર યુગનો અંત અને કલિયુગનો પ્રારંભ એ બેની વચ્ચેના ગાળામાં જ્યારે કૃષ્ણ દ્વૈપાયન તરીકે વિષ્ણુનો અવતાર થશે અને ભગવાન વાસુદેવ-રૂપે છટ્ઠા અંશના અવતારનો મથુરાના વસુદેવ યાદવ અને એની પત્ની દેવકીના પુત્ર તરીકે પ્રાદુર્ભાવ થશે ત્યારે ભગવાન રુદ્ર કાયાવરોહણ ક્ષેત્રમાં એક મૃત બ્રહ્મચારીના શરીરમાં પ્રવેશ કરશે અને બ્રાહ્મણોના નિવૃત્તિ-ધર્મનું રક્ષણ કરશે.[11]

ત્રેવીસમા અધ્યાયમાં આ ભવિષ્યવાણી આવે છે તે પહેલાંના ૧૧ થી ૨૨ મા અધ્યાયોમાં અને ૨૩ મા અધ્યાયના ૧ થી ૨૦૧ શ્લોકોમાં પાશુપત-યોગનાં અંગોનું વિસ્તારપૂર્વક વર્ણન છે અને આગલા કલ્પોમાં થયેલા રુદ્રાવતારી પુરુષોનાં નામ, એમના ચાર શિષ્યોનાં નામ અને એમની યોગમાં પારંગતતાનું વર્ણન પણ છે. એમાં ઉલ્કાગ્રામમાં રુદ્રનો અવતાર વિશ્વરૂપ નામના આત્રેય ગોત્રના બ્રાહ્મણ અને એની સ્ત્રી સુદર્શનાના પુત્ર તરીકે થયાનો ઉલ્લેખ નથી તેમજ વિશ્વરૂપની ગેરહાજરીમાં થયેલા ચમત્કારનો અને કાગડાએ શબ ઉપાડી ગયાનો પણ ઉલ્લેખ નથી.

કૂર્મપુરાણ, લિંગપુરાણ અને શિવપુરાણમાં આ જ કથા લગભગ એ સ્વરૂપે કંઈક જુદા શબ્દોમાં વર્ણવેલી જોવા મળે છે.

'કારવણમાહાત્મ્ય'માં લકુલીશના જન્મની કથા આપી છે.[12] એમાં બ્રહ્માના માનસ પુત્ર અત્રિના વંશમાં અત્રિથી છઠ્ઠી પેઢીએ લકુલીશનો જન્મ વિશ્વરૂપ નામના બ્રાહ્મણ અને એની પત્ની સુદર્શનાના પુત્ર તરીકે થયો હોવાનું જણાવ્યું છે.[13] લકુલીશના બાળપણનું ચરિત અલૌકિક ચમત્કારોથી ભરેલું છે. એમાં લકુલીશના દેહને લિંગ સાગે સાંકળવામાં આવેલ છે એ નોંધપાત્ર છે. કુમાર લકુલીશના સંબંધમાં દેવખાત તળાવ, ઉર્વા નદીનો કાંઠો, ચક્રપુર ગામ, કાયાવરોહણ ગામ, વૃદ્ધદેવ, શિવલિંગ અને બ્રહ્મેશ્વર શિવાલયનો ઉલ્લેખ લક્ષમાં લેવા જેવો છે.

વાયુ અને કૂર્મ પુરાણોમાં[14] 'નકુલી' શબ્દ વપરાયો છે. લિંગ[15] અને શિવ પુરાણોમાં[16] એને માટે 'લકુલી' શબ્દ વપરાયેલો જોવા મળે છે, જ્યારે

સ્કંદપુરાણમાં 'નકુલી' અથવા 'લકુલી'ને બદલે 'લકુટી' શબ્દનો ઉલ્લેખ કર્યો છે.[૧૭]

આચાર્ય હરિભદ્ર[૧૮] અને રાજશેખરસૂરિ[૧૯] એમના "ષડ્દર્શનસમુચ્ચય"માં 'નકુલીશ' શબ્દ પ્રયોજે છે.

માધવાચાર્યે "સર્વદર્શનસંગ્રહ"માં પાશુપત મતના સિદ્ધાંતોની ચર્ચા કરતા શીર્ષકમાં 'નકુલીશ-પાશુપતદર્શન' લખેલું છે,[૨૦] એટલે એ પણ 'નકુલીશ' શબ્દ પ્રયોજે છે.

આત્મસમર્પણમાં 'લકુલીશ'[૨૧] અને એના પર્યાય-રૂપે 'લકુલી'[૨૨] ('લકુલિન્') શબ્દ પ્રયોજેલો જોવા મળે છે.

શિલાલેખોમાં એમનું નામ 'લકુલીશ' તરીકે જણાવ્યું છે.[૨૩] 'કારવણ-માહાત્મ્ય'માં 'લકુલીશ' શબ્દ પ્રયોજ્યો છે અને એ લગભગ ત્રણેક વાર ઉલ્લેખાયો છે.[૨૪]

આમ સાહિત્યિક અને આભિલેખિક ઉલ્લેખોમાં 'નકુલી', 'નકુલીશ', 'લકુલી', 'લકુટી' અને 'લકુલીશ'– એવા શબ્દપ્રયોગ જોવા મળે છે. આ બધાં રૂપ એક જ વ્યક્તિ– નામનાં ગણાય છે.

આ નામોના મૂળમાં નકુલી-લકુલી-લકુટી શબ્દ રહેલો છે. ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ 'નકુલી' અને 'લકુલી' વચ્ચે અભેદ રહેલો છે. એ અનુસાર 'નકુલ' કે 'લકુલ' શબ્દ પણ સમાન ગણાય.

'લકુલ'નો અર્થ અહીં 'લકુટ' હોવાનું જણાય છે. 'લકુટ'નો અર્થ દંડ છે; અને લકુલીશનાં શિલ્પ-સ્વરૂપોમાં એમણે એક હાથમાં લકુટ-દંડ ધારણ કરેલો હોય છે.

પ્રાયઃ લકુટ એ આ શૈવ સંપ્રદાયનું વિશિષ્ટ લક્ષણ હશે અને એ સંપ્રદાયના માણસ મૂળમાં શિવના 'લકુટી' સ્વરૂપની ઉપાસના કરતા હશે.[૨૫] આગળ જતાં 'લકુટી' ઉપાસકોના આરાધ્ય દેવ તરીકે શિવ 'લકુલીશ' (અર્થાત્ 'લકુટીશ') તરીકે ઓળખાયા હશે.

**જન્મસ્થાન**

લગભગ બધા ઉલ્લેખ લકુલીશ કાયાવરોહણ-કાયાવતાર( કારવણ )માં જન્મ્યાનું જણાવે છે. વાયુપુરાણમાં 'કાયાવરોહણ' નામ પ્રયોજ્યું છે,[૨૬] પણ

ઉત્તરકાલીન કૂર્મપુરાણ[૨૭], લિંગપુરાણ[૨૮] અને શિવપુરાણમાં[૨૯] 'કાયાવતાર' નામ આપ્યું છે.

અભિલેખોમાં સિંત્રા-પ્રશસ્તિમાં લકુલીશના જન્મસ્થાન તરીકે લાટ દેશમાં આવેલું 'કારોહણ' સ્થળ ગણાવ્યું છે.[૩૦] અર્થાત્ અહીં 'કાયાવરોહણ'ને બદલે 'કારોહણ' શબ્દ પ્રયોજાયેલો જોવા મળે છે.

"કારવણમાહાત્મ્ય'માં લકુલીશના જન્મસ્થાન તરીકે બે સ્થળોનો ઉલ્લેખ આવે છે:[૩૧] ૧. ઉલ્કાગામ[૩૨] અને ૨. કાયાવતાર.[૩૩] વિશેષમાં આ માહાત્મ્યમાં જુદા જુદા સ્થળે 'કાયાવતાર'ના પર્યાયરૂપે 'કાયાવરોહણ', 'કાયારોહણ', 'કારોહણ' અને 'કારવણ' શબ્દ પ્રયોજાયેલા જોવા મળે છે.

આ સ્થળ લાટ દેશમાં કે ભૃગુક્ષેત્રમાં આવ્યું હોવાનું ઉપર્યુક્ત ઉલ્લેખો-માંના કેટલાકમાં જણાવ્યું છે.[૩૫]

'કાયાવરોહણ'[૩૬] એ મૂળ નામ લાગે છે. એમાંથી ભ્રષ્ટ થયેલું નામ 'કારોહણ' અને પછી છેલ્લે 'કારવણ' થયેલું જણાય છે.[૩૭] એટલે અહીં ઉલ્લેખેલ કાયાવરોહણ (કે પછીનું કાયાવતાર) એ આજનું કારવણ.[૩૮] બીજા વિદ્વાનોની જેમ બ્યૂલર પણ આ જ મત ધરાવે છે.[૩૯]

કારવણનો પ્રાચીન લાટમંડલમાં સમાવેશ થતો હતો; અને લાટમંડલનું કેંદ્ર ભરુકચ્છ, ભૃગુકચ્છ કે ભરૂચ હતું. આ સ્થળ અને ઓર (ઉર્વા) નદી કારવણ સાથે સંકળાયેલાં હોવાનું અનુશ્રુતિ સૂચવે છે.[૪૦]

કારવણ વડોદરાથી ૧૫ માઈલ (૨૪·૪૫ કિ. મી.) દક્ષિણે અને ડભોઈથી ૭ માઈલ (૧૧·૪૧ કિ. મી.) પશ્ચિમે આવેલું છે. એની પ્રાચીનતાની પ્રતીતિ કરાવતા અને આ સ્થળ પાશુપત સંપ્રદાયના સ્થાપક લકુલીશ સાથે સંકળાયાના અનેક પુરાવા આજે પણ પ્રાપ્ત થાય છે.[૪૧] 'ગણકારિકા'(ગા. ઓ. સિરીઝ, નં. ૧૫)માં પરિશિષ્ટ-૪ તરીકે છપાયેલ 'કારવણમાહાત્મ્ય'[૪૨] નામે ગ્રંથથી જુદા પ્રકારનો "કાયાવરોહણ-માહાત્મ્ય" નામનો ગ્રંથ છે, જેનો આધાર આદિપુરાણમાં હોય એવું જણાય છે. એનો સારાંશ અને એમાંના કેટલાક ઉતારા ડૉ. એફ. ડબલ્યુ. ટોમસે અને ડૉ. વિન્તરનિત્ઝે આપેલા છે.[૪૩] એમાં જણાવેલું કાયાવરોહણ દક્ષિણ ભારતમાં હોવાનું એમણે જણાવ્યું છે. એની ચતુઃસીમાનું વર્ણન કરતો શ્લોક નીચે મુજબ છે :-

पूर्वाम्भोधितटे रम्यं पुण्डरीकपुरस्य च।
योजनत्रयसीमान्ते कावेर्याश्चैव दक्षिणे ॥

આ પરથી જણાય છે કે એ કાવેરી નદીથી દક્ષિણ દિશામાં પૂર્વસાગર- (બંગાળના અખાત)ને કાંઠે પુંડરીકપુર નામના નગરથી ત્રણ યોજન દૂર આવેલું હતું. એ હસ્તપ્રતમાં જે વિશેષ હકીકત છે તે ઉપરથી એમ જણાય છે કે ગાર્ગ્ય ગોત્રના પુંડરીકે કાયાવરોહણેશ્વરનાં લિંગ કાંચી, કુંભકોણમ અને પુંડરીકપુરથી એક યોજન દૂર પૂર્વ સાગરના તટે સર્વ તીર્થોની પાસે સ્થાપ્યાં હતાં અને આમ કાયાવરોહણનું માહાત્મ્ય દક્ષિણ ભારતમાં અને પૂર્વ–પશ્ચિમનાં સ્થાનો લગી પહોંચી ગયું હતું.

### 'લકુલીશ' નામના બે મહાપુરુષ

ડૉ. સાલેતોરના મત પ્રમાણે લકુલીશ નામે બે ધાર્મિક મહાપુરુષ થયા, તેમાંના એક પહેલી શતાબ્દીમાં થયા.[૪૪]

બીજા લકુલીશ એ છે કે જેને ડૉ. બ્યૂલરે અને મિ. લેવિસ રાઈસે ૧૧ મા સૈકાના આલેખ્યા છે. આ લકુલીશ દક્ષિણ ભારત અને ગુજરાત વચ્ચે સાંસ્કૃતિક એકમ સમાન હતા.[૪૫] ડૉ. હુલ્શના મત પ્રમાણે એમણે પોતાની કારકિર્દીનો આરંભ તમિળનાડુ રાજ્યના ઉત્તર આર્કોટ જિલ્લાના મેલાપાડા ગામથી કર્યો હશે.[૪૬] ઈ. સ. ૧૦૩૬ માં તેઓ મૈસૂર રાજ્યના શીકરપુર તાલુકાના બલ્લીગ્રામમાં સ્થિર થયાનું જણાય છે.[૪૭]

આ આચાર્ય આખરે લાટ દેશમાં આવેલા કારોહણ ગયા.[૪૮]

### લકુલીશનો સમય

વિ. સં. ૧૩૪૩(ઈ. સ. ૧૨૮૭)ની સિંત્રા-પ્રશસ્તિમાં કહ્યું છે કે શિવ ભટ્ટારક શ્રી લકુલીશ–રૂપે અવતર્યા હતા અને લાટ દેશમાં આવેલા કારોહણમાં રહેતા હતા.[૪૯]

વિ. સં. ૧૦૨૮(ઈ. સ. ૯૭૧)ના એકલિંગજી પાસેના નાથના મંદિર- માના શિલાલેખમાં લખ્યું છે કે શિવ લકુલી–રૂપે ભૃગુકચ્છ દેશમાં અવતર્યા હતા.[૫૦]

વિ. સં. ૯૯૯(ઈ. સ. ૯૪૩)ના મૈસૂરના હેમાવતી પાસેથી મળેલા શિલાલેખમાં લકુલીશ મુનિનાથ ચિલ્લુક–રૂપે પોતાનાં નામ અને ધર્મને જાળવી રાખવા માટે અવતર્યાનો ઉલ્લેખ છે.[૫૧]

આ લેખ પરથી જણાય છે કે પાશુપતાચાર્ય લકુલીશ દશમી શતાબ્દી પહેલાં થઈ ગયા છે, એટલું જ નહિ, પણ ઈ.સ. ૯૪૩ માં તો એમનો મત

ભુલાવા લાગ્યાથી એનો જોરથી પ્રચાર કરવા માટે એ ફરી અવતર્યાની વાત ચાલી છે. અર્થાત્ દશમા શતક પહેલાં લાંબા વખતે તેઓ થયા હોવા જોઈએ.[૫૨]

શિવપુરાણ, લિંગપુરાણ અને કૂર્મપુરાણ ઉપરાંત વાયુપુરાણ જેવાં પ્રાચીનતર પુરાણોમાં પણ લકુલીશના અવતારની વાત છે, એટલે તેઓ ઈ.સ.ના ત્રીજા તથા ચોથા શતક પહેલાં થયા હતા એમ માનવું સ્વાભાવિક છે.[૫૩]

વાસુદેવના સમાંતરે લકુલીશના જન્મના પુરાણોમાં મળતા ઉલ્લેખો પરથી ડૉ. રા. ગો. ભાંડારકર લકુલીશ ઈ. સ. પૂર્વે બીજા સૈકામાં થયાનું ગણાવે છે,[૫૪] પણ ગુ. સં. ૬૧ ( ઈ. સ. ૩૮૦-૮૧ )ના મથુરા-શિલાલેખ પરથી ડૉ. દેવદત્ત રા. ભાંડારકર લકુલીશ ઈ. સ. ની બીજી શતાબ્દીના પહેલા ચરણમાં થયાનું જણાવે છે.[૫૫]

પ્રસ્તુત લેખમાં ઉપમિતેશ્વર અને કપિલેશ્વર નામનાં બે શિવલિંગોની પ્રતિષ્ઠા કર્યાની નોંધ છે. આ પ્રતિષ્ઠા કરનાર આર્ય ઉદિતાચાર્ય "કુશિકથી દસમા (कुशिकाद्दशमेन), પરાશરથી ચોથા, ભગવાન કપિલના શિષ્યના શિષ્ય અને ઉપમિતના શિષ્ય" હોવાનું એ લેખમાં લખ્યું છે, આ ઉપરથી ઈ.સ. ૩૮૦-૮૧ માં કુશિકની એટલે કે લકુલીશના શિષ્યની દસમી પેઢીનો પુરુષ વિદ્યમાન હતો એમ ઠરે છે. આ વિરક્ત લોકો હોઈ પેઢી દીઠ પચ્ચીસ વર્ષ ગણવામાં આવે તો કુશિકનો સમય લગભગ (ઈ.સ. ૩૮૦-૨૫૦=) ઈ.સ. ૧૩૦ નો આવે. એની એક પેઢી પહેલાં લકુલીશ ગણાય, એટલે લકુલીશ ઈ.સ. બીજા શતકના પહેલા ચરણમાં વિદ્યમાન હોય એવો સંભવ લાગે છે.[૫૬]

લકુલીશના અવતારને લગતા પૌરાણિક વૃત્તાંત તો લકુલીશને વાસુદેવના સમકાલીન કહેવા લાગ્યા છે,[૫૭] પણ એનો અર્થ પાશુપત મતનો અને પાંચરાત્રનો ઉદ્‌ગમ લગભગ સમકાલીન છે એમ કરીએ તો જ બધા ઐતિહાસિક પુરાવાઓનો મેળ બેસે છે.[૫૮] વળી મહાભારત-શાંતિપર્વના નારાયણીય ઉપાખ્યાનમાં પાંચરાત્ર સાથે પાશુપત-શાસ્ત્રનો ઉલ્લેખ છે, પણ પતંજલિએ શિવભક્તને શિવભાગવત કહ્યા છે, પાશુપત કહ્યા નથી. એ સર્વ ઉપરથી તથા ગુ. સં. ૬૧ ના મથુરાના શિલાલેખના સ્પષ્ટ પ્રમાણથી પતંજલિ પછી કેટલાક વખતે, ઘણું કરીને ઈ. સ. બીજા શતકના આરંભમાં, લકુલીશનો જન્મ આલેખી શકાય.[૫૯]

### શિષ્ય-મંડળ

પુરાણો વગેરે સાહિત્યિક ગ્રંથોમાં અને અભિલેખોમાં લકુલીશના ચાર શિષ્ય ગણાવ્યા છે, જેઓ ૧. કુશિક, ૨. ગાર્ગ્ય (ગર્ગ), ૩. મિત્ર અને ૪. કૌરુષ્ય ( કુરુષ) નામ ધરાવતા હતા.

સાહિત્યની દૃષ્ટિએ સૌથી જૂનો ઉલ્લેખ વાયુપુરાણમાં જોવા મળે છે.[૬૦] એમાં "શિષ્ય" શબ્દ વાપર્યો નથી, પણ એના અર્થમાં "પુત્ર" શબ્દ પ્રયોજ્યો છે.[૬૧] એમાં શંકર કહે છે કે હું કાયાવરોહણ ક્ષેત્રમાં નકુલી-લકુલીશ નામે બ્રાહ્મણ થઈશ અને મારે તપસ્વી એવા પુત્રો થશે:- ૧. કુશિક, ૨. ગાર્ગ્ય ૩. મિત્ર અને ૪. કૌરુષ્ય[૬૨]. લિંગપુરાણમાં ચાર શિષ્યોનાં નામ અનુક્રમે 'કુશિક', 'ગાર્ગ્ય', 'મિત્ર' અને 'કારુષ્ય' એમ ગણાવ્યાં છે.[૬૩]

શિવપુરાણ આ નામોના શબ્દ અનુક્રમે 'કુશિક,' 'ગર્ગ,' 'મિત્ર' અને 'કૌરુષ્ય' આપે છે.[૬૪]

અભિલેખોની દૃષ્ટિએ સૌથી જૂનો ઉલ્લેખ ગુ. સં. ૬૧(ઈ.સ. ૩૮૧)નો છે, પણ એમાં ચારે શિષ્યોનાં નામ ગણાવ્યાં નથી, એમાં ફક્ત કુશિકનો જ ઉલ્લેખ છે.[૬૫]

એકલિંગજીના નાથ-મંદિરના વિ સં. ૧૦૨૮(ઈ.સ. ૯૭૧)ના શિલાલેખમાં પણ કુશિકાદિ શિષ્યોના ઉલ્લેખ આવે છે,[૬૬] પણ લેખ ખંડિત હોવાથી બાકીના ત્રણ શિષ્યોનાં નામ વાંચી શકાતાં નથી.

**પાશુપત સંપ્રદાયની શાખાઓ**

લકુલીશના આ ચાર શિષ્યોમાંથી ચાર શાખાઓ શરૂ થઈ એવું સિંત્રા-પ્રશસ્તિ (વિ. સં. ૧૩૪૩=ઈ.સ. ૧૨૮૭)માં નોંધ્યું છે.[૬૭]

**૧. કૌશિક શાખા**

કુશિક લકુલીશનો પટ્ટશિષ્ય હતો. મથુરાના ગુ. સં. ૬૧(ઈ.સ. ૩૮૦-૮૧)-ના શિલાલેખમાં આ શાખાના શિષ્યોની પરંપરા આપી છે.[૬૮] નરવાહનના વિ. સં. ૧૦૨૮ (ઈ.સ. ૯૭૧)ના ઉદેપુરના શિલાલેખમાં કૌશિકનો ઉલ્લેખ કરી આ શાખાના સાધુઓ શરીરે ભસ્મ લગાવે છે, વલ્કલ પહેરે છે અને માથે જટા રાખે છે, એવું નોંધ્યું છે.[૬૯] જૈન વિદ્વાનો લકુલીશ અને કૌશિકથી પ્રારંભ થતા અઢાર તીર્થંકરોનો ઉલ્લેખ કરે છે.[૭૦] ભા(વ)સર્વજ્ઞે પણ આનો ઉલ્લેખ કર્યો છે. આ બધા સાધુ કદાચ આ શાખાના અનુયાયીઓ હોય.

આ શાખા ખાસ કરીને મેવાડમાં પ્રચલિત હતી.[૭૧] મેવાડ એ ગુજરાતની સરહદે આવેલું હોઈ આ શાખા ગુજરાતમાં પણ પ્રચલિત હશે, એ તદ્દન સ્વાભાવિક છે.

ગુજરાતના અભિલેખોમાં જણાવેલાં બ્રાહ્મણોનાં ગોત્રોમાં આ ગોત્રનો સમાવેશ થાય છે,[૭૨] પરંતુ એ પરથી કૌશિક ગોત્રના બ્રાહ્મણ કૌશિક શાખાના પાશુપતો સાથે સંબંધ ધરાવતા હતા કે કેમ એ કહેવું મુશ્કેલ છે.

### ૨. ગાર્ગ્ય શાખા

કુમારપાલના સમયના વ. સં. ૮૫૦(ઈ.સ. ૧૧૬૯)ના પ્રભાસપાટણના શિલાલેખમાં[૭૩] તેમજ વિ. સં. ૧૩૪૩(ઈ.સ. ૧૨૮૭)ની સિંત્રા-પ્રશસ્તિમાં[૭૪] ગાર્ગ્ય ગોત્રના સાધુઓનો ઉલ્લેખ આવે છે.

શિલાલેખોમાં સાધુઓનાં કેટલાંયે ગોત્રોનો ઉલ્લેખ આવે છે. સાધુઓના સંદર્ભમાં ગોત્રનો અર્થ 'ગુરુના શિષ્યો' એવો થાય છે, એમ અભિનવગુપ્ત જણાવે છે એટલે ગાર્ગ્ય ગોત્રનો અર્થ ગાર્ગ્યના શિષ્યો એવો ઘટાવી શકાય.[૭૫]

કુમારપાલના સમયમાં પ્રભાસપાટણના શિલાલેખમાં ભાવ બૃહસ્પતિને[૭૬] તથા સિંત્રા-પ્રશસ્તિમાં કાર્તિકરાશિ, વાલ્માકિરાશિ, અને વાલ્મીકિરાશિના શિષ્ય ગંડ ત્રિપુરાંતકને આ શાખાના ગણાવ્યા છે.[૭૭]

આ ત્રિપુરાંતક સોમનાથ મંદિરમાં છઠ્ઠા મહત્તર તરીકે નિમાયા હતા. એમણે તીર્થસ્થાનમાં પાંચ મંદિર બંધાવ્યાં હતાં. આ પરથી આ ગોત્રનો પ્રચાર ગુજરાતમાં સારા પ્રમાણમાં હતો એવું જોવા મળે છે.

ગુજરાતના અભિલેખોમાં જણાવેલાં બ્રાહ્મણોનાં ગોત્રોમાં આ ગોત્રનો સમાવેશ થાય છે,[૭૮] પરંતુ એ પરથી ગાર્ગ્ય ગોત્રના બ્રાહ્મણ ગાર્ગ્ય શાખાના પાશુપતો સાથે સંબંધ ધરાવતા હતા કે કેમ એ કહેવું મુશ્કેલ છે.

### ૩. મૈત્ર્ય અથવા મૈત્ર શાખા

લકુલીશના 'મિત્ર' નામે પટ્ટ-શિષ્યમાંથી ઉદ્‌ભવેલી શાખાને 'મૈત્ર્ય' કહે છે. સિંત્રા-પ્રશસ્તિમાં આને માટે 'મૈત્રેય' એવું રૂપ પ્રયોજેલું છે.[૭૯] એ અશુદ્ધ છે, કેમકે 'મૈત્ર્ય' અને 'મૈત્રેય' એ શબ્દોની ઉત્પત્તિ જુદા જુદા શબ્દોમાંથી થયેલી છે, તેમજ પૌરાણિક પરંપરામાં એ બે નામ તદ્દન જુદી જુદી જાતિઓનાં ગણાવેલાં છે. એમની ઉત્પત્તિ તેમજ વૃત્તિ ભિન્ન ભિન્ન જણાવેલાં છે.[૮૦]

"મનુસ્મૃતિ"(ઈ.સ. પૂ. ૨૦૦-ઈ.સ. ૨૦૦)માં જણાવેલા 'મૈત્ર'[૮૧], વૈજયંતી (૧૧ મી સદી) કોશમાં જણાવેલા 'મૈત્ર'-'મૈત્રક'[૮૨] અને 'ષડ્દર્શનસમુચ્ચય'(ઈ.સ. ૧૩૪૮)માં જણાવેલા 'મૈત્ર્ય' એ સર્વ એક જ જાતિના નામનાં રૂપાંતર હોવાનું જણાય છે.

આ પરથી વલભીના મૈત્રક રાજવંશના રાજાઓને 'મૈત્ર્યો' તરીકે ઓળખાવી શકાય એવું ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીએ સૂચવ્યું છે.[૮૩] એ મૈત્રકો પણ પરમ માહેશ્વર હતા અને એમની રાજમુદ્રાનું લાંછન શિવવાહન નંદીનું હતું.[૮૪] વળી આગળ જતાં આ વંશના રાજા 'બપ્પ'[૮૫]ના પાદનું ધ્યાન ધરતા હતા, જે એમના સંપ્રદાયના વડા ધર્માચાર્ય હોવાનું જણાય છે.[૮૬]

આ વંશના સ્થાપક ભટાર્ક સેનાપતિ હતા,[૮૭] જે પરથી એ કુળના પુરુષો લડાયક ધંધા સાથે સંબંધ ધરાવતા હોવાનું સૂચિત થાય છે. સેનાપતિ ભટાર્કે પોતાના રાજ્યની સ્થાપના વલભીપુરમાં ઈ.સ. ૪૭૦ના અરસામાં કરી. એના બીજા પુત્ર દ્રોણસિંહનો ઈ.સ. ૫૦૦ ના અરસામાં મહારાજ તરીકે રાજ્યાભિષેક થયો.[૮૮] એના વંશજ ધ્રુવસેન બીજા(લગભગ ઈ.સ. ૬૨૮ થી ૬૪૩)ને ઉત્તરાપથના ચક્રવર્તી હર્ષના જમાઈ થવાનું ભાગ્ય મળ્યું.[૮૯] એનો પુત્ર ધરસેન ૪ થો 'પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર' અને 'ચક્રવર્તી' જેવાં મહાબિરુદ ધરાવતો થયો.[૯૦] આમાંનાં પહેલાં ત્રણ મહાબિરુદ છેલ્લા કેટલાક વંશજોએ પણ ચાલુ રાખ્યાં. આ મૈત્રકવંશની રાજસત્તાનો વિ. સં. ૮૪૫ (ઈ.સ. ૭૮૮-૮૯) માં અંત આવ્યો.[૯૧]

આ રીતે જે મૈત્રકોએ વલભીપુરની રાજધાનીમાંથી લગભગ આખા ગુજરાત પર ત્રણ સદીઓ (ઈ. સ. ૪૭૦ થી ૭૮૮-૮૯) જેટલા લાંબા કાલ સુધી રાજસત્તા ધરાવી તે પાશુપત સંપ્રદાયની 'મૈત્ર્ય' અથવા 'મૈત્ર' શાખાના હોવાનું જણાય છે.

## ૪. કૌરુષ્ય શાખા

લકુલીશના ચોથા[૯૨] શિષ્યનું નામ કૌરુષ હતું, પણ સાહિત્યમાં 'કારુક'ના નામ પરથી શૈવ-શાખા શરૂ થયાના ઉલ્લેખ મળે છે.[૯૩] રામાનુજ અને ભાસ્કરાચાર્ય 'કારુક'ને બદલે અનુક્રમે 'કાલાનન' અને 'કારુક-સિદ્ધાંતી' કહે છે, તેથી ડૉ. રા. ગો. ભાંડારકર 'કારુક' અને 'કાલાનન'ને એક ગણે છે.[૯૪]

આ 'કારુક' શબ્દ ઘણું કરીને લકુલીશના ચાર શિષ્યોમાંના ત્રીજા શિષ્ય 'કૌરિય'નું અપભ્રષ્ટ રૂપ હશે અથવા 'કૌરુષ' એ 'કારુક'નું સંસ્કૃત રૂપાંતર થયું હશે, એમ ડૉ. રા. ગો. ભાંડારકર સૂચવે છે.[૯૫] આ સૂચનને ઈ.સ. ૧૧૭૭ ના એક શિલાલેખથી પુષ્ટિ મળે છે. એમાં કાલાનનોને લકુલાગમ-સમયના અનુયાયીયો કહ્યા છે. અંમરાજનો તંડીકોડા શિલાલેખ આનાથી પણ મજબૂત

પુરાવો પૂરો પાડે છે. એમાં કાલમુખ સાધુઓની શાખાનો ઇતિહાસ આપ્યો છે અને આ શાખાનું મૂળ લકુલીશથી ગણવામાં આવ્યું છે.[૯૬]

આ શાખાનો ગુજરાતમાં પ્રચાર હોવાની સંભાવના છે.

ડૉ. પાઠક કાલાનન-કાલમુખ સાધુઓ કૌરુપના શિષ્ય હતા એવું સૂચવે છે.[૯૭] કાલમુખો અને કાપાલિકો એક હોવાનું શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ જણાવ્યું છે.[૯૮] ગુજરાતમાં કાપાલિકોનો પ્રચાર હોવાના પુરાવા 'મોહરાજપરાજય' નાટકમાંથી મળે છે,[૯૯] એટલે આ શાખાનો પ્રચાર ગુજરાતમાં હતો એ તદ્દન સંભવિત છે.

આમ આ કાલમાં લકુલીશ પાશુપત મત ગુજરાતમાં પ્રાદુર્ભૂત થઈ બીજે પ્રસરવા લાગ્યો હતો, એટલું જ નહિ, પણ લકુલીશના પટ્ટ-શિષ્યો દ્વારા પ્રાદુર્ભૂત થયેલી કેટલીક શાખાઓ પણ પ્રસરવા લાગી હતી. આ કાળનાં મળી આવતાં શિલ્પ-સ્વરૂપો, સાહિત્ય-ગ્રંથો વગેરે એની સ્પષ્ટ પ્રતીતિ કરાવે છે. સોલંકીકાલમાં તો એ રાજધર્મ તરીકે અને સામાન્ય પ્રજાના ભક્તિ-ધર્મ તરીકે સર્વવ્યાપી અસર કરે છે, જે આજે પણ ધાર્મિક ઉત્સવો, સાહિત્યિક પ્રકારો, નામકરણ વગેરે દ્વારા પ્રતીત થાય છે.

## પાદટીપો

૧. (૧) ब्रह्मसूत्रस्योपरि रामानुजीयं श्रीभाष्यम् २–२–३५, (२) वेदव्यासरचित-ब्रह्मसूत्रस्योपरि वाचस्पतिमिश्रप्रणीता भामतीनाम्नी टीका २–२–३७ વગેરે. આમાં ગ્રંથો પરત્વે નામ-ફેર આવે છે. वामनपुराण "કાલમુખ"ને બદલે "કાલવદન" શબ્દ પ્રયોજે છે.

૨. V. S. Pathak, *Śaiva Cults in Northern India*

૩. *Ibid.*, p. 24

૩ અ. शिवपुराण, रुद्रसंहिता, सर्ग ३, अ. ५, श्लोक ४१; लिंगपुराण, अ २४

૪. દા. ત. (१) वायुपुराण, १, अ. २३, श्लोक २०२–२१४; (२) कूर्मपुराण, खंड १, अ. ५३; (३) लिंगपुराण अ. २४, श्लोक १२४–१३८; (५) शिवपुराण, रु. सं., अ. ५, श्लोक ४३–५०; (५) स्कंदपुराण, खं. ५, अ. ८२ श्लोक, ४८–६४

૫. દા. ત. (१) आत्मसमर्पण, गणकारिका, परि. १, पृ. २५; (२) कारवण-माहात्म्य, गणकारिका, परि. ४, ઇત્યાદિ

૬. આભિલેખિક ઉલ્લેખો માટે જુઓ, દુર્ગાશંકર શાસ્ત્રી "શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ" (શૈ. ધ. સં. ઇ.), પૃ. ૭૫.

૭. પાદટીપ ૪ માં ઉલ્લેખિત પુરાણો નં. ૧ થી ૪

૮. દા. ત. आत्मसमर्पण, गणकारिका, परि. १, पृ. २५

૯. ગિ. વ. આચાર્ય (સં.), "ગુજરાતના ઐતિહાસિક લેખો" (ગુ. ઐ. લે.), ભાગ ૩, નં. ૨૨૨

૧૦. वायुपुराण, खंड १, अ. २६

૧૧. एजन

૧૨. कारवणमाहात्म्य (का. मा.), गणकारिका (ग. का.), परि. ४, पृ. ३८–५७

૧૩. एजन, पृ. ५१. अत्रि–आत्रेय-अग्निशर्मा–सोमशर्मा–विश्वरूप-लकुलीश

૧૪. कूर्मपुराण, खंड १, अ. ५३

૧૫. लिंगपुराण, अ. २४.

૧૬. शिवपुराण, रु. सं., ३, अ. ५

૧૭. स्कंदपुराण, अवंतिखंड, अ. ५, श्लोक ४८–६३

૧૮. षड्दर्शनसमुच्चय, गणकारिका, परि. २, पृ. २७

૧૯. एजन, परि. ४, पृ. ३५

૨૦. माधवाचार्य, सर्वदर्शनग्रसंग्रह

૨૧. आत्मसमर्पण, गणकारिका, परि. १, पृ. २५

૨૨. एजन

૨૩. દા. ત. (૧) એકલિંગજીનો વિ. સં. ૧૦૨૮ નો શિલાલેખ (*Journal of the Bombay Branch, Royal Asiatic Society*, Vol. XXII, p. 166)

(૨) સારંગદેવના સમયની સિંત્રા–નામે જાણીતી વિ. સં. ૧૩૪૩ ની દેવપટ્ટન-પ્રશસ્તિ (ગુ. ઐ. લે., ભા. ૩, નં. ૨૨૨)

૨૪. कारवणमाहात्म्य, गणकारिका, परि. ४, पृ. ५७

૨૫. કાપાલિકો શિવના કપાલી સ્વરૂપને આરાધે છે તેમ.

૨૬. वायुपुराण, खंड १, अ. २३, श्लोक २२२

૨૭. कूर्मपुराण, खंड १, अ. ५३, श्लोक १०

२८. लिंगपुराण, अ. २४, श्लोक १३०

२९. शिवपुराण, रु. सं., सर्ग ३, अ. ५

૩૦. ગુ. ઐ. લે., ભા. ૩, નં. ૨૨૨, શ્લોક ૧૪–૧૫

૩૧. આ ગ્રંથમાં આવા ઘણા વિરોધાભાસ અને ભૂલો જોવા મળે છે અને સંપાદકે પણ એ તરફ ધ્યાન દોર્યું છે.

३२. कारवणमाहात्म्य, गणकारिका, परि. ४, पृ. ३७

વડોદરા જિલ્લામાં આવેલું હાલનું અવાખલ ગામ એ આ ઉલ્કાગ્રામ હોવાનું અનુશ્રુતિ જણાવે છે અને અહીં-અવાખલમાં "દેવકુ" નામના તળાવને લોકો કા. મા. માં જણાવેલ "દેવખાત" તરીકે ઓળખાવે છે (R. N. Mehta, "Avākhal-The Traditional Ulkāgrāma of Kāravaṇamāhātmya", *Journal of Oriental Institute*, Vol. XI, pp. 169 f.) ડૉ. ર. ના. મહેતાએ આ સ્થાનની પુરાવસ્તુકીય તપાસ કરેલી અને એમાંથી મળેલા અવશેષો પરથી એની પ્રાચીનતા તારવવા એમણે પ્રયાસ કર્યો છે (એજન, પૃ. ૧૭૦ થી).

આ ઉપરાંત બાલ-લકુલીશનું દેવખાતમાંથી અદૃશ્ય થઈ ઉર્વા નદીને કાંઠે પુનઃ પ્રગટ થવું અને અંતે પશ્ચિમ માર્ગે કાયાવરોહણ-કારવણ તરફ પ્રયાણ કરવું એ ભૌગોલિક દૃષ્ટિએ કેટલું સંગત છે એનો પ્રશ્ન પણ આ લેખમાં રજૂ થયો છે (એજન, પૃ. ૧૬૯).

३३. कारवणमाहात्म्य, गणकारिका, परि. ४, पृ. ५१

३४. एजन, पृ. ५२, ५४

૩૫. દા. ત. ૧. ગુ. ઐ. લે, ભા. ૩, નં. ૨૨૨; ૨. का. मा., ग. का., परि. ४, पृ. ५१; ३. एजन, पृ. ५४

૩૬. "કાયાવરોહણ" કે "કાયાવતાર"નો શાબ્દિક અર્થ 'કાયામાં અવરોહણ' અર્થાત્ 'અવતાર' એવો થાય છે. શિવે આ સ્થળે કાયા ધારણ કરી અવતાર લીધાનું પુરાણોમાં તથા કા. મા. વગેરેમાં જોવા મળે છે.

૩૭. *Journal of the University of Bombay*, Vol. 18, Part 4, p. 44

૩૮. *Ibid.*

૩૯. B. A. Saletore, *Main Currents in the Ancient History of Gujarat*, p. 45

४०. का. मा., ग. का., परि. ४, पृ. ४६

૪૧. વિગતો માટે જુઓ M. R. Majmudar, "Antiquaries in Kārvan with reference to Lakulish Worship", *Journal of the University of Bombay*, Vol. 18, part 4, pp. 43 to 67.

૪૨. આ પ્રતના વધુ વર્ણન માટે જુઓ "વલ્લભ વિદ્યાનગર સંશોધન પત્રિકા", ગ્રંથ ૧, અંક ૧, પૃ. ૧૮-૧૯.

૪૩. *Catalogue of South Indian Sanskrit Manuscripts of the Library. of the R. A. Society of Great Britain and Ireland*, App., p. 274

૪૪. *Journal of the Royal Asiatic Society*, 1907, p. 27; *Ibid.*

પણ લકુલીશ બીજી શતાબ્દીના આરંભમાં થયાનું હવે લગભગ સર્વમાન્ય બન્યું છે. જુઓ મૈસૂર રાજ્યના ઈ.સ. ૯૪૩ના શિલાલેખમાં આવતો ઉલ્લેખ. આ લકુલીશના સંદર્ભમાં છે એવું સાલેતોર નોંધે છે ( *Main Currents in the Ancient History of Gujarat*, p. 44).

૪૫. B. A. Saletore, *Main Currents in the Ancient History of Gujarat*, p. 45

૪૬. *Ibid.*

૪૭. *Ibid.*

૪૮. *Ibid.*

૪૯. *Indian Antiquary*, Vol. I, p. 271; ગુ. ઐ. લે., ભા. ૩, નં. ૨૨૨, શ્લોક ૧૪, ૧૫

૫૦. *Bhavanagar Inscriptions*, p. 69, vs. 9 to 11

૫૧. *Epigraphia Carnatica*, Vol. 12, p. 92 (Translation)

૫૨. દુર્ગાશંકર કે. શાસ્ત્રી, "શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ", પૃ. ૪૫

૫૩. એજન

૫૪. R. G. Bhandarkar, *Vaishnavism, Shaivism and other Minor Religions*, p. 166

૫૫. *Epigraphia Indica*, Vol. XXI, p. 7

૫૬. *Ibid.*

૫૭. દા. ત. लिंगपुराण, अ. २४ आदि.

૫૮. દુ. કે. શાસ્ત્રી, "શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ", પૃ. ૪૬

૫૯. એજન

૬૦. वायुपुराण, अ २३, श्लोक २२३

૬૧. આ પુરાણમાં જ એમને બ્રહ્મચારી શરીરવાળા કહ્યા છે એટલે "પુત્ર" શબ્દ "શિષ્ય"ના અર્થમાં વાપર્યાનું સ્પષ્ટ છે.

૬૨. એજન

૬૩. लिंगपुराण, अ. १२, श्लोक १३१

૬૪. शिवपुराण, रु. सं., सर्ग ३, अ. ५, श्लोक ५०

૬૫. *Epigraphia Indica*, Vol. XXI, pp. 1 ff.

૬૬. *Journal of Bombay Royal Asiatic Society*, Vol. XXII, p. 167

૬૭. *Epigraphia Indica*, Vol. I, p. 281

૬૮. *Ibid.*, Vol. XXI, No. I, Lines 5 to 9; वासुदेवशरण अग्रवाल, "शिवांक", पृ. ५९४

૬૯. कुशिकादयोऽन्ये भस्मांगरागतरुवल्कजटाकिरीटलक्ष्माण आविरभवन्मुनयः पुराणाः।

૭૦. हरिभद्र, षड्दर्शनसमुच्चय

૭૧. શૈ. ધ. સં. ઇ. પૃ. ૧૫૯

૭૨. દા. ત. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી, "મૈત્રકકાલીન ગુજરાત", પરિ. ૩, લે. નં. ૨૪, ૫૪. ૬૧, ૬૭, ૭૧ અને ૧૦૦

૭૩ ગુ. ઐ. લે., ભા. ૨, નં. ૧૫૫

૭૪. ગુ. ઐ. લે., ભા. ૩, નં. ૨૨૨

૭૫. તંત્રલોક, ૩, પૃ. ૨૯૬

૭૬. ગુ. ઐ. લે., ભા. ૨, નં. ૧૫૫, શ્લોક ૧૨

૭૭. ગુ. ઐ. લે., ભા. ૩, નં. ૨૨૨

૭૮. દા. ત. હરિપ્રસાદ શાસ્ત્રી, "મૈત્રકકાલીન ગુજરાત" (મૈ. ગુ.), પરિ. ૩, લેખ નં. ૬૪, ૬૯, ૭૮, ૭૯.

૭૯. ગુ. ઐ. લે., ભા. ૩, નં. ૨૨૨, શ્લોક ૧૬

૮૦. "મૈત્ર્ય"નું મૂળ "મિત્ર" છે. "મૈત્રેય"નું મૂળ "મિત્રા" છે ( स्त्रीभ्यो ढक्–पाणिनि, अष्टाध्यायी, ४, १, १२० ); 'મૈત્રેય' જાતિ ઉત્પત્તિથી તેમજ વૃત્તિથી પણ છેક ભિન્ન જાતિ છે (જુઓ મૈ. ગુ., ભા. ૧., પૃ. ૨૨, પાદટીપ ૨૦). भट ને भट्ट ની જેમ मैत्र्य ને मैत्रेय પણ ભિન્ન હોવા છતાં લોકોના પ્રમાદભર્યા ઉચ્ચારણથી અભિન્ન જેવા જણાતાં સમાનાર્થ ગણાઈ જાય એ અસંભવિત નથી (મૈ. ગુ., પૃ. ૨૭, પા. ટી. ૩૩).

૮૧. वैश्यात्तु जायते व्रात्यात् सुधन्वाचार्य एव च ।
कारुषश्च विजन्मा च मित्रः सात्वत एव च ॥ (१०, २१)

૮૨. ગૌ. ગુ., પૃ. ૨૭, પા. ટી. ૩૪

૮૩. ગૌ. ગુ., પૃ. ૨૫ થી ૨૮

૮૪. એજન, પૃ. ૫૨

૮૫. "बप्प" શબ્દ શૈવ ધર્મગુરુ માટે વપરાતો તેમજ બૌદ્ધ ધર્મગુરુ માટે પણ વપરાતો (*Bombay Gazetteer*, Vol. I, part I, pp. 84–85).

૮૬. ગૌ. ગુ., પૃ. ૧૩૩

૮૭. ગૌ. ગુ., પૃ. ૪૫, ૪૯

૮૮. એજન, પૃ. ૫૫

૮૯. એજન, પૃ. ૧૦૭

૯૦. એજન, પૃ. ૧૧૩

૯૧. એજન, પૃ. ૧૫૫–૧૬૪

૯૨. કેટલાક સ્થળે ત્રીજા શિષ્ય પણ ગણાવ્યા છે

૯૩. शैववैमलसिद्धान्ता आर्हताः कारुकाश्च ये ।
सर्वे ते पशवो ज्ञेया भैरवे मातृमण्डले ॥ तंत्रालोक, ८, पृ. १८४
मौसले कारुके चैव मायातत्त्वं प्रकीर्तितम् । एजन १, पृ. ७०

૯૪. R. G. Bhandarkar, *Vaishnavism, Shaivism and other Minor Religions*, p. 172

૯૫. *Ibid.*; શૈ. ધ. સં. ઇ., પૃ. ૭૭

૯૬. *Epigraphia Indica*, Vol. XXIII, pp. 161–170

૯૭. V. S. Pathak, *Śaiva Cults in Northern India*, p. 19

૯૮. શૈ. ધ. સં. ઇ., પૃ. ૯૨

૯૯. यशःपाल, मोहराजपराजयम्, पृ. १००–१०१

## પ્રકરણ ૧૫

# સ્થળતપાસ અને ઉત્ખનન દ્વારા મળતી માહિતી

ગુજરાતની પુરાવસ્તુવિષયક તપાસ પણ ભારતીય પુરાવસ્તુવિષયક તપાસની માફક ઓગણીસમી સદી તથા વીસમી સદીમાં વિકસેલી પ્રવૃત્તિ છે. શરૂઆતમાં કર્નલ ટૉડ જેવા સંશોધકો તેમજ એની પહેલાંના મુસાફરો ગુજરાતમાં જોયેલી વસ્તુઓનાં, મકાનો અને નગરોનાં વર્ણનો કરતા, પણ એમાંથી ઇતિહાસ તારવવાનો પ્રયાસ પ્રમાણમાં ઓછો થતો.

ગુજરાતમાં પણ પુરાવસ્તુઓ પૈકી શિલાલેખો, મુદ્રાઓ વગેરેનું અધ્યયન પ્રથમ શરૂ થયું, પણ પ્રાચીન ટીંબા, ટેકરા વગેરે તપાસવાનું અને તેઓનો ઉત્ખનન દ્વારા વ્યવસ્થિત અભ્યાસ કરવાનું કામ પ્રમાણમાં નવું છે. બોરિયા સ્તૂપ જેવા સ્તૂપનું ઉત્ખનન પંડિત ભગવાનલાલ ઇંદ્રજી જેવા વિદ્વાનોએ કર્યું, પણ એનો વ્યવસ્થિત ઇતિહાસ એ કાલનાં ઉત્ખનનોની કક્ષા જોતાં ન મળે એ સ્વાભાવિક છે.

ગુજરાતમાં પુરાવસ્તુ-વિદ્યાનો અભ્યાસ કરનાર સંસ્થાઓ પૈકી ભારત સરકારના 'ભારતીય પુરાવસ્તુ સર્વેક્ષણ' (Archaeological Survey of India) જેવી જૂની સંસ્થાના ઘણા કાર્યકર્તાઓએ ગુજરાતમાં પોતાનું લક્ષ કેંદ્રિત કર્યું અને મૂર્તિઓ તેમજ કેટલાંક પ્રાચીન સ્થળો, ઇમારતો વગેરેનો અભ્યાસ કર્યો તે એના વાર્ષિક હેવાલો તથા સ્વતંત્ર ગ્રંથો તરીકે પ્રસિદ્ધ થયો છે. સિંધુ નદીની સંસ્કૃતિની શોધ ગુજરાતમાં કરવામાં આ સંસ્થાના અનેક કાર્યકર્તાઓનો ઘણો મોટો ફાળો છે. તદુપરાંત એ સંસ્થા આપણી પ્રાચીન ઇમારતોના સંરક્ષણનું પણ ઉત્તમ કાર્ય કરે છે.

ગુજરાતમાં દેશી રાજ્યો પૈકી વડોદરા, જૂનાગઢ, ભાવનગર વગેરેએ પુરાવસ્તુની તપાસ માટે કેટલાક વ્યવસ્થિત પ્રયત્ન કરેલા, તેથી એ રાજ્યોનાં કેટલાંક સ્થળો તથા ઇમારતો વગેરેની માહિતી પ્રાપ્ત થાય છે. દેશી રાજ્યોના વિલિની-

કરણ પછી સૌરાષ્ટ્ર સરકારના પુરાવસ્તુ ખાતાએ સૌરાષ્ટ્રમાં કેટલાંક ઉત્ખનન અને સ્થળ-તપાસ કર્યાં. સૌરાષ્ટ્ર સરકારનું મુંબઈ રાજ્યમાં વિલિનીકરણ થયું ત્યારે આ કાર્યકર્તાઓ મુંબઈ રાજ્યના પુરાવસ્તુ ખાતામાં પ્રવૃત્તિ કરતા અને ત્યાર બાદ ગુજરાત રાજ્યની સ્થાપના પછી ગુજરાત રાજ્યના પુરાવસ્તુ ખાતામાં પોતાની પ્રવૃત્તિઓ ચલાવે છે.

આ બંને સરકારી ખાતાંઓ ઉપરાંત ગુજરાતના પુરાવસ્તુના વિકાસમાં વિદ્યા-સંસ્થાઓ પૈકી પૂનાની ડેક્કન કૉલેજે તથા વડોદરાની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના પુરાવસ્તુ-વિદ્યાવિભાગે પણ આ ક્ષેત્રમાં નોંધપાત્ર કામ કર્યું છે. ડેક્કન કૉલેજે દ્વારકા જેવાં સ્થળોનાં ઉત્ખનનોમાં ઘણો ફાળો આપ્યો છે, જ્યારે મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના પુરાવસ્તુ-વિદ્યાવિભાગની સ્થાપના થઈ ત્યારથી એ વિભાગ ગુજરાતમાં સ્થળ-તપાસ તથા ઉત્ખનનો કરીને ગુજરાતનાં અનેક ઐતિહાસક સ્થળોએ થયેલી માનવપ્રવૃત્તિના ઇતિહાસને વ્યવસ્થિત કરવાનો પ્રયત્ન કરે છે.

આ તમામ સંસ્થાઓમાં કામ કરનાર અનેક ખ્યાતનામ કાર્યકર્તાઓના પ્રયત્નોને પરિણામે ગુજરાતનો ઇતિહાસ અનેક ક્ષેત્રોમાં વિસ્તૃત થયો છે. પુરાવસ્તુ-સામગ્રીના અન્વેષણની આ પ્રવૃત્તિએ તે તે કાળના ભૌતિક પદાર્થોનો એના સ્થળોની સમગ્ર પરિસ્થિતિ સમેત અભ્યાસ કરીને ગુજરાતના ઇતિહાસનાં અનેક અંધકારમય ગણાતાં પાસાં પર નવો પ્રકાશ ફેંક્યો છે અને એને લીધે જે ચિત્ર ઊપસે છે તેનું અત્રે મૌર્યકાલથી ગુપ્તકાલ સુધીની સમયમર્યાદાને અનુલક્ષીને, આલેખન કરવામાં આવ્યું છે.

મૌર્યશાસનકાલની શરૂઆતથી ગુપ્તશાસનકાલના અંત સુધીનો સમય એટલે ઈ. પૂર્વે ચોથી સદીના ચોથા ચરણથી ઈ.સ. ની પાંચમી સદીના ત્રીજા ચરણ સુધીનો આશરે આઠસો વર્ષનો સમય છે. આ સમય દરમ્યાન ગુજરાતની ભૌતિક સામગ્રી કેવા પ્રકારની હતી એ જાણવા માટેનાં સાધનો તરીકે ઉત્ખનનોએ ઘણો ભાગ ભજવ્યો છે. ખાસ કરીને નગરાના ઉત્ખનન દ્વારા મળેલી કાલગણનાને લીધે ઈ. પૂ. ની કેટલીક સદીઓની ભૌતિક સામગ્રી જાણવામાં આવી છે, અને એવી સામગ્રી ભરૂચ, કામરેજ (જિ. સુરત), ટીંબરવા (મ. સિનોર, જિ. વડોદરા), જોખા (તા. કામરેજ) અને ધાતવા (તા. કામરેજ) જેવાં સ્થળોએ ઉત્ખનનમાં તથા સાકોદ (તા. ડભોઈ, જિ. વડોદરા), જાલત (તા. દાહોદ, જિ. પંચમહાલ), સોમનાથ, આમરા (જિ. જામનગર), ખેડ વસાઈ (જિ. જામનગર), વલભીપુર (જિ. ભાવનગર) વગેરે સ્થળોએથી મળેલી હોઈ એને આધારે આ

કાલની સામગ્રી વર્ણવી છે. નગરા (ખંભાત પાસે), અકોટા (વડોદરા), વડનગર (જિ. મહેસાણા), શામળાજી (જિ. સાબરકાંઠા), સોમનાથ વગેરે સ્થળોએ પ્રાપ્ત થયેલા અવશેષો પરથી જે પ્રકારની ભૌતિક સામગ્રી ઈ.સ. ની પ્રથમ સહસ્રાબ્દીના પૂર્વાર્ધના થરોમાંથી મળે છે તે દ્વારા ગુપ્તશાસનકાલના અંત સુધીની ગુજરાતની પરિસ્થિતિની સમાલોચના કરી છે.

અત્યાર સુધી પ્રાપ્ત થયેલી સામગ્રીને પરિણામે ગુજરાતની ભૌતિક સામગ્રી પૈકી માટીની વસ્તુઓ કાલક્રમે નીચે જણાવેલા બે તબક્કાઓમાં વહેંચાઈ જતી દેખાય છે અને એના આધારે પડેલા વિભાગો દ્વારા આ ચિત્રના બીજા અંશોનો અભ્યાસ કર્યો છે. આ અભ્યાસ ભૌતિક પદાર્થો દ્વારા ઇતિહાસ-આલેખનનો હોઈ એને માટી, પથ્થર, ધાતુ, હાડકાં આદિની વસ્તુઓ, બાંધકામો આદિ વિભાગોમાં વહેંચી દેવામાં આવ્યો છે, પરંતુ એમ કરવા જતાં એના કાલનિર્ણય પર પૂરતું લક્ષ આપવામાં આવ્યું છે. અહીં સ્થળ-મર્યાદા જોતાં દરેક ક્ષેત્રતપાસનું વિગતવાર વર્ણન આપવું અશક્ય છે, તેથી એ તપાસ પરથી નીકળતી ઐતિહાસિક સામગ્રી આપવામાં આવી છે.

## મૌર્યકાલ અને અનુ-મૌર્યકાલ

### માટીનાં વાસણ

માટીકામમાં માટીનાં વાસણ મુખ્ય સ્થાન ધરાવે છે, જે હાલ મોટે ભાગે ખંડિત હાલતમાં મળે છે. નગરા,[1] ટીંબરવા,[2] ભરૂચ[3] અને સોમનાથના[4] સૌથી જૂના થર મૌર્યકાલ કરતાં જૂના હોવા બાબત ઝાઝી શંકા નથી. એ થરોમાંથી કાળાં-અને-લાલ, સાદાં લાલ તેમજ બરછટ લાલ વાસણો મળે છે. આ માટીનાં વાસણોના થરોમાં મૌર્યકાલના શ્રીમંત વર્ગોમાં વપરાતાં કાળાં ચળકતાં વાસણ ગુજરાતમાં મળી આવતાં હોઈ, માટીનાં આ ચાર પ્રકારનાં વાસણ ગુજરાતમાં પ્રાગ્-મૌર્યકાલ, મૌર્યકાલ અને અનુમૌર્યકાલમાં ઈ. સ. પૂર્વે પ્રથમ સદી સુધીનાં પ્રાપ્ત થાય છે.

### કાળાં-અને-લાલ વાસણ

વાસણોનો કાંઠો કાળો અને નીચેનો ભાગ લાલ હોય છે. આ વાસણોમાં મુખ્યત્વે થાળી, વાડકા અને લોટા જોવામાં આવે છે (પટ્ટ ૪, આ. ૭, ૮, ૯). આ વાસણમાં કેટલીક વાર આખાં કાળાં અથવા લાલ વાસણ પણ નજરે પડે છે. આ કાળાં-અને-લાલ વાસણ ભારતના જુદા જુદા ભાગોમાંથી મળ્યાં છે.

પ્રાચીન મહેશ્વર (જિ. નિમાડ, મધ્ય પ્રદેશ), ત્રિપુરી (જિ. જબલપુર, મધ્ય પ્રદેશ), નગરા, ભરૂચ વગેરે સ્થળોમાંથી આ વાસણો ઘણા પ્રમાણમાં મળે છે, તેથી એ આ કાલનાં ગામ શોધવામાં મદદરૂપ થાય છે. કાળાં-અને-લાલ વાસણ સમગ્ર ભારતમાંથી પ્રાપ્ત થતાં હોઈ એ અખિલ ભારતીય પ્રવૃત્તિનાં સૂચક છે.

### ઉત્તરનાં કાળાં ચળકતાં વાસણ

કાળાં-અને-લાલ વાસણોના થરોમાં કાળાં પુષ્કળ ચળકતાં વાસણ ક્વચિત્ મળી આવે છે. ગુજરાતમાં નગરા,[5] ટીંબરવા,[6] ભરૂચ[7] અને જોખા[8]-એ ચાર સ્થળોએથી અને સૌરાષ્ટ્રમાં સોમનાથમાંથી[9] આ વાસણ મળ્યાં છે. આ વાસણોને અંગ્રેજીમાં Northern Black Polished (ટૂંકમાં N. B. P.) Ware અર્થાત્ 'ઉત્તરનાં કાળાં ચળકતાં વાસણ' કહે છે. પરંતુ આ શબ્દ આ વાસણોનો ચળકાટ ઘસીને પૉલિશ કરવાથી આવે છે એમ દર્શાવે છે, જે નિતાંત અસત્ય છે. આ વાસણોને સંપુટમાં પકવવાથી જ આ ચળકાટ આવે છે, તેથી એને માટે 'N. B. P.' એ રૂઢ શબ્દની રૂએ જ પ્રયોજાય છે.

ગુજરાતમાંથી આ વાસણ માત્ર કાળા રંગનાં મળ્યાં છે, પરંતુ ઉત્તર પ્રદેશમાંથી એમાં કાળા ઉપરાંત સોનેરી, રૂપેરી વગેરે રંગ પણ દેખાય છે. આ વાસણ મૌર્યકાલમાં ભારતના જુદા જુદા ભાગોમાં ફેલાયાં હોવાનો પૂરતો સંભવ છે. ગુજરાતમાં એ જૂજ પ્રમાણમાં મળે છે તેમ બીજા પ્રદેશોમાં પણ બીજાં વાસણોની સરખામણીમાં એનું પ્રમાણ નજીવું છે, કારણ કે એની બનાવટ મુશ્કેલ હોઈ એ થોડાં બનતાં હશે. એમાં વાડકા અને થાળી જેવા ઘાટ દેખાય છે. કેટલાક પાત્રખંડ પર આહત ભાત અને બીજા કેટલાક પર ઉપસાવેલી ભાત નજરે પડે છે (પટ્ટ ૪, આ. ૧૦-૧૧). આ વાસણ મૌર્યકાલ તેમજ અનુ-મૌર્યકાલમાં મળી આવે છે અને એ કાલક્રમ નક્કી કરવામાં ઘણાં ઉપયોગી છે.

### લાલ વાસણો

લાલ વાસણોમાં તદ્દન સાદાં તથા ગેરુ લગાવેલાં વાસણોનો સમાવેશ થાય છે. આ વાસણ સામાન્ય વપરાશનાં હોઈ એ ઘણા મોટા પ્રમાણમાં મળતાં હોય છે, પરંતુ એનો વપરાશ પણ લાંબો સમય સુધી ચાલુ રહેલો હોઈ એ સમયાંકન માટે ભરોસાપાત્ર હોતાં નથી. છતાં એના પર લગાવેલા ગેરુનો લાક્ષણિક રંગ હોય છે અને લાંબા અનુભવ પછી એની પ્રાચીનતા સમજાય છે, પરંતુ માત્ર આ વાસણોના એકમાત્ર પુરાવા પરથી એ સ્થળનો સમય નક્કી કરવામાં ભય રહેલો છે. આ વાસણોમાં ઘડા, માટલાં, કલેડાં, લોટા વગેરે રોજિંદા વપરાશનાં

સાધન હોય છે. રાંધવા માટે પણ આ પ્રકારનાં વાસણ વપરાતાં હોવાના પુરાવાઓ છે.

### લાલ બરછટ વાસણો

આ વાસણ લાલ વાસણોની સરખામણીમાં હલકી બનાવટનાં છે. એમાં ઘડા, થાળીઓ (પટ્ટ ૪, આ. ૧૨) વગેરે જોવામાં આવે છે. આ ઘડાની ડોક પર અથવા ઉપલા ભાગ પર કોતરેલી ભાતો હોય છે (પટ્ટ ૪, આ. ૧૩-૧૪). આ વાસણ લાંબા સમયથી બનતાં હતાં અને એ લાંબી પરંપરા સાચવતાં દેખાય છે.

### માટીની ઇતર ચીજો

માટીનાં વાસણો ઉપરાંત આ કાલમાં માટીની બીજી નાની મોટી વસ્તુઓ બનાવવામાં આવતી. આ વસ્તુઓમાં મણકા (પટ્ટ ૪, આ. ૧૫), ઢીંગલીઓ (પટ્ટ ૪, આ. ૧૬), કાનની બુટ્ટીઓ (પટ્ટ ૪, આ. ૧૯) તથા શંકુ-આકારના દાટાઓ (પટ્ટ ૪, આ. ૧૭-૧૮), શરીર પરથી મેલ કાઢવાનાં ઝાંવાં (મેલિયાં) વગેરેનો સમાવેશ થાય છે.

માટીના મણકાઓમાં ગોળ અને સોપારી-ઘાટની અકોટીઓ જોવામાં આવે છે. આ મણકા સારી રીતે બનાવેલા હોય છે. એ લાંબા સમય સુધી મળી આવતા હોય છે. આ વિવિધ જાતના મણકા આ કલામાં સામાન્યતઃ જોવામાં આવે છે, વળી એની સાથે શંકુ-આકારની સાતેક પ્રકારની વસ્તુઓ મળે છે. એનો ચોક્કસ ઉપયોગ શો હશે એ સ્પષ્ટ નથી, પરંતુ એને "દાટા" કહેવાનો ચાલ જોવામાં આવે છે. આ કાલમાં માટીની નાની ઢીંગલીઓ બનાવવામાં આવતી. આ ઢીંગલીની બનાવટ સામાન્ય પ્રકારની રહેતી, એનું નાક ઉપસાવી કાઢવામાં આવતું, મોં અને આંખોની જગ્યાએ ખાડા પાડવામાં આવતા, હાથ-પગ નાના રખાતા અથવા પગની જગ્યાનો ભાગ માત્ર ગોળાકાર બનાવીને પગ અલગ બનાવવામાં આવતા ન હતા. આમ વિવિધ જાતની ઢીંગલીઓ બનતી, આ કાલમાં આભૂષણો પૈકી કાનમાં પહેરવાનાં ગોળ કુંડળો માટીમાંથી પણ બનાવતા. તદુપરાંત શરીર પરનો મેલ કાઢવા માટે લંબચોરસ આકારનાં ઝાંવાં અથવા મેલિયાં પણ બનાવવામા આવતાં. આ ઉપરાંત બાળકોને રમવા માટે ચકરડીઓ બનાવતા હોય એમ લાગે છે.[૧૦]

માટીનો બીજો ઉપયોગ બાંધકામમાં થતો. તળાવની પાળ માટીની બાંધવામાં આવતી.

માટીની ઘણી પાળો મળી આવી છે. ઐતિહાસિક કાલમાં નગરાના ઉત્ખનનમાં માટીની પાળ મળી આવી છે, પરંતુ ગુજરાતના ઇતિહાસમાં સૌથી પ્રખ્યાત પાળ જૂનાગઢના સુદર્શન તળાવની પાળ અથવા સેતુ છે. એને માટે સુવિશાખ તથા ચક્રપાલિતે શૈલલેખોમાં ઉત્તમ પ્રકારની માહિતી આપી છે, તેને આધારે માલૂમ પડે છે કે મૂળ ચંદ્રગુપ્તે બાંધેલા તળાવની પાળ ઈ. સ. ૧૫૦ ના માર્ગશીર્ષ માસમાં તૂટી અને ત્યાર બાદ ઈ. સ. ૪૫૫ માં તૂટી. એ હેવાલો સાતસો વર્ષનો ઇતિહાસ સાચવે છે, પરંતુ આ સેતુના અવશેષો માટે ઘણી ઓછી માહિતી પ્રાપ્ત થઈ હતી.

આ સેતુ શોધવાના પ્રયાસોમાં ૧૮૭૮ માં ભગવાનલાલ ઇંદ્રજીએ જરસા ફકીરના તકિયા (અત્યારે જડેશ્વર મહાદેવના મંદિર) પાસે, ગિરનાર જવાના રસ્તે ભવનાથના નાકા તરફ એ સેતુ દર્શાવ્યો, પરંતુ એ સેતુનું સ્થળ બરાબર ન હતું. પછી ૧૮૯૧-૯૪ માં ખાન બહાદુર અરદેશર જમશેદજીએ ઉપરકોટની પાછળ એનો વિસ્તાર બતાવવાનો પ્રયાસ કર્યો હતો. આ પછી તાજેતરમાં ૧૯૬૭-૬૮માં નવેસર સ્થળ-તપાસ કરી, આ આખો પ્રશ્ન ડૉ. રમણલાલ મહેતાએ ફરી એક વાર તપાસ્યો.[11]

આ પુરાવસ્તુની તપાસને પરિણામે રુદ્રદામાના લેખમાં દર્શાવેલો પર્વતપાદ-પ્રતિસ્પર્ધી સેતુ શોધી કાઢવામાં આવ્યો. લેખમાં લખ્યા પ્રમાણે મૃત્તિકોપલમય સેતુ માટી અને પથ્થરોથી બાંધવામાં આવ્યો હતો. ઉપરકોટની પાસેથી આ સેતુ શરૂ થતો અને એ ધારાગઢ દરવાજાની અંદર થઈને ખાપરા કોડિયાની ગુફાઓ પાસે થઈ, જોગણિયા ડુંગર તરફ જતો અને એ ડુંગરમાં એને મેળવી લેવામાં આવ્યો હતો. ડુંગર પર પગથિયાં તથા પરિવાહ બનાવવામાં આવ્યાં હતાં.

આ સેતુ આશરે એક કિલોમીટર લાંબો, એનો પાયો સો મીટર પહોળો અને ઉપરનો ભાગ ૧૧ મીટર પહોળો હતો. એની ઉપલી સપાટી એકસરખી હતી અને તેથી જમીનની ઊંચાઈ લક્ષમાં લેતાં એ સેતુની ઊંચાઈ આશરે ૧૭ મીટર થતી હતી, પણ એની ઊંચાઈ જુદે જુદે સ્થળે જુદી જુદી હતી. આ આખું બાંધકામ આશરે ૯,૪૩,૫૦૦ ઘન મીટર માટીનું હતું. રુદ્રદામાના વખતમાં એ તૂટતાં એનો ૨૬,૨૨૫ ઘન મીટર ભાગ ધોવાઈ ગયો હતો અને સ્કંદગુપ્તના વખતમાં ૧૦,૪૦૦ ઘન મીટર ભાગ ધોવાઈ ગયો હતો.

આ માટી અને પથ્થરનો બાંધેલો સેતુ આજે છિન્નભિન્ન અવસ્થામાં પડેલો છે અને એની ઉપર ઊગેલાં ઝાડ, આજુબાજુની પથ્થરની ખાણો અને

એના પરની કબરોને લીધે એને પારખવો મુશ્કેલ હતો, પરંતુ એનાં તમામ લક્ષણ તપાસવાથી અને આજુબાજુની ભૌગોલિક સ્થિતિ પરથી સમજાય છે કે ગિરનાર પર્વતમાંથી નીકળતાં સોનરેખ અને બીજાં ઝરણાંઓનાં પાણીને રોકીને આ તળાવ બનાવ્યું હતું. આ ઝરણાં ઉબેણને મળતાં અને ઉબેણ ઓઝતને મળતી.

આ તળાવ માટીથી પુરાઈ ન જાય માટે એનાં પાણી આવવાના ભાગ તરફ મીઢવિધાન કરવામાં આવ્યું હતું તથા એનાં પાણીના ઉપયોગ માટે એમાંથી પ્રનાળ કાઢવામાં આવી હતી.

જૂનાગઢના આ જીર્ણ સેતુના જેવા ઘણા સેતુઓ ગુજરાતમાં સાબરકાંઠા, ધૂમલી, ખેડા, ગોધરા વગેરે સ્થળે જોવામાં આવે છે. એમાં માટી, પથ્થર અને ઈંટોનો ઉપયોગ કરવામાં આવતો. જલાશયો બાંધવાની આ પરંપરા ઘણો લાંબો સમય ચાલુ રહી.

તદુપરાંત ઘરો બાંધવા માટે માટીનો ઉપયોગ થતો. જ્યાં ઈંટેરી ઇમારતો દેખાય છે ત્યાં આ કાલમાં આશરે ૧૯" થી ૨૨" ની લંબાઈની ઈંટો વપરાતી હોવાના પુરાવા મળ્યા છે. આમ સમગ્ર રીતે જોતાં પ્રાગ્-મૌર્ય, મૌર્ય, અને અનુમૌર્ય કાલનાં ગુજરાતનાં ગામોમાં માટીની અનેક વસ્તુઓનો ઉપયોગ કરવામાં આવતો.

**પથ્થરની ચીજો**

આ ઉપરાંત પથ્થરો, ધાતુઓ તથા હાડકાં, છિપોલી વગેરેનો ઘણો ઉપયોગ થતો હોવાના પુરાવા છે. આ કાલમાં પથ્થરના મણકા, કાનનાં કુંડળો તથા નિશા, નિશાતરા જેવી રોજિંદા વપરાશની વસ્તુઓ, ગોળ લખોટા વગેરે બનાવવામાં આવતાં. મૌર્યકાલના થરોમાંથી મળતા મણકાઓ પૈકી ચર્ટ પથ્થરની ચોકીઓ લાક્ષણિક ગણાય છે. આ ચોકીઓ જાલત,[૧૨] જોખા,[૧૩] નગરા,[૧૪] ધાતવા[૧૫] વગેરે સ્થળોએથી મળી આવી છે. મૌર્યકાલમાં સ્ફટિકનાં અને કાચનાં કાનમાં પહેરવાનાં કુંડળ પણ વિશિષ્ટ આભૂષણો છે. આ કુંડળો શ્રીમંતો વાપરતા હશે, જ્યારે બીજા લોકો માટીની કે એવી સસ્તી બનાવટની વસ્તુઓ વાપરતા. ઘર-વપરાશની વસ્તુઓમાં પાયાવાળી નાની નિશાઓ આ કાલમાં વપરાતી હતી. અને એની ઉપર જુદી જુદી વસ્તુઓ વાટવા માટે ખાસ બનાવેલા નિશાતરા પણ વાપરવામાં આવતા. આ કાલમાં પથ્થરની મૂર્તિઓ બનતી તેમજ પથ્થરમાં ગુફાઓ કોતરવામાં આવતી, પરંતુ એના નમૂના ગુજરાતમાંથી મળ્યા નથી.

**ધાતુકામ**

ગુજરાતમાંથી પથ્થર ઉપરાંત ધાતુની વસ્તુઓ મળી છે. આ ધાતુઓમાં લોખંડ, તાંબું, ચાંદી, સોનું અને સીસું ગણાવાય. ધાતુઓ પૈકી લોખંડનો ઉપયોગ મૌર્યકાલ પહેલાં સામાન્ય બની ચૂક્યો હતો. લોખંડનો ઉપયોગ કરનાર પ્રજાએ નગરા, ટીંબરવા, જાલત, સાકોદ, ભરૂચ, કામરેજ, જોખા, ધાતવા, વણેસા (મ. પલસાણા, જિ. સુરત) વગેરે ગામ વસાવ્યાં હતાં. આ ગામોમાં નગરા, ટીંબરવા, ભરૂચ, કામરેજ જેવાં ગામ લોખંડ વાપરનાર પ્રજાએ ઈ. પૂ. પ્રથમ સહસ્રાબ્દીમાં પહેલવહેલાં વસાવ્યાં હતાં, પરંતુ જોખા અને ધાતવા જેવાં સ્થળોએ આ કાલ કરતાં પ્રાચીન કાલનાં ગામડાણ પર પુનર્વસવાટ કર્યો હતો. આ ગામોના અભ્યાસ પરથી લાગે છે કે આ કાલમાં કેટલાંક ગામ અને નગર પ્રથમ વાર અસ્તિત્વમાં આવ્યાં અને તેથી એક કલ્પના કરી શકાય કે ભારતમાં વસ્તી વધતી જતી હતી અને એણે જંગલો સાફ કરીને નવી વસાહતો ઊભી કરી હતી. આ લોકોનાં લોખંડનાં ઓજારોએ જંગલો સાફ કરવા માટે વધુ સારી સગવડ કરી આપી હોવાનો પૂરતો સંભવ છે. આ કાલમાં લોખંડનાં ઓજારો અને કીટોડા જોતાં અહીં લોખંડ ગાળનાર તથા ઓજારો બનાવનાર લુહારો અસ્તિત્વ ધરાવતા હતા. એમણે બનાવેલાં ભાલોડાં (પટ્ટ ૪, આ. ૨૦), છીણી જેવાં ઓજાર, ખીલા વગેરે મળ્યાં છે, પરંતુ લોખંડ ઘણું ખવાઈ જતું હોવાથી એ સારી સ્થિતિમાં મળતું નથી.

લોખંડ ઉપરાંત તાંબાની વસ્તુઓ પણ મળે છે, તેમાં પ્રાચીન સિક્કાઓનો સમાવેશ થાય છે. ગુજરાતમાં ભારતના અન્ય ભાગોની માફક સૌથી પ્રાચીન સિક્કાઓમાં આહત(punch-marked)ને નામે જાણીતા સિક્કા વડનગર,[૧૬] નગરા,[૧૭] કામરેજ,[૧૮] ધાવા[૧૯] જેવાં સ્થળોએથી મળ્યા છે. આ સિક્કાઓને લીધે વેપાર-ઉદ્યોગની સગવડ વધતાં એનો વિકાસ થવાથી ગુજરાતનાં બંદરો તરફ લોકોનું આકર્ષણ વધતું દેખાય છે. તળ-ગુજરાતનાં સ્થળોમાં ભરૂચના ઘણા ઉલ્લેખ આ કાલથી મળતા હોવાનું સાહિત્યના અભ્યાસીઓ જણાવે છે. ઈસુ પૂર્વેની પ્રથમ સહસ્રાબ્દીના વસવાટવાળાં બહુ થોડાં સ્થળોએ ઉત્ખનન થયેલું હોઈ આ કાલની ઘણી ઓછી વસ્તુઓ આપણને જાણવા મળે છે. તાંબા ઉપરાંત ચાંદીના સિક્કા પણ મળ્યા છે. તદુપરાંત તાંબા પર સોનું ચડાવેલું કાનનું ઘરેણું ધાતવામાંથી મળ્યું હોઈ એની મદદથી આ કાલની ધાતુઓનું જ્ઞાન આપણને મળે છે.

આ કાલમાં લોખંડનાં ઓજારોના ઉપયોગની સાથે સાથે હાડકાનાં ભાલોડાં, અણી વગેરે વસ્તુઓ મળી આવે છે. તે પરથી લાગે છે કે આ કાલમાં લોખંડ થોડું મોંઘું હશે અને તેથી લોખંડનાં ભાલોડાંની સાથે હાડકાનાં ભાલોડાં, અણી વગેરેનો ઉપયોગ થતો હશે. હાડકામાંથી આ વસ્તુઓ બનાવવાનું સહેલું છે, ખાસ કરીને નળાનાં લાંબાં મજબૂત હાડકાંના કકડા કરીને એમાંથી અનુકૂળ કકડાને જોઈતો ઘાટ આપી એને રેતી સાથે અથવા એકલો પથ્થર પર ઘસીને જોઈતી વસ્તુઓ બનાવી લેવામાં આવતી. એ રીતે બનતી વસ્તુઓમાં ભાલોડાં, અણી તથા ઘંટની ટોકરી જેવી વસ્તુઓ મળી આવી છે. આ પદાર્થો નગરા,[20] ટીંબરવા,[21] જોખા,[22] ધાતવા[23] વગેરે સ્થળોએથી મળે છે.

આ કાલની બીજી વસ્તુઓમાં ડાંગર અને કંસારીનાં બી જેવા પદાર્થ ગણાવી શકાય. ડાંગર મળતાં અહીંની ખેતીની પરિસ્થિતિ સ્પષ્ટ થાય છે. ગુજરાતમાં અનિયમિત રીતે વરસાદ પડતો હોઈ પાણીનો સંગ્રહ કરવાની જરૂર હોય છે. આ જરૂરને સંતોષવા માટે જલાશયો બાંધવાની પ્રવૃત્તિ ગુજરાતમાં લાંબા સમયથી ચાલુ હોવાના પુરાવા પ્રાપ્ત થાય છે, જેની માહિતી ઉપર આપી છે. આ તમામ પદાર્થો પરથી ગુજરાતનું ઈ. પૂ. ની પ્રથમ સહસ્રાબ્દીના ઉત્તરાર્ધની સ્થિતિનું દર્શન કરતાં સમજાય છે કે અહીં સમુદ્રની પાસે તેમજ નર્મદા અને તાપી તથા હેરણ જેવી નદીઓને કિનારે અને નદી કિનારાથી દૂરના ભાગોમાં ગામો અને નગરો વસી ચૂક્યાં હતાં. આજના જેટલી એ જમાનામાં ગીચ વસ્તી ન હતી. ચિત્તા જેવાં જંગલી પ્રાણીઓની સાથે ગાય, ભેંસ, કૂતરાં જેવાં પાળેલાં પ્રાણીઓ અસ્તિત્વ ધરાવતાં હતાં.[24] ગામો અને નગરો કિલ્લેબંદ હોવાના પુરાવા મળ્યા નથી, પરંતુ સંભવ છે કે કાંટાળા થોર જેવી વનસ્પતિનો એમણે સંરક્ષણાત્મક ઉપયોગ કર્યો હોય. આ ગામ ખેતી પર નિર્ભર હતાં અને મોટાં નગરોમાં વેપાર-ઉદ્યોગ પણ સારા પ્રમાણમાં ચાલતો. ગુજરાતમાં આ કાલમાં વસ્તીનું પ્રમાણ પાછલા કાલને મુકાબલે સારું હતું. આ કાલમાં ગુજરાતમાંથી મળતા પદાર્થો જેવા પદાર્થ રાજસ્થાન, માળવા, મહારાષ્ટ્ર, ઉત્તર પ્રદેશ, દક્ષિણ ભારત વગેરે સ્થળોએથી મળતા હોઈ આ કાલમાં ભૌતિક સંસ્કૃતિમાં ઐક્ય થઈ ચૂક્યું હોવાના પૂરતા પુરાવા પ્રાપ્ત થયા છે.

## ૨. ક્ષત્રપકાલ અને ગુપ્તશાસનકાલ

જ્યારે આ કાલ વટાવીને આપણે ઇતિહાસના બીજા તબક્કામાં આવીએ છીએ ત્યારે ભૌતિક સંસ્કૃતિના ઘણા અંશ બદલાઈ ગયેલા દેખાય છે. આ

બદલાયેલા અંશોને લીધે ઈ.સ.ની શરૂઆતની સંસ્કૃતિને ઈ. પૂ. ની સંસ્કૃતિથી જુદી પાડવા માટેનાં સાધન પ્રાપ્ત થાય છે. આ સાધનોમાં માટીકામ ઘણો અગત્યનો ભાગ ભજવે છે. પાછલા કાલનાં કાળાં-અને-લાલ વાસણ લુપ્ત થઈ જાય છે. અને ઉત્તરનાં કાળાં ચળકતાં (N.B.P.)વાસણ પણ મળતાં નથી. એ કાલનાં લાલ વાસણો તથા લાલ બરછટ વાસણોની પરંપરા ચાલુ રહે છે, પરંતુ એમાં બીજા નવાં વાસણ ઉમેરાય છે. આ ઉમેરાયેલાં વાસણોમાં લાલ ઓપવાળાં વાસણ, રોમન કોઠીઓ, બરછટ કાળાં અને લાલ વાસણો વગેરેનો સમાવેશ થાય છે. તદુપરાંત મુદ્રાઓમાં અને પથ્થરની વસ્તુઓમાં પણ ફેરફાર દેખાય છે. આ સમગ્ર ફેરફારને લીધે આ કાલને પાછલા કાલથી છૂટો પાડવાનું શક્ય બને છે. આ કાલમાં મળતી વસ્તુઓમાં માટીની, પથ્થરની, ધાતુની તથા હાડકાં, શંખ, છિપોલી વગેરેની વસ્તુઓનો સમાવેશ થાય છે.

### માટીની વસ્તુઓ

માટીની વસ્તુઓમાં જુદી જુદી જાતનાં વાસણો, મુદ્રાઓ, મૂર્તિઓ, મણકા, રમકડાં વગેરેનો સમાવેશ થાય છે. આ કાલમાં સાદાં તેમજ ઘૂંટેલાં લાલ વાસણ તેમજ સાદાં તથા ઘૂંટેલાં કાળાં વાસણ, બરછટ કાળાં-અને-લાલ વાસણ, ચીતરેલાં વાસણ, લાલ ઓપ ચડાવેલાં વાસણ, સફેદ માટીનાં વાસણ, કાચનો ઓપ ચડાવેલાં વાસણ, રોમથી આયાત થયેલી કોઠીઓ, અબરખ છાંટેલાં વાસણ અને સુશોભિત વાસણ એમ વિવિધ પ્રકારનાં ઘડતરનાં વાસણ મળી આવે છે.

### સાદાં તેમજ ઘૂંટેલાં લાલ વાસણ

આ કાલમાં સાદાં તેમજ ઘૂંટેલાં લાલ વાસણ સૌથી વધુ પ્રમાણમાં મળતાં હોય છે. આ વાસણોની એકંદર બનાવટ સારી હોય છે. રોજિંદા વપરાશનાં આ વાસણોમાં વાડકા, કૂંડાં, લોટા, ઘડા, માટલાં, કોઠીઓ, થાળીઓ, કલેડાં વગેરેનો સમાવેશ થાય છે. આ વાસણ રોજિંદા વપરાશમાં ઘણા લાંબા સમય સુધી ચાલુ રહેલાં હોઈ તેઓનો કાલગણનામાં ઉપયોગ થતો નથી. આ વાસણો સ્થાનિક કુંભાર બનાવતા હશે, પરંતુ આ કુંભાર દરેક ગામમાં હોતા નથી, તેથી એ વાસણોએ થોડું ઘણું સ્થળાંતર કર્યું હોવાનો પૂરતો સંભવ છે. એની વિગતો વધુ કામ કરીને તારવવાની બાકી છે.

### સાદાં તેમજ ઘૂંટેલાં કાળાં વાસણ

આ વાસણ ઉપલા વર્ગમાં આવતાં વાસણોની માફક વપરાતાં હોવાનું સમજાય છે, પરંતુ એમાં નાના વાડકા જેવા ઘાટ મળતા નથી. મોટે ભાગે

માટલાં, નાના ઘડા, કલેડાં વગેરે વાસણ આ પ્રકારનાં બનતાં. આ વાસણો બનાવવાની પરંપરા પણ ઘણી લાંબી ચાલેલી હોઈ એનો પણ આગળ વર્ણવેલાં વાસણોની માફક સમયાંકનમાં ઉપયોગ થતો નથી.

### કાળાં-અને-લાલ બરછટ વાસણ

આ વાસણનું પોત કાળાં-અને-લાલ વાસણની સરખામણીમાં જાડું અને મોટા કણની માટીવાળું છે. આ વાસણનો અંદરનો ભાગ તેમજ કાંઠો કાળો અને બહારનો ભાગ લાલ રંગનો હોય છે. આ વાસણના ઘાટ જૂના કાળાં-અને-લાલ વાસણો કરતાં જુદા છે. પહોળા મોંની હાંડલી આ પ્રકારનાં વાસણોમાં મુખ્યત્વે જોવામાં આવે છે. એના પેટ ઉપર કેટલીક વાર કર્ણિકા હોય છે અને એને ક્વચિત્ સુશોભિત કરવામાં આવે છે. આ ઉપરાંત થાળીઓ, ઢાંકણાં વગેરે આ પ્રકારનાં વાસણોમાં દેખાય છે.

આ વાસણના ઘાટ પરથી એ આગળના કાલનાં કાળાં-અને-લાલ વાસણોનાં સીધાં અનુગામી લાગતાં નથી, એનું ઘડતર બરછટ લાલ વાસણ જેવું છે અને એના ઘાટ પણ એની સાથે સંબંધ ધરાવતા હોય એવા છે. એ પરથી લાગે છે કે આ વાસણો પકવવા માટે નીલલોહિત વાસણ પકવવાની પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

### ચીતરેલાં વાસણ

આ કાલનાં વાસણોમાં વિશિષ્ટ પ્રકારનાં રંગેલાં વાસણ મળે છે, તેમાં મોટે ભાગે લાલ ઘૂંટેલાં વાસણો ઉપર કાળા રંગે ચિત્રકામ કરેલું હોય છે. આ ચિત્રકામમાં સાદી લીટીઓ તેમજ અનેક જાતની ભાતો જોવામાં આવે છે. ખાસ કરીને આ વાસણ રાજસ્થાન તરફ રંગમહાલ વગેરે સ્થળોએ મળતાં વાસણો સાથે સંબંધ ધરાવે છે. આ વાસણો દક્ષિણ ગુજરાતને મુકાબલે ઉત્તર ગુજરાતમાં વધારે પ્રમાણમાં મળે છે, પરંતુ બીજાં વાસણોની સરખામણીમાં એનું પ્રમાણ ઓછું છે.

આ જાતનાં ચીતરેલાં વાસણોની સાથે એ જ જાતનાં લાલ રંગનાં વાસણો પર ધોળા પટા પાડીને એની પર કાળા રંગે ભાત પાડવામાં આવતી હોવાના પુરાવા પણ પ્રાપ્ત થાય છે. આ વાસણને ચીતરવાની પદ્ધતિની શરૂઆત આ યુગમાં થઈ ચૂકેલી હોવા છતાં એનો વિકાસ ગુપ્તકાલ પછી વધુ પ્રમાણમાં થયેલો હોય છે.

આ જાતનાં ચીતરેલાં વાસણોમાં ઘડા જેવાં વાસણ વધુ પ્રમાણમાં મળે છે. વડનગર[૨૫] ( પટ્ટ ૭, આ. ૫૬, ૫૭, ૫૮ ), નગરા,[૨૬] શામળાજી[૨૭] ( પટ્ટ ૫, આ. ૨૪ ) વગેરે સ્થળોએથી આ જાતનાં વાસણ મળી આવ્યાં છે.

**સુશોભિત વાસણો**

આ કાલમાં વાસણો ચીતરવાની પરિપાટી વિકસવા ઉપરાંત, એની ઉપર જ બીબાંથી ઉપસાવેલી છાપો વડે એને સુશોભિત કરવાની પદ્ધતિ પણ અસ્તિત્વ ધરાવતી માલૂમ પડે છે. આ રીતે સુશોભિત કરેલાં વાસણો પર લીટીઓ, ફૂલો, પશુઓ અને પંખીઓની આકૃતિઓ જોવામાં આવે છે ( પટ્ટ ૫, આ. ૨૫; પટ ૬, આ. ૩૪, ૩૫; પટ ૭, આ. ૫૧, ૫૨ ). આ સુશોભનોવાળાં વાસણોનું પ્રમાણ પણ સામાન્યતઃ ઓછું હોય છે.

**લાલ ઓપ ચઢાવેલાં વાસણ**

આ કાલનાં વિશિષ્ટ વાસણોમાં લાલ ઓપ ચડાવેલાં વાસણોનું મહત્ત્વનું સ્થાન છે. અંગ્રેજીમાં Red Polished Ware( લાલ લીસાં વાસણો )ને નામે જાણીતાં આ વાસણ સારી રીતે ઘૂંટેલાં લાલ વાસણોને મળતાં આવતાં હોય છે, પરંતુ એ ગાળેલી ઝીણી માટીનાં બનાવેલાં હોઈ એનું પોત સુંવાળું અને એનો ગર્ભ એકસરખી ગરમીને લીધે વચ્ચે કાળાશ વિનાનો હોય છે. આ ગર્ભને લીધે આ વાસણનાં ઠીકરાં લાલ વાસણથી જુદાં પડી જાય છે. આ પ્રકારના પોતમાં લાંબી ડોકવાળાં અને સાંકડા મોંવાળાં કુંજા જેવા ઘાટનાં વાસણ, વાડકા ( પટ્ટ ૬, આ. ૪૬, ૪૮ ), લોટા ( પટ્ટ ૬, આ. ૪૮ ), રકાબી, નાળચાંવાળા કરવડા ( પટ્ટ ૬, આ. ૪૭ ) વગેરે જોવામાં આવે છે.

આ વાસણ ભારતમાં બનાવવામાં આવતાં હોવાનું એના ઘાટ પરથી સમજાય છે, પરંતુ આ જાતનાં વાસણ રોમથી આયાત થતાં હતાં એમ અરિકામેડુ[૨૮]( પાઁડિચેરી પાસે )માંથી મળેલાં કેટલાંક વાસણો પરથી સ્પષ્ટ થાય છે, આથી આ વાસણ રોમન બનાવટનાં કે એની અસર નીચે ભારતમાં બનતાં હોવાનો અભિપ્રાય છે.

**રોમન કોઠીઓ**

લાલ ઓપ ચડાવેલાં વાસણ ભારતમાં બનતાં તથા રોમથી આયાત થતાં હતાં, તેની સાથે રોમથી આયાત થતાં વિશિષ્ટ વાસણોમાં અણીદાર તળિયાંવાળી,

અને પકડવાના હાથાવાળી કોઠીઓનો સમાવેશ થાય છે. પીળાશ પડતા રંગવાળી, દળદાર કોઠીઓનું મોં લાંબું અને એની ડોકની બંને બાજુએ એ પકડવાના હાથા રહેતા. આ વાસણમાં દારૂ, ઓલીવનું તેલ વગેરે પ્રવાહી પદાર્થો ભરીને એ આપણા દેશમાં લાવવામાં આવતાં. તળ-ગુજરાતમાં આ વાસણ નગરા,[૨૯] શામળાજી,[૩૦] દેવની મોરી,[૩૧] ધાતવા[૩૨] વગેરે સ્થળોથી અને સૌરાષ્ટ્રમાં વલભીપુર,[૩૩] સોમનાથ,[૩૪] દ્વારકા,[૩૫] પીંડારા[૩૬] વગેરે સ્થળોએથી મળ્યાં છે. રોમ સાથેના વેપારના એ સંગીન પુરાવા હોઈ એનાં પ્રાપ્તિસ્થાન ઈ. સ. ની પ્રથમ સહસ્રાબ્દીના પૂર્વાર્ધમાં વિદ્યમાન હોવાનો દૃઢ આધાર સંશોધકને મળી રહે છે. ભારતના ઘણા ભાગોમાંથી આ વાસણ મળી આવ્યાં છે. આ વાસણના જેવાં વાસણ ઈરાનમાં સાસાની વંશના સમયમાં બનતાં હતાં, તેથી સંભવ છે કે આજે જેને રોમન કોઠી કહેવામાં આવે છે તે પ્રકારમાં ઈરાની કોઠીઓ પણ હોય !

### સફેદ માટીનાં વાસણ

કવચિત્ આ કાલમાં સફેદ માટીનાં વાસણ મળે છે, પરંતુ એની માત્રા અત્યલ્પ છે. વડનગરમાંથી[૩૭] આવાં વાસણ પ્રાપ્ત થયાં હતાં.

### ઓપ ચડાવેલાં વાસણ

માટીનાં વાસણો પર કાચનો ઓપ ચડાવેલાં વાસણ મુસલમાન યુગમાં ઘણાં મળે છે, પરંતુ આ કાલમાં લીલા અથવા સોનેરી જેવા રંગનો ઓપ ચડાવેલાં માટીનાં વાસણ કવચિત્ મળી આવે છે.

### અબરખ છાંટેલાં વાસણ

કેટલીક વાર અબરખ છાંટેલાં વાસણ આ કાલના થરોમાંથી મળે છે, તેમાં ઘડા અને હાંડલી જેવા મુખ્ય ઘાટ નજરે પડે છે. આ વાસણોમાં અબરખનું પ્રમાણ વધારે હોઈ એનો ચળકાટ વિશિષ્ટ પ્રકારનો છે.

આમ રોજિંદા ઘરવપરાશનાં અને ભોજનાદિ વખતે ઉપયોગમાં આવતાં માટીનાં વાસણોમાં અનેક પ્રકારની વિવિધતા આ કાલમાં જોવામાં આવે છે.

માટીનાં વાસણો ઉપરાંત એનો ઈંટો, મૂર્તિઓ, રમકડાં, મણકા, મુદ્રાંકનો વગેરે અનેક વસ્તુઓ બનાવવા માટે ઉપયોગ કરવામાં આવતો.

### ઈંટો

માટીની ભીંત વડે પીંઢેરી મકાન બંધાતાં, પરંતુ એ ઉપરાંત "ભડદાં" અર્થાત્ પકવ્યા સિવાયની ઈંટોનાં મકાન પણ આ કાલમાં બનતાં હોવાના સ્પષ્ટ

પુરાવા છે. આ કાલમાં પકવેલી ઈંટો પણ સારા પ્રમાણમાં બનતી. આ ઈંટો ૧૮" × ૧૧" × ૧½" થી ૩" ના કદની સામાન્યતઃ જોવામાં આવે છે, પરંતુ એ ઉપરાંત બીજાં કદ પણ જાણીતાં હતાં. ઈંટોનો સામાન્ય ઘાટ લંબચોરસ હતો. પણ એ ઉપરાંત જરૂર પ્રમાણે ઈંટનો એક ખૂણો ગોળાકાર બનાવવો, લાંબી દંડા જેવી ઈંટો બનાવવી, ચોરસ ઈંટો રાખવી વગેરે પ્રકારે જાત જાતની ઈંટો આ કાલમાં બનાવવામાં આવતી. સ્થાપત્યમાં આ ઈંટોનો ઉપયોગ થતો-હોવાનું દેવની મોરીના બૌદ્ધ સ્તૂપના અભ્યાસ પરથી સમજાય છે.

ઈંટો સાદી અને સુશોભિત એમ બંને પ્રકારની બનતી. સાદી ઈંટો સામાન્ય કામકાજની હતી, પરંતુ સુશોભિત ઈંટો, લાકડામાં થયેલાં કોતરકામનું કે પથ્થરના કોતરકામનું પ્રતિબિંબ પાડતી. એમાં અનેક પ્રકારનાં કલાત્મક કામ થતાં હતાં એમ સમજાય છે. ગુજરાતમાં અદ્યાવધિ પ્રાપ્ત થયેલી ઈંટોમાં સૌથી વધુ આકર્ષક અને સુશોભિત ઈંટો દેવની મોરીના બૌદ્ધ સ્તૂપની છે.[૩૯]

આ ઈંટોના અભ્યાસ પરથી સમજાય છે કે ઈંટો પાડવાનું તથા એ પકવવાનું કામ ખુલ્લામાં થતું. આજે જેમ કુંભારો ખુલ્લી જગ્યામાં કામ કરે છે તેમ એ વખતે પણ એ કામ કરતા. જે જગ્યાએ એ કામ કરતા તે સ્થળોએ કૂતરાં તથા વાછરડાં યથેચ્છ ફરતાં હોવાનું સમજાય છે. એક ઈંટ પર પડેલાં પગલાંનો અભ્યાસ કરીને શ્રીમતી ડોલી સાહે[૪૦] જણાવ્યું છે કે અહીં આવતાં કૂતરાંને લોકો હાંકી કાઢતા અને તેથી એ દોડીને નાસી જતાં. વાછરડાંનાં પગલાં તથા કાળજી વગરના માણસોનાં પગલાં પણ ઈંટો પર મળી આવ્યાં છે.

ઈંટોમાં બાજરી કે ડાંગરનાં છોડાંની જરૂર પ્રમાણે મેળવણી કરીને માટીને યોગ્ય રીતે કેળવવામાં આવતી હતી. પકવેલી ઈંટો જોતાં સમજાય છે કે આ કાલના લોકો ઈંટો ઘણી સારી રીતે પકવતા હતા. એમણે બનાવેલી ઈંટો આજના જમાનાનાં બાંધકામમાં આશરે ૧૬૦૦ વર્ષ પછી પણ કામમાં આવે છે એ પરથી એમના કામનો આપણને ખ્યાલ આવે છે.

ઈંટો ઉપરાંત મકાનનાં છાપરાં માટે આ કાલમાં નળિયાં બનાવવામાં આવતાં. આ નળિયાં લંબચોરસ ઘાટનાં હતાં. એની એક બાજુ પર બે કાણાં રાખવામાં આવતાં. આ નળિયાં સપાટ હતાં. અને એ રીતે આજે વપરાતાં "મેંગલોર ટાઇલ્સ"નાં પુરોગામી જેવાં એ હતાં. મધ્યકાલમાં વપરાતી નાળો કરતાં એ જુદાં હતાં. એની ઉપલા ભાગની ધાર સહેજ ઊપસેલી હતી તથા વચ્ચે લીટીઓ પાડવામાં આવતી. ઈંટવા, દેવની મોરી,[૪૧] કામરેજ વગેરે

સ્થળોએથી આવાં નળિયાં મળી આવ્યાં છે. ગુજરાત ઉપરાંત મહારાષ્ટ્રમાંથી પણ આ મકાનોનાં છાપરાંના છાદ્ય તરીકે વપરાતા પદાર્થ મળે છે. એનું પ્રમાણ અલ્પ હોવાથી એમ લાગે છે કે ઘણા ઓછા લોક આવાં નળિયાંવાળાં છાપરાંનાં મકાન બતાવી શકતા હશે.

ઈંટોના કિલ્લા બાંધવામાં આવતા. આ પ્રકારના કિલ્લા શામળાજી, શહેરા વગેરે સ્થળોએ જોવામાં આવ્યા છે. તદુપરાંત તળાવની માટીની પાળની ઉપર ઈંટો પાથરવામાં આવતી હોવાના પુરાવા દેવની મોરી પાસેનાં જલાશયોના અભ્યાસથી પ્રાપ્ત થાય છે.

### મૂર્તિઓ અને રમકડાં

માટીની ઈંટો કલામય બનાવવામાં આવતી હતી, એટલું જ નહિ, પણ માટીની વિવિધ પ્રકારની મૂર્તિઓ રમકડાં વગેરે બનાવવામાં આવતાં. આ માટીની મૂર્તિઓ અને રમકડાં, દેવો, દેવીઓ, તથા માનવ આકૃતિઓ, જાનવરો તથા લખોટીઓ, ગાડાં અને ચકરડીઓ જેવી અનેક વસ્તુઓ ગણાવી શકાય.

મૂર્તિઓ અને માનવ-આકૃતિઓ જોતાં સમજાય છે કે કેટલીકની બનાવટ સાદી હતી. માટીને હાથથી ઘાટ આપવામાં આવતો. આવી આકૃતિમાંની બનાવટ સામાન્ય પ્રકારની હતી, પણ એની સરખામણીમાં કેટલીક આકૃતિઓ બીબાંમાં બનાવવામાં આવી હોય એમ લાગે છે. આ આકૃતિઓ ઘણી સુંદર છે, પરંતુ આવી આકૃતિઓની અદ્યાવધિ પ્રાપ્ત થયેલી સર્વોત્તમ કક્ષા દેવની મોરીની બૌદ્ધ મૂર્તિઓની છે[૪૨] (પટ્ટ ૨૪, આ. ૮૬ ). ઈ. સ. ૩૭૫ પહેલાં તૈયાર થઈ ચૂકેલી આ મનોહર મૂર્તિઓની બનાવટ તથા એને પકવવાની પદ્ધતિનો અભ્યાસ કરવાથી એ કાલના કારીગરોએ જે ઉચ્ચ કક્ષા પ્રાપ્ત કરી હતી તેનો સારો ખ્યાલ આવે છે.

માટીનાં રમકડાંમાં ગોળ લખોટીઓ સારા પ્રમાણમાં મળે છે. આ લખોટીઓ જુદા જુદા કદની મળતી હોય છે. એને કેટલીક વાર ગોફણના ગોળા તરીકે ઓળખવામાં આવે છે, પણ આ કામ માટે એ ઘણી નાની હોય છે. પકવેલી લખોટીથી બાળક રમતાં હશે. એનો બીજો ઉપયોગ બે પણછવાળી ગલોલની ગોળી તરીકે કદાચ થતો હોવા સંભવે છે, પણ આવી નાની લખોટીઓ ગોફણ તરીકે વપરાય એમ નથી.

માટીની લખોટીઓ ઉપરાંત પૈયાં અને ચકરડીઓ પણ સારા પ્રમાણમાં બનાવવામાં આવતાં. આ રમકડાં બાળકોએ જાતે બનાવ્યાં હોવાનો સંભવ ઘણો

છે. આ પૈયાં હમેશાં ઠીકરામાંથી બનાવવામાં આવતાં. તૂટેલા ઘડા કે માટલાનાં ઠીકરાંને તોડીને એને ગોળ ઘાટ આપવામાં આવતો અને ત્યાર બાદ એની ધારને પથ્થર પર ઘસીને સુંવાળી બનાવવામાં આવતી. સામાન્ય રીતે ઠીકરાંની આ ગોળ ચકતીઓ જુદા જુદા કાલના થરોમાંથી મળી આવે છે.

પરંતુ આ ચકતીઓની વચ્ચે કેટલીક વાર એક કે બે કાણાં પાડેલાં હોય છે. જ્યારે એક કાણાવાળી ચકતી મળે ત્યારે એનો ઉપયોગ શો હશે એ પ્રશ્ન થાય છે. આવી નાની ચકતીને દોરી બાંધીને ગોળ ફેરવવામાં આવે છે, પરંતુ એમાં લાકડાની દાંડી નાખીને એનો ચકલી તરીકે પણ ઉપયોગ થતો હોય છે તેથી જ્યારે એક કાણાવાળી માટીની આવી ચકતી મળે ત્યારે એનો ઉપયોગ સંદિગ્ધ રહે છે.

પરંતુ આવી ગોળ ચકતીના વચ્ચે નજીક નજીક બે કાણાં પાડેલાં હોય ત્યારે એ બાળકનાં રમકડાં તરીકે વપરાતી હોવાની બાબતમાં ઝાઝી શંકા રહેતી નથી.

આવી જાતની ચકરડી ઉપરાંત અત્યારે લાકડાની નાની ચકરડી મળે છે તેવી જાતની માટીની ચકરડી નગરામાંથી મળી આવી છે, તે પરથી સમજાય છે કે ક્ષત્રપ અને ગુપ્તકાલમાં આ જાતની ચકરડીઓ વપરાતી હતી.

માટીની બીજી વસ્તુઓમાં બળદ, હાથી, ગેંડા, નીલગાય વગેરે પ્રાણીઓના ઘાટનાં રમકડાં, માનતા માટે બનાવવામાં આવતાં નાનાં ચોરસ તળાવ, મણકા વગેરે વગેરે ગણાવી શકાય. માટીનાં જાનવર પણ જરૂર પ્રમાણે બનાવવામાં આવતાં અને તેઓની બનાવટ પ્રમાણમાં સારી રહેતી. કયું જાનવર બનાવવામાં આવ્યું છે એ ઘણી વાર સહેલાઈથી સમજાય એવું હોય છે, પણ કેટલાક બેડોળ ઘાટ પરથી એ કયું જાનવર હશે એ જાણવું મુશ્કેલ પડે છે.

પરંતુ માટીનાં પૈડાંવાળાં રમકડાં બનાવવામાં આવતાં હોવાનું મળેલાં પૈડાંઓ પરથી લાગે છે. પૈડાંનું સાલ એક બાજુએ અથવા બંને બાજુએ ઊપસેલું હોય છે, અને એ લક્ષણથી એ એક કાણાવાળી ચકતીથી જુદાં પડે છે. આવાં પૈડાંવાળાં સાધનોમાં માટીનું નગરામાંથી મળેલું ગાડું ખાસ ધ્યાન ખેંચે એવું છે. આ ગાડું નાની ચોરસ માટીની ચકતી છે. એની ઉપલી ધાર વાળેલી છે અને એની ધરી તથા આગળનો ભાગ એની સાથે બેસાડવા માટે એમાં કાણાં રાખવામાં આવ્યાં હતાં. ધરી બેસાડવા માટે એમાં આરપાર કાણું પાડવામાં આવ્યું હતું, જ્યારે ગાડાનો ધૂંસરીવાળો ભાગ બેસાડવાનું કાણું આરપાર જતું ન હતું. આ ભાગ લાકડાંના બનાવેલા હશે: આવાં માટીનાં ગાડાંઓથી બાળકો

રમતાં હોવાનું 'મૃચ્છકટિક' જેવાં નાટકો દ્વારા સમજાય છે. માટીના પાસા મળી આવે છે. આ પાસાઓ પર એકથી ચાર આંકડા સમજાય તેવાં નિશાન હોય છે. પાસાઓ વડે રમાતી રમતોનો આ પરથી ખ્યાલ આવે છે. આ ઉપરાંત નગરા,[43] શામળાજી[44] વગેરે સ્થળોએથી સમચોરસ અથવા લંબચોરસ ઘાટની પકવેલી માટીની વસ્તુઓ મળી આવે છે, તેમાં ઊતરવા માટે પગથિયા જેવી રચના છે અને એની ઉપર દીવા મૂકવા માટે રાખેલી હોય તેવી બનાવટ દેખાય છે. આ જાતની વસ્તુઓ ભારતના જુદા જુદા ભાગોમાંથી મળી આવે છે. એ માનતા માટે બનાવેલું તળાવ હોવાનો અભિપ્રાય છે. આવાં તળાવ દેવને ચડાવવામાં આવતાં હોવાનો સંભવ છે.

માટીની બીજી વસ્તુઓમાં મણકા ગણાવી શકાય. મણકાના દાણા ગોળ ષટ્કોણ (પટ્ટ ૫, આ. ૨૭) અથવા સોપારી ઘાટના આવે છે, પણ સોપારી ઘાટના મણકા ઘણા મળે છે. એ કાળા અથવા લાલ રંગના હોય છે અને સારી રીતે બનાવેલા હોય છે. આ મણકા જુદા જુદા કાલના થરોમાંથી મળતા હોઈ એના બળે કાલગણના થઈ શકતી નથી અથવા એની બીજી કોઈ વિશિષ્ટતા હાલને તબક્કે જાણીતી નથી. મણકા ઉપરાંત બંગડી, કાનમાં પહેરવાનાં તાટંક વગેરે માટીનાં આભૂષણ પણ બનાવવામાં આવતાં. આવાં આભૂષણો ઉપરાંત "ઝાંવાં" પણ આ યુગના અવશેષોમાં મળી આવે છે.

પરંતુ માટીની મુદ્રાઓ ઘણી આકર્ષક હોય છે. એ નગરા, વડોદરા, ટીંબરવા, વડનગર વગેરે સ્થળોએથી મળી છે. એ વિવિધ પ્રકારની હોય છે. મુખ્યત્વે એ ગોળાકાર હોઈ એની ઉપર છાપ હોય છે. આ છાપ એની પર બીબું દાબીને પાડવામાં આવે છે. આ છાપનો અભ્યાસ કરતાં સમજાય છે કે કેટલીક મુદ્રાઓ પર માત્ર અક્ષરો હોય છે, જ્યારે બીજી ઘણી મુદ્રાઓ પર આકૃતિઓ હોય છે. આવી મુદ્રાઓમાં પ્રથમ પ્રકારની મુદ્રાઓમાં બુદ્ધપ, મહાસેન, વિજયમિત્ર અથવા શ્રીજયમિત્ર આદિની નગરામાંથી[45] મળેલી મુદ્રાઓ અને ટીંબરવામાંથી[46] મળેલી મુદ્રા તથા વડનગરનાં[47] મુદ્રાંક ગણાવી શકાય, જ્યારે છાપવાળી મુદ્રાઓમાં ગરુડ, ઘૂવડ, ત્રિશૂલ, નંદી, ફૂલ અથવા આસવપાત્રવાળી માનવ–આકૃતિની મુદ્રા વગેરે નમૂના છે. આ મુદ્રાઓ માટી નરમ હોય ત્યારે એના પર બીબું દાબીને તૈયાર કરવામાં આવતી, પણ કેટલીક વાર માટીનો ગોળો લઈ ને એના પર બીબું દબાવવામાં આવતું, તો કેટલીક વાર એ પટ્ટી વાળીને બનાવવામાં આવતી. ઘણી મુદ્રાઓનો પાછળનો ભાગ દોરા અને ગાંઠનાં નિશાન સાચવે છે તે પરથી એનો જે ઉપયોગ થતો હોય તેની કલ્પના કરી શકાય છે.

માટીની વિશિષ્ટ વસ્તુઓમાં આ કાલમાંની દીવીઓ મળી આવી છે. એ હાથથી બનાવેલી અને ચાક પર ઉતારેલી હોય છે. આ દીવીઓની વાટ પ્રમાણે એની રચના થયેલી હોય છે. આ દીવીઓ પ્રમાણમાં નાની અને ત્રણચાર પ્રકારની મળે છે. સાદી દીવી તરીકે કોડિયાં વપરાતાં હશે, પણ કેટલીક વાર વિશિષ્ટ રીતે વાળેલી કોરવાળાં કોડિયાં દીવી હોવાનું સ્પષ્ટ સમજાય છે. કેટલીક દીવીઓ ઊભા ઘાટની તથા ઘણી બેઠા ઘાટની હોય છે.

આમ માટીની અનેક પ્રકારની વસ્તુઓ આ કાલમાં વપરાતી તેમાં કેટલીક આગળના કાલની ચાલુ રહેલી હતી અને કેટલીક એમાં નવી ઉમેરાતી હતી. માટીની આ વસ્તુઓ સામાન્ય વપરાશની તેમજ કોઈ ખાસ પ્રસંગે વપરાતી વસ્તુઓ હતી. આ કાલની તેમજ માટીકામની શોધ થયા પછીની કોઈ પણ વસાહત પર માટીની વસ્તુઓ સૌથી વધુ પ્રમાણમાં મળતી હોય છે.

માટીની વસ્તુઓ ઉપરાંત શંખની બંગડીઓ અને મણકા બનાવવાનો આ કાલમાં સારો ઉદ્યોગ હતો. આ ઉદ્યોગની નિશાની પ્રભાસ પાટણ[૪૮] (પટ્ટ ૮, આ. ૬૦-૬૧), અમરેલી[૪૯] (પટ્ટ ૬, આ. ૪૦, ૪૧, ૪૨, ૪૪, ૪૫), જૂનાગઢ,[૫૦] વલભી,[૫૧] વડનગર,[૫૨] નગરા,[૫૩] વડોદરા,[૫૪] કામરેજ,[૫૫] શામળાજી[૫૬] (પટ્ટ ૫, આ. ૨૯), વગેરે અનેક ઠેકાણે દેખાય છે. શંખના ઉદ્યોગ માટેનો કાચો માલ દ્વારકા પાસેના સમુદ્રમાંથી મળે છે; એ ઉપરાંત દક્ષિણ ભારતના સમુદ્રમાંથી એ મળે છે. ગુજરાતનો ઉદ્યોગ દ્વારકાના કાચા માલ પર આધાર રાખતો હશે. શંખની વસ્તુઓ બનાવવા માટે શંખની જુદા જુદા કદની ગોળ પતરીઓ બનાવતા અને એને સાફ કરીને એની બંગડીઓ બનાવતા. શંખના વચ્ચેના જાડા ભાગમાંથી મણકા બનાવતા હશે.

શંખની બંગડી સાદી (પટ્ટ ૬, આ. ૪૦) તથા સુશોભનવાળી (પટ્ટ ૫, આ. ૨૯; પટ્ટ ૬, આ. ૪૧, ૪૩, ૪૪, ૪૫) બનતી. સુશોભનોમાં સાદી લીટીઓ અને ઊંડી લીટીઓ મુખ્ય છે. એ ઉપરાંત ચૂડી બનાવવા માટે એની બે બાજુ ઉપસાવીને એની વચ્ચેનો ભાગ મઢતા હશે.

સુશોભિત બંગડીની બહારની બાજુ પર અનેક પ્રકારનાં સુશોભન રખાતાં. એના એક પ્રકારમાં બંગડીને શારીને એના ઉપર ભાત ઉપસાવવામાં આવતી. શંખની બંગડીને સુશોભિત કરવા માટે એને લાલ રંગે રંગવામાં આવતી. આ લાલ રંગની જુદી જુદી છાયા દેખાય છે, પણ આ રંગની લાંબે ગાળે શંખ પર થતી અસરને લીધે એ ખવાઈ જતો હોય છે.

શંખના મણકા ( પટ્ટ ૬, આ. ૪૨ ) પ્રમાણમાં ઓછા મળે છે, પણ એ ગોળ, ચોરસ અને એવા બીજા ઘાટના મળી આવે છે.

શંખની સાથે છિપોલીની બનાવેલી વસ્તુઓ ક્વચિત્ મળી આવે છે. આવી મળેલી વસ્તુઓમાં નગરામાંથી પ્રાપ્ત થયેલું ત્રિરત્ન આકૃતિનું એક પદક આ પદાર્થનો સારો નમૂનો છે. આ થરોમાંથી કોડી તથા બીજી દરિયાઈ છિપોલીઓ પણ પ્રાપ્ત થાય છે.

આ કાલમાં હાડકાંની અણીઓ, ભાલોડાં વગેરે મળતાં ઓછાં થાય છે, પણ એને બદલે પાસા અને અંજન-શલાકા જેવી હાડકાંની અને હાથીદાંતની વસ્તુઓ મળે છે. હાડકાં અને શીંગડાની કાંસકીઓ પણ આ કાલમાં મળતી હોઈ એક અનુમાન થઈ શકે છે કે હવે ધાતુ ગાળવાનો ઉદ્યોગ વધ્યો હતો અને એમાંય ખાસ કરીને લોખંડના વપરાશનું પ્રમાણ વધતાં હાડકાંમાંથી જે મારક સાધન બનાવવામાં આવતાં હતાં તે બનાવવાનું બંધ અથવા ઘણું ઓછું થયું અને પછી હાડકાંનાં પ્રસાધન તથા રમતનાં સાધન માત્ર બનાવવામાં આવતાં હતાં.

જ્યારે આ કાલમાં લોખંડનો વપરાશ વધ્યો એમ લાગે છે ત્યારે આ કાલના મળેલા નમૂનાઓમાં લોખંડ ગાળવાનાં સાધન શામળાજી તથા દેવની મોરીમાંથી[૫૭] મળ્યાં છે ( પટ્ટ ૭, આ. ૫૫ ) એ સૂચક છે. શામળાજી, વસ્તાન ડુંગરી[૫૮] ( તા. માંગરોળ, જિ. સુરત ) અને ધાતવા[૫૯] જેવાં સ્થળોએ લોખંડ ગાળવાનો વ્યવસ્થિત ઉદ્યોગ ચાલતો હતો. શામળાજીમાંથી લોખંડ ગાળવામાં વપરાયેલી મૂસ અને ધમણની ભૂંગળી મળી છે. ગાળેલા લોખંડના અવશેષોવાળી મૂસ ઘણી માહિતી આપે છે. ધાતવામાંથી મળેલા લોખંડ ગાળવાના કીટા તથા લોખંડ બનાવવા માટેની કાચી ધાતુ જોતાં લાગે છે કે આ વખતના લુહાર સ્થાનિક પદાર્થોમાંથી લોખંડ બનાવતા. વસ્તાન ડુંગરીના[૬૦] લોખંડના કીટાઓમાં મેંગેનીઝ અને લોખંડ ભેગાં હોવાનું દેખાય છે, તેથી લાગે છે કે લોખંડમાં બીજી ધાતુઓની મેળવણી કરવાનું જ્ઞાન આ કારીગરોને હોવાનો પૂરતો સંભવ છે. આ હકીકત સ્પષ્ટ કરવા બીજા વધુ પ્રયોગ જરૂરી છે.

લોખંડની વસ્તુઓમાં છીણી ( પટ્ટ ૮, આ. ૬૩ ), ભાલોડાં, છરીઓ, ખીલા, સાંકળ, તવેથા, કાતર વગેરે ગણાવી શકાય. આ વસ્તુઓમાં ખીલાનું પ્રમાણ ઘણું વધારે હોય છે, અને એ સ્વાભાવિક છે, કારણ કે ખીલા અનેક કામમાં વપરાતા. ખાસ કરીને ગોળ માથાંવાળા અને લંબચોરસ ઘાટના અણીદાર ખીલા વધારે પ્રમાણમાં વપરાતા ( પટ્ટ ૮, આ. ૬૨ ). છરીઓમાં કેટલીક આખી જ લોખંડની બનાવતા, જ્યારે બીજી છરીઓની ઉપર લાકડાનો કે એવી કોઈ

વસ્તુનો હાથો બેસાડવા માટે પાછળ દુમાલો રાખતા. આવી દુમાલદાર છરીઓના ટુકડા મળ્યા છે. ભાલોડાની પાછળની બાજુએ તીરનું રાડું બેસાડવા ખોલી રાખતા અથવા એને દુમાલદાર બનાવતા. આ કાલમાં ઘરમાં સામાન્ય વપરાતાં લોખંડનાં સાધન પણ બનાવવામાં આવતાં.

આ લોખંડનાં સાધન જમીનમાં દટાઈ રહેવાથી કટાઈ જતાં હોય છે તેથી તાંબાનાં કે એવી બીજી ધાતુનાં સાધનો જેટલાં સારી સ્થિતિમાં એ મળતાં નથી. આ કાલના લોક લોખંડનો પિત્તળ સાથે ઉપયોગ કરતા હોય એવા કેટલાક નમૂના છે. ખાસ કરીને શામળાજી પાસેથી મળેલી ગ્રીક દેવ ઍટલાસની પ્રતિમા-(પટ્ટ ૩૪, આ. ૧૦૧)નો અભ્યાસ કરવાથી સમજાય છે કે એ કોઈ મોટી મૂર્તિનો ભાગ છે અને એને બીજી મૂર્તિ સાથે જોડવાનું કામ લોખંડે બજાવ્યું હતું.

જ્યારે આવી પિત્તળની વસ્તુઓ મળે ત્યારે આપણે ત્યાંના કંસારાઓએ અને મૂર્તિ બનાવનારાઓએ સાધેલા વિકાસ માટેના એ સારા નમૂના છે. ગુજરાતમાં તાંબાની વસ્તુઓ પૈકી ડબ્બીઓ, અંજનશલાકાઓ, મુદ્રાઓ, વલયો (પટ્ટ ૫, આ. ૩૧, ૩૨), વીંટીઓ (પટ્ટ ૫, આ. ૩૩) વગેરે મળી આવે છે. તેઓનું ઘડતર સારું હોય છે. દેવની મોરીના[61] સ્તૂપમાંથી મળેલી બુદ્ધના અવશેષ સાચવતી ડબ્બી પર ઢાંકણ ઉપરથી બેસાડી દેવાય એવું બનાવેલું છે. નગરામાંથી સુશોભનયુક્ત ઢાંકણ મળ્યું છે.[62] આવા અવશેષો પરથી એ કાલના કારીગર પોતાના ધંધાના સારી રીતે માહિતગાર હોવાનું સમજાય છે. તેઓ ધાતુ ઢાળવામાં, એના પર કોતરકામ કરવામાં, પતરાં ટીપીને એને યોગ્ય ઘાટ આપવામાં અને એવાં બીજાં કામોમાં યોગ્ય કુશળતા ધરાવતા હોય એમ એમણે બનાવેલી વસ્તુઓ તપાસતાં લાગે છે. આ કાલની તાંબા અને કાંસાની વસ્તુઓમાં પરદેશથી, ખાસ કરીને રોમન સામ્રાજ્યમાંથી,[63] આવતી વસ્તુઓનો સમાવેશ થાય છે. આનો સુંદર નમૂનો અકોટામાંથી મળેલો તાંબાના લોટા પરનો હાથો છે. એની ઉપર હોડી પર બેઠેલા કામદેવની પ્રતિમા છે.

તાંબાની સરખામણીમાં સીસાની વસ્તુઓ ઓછી મળે છે, પણ એમાં મુદ્રાઓ અને આભૂષણોનો સમાવેશ થાય છે. મુદ્રાઓ અને સિક્કાઓની ચર્ચા અત્રે અપ્રસ્તુત હોઈ માત્ર સીસાનાં આભૂષણ જોતાં એ વખતે બે પ્રકારનાં કર્ણાભરણ જોવામાં આવે છે. એક પ્રકારનાં આભરણ સીસાનાં પતરાંમાંથી બનાવવામાં આવે છે, જ્યારે બીજો પ્રકાર સીસું ઢાળીને બનાવવામાં આવે છે. આ સીસું રાજસ્થાન તરફથી ગુજરાતમાં આવતું હોવાનું સમજાય છે. સીસાની વસ્તુના પ્રમાણમાં ચાંદીની વસ્તુ ઓછી મળે છે. એમાં સૌથી વધુ પ્રમાણમાં સિક્કા

મળે છે, જેની ચર્ચા અન્યત્ર કરવામાં આવી છે. ગુજરાતની ક્ષત્રપ-ટંકશાળમાં વપરાયેલી ચાંદીની પરીક્ષા પરથી એમ સમજાય છે કે એ ટંકશાળમાં પરદેશથી આયાત થયેલી ચાંદી વાપરવામાં આવતી.[૬૪] ટંકશાળમાં જે મુદ્રાઓ પર છાપ મારવામાં આવતી તે સ્પષ્ટ હતી. કેટલીક વાર એ બરાબર મારી ન હોય તેવી દેખાય છે.

આ કાલની સોનાની વસ્તુઓ ઘણી થોડી મળી છે. એ પૈકી દેવની મોરીના[૬૫] સ્તૂપના સમુદ્ગકમાંથી મળેલી તાંબાની દાબડીની અંદરની સોનાની શીશી સુરેખ બનાવટની છે. એનો દાટો પણ સારી રીતે બનાવેલો છે. સોનાની મુદ્રાઓ ઘણી થોડી છે. ટીંબરવામાંથી[૬૬] મળેલાં સોનાનાં પતરાંના ગોળ આભૂષણના ભાગ પર સોનાના તારની સાંકળી જડીને એની પર મનોહર ભાત ઉપસાવવામાં આવી છે. સામાન્ય રીતે સોનાની વસ્તુઓ ન મળવાના કારણમાં સોનાની કિંમત તથા એની વસ્તુઓ ભાંગીને નવા નવા ઘાટ બનાવવાની વૃત્તિ વધુ ભાગ ભજવતી લાગે છે. ભારતીય સમૃદ્ધિની વાતોમાં સુવર્ણની જે અઢળક કથાઓ પ્રચલિત છે તેની સરખામણીમાં સોનાની વસ્તુઓની સામાન્ય અછતનું અત્યાર સુધી મળેલું જ્ઞાન સરખાવવા જેવું છે.

આ કાલમાં પથ્થરની ઉપયોગિતા ઓછી થઈ ન હતી. ધારવાળાં ઓજારો અને શસ્ત્રો તરીકે પથ્થરનો ઉપયોગ નહિવત્ થઈ ગયો હતો, પણ પથ્થરની મૂર્તિઓ, મણકા, નિશા, નિશાતરા, ઘંટી, પિંડલા, ડબ્બા, રુક્કા (પટ્ટ ૫, આ. ૩૦) વગેરે અનેક પ્રકારની વસ્તુઓ બનાવવામાં આવતી તથા પથ્થરની ફર્શબંદી પણ કરવામાં આવતી. તળાવોના બાંધકામમાં પથ્થરનો ઉપયોગ થતો. ખડકોમાંથી ગુફાઓ કોતરી કાઢવામાં આવતી. આમ અનેક રીતે પથ્થરોનો ઉપયોગ ચાલુ રહ્યો હતો. પથ્થરોની મૂર્તિઓ, ગુફાઓ, લેખો વગેરેની ચર્ચા અન્યત્ર કરવાની હોઈ અહીં બીજી વસ્તુઓની વિગતો આપી છે. પથ્થરના ગોળ લખોટા તથા બીજાં રમકડાં ( પટ્ટ ૫, આ. ૨૬ ) બનાવવામાં આવતાં. આ કાલમાં કુંભાર માટીનાં વાસણ ઘડવા માટે ટપલાની નીચેના ભાગમાં રાખવામાં આવતા પિંડલા પથ્થરના બનાવતા ( પટ્ટ ૮, આ. ૫૩ ). આ પિંડલો નાના ઘડાના ઘાટનો નક્કર અને લીસો હોય છે. માટીના વાસણની અંદર એને રાખવામાં આવે છે અને વાસણ નરમ હોય ત્યારે એની ઉપર ટપલો મારીને એની મદદથી એને મોટું કરવામાં આવે છે.

આ ઉપરાંત સામાન્ય વપરાશની નિશાઓ તેમજ નિશાતરાઓ ઘણા મળે છે. આ નિશાઓ આગલા કાલના જેવી પાયાવાળી હોય છે. એ સાદી અને

સુશોભિત એમ બંને પ્રકારની બનાવવામાં આવતી. મોટે ભાગે એ ખરતા પથ્થરની હતી. નિશાતરા લંબગોળ બનાવાતા અને ક્વચિત્ ગોળ નિશાતરા વપરાતા. ઘણા વપરાશથી એની પર ચળકાટ આવતો હતો. ઘણા વપરાયેલા નિશાતરા અથવા તૂટી ગયેલા નિશાતરા નાખી દેવામાં આવતા. સુશોભિત નિશાની એક બાજુ પર વૃક્ષ, પશુઓ વગેરે સુશોભનો જોવામાં આવે છે.

પરંતુ આ કાલમાં ધ્યાન ખેંચે તેવા અવશેષોમાં ઘંટી છે. આજના યુગમાં વપરાતી ઘંટી કરતાં એ જુદી છે. એના ઉપરનાં પડ પર ફેરવવા માટે ઊભો ખીલ હોતો નથી, પણ આડો ખીલ હોય છે. એના નીચેના પડ પરનો વચ્ચેનો ખીલ પથ્થરનો બનાવવામાં આવતો. ઘંટીનું નીચેનું પડ એના વચ્ચેના ગોળાકાર ખીલાને લીધે શિવલિંગ જેવું દેખાતું હોઈ કેટલીક જગ્યાએ એનો આવો ઉપયોગ થતો જોવામાં આવે છે. આ ઘંટીઓ થોડા સૈકાઓ સુધી ચાલુ રહી, પછી એમાં ફેરફારો થયા છે. એ શામળાજી, વલભી, ગોપ, ઘલા, નગરા જેવાં અનેક સ્થળોએ દેખાય છે. આજની ઘંટી કરતાં એને વધુ જાડા પથ્થરમાંથી બનાવતા, પણ એનો વ્યાસ આજની ઘંટીને મુકાબલે ઓછો રહેતો.

આ કાલમાં પથ્થરોની વસ્તુઓ ઘડીને બનાવવામાં આવતી, પરંતુ કેટલીક ડબ્બા જેવી વસ્તુઓ સરાણ પર ચડાવીને સાફ કરવામાં આવતી હોવાના પુરાવા છે. ખાસ કરીને દેવની મોરીમાંથી[૬૭] મળેલો પથ્થરનો સમુદ્ગક ( દાબડો ) ( પટ્ટ ૨૧, આ. ૮૨ ) સરાણ પર ચડાવીને લીસો કરવામાં આવ્યો હતો, એ પરથી આમ સમજાય છે. આવી રીતે રકાબી જેવા પદાર્થ પણ બનાવવામાં આવતા હોવાનું દેવની મોરીમાંથી મળેલા નમૂનાઓ પરથી સમજાય છે. અકોટામાંથી મળેલું ઢાંકણ પણ આવી જ બનાવટનું છે.[૬૮] ગુજરાતમાંથી મળેલી આવી વસ્તુઓ પરથી નાની મોટી વસ્તુઓ બનાવવામાં અહીંના લોક કુશળ હતા એમ સમજાય છે.

આ કાલમાં પણ પથ્થરના અનેક પ્રકારના મણકાઓનો ઉપયોગ થતો. એના દાણા ગોળ, રાયણ ઘાટના, બંને બાજુ પર કિનારવાળા એમ અનેક ઘાટના બનતા હતા. એ ચર્ટ, ચાલ્સીડોની, અકીક, સ્ફટિક ઇત્યાદિ વિવિધ જાતના અર્ધકિંમતી પથ્થરોના બનતા. એના પર ક્વચિત્ સફેદ સુશોભન પણ આલેખવામાં આવતાં. પથ્થરનાં સુશોભિત પદક રોમન સામ્રાજ્યમાંથી ગુજરાતમાં આયાત થતાં હોવાનું કારવણમાંથી મળેલું સ્ત્રીની ઉપસાવેલી આકૃતિવાળું પદક દર્શાવે છે.[૬૯] આ કાલમાં પથ્થરની ફર્શબંદી માટે, આજે જેમ ટાઇલ્સ વાપરવામાં આવે છે તેમ, પથ્થરની શિલાઓ વપરાતી હોવાના પુરાવા દેવની મોરીના વિહારની

બુદ્ધની મૂર્તિ રાખવાની ઓરડીમાંથી મળ્યા છે. એ ઉપરાંત પથ્થરની મુદ્રાઓ પણ બનાવવામાં આવતી હોવાનું વલભી[૭૦] તથા દેવની મોરી[૭૧] (પટ્ટ ૭, આ. ૫૪) જેવાં સ્થળોએથી મળેલા અવશેષ દર્શાવે છે.

આ કાલમાં ડાંગર,[૭૨] કોદરા[૭૩] જેવાં ધાન્યના અવશેષ મળ્યા છે. આ વખતમાં મોટા જમણવારો માટે ખોદવામાં આવતી લાંબી ચૂલ નગરા,[૭૪] વડનગર[૭૫] અને શામળાજી[૭૬] જેવાં સ્થળોએથી મળી છે, એ પરથી સામૂહિક ભોજનસમારંભોની વિગતો પ્રાપ્ત થાય છે. રસોઈ થઈ ગયા પછી આ ચૂલ વધાવવામાં આવતી અને એની પૂજા કરવામાં આવતી હોવાનાં એંધાણ નગરામાંથી પ્રાપ્ત થયાં છે.

આ કાલમાં પથ્થરની રક્ષણાત્મક પાળ બાંધવામાં આવતી[૭૭] (પટ્ટ ૧૦, આ. ૭૮). ઘણાં તળાવોની પાળ પર પાણી રહે તે બાજુએ વ્યવસ્થિત રીતે પથ્થર ગોઠવવામાં આવતા.[૭૮] આમ પથ્થરોનો વિપુલ ઉપયોગ થતો દેખાય છે.

પથ્થરનાં આભૂષણોની સાથે કાચના મણકા ઉલ્લેખનીય છે. કાચના અનેક પ્રકારના મણકાઓ ઉપરાંત બંગડીઓ, કાચની શીશી વગેરે વસ્તુઓ આ કાલમાં ગુજરાતમાં વપરાતી દેખાય છે, પરંતુ એ બહારથી આયાત થતી હતી કે સ્થાનિક બનાવટની હતી એ બાબત તપાસ કરતાં સમજાય છે કે કેટલીક વસ્તુઓ રોમન બનાવટની હતી, જ્યારે બીજી સ્થાનિક હશે.

આમ આ કાલનાં ગામો અને નગરોમાંથી મળતી નાની મોટી વસ્તુઓના અધ્યયનથી સમજાય છે કે ક્ષત્રપ અને ગુપ્ત કાલના ગુજરાતની સમૃદ્ધિ સારી હતી. અહીં માટી, ધાતુઓ, શંખ-છિપોલી, હાડકાં, હાથીદાંત, તાંબું, પિત્તળ, કાંસું, લોખંડ, સીસું, સોનું, ચાંદી તેમજ વિવિધ પ્રકારના પથ્થર, કાચ, રેશમ વગેરે અનેક પદાર્થ વપરાતા હોવાના પુરાવા પ્રાપ્ત થાય છે. જેમ જેમ પુરાવસ્તુનો અભ્યાસ વધતો જાય છે તેમ તેમ આ યાદી વિસ્તૃત થતી જાય છે. જ્યારે આ ભૌતિક પદાર્થોનાં ઉત્પત્તિ-સ્થાનોનો વિચાર કરવામાં આવે ત્યારે સમજાય છે કે કાંસું, પથ્થરની વસ્તુઓ, ચાંદી, માટીની કોઠીઓ વગેરે રોમન સામ્રાજ્યમાંથી ગુજરાતમાં આવતું. રાજસ્થાનમાંથી પારેવો, સીસું, અને બીજા પદાર્થ આવતા હશે. વૈડૂર્ય (Lapis-Lazuli) જેવા પથ્થર ઈરાન તથા બદકસાન જેવા મધ્ય એશિયાના પ્રદેશોમાંથી આવતા. પથ્થરની વસ્તુઓ મૂર્તિઓ વગેરેની બનાવટ સિંધ, પંજાબ અને ગંધારના પ્રદેશો સાથેના અત્રેના સંબંધો દર્શાવે છે.

આ બહારના પ્રદેશોમાંથી ભરૂચ, નગરા, કામરેજ, વરિયાવ (તા. ચોર્યાસી, જિ. સુરત), વલભી, સોમનાથ, દ્વારકા આદિ બંદરોએ માલ આવતો અને ત્યાંથી દેશના બીજા ભાગોમાંય પહોંચતો. ખાસ કરીને નગરાથી વસ્તુઓ તારાપુર, દહેગામ, નડિયાદ, કઠલાલ થઈ શામળાજી મારફતે રાજસ્થાન તથા ઉત્તર ભારત પહોંચતી. ભરૂચથી કારવણ, વડોદરા, ઝાલદ પર રસ્તો હોવાનાં એંધાણ છે. અમદાવાદ જિલ્લાનું સાણંદ વલભી અને નગરા જેવાં બંદરોને અંદરના ભાગો સાથે સાંકળી લેતું હશે. રાજસ્થાનનાં ભીનમાલ જેવાં નગર પણ આ કાલમાં ગુજરાત સાથે સંકળાયેલાં હોવાનો પૂરતો સંભવ છે.

ગુજરાત અને સૌરાષ્ટ્રનાં આ કાલનાં ગામોનું કદ જોતાં એમાં આશરે ચાર ચોરસ કિલોમીટરના કદનાં શહેર ઘણાં ઓછાં હશે. અકોટા એક કિલોમીટર લાંબું અને અડધો કિલોમીટર પહોળું હશે. કામરેજની સમગ્ર લંબાઈ બે કિલોમીટરથી વધુ નથી અને પહોળાઈ અડધા કિલોમીટર કરતાં વધુ નથી. પ્રાચીન ભરુકચ્છ પણ બહુ મોટું નથી. વલભીની લંબાઈ પણ બે કિલોમીટરથી થોડી ઓછી છે. ટીંબરવા ભાગ્યે ૨૦૦×૨૦૦ મીટરનું ગામ છે. ધાતવા અને જોખા પણ એના કરતાં મોટાં નથી. જૂનાગઢનું કદ પણ બાવાપ્યારાની ગુફાથી શરૂ કરીને ખાપરા કોડિયાની ગુફા અને ગઢેચી માતા કરતાં વધારે લંબાઈ દર્શાવતું હોવાનો સંભવ લાગતો નથી, જ્યારે એની પહોળાઈ લંબાઈ કરતાં ઓછી છે. વડનગર પણ વલભી કરતાં મોટું નથી. ઝાલદ પણ એક કિલોમીટર કરતાં વધારે લાંબું નથી. નગરા એના ઉન્નત કાળમાં આશરે એક ચોરસ કિલોમીટર કરતાં ઘણું મોટું નથી. દ્વારકા આના કરતાં પણ નાનું હશે, જ્યારે પીંડારાની પણ આવી જ દશા છે. આ જોતાં સમજાય છે કે પ્રાચીન ગુજરાતનાં મોટાં નગર પણ આશરે ચાર ચોરસ કિલોમીટર કરતાં મોટાં નથી; પણ ઘણાં નગરોનું કદ આ માપ કરતાં ઓછું છે, તેથી પ્રાચીન નગર ઘણાં મોટાં હોવાની લિખિત અને પ્રચલિત વાતો તપાસ કરવા જેવી લાગે છે. સંભવ છે કે એમાં કવિ-કલ્પનાનું તત્ત્વ ઘણું વધારે હોય.

આ નગરોના કદની પરીક્ષા પરથી એની વસ્તીની કલ્પના કરીએ તો પ્રાચીન ગુજરાતનાં ઘણાં નગરોની વસ્તી બહુ હોય એમ લાગતું નથી. વલભી જેવાં નગરોની વસ્તી ૧૫,૦૦૦ કરતાં વધુ હોવાનો સંભવ નથી. જૂનાગઢ પણ એના કરતાં વધારે વસ્તીવાળું નહિ હોય. અકોટાની વસ્તી ભાગ્યેજ ૬,૦૦૦ જેટલી હોય. કામરેજ પણ ૮ થી ૧૦ હજારની વસ્તીવાળું ગામ હશે. વડનગર એના કરતાં ખાસ મોટું નહિ.

જ્યારે નગરોની વસ્તી ઓછી હતી ત્યારે ગામોની વસ્તી એના કરતાં પણ ઓછી હતી. આ કાલમાં ૫૦૦ માણસોની વસ્તીવાળાં ગામ પ્રમાણમાં થોડાં હતાં.

સમગ્ર રીતે આ કાલમાં ગુજરાતની વસ્તી ગયા કાલ કરતાં વધી હશે, પણ એનું પ્રમાણ આજની સરખામણીમાં ઘણું ઓછું હતું અને તેથી પુષ્કળ વસ્તી-વાળા દેશની કલ્પના એ કવિમાનસનો પરિપાક લાગે છે.

આ નગરોની આજુબાજુ છૂટીછવાઈ વસ્તી હોવાનો અને નગરોએ એની આજુબાજુ પરાં વિકસાવવા માંડયાં હોવાનો પૂરતો સંભવ છે. નગર જેવાં સમુદ્રકાંઠાનાં નગરોની અંદરથી મળેલાં હાડકાંનો અભ્યાસ કરતાં સમજાય છે કે આ ગામોમાં ગાય, ભેંસ, બકરાં, ઘેંટાં, હરણ, ઊંટ, નીલગાય, ઉંદર, કોળ, નોળિયા, કૂતરા, મરઘાં, ચિત્તા, ઘોડા, ગધેડાં, માછલાં અને કાચબા જેવાં પ્રાણી૭૯ અસ્તિત્વ ધરાવતાં હતાં. આ પ્રાણીઓનાં હાડકાં અંદરથી મળેલાં હોઈ એના પરથી સ્પષ્ટ થાય છે કે આ ગામોની આજુબાજુ ઘાસનાં મેદાનો અને જંગલોનો પ્રદેશ ઘણો મોટો હશે; એટલે કે આ ગામોની આજુબાજુ ખેતરો, એનાથી દૂર ચરાણ અને એનાથી દૂર જંગલોનું અસ્તિત્વ હોવાની કલ્પના થઈ શકે. અર્થાત્ આજની સરખામણીમાં એ કાલમાં જંગલી પ્રાણીઓ તથા જંગલોનું પ્રમાણ વધારે હોવાનું સમજાય છે.

અકોટા જેવાં સ્થળોના ઉત્ખનનના અભ્યાસ પરથી ગુજરાતની નદીઓમાં આવતી રેલને પરિણામે થતી તકલીફનાં એંધાણ પણ મળે છે. આ એંધાણો પરથી તેમજ નદી તરફના ભાગ પાસે બાંધવામાં આવેલી દેવની મોરીના સ્તૂપની વિશાળ દીવાલ પરથી ગુજરાતની નદીઓ રેલથી સારું નુકસાન કરતી હશે એમ સ્પષ્ટ થાય છે. આવાં તોફાનોમાં મોટાં સરોવરોની પાળો તૂટતાં ઘણું નુકસાન થતું હશે.

ગુજરાતમાં રેલનાં નિશાન પુરાવસ્તુના અભ્યાસમાં ઠેર ઠેર દેખાય છે. તેમ આપણે ત્યાં પાણીની તંગી નિવારવા માટે જલાશયો બાંધવાની પ્રવૃત્તિ પણ એટલી જ વેગવાન હતી એમ લાગે છે. સાબરકાંઠાના શામળાજીમાં તથા એની આજુબાજુ બંધાયેલાં જલાશયો, જૂનાગઢનું સુદર્શન, ખેડાનું મોટું તળાવ વગેરે તળાવોની જરૂર પાણીનો સંચય કરવા માટે હતી. એની વ્યવસ્થા રાખવાની અને એને સાચવવાની જરૂર પરથી આપણા પ્રદેશમાં વાપરવાના તથા ખેતી

માટેના પાણીની તંગી રહેતી હોવાનું, તથા વરસાદ અનિયમિત હોવાનું દર્શન પણ થાય છે.

આ પુરાવસ્તુના થયેલા અભ્યાસથી લોખંડનો ઉપયોગ કરનાર પ્રજા ખેતી પર નિર્ભર રહેતી, પરંતુ વેપાર તેમજ ઉદ્યોગમાં ભાગ લેનાર, નાનાં નગરો અને ગામોમાં પોતાનું જીવન ગુજારનાર પ્રજાનાં આછાં દર્શન પણ થાય છે.

## પાદટીપો

૧. મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના પુરાવસ્તુવિદ્યા વિભાગ દ્વારા થયેલું ઉત્ખનન : ર. ના. મહેતા, 'નગરા', "સ્વાધ્યાય", પુ. ૪, પૃ. ૧૦૬ થી

૨. મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના પુરાવસ્તુવિદ્યા વિભાગ દ્વારા થયેલું ઉત્ખનન : R. N. Mehta, *Excavations at Timbarva*, pp. 6 ff.

૩. Archaeological Survey of India દ્વારા થયેલું ઉત્ખનન: *Indian Archaeology*, 1959-60 — a *Review*, p. 19

૪. ભૂતપૂર્વ સૌરાષ્ટ્ર અને મુંબઈ સરકારના પુરાતત્ત્વ-વિભાગ તથા મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના પુરાવસ્તુવિદ્યા વિભાગ દ્વારા થયેલું ઉત્ખનન : *Indian Archaeology*, 1955-56, — a *Review*, p. 7; *Indian Archaeology*, 1956-57, — a *Review*, pp. 16 f.

૫. એજન

૬. એજન

૭. એજન

૮. મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી દ્વારા થયેલી સ્થળ-તપાસ

૯. એજન

૧૦. આ વસ્તુનો પરિચય (૧) R. N. Mehta, *Excavations at Timbarva*
(૨) રમણલાલ નાગરજી મહેતા, 'નગરા', એજન
અને (૩) મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીનાં સ્થળ-તપાસમાં થયેલાં સંશોધનોમાંથી મળેલી વસ્તુઓ પરથી આપવામાં આવ્યો છે. એમાંના કેટલાક હેવાલ હવે પછી પ્રસિદ્ધ થશે. અત્રે એ સંશોધનો પરથી પ્રથમ વાર માહિતી આપવામાં આવી છે.

૧૧. R. N. Mehta, 'Sudarśana Lake', *J. O. I.*, Vol. XVIII, pp. 20 ff. અગાઉનાં અન્વેષણો માટે જુઓ :

1. Bhagvanlal Indraji Pandit and Dr. G. Bühler, 'The Inscription of Rudradāman at Junagadh,' *Indian Antiquary*, Vol. VII, p. 257

2. Kh. B. Ardeshar Jamsedjee, 'The Sudarsana or Lake Beautiful of the Girnar Inscriptions B. C. 300-A. D. 450,' *JBBRAS*, Vol. XVIII, pp. 47 ff.

3. Manishankar R. Trivedi, '*The Sudarśana Lake of Girnar*'.

ખાન બહાદુર અરદેશર જમશેદજીએ ક્ષત્રપકાલીન સેતુના અવશેષ જૂનાગઢ શહેરના ધારાગઢ દરવાજાની ઉત્તરે આવેલો ટીંબો અને જોગણિયા ડુંગરની પશ્ચિમ ધાર વચ્ચેના ભાગમાં શોધ્યા ને એ સેતુ (બંધ) સુદર્શન જળાશયની ઉત્તર પાળ હોવાનું દર્શાવ્યું; આગળ જતાં ધારાગઢ દરવાજાથી અશોકના શૈલ તરફ એક બીજી પાળ નજરે પડતાં એ પાળ મૌર્યકાલીન સેતુ હોવાનું એમણે સૂચવ્યું. એમના મત મુજબ સુદર્શન તળાવનો મૂળ વિસ્તાર લગભગ અશોક-શૈલ, વાઘેશ્વરી (ગિરનાર) દરવાજે, ઉપરકોટવાળો ટીંબો અને ધારાગઢ દરવાજા સુધી હતો, જ્યારે રુદ્રદામાના સમયમાં તૂટેલી પાળથી દૂર ઉત્તરમાં નવી પાળ બાંધીને એ જળાશયને ધારાગઢ દરવાજાથી ઉત્તરે ટીંબા સુધી તથા ઉત્તરપૂર્વે જોગણિયા ડુંગર સુધી વિસ્તારવામાં આવ્યું.

પછી આ મત વિસારે પડ્યો ને હાલ આ સેતુના અવશેષ હસ્તી ધરાવે છે એ લગભગ સહુ ભૂલી ગયા.

તાજેતરમાં ૧૯૬૭ના આરંભમાં શ્રી છોટુભાઈ અત્રિએ ક્ષત્રપકાલીન ગિરિનગર વિશેના લેખમાં આ મતનો અછડતો ઉલ્લેખ કરેલો ("વિદ્યાપીઠ," પુ. ૫, પૃ. ૯૪-૯૮).

ડૉ. રમણલાલ ના. મહેતાએ કરેલી પ્રથમ સ્થળતપાસનું પરિણામ "વાક્" (પુ. ૧, પૃ. ૫૩-૫૫)માં પ્રગટ થયું એ પછી ૧૯૬૯ના આરંભમાં અમે એ સ્થળની મુલાકાત લઈ તપાસ કરી, તો અમને સુદર્શનના ક્ષત્રપકાલીન સેતુની બાબતમાં ખા. બ. અરદેશર જમશેદજી અને ડૉ. ર. ના. મહેતાના મત વચ્ચે ઝાઝો ફેર ન હોવાનું માલૂમ પડ્યુ (કે. કા. શાસ્ત્રી, 'સુદર્શન તળાવ', "સ્વાધ્યાય," પુ. ૭, પૃ. ૫૨). ડૉ. મહેતાએ એ સેતુનો પશ્ચિમ છેડો ધારાગઢ દરવાજાની અંદર બતાવ્યો છે તે વધારે બંધ બેસે છે. વળી રુદ્રદામાના શૈલલેખમાં થયેલા ઉલ્લેખ પરથી શ્રી. અરદેશરે કહેલું એ જળાશય વિસ્તારમાં અગાઉના કરતાં ત્રણગણું થયું એ અર્થઘટન શંકાસ્પદ છે; અને ધારાગઢ દરવાજાથી અશોકના લેખવાળા શૈલ તરફ જતી પથ્થરની પાળીનો સમયનિર્ણય વધુ પુરાવસ્તુકીય અન્વેષણ માગી લે છે. –સંપાદકો

૧૨. મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી પુરાવસ્તુવિદ્યા-વિભાગના સંગ્રહમાં

૧૩. એજન

૧૪. એજન

૧૫. એજન

૧૬. B. Subba Rao & R. N. Mehta, "Excavation at Vadnagar", *Journal of the M. S. University of Baroda,* Vol. IV, No. 1, p. 22

૧૭. રમણલાલ નાગરજી મહેતા, 'નગરા', "સ્વાધ્યાય", પુ. ૪, અંક ૧, પૃ. ૧૧૧

૧૮. *Annual Report of the Archaeological Department, Baroda State, for 1935-36,* pp. 45 ff.

૧૯. મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી દ્વારા ધાતવા ગામે થયેલા ઉત્ખનનમાંથી પ્રાપ્ત

૨૦. રમણલાલ નાગરજી મહેતા, 'નગરા', "સ્વાધ્યાય", એજન, પૃ. ૧૧૨

૨૧. R. N. Mehta, *op. cit.,* p. 25

૨૨. મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના પુરાવસ્તુવિદ્યા વિભાગ દ્વારા થયેલું ઉત્ખનન

૨૩. એજન

૨૪. શ્રીમતી ડૉ. ડોલી ર. શાહ પાસેથી મળેલી માહિતી. શ્રીમતી શાહે ગુજરાતમાં પ્રાચીન પ્રાણીઓનાં અસ્થિઓનો વ્યવસ્થિત અભ્યાસ કર્યો હોઈ એમણે આપેલી માહિતી પરથી આ હકીકતો આપી છે.

૨૫. B. Subba Rao & R. N. Mehta, *op. cit.*, pp. 26 ff.

૨૬. રમણલાલ નાગરજી મહેતા, એજન, પૃ. ૧૦૭ થી

૨૭. R. N. Mehta & A. J. Patel, *Excavation at Shamalaji*, p. 36

૨૮. R. E. M, Wheeler, "Arikamedu", *Ancient India,* No. 2, pp. 34 ff.

૨૯. રમણલાલ નાગરજી મહેતા, એજન, પૃ. ૧૦૮

૩૦. R. N. Mehta & A. J. Patel, *op. cit.*, p. 17

૩૧. R. N. Mehta & S. N. Chowdhary, *Excavation at Devni Mori,* p. 77

૩૨. ધાતવાના મ. સ. યુનિવર્સિટીના પુરાવસ્તુવિદ્યા વિભાગ દ્વારા થયેલા ઉત્ખનનમાંથી.

૩૩. R. N. Mehta, "Valabhi of Maitrakas", *J. O. I.*, Vol. XIII, p. 247

૩૪. In the collection of the Deccan College, Poona

૩૫. Z. D. Ansari & M. S. Mate, *Excavation at Dwarka,* p. 72

૩૬. Information from the site

૩૭. B. Subba Rao & R. N. Mehta, *op. cit.*, pp. 27 f.

૩૮. R. N. Mehta & A. J. Patel, *op. cit.*, pp. 33 f.

૩૯. R. N. Mehta & S. N. Chowdhary, *op. cit.*, pp. 77, 116 ff.

૪૦. *Ibid.*, pp. 172 f.

૪૧. *Ibid.*, p. 45

૪૨. *Ibid.*, pp. 140 ff.

૪૩. રમણલાલ નાગરજી મહેતા, 'નગરા', એજન, પૃ. ૧૦૮-૧૦૯

૪૪. R. N. Mehta & A. J. Patel, *op. cit.*, p. 44

૪૫. રમણલાલ નાગરજી મહેતા, એજન, પૃ. ૧૦૯

૪૬. R. N. Mehta, *op. cit.*, p. 25

૪૭. B. Subba Rao & R. N. Mehta, *op. cit.*, pp. 31 f.

૪૮. મ. સ. યુનિવર્સિટી અને સૌરાષ્ટ્ર સરકારના ઉત્ખનનમાંથી. જુઓ ઉપર પા. ટી. ૪.

૪૯. S. R. Rao, *Excavation at Amreli*, p. 109

૫૦. તાજેતરનાં સંશોધન પરથી.

૫૧. R. N. Mehta, "Valabhi of the Maitrakas," *op. cit.*, p. 248

૫૨. B. Subba Rao & R. N. Mehta, *op. cit.*, p. 39

૫૩. રમણલાલ નાગરજી મહેતા, 'નગરા', "સ્વાધ્યાય," પુ. ૪, પૃ. ૧૧૨

૫૪. B. Subba Rao, *Baroda through the Ages*, pp. 71 ff.

૫૫. તાજેતરનાં સંશોધન પરથી.

૫૬. R. N. Mehta & A. J. Patel, *op. cit.*, p. 44.

૫૭. *Ibid.*, pp. 48 ff.

૫૮. R. N. Mehta, "Vastan Dungri-An Archaeological Site," *Bulletin of the Chunilal Gandhi Vidyabhavan*, No. 5, p. 56

૫૯. તાજેતરના સંશોધન પરથી.

૬૦. R. N. Mehta, "Vastan Dungri-An Archaeological Site," *op. cit.*

૬૧. R. N. Mehta & S. N. Chowdhary, *op. cit.*, pp. 119 f.

૬૨. R. N. Mehta, *Excavation at Nagara*, p. 113

૬૩. M. D. Desai, *Some Roman Antiquities from Akota near Baroda*, Vol. II, Pt. I-II, pp. 21 ff.

૬૪. K. T. M. Hegde, "Chemical and Spectrometric Studies of Kashatrapa Silver Coins," *J. N. S. L.*, Vol. XXIX, pt. 1, p. 63

૬૫. R. N. Mehta & S. N. Chowdhary, *op. cit.*, p. 120

૬૬. R. N. Mehta, *op. cit.*, p. 27

૬૭. R. N. Mehta & S. N. Chowdhary, *op. cit.*, pp. 118 f.

૬૮. B. Subba Rao, *Baroda through the Ages*, pp. 71 ff.

૬૯. R. N. Mehta, "A Roman Cameo from Karvan", *Journal of the M.S.University of Baroda,* Vol. I, No. 2, p. 133

૭૦. વલભીના સંગ્રહસ્થાનમાંથી.

૭૧. R. N. Mehta & S. N. Chowdhary, *op. cit.*, p. 122, pl. XXXVI-2

૭૨. એજન; ર. ના. મહેતા, "નગરા", ઉપર્યુક્ત, પૃ. ૧૧૩; R. N. Mehta, *Excavation at Nagara*, p. 153

૭૩. એજન; *Ibid.*

૭૪. એજન, પૃ. ૧૦૬; *Ibid.*, pp. 31, 33

૭૫. B. Subba Rao & R. N. Mehta, *op. cit.*, pp. 23 f.

૭૬. R. N. Mehta & A. J. Patel, *op. cit.*, p. 11

૭૭. R. N. Mehta & S. N. Chowdhary, *op. cit.*, p. 64

૭૮. રમણલાલ નાગરજી મહેતા, 'સાબરકાંઠાનાં પ્રાચીન જલાશયો', "વિદ્યાપીઠ", વર્ષ ૧, પૃ, ૧૦૪ થી

૭૯. શ્રીમતી ડૉલી ર. શાહના સૌજન્યથી મળેલી માહિતી.

## પ્રકરણ ૧૬

# સ્થાપત્યકીય સ્મારકો

## (૧) સૌરાષ્ટ્ર અને કચ્છમાં

ગુજરાતભરમાં અદ્યપર્યંત જ્ઞાત થયેલાં સ્થાપત્યકીય પ્રાચીન સ્મારકો પૈકી પ્રાચીનતમ સ્મારક સૌરાષ્ટ્રમાં આવેલાં છે. આ કાલનાં સ્મારકોમાં ચૈત્યગૃહો અને વિહારો જેવાં ઘણાં સ્મારક શૈલ-ઉત્કીર્ણ ગુહાના પ્રકારનાં છે. કેટલાંક ધાર્મિક સ્મારકોમાં તેના સંપ્રદાયનાં અસંદિગ્ધ ચિહ્ન રહેલાં છે, જ્યારે રચનાકાળ અને બીજાં કેટલાંક સ્મારકોમાં એવાં ચિહ્ન રહેલાં નથી. અભિલેખોના અભાવે વાસ્તુશૈલી તથા શિલ્પશૈલીને આધારે એના નિર્માણનું સમયાંકન કરવામાં આવે છે. એ બાબતમાં કેટલીક વાર તજ્જ્ઞોમાં અભિપ્રાયભેદ પ્રવર્તે છે. સૌરાષ્ટ્ર અને કચ્છનાં આ કાલનાં સ્થાપત્યકીય સ્મારક નીચે પ્રમાણે છે :

### ગિરિનગર

સતત વસવાટ, ખેતી અને ધોવાણના કારણે ગિરિનગરની અકબંધ નિશાનીઓ પ્રાપ્ત થવી મુશ્કેલ ખરી.[૧] પાષાણની સુલભ વિપુલતાના કારણે ગિરિનગરનાં મકાન ઘણે અંશે પથ્થરોનાં બંધાતાં હશે, એમ છતાં વિવિધ પ્રકારનાં ધાર્મિક સ્થાપત્ય ઈંટ-નિર્મિત અથવા શૈલ-ઉત્કીર્ણ બનાવવાની પ્રણાલી હશે એમ સ્તૂપ-વિહારાદિના રહેલા અવશેષો ઉપરથી કહી શકાય.[૨]

ઈસુની સાતમી શતાબ્દીમાં ત્યાં ૫૦ સંઘારામ (વિહાર) અને લગભગ ૧૦૦ દેવાલય હતાં.[૩]

### સુદર્શન-તટાક

સમ્રાટ ચન્દ્રગુપ્ત મૌર્યના સાળા કે સૌરાષ્ટ્રના રાષ્ટ્રિય (રાજ્યપાલ) વૈશ્ય પુષ્યગુપ્તે ગિરનારની ઉપત્યકામાં ઈ.પૂ. ૩૨૦ ની આસપાસ સુદર્શન-સરોવરની રચના કરાવી હતી.

મૌર્યકાલીન સુદર્શનના કાંઠા મજબૂત હતા. સમગ્ર બાંધકામ સાંધા વગરનું નક્કર હતું. વચ્ચે કુદરતી બંધ પણ હતો. યોગ્ય જગ્યાએ ગરનાળાં (प्रणाली), નહેર (परीवाह) અને ચાળણી (मीढविधान) ઇત્યાદિ પણ હતાં.[૫] સમ્રાટ અશોક વતી (સૈરાષ્ટ્રમાં) રાજ્ય કરતા (રાજ્યપાલ) યવનરાજ તુષાસ્ફે એને પ્રણાળીઓથી અલંકૃત કર્યું હતું. એના તટ ઉપર અટાળી (अट्टालक), છત્રી (उपतल्प), દરવાજા (द्वार), આરામ-સ્થાન (शरण) અને તોરણ (उच्छ्रय) આદિ હતાં. સમગ્ર બાંધકામ એવું તો મજબૂત હતું કે લગભગ ઈ. પૂ. ૩૨૦ થી માંડી ઈ. સ. ૧૫૦ સુધીનાં લગભગ ૪૭૦ વર્ષો દરમ્યાન એમાં ખાસ કશું નુકસાન થયું જણાતું નથી.

અતિવૃષ્ટિથી નદીઓમાં આવેલા ભારે પૂરને લઈને આ જળાશયનો બંધ ઈ. સ. ૧૫૦ માં અને ફરી ઈ. સ. ૪૫૫ માં તૂટી ગયેલો ત્યારે તે તે સમયના શાસકોએ એને વિના વિલંબે સમરાવેલો.[૬]

ઈ. સ. ૪૫૬ માં મજબૂત રીતે સમરાવેલા સુદર્શન સરોવરનું અસ્તિત્વ ત્યાર બાદ કેટલો કાળ ટક્યું એ આપણને જ્ઞાત થતું નથી. હાલ એના અવશેષ નષ્ટપ્રાય થઈ ચૂકયા છે; હવે તો કયાંક કયાંક એનાં ચિહ્ન માત્ર રહ્યાં છે.[૭]

## બોરિયા સ્તૂપ

જૂનાગઢ રેલવે સ્ટેશનથી અગ્નિકોણ તરફ લગભગ ચારેક માઈલ દૂર "અને જૂનાગઢથી ગિરનાર જવાના રસ્તે, રસ્તો પૂરો થયે ગિરનારના પ્રવેશદ્વારની દક્ષિણે લગભગ એક માઈલ દૂર" આવેલી બોરિયા[૮] નામની ઉપત્યકાની દક્ષિણ-પશ્ચિમે દાતારની ટેકરીઓ અને પૂર્વોત્તરે ગિરનારનાં શિખર આવેલાં છે. ઉપત્યકામાંથી ગુડાજળી અને હેમજળીઓ નામે બે ઝરણાં વહે છે. આ સ્તૂપ બોરિયા વિસ્તારમાં આવેલો હોઈ એનું નામ પડ્યું 'બોરિયા-સ્તૂપ.' એની ઉપર લાખા નામે બહારવટિયાનો વાસ થયો હોવાથી 'લાખામેડી' એનું બીજું નામ છે.

ઈ. સ. ૧૮૮૮ ની નાતાલમાં કૅમ્પબેલે એનું ઉત્ખનન કર્યું, જેનો હેવાલ કાઉસન્સે લખ્યો હતો.[૯] પ્રસ્તુત સ્તૂપ પ્રાયઃ ૧૮×૧૨×૩ ઇંચના માપની મૃત્તિકા-નિર્મિત પકવ ઈંટોનો બનેલો છે. ઉત્ખનન વખતે એની ઊંચાઈ લગભગ ૪૫ ફૂટ હતી. તેની ટોચ ઉપરથી લગભગ ૧૮×૨૦ ફૂટના માપની ખાઈ ખોદવામાં આવી હતી. ઉત્ખનન દરમ્યાન લગભગ ૩૯ ફૂટની ઊંડાઈએથી પ્રસ્તર-સ્થાપત્યના કેટલાક અવશેષ પ્રાપ્ત થયા હતા, જેનો હાલ પત્તો નથી! જો કે ઈ. સ. ૧૯૦૦ સુધી ગિરનાર ઉપર કયાંક કાંટાળા તારની આડશથી તેઓને રક્ષવામાં આવેલા હતા.[૧૦]

પ્રસ્તુત અવશેષ બહુધા વેદિકા/હાર્મિકા અને છત્રાવલિના ખંડ હતા.[૧૧] સ્તૂપના અંતર્ભાગમાંથી પ્રાપ્ત થયેલા આ પ્રકારના સ્થાપત્યકીય અવશેષો ઉપરથી અનુમાન કરી શકાય કે અગાઉ એ જગ્યાએ કોઈ લઘુસ્તૂપ હતો, જેનો જીર્ણોદ્ધાર કરતી વેળાએ એના કદમાં અસાધારણ વધારો કરવામાં આવ્યો અને પરિણામે પેલા (ખંડિત) અવશેષોને અંતર્ભાગે યથાવત્ આવરી લેવામાં આવ્યા, અર્થાત્ પૂર્વ-સ્તૂપનો શિરોભાગ ઉત્તર-સ્તૂપનો અંતર્ભાગ બન્યો.

છત્રાવલિની નીચેના અને હર્મિકા/વેદિકાના લગભગ કેન્દ્ર ભાગેથી એક સમચોરસ ઘડેલી શિલામાંથી[૧૨] એક મૃત્તિકાનિર્મિત પકવ ડાબલી પ્રાપ્ત થઈ, જેમાંથી ક્રમશઃ તાંબાની, ચાંદીની અને સોનાની અન્યોન્યથી નાની ડાબલીઓ નીકળી. પ્રસ્તુત ડાબલીઓમાંથી મોતી અને ભસ્માદિ પવિત્ર અવશેષ મળી આવ્યા હતા.[૧૩] વધુ પ્રાપ્તિની આશા ન હોવાથી એ ઉત્ખનન બહુ આગળ વધારવામાં આવ્યું નહોતું.

સ્તૂપમાંથી પ્રતિમા, શિલ્પ કે લેખાદિ કશું પ્રાપ્ત ન થતાં એનું સમયાંકન તત્કાળ થઈ શક્યું નહોતું, પરંતુ સામાન્ય રીતે એને અદ્યપર્યંત ક્ષત્રપકાલીન ગણવામાં આવે છે.[૧૪] જૂનાગઢની આસપાસથી પ્રાપ્ત થતી પ્રાચીન વિવિધ મૃત્તિકા-નિર્મિત પકવ ઈંટોના પરિમાણ[૧૫] ઉપરથી એનું સમયાંકન કરવું જરા કઠિન ખરું, એમ છતાં એટલું તો કહી શકાય એમ છે કે બોરિયા-સ્તૂપવાળી ઈંટો પ્રાયઃ મૌર્યકાલીન કે પછી અનુમૌર્યકાલીન છે.[૧૬] હર્મિકા કે વેદિકાના અવશિષ્ટ ખંડોનો તો હાલ પત્તો નથી, પરંતુ ઉત્ખનન વેળાના એના છાયા-ચિત્ર[૧૭] ઉપરથી એમ માની શકાય કે ઉત્તર ભારતની અન્ય ઉત્તરકાલીન હર્મિકા/વેદિકા કરતાં પ્રસ્તુત હર્મિકા/વેદિકા ઠીક ઠીક પૂર્વકાલીન છે. ખાસ તો સાંચીના સ્તૂપ ઉપરની છત્રાવલિને ફરતી હર્મિકા જોડે[૧૮] પ્રસ્તુત હર્મિકા/વેદિકા ખૂબ સામ્ય ધરાવે છે. આમ રચનાશૈલીની તુલનાત્મક દૃષ્ટિએ જોતાં એમ અનુમાન કરી શકાય કે બોરિયા-સ્તૂપમાંથી પ્રાપ્ત થયેલી હર્મિકા/વેદિકા ઈ. પૂ. પ્રાયઃ દ્વિતીય શતાબ્દીના આરંભના કે પછી પ્રથમ શતાબ્દીના અંતના સમયની હશે (પટ્ટ ૧૮, આ. ૭૯). આમ બોરિયાના મૂળ અને જીર્ણોદ્ધાર કરેલા એ બંને સ્તૂપ મૌર્ય કે અનુમૌર્યકાલીન હોવાની સંભાવના નકારી શકાય એમ નથી.

ઉત્ખનિત બોરિયા સ્તૂપની સમીપમાં એક બીજો સ્તૂપ પણ આવેલો છે, જેને લોકો 'બડી લાખામેડી' કહે છે. એની બાજુમાં વિહારના બાંધકામનાં ચિહ્ન પણ નજરે પડે છે.[૧૯]

**ઈંટવા-વિહાર**

જૂનાગઢથી ઈશાનકોણ તરફ લગભગ ત્રણેક માઈલ દૂર, ભવનાથની ઉત્તરે, ઈંટવા નામનો વિસ્તાર આવેલો છે. જોગણિયા નામના ડુંગરા અને ગિરનાર પર્વતની વચ્ચે આવેલા આ વિસ્તારમાંથી પ્રચુર પ્રમાણમાં પક્વ ઈંટો મળી આવતી હોવાથી લોકોએ એ સ્થળવિશેષનું 'ઈંટવા' નામકરણ કર્યું છે. બૌદ્ધ જણાતા વિહારના સ્થાપત્યકીય અવશેષ અહીં આવેલા છે.

ઈ. સ. ૧૯૪૯ માં આ સ્થળનું ઉત્ખનન સ્વ. શ્રી ગિ. વ. આચાર્યે કર્યું હતું.[૨૦] વિહારના મુખ્ય પ્રાંગણમાં બે સ્તરોમાં પાકી ઈંટો બિછાવેલી હતી. પશ્ચિમી દીવાલને અડીને ૫½ × ૮½ ફૂટના માપની એક વ્યાસપીઠ બનાવેલી હતી. પ્રાંગણની ચોતરફ ૧૦ × ૧૦ ફૂટના માપના ઓરડા બનાવેલા હતા. પૂર્વી હારમાં આવા છ ઓરડા આવેલા હતા, જે પૈકી દક્ષિણ બાજુથી ચોથો ઓરડો ૨૬ ફૂટ લંબાઈનો બેવડો ઓરડો હતો. તક્ષશિલાના એક વિહારની પૂર્વી બાજુએ પણ આવો એક બેવડો ઓરડો આવેલો હતો[૨૧] એ ઉલ્લેખનીય છે.

ઉત્ખનન દરમ્યાન માટીનું પકવેલું એક મુદ્રાંકન, ચાંદીના તથા તાંબાના થોડા સિક્કા, મૃત્તિકા-નિર્મિત પક્વ ચીજવસ્તુઓ—કુંજા, પ્યાલા, કટોરા, ગટરનાં ઢાંકણાં, પાષાણનિર્મિત તોલાં, વાટવાની ચાર પાયાવાળી શિલાઓ તથા બત્તાઓ, વિશિષ્ટ અને સામાન્ય કૌલાલખંડો (ઠીકરાં), અબરખના ટુકડા ઇત્યાદિ પ્રાપ્ત થયું હતું.

જેના આધારે વિહારનાં પ્રકાર અને સમય નક્કી થયાં છે તેવી મહત્ત્વની પ્રાપ્તિ થઈ હતી મૃત્તિકા ઉપરના પક્વ મુદ્રાંકનની. ૧·૦૧ ઇંચના વ્યાસનું પ્રસ્તુત મુદ્રાંકન વર્તુલાકાર છે. એના કેન્દ્રભાગે ચૈત્યનું પ્રતીક છે. ઘડિયાળના ચંદામાં જ્યાં નવનો અંક આવે છે તે જગ્યાએથી એમાં બ્રાહ્મી લિપિમાં આપેલા લખાણની વાચના છે : महाराजरुद्रसेनविहारे भिक्षुसंघस्य । અર્થાત્ પ્રસ્તુત મુદ્રા મહારાજ રુદ્રસેન(નિર્મિત) વિહારના ભિક્ષુસંઘની છે.[૨૨] ભારતના પ્રાચીનતમ ભિક્ષુસંઘોની અદ્યપર્યંત પ્રાપ્ત થયેલી મુદ્રાઓ પૈકી એક આ મુદ્રાંકનને પણ ગણવામાં આવે છે. એમાં આપેલા લખાણના અને એની લિપિના મરોડના આધારે એને ક્ષત્રપ રાજા રુદ્રસેન (પ્રથમ)ના સમયનું, ઈ. સ. ૧૯૯–૨૨૨ ની વચ્ચેનું માનવામાં આવે છે, અને તેથી જ પ્રસ્તુત વિહારને પણ ઈસુની દ્વિતીય તૃતીય શતાબ્દીનો ગણવામાં આવે છે. ક્ષત્રપો બૌદ્ધ ધર્મને પ્રોત્સાહન આપતા હોવાથી ઉલ્લિખિત ભિક્ષુસંઘને બૌદ્ધધર્મી માનવામાં આવ્યો છે. પ્રસ્તુત મુદ્રાંકનના આધારે ઈંટવા–વિહારને રુદ્રસેન–વિહાર તરીકે પણ ઓળખવામાં આવ્યો છે.[૨૩]

જેના આધારે ઈંટવા–વિહાર–વાસીઓના ધર્મપ્રકાર અને સમય નિશ્ચિત કરવામાં આવ્યા છે તે તો છે મુદ્રાંકન ( sealing ), સ્વયં મુદ્રા ( seal ) નહિ ! ભીની માટીના નાના પોચકા ઉપર મૂળ મુદ્રાનું અંકન કરી, છાપ મારી, એને પકવી લેવામાં આવેલ છે. આ પ્રકારનું મુદ્રાંકન ઈંટવામાંથી મળી આવ્યું એટલા ઉપરથી જ મુદ્રાંકનનું લખાણ ઈંટવા–વિહારને ઉદ્દેશીને જ લખાયેલું સિદ્ધ થઈ જતું નથી. એ મુદ્રાંકન અન્યત્ર આવેલા રુદ્રસેન-વિહારમાંથી ઈંટવા-વિહારમાં આવ્યું હોય એ પણ સંભવિત છે. આ મુદ્રાંકન જે કોઈ રુદ્રસેન-વિહારનું હોય તેમાં વસતો ભિક્ષુસંઘ જો બૌદ્ધધર્મી હોય તો સમાનધર્મી જોડે સંબંધના નિયમે ઈંટવા-વિહાર-વાસીઓ પણ બૌદ્ધધર્મી માની શકાય, અન્યથા વધુ સ્પષ્ટ પુરાતત્ત્વકીય પુરાવા અપેક્ષિત રહે છે.

ઉત્ખનનમાંથી પ્રાપ્ત થયેલા પુરા-અવશેષ બહુધા ક્ષત્રપકાલીન હોવા છતાં એ નોંધપાત્ર છે કે જે મૃત્તિકા–નિર્મિત પકવ ઈંટો વડે આ વિહાર બાંધવામાં આવ્યો છે તે ઈંટો બોરિયા–સ્તૂપની ઈંટોના, ૧૮ × ૧૨×૩ ઇંચના, માપની હોવાથી એ પણ મૌર્ય કે અનુમૌર્યકાલીન હોવાનું નકારી શકાય એમ નથી. જેમ ગિરનારની એક જ શિલા ઉપર મૌર્ય, ક્ષત્રપ અને ગુપ્ત સમયના અભિલેખ આવેલા છે, તેમ મૌર્યકાલીન ઇમારતોનો ઉપયોગ પણ ઓછામાં ઓછો ક્ષત્રપકાલ સુધી ચાલુ રહી શક્યો હોય, જેથી ઈંટવા-વિહારના મૌર્યકાલીન બાંધકામમાંથી ક્ષત્રપકાલીન અવશેષો પ્રાપ્ત થાય એ યોગ્ય છે, એમ જ થવું જોઈએ. અત્રે એ પણ ઉલ્લેખનીય છે કે ઈંટવા–ઉત્ખનનમાં ઉપરના થોડા સ્તર ખસેડી વિહારની ફરસબંધી સુધી જ ખોદકામ કરવામાં આવેલું, અર્થાત્ કોઈ પણ બાંધકામનો પાયો સુધ્ધાં ખોદી કાઢી એની નીચેના સ્તર તપાસવામાં આવ્યા નથી. અથવા અન્ય શબ્દોમાં, આરંભિક વર્તમાન ભૂમિતળથી આરંભી અંતિમ પ્રાકૃતિક ભૂમિ સુધી સ્તર-રચનાનો સ્તર–વિજ્ઞાનની દૃષ્ટિએ અભ્યાસ કરવામાં આવ્યો નથી. તેથી વિહારને ક્ષત્રપકાલીન જ માનવાને અને મૌર્ય કે અનુમૌર્યકાલીન હોવાની શકયતાને નકારવાને કશું કારણ રહેતું નથી.[૨૪]

**બાવાપ્યારા—ગુફાઓ**

વન-ઉપવનમાં ધર્મસંઘો માટે બનેલાં માત્ર છાપરાવાળાં આશ્રયસ્થાનોમાં ઋતુ-અનુસાર શીતોષ્ણ વાતાવરણની તીવ્રતા અધિક વરતાતી હોઈ, ભગવાન બુદ્ધના સમયથી જ વિવિધ આશ્રય-સ્થાન બન્યાં હતાં, જે પૈકી શૈલ-ઉત્કીર્ણ ગુહાએ પ્રાચીનતમ હતી. સ્વયં ભગવાન બુદ્ધે રાજગૃહ મુકામે સાતપણ્ણી ગુહાઓમાં થોડો

કાળ વ્યતીત કર્યો હતો.[૨૫] એમ છતાં મૌર્યકાલ સુધીમાં શૈલ-ઉત્કીર્ણ ગુહાઓનું નિર્માણ સૌરાષ્ટ્રમાં થયું હતું કે કેમ એ અનિશ્ચિત છે.[૨૬]

ગુજરાતની પ્રાચીનતમ શૈલ-ઉત્કીર્ણ ગુફાઓ જૂનાગઢમાં ઉપરકોટની દક્ષિણે થોડે અંતરે આવેલી છે. એની પાસે બાવાપ્યારા નામના ભૂતપૂર્વ સંતનો મઠ આવેલો હોઈ આ ગુફાઓ પણ એ નામથી પ્રચલિત બની છે.

પૂર્વે ઉત્તરે અને દક્ષિણે એકેક થઈ પ્રસ્તુત ગુફાઓ ત્રણ હારમાળામાં ગોઠવાયેલી છે[૨૭] (જુઓ પટ્ટ ૯, આ. ૧૪). પૂર્વી હારમાળા મુખ્યત્વે પશ્ચિમાભિમુખી છે, પરંતુ એની મુખ્ય-ગુફા ज्ञ પ્રાંગણ ड ની પશ્ચિમે પૂર્વાભિમુખી છે. બે, ढ તથા ण પશ્ચિમાભિમુખી અને त તથા द દક્ષિણાભિમુખી છે. ढ તથા ण પશ્ચિમેભિમુખ અને त તથા द દક્ષિણાભિમુખી છે. આ ચારે ગુફાઓ નાની-નાની છે. પ્રાંગણ ड ની પશ્ચિમે પૂર્વાભિમુખી મુખ્ય ગુફા ज्ञ આદિમ પ્રકારની ચૈત્ય-ગુહાકાર છે. એની ઉભય બાજુએ એકેક નાની-નાની ઓરડી ज તથા ट આવેલી છે. મુખ્ય ગુફા ज्ञ ની ઓસરી (ઠ)ની દક્ષિણ બાજુએ બે ભાગમાં બીજી ત્રણ क, ख અને ग ગુફાઓ આવેલી છે. ઉત્તરી હારમાળા દક્ષિણાભિમુખી છે. એમાં છ ( द થી ब ) અને ઉત્તરાભિમુખી દક્ષિણી હારમાળામાં સાત નાની મોટી ગુફાઓ (व થી क्ष) આવેલી છે.

ત્રણેય હારમાળાની સઘળી ગુફાઓના અગ્રભાગે ઓસરી આવેલી છે. ઉત્તરી હારમાળાની પશ્ચિમ તરફી અંતિમ ત્રણ ગુફાઓ द, ध તથા न ના ઝૂમખાની ઓસરી म લગભગ ૧૬ ફૂટ પહોળી છે ( એને પશ્ચિમ ભાગે, બે સ્તંભોથી છૂટી પડતી, એની પહોળાઈ જેટલી લાંબી આયતાકાર म ઓરડી આવેલી છે ), જ્યારે બાકીની ઓસરીઓ પહોળાઈમાં ઓછી છે. પૂર્વી હારમાળાની દક્ષિણ તરફી અંતિમ ગુફા क ના અગ્રભાગે ઓસરીને બદલે લગભગ ચોરસ આકારનું પ્રાંગણ घ આવેલું છે અને એની ત્રણ બાજુએ ઓટલો કોતરેલો છે.

ઓસરીઓમાં અને ક્વચિત્ અન્યત્ર કોતરાયેલા સ્તંભો અને અર્ધ-સ્તંભો સાદા અને સમચોરસ છે. ઉત્તરી હારમાળાની म ઓસરીના આરંભના ત્રણેય સ્તંભો ઉપરના ભાગે અષ્ટકોણ છે.

પૂર્વી હારમાળાના કેંદ્રમાં આવેલી મુખ્ય ચૈત્યગુફા ज्ञ ની પછીત અર્ધવૃત્તાકાર છે. એના મધ્યભાગે આવેલાં ચાર સ્તંભો અને ચૈત્ય સંપૂર્ણપણે નષ્ટ થઈ ગયાં છે. ચૈત્ય પછીત જોડે સંયુક્ત હતું કે એનાથી સ્વતંત્ર હોય તો શૈલ-ઉત્કીર્ણ હતું કે પ્રસ્તર-નિર્મિત એ સ્પષ્ટ થઈ શક્યું નથી. ઈસુની પ્રથમ બે શતાબ્દીઓ દરમ્યાન કોતરાયેલી ભાજા, નાસિક, અજંટા નં. ૯ અને ૧૦ આદિ પૂર્વકાલીન

ગુફાઓમાં અર્ધવૃત્તાકાર પછીત હોવાને કારણે ચૈત્ય પછીતથી સ્વતંત્ર હતું, માટે પ્રસ્તુત झ ગુફામાં પણ સ્વતંત્ર હશે એમ અનુમાન કરી શકાય,[૨૮] છતાં પણ એ પ્રસ્તર-નિર્મિત હતું કે શૈલ-ઉત્કીર્ણ એ હવે સુનિશ્ચિત થઈ શકે એમ નથી.

પ્રસ્તુત ગુફાઓમાં શિલ્પાંકન કે અલંકરણ નહિવત્ હોવાથી એના જે થોડા નમૂના મળી આવે છે તે ખૂબ ઉપયોગી છે. ઉત્તરી હારમાળામાં म ઓસરીના મુખભાગ ઉપર અર્ધવૃત્તાકારમાં કોતરાયેલો ચૈત્ય-ગવાક્ષ[૨૯] એની બાજુની य-र-ल ઓસરીઓના મુખભાગ ઉપર કોતરાયેલા લગભગ વર્તુલાકાર ચૈત્ય-ગવાક્ષોથી[૩૦] જુદો તરી આવે છે, એમ છતાં અર્ધવૃત્તાકાર ચૈત્યગવાક્ષને આદિમ પ્રકારનો માની શકાય નહિ.[૩૧]

પૂર્વી હારમાળાના ચૈત્યગૃહવાળા ઝૂમખાની ઓસરી ઠ ના છયે સ્તંભો ઉપર, વિતાન તરફ, સિંહ-વ્યાલ-યુક્ત નાગદંત (બ્રેકેટ) આવેલ છે. ઓસરીને બંને છેડે, દીવાલ ઉપર, આછા ભાસ્કર્યમાં એકેક સપક્ષ સિંહ-વ્યાલ કંડારવામાં આવેલ છે. આ ઝૂમખાની દક્ષિણે એને અડીને આવેલા ख-ग ગુફાઓવાળા ઝૂમખાના પ્રાંગણ छ ના પ્રવેશદ્વારની બંને બાજુની દીવાલોને અડીને, જમીન ઉપર એકેક વ્યાલ-મુખ કંડારેલું છે.[૩૨] ख-ग ગુફાઓના પ્રવેશદ્વારના બાહ્ય ચોકઠાના ઊર્ધ્વભાગે કેટલુંક અલંકરણ કરેલું છે.[૩૩] લગભગ એ જ પ્રકારનું અલંકરણ દક્ષિણી હારમાળાની व ગુફાના પ્રવેશદ્વાર ઉપર પણ જોવા મળે છે.[૩૪] પ્રસ્તુત સ્વસ્તિકાદિ અલંકરણો બૌદ્ધધર્મસૂચક છે કે જૈનધર્મબોધક એનો સર્વમાન્ય નિર્ણય લેવાયો નથી.[૩૫]

અન્યત્ર આવેલી પૂર્વકાલીન શૈલ-ઉત્કીર્ણ ગુફાઓના સ્તંભો જોડે સામ્ય ધરાવતા પ્રસ્તુત ગુફાઓના અધિકાંશ સ્તંભ સાદા અને સમચોરસ છે. દક્ષિણી હારમાળાની ळ ગુફાના મધ્યભાગે આવેલો સ્તંભ વિશેષ ઉલ્લેખનીય છે. એ અષ્ટકોણ સ્તંભના ત્રિખંડી શીર્ષતલ હેઠળ અધોમુખી દેગડી જેવી કલશાકૃતિ આવેલી છે.[૩૬] નાસિકના નહપાન-વિહારમાં આ પ્રકારના સ્તંભ આવેલા છે.[૩૭] પૂર્વી હારમાળામાં ચૈત્યગૃહથી દક્ષિણ બાજુની ગુફા ख ग ના પ્રવેશદ્વારના ચોકઠા ઉપર, બાહ્ય ભાગે જે ઉત્કીર્ણ અલંકરણ કરવામાં આવ્યું છે તેમાં બંને બાજુએ એકેક સ્તંભ પણ કંડારેલો છે.[૩૮] પ્રસ્તુત ઉત્કીર્ણ સ્તંભોનાં શીર્ષ રામેશ્વર, એલોરા અને ભરહુતનાં સ્તંભ-શીર્ષ જોડે સામ્ય ધરાવે છે.[૩૯]

બાવાપ્યારા-ગુફાઓના અલ્પતમ અલંકરણનું શિલ્પકામ ભલે પાછળથી થયું હોય, ચૈત્યગૃહાદિ ગુફાઓનું કંડારકામ ઈ. પૂ. બીજી શતાબ્દીના અંત સુધીમાં પૂરું થઈ ગયું હશે.[૪૦] અશોકની ધર્મ-આજ્ઞાઓને ઈ. પૂ. ત્રીજી શતાબ્દીમાં

શિરોધાર્ય કરી ચૂકેલા ગિરિનગરમાં ઈ. પૂ. બીજી શતાબ્દીના અંત સુધીમાં પણ, પૂર્ણ પ્રાકૃતિક સુવિધાઓ હોવા છતાંયે, શૈલ-ઉત્કીર્ણ-ગુહાવિહાર ન જ બન્યા હોય એ કેમ બને ?

પ્રસ્તુત ગુફા સમૂહ કયા ધર્માવલમ્બીઓ માટે બનાવવામાં આવ્યો હતો અથવા એમાં ક્યારે-ક્યારે કયા-કયા સંપ્રદાયવાદીઓનો વાસ થયો હતો એનું અદ્યાપિપર્યંત પ્રાપ્ત થયેલાં ઐતિહાસિક સાધનો દ્વારા અનુમાન માત્ર થઈ શકે. ભવિષ્યમાં વધુ સ્પષ્ટ પુરાવા પ્રાપ્ત થાય તો જ એ અંગે અસંદિગ્ધ નિર્ણય લઈ શકાય.

કહેવાતાં બૌદ્ધ બાંધકામોને અન્યધર્મીય બાંધકામોથી જુદી પાડતી કોઈ વિશિષ્ટ સ્થાપત્ય-રચના શૈલી ન હોવાથી સ્થાપત્યોના બૌદ્ધ સ્થાપત્ય, જૈન સ્થાપત્ય આદિ ભેદ વસ્તુતઃ પાડી શકાતા નથી. શિલ્પાદિભેદથી આવા ભેદ શક્ય બને છે અથવા તો એમાં વસનાર સંપ્રદાયીઓના પ્રકાર અન્ય સાધનોથી નક્કી થયે જે તે ધર્મના નામ સાથે સ્થાપત્યના નામને જોડવામાં આવે છે.

પ્રસ્તુત સમૂહની ख, ग અને व ગુફાઓમાં એનાં પ્રવેશદ્વારો ઉપર જે જે ઉત્કીર્ણ ધર્મ-પ્રતીકોનું અલંકરણ કરવામાં આવેલ છે તે પૈકીનાં અધિકતમ પ્રતીકો મથુરાના જૈન સ્તૂપ[૪૧] ઉપર પ્રાપ્ત થાય છે, જ્યારે અમરાવતી,[૪૨] ભાજા અને બેડસા[૪૩] આદિ સ્થળોએ એમાંનાં કોઈ કોઈ પ્રતીક આવેલાં છે, આ ઉપરથી પ્રસ્તુત ગુફા-સમૂહને જૈન-ગુફાઓ માનવામાં આવે છે;[૪૪] પરંતુ જ્યારે આ પ્રતીકો ઉભય સંપ્રદાયોનાં બાંધકામો ઉપરથી મળી જ આવે છે ત્યારે મથુરાના જૈન-સ્તૂપ અને પ્રસ્તુત ગુફાઓ ઉપર એની સંખ્યાની અધિક હોવાને કારણે જ મથુરાનો સ્તૂપ જૈન હોઈ પ્રસ્તુત ગુફાઓને પણ જૈન નિઃશંકપણે કલ્પી શકાય નહિ. વળી પ્રસ્તુત ગુફાઓની કંડારણી વખતે જ એ પ્રતીકોની પણ રચના કરવામાં આવી હશે કે કેમ એ પણ શંકાસ્પદ છે.

પ્રસ્તુત સ્થળેથી ક્ષત્રપ રુદ્રસિંહ પહેલાનો એક શિલાલેખ ખંડિત સ્થિતિમાં પ્રાપ્ત થયો છે, જેમાં આવતું "કેવલી" પદ જૈન દર્શનની તાંત્રિક શબ્દાવલિનું દ્યોતક હોઈ આ ગુફાઓને પણ જૈન સંપ્રદાયીઓ માટેની માનવામાં આવે છે.[૪૫] આ માન્યતા પણ નિઃશંક નથી જ, કારણ કે પ્રસ્તુત શિલાલેખ એ સ્થળેથી છૂટો મળી આવેલો, નહિ કે કોઈ દીવાલમાં જડાયેલો. વળી શૈલ-ઉત્કીર્ણ ગુફાઓમાં છૂટી શિલા ઉપર લેખ કોતરાવવાની આવશ્યકતા પણ શી ? કોઈ ગુફાની જ યોગ્ય દીવાલ ઉપર લેખ કોતરી શકાયો હોત, પ્રથમથી જ કે પછી લાંબા કાળ

બાદ પણ ! આ ઉપરથી ત્રણેક અનુમાન બાંધી શકાય : (૧) ગુફાઓનો ધાર્મિક ઉપયોગ બંધ થયા બાદ કોઈ આ લેખ એ ઉપેક્ષિત સ્થળે મૂકી ગયું હોય, (૨) લેખ વાચનક્ષમ ન જણાતાં, ખંડિત જણાતાં, બિનઉપયોગી જણાતાં કે કોઈ પણ કારણો સબબ કોઈએ પણ એને ત્યાં આગળ સંગ્રહી રાખ્યો હોય, કે (૩) પછીના કોઈ પણ સમયે એ ગુફાઓમાં જૈન સાધુઓનો વાસ થયો હોય તો તેઓ અન્યત્રથી એ લેખ અત્રે લાવ્યા હોય; એ સિવાય છૂટી શિલા ઉપરના લેખને શૈલ-ગુફા સાથે સાંકળવો બુદ્ધિગમ્ય જણાતું નથી.

ઇંટવા-વિહાર-વાસીઓ જો બૌદ્ધસંપ્રદાયી હોય તો એ વખતે અને પાછળથી ઈસુની સાતમી શતાબ્દીમાં[૪૬] પ્રસ્તુત ગુફાઓમાં પણ બૌદ્ધધર્મીઓનો વાસ રહ્યો હોવાની શકયતા ખરી.

### ખાપરા-કોડિયા ગુફાઓ

જૂનાગઢ રેલવે-સ્ટેશનથી લગભગ પૂર્વમાં પાંચેક ફર્લાંગને અંતરે, ઉપરકોટની ઉત્તરે, શૈલ-ઉત્કીર્ણ ગુફાઓનું વિશાળ જૂથ આવેલું છે. વર્ષો પહેલાં ત્યાં કોઈ બહારવટિયા ખાપરા-કોડિયાનો વાસ હશે તેથી ગુફાઓ પણ એમના નામે ઓળખાય છે.[૪૭] નવાબી સમયમાં આ ગુફાઓમાં અને એની આસપાસ પથ્થરની ખાણો ખોદાતી હતી તેથી ગુફાઓને ખૂબ નુકસાન પહોંચ્યું છે.[૪૮] એની ઉપરનો પૂરેપૂરો મજલો અને દક્ષિણનો અધિકાંશ ભાગ નષ્ટ થઈ ગયો છે (પટ્ટ ૧૯, આ. ૮૦). એ વર્તમાન સ્થિતિમાં તેની પૂર્વ-પશ્ચિમ લંબાઈ લગભગ ૨૫૦ ફૂટ તથા વધુમાં વધુ પહોળાઈ લગભગ ૮૦ ફૂટની છે.[૪૯]

પ્રસ્તુત ગુફાઓનું મૂળ મુખ્ય પ્રવેશદ્વાર કયાં હશે એ હવે નિશ્ચિત થઈ શકે એમ નથી. ભારતીય પુરાતત્ત્વ સર્વેક્ષણે એના કરેલા પુરા-રક્ષણ બાદ હાલમાં એના દક્ષિણ બાજુના લગભગ મધ્યભાગ બાજુથી અંદર જઈ શકાય છે. એના પશ્ચિમ ભાગે ખાસ નુકસાન થયું જણાતું નથી. પશ્ચિમ બાજુના પ્રથમ ખંડના મધ્યભાગે આવેલા કુંડના ચારેય ખૂણાઓ ઉપર એકેક સ્તંભ આવેલો છે. એની પૂર્વે આવેલી ૬૧ × ૬૦ ફૂટની વિશાળ ગુફાના મધ્યભાગે પણ ચાર સમચોરસ કુંડ આવેલા છે. દરેક કુંડને ખૂણે એકેક થઈ ૧૬ સ્તંભ વિતાનને ટેકો આપે છે. કુંડોમાં ઊતરવા માટે એકેક બાજુએ સોપાનશ્રેણી કોતરેલી છે. કુંડોને ફરતી ઓસરીમાં દીવાલને અડીને ચોતરફ ઓટલો પણ કોતરેલો છે. આ ચતુઃકુંડી ખંડની પૂર્વે બીજો ભવ્ય ખંડ આવેલો હતો, પણ એનો દક્ષિણ ભાગ બિલકુલ નષ્ટ થઈ ગયેલો હોઈ હવે તો એની રચનાનો પણ પૂરો ખ્યાલ આવી શકતો

નથી. એની ઉત્તરે આયતાકાર ઓસરી જેવી એક ગુફા આવેલી છે. એની ઉત્તરનો ભાગ નષ્ટ થઈ ગયો છે. આ નષ્ટપ્રાય વિશાળ ખંડની પૂર્વે આવેલી છે આ જૂથની પૂર્વી અવશિષ્ટ ગુફા.

પ્રસ્તુત જૂથની ગુફાઓ તદ્દન સાદી છે. અવશિષ્ટ રહેલા સ્તંભ પણ બિલકુલ સાદા અને પ્રાયઃ ચોરસ છે. આમ આ જૂથનું આગવું લક્ષણ જ છે સાદગી. ગુફાઓની અને કુંડોની દીવાલો ઉપર અને કેટલાક સ્તંભોની સપાટી ઉપર શંખ-લિપિમાં અનેક ઉત્કીર્ણ અક્ષરો નજરે પડે છે.[૫૦]

અલંકરણહીન પ્રસ્તુત શૈલ-ઉત્કીર્ણ ગુફા-સમૂહના સમયાંકનનું એની કંડાર-લઢણની તુલનાત્મક દૃષ્ટિએ અનુમાન કરીને કરી શકાય. એના સીધાસાદા ભારેખમ ચોરસ સ્તંભ બાવાપ્યારા-ગુફાઓના કેટલાક સ્તંભો જોડે અશંતઃ સામ્ય ધરાવે છે. એના કુંડ ઉપરકોટ-ગુફા-સમૂહના એક માત્ર કુંડ જેવા જ છે. ઈ. સ. પૂર્વેથી આરંભી ઈ. સ. ની દ્વિતીય શતાબ્દી સુધીમાં એની કોતરણી પૂરી થઈ હોવાનો સંભવ છે.

પ્રસ્તુત ગુફાઓ બૌદ્ધ સંપ્રદાયની હતી કે જૈન સંપ્રદાયની એ અંગે સૂચન કરતું એક પણ પુરાવસ્તુકીય સાધન અદ્યાપિપર્યન્ત પ્રાપ્ત થયું નથી. પ્રત્યક્ષ કે પરોક્ષ કોઈ જ પ્રકારના પુરાવાના અભાવે પ્રાથમિક અનુમાન કરવું પણ અયોગ્ય ગણાય.

**ઉપરકોટ—ગુફાઓ**

જૂનાગઢ રેલવે સ્ટેશનથી પૂર્વે લગભગ પોણા માઈલને અંતરે મહમૂદ બેગડાએ જૂનાગઢને ફરતા બંધાવેલા ગઢની પૂર્વી રાંગની લગભગ ઉત્તર બાજુએ, વિખ્યાત ઉપરકોટ આવેલો છે.[૫૧] એના વર્તમાન મુખ્ય પ્રવેશદ્વારની ઉત્તરે કહેવાતી બૌદ્ધ ગુફાઓનો નાનો-શો પણ મહત્ત્વનો સમૂહ આવેલો છે. એની ઉપરના ભૂમિતળ ઉપર પાછળના સમયમાં કાંઈ ભાંગફોડ કે ફેરફાર થયા હોય એવાં ચિહ્ન દૃષ્ટિગોચર થાય છે, પરંતુ અંદરના સ્થાપત્યને વિશેષ નુકસાન થયું નથી.

બે માળવાળી પ્રસ્તુત ગુફાઓમાં પ્રવેશ કરતાં, સોપાન-રસ્તે નીચે ઊતરતાં, સર્વ પ્રથમ લગભગ ૧૧ ફૂટનો સમચોરસ કુંડ આવે છે.[૫૨] એની બાજુમાં મધ્યભાગે ઉપર-નીચેથી ખુલ્લી ૭-સ્તંભયુક્ત ગુફાઓ આવેલી છે. એની ઓસરીમાંથી નીચેની ગુફાનું ભોંયતળિયું અને ઉપર ખુલ્લું આકાશ જોઈ શકાય છે. ઓસરીની દક્ષિણ બાજુની દીવાલ સિવાય ત્રણ બાજુએ મોટા મોટા ગોખો હેઠળ

દીવાલભર ઓટલા પણ કંડારેલા છે. ગોખ ઉપરનું કંડારેલ અલંકરણ નષ્ટપ્રાય થઈ ગયું છે. ઈશાન બાજુએ રસોડા જેવી એક નાની ગુફા આવેલી છે. તેના વિતાનમાં ધૂમમાર્ગ જેવું જણાતું એક વૃત્તાકાર છિદ્ર ઉપરના ભૂમિતળ સુધી જાય છે. એ નાની ગુફાની પાસે થઈને નીચેના, બીજા માળમાં જવાય છે. નીચે પૂર્વ ભાગે આરંભમાં જ સિંહાસન જેવી ઊંચી ચોકી કંડારેલી છે. સિંહાસનની દક્ષિણ બાજુના મધ્યભાગે ચાર સ્તંભ એવી રીતે કોતરેલા છે કે એ ચારેય સહિતનો મધ્ય ભાગ મંડપ જેવો જણાય છે. ઉપરનાં બંને વિતાન ખુલ્લાં હોઈ ભોંયતળિયાના આ મંડપ જેવા વિસ્તાર ઉપર જ, અને બીજે નહિ, ખૂબ પ્રકાશ પડે છે. આ મુખ્ય ગુફા-ખંડની પશ્ચિમે બે ગુફા આવેલી છે: દક્ષિણ બાજુએ લગભગ સમચોરસ નાની, અને ઉત્તર બાજુએ આયતાકાર મોટી (પટ્ટ ૧૦, આ. ૬૫).

મુખ્ય ગુફાની ઉત્તરે, પૂર્વે અને દક્ષિણે, દીવાલભર, મોટા મોટા ગોખોની નીચે ભૂમિતળ ઉપર ઓટલા કોતરેલા છે. ગોખોની ઉપરના ભાગે અલંકરણાર્થે વેદિકા-યુક્ત ચૈત્યગવાક્ષ કંડારેલા છે. એમાંથી બબ્બે સ્ત્રીઓનું કે સ્ત્રી-પુરુષ બંનેનું એકેક જોડકું ડોકાય છે. (પટ્ટ ૨૦, આ. ૮૬).[૫૩] પ્રસ્તુત ચૈત્યગવાક્ષો પશ્ચિમ ભારતના પ્રાચીનતમ ચૈત્યગવાક્ષો કરતાં ઉત્તરકાલીન અને ગોપના મંદિરના એલોરાના તથા અજંટાની ગુફા નં. ૧ ના ચૈત્યગવાક્ષો કરતાં પૂર્વકાલીન જણાય છે.[૫૪]

પ્રસ્તુત ગુફાઓમાં ચાર પ્રકારના સ્તંભ નોંધાયા છે:[૫૫] પ્રથમ પ્રકારના બે વૃત્તાકાર સ્તંભોની યષ્ટિ ઉપર સર્પાકાર વક્રરેખાઓનું અલંકરણ કંડારેલું છે. એની બાજુના બે અર્ધસ્તંભો ઉપર એ જ પ્રકારનું સવ્ય-અપસવ્ય અલંકરણ ત્રણ ખંડોમાં ઉપસાવેલું છે. બીજા પ્રકારના સ્તંભ ચોરસ છે. એની અલંકાર-શૂન્ય કુંભી પણ સમચોરસ છે. એનું શીર્ષ વૃત્તાકાર અને શીર્ષતલ ચાર ભાગે કાપેલાં અધોમુખી સોપાન જેવું છે. ત્રીજા અને ચોથા પ્રકારના સ્તંભો વચ્ચે થોડો ફેર છે. બંને પ્રકારોના સ્તંભોની કુંભીઓ તથા યષ્ટિઓ વચ્ચે સામ્ય છે, જ્યારે એના શીર્ષભાગ તથા એના અલંકરણમાં અંશતઃ અસામ્ય છે. બબ્બે પુષ્ટ માનવદેહોથી જાણે કે સાયાસ ઊંચકાયેલાં વક્ર વેલ અને વિશાળ પત્રોથી[૫૬] અલંકૃત જગતીની ઉપર આવેલી કુંભીનું સ્નિગ્ધ માધુર્યભર્યું રૂપાંકન, રૂપાળી ઈંઢોણીઓમાંથી લટકતી પુષ્પમાળાઓ અને એની નીચેના પદ્મપટલ હૃદયંગમ છે. યષ્ટિનો વૃત્તાકાર વચ્ચે વચ્ચેથી હાંસ પાડી એવી રીતે ઉપસાવેલો છે કે એ બહુકોણ દેખાય છે. એક સ્તંભમાં યષ્ટિના ઉપરના ભાગે, શીર્ષભાગની

નીચે, અધબેઠેલાં ઘેટાંનું રૂપાંકન કરવામાં આવ્યું છે, તો બીજીમાં એ જ જગ્યાએ "આંકાયુક્ત કુમુદ"( અથવા કંકણાકૃતિ )[૫૭]ની રચના કરવામાં આવી છે. દરેક સ્તમ્ભ-શીર્ષમાં ઘેરા ભાસ્કર્યમાં કંડારેલી નારી-પ્રતિમાઓ વિભિન્ન મુદ્રાઓ દર્શાવે છે. શીર્ષતલે ચોરસ ફલકની ચારેય બાજુઓના અંતભાગે બબ્બે પાર્શ્વ વ્યાલ એ રીતે કંડારેલા છે કે વિરુદ્ધ દિશાના પાસે-પાસેના બબ્બે વ્યાલોને, ખૂણા ઉપર, એકેક જ મુખ છે.[૫૮] દરેક વ્યાલની પાછળ એકેક પુરુષ ઊભો છે. દરેક બાજુના બંને પુરુષોની વચ્ચે એકેક અધબેઠેલો સંમુખ વ્યાલ છે. પ્રસ્તુત સ્તંભોનું સંપૂર્ણ અલંકાર-વિધાન અદ્વિતીય છે. એમાં કંડારાયેલાં અલગ-અલગ અલંકરણ અન્યત્ર ઉપલબ્ધ થાય છે ખરાં, પરંતુ એ સર્વેનું સામંજસ્યયુક્ત સંયોજન કેવળ આ જગ્યાએ જ થયેલું જણાય છે.[૫૯]

વિરલ સ્થાપત્ય-વિધાન અને સુરમ્ય સુશોભન-શૈલી દર્શાવતી પ્રસ્તુત ગુફાઓનો ઉપયોગ શો હતો ? સૌરાષ્ટ્રનાં પ્રાગ્-મૈત્રકકાલીન અધિકાંશ સ્થાપત્યોને બૌદ્ધ કે જૈન ધર્મ જોડે સંકળાયેલાં માનવામાં આવતાં હોઈ શૈલ-ઉત્કીર્ણ ગુફાઓને પણ બૌદ્ધ કે જૈન (ધર્મસ્થાનો)[૬૦] માનવામાં આવે છે.[૬૧] પરંતુ પ્રસ્તુત ગુફાઓના સંપૂર્ણ રચના-વિધાનને લક્ષ્યમાં લેતાં કોઈ પણ ધર્મના ભિક્ષુઓના વિહાર-સ્થાન તરીકે એનો ઉપયોગ થયો હોય એ શક્ય જણાતું નથી. તત્કાલીન રાજ્ય-વિધાયકોના આવાસ ઉપરકોટ-વિસ્તારમાં ક્યાંક આવેલા હોવાનો સંભવ છે, એથી રાજ્ય મહાલયોના પ્રમોદ-ઉદ્યાન વચ્ચેનું પ્રમોદભવન ( નૃત્ય-નાટ્ય શાળા કે એવું કશુંક ) પ્રસ્તુત ગુફાઓ હોવાની શક્યતા નકારી શકાય એમ નથી.[૬૨] ગુફાઓની સંરચના આ દૃષ્ટિએ અવલોકનીય છે. નીચેના ભાગે આવેલી ગુફાઓના મુખ્ય ખંડમાં એક બાજુએ શૈલ-ઉત્કીર્ણ સિંહાસન છે, જેના ચોકી જેવા કોતરેલા ભાગમાં રૂની જાડી ગાદી બિછાવી શકાય. ત્યાં બેસતા રાજ્ય-નાયકની તદ્દન સામેની ભીંતે જરા અંધારું રહે છે, જ્યાં ગાયક-વાદક વૃંદને બેસવાની વ્યવસ્થા હોઈ શકે, જ્યારે સિંહાસનની જરા ડાબેની સામી બાજુએ, ચારેય સ્તંભોની વચ્ચે લગભગ ૧૪ × ૧૪ ફૂટનો મંડપાકાર ખુલ્લો વિસ્તાર છે. નીચેના અને ઉપરના મજલાના બરાબર આ વિસ્તાર ઉપરના ભાગ તદ્દન ખુલ્લા હોઈ આટલા ભાગમાં જ ખૂબ પ્રકાશ આવે છે, જ્યારે તેની ચોતરફના ભાગ જરા અંધારામાં રહે છે. નૃત્ય-નાટ્યાદિ માટે કેવી આદર્શ રચના છે ! દીવાલભર, ફરતા પહોળા ઓટલાઓ ઉપર ગાદીઓ બિછાવી અન્ય રાજ્ય-પુરુષો પણ રંગમંચને બરાબર નિહાળી શકે. પશ્ચિમ બાજુની નાનીમોટી બે ગુફાઓ કલાકારો માટે "Green Room" અને વિશ્રામકક્ષની ગરજ સારી

શકે. રંગભવનની દીવાલો ઉપર ચૈત્ય-ગવાક્ષોમાંથી ડોકાતી સ્ત્રી-પુરુષની કે સ્ત્રીઓની જોડલીઓ જાણે કે રંગમંચ ઉપરના રંગપ્રદર્શનને રસપૂર્વક નિહાળી રહી છે ! સ્તંભશીર્ષ ઉપર કંડારાયેલી નમણી નારીઓની વિવિધ ભાવ-ભંગિમા પણ સૂચિત વાતાવરણને ખૂબ અનુકૂળ છે, અને શીર્ષતલ ઉપરના પેલા વ્યાલો ? રંગ-પ્રદર્શનની એમના પર થતી અસર સાક્ષાત્ જોયા વિના તેઓનું કંડારકૌશલ્ય સમજી શકાય એમ નથી, અધબેઠેલી એમની દેહયષ્ટિ અને ગૂઢાશ્ચર્યભર્યા એમના મુખભાવ નીરખવાથી જણાઈ આવે કે એમને કંઈક વિચિત્ર અનુભવ થયો છે. સંક્ષેપમાં, સ્તંભોની જગતીથી આરંભી શીર્ષતલ સુધીની અને સિંહાસન, મંડપ તથા બેઠકોની વ્યવસ્થાથી ચૈત્ય-ગવાક્ષો સુધીની સઘળી રચના એક આદર્શ રંગભવનને છાજે એવી છે. ધરતીના પેટાળમાં આવેલી આ ગુફાઓ કુદરતી રીતે જ વાતાનુકૂલિત છે એ આ રંગભવનની તત્કાલીન નોંધપાત્ર વિશેષતા છે.

માત્ર નીચેના મજલાની ગુફાઓ ઉપરથી એને રંગભવન માની લેવાની આવશ્યકતા નથી, ઉપરના મજલાની રચના પણ નીચેના રંગભવનના એક ભાગરૂપે જ છે અને તેથી જ પ્રસ્તુત સંપૂર્ણ સ્થાપત્યને પ્રમોદભવન નામ આપવું ઉપયુક્ત છે. બહારથી પ્રમોદભવનમાં આવતા મહાનુભાવો કે કલાકારો ગુફામાં પ્રવેશતાં જ કુંડમાં ભરેલા જળથી હસ્ત-મુખ-પાદ પ્રક્ષાલન કરી તાજા થઈ શકે. જેમને નીચે રંગભવનમાં ન જવું હોય તેમને માટે ઉપરને મજલે પણ આરામાર્થે બેઠકવ્યવસ્થા છે. એમ છતાં કાર્યક્રમ ક્યાં પહોંચ્યો અથવા કેવોક ચાલે છે એની જાણ તેઓ ઉપરથી જ નીચે ડોકાઈને મેળવી શકે ! દક્ષિણ બાજુની ધૂમ્રમાર્ગ-યુક્ત ઓરડીમાં ખાદ્ય-પેય પદાર્થો બનાવી શકાય. આજથી આશરે ૧૬૦૦ વર્ષો પહેલાંના એક આદર્શ પ્રમોદભવનમાં આનાથી વિશેષ કઈ સુવિધા હોઈ શકે ?[૬૩]

સ્તંભો ઉપરના અલંકરણની શૈલીને કારણે ઉત્તરકાલીન જણાતી આ ગુફાઓનું કંડારકામ જૂનાગઢની અન્ય શૈલ-ઉત્કીર્ણ ગુફાઓના સમયનું, ઈ.સ.ના આરંભની આસપાસનું, હોઈ શકે છે; કુંડ અને ઓટલા પાછળથી કંડારેલા નથી જ, એ દર્શાવે છે કે ગુફાઓનો ભાવી ઉપયોગ કંડારકામ શરૂ કર્યા પહેલાં સુનિશ્ચિત હતો જ. આવશ્યક કંડારણી પૂરી થયે, ઉપયોગ શરૂ કર્યા બાદ, યોગ્ય પાર્શ્વભૂમિકા પૂરી પાડે તેવું રૂપકામ પછીની પાંચેક શતાબ્દીઓ સુધી કટકે કટકે ચાલુ રહ્યું હોય; જોકે શીર્ષતલ ઉપરના વિવિધ વ્યાલ તો ઈસુની પ્રાયઃ દ્વિતીય શતાબ્દીના જણાય છે, એ શક્યતા હાલ તુરત સંપૂર્ણપણે નકારી શકાય

એમ નથી.[64] રૂપકામ છેવટ સુધી અપૂર્ણ જ રહ્યું છે એ આ વિધાનના સંદર્ભમાં ઉલ્લેખનીય છે.[65]

**જૂનાગઢની અન્ય ગુફાઓ**

જલકૃત–વાલુકામય–શ્વેત પાષાણની[66] જૂનાગઢ અને એની આસપાસના વિસ્તારમાં બહુલતા હોવાને કારણે યોગ્ય સ્થળોએ શૈલ–ઉત્કીર્ણ ગુફાઓની પણ વિપુલતા છે. ઉપર વર્ણવેલાં મુખ્ય જૂથો સિવાય પંચેશ્વર, માઈ ગઢેચી અને માત્રી મંદિરની ગુફાઓ ઉલ્લેખનીય છે.

કાળવા ચોકથી જરા અગ્નિ કોણ તરફ લગભગ ચારેક ફર્લાંગ દૂર આવેલી પંચેશ્વરની ગુફાઓ પ્રાકૃતિક પરિબળોથી પ્રાયઃ જીર્ણશીર્ણ થઈ ગઈ છે. એની કંડારણીમાં નોંધ–યોગ્ય કશું નથી.

નરસિંહ મહેતાના ચોરાની પાછળના ભાગે લગભગ બેએક ફર્લાંગ દૂર બેએક ગુફાઓ આવેલી છે. એની આગળના ભાગે માઈ ગઢેચી નામની દરગાહ આવેલી હોઈ ગુફાઓએ પણ એ જ નામ પ્રાપ્ત કર્યું છે.[67] ગુફાની ઉપર મંદિરમાંથી પરિવર્તિત કરેલી મસ્જિદ આવેલી છે. ૨૬×૧૩ ફૂટના વિસ્તારવાળી મુખ્ય ગુફાની અંદર, પશ્ચિમ બાજુએ, લગભગ ૮ × ૬ ફૂટની નાની ગુફા આવેલી છે. સ્તંભો અને એની ઉપરનાં અલંકરણોનું મુસ્લિમ કબજેદારોએ રૂપાંતર કરી નાખ્યું છે.

બાવા પ્યારા ગુફાઓની દક્ષિણ–નૈઋત્યે માત્રીમંદિર તરીકે જાણીતા દેવીસ્થાનવાળી અવશિષ્ટ ગુફાની આસપાસની અન્ય ગુફાઓને ખાણિયાઓએ ખોદી કાઢી હશે. ગુફાની ઓસરીના અગ્રભાગના બે ખંડિત સ્તંભોની પીઠિકા સમચોરસ છે, જ્યારે યષ્ટિ અષ્ટકોણ છે. એમાં પણ વિશેષ નોંધપાત્ર બીજું કશું નથી.[68]

ઉપર્યુક્ત સઘળી ગુફાઓ જૂનાગઢની પૂર્વે ઉત્તર–દક્ષિણ લંબાયેલી લગભગ દસેક ફર્લાંગની રેખા ઉપર અલગ–અલગ અંતરે આવેલી છે.

પ્રસ્તુત ગુફાઓ કોઈ ચોક્કસ સંપ્રદાય માટે કંડારવામાં આવી હતી કે દેશકાલાનુસાર એમાં પણ બંને સંપ્રદાયના ભિક્ષુ રહેતા હતા એ અંગે કશું અનુમાન થઈ શકે એમ નથી.

ઉપર્યુક્ત સ્થળો સિવાય બીજાં પણ અનેક સ્થળોએ શૈલ–ઉત્કીર્ણ ગુફાઓ હશે ખરી, પરંતુ એમાંની કેટલીકનો સંપૂર્ણ નાશ થઈ ગયો હશે,[69] જ્યારે કેટલીક ઉપરથી હજી કાલકર્મગત પડદો ઊંચકાયો નથી.[70]

**ખંભાલીડાની ગુફાઓ**

રાજકોટ જિલ્લાના ગોંડળ તાલુકામાં વીરપુરની નજીક ખંભાલીડા નામે[૭૧] નાનું ગામડું આવેલું છે. એની પાસેથી વહેતા અને ભાદર નદીને મળતા એક ઝરણાને કાંઠે આવેલું શૈલ–ઉત્કીર્ણ ગુફાઓનું જૂથ સૌરાષ્ટ્રની સર્વે ગુફાઓમાં વિશિષ્ટ ભાત પાડે છે.[૭૨] સૌરાષ્ટ્રની આ પ્રકારની અન્ય ગુફાઓના મુખ્ય દ્વાર ઉપર કશું શિલ્પાંકન જોવા મળતું નથી, જ્યારે પ્રસ્તુત સમૂહની એક ગુફાના મુખદ્વાર ઉપર પૂર્ણ કદની માનવ–પ્રતિમાઓ કંડારવામાં આવેલી છે.[૭૩]

પ્રસ્તુત સમૂહમાં ગુફાઓનાં નાનાં–મોટાં પાંચ ઝૂમખાં છે. પ્રથમ ઝૂમખામાં વિવિધ પરિમાણ ધરાવતી સાત ગુફાઓ છે. બીજામાં ત્રણ છે, જે પૈકીની વચલી ચૈત્ય–ગુફાના મુખદ્વાર ઉપર ડાબી બાજુએ પદ્મપાણિ અવલોકિતેશ્વર અને જમણી બાજુએ વજ્રપાણિ નામના બોધિસત્ત્વો તથા વૃક્ષચ્છાયા હેઠળ ભક્ત–સમુદાય આદિ કંડારેલાં છે. અંદરના ભાગે અર્ધવૃત્તાકાર પછી એ નષ્ટપ્રાય: સ્તૂપ આવેલો છે. ત્રીજા ઝૂમખાના તો હવે ભગ્નાવશેષ જ બાકી રહ્યા છે. ઝરણાને ડાબે કાંઠે આવેલા ચોથા ઝૂમખામાં ત્રણ નાની ગુફાઓ છે અને જમણે કાંઠે ઉપરવાસ આવેલી એકમાત્ર ગુફાને પાંચમા ઝૂમખામાં ગણવામાં આવી છે.

શિલ્પાંકનના લક્ષણ ઉપરથી પ્રસ્તુત ગુફા–સમૂહને ઈસુની ત્રીજી–ચોથી શતાબ્દીના સમયનો માનવામાં આવે છે.[૭૪]

બીજા ઝૂમખાની વચલી ગુફાના મુખદ્વાર ઉપર કંડારાયેલી પદ્મપાણિ અવલોકિતેશ્વરની અને વજ્રપાણિની પૂર્ણકદની પ્રતિમાઓને આધારે માની શકાય કે એ ગુફાઓ બૌદ્ધ સંપ્રદાયના ભિક્ષુઓના આવાસ માટે કંડારવામાં આવી હતી, એમ છતાં કોઈ પણ સમયે એમાં જૈનો વસ્યા હતા કે કેમ એ પ્રશ્ન અનુત્તર છે.

**તળાજાની ગુફાઓ**

ભાવનગર જિલ્લાના, શેત્રુંજી નદીને કાંઠે આવેલા તળાજા ગામની લગભગ પશ્ચિમ દિશાએ આવેલી ૩૨૦ ફૂટ ઊંચી ટેકરીની પશ્ચિમોત્તર બાજુ ઉપર શૈલ–ઉત્કીર્ણ ૩૦ ગુફાઓનો સમૂહ આવેલો છે.[૭૫] એમાં લગભગ ૨૦ જેટલાં પાણીનાં ટાંકાં પણ આવેલાં છે. એ ૩૦ ગુફાઓ પૈકી, લગભગ ૧૦૦ ફૂટની ઊંચાઈએ આવેલી એભલ મંડપ નામની ગુફા વિશેષ ઉલ્લેખનીય છે. ૭૫×૬૭½ ફૂટના વિસ્તારવાળી આ ગુફા ૧૭½ ફૂટ ઊંચી છે. એના મુખભાગ ઉપર વિશાળ ત્રિદલ–ચૈત્ય–ગવાક્ષ કંડારેલા છે. બાવા–પ્યારા ગુફાઓના અર્ધવૃત્તાકાર ચૈત્ય–ગવાક્ષ

પ્રસ્તુત ત્રિદલના ઉપરના અર્ધવૃત્ત સાથે સામ્ય ધરાવે છે.[૭૬] અગ્રભાગે અગાઉ આવેલા ચાર અષ્ટકોણ સ્તંભ નષ્ટ થઈ ચૂકયા છે. ત્રિદલ ચૈત્ય-ગવાક્ષો અને એની નીચેની વેદિકાને કારણે મુખભાગની વિશાળતા ભવ્ય જણાય છે. એ ભવ્યતામાં ઓર વધારો કરે છે, અંશતઃ આયતાકાર વિશાળ ખંડની અનાવૃત સાદગી. એને સ્તંભના ટેકાની પણ આવશ્યકતા જણાઈ નથી.

એભલ-મંડપથી ઉપરની બાજુએ મોરમેડી, ચમેલી, ખોડિયાર, રાંકા-વાંકાની દુકાન અને નરસિંહ મહેતાની શાળા એ નામની ગુફાઓમાં કશું વિશેષ નોંધપાત્ર નથી.

થોડી વધુ ઊંચાઈએ ચૈત્ય-ગુફા આવેલી છે. ચૈત્યનો મધ્યભાગ નષ્ટ થઈ ગયેલો છે, તોરણ અને પીઠિકા અવશિષ્ટ રહ્યાં છે. તોરણ વિતાન જોડે સંયુક્ત છે. ચૈત્ય પછીત જોડે સંયુક્ત હોવાને બદલે એનાથી સ્વતંત્ર કંડારેલું હતું.

ચૈત્ય-ગવાક્ષો, વેદિકા અને ચૈત્યની શૈલી ઉપરથી પ્રસ્તુત ગુફાઓ આરંભિક ઈસવી સનમાં કંડારાયેલી હોવાનું અનુમાન છે.[૭૭] પરંપરાગત રીતે આ ગુફાઓને બૌદ્ધ સંપ્રદાયની માની સ્વીકારી લેવામાં આવી છે, પરંતુ એનાં કારણોની તજ્જ્ઞોમાં વિશેષ છણાવટ[૭૮] થઈ નથી.

**સાણાની ગુફાઓ**

જૂનાગઢ જિલ્લાના ઊના તાલુકામાં વાંકિયા નામના ગામ પાસે સાણાની ટેકરીઓ આવેલી છે. એની ઉપર પણ સાદગીમાં જૂનાગઢ અને તળાજાની ગુફાઓ જોડે સામ્ય ધરાવતી લગભગ ૬૨ શૈલ-ઉત્કીર્ણ ગુફાઓનો વિશાળ સમૂહ આવેલો છે.[૭૯]

તળાજાના એભલ મંડપ જેવી અહીં પણ એભલ મંડપ નામની ગુફા છે. એ ૬૮½ × ૬૧ ફૂટના વિસ્તારની અને ૧૬½ ફૂટ ઊંચાઈવાળી છે. એના અગ્રભાગે છ સ્તંભ હતા, અંદરના ભાગે એક પણ નહિ.

લગભગ ૧૨૦ ફૂટની ઊંચાઈએ ભીમચોરી નામની ગુફા આવેલી છે. એના અગ્રભાગે ઓસરી પણ છે. ચાર અષ્ટકોણ સ્તંભોનાં શીર્ષ અને કુંભી કળશાકાર છે, જ્યારે શીર્ષતલ અને જગતીનો ભાગ સમચોરસ છે.

ભીમચોરીની બાજુમાં ૩૧ × ૧૮ ફૂટના વિસ્તારમાં આવેલી ચૈત્ય-ગુફા ૧૩½ ફૂટ ઊંચી છે. એની પછીત અર્ધવૃત્તાકાર છે. અનલંકૃત ચૈત્ય અવશિષ્ટ છે, પરંતુ એનું તોરણ નષ્ટ થઈ ગયું છે. એને ફરતો યથાર્થ પ્રદક્ષિણામાર્ગ નથી.

આ ગુફાઓ ઈ. સ. ના આરંભના સમયની હોવાનો સંભવ છે.[૮૦] એ કયા સંપ્રદાય માટે હતી એ તો હાલ તુરત માત્ર અટકળનો વિષય છે.[૮૧]

**ઢાંકની ગુફાઓ**

રાજકોટ જિલ્લાના ઉપલેટા મહાલના ગામ ઢાંકની પશ્ચિમે આવેલી નાની ટેકરીના પણ પશ્ચિમ ભાગે ગાળીમાં આવેલી કેટલીક શૈલ-ઉત્કીર્ણ ગુફાઓ સ્પષ્ટપણે જૈન ગુફાઓ છે.

લગભગ ૭ × ૪ ફૂટની નાની-શી પ્રથમ ગુફાની, પ્રવેશદ્વાર સિવાયની, ત્રણ બાજુએ ૨૨ ઇંચની લંબાઈ-પહોળાઈવાળો એકેક ગોખલો આવેલો છે. દરેક ગોખલામાં કંડારેલી આદિનાથની પદ્માસનસ્થ દિગમ્બર પ્રતિમાઓના શિરોભાગે ત્રિછત્ર, નીચેની બંને બાજુઓ ઉપર એકેક ચામરવાહક અને ઊર્ધ્વભાગે બંને તરફ એકેક ઊડતો ગંધર્વ પણ કોતરેલ છે.

આ ગુફાની જરા ઉત્તરે ઉપરના ભાગે ખડક ઉપર અલ્પમૂર્ત શિલ્પમાં કેટલીક પ્રતિમાઓ કંડારેલી છે, જે પૈકી આદિનાથ, શાંતિનાથ અને અંબિકા આદિ ઉલ્લેખનીય છે.

તીર્થંકરોની દિગમ્બર પ્રતિમાઓની કંડારણીના લઢણના આધારે પ્રસ્તુત ગુફા-સમૂહને ઈસુની ત્રીજી શતાબ્દીની આસપાસનો ગણી શકાય.[૮૨]

**ઝીંઝુરી-ઝરની ગુફાઓ**

ઢાંકથી પશ્ચિમે પાંચેક માઈલ દૂર સિદ્ધસર નામના ગામ પાસે ઝીંઝુરી-ઝર નામે ગાળી આવેલી છે. એમાં અને એની આસપાસ કેટલીક ગુફાઓ આવેલી છે, જે પૈકી એક ગુફામાં વેદિકાથી જોડાયેલા બે અષ્ટકોણ સ્તંભ ઈસુની પહેલી બીજી શતાબ્દીના સમયના જણાય છે.[૮૩]

**સૌરાષ્ટ્રની પ્રકીર્ણ ગુફાઓ**

જૂનાગઢ જિલ્લામાં પ્રભાસ પાટણ મુકામે "પ્રાચીન ગુફાઓ," સવની ( તા. પાટણ-વેરાવળ ) મુકામે "મંદોરની ગુફાઓ" અને જેતલવડ (તા. વિસાવદર) મુકામે "પેથલની ગુફાઓ," જામનગર જિલ્લામાં ધૂમલી ( તા. ભાણવડ ) પાસે "રાણપુર અને ભવનેશ્વરની ગુફાઓ" અને રાજકોટ જિલ્લામાં હિંગોળગઢ ( તા. જસદણ ) નજીક "ભોંયરાની ગુફા"[૮૪] આવેલી છે. એ ગુફા-સમૂહોમાં કશી નોંધપાત્ર વિશિષ્ટતા નથી.

ઉપર્યુક્ત સિવાય સૌરાષ્ટ્રમાં રાણાવાવ, રાજુલા આદિ અનેક સ્થળોએ પ્રાકૃતિક ભોંયરા પ્રકારની ગુફાઓ આવેલી છે, જે ભૂમિના પેટાળનાં કોતરો જ છે.

### કચ્છની ખાપરા-કોડિયાની ગુફાઓ

અદ્યાપિપર્યન્ત એમ મનાતું હતું કે કચ્છમાં પ્રાગ્-મૈત્રકકાલીન સ્થાપત્યકીય સ્મારક અવશિષ્ટ રહ્યાં નથી, પરંતુ ઈ. સ. ૧૯૬૭ માં કે. કા. શાસ્ત્રીએ કચ્છના લખપત તાલુકાના જૂના પાટગઢ નગરની પૂર્વ-દક્ષિણે અને કટેશ્વર મહાદેવ તથા કટેશ્વરી માતાનાં મંદિરોથી પશ્ચિમ બાજુના પહાડમાં ઈસુની પ્રાયઃ ત્રીજી શતાબ્દીના સમયની શૈલ-ઉત્કીર્ણ ગુફાઓ શોધી કાઢી છે.[૮૫]

બહારવટિયા ખાપરા-કોડિયાના નામ સાથે સંકળાયેલી આ ગુફાઓની સંખ્યા ઓછામાં ઓછી બે તો હશે જ, પરંતુ એમાંથી પૂર્વ બાજુની ઓસરી ઘાટની ગુફા અને પશ્ચિમ બાજુની ગુફા આગળનો ઓસરી જેવો ભાગ સંપૂર્ણ નષ્ટ થઈ ગયેલાં છે. અવશિષ્ટ ભાગમાં અંદાજે ૮ × ૮ ફૂટના માપનો ભમતી-યુક્ત ખંડ, એના પ્રવેશદ્વાર ઉપરનું હવે અસ્પષ્ટ ભાતવાળું કોતરકામ, અંદાજે ૧૦ × ૮ ફૂટના માપવાળો બીજો ખંડ, ૧૬ × ૮ ફૂટની પડસાળ, એમાં આવેલા અંદાજે આઠ ફૂટના ઘેરાવાવાળા બે સ્તંભ આદિ ઉલ્લેખનીય છે.

કચ્છમાં બૌદ્ધ પથરાયેલા હતા તે કાળમાં કોતરાયેલી મનાતી આ ગુફાઓના ઉપર્યુક્ત બંને સ્તંભોના શિરોભાગની હાંસ બૌદ્ધ સ્તંભોના ઘાટની હોવાથી એ બૌદ્ધ ગુફાઓ હોવાનું અનુમાની શકાય.[૮૬]

### ગિરિનગરનું ચક્રભૃત્-મંદિર

ગુપ્તકાલીન શૈલ-ઉત્કીર્ણ સ્થાપત્ય પ્રાપ્ત થયાં નથી, પરંતુ ઉત્તર ભારતમાં અન્યત્ર વિપુલ પ્રમાણમાં અસ્તિત્વ ધરાવતાં. છતાં ગુજરાતમાં ગુપ્તકાલીન પ્રસ્તર-નિર્મિત સ્થાપત્ય પણ અદ્યપર્યન્ત પ્રાપ્ત થયાં નથી, એમ છતાં ગુપ્ત સમ્રાટ સ્કન્દગુપ્તના જૂનાગઢ શૈલ-લેખ ઉપરથી એમ સ્પષ્ટ અનુમાની શકાય કે ગુપ્તોએ ગુજરાતમાં પણ પ્રસ્તર-નિર્મિત મંદિર[૮૭] બંધાવ્યાં હતાં ખરાં.

ઉપર્યુક્ત શૈલલેખમાં જણાવેલું ચક્રભૃત્-મંદિર ગિરિનગરમાં કઈ જગ્યાએ આવ્યું હતું એ હજુ સુનિશ્ચિત થયું નથી. વર્તમાન દામોદર-મંદિરના મંડોવરનાં કેટલાંક પ્રતિમાશિલ્પ, મંદિરની પૂજ્ય-મૂર્તિઓ અને અર્ધસ્તંભો ગુપ્તકાલીન હોવાનું મનાય છે,[૮૮] પરંતુ એ માન્યતાને આધારે વર્તમાન દામોદર-મંદિરની જગ્યાએ કે એની આસપાસમાં ગુપ્તકાલીન ચક્રભૃત્-મંદિર આવેલું હતું એમ નિશ્ચયપૂર્વક કહી શકાય નહિ. ઉપરકોટના વિસ્તારમાં કોઈ પણ જગ્યાએ કદાચ એ

હોવાનો સંભવ પણ ખરો.[૮૯] દામોદર મંદિરનાં ગુપ્તકાલીન ગણાતાં પ્રતિમા-શિલ્પ પેલા ભગ્ન મંદિરનાં પણ હોય કે ગુપ્તકાલના કોઈ અન્ય અજ્ઞાત મંદિરનાં પણ હોય. અત્યાર સુધી પ્રાપ્ત થયેલી માહિતીના આધારે કશું સુનિશ્ચિત વિધાન થઈ શકે નહિ.

કચ્છ-સૌરાષ્ટ્રમાં આ સિવાય અન્યત્ર ગુપ્તકાલીન સ્થાપત્ય કે મંદિર અદ્યાપિર્યન્ત નોંધાયું નથી. ગોપનું મંદિર ગુપ્તકાલ-મૈત્રકકાલના સંધિકાળનું છે, તેનું નિરૂપણ ગ્રંથ ૩ માં કરવામાં આવશે.

જૈન અનુશ્રુતિ અનુસાર મૌર્યવંશના રાજા સંપ્રતિએ, ઉજ્જયિનીના વિખ્યાત રાજા વિક્રમાદિત્યે તેમજ દક્ષિણના રાજા સાતવાહન કે હાલે શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કર્યો હતો.[૯૦]

ઢંકાપુરી(ઢાંક)[૯૧]ના સિદ્ધ નાગાર્જુને પોતાના ગુરુ પાદલિપ્તાચાર્યની પ્રેરણાથી શત્રુંજયગિરિનો સમુદ્ધાર કરાવ્યો તથા ત્યાં આદીશ્વરનું ચૈત્ય કરાવ્યું તેમજ એ ગિરિની તળેટીમાં ગુરુના નામ પરથી પાદલિપ્તપુર (પાલિતાણા) વસાવ્યું.[૯૨]

જૈન અનુશ્રુતિઓ ઉપરાંત શત્રુંજય પર જાવડે કરેલા તીર્થોદ્ધારનું પણ વિગતવાર નિરૂપણ થયેલું છે. ભાવડનો પુત્ર જાવડ મધુમતી(મહુવા)નો સ્વામી હતો. એણે તક્ષશિલાના ધર્મચક્રમાં રહેલી ઋષભદેવ(આદિનાથ)ની પ્રતિમા મધુમતીમાં લાવી, ત્યાંથી સંઘ લઈ શત્રુંજય જઈ, ત્યાં આચાર્ય વજ્રસ્વામીના વરદ હસ્તે પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી.[૯૩] આ તીર્થોદ્ધારનો સમય વિ. સં. ૧૦૮ (ઈ. સ. ૫૧-૫૨) ગણાય છે.[૯૪]

આ પછી ધનેશ્વરસૂરિની પ્રેરણાથી સુરાષ્ટ્રના (મૈત્રક) રાજા શિલાદિત્યે આ તીર્થનો ઉદ્ધાર કરેલો એવું શત્રુંજયમાહાત્મ્યમાં જણાવ્યું છે. આ રાજાનો સમય એમાં વિ. સં. ૪૭૭(ઈ. સ. ૪૨૦-૨૧)નો જણાવ્યો છે.[૯૫]

ઉજ્જયંત-રૈવતક પર આ કાલ દરમ્યાન કોઈ તીર્થોદ્ધાર થયાની અનુશ્રુતિ નથી, પરંતુ ત્યાં અંબિકા દેવીની મૂર્તિ સ્થપાયાની જે અનુશ્રુતિ મળે છે તે આ કાલ સુધીમાં પ્રચલિત થઈ હોવા સંભવે છે.[૯૬]

## ૨. તળ-ગુજરાતમાં

મૌર્યકાલના તથા અનુ-મૌર્યકાલના કોઈ સ્થાપત્યકીય અવશેષ તળ-ગુજરાતમાંથી પ્રાપ્ત થતા નથી, પરંતુ જૈન અનુશ્રુતિમાં એવી કેટલીક ઇમારતોનો

ઉલ્લેખ આવે છે, જે આ સમય દરમ્યાન બંધાઈ હોય અગર અસ્તિત્વ ધરાવતી હોય એમ લાગે છે.

**ભરુકચ્છ**

ભરુકચ્છમાં ઘણા જ પ્રાચીન કાળથી વીસમા તીર્થંકર મુનિસુવ્રતનું ચૈત્ય હતું, જે 'અશ્વાવબોધતીર્થ'ના નામથી ઓળખાતુ હતું.[૯૭] સિલોનની એક રાજકુમારી(સુદર્શના)એ[૯૮] એનો જીર્ણોદ્ધાર કરાવી એમાં ચોવીસ દેવકુલિકાઓ, પૌષધશાળા, દાનશાળા, અધ્યાપનશાળા વગેરે બંધાવી એ તીર્થને 'શકુનિકા-વિહાર' નામ આપ્યું હતું,[૯૯] જે 'સમળી વિહાર' તરીકે પણ ઓળખાતું.

જૈન અનુશ્રુતિઓ પ્રમાણે આ પ્રાચીન તીર્થનો જીર્ણોદ્ધાર ઈ. પૂ. ૨ જી સદીમાં થઈ ગયેલા રાજા સંપ્રતિએ કરાવ્યો હતો.[૧૦૦] ઈ. પૂ. ૧ લી સદીમાં પ્રસિદ્ધ જૈનાચાર્ય ખપુટાચાર્ય ભરુકચ્છમાં રાજા બલમિત્રના સમયમાં થયા.[૧૦૧] એમણે ભરુકચ્છનું અશ્વાવબોધ તીર્થ બૌદ્ધોના કબજામાંથી છોડાવ્યું.[૧૦૨] આનુશ્રુતિક વૃત્તાંત પ્રમાણે ભરુકચ્છના બૌદ્ધધર્મના ઉપાસ્ય બુદ્ધની મૂર્તિ તથા સ્તૂપ એમને નમી પડયાં અને અર્ધનમેલી અવસ્થામાં રહેલી એ મૂર્તિ 'નિર્ગ્રંથનમિત' નામે ઓળખાઈ. આ પરથી જણાય છે કે ભરુકચ્છમાં બૌદ્ધ સ્તૂપ તથા ચૈત્ય એ સમયે અસ્તિત્વમાં હતાં. હાલ એના કોઈ અવશેષ જોવા મળતા નથી. આ તીર્થનો સાતવાહન રાજાએ જીર્ણોદ્ધાર કરાવ્યો ત્યારે પાદલિપ્તસૂરિએ એના ધ્વજદંડની પ્રતિષ્ઠા કરી હતી.[૧૦૩] વળી આ પ્રાચીન તીર્થનો સમુદ્ધાર સિદ્ધસેન દિવાકરના ઉપદેશથી રાજા વિક્રમાદિત્યે (ગુપ્ત સમ્રાટ ચંદ્રગુપ્ત બીજાએ?) કરાવ્યો હતો.[૧૦૪]

**તારંગા**

વેણીવત્સરાજ નામે બૌદ્ધધર્માનુયાયી રાજા આર્ય ખપુટાચાર્યનો સમકાલીન હતો. એણે ગિરિ (તારંગા) પર તારાઉર (તારાપુર) નામનું નગર[૧૦૫] વસાવી એમાં બૌદ્ધદેવી તારાનું મંદિર બંધાવ્યું હતું.[૧૦૬] આર્ય ખપુટાચાર્યના ઉપદેશથી એ રાજા જૈનધર્મી બન્યો ત્યારે એણે ત્યાં (મહાવીરની) શાસનદેવી સિદ્ધાયિકાનું મંદિર બંધાવ્યું.[૧૦૭]

**સ્તંભનક**

પાદલિપ્તાચાર્યના શિષ્ય નાગાર્જુને[૧૦૮] સેઢી નદીના કાંઠે આવેલ સ્તંભનક-(થામણા)માં પાર્શ્વનાથની મૂર્તિ પ્રતિષ્ઠિત કરી હતી[૧૦૯] એ પરથી ત્યાં જૈન મંદિર બંધાયું હોવાનું સૂચિત થાય છે. હાલ ત્યાં એના કોઈ અવશેષ મળ્યા નથી.

**રહેઠાણનાં મકાન**

ઈ. સ. ૧–૪૦૦ ના ક્ષત્રપકાલ દરમ્યાનના તળ-ગુજરાતમાંથી પ્રાપ્ત થયેલા સ્થાપત્યાવશેષ બહુધા ઉત્ખનન દ્વારા અકોટા, વડનગર, શામળાજી, કામરેજ, દેવની મોરી વગેરે સ્થળોએથી મળ્યા છે. આ અવશેષોમાં સામાન્ય રહેઠાણનાં મકાનો ઉપરાંત બૌદ્ધ વિહારો અને સ્તૂપોનો સમાવેશ થાય છે. સામાન્ય વસવાટનાં મકાન મોટે ભાગે ઈંટોનાં બાંધવામાં આવતાં. આ કાલમાં ઈંટો મોટા કદની (૧૫" થી ૧૭" × ૧૦" થી ૧૨" × ૨" થી ૨½") અર્થાત્ (૩૭·૫ થી ૪૩·૫ × ૨૫ થી ૩૦ × ૫ સે. મી.) વપરાતી. એના ચણતરમાં માટી વપરાતી. વડોદરા–અકોટામાંથી પ્રાપ્ત થયેલા આવા એક મોટા મકાનનું કદ ૭૦ × ૪૦ ફૂટ (૨૧ × ૧૨ મીટર) જણાયું છે. ત્રણ ઓરડા અને પરસાળવાળું આ સમયનું એક ઈંટેરી મકાન વડનગરમાંથી પણ મળી આવ્યું હતું. મકાનોના બાંધકામમાં પથ્થરનો ઉપયોગ થયેલો નજરે પડે છે. નગરામાં આ સમયનાં ઈંટેરી તેમજ પિંડારી મકાનોના અવશેષ ઉત્ખનન દરમ્યાન માલૂમ પડચા હતા. કારવણ તથા કામરેજમાં આ કાલની ઈંટેરી ઇમારતો અસ્તિત્વ ધરાવતી માલૂમ પડી છે. શામળાજીમાં પણ આવાં ઈંટેરી મકાનોના અવશેષ પ્રાપ્ત થયા હતા, પરંતુ તેઓનું ઊંડું ઉત્ખનન કરવામાં આવ્યું ન હતું તેથી એના સંપૂર્ણ તલદર્શનનો ખ્યાલ આવી શકચો નથી.[૧૧૦]

**કિલ્લા**

ક્ષત્રપકાલમાં કેટલાંક નગરોની આજુબાજુ કિલ્લા બાંધવામાં આવતા હતા. આ કાલના એવા એક કિલ્લાના અવશેષ શામળાજીમાં છે. ઈંટોના આ કિલ્લાના ૪૦૦ મીટર લંબાઈના અને ૨૦૦ મીટર પહોળાઈના અવશેષ મળ્યા છે. ચણતર માટીનું છે. એની ચોતરફ પાણીની ખાઈ હોવાની નિશાનીઓ છે. એ કિલ્લાનો ઘણોખરો ભાગ દટાઈ ગયો હોવાથી એના પ્રવેશદ્વાર વગેરેની પૂરતી માહિતી મળતી નથી.[૧૧૧]

કામરેજનાં ખંડેર જોતાં એની ત્રણ બાજુએ ઊંડી ખાઈ અને એક બાજુથી ઉપર ચડવાનો માર્ગ છે. અહીં ઈંટોનું બાંધકામ દેખાય છે.[૧૧૨]

## તળાવો

સાબરકાંઠા જિલ્લાના ભિલોડા તાલુકાનાં કેટલાંક ગામો પાસે તળાવોનું બાંધકામ આ કાલમાં થયું હોય એમ લાગે છે. પર્વતોમાં જે સ્થળે નાળાંઓએ ખીણ પાડી હોય અને જ્યાં નીચે મજબૂત પથ્થરો હોય ત્યાં એની પર માટીના બંધ બાંધીને પાણી રોકી તળાવો બાંધવાનો પ્રયાસ થયેલો છે. આ તળાવોમાં જે બાજુએ પાણી ભરવામાં આવતું તે બાજુને ઈંટો અથવા પથ્થરો વડે મજબૂત બનાવવામાં આવતી. આ તળાવોમાં બંધની લંબાઈ સ્થળ પરત્વે જુદી જુદી રહેતી, પરંતુ લગભગ ૧૦૦૦ ફૂટ ( ૩૦૦ મીટર ) લાંબા બંધ બંધાતા હોવાનાં એંધાણ મળ્યાં છે. તળાવોની પાળોની ઊંચાઈ પણ ૬ ફૂટ (૧.૮ મીટર)-થી માંડી ૫૬ ફૂટ (૧૬.૮ મીટર) સુધીની રાખવામાં આવતી. એમાંની મોટી પાળોની નીચેની જાડાઈ ૨૫૦ ફૂટ (૭૫ મીટર) અને ઉપરની ૪૦ ફૂટ (૧૨ મીટર) જેટલી રખાતી. આ પાળો ધોવાઈ ન જાય એ માટે તકેદારી તરીકે વધારાની પરનાળો રાખવામાં આવતી. આવી પરનાળો બેબાર (તા. ભીલોડા) અને દધાલિયા-( તા. મોડાસા )નાં તળાવોમાં ખડકોમાંથી કોતરી કાઢવામાં આવી છે.[૧૧૩]

ઉત્તર ગુજરાતમાં દેલમાલ( તા. ચાણસ્મા, જિ. મહેસાણા )ની પૂર્વમાં પાળેની કે પાલિની દેવીનું મંદિર જેના કાંઠે હાલ ઊભું છે ત્યાં આવું એક પ્રાચીન તળાવ છે. મલ્લપુરાણમાં એને વૃદ્ધસર તરીકે ઓળખાવવામાં આવ્યું છે.[૧૧૪]

## દેવની મોરી

સાબરકાંઠા જિલ્લામાં આવેલા શામળાજી પાસે દેવની મોરી નામના ગામની અને એની પાસે વહેતી મેશ્વો નદીની વચ્ચે ભોજરાજનો ટેકરો અને એની બાજુમાં એક લંબચોરસ ટેકરો આવેલો હતો. એ બંને ટેકરાઓમાં મોટા કદની ઈંટો અને લાલ ચકચકિત મૃદ્ભાંડોના અવશેષ મળી આવતાં વડોદરાની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના પુરાતત્ત્વ ખાતાએ ઉત્ખનન કરીને ત્યાંથી આ સમયનો એક મોટો ઈંટેરી સ્તૂપ અને બે ઈંટેરી વિહાર શોધી કાઢ્યા હતા.

## વિહાર

લંબચોરસ ટેકરાનું ખોદકામ કરતાં અત્યંત ખંડિત અવસ્થામાં ૧૬૦×૧૫૦ ફૂટ (૪૮×૪૫ મીટર) વિસ્તારના એક વિહારના અવશેષ મળી આવ્યા હતા. એનું પ્રવેશદ્વાર ઉત્તર તરફ હતું. વિહારની વચ્ચે મોટો ખુલ્લો ચોક અને એની ચારે બાજુ હરોળબંધ આઠ આઠ કોટડી હતી. આ કોટડીઓ

૧૦ × ૯ ફૂટ (૩ × ૨.૭ મીટર) જેટલા કદની હતી ને એના ૩ ફૂટ (૦.૯ મીટર) પહોળા પ્રવેશદ્વારમાં ચણિયારાવાળું બારણું હતું.

ચોકમાં પાકી ઈંટોની ફરસબંધી હતી. દીવાલો મોટી ઈંટોની બાંધેલી હતી અને એના ઉપર બે-કાણાંવાળાં લંબચોરસ નળિયાંનું એકઢાળિયું છાપરું હતું. પાછલી હરોળના વચલા ખંડમાં પથ્થરની ફરસબંધીવાળું ભોંયતળિયું હતું. વિહારના નૈઋર્ત્ય ખૂણે મોરી હતી. આ પરથી લાગે છે કે આ વિહારનો એક વખત તો સંપૂર્ણ જીર્ણોદ્ધાર થયો હશે. મૂળ વિહારની ફરસબંધી પર તેમજ ભીંતોની બહાર માટી પૂરીને એનો જીર્ણોદ્ધાર કર્યાની નિશાનીઓ મળી આવી હતી. વિહારની પછવાડે કોટ બાંધવામાં આવ્યો હતો.

વિહારના બાંધકામમાં વપરાયેલો લાકડાનો કાટમાળ સંપૂર્ણ નાશ પામ્યો હતો, પરંતુ જુદી જુદી જાતના લોખંડના ખીલા, સાંકળો વગેરે લાકડકામની સાક્ષી પૂરતાં હતાં. દરેક ખંડને એક જ બારણું હતું એ બારણાંનાં ચણિયારાં પરથી નક્કી થયું હતું. ખંડ જુદા જુદા કદના હતા. ખૂણા પરની ઓરડીઓ પર પહોંચવા માટે નાની નવેરી મૂકવામાં આવી હતી. અગ્નિખૂણામાં એક ઓરડી બહારના ઓટલા પર હતી. આ ઓરડીમાં દાખલ થવા માટે વિહારના અંદરના ભાગમાંથી બારણું મૂકવાની વ્યવસ્થા હતી.

દેવની મોરીના આ મોટા વિહારની પૂર્વમાં એક નાના વિહારના અવશેષ ખોદી કાઢવામાં આવ્યા હતા. આ વિહારની રચના ઉપરના વિહાર જેવી જ હતી, પણ એ કદમાં નાનો હતો. આ વિહારનું પ્રવેશદ્વાર પશ્ચિમાભિમુખ હતું. આ વિહારનો માત્ર થોડો ભાગ તપાસવામાં આવ્યો હતો.[૧૬૫] દેવની મોરીની બૌદ્ધ વસાહત પર બીજા વિહાર હોવાનો સંભવ ખરો, પરંતુ એનું અન્વેષણ થયું નથી. બાંધેલા બીજા વિહાર ગુજરાતનાં ગામો અને નગરો હેઠળ દટાયેલા હશે, પરંતુ એની માહિતી માટે વધુ તપાસ અપેક્ષિત છે.[૧૬૬]

### સ્તૂપ

આ વિહારની પાસેના ભોજરાજના ટેકરાનું ખોદકામ કરતાં એમાંથી એક સ્તૂપ મળી આવ્યો હતો (પટ્ટ ૧૦, આ. ૬૭). એનો ઉપલો અને બહારનો ભાગ તૂટી ગયેલો હતો. મોજૂદ રહેલાં ખંડેરોમાં ત્રણ પીઠિકાવાળો સ્તૂપ હોવાનું માલૂમ પડયું હતું. પાયાની ઉપર એક ચોરસ પીઠિકા, એની ઉપર બીજી નાના કદની ચોરસ પીઠિકા, એની ઉપર ત્રીજી નાની પીઠિકા અને એની ઉપર ગોળાર્ધ અંડના અવશેષ મળ્યા હતા. નીચલી પીઠિકા ૮૬ × ૮૬ ફૂટ (૨૫.૮ × ૨૫.૮ મીટર)ની હતી

અને સ્તૂપની હાલની ઊંચાઈ લગભગ ૪૦ ફૂટ (૧૨ મીટર) હતી. નીચેની પીઠિકા જમીનથી ૮ ફૂટ (૨·૪ મીટર) ઊંચી હતી. આ પીઠિકાનો ઉપયોગ પ્રદક્ષિણા-પથ તરીકે થતો હશે. આ પીઠિકાની દીવાલની એક બાજુએ કુંભ-કળશથી શોભતા બાર ભીંતા (અર્ધ-ચણેલા સ્તંભો) એવી રીતે ગોઠવાયેલા હતા કે દીવાલની દરેક બાજુએ અગિયાર ગાળા (સ્તંભ-અંતરાલ) પડે. આ થાંભલીઓનાં સરાં( capitals ) ઘાટમાં ભારતીય-કોરિન્થિયન શૈલીમાં હોઈ ભારતીય-ગ્રીક કે ભારતીય-બાહ્લિક અસર સ્પષ્ટ વર્તાતી હતી. સરાં પરના પાટડામાં ફૂલવેલનાં સુશોભનોથી અંકિત ત્રણ પટ્ટિકાઓ (friezes) આવેલી હતી. આ આખીયે પટ્ટિકામાં આંતરે આંતરે વિવિધ થર આવેલા હતા. એમાંના એકમાં નાના ચોરસોની, બીજામાં મોટાં પાંદડાંવાળી વેલની અને ત્રીજામાં હારબંધ ટોડલાની સળંગ પટ્ટી કાઢેલી હતી. થાંભલીઓનાં સરાંમાંની સૌથી ઉપરની કેવાળમાં પણ ટોડલા, વેલ અને ચોરસા જેવી ભાતો હતી. આમાંનાં ઘણાં સુશોભન વેરવિખેર સ્થિતિમાં મળ્યાં હતાં( પટ્ટ ૨૨, આ. ૮૩, ૮૪ ).

નીચલી પીઠિકાની ઉપરના મથાળાના ભાગમાં ૮ ફૂટ(૨·૪ મીટર)નો પ્રદક્ષિણા-માર્ગ મૂકીને એનાથી થોડી નાના કદની પીઠિકા ૭૦ × ૭૦ ફૂટ ( ૨૧ × ૨૧ મીટર ) વિસ્તારની આવેલી હતી. એને ફરતી જગ્યા પણ પ્રદક્ષિણાપથની ગરજ સારતી. આ બીજી પીઠિકાની દીવાલમાં પણ દરેક બાજુએ નવ નવ ગાળા પડતાં દસ દસ ભીંતા ( અર્ધમૂર્ત સ્તંભ ) આવેલા હતા. એમાંના પાંચ પાંચ ગોખલાઓમાં બુદ્ધની મૂર્તિઓ પધરાવેલી હતી. એ મૂર્તિઓ પકવેલી માટીની બે ફૂટ ( ૦·૬ મીટર ) જેટલી ઊંચી છે ને એમાં પદ્માસન પર યોગાસનમાં બિરાજેલા ધ્યાનસ્થ બુદ્ધનું મુદિત કરુણામય સ્વરૂપ પ્રગટ થાય છે. દરેક બાજુએ મધ્યગાળાના મથાળે લગભગ સવાત્રણ ફૂટ (૧·૧ મીટર) ઊંચાઈની ચૈત્યાકાર કમાન આવેલી હતી. વળી આ મધ્યગાળાની સ્તંભાવલિનાં પૂર્ણકુંભ તથા આસનસ્થ સિંહોની આકૃતિઓ કોતરેલી હતી. આ રૂપાંકનોમાં તેમજ પ્રતિમાની વેશભૂષામાં ગંધારની ભારતીય-ગ્રીક શિલ્પશૈલી દેખા દેતી હતી. પ્રતિમાઓ અને તોરણોના ઘણાખરા અવશેષ એની મૂળ જગ્યાએથી નીચે તૂટી પડેલા મળ્યા હતા. આ બીજી પીઠિકાની ઉપર ત્રીજી નાની પીઠિકા હોવાની શક્યતા હશે, જેણે ઘણું કરીને અંડની પીઠિકાની ગરજ સારી હશે.

સ્તૂપાનું અર્ધગોળ અંડ બહારથી વર્તુળાકાર દેખાતું હતું, પરંતુ એક તકતીમાં કોતરેલી સ્તૂપની નાની આકૃતિ પરથી આ અંડ ગોળાર્ધ આકારનું હોવાનું તથા એની ઉપર છત્ર હોવાનું સૂચિત થતું હતું. એની અંદરની રચના બરાબર જળવાઈ રહેલી હતી. અંડના કેંદ્ર પર એક ચોરસ આકાર રચી એની આસપાસ

પીપળાના પાનના ઘાટવાળાં (શંખાવૃત) વલય રચવામાં આવેલાં હતાં. આ કેંદ્રની ઉપર અંડની અંદરના ભાગમાં ભગવાન બુદ્ધની પૂર્વાભિમુખ પ્રતિમા મૂકેલી હતી. એની નીચે કેંદ્રમાં માટીના પાત્રની અંદર પથ્થરનો દાબડો હતો. આ દાબડાની બાજુઓ પર તેમજ એના તળિયા પર સંસ્કૃત પદ્યમાં અભિલેખ કોતરેલો છે.[૧૧૭] લેખ પરથી એ જાણવા મળે છે કે પહેલાં આ સ્થળે મહાવિહાર બંધાયો હતો અને પછી એના આશ્રયે કોઈક રાજા રુદ્રસેનના રાજ્યકાલ દરમ્યાન અને કથિક રાજાઓના ૧૨૭ મા વર્ષે[૧૧૮] અગ્નિવર્મા અને સુદર્શન નામના બૌદ્ધ ભિક્ષુઓએ વિહારની ઉત્તરે આ મહાસ્તૂપ બંધાવ્યો હતો.

દાબડાના ઢાંકણા ઉપર બહારના, બાજુના અને અંદરના ભાગમાં પાલિ ત્રિપિટકમાંનું પ્રતીત્ય-સમુત્પાદના સિદ્ધાંતને લગતું સૂત્ર કોતરેલું છે. આ સૂત્રમાં બાર નિદાનોની ઉત્પત્તિ અને નિરોધોનું રહસ્ય દર્શાવ્યું છે.[૧૧૯]

પથ્થરના દાબડાની અંદર તાંબાની દાબડી, ધાતુના ટુકડા અને એક મણકો મૂકેલો હતો. તાંબાની દાબડીમાં બુદ્ધના શરીરાવશેષ સાચવતી સોનાની શીશી, રેશમી વસ્ત્રની બે કોથળી, પૂજાનો સામાન, ચંદનના લાકડાના બળેલા કટકા વગેરે હતાં.

સ્તૂપની ઉત્તરે એક જાડી દીવાલ બાંધેલી હતી તે વિહારના કોટની જેમ નદીની રેલ સામે રક્ષણ માટે હશે. સ્તૂપની બાજુમાં ચાર નાના સ્તૂપ હતા તે માનતા માટે બંધાવેલા પ્રતીક-સ્તૂપો (Votive Stūpas) હોવાનું જણાય છે.[૧૨૦] આ સ્તૂપની ઉપરની હર્મિકા તથા છત્રયષ્ટિ તદ્દન નાશ પામ્યાં હતાં તેથી એના સ્વરૂપ વિશે કોઈ ચોક્કસ માહિતી મળી ન શકી.[૧૨૧]

શામળાજી પાસે મેશ્વો નદીનો બંધ બંધાતાં આ બધા અવશેષ એવી રીતે રચાયેલા "શ્યામ સરોવર"માં પાણી નીચે ગરક થઈ ગયા છે.

### કડિયા ડુંગરની ગુફાઓ

ભરૂચ જિલ્લાના અંકલેશ્વર પાસેના ઝગડિયા-નેત્રંગ તરફ જતાં ઝાઝપોરની પાસે લગભગ ૫૦૦ ફૂટ(૧૫૦ મીટર)ઊંચાઈનો ડુંગરાળ પ્રદેશ આવેલો છે તેમાંનો એક કડિયો ડુંગર કહેવાય છે. આ ડુંગર પર ખડકમાંથી કોતરી કાઢેલી આ સમયની સાતેક ગુફા મળી આવી છે તેમજ ડુંગરની તળેટીમાં એક જ પથ્થરમાંથી કોતરી કાઢેલો એક સિંહસ્તંભ છે. એની આસપાસ જમીનમાં દટાયેલા અનેક ઈંટેરી સ્થાપત્યાવશેષ પણ જોવામાં આવે છે.

ડુંગર ઉપર સૌથી ઊંચેની બે ગુફાઓમાંની એકમાં પ્રવેશ કરતાં જમણી બાજુની દીવાલ પર બ્રાહ્મી લિપિમાં એક અભિલેખ ($3\frac{1}{4}$' × $1\frac{1}{2}$' અર્થાત્

૧·૧ × ૦·૬ મીટર) છે. લેખ તદ્દન ઘસાઈ ગયો છે. એની ત્રણેક લીટીના અક્ષર સ્પષ્ટપણે બ્રાહ્મી લિપિના જણાય છે. ડાબી બાજુની દીવાલમાં માત્ર રેખાઓમાં અંકિત થયેલાં હાથી અને વાનરનાં શિલ્પ છે. આગળ વરંડા અને અંદરના ભાગમાં પાષાણમાં કોતરી કાઢેલી બેઠકો વાળા ખંડોની સાદી રચના બૌદ્ધ વિહારોની પ્રતીતિ કરાવે છે.

પહેલી ગુફાની અંદરનો ખંડ ૨૪'–૦''×૭'–૩'' (૭·૨×૨·૨ મીટર) વિસ્તારનો છે અને એની ઊંચાઈ ૮'-૯' (૨·૬ મીટર) છે. એમાં આવેલી બેઠકો ૪'-૧૦'' × ૨'–૩'' (૧·૪ × ૦·૭ મીટર) માપની છે અને એ બે ફૂટ ઊંચી છે. બે નાના સ્તંભ છે તેમજ પ્રવેશદ્વાર આગળ બે મોટા સ્તંભ છે. સૌથી આગળનો વરંડો ૧૧'–૬'' (૩·૪ મીટર) સમચોરસ છે. સ્તંભોની કુંભીઓ લંબચોરસ તથા સ્તંભદંડ અષ્ટકોણ છે અને એ સાદાં છે. વરંડા પર વેદિકા–ભાતની કોતરણી છે.

બીજી ગુફા પણ તદ્દન સાદી છે. એનો અંદરનો ઓરડો ૭'–૯'' (૨·૩ મીટર) સમચોરસ છે, અને વરંડો ૧૧'–૭'' × ૭'–૯'' (૩·૪૫ × ૨·૩ મીટર) વિસ્તારનો છે. વરંડાની સપાટ છતને ટેકવી રાખતી દીવાલના આગલા છેડે કપોત-ઘાટની કાનસ (roll–cornia) છે.

ત્રીજી ગુફાને તો કોઈએ વસવાટ માટે ઉપયોગમાં લઈ, એને આધુનિક ઢબની બનાવી એના રંગઢંગ બદલી નાખ્યા છે. પછીની ચોથી ગુફાનો વરંડો ૩૧ ફૂટ (૯·૩ મીટર) લાંબો છે. પાંચમી ગુફા અન્ય ગુફાઓ કરતાં બહુ નીચી સપાટીએ છે. અંદર ખંડ અને આગળ વરંડાની રચના અહીં પણ છે. છઠ્ઠી ગુફા તદ્દન સાદી છે. એમાં વરંડામાંથી ખંડમાં જવા માટેનું પ્રવેશદ્વાર ભાંગી ગયું છે. એ પછીની સાતમી ગુફા બિલકુલ ખંડિત હાલતમાં છે. આ ગુફાઓની આસપાસ પાણીનાં ટાંકાં પણ છે.

નીચેથી ઉપર પાતળા થતા જતા એક જ પથ્થરમાં કંડારેલો ૧૧ ફૂટ (૩·૩ મીટર) ઊંચો એક શિલાસ્તંભ અહીં આવેલો છે. સ્તંભના શિરોભાગે બે–શરીરવાળી અને એક–મુખવાળી એક સિંહાકૃતિ છે. આ સિંહસ્તંભ બૌદ્ધ ધર્મની યાદમાં ઊભો કરાયો હોય એમ લાગે છે.

ગુફાની સાદાઈ, લેખ, સ્તંભોનો આકાર અને વેદિકાની ભાતમાં કાષ્ઠકલાનું અનુકરણ, તેમજ ભોંયતળિયામાં લાકડાના સ્તંભ ખોસવા માટે કરેલાં કાણાં

તથા વસંડિકાનાં સ્પષ્ટ કપોત તથા પ્રાચીન શિલાસ્તંભ વગેરે પરથી આ ગુફાઓ ઈસુની લગભગ પહેલી-બીજી સદીની હોવાનું જણાય છે.[૧૨૨]

ઈ. સ. ૪૦૦થી ૪૭૦ સુધી ગુજરાતમાં ગુપ્તોની સત્તા રહી, પણ તળ-ગુજરાતમાંથી આ સમયના કોઈ સ્થાપત્યાવેશેષ પ્રાપ્ત થયા નથી.

## પાદટીપો

૧. ફક્ત ઉપરકોટની અંદરના ભાગે વિવિધ વસાહતી સ્તર અંશતઃ જળવાઈ રહ્યા હોવાનો સંભવ છે.

૨. નીચે પ્રમાણે છ પરિમાણોની ઈંટો જૂનાગઢની આસપાસથી પ્રાપ્ત થાય છે (માપ ઇંચમાં છે):

| | | |
|---|---|---|
| (૧) | ૧૮ × ૧૨ × ૩ | બોરિયા અને ઈંટિવા |
| (૨) | ૧૮½ × ૯¾ × ૩½ | સોનરેખ-તટ |
| (૩) | ૧૬ × ૧૧½ × ૩ | ઉપરકોટ |
| (૪) | ૧૬ × ૭¾ × ૩ | સોનરેખ-તટ |
| (૫) | ૧૩½ × ૧૩ × ૩ | સોનરેખ-તટ |
| (૬) | ૧૩ × ૬¾ × ૩ | સોનરેખ-તટ |

૩. Hiuen Tsiang, *Buddhist Records of the Western World* (Eng. trans. by Beal), Vol. II, p. 26 9

૪. *Ibid.*

૫. Raj Bali Pandey, *Historical and Literary Inscriptions*, pp. 61-62, f. n. 3

૬. વિગતો માટે જુઓ ઉપર પ્રકરણ ૩.

૭. વિગતો માટે જુઓ ઉપર પ્રકરણ ૧૫.

૮. બોર વૃક્ષોની વિપુલતાને કારણે ઉપત્યકાનું નામકરણ 'બોરિયા' થયું. એની અધિષ્ઠાત્રી છે બોરદેવી. જેમ બદરીનાથ તેમ બોરદેવી. ગિરનાર ઉપર જવાના પ્રવેશ-દ્વારની દક્ષિણેથી ત્યાં જવાનો માર્ગ ફંટાય છે. જીપ જેવું વાહન બોરદેવીના મંદિર સુધી જઈ શકે છે.

૯. H. Cousens, 'Report on the Boria or Lakhamedi Stoop near Junagadh', *Journal of the Asiatic Society of Bengal*, Vol. 60, Part 1, No. 2, pp. 17-23

૧૦. Vallabhaji Haridatta Acharya, *A short Account of the Principal Places of Antiquity in and about Junagadh*

૧૧. M. R. Majmudar (Ed.), *Chronology of Gujarat*, p. 90

૧૨. *Ibid.*, Plate XV B. વૃત્તાકાર પ્રસ્તરખણ્ડોના અગ્રભાગે દેખ.ય છે તે સમચોરસ શિલાનું વિસ્તૃત છાયાચિત્ર જૂનાગઢ-મ્યુઝિયમમાં પ્રદર્શિત કરેલું છે. પ્રસ્તુત શિલાને મ્યુઝિયમના મૂળ ભવન, હાલના ખાદી-ભંડારનાં પગથિયાં પાસે વર્ષો પહેલાં પડેલી જોઈ હોવાનું જુનાગઢ-મ્યુઝિયમના ભૂતપૂર્વ ક્યુરેટર શ્રી જોશીપુરાએ આ લેખકને એક વાર કહ્યું હતું. હાલમાં એ શિલાનો પત્તો નથી.

૧૩. એ પવિત્ર અવશેષ જનાગઢ-મ્યુઝિયમમાં સુરક્ષિત રાખવામાં આવ્યા છે.

૧૪. જૂનાગઢ અને એની આસપાસનાં સ્થાપત્યકીય સ્મારક બહુધા ક્ષત્રપકાલીન હોવાથી એના સંદર્ભમાં જ પ્રસ્તુત સ્તૂપને લગતી વિગતો વિવિધ પ્રકાશનોમાં અપાતી આવી છે.

૧૫. પાદટીપ ૨ જુઓ,

૧૬. ઉત્તર ભારત અને ગુજરાતમાંથી મળી આવતી વિવિધ સમયની ઈંટોનાં પરિમાણ માટે જુઓ "કુમાર", અંક ૫૧૫, પૃ. ૪૧૮.

૧૭. M. R. Majmudar, *op. cit.*, Plate XV B

૧૮. Percy Brown, *Indian Architecture* (*Buddhisht & Hindu*), Plate XII, 1

૧૯. છો. મ. અત્રિ, 'ક્ષત્રપકાલીન ગિરિનગર', "વિદ્યાપીઠ", વર્ષ ૫, પૃ. ૯૬

૨૦. ગિ. વ. આચાર્ય, 'જૂનાગઢમાં ગિરનારની ઈંટવા ટેકરીના બૌદ્ધ વિહારનું ખોદકામ', "ગુજરાત સમાચાર", ઑક્ટોબર ૧૯૪૯ (M. R. Majmudar, *Chronology of Gujarat*, p. 92)

૨૧. M. R. Majmudar, *op. cit.*, p. 91

૨૨. B. Ch. Chhabra "Intwa clay-slaling", *Epigraphia Indica*, Vol. XXVIII, pp. 174 f.

૨૩. M. R. Majmudar, *op. cit.*, p. 91

૨૪. પ્રશ્ન થઈ શકે કે તો પછી મૌર્યકાલીન વિહારમાંથી ક્ષત્રપકાલીન પુરા-અવશેષ જ કેમ મળ્યા, મૌર્યકાલીન કેમ નહિ? પ્રાયઃ મૌર્યકાલીન વિહારમાં જ ક્ષત્રપકાલીન ભિક્ષુઓ વાસ કરતા હતા. વળી પ્રાપ્ત થયેલા વિહારની નીચેના સ્તર તો ખોદાયા જ નથી. આમ અવશેષ ક્ષત્રપકાલીન જ પ્રાપ્ત થઈ શકતા હતા; ઈંટો ક્ષત્રપકાલીન નથી એ જ સ્વયંસિદ્ધ પુરાવો છે કે વિહાર પણ ક્ષત્રપકાલીન નથી.

૨૫. *Chul lavagga* (VI. 2. 2) as quoted by H. Sarkar, *Studies in Early Buddhist Architecture of India*, p. 8

૨૬. (1) Percy Brown, *op. cit.*, p. 30

(2) V. A, Smith, *History of Fine Art in India & Ceylon*, p. 16

(3) Sankalia, *op. cit.*, p. 46, f. n. 1

૨૭. Burgess, *Report on the Antiquities of Kathiawad and Kachh*, Plate XVII, p. 139

૨૮. *Ibid.*; Sankalia, *op. cit.*, p. 47

૨૯. Burgess, *op. cit.*, Plate XVI

૩૦. *Ibid.*, Plate XIX

૩૧. *Ibid.*, p. 139; Sankalia, *op. cit.*, p. 47

૩૨. બર્જેસે કે અન્ય કોઈ વિદ્વાને આ બંને વ્યાલોની નોંધ લીધેલી નથી.

ગુજરાતની વ્યાલ-પ્રતિમાઓ માટે જુઓ M. A. Dhaky, "Vyāla Figures of the Temples of Gujarat," *Journal of the Gujarat Research Society*, Vol. 23, No. 4, p. 92.

૩૩. Burgess, *op. cit.*, Plate XVIII-2 & 3

૩૪. પ્રસ્તુત અલંકરણોની પણ વિદ્વાનોએ નોંધ લીધી નથી.

૩૫. Burgess, *op. cit.*, p. 141; Sankalia, *Archaeology of Gujarat*, pp. 48 f.

૩૬. (1) Burgess, *op. cit.*, Plate XVIII-4

(2) Sankalia, *op. cit.*, p. 48

૩૭. Fergusson & Burgess, *The Cave Temples of India*, Plate XXIII

૩૮. Burgess, *A. K. K.*, Plate XVIII-2; Sankalia, *op. cit.*, p. 48
અલંકરણાર્થે સ્તંભોને અહીં સ્તંભ કે અર્ધ-સ્તંભ કહેવામાં આવેલા છે.

૩૯. Sankalia, *op. cit.*, p. 48

૪૦. *Ibid.*, p. 49

૪૧. V. Smith, *Jain Stūpa and Other Aniquities of Mathura*, Plate XI

૪૨. Burgess, *Amaravati*, pl. XXXVIII as referred to by Sankalia, *Archaeology of Gujarat*, p. 49, f. n. 1

૪૩. Fergusson & Burgess, *The Cave Temples of India*, pl. VII.

૪૪. Sankalia, *op. cit.*, p. 48

૪૫. *Ibid.*

૪૬. જુઓ ઉપર પાદનોંધ ૩-૪.

૪૭. James Tod, *Travels in Western India*, p. 367

ટૉડે જૂનાગઢની મુલાકાત લીધી ત્યારે, ઈ. સ. ૧૮૨૨ માં લોકો પ્રસ્તુત ગુફાઓને ખેંગાર-મહેલ પણ કહેતા હતા. કચ્છ-સૌરાષ્ટ્રનાં અન્ય સ્થાપત્યો સાથે પણ ખાપરા-કોડિયાનું નામ સંકળાયેલું છે,

૪૮. Burgess, *op. cit.*, p. 145

૪૯. *Ibid.*, p. 145

૫૦. *Ibid.*, p. 146; Plates XXVI-XXVII

૫૧. Tod, *op. cit.*, Sketch on p. 362

૫૨. Burgess, *op. cit.*, Plate XXII. The top of the plate indicates west.

૫૩. Sankalia, *op. cit.*, pp. 49 f.

૫૪. *Ibid.*, p. 49

૫૫. *Ibid.*, pp. 50 f.

૫૬. Burgess, *op. cit.*, plate XXIV

૫૭. *Ibid.*, p. 143. બર્જેસે એને serrated torus કહેલ છે. એ શિખરની ઘંટિકાને મળતી શિલ્પ-રચના છે.

૫૮. *Ibid.*, Plate XXIV

૫૯. Sankalia, *op. cit.*, p. 51

૬૦. ધર્મસ્થાન ન માનવામાં આવતાં હોય તો બૌદ્ધ કે જૈન માનવાનો અર્થ પણ શો ? જૈનધર્મી રાજાના સ્નાનાગારને "જૈન" માનવાનો કશો અર્થ નથી !

૬૧. Sankalia, *op. cit.*, p. 51

૬૨. Burgess, *op. cit.*, p. 144. પ્રસ્તુત ગુફાઓ પ્રમોદ-ભવન હોવાની શંકા ત્રીજા અનુચ્છેદમાં વ્યક્ત કરવામાં આવી જ છે, જ્યારે વસ્તુતઃ એમ જ હોવાની અહીં સકારણ સ્થાપના કરવામાં આવી છે.

૬૩, પ્રસ્તુત પ્રમોદભવન જાહેર જનતા માટેનું નહિ, પરંતુ મુખ્ય-મુખ્ય રાજ-પુરુષો માટેનું, રાજ-મહાલયોની જેમ ખાનગી માલિકીનું હતું એમ કથિત અર્થઘટનમાં અભિપ્રેત છે. આમ એનું અતિ વિશાળ હોવું આવશ્યક નહોતું.

૬૪. Sankalia, *op. cit.*, p. 51

૬૫. M. R. Majmudar, *op. cit.*, પૃ ૩૭ ઉપર પ્રથમ અનુચ્છેદમાં બાવાપ્યારા ગુફાઓની વિગત આપી છે, પરંતુ દ્વિતીય અનુચ્છેદમાં આપેલી વિગતો તો ઉપરકોટની ગુફાઓને લાગુ પડે છે. એવી જ રીતે પૃ. ૯૨ ઉપર ઉપરકોટની ગુફાઓની વિગતોમાં બીજા-ત્રીજા અનુચ્છેદમાં Majority of.........to be Buddhist એ નવ પંક્તિઓ ખરેખર તો બાવાપ્યારા ગુફાઓને લાગુ પડે છે.

૬૬. સમુદ્રતલનિર્મિત પ્રસ્તુત જલકૃત પાષાણ એ વાતનું સાક્ષ્ય પૂરે છે કે સુદૂરના ભૂતકાળમાં સમુદ્ર ગિરનારની સમીપે આવેલો હતો.

૬૭. Burgess, *op. cit.*, p. 141

૬૮. *Ibid.*

૬૯. *Ibid.*, p. 147

૭૦. તા. ક.- તાજેતરમાં ગુજરાતના પુરાતત્ત્વ ખાતા તરફથી ઉપરકોટ મુકામે નીલમ તોપની નીચેના ભાગેથી એક ભગ્ન શૈલ-ઉત્કીર્ણ-ગુફાનો અવશિષ્ટ ભાગ શોધી કઢાયો છે.

૭૧. Majmudar, *op. cit.*, પૃ. ૯૦ અને ૯૩ ઉપર 'ખંભાળિયા' છપાયેલ છે એ ખરેખર 'ખંભાલીડા' જોઈએ.

૭૨. ભૂતપૂર્વ સૌરાષ્ટ્ર (પાછળથી મુંબઈ) રાજ્યના પુરાતત્ત્વવિદ શ્રી પુરુષોત્તમ પંડયાએ ઈ. સ. ૧૯૫૯માં પ્રસ્તુત ગુફાસમૂહ શોધી કાઢેલો છે. *Indian Archaeology 1958-59 —A Review*, p. 70; pl. LXII A

૭૩. પ્રસ્તુત પ્રતિમાઓ સહિત સારાયે મુખભાગને, પછીના કોઈ અજ્ઞાત નિવાસીઓએ ચૂનાથી ધોળી દીધેલો છે.

૭૪. *Indian Archaeology 1958-59—A Review*, p. 70

૭૫. Burgess, *op. cit.*, pp. 147 ff.

૭૬. Sankalia, *op. cit.*, p. 52

૭૭. *Ibid.*

૭૮. Burgess, *Report on A. K. K.*, p. 92; Majmudar, *op. cit.*, p. 92

૭૯. Burgess, *op. cit.*, p. 149

૮૦. Sankalia, *op. cit.*, p. 53

૮૧. ડૉ. સાંકળિયા આ ગુફાઓને જૈન હોવાનું કલ્પે છે. Sankalia, *op. cit.*, p. 53

૮૨. *Ibid.*, p. 167

૮૩. *Ibid.*, p. 54

૮૪. જસદણના દરબારીશ્રીએ આપેલી માહિતી ઉપરથી પ્રસ્તુત ગુફા શ્રી છો. મ. અત્રિએ ઈ. સ. ૧૯૬૭માં નોંધી છે.

૮૫. ગુજરાત સમાચાર, તા. ૨૭-૮-૧૯૬૭; કે. કા. શાસ્ત્રી, 'કચ્છના પ્રાચીન ઇતિહાસમાં ડેકિયું', "પથિક," વર્ષ ૬, અંક ૧૦-૧૨, પૃ. ૩૧-૩૨

૮૬. કે. કા. શાસ્ત્રી, 'કચ્છના પ્રાચીન ઇતિહાસમાં ડેકિયું', "પથિક," અંક ૧૦-૧૧, પૃ. ૩૧-૩૨

૮૭. ધાર્મિક હેતુઓ માટે બંધાતાં સ્થાપત્યોના નિર્માણ માટેના પદાર્થ પણ કવચિત્ ધાર્મિક સ્વરૂપ પામી ધાર્મિક આવશ્યકતા બની જતા હોય છે. એથી જ યોગ્ય માટીની સુલભતા હોય ત્યાં ઈંટોને બદલે પાષાણનાં અને યોગ્ય પથ્થરની સુલભતા હોય ત્યાં એને બદલે મૃત્તિકાનિર્મિત પક્વ ઈંટોનાં સ્થાપત્ય પરંપરાગત બંધાય ખરાં. એથી જ ગિરનારની આસપાસ મૃત્તિકાનિર્મિત પક્વ ઈંટોના બનેલા બોરિયા સ્તૂપ અને ઈંટવા વિહાર આવેલાં છે. આ નિયમ ગુપ્તકાલ દરમ્યાન જૂનાગઢ આસપાસ પ્રચલિત હતો કે કેમ એ હાલ તુરત નિશ્ચયપૂર્વક કહી શકાય એમ નથી. પરંતુ ગુપ્તોએ ઉત્તર ભારતમાં પ્રસ્તર-નિર્મિત સ્થાપત્યોની રચના કરી છે એ ઉપરથી અનુમાની શકાય કે ગુપ્તકાલમાં ઈંટોનું ધાર્મિક મહત્ત્વ નહોતું. માટે ગિરનારમાં પણ કદાચ પ્રસ્તર - નિર્મિત મંદિર બાંધવામાં આવ્યું હોય. વળી, વર્તમાન દામોદર મંદિરના મંડોવરનાં કેટલાંક પ્રતિમા-શિલ્પ ગુપ્તકાલીન મનાય છે. એ પ્રસ્તર-નિર્મિત છે. એથી એના કાલ-નિર્ણયની માન્યતા અન્યથા ન હોય તો હાલ તુરત એટલું અનુમાન થઈ શકે કે પ્રસ્તુત ચક્રભૃત્ મંદિરના બાંધકામમાં પાષાણનો પણ ઉપયોગ થયો હતો.

૮૮. Pandit Bhagwanlal Indraji, *Bombay Gazetteer*, Vol. I, pt. I, p. 70. પૂજા માટેની મૂર્તિઓ કાળા ગ્રેનાઈટની નહિ, પરંતુ રાતા ગ્રેનાઈટની બનેલી છે. વંથળીના વામનજીની અને પ્રસ્તુત દામોદરજીની જૂની મૂર્તિઓ લગભગ સામ્ય ધરાવે છે.

૮૯. ત્રિલેખશિલા પરના સ્કન્દગુપ્તના શિલાલેખના અંતિમ ભાગમાં કહ્યું છે કે ચક્રભૃત્-વિષ્ણુનું મંદિર "ઊર્જયત્ ગિરિમાંથી ઉન્નત થતું હોય તેમ નગરના શિર ઉપર એની પ્રભુતા દર્શાવતું પ્રકાશે છે." આમ મંદિર ગિરિનગરના શિરોભાગમાં હતું, ગિરનારમાંથી તો જાણે કે ઉન્નત થતું હોય એવો માત્ર ભાસ થતો હતો. ગિરિનગરનો શિરોભાગ જો ઉપરકોટ વિસ્તારમાં હોત તો કહેવાતી મહમૂદ બેગડાની મસ્જિદની જગ્યાએ કે એની આસપાસમાં આવેલા મંદિરનું શિખર સોનરેખને કાંઠે વસેલા ગિરિનગરના કોઈ પણ ભાગમાંથી ઉપર્યુક્ત રમ્ય કલ્પના મુજબ જરૂર દેખાતું હોત (અત્રિ, ઉપર્યુક્ત).

૯૦. विविधतीर्थकल्प, शत्रुंजयतीर्थकल्प, श्लो. ३५; ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી, 'શત્રુંજયગિરિનાં જૈન મંદિરો અને એના ઉદ્ધારકો', "ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિક," પુ. ૨૬, પૃ. ૩૦૪

૯૧. ઢંક (ઢાંક) એ જૈન પરંપરા પ્રમાણે શત્રુંજયના પાંચ કૂટ(ટ્રૂક)માંનું એક ગણાય છે. આ પાંચ ટ્રૂક તે ઢંક (ઢાંક), કદંબ (કદંબગિરિ), લૌહિત્ય, તાલધ્વજ (તળાજા) અને કદપીં નામે ઓળખાય છે.

૯૨. विविधतीर्थकल्प, शत्रुंजयतीर्थकल्प, श्लो, १०

विविधतीर्थकल्पः, शत्रुंजयतीर्थकल्प, श्लो. ३५; આનુશ્રુતિક વૃત્તાંત માટે જુઓ પરિશિષ્ટ, ૩; ગોવિંદરાજ પ્રભૂતવર્ષના દેવલીના વલભી સંવત ૫૦૦( ઈ. સ. ૮૧૮-૧૯)ના દાનપત્ર (EI, XXXV, pp. 269 ff.)માં ઉલ્લિખિત "पालित्तानक" (પાલિતાણા) તે સ્પષ્ટતઃ આ પાદલિપ્તપુર છે. વર્તમાન "પાલિતાણા" શબ્દ "पाद-लिप्तानक"માંથી વ્યુત્પન્ન થયેલો લાગે છે (ગુ. પ્રા. ઇ., પૃ. ૫૭ પાદટીપ)

૯૩. विविधतीर्थकल्प, शत्रुंजयतीर्थकल्प, શ્લો. ૭૧-૮૪; ધનેશ્વર સૂરિ, श्रीशत्रुंजय-माहात्म्य (ગુ. ભા.), પૃ. ७૬૦-७૬૮

૯૪. वि. ती. क. માંનો 'शत्रुंजयतीर्थकल्प,' શ્લો. ૭૧

૯૫. શત્રુંજયમાહાત્મ્ય (ગુ. ભા.), પૃ. ૭૬૯. આ તીર્થોમાં પોતાનું વર્ચસ જમાવનાર બૌદ્ધોનો પરાભવ એ સૂરિએ કર્યો અને વલભીના રાજા શિલાદિત્યને જૈન મતને બોધ આપ્યો. આ રાજા યદુવંશનો હતો અને વિ. સં. ૪૭૭ માં થયો. એના આગ્રહથી ધનેશ્વરસૂરિએ "શત્રુંજયમાહાત્મ્ય" લખ્યું એવું એ ગ્રંથના આદિ અને અંતમ જણાવ્યું છે. પરંતુ આ હકીકત સપ્રમાણ જણાતી નથી, કારણ કે આ માહાત્મ્ય ગ્રંથમ પછી કુમારપાલ, બાહડ, વસ્તુપાલ વગેરે પ્રભાવકો થશે એમ કહીને છેક વિ. સં. ૧૩૭૧ સુધીના તીર્થોદ્ધારનો ઉલ્લેખ કર્યો છે તેથી આ ગ્રંથ ૧૪ મી સદી પહેલાં રચાયો ન હોવાનું સ્પષ્ટ થાય છે. જિનપ્રભસૂરિએ રચેલા "શત્રુંજયતીર્થકલ્પ"માં વિ. સં. ૧૩૭૧માં થયેલ તીર્થોદ્ધાર સુધીના બનાવ ગણાવ્યા છે, તેમાં ક્યાંય ધનેશ્વરનો કે રાજા શિલાદિત્યનો કંઈ ઉલ્લેખ આવતો નથી, જ્યારે વિ. સં. ૧૫૮૭માં વિવેકધીરગણિએ રચેલા "શત્રુંજય-તીર્થોદ્ધાર-પ્રબંધ"માં આચાર્ય ધનેશ્વર અને ધરાધિપ શિલાદિત્યનો નિર્દેશ આવે છે, એ પરથી આ માહાત્મ્ય વિ. સં. ૧૩૮૫-૧૫૮૭ના ગાળામાં લખાયું હોવાનું ફલિત થાય છે.

૯૬. ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી, "મૈત્રકકાલીન ગુજરાત", ભા. ૨, પૃ. ૪૮૭-૪૮૯ તથ "ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિક", પુ. ૨૬, પૃ. ૩૦૪-૩૦૫

૯૭. 'અશ્વાવબોધ' તીર્થના આનુશ્રુતિક વૃત્તાંત માટે જુઓ પરિશિષ્ટ ૩ તથા विविध-तीर्थकल्पમાં ૧૦ મો अश्वावबोधतीर्थकल्प, પૃ. ૨૦-૨૧.

૯૮. સુદર્શનાના આનુશ્રુતિક વૃત્તાંત માટે જુઓ પરિશિષ્ટ ૩.

૯૯. विविधतीर्थकल्पમાં ૧૦ મો अश्वावबोधतीर्थकल्प, પૃ. ૨૦-૨૧ તથા प्रभावकचरितમાં છઠ્ઠું विजयसिंहसूरिचरित, પૃ. ૪૧, શ્લો. ૪૨-૬૫: सोमप्रभकृत कुमारपालप्रतिबोध, પૃ. ૪૭૦, શ્લો. ૧૨૯-૩૧; મો. દ. દેસાઈ, "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ", પૃ. ૨૭૦, ટિ. ૩૧૧. આ તીર્થનું નામ 'શકુનિકા (સમળી) વિહાર' કેમ પડ્યુ એના આનુશ્રુતિક વૃત્તાંત માટે જુઓ પરિશિષ્ટ ૩.

૧૦૦. प्रभावकचरित, ગુજ. અનુવાદ "પ્રબંધપર્યાલોચન," પૃ. ૩૭, પંક્તિ ૧૧ તથા પૃ. ૩૮, પંક્તિ ૧૦-૧૭. સંપ્રતિનું રાજ્યારોહણવર્ષ વી. નિ. સં. ૨૯૫ એટલે કે વિ. સં. પૂ. ૧૭૫ ગણાય છે (એજન. પૃ. ૩૮, પંક્તિ ૧૬).

૧૦૧. प्रभावकचरितના पादलिप्तसूरिचरित માં આર્ય ખપુટાચાર્યને ભરુકચ્છના બલમિત્ર-ભાનુમિત્ર તથા કાલકાચાર્યના સમકાલીન કહ્યા છે( ૫, ૧૪૩-૧૪૬; प्रबन्धचिन्तामणि પૃ. ૧૪૩-૧૪૬ તથા कुमारपालप्रतिबोध, 'आर्यखपुटाचार्यकथा', પૃ. ૪૪૨-૪૩). મુનિ કલ્યાણવિજયજીના મત પ્રમાણે વીર નિર્વાણની પાંચમી શતાબ્દી અર્થાત્ ઈ. સ. પૂ. ૧ લી સદીના અરસામાં તેઓ થયા (ભો. જ. સાંડેસરા, "જૈન આગમ સાહિત્યમાં ગુજરાત", પૃ. ૩૮).

૧૦૨. प्रभावकचरित, ૫, શ્લોક ૨૨૪

૧૦૩. प्रभावकचरित, ગુ. અનુવાદ, 'પ્રબંધપર્યાલોચન', પૃ. ૩૭, પંક્તિ ૧૯-૨૦. પાદલિપ્તસૂરિ ઈસુની પહેલી સદીમાં એટલે બાલમિત્ર-ભાનુમિત્ર તથા આર્ય ખપુટાચાર્યના સમકાલીન હોય એમ કેટલાક વિદ્વાનોનું માનવું છે (જુઓ પાદલિપ્તસૂરિકૃત 'निर्वाणकलिका', પ્રસ્તાવના, પૃ. ૧૬; ભો. જ. સાંડેસરા, "જૈન આગમ સાહિત્યમાં ગુજરાત," પૃ. ૯૯; હ. ગં. શાસ્ત્રી, "ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ" પૃ. ૫૭), જ્યારે ઉપર્યુક્ત "પ્રબંધપર્યાલોચન"માં એમનો સમય વિક્રમના ત્રીજા સૈકાનો પૂર્વાર્ધ અર્થાત્ ઈસુની બીજી સદીનો ઉત્તરાર્ધ જણાવેલ છે (એજન, પૃ. ૪૯, પંક્તિ ૬).

૧૦૪. સિદ્ધસેન દિવાકર વિક્રમના ચોથા-પાંચમા સૈકામાં (એટલે કે ઈસુના ચોથા સૈકામાં) થઈ ગયા (એજન પૃ. ૪૯, પંક્તિ ૩-૪), અને એથી જે વિક્રમાદિત્યની અહીં વાત કરી છે તે વિક્રમ સંવતના પ્રવર્તક બલમિત્ર-વિક્રમાદિત્યની નહિ, પણ ગુપ્તવંશી ચન્દ્રગુપ્ત બીજો (ગાદીનશીન ઈ. સ. ૩૭૬) જે 'વિક્રમાદિત્ય' તરીકે ઓળખાતો તેની હોવાનો સંભવ છે. ઈ. સ. ૪૦૧ સુધીમાં ગુજરાત પર એનું આધિપત્ય સ્થાપાઈ ચૂક્યું હતું (ગુ. પ્રા. ઇ., પૃ. ૭૮).

૧૦૫. આ સ્થળ તારંગા હોવાનું જણાય છે.

૧૦૬. તારંગાના ડુંગરની તળેટીની ઉત્તર દિશામાં હાલના અજિતનાથ જૈન મંદિરથી દોઢ માઈલના અંતરે તારણ માતાનું સ્થાનક આવેલું છે, તેમાં સ્થાપિત કરેલી તારાદેવીની શ્વેત પાષાણની મૂર્તિની પાટલી પર ये धर्मा हेतुप्रभवाः-વાળો શ્લોક કોતરેલો છે. આ સ્થાનકની બાજુમાં ધારણદેવીનું સ્થાનક એક ગુફામાં છે. અહીંની બીજી એક ગુફા 'જોગીડાની ગુફા'

તરીકે ઓળખાય છે. એમાં તામ્રવર્ણા પાષાણ પર બોધિવૃક્ષ નીચે ચાર બુદ્ધમૂર્તિઓ કંડારેલી છે. આ સમગ્ર સ્થાનક કોઈક અત્યંત પ્રાચીન પરંપરાને જાળવી રાખતું જણાય છે.

૧૦૭. कुमारपालप्रतिबोध, आर्यखपुटाचार्यकथा, પૃ. ૪૪૨. તારંગા તીર્થ પરનું હાલનું સિદ્ધશિલા નામનું સ્થાનક સિદ્ધાયિકા મંદિરના સ્થાને હોવાનું જણાય છે. આ સ્થાન હાલના મુખ્ય મંદિર અજિતનાથ પ્રાસાદની વાયવ્યમાં અર્ધા માઈલ પર એક ઊંચી ટેકરી પર આવેલું છે ત્યાં ચોમુખજીની મૂર્તિ તથા અજિતનાથનાં પગલાં પ્રતિષ્ઠિત છે, તે પરનો લેખ સં. ૧૮૩૬ (ઈ. સ. ૧૭૭૯-૮૦)નો છે.

૧૦૮. નાગાર્જુન પાદલિપ્તના શિષ્ય હોવાને કારણે તેઓ લગભગ એમના સમકાલીન ગણાય. પાદલિપ્તના સમયની ચર્ચા માટે જુઓ ઉપર ટિપ્પણ ૭. નાગાર્જુનના વૃત્તાંત માટે જુઓ પરિશિષ્ટ ૩.

૧૦૯. विविधतीर्थकल्प, ૫૯ स्तंभनककल्पशिलोञ्छ, પૃ. ૧૦૪-૧૦૫

૧૧૦. ર. ના. મહેતા "ગુજરાતને મળેલ શિલ્પસ્થાપત્યનો વારસો", પૃ. ૧૫-૧૬

૧૧૧. એજન પૃ. ૧૬

૧૧૨. એજન પૃ. ૧૬-૧૭

૧૧૩. એજન પૃ. ૧૮

૧૧૪. એજન પૃ. ૧૮-૧૯

૧૧૫. એજન પૃ. ૨૩-૨૪; R. N. Mehta & S. N. Chaudhary, *Excavation at Devni Mori*, pp. 34-45, fig. 13; pls. II-VIII

૧૧૬. એજન, પૃ. ૨૫

૧૧૭. *Excavation at Devni Mori*, pls, IX, X, XII-XIX, XXXI, Fig. B; XXXIV, XXXV; also pp. 45-62

૧૧૮. K. F. Sompura. 'The Problem of Kathika Dynasty in Gujarat', *Journal of the Oriental Institute*, Vol. XX, No. 1, pp. 59-65

૧૧૯. ઉ. પ્રે. શાહ, 'ગુજરાતમાં બૌદ્ધ ધર્મ', "સ્વાધ્યાય," પુ. ૧, પૃ. ૨૯૦

૧૨૦. "ગુપ્રાઇ," પૃ. ૭૪

૧૨૧. ગુમશિસ્થાવા, પૃ. ૨૨. દેવની મોરી વિશેની વિસ્તૃત માહિતી માટે જુઓ ર. ના. મહેતા અને એસ. એન. ચૌધરીનું *Excavation at Devni Mori*; ર. ના. મહેતા, 'ગુજરાતમાં બૌદ્ધ મહાવિહાર' "કુમાર," અંક ૪૭૧; હ. ગં. શાસ્ત્રી, "ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ", પૃ. ૭૨-૭૪; ઉ. પ્રે. શાહ, 'ગુજરાતમાં બૌદ્ધધર્મ' "સ્વાધ્યાય", પુ ૧, પૃ. ૨૮૬-૯૨

૧૨૨. જયેંદ્ર નાણાવટી, 'કડિયા ડુંગરની બૌદ્ધ ગુફાઓ અને સિંહસ્તંભ', "કુમાર" કલા-અંક (૫૨૮), પૃ. ૭૨-૭૩

## પ્રકરણ ૧૭

# શિલ્પકૃતિઓ

પ્રાચીન સાહિત્યમાં ગુજરાતના જુદા જુદા વિભાગો માટે આનર્ત, અપરાંત, લાટ, સુરાષ્ટ્ર વગેરે પ્રયોગ થતા હતા, એટલે આપણે જ્યારે ગુજરાતની પ્રાચીન શિલ્પકલા કે સ્થાપત્ય-કલા કે ઇતર કલાઓની ચર્ચા કરીએ ત્યારે એ યાદ રાખવું ઘટે કે મૌર્યકાલનું ગુજરાતનું શિલ્પ, ક્ષત્રપકાલીન ગુજરાતનું શિલ્પ એવા પ્રયોગોનો અર્થ મૌર્યકાલમાંનું હાલના ગુજરાતમાં સમાયેલા પ્રદેશોનું શિલ્પ, અથવા ક્ષત્રપકાલનું હાલના ગુજરાતના જુદા જુદા જિલ્લાઓનું શિલ્પ ઇત્યાદિ રહેશે.

બીજો યાદ રાખવા લાયક મુદ્દો એ છે કે પ્રાચીન કાલથી માંડીને સોલંકીકાલના અંત સુધી ગુજરાત પ્રદેશ અને મરુભૂમિની, ખાસ કરીને પશ્ચિમ અને દક્ષિણ રાજસ્થાનની સાંસ્કૃતિક એકતા ઘડાતી ગઈ હતી. ક્ષત્રપકાલમાં કાર્દમકો અથવા પશ્ચિમી ક્ષત્રપોના નામથી ઓળખાતા રાજવંશીઓનું સામ્રાજ્ય રાજસ્થાન અને ગુજરાત તેમજ મહારાષ્ટ્રના કેટલાક ભાગોમાં અને પૂર્વમાં ઉજ્જન સુધી ફેલાઈ ચૂક્યું હતું એટલે એક પ્રકારના રાજકીય એકમની સાથે સાંસ્કૃતિક એકમ ઘડાય એ સ્વાભાવિક છે. અનુગુપ્તકાલમાં એક બાજુ રાજસ્થાનમાં જાલોર – મંડોર તરફ ગુર્જર પ્રતીહારો તથા બીજી બાજુ મધ્ય ગુજરાતમાં નાંદીપુરીના ગુર્જરો હોઈ આમ રાજસ્થાન અને ગુજરાતનો રાજકીય તેમજ સાંસ્કૃતિક ગાઢ સંબંધ ચાલુ રહેલો જોઈ શકાય છે.

આ મુદ્દો ધ્યાનમાં રાખીને આપણે જુદા જુદા કાલની ગુજરાતની શિલ્પકલાની વિચારણા કરીએ. કોઈ પણ કાલના ગુજરાતના શિલ્પાવશેષ પૂરતા પ્રમાણમાં ન મળ્યા હોય તેવા કિસ્સાઓમાં રાજસ્થાનના અવશેષ ખાસ ધ્યાનમાં રાખવા જોઈએ. લગભગ સોલંકીકાલ સુધીની ગુજરાત–રાજસ્થાનની શિલ્પકલા તેમજ સ્થાપત્યકલા તરફ વિદ્વાનોનું વિશેષ ધ્યાન તો છેલ્લાં પચીસ–ત્રીસ વર્ષોથી ગયેલું છે. અને એ સમયમાં ઘણા નવા અવશેષ ગુજરાત તેમજ રાજસ્થાનમાંથી

જડી આવ્યા છે. આમ પશ્ચિમ ભારતની શિલ્પસ્થાપત્યકલાના ઇતિહાસની ખૂટતી કડીઓ ધીરે ધીરે ઉમેરાતી જાય છે.

મૌર્યકાલનું નિઃશંક ગણાવી શકાય તેવું કોઈ શિલ્પ ગુજરાતમાંથી હજુ સુધી જડ્યું નથી. રાજસ્થાનમાં બૈરાટના ખોદકામમાં મૌર્ય ચળકાટવાળી પાષાણની છત્રીના ટુકડા મળ્યા છે.[૨] મધ્ય ગુજરાતમાં, કારવણ પાસે ટીંબરવાના ખોદકામમાંથી મળેલી માતૃકાની નાની મૂર્તિ કદાચ ઉત્તરમૌર્યકાલીન હશે.[૩]

ગુજરાતમાંથી શુંગકાલનાં શિલ્પ જડ્યાં નથી, પણ રાજસ્થાનમાંથી રેઢ,[૪] સાંભર,[૫] લાલસોટ,[૬] નગરી[૭] વગેરે સ્થળોએથી શુંગકાલીન માટીની નાની પ્રતિમાઓ અને પાષાણના સ્તંભો તેમજ સંકર્ષણ અને વાસુદેવની પૂજા-શિલાપટ્ટના પ્રાકારના ઉલ્લેખ મળ્યા છે.[૮] બેસનગર (વિદિશા) પાસેથી ગ્રીક રાજદૂત હિલિઓદોરે પ્રતિષ્ઠિત કરેલો ગરુડધ્વજ પણ મળેલો છે. રાજસ્થાન અને ગુજરાતમાં કૃષ્ણ-પૂજા તેમજ પાંચરાત્ર-મત પ્રમાણેની વાસુદેવ-સંકર્ષણ આદિની પૂજાના અન્ય અવશેષ મળવા ઘણો સંભવ છે. વળી, ગુજરાતમાં ઈ. પૂ. પહેલા-બીજા સૈકાઓમાં ગ્રીકોનું (બૅક્ટ્રિયન ગ્રીકોનું) રાજ્ય તેમજ એમની સીધી સાંસ્કૃતિક અસર હોવાનો પૂરેપૂરો સંભવ છે. સૌરાષ્ટ્રમાં અમરેલીના ખોદકામમાંથી દાઢીવાળા ગ્રીકની આકૃતિવાળી માટીની તકતી મળી છે.[૯] પશ્ચિમ ભારતની, ખાસ કરીને હાલના મહારાષ્ટ્રની ગુફાઓમાંના અભિલેખોમાં યવનોએ દાન કર્યાના ઉલ્લેખ આવે છે. અને કાર્લે નજદીક ધેનુકાકટમાં યવનોની વસ્તી હોવાનું કાર્લાના સ્તંભ પરના એક અભિલેખ ઉપરથી સ્પષ્ટ થાય છે.[૧૦] આ ઉપરાંત ટોલેમીએ નોંધ્યા પ્રમાણે ભરૂચની બંદરગાહમાં ગ્રીક સિક્કાઓ વપરાશમાં ચાલુ હતા. પશ્ચિમી ક્ષત્રપોએ ગ્રીક દ્રમ (drachme)ના અનુકરણમાં પોતાના સિક્કા પાડ્યા તે અને ગુજરાત-સૌરાષ્ટ્રમાંથી જુદાં જુદાં સ્થળોએથી એઉક્રતિદ મેનન્દર વગેરે બાખ્ત્રિક ગ્રીકોના સિક્કા મળ્યા છે તે હકીકત તેમજ રાજસ્થાનમાં બૈરાટ વગેરે સ્થળોએથી હિલિઓકલી અપલદત, મેનન્દર, અંતિઅલકિદ વગેરેના સિક્કા મળ્યા છે એ બધી હકીકત જોતાં, અને પંતજલિએ अरुणद्यवनो मध्यमिकाम् એવો કરેલો ઉલ્લેખ જોતાં ગુજરાત-રાજસ્થાનમાં તેમજ મહારાષ્ટ્રમાં કાર્લા, જુન્નર, પિત્તલખોરા વગેરે સ્થળો સુધી ગ્રીક પ્રજાની સીધી અસર માનવામાં કાંઈ જ હરકત નથી.

બ્રિટિશ અમલના અંત સુધી ગુજરાત-રાજસ્થાનમાં કોઈ મોટાં અગત્યનાં સ્થળોએ ભાગ્યેજ ખોદકામ થયાં. અને એ પછી આજ સુધીમાં થયેલાં ખોદકામ પણ ગુજરાતના રાજકીય તેમજ સાંસ્કૃતિક ઇતિહાસની ખૂટતી કડીઓ મેળવવા

જેટલાં પૂરતાં નહિ હોવાથી ઈ.સ. ની શરૂઆત પહેલાંનાં ગુજરાતનાં શિલ્પ હજુ આપણે મેળવી શક્યા નથી. આ સ્થળે એટલું યાદ રાખવા જેવું છે કે પ્રાચીન અંકોટ્ટક, હાલના વડોદરા પાસેના 'અકોટા' ગામનું શિવાલય જે હાલના વડોદરામાં 'ભીમનાથ' નામથી ઓળખાય છે તેના ટકોરખાનાની નીચે જમીનમાં ઊંધા જડેલા પથ્થરો પર જે શિલ્પીનાં ચિહ્ન ( mason's marks ) છે તે ઈ. પૂ. ત્રીજા સૈકાના આસપાસની બ્રાહ્મીના અક્ષરો જેવાં લાગે છે.[૧૧] આમ ગુજરાતમાં જુદે જુદે સ્થળે વધુ સ્થળ-તપાસ (exploration) અને ખોદકામ થાય તો મૌર્યકાલથી માંડીને ક્ષત્રપકાલની કલાના અવશેષ મળી આવવાની શક્યતા રહે છે.

લગભગ ઈ. સ. ૧ લી સદીની શરૂઆતથી તે ઈ. સ. ૪૦૦ સુધીના સમયની કલાને આપણે ક્ષત્રપકાલીન કલા તરીકે ઓળખીશું. સદ્ભાગ્યે આ કાલના ઠીક ઠીક અવશેષ આપણને મળ્યા છે. તળાજાનો એભલમંડપ, જૂનાગઢ પાસે ખાપરાકોડિયાના મહેલ તરીકે ઓળખાતી સંભવતઃ બૌદ્ધવિહારની ગુફાઓ, ઉપરકોટની ગુફાઓ, બાવાપ્યારાના મઠ નામે ઓળખાતી ગુફાઓ, તેમજ જેતપુર પાસે આવેલી ખંભાલીડાની ગુફાઓ આ કાલની છે.[૧૨] બાવા-પ્યારાની ગુફાઓમાંથી કેટલીક ઈ. પૂ. ના સમયની મનાય છે,[૧૩] પણ ચોક્કસ નિર્ણય કરવા જેટલાં સાધન ઉપલબ્ધ નથી. ક્ષત્રપકાલના અન્ય અવશેષોમાં ગિરનારનાં જંગલોમાં બોરિયા સ્તૂપ, જૂનાગઢ પાસે ઇંટવા ટેકરીના ખોદકામમાંથી મળેલો રુદ્રસેન–વિહાર, સાણાની ગુફાઓ[૧૪] અને શામળાજી પાસે દેવની મોરીનો બૌદ્ધ સ્તૂપ તથા વિહાર,[૧૫] ઝઘડિયા પાસે કડિયા ડુંગરની ગુફાઓ,[૧૬] શામળાજી પાસેથી મળેલી કેટલીક ગણો(dwarfs)ની આકૃતિઓ તથા માતૃકાઓ, તેમજ જૂનાગઢ, અમરેલી, કારવણ, વડોદરા, કામરેજ, વડનગર વગેરે સ્થળોએથી મળેલી માટીની મૂર્તિઓ ગણાવી શકાય. કારવણથી મળેલી પથ્થરની પાયાવાળી નિશાને મથાળે બે એકશૃંગી પશુઓની અને વચ્ચે એક વૃક્ષની આકૃતિ કોતરેલી છે. આ નિશાના કોતરકામમાં સ્પષ્ટ રીતે હખામની ( Achaemenian ) અસર છે; અને આ તેમજ આને મળતી કારવણ પાસેના સલાડ ગામેથી મળેલી નિશા ઈ. સ. ની શરૂઆતના આસપાસના સમયની છે.

જૂનાગઢમાં ઉપરકોટની ગુફાઓના બે મજલા પાડેલા છે. પહેલા અથવા ઉપલા મજલે એક કુંડ છે, જે સ્નાનાગાર હોવાની બર્જેસે સંભાવના સૂચવી છે. એ ત્રણ બાજુ છાપરાવાળી ઓસરી (વરંડા) છે. એને અડીને એક મોટો ઓરડો છે. એની છત અથવા છાપરાને છ થાંભલાઓનો ટેકો છે. પરસાળ (corridor)માં

દીવાલોમાં, અગ્નિ અને પશ્ચિમ દિશાએ, પાષાણની બેઠકો (stone-bench recesses) કોતરેલી છે, અને એના ઉપરના ભાગમાં દીવાલોમાં ચૈત્યગવાક્ષનાં સુશોભન કોતરેલાં છે (ચિત્ર નં. ૨). એ સુશોભનોથી યુક્ત પાટડાની નીચેના ભાગમાં ચોકડાની ભાત (chequer pattern) છે. આવી ભાત દેવની મોરીના સ્તૂપ ઉપર છે.

નીચેના મજલે, પરસાળવાળી ઓરડીઓ, પાષાણની આરામગાહ-બેઠકો, ચૈત્યગવાક્ષના સુશોભન વગેરે છે.[૧૭]

બાવાપ્યારા મઠની ગુફાઓ કરતાં અહીંની ચૈત્ય-ગવાક્ષની આકૃતિ વધુ વિકસિત અને તેથી કરીને વધુ અર્વાચીન ગણાય. એનો અંદરનો કોતરેલો ભાગ લગભગ ગોળ થઈ ગયો છે. એના નીચેના ભાગમાં વેદિકાનું અલંકરણ (rail-design) નોંધપાત્ર છે, જ્યારે વચ્ચે બે સ્ત્રીઓ જાણે ગવાક્ષમાંથી જોતી હોય તેમ, એમનાં અર્ધાં શરીર કોતરેલાં દેખાય છે. ગવાક્ષના નીચેના બે છેડા બહારની બાજુ વિસ્તરી સુંદર સુશોભનમાં પરિણમે છે. ગવાક્ષની અંદરના અને બહારના ભાગ વચ્ચેની પહોળી પટ્ટી ઉપર નાની બુટ્ટીઓ છે.[૧૮] પશ્ચિમ ભારતની પ્રાચીનતમ ગુફાઓમાં મળતા ગવાક્ષો કરતાં અનુકાલીન હોવા છતાં આ ગવાક્ષ-આકૃતિઓ, સૌરાષ્ટ્રમાંના, પાંચમા સૈકાના ગોપના મંદિર પરના ગવાક્ષો કરતાં તો જૂની છે જ.

ઉપરકોટની ગુફાઓના સ્તંભોના સાંકળિયા ચાર વિભાગ પાડે છે. ઉપલા મજલે પરસાળમાં બે સ્તંભ ગોળ છે. એના ઉપર ત્રાંસાં ગૂંચળાંની ભાત (spirals) પાડેલી છે.[૧૯] ઉત્તરની દીવાલ પર નાના સ્તંભોના ત્રણ ભાગમાં, એકમેકથી ઊલટી દિશામાં, આ ભાત જાય છે.[૨૦] પરસાળના ગોળ સ્તંભો, જેને બર્જેસ અને સાંકળિયા "બી" સંજ્ઞાથી ઓળખે છે તેની અષ્ટકોણ કુંભી (abacus) પર પત્રવલ્લીની ભાત (leaf-and-scroll design) છે. એ સ્તંભોનાં શીર્ષ ગોળ છે અને એના ઉપર પશુની આકૃતિઓ કોતરેલી છે. "સી" સંજ્ઞક નાના થાંભલાનાં શીર્ષ તેમજ કુંભીઓ અષ્ટકોણ છે.

સ્તંભોના બીજા પ્રકારમાં આગલા ખંડના ચાર થાંભલા સમચોરસ છે, પણ વચ્ચેના ભાગમાં એ અષ્ટકોણ છે. કુંભી (પીઠિકા) ચોરસ, સાદી અને અલંકરણ કે ભાત વિનાની છે. સ્તંભનું શીર્ષ ચડતા ક્રમના ચાર થરોનું બનેલું છે.

ત્રીજા પ્રકારના સ્તંભ એ ચાર સ્તંભોની મોખરે આવેલા છે. એની બેસણી સમચોરસ આકારની અને ઊતરતા થરોના સુંદર ઘાટની અને પત્રાવલિથી

સુશોભિત છે.[21] એનો થાંભલો લગભગ ગોળાકાર લાગે એટલા બધા પહેલવાળો છે. એના મથાળા પર વચ્ચે સ્ત્રીઓની જુદી જુદી જાતની આકૃતિઓ કોતરેલી છે. એ ઘણી જીર્ણ થયેલી હોવાથી એની કલાની વિશેષ ચર્ચા કરવી મુશ્કેલ છે. એના ઉપર ચારે બાજુ બેઠેલા સિંહની આકૃતિ નજરે પડે છે.

નીચલા મજલામાં આવેલા ચોથા પ્રકારના સ્તંભ પણ લગભગ આ ઘાટના થોડીક વિગતોમાં ફરકવાળા છે. ડૉ. સાંકળિયાને મતે પહેલા બે પ્રકારના સ્તંભ ૫ મી–૬ ઠ્ઠી સદીના અને બીજા બે પ્રકારના ૬ ઠ્ઠી – ૭ મી સદીના છે.[22] પણ આપણે એ યાદ રાખવું જોઈએ કે ત્રીજા પ્રકારના સ્તંભોની બેસણીની પત્રવલ્લી સ્પષ્ટ રીતે ગ્રીક અસરની છે. ઉપરના સિંહ પણ ક્ષત્રપકાલીન અને કુષાણ-કાલીન સિંહોને મળતા છે.

ઉપરકોટની ગુફાના ઉપલા મજલાની ઉપરના ભાગમાં સાફસૂફી કરાવતાં માટીની કેટલીક આકૃતિઓ ઉપરાંત રુદ્રસેન રાજાનો એક સિક્કો પણ મળ્યો હતો.[23] એ હકીકત અને દીવાલ પરના ચૈત્ય-ગવાક્ષની કલા તેમજ કેટલાક સ્તંભોનાં જુદાં જુદાં અલંકરણો વગેરેનું કાર્લા જેવી ગુફાઓનાં તથા દેવની મોરીના સ્તૂપનાં અલંકરણો ( motifs ) સાથે મળતાપણું વગેરે જોતાં આ ગુફાઓને આટલી બધી અનુકાલીન માનવાનું યોગ્ય નથી. વાસ્તવિક રીતે ઉપરકોટની ગુફાને ઈ. સ. ના બીજાથી ચોથા સૈકા સુધીમાં મૂકવી જોઈએ. એનાં પ્રાણીઓ, સ્ત્રીઓ, કે પત્રવલ્લી આદિ આકૃતિઓને ગુપ્તકાલીન કે મૈત્રકકાલીન શિલ્પકૃતિઓ સાથે સરખાવી શકાય એમ નથી.

ઈ. સ. ૧૯૪૯માં જૂનાગઢ પાસે અશોકના શિલાલેખથી આશરે પાંચેક કિ. મી. ( ત્રણેક માઈલ ) દૂર ઈંટવા ટેકરીનું ખોદકામ કરતાં ત્યાં રુદ્રસેન-વિહારના અવશેષ મળી આવ્યા હતા. માટીકામની નાની આકૃતિઓ કે છાપરાના થાપલા વગેરે ખોદકામમાં મળેલાં, પણ સૌથી અગત્યની જે વસ્તુ મળેલી તે તો લગભગ એક ઇંચ વ્યાસનું માટીનું પકવેલું એક નાનું મુદ્રાંકન ( sealing ) છે, જેના ઉપર ચૈત્યની આકૃતિ છે અને બ્રાહ્મી લિપિમાં महाराज रुद्रसेनविहारे भिक्षुसंघस्य એવું લખાણ છે.[24] ભારતભરમાં મળેલી ભિક્ષુસંઘની પ્રાચીન મુદ્રાઓમાંની એક એવી આ મુદ્રા પરથી મનાય છે કે મહારાજા રુદ્રસેન પહેલા (ઈ.સ. ૨૦૦–૨૨૨)-ના સમયમાં આ વિહાર ભિક્ષુસંઘ માટે બંધાયો હશે. આગળ આપણે જોઈશું તેમ દેવની મોરીના સ્તૂપમાંથી મળેલા બુદ્ધના શરીરધાતુ સાચવતા પાષાણના દાબડા ઉપર પણ મહારાજા રુદ્રસેનના સમયમાં કથિક રાજાઓના ૧૨૭ મા વર્ષમાં સ્તૂપ બન્યાની હકીકત કોતરાયલી છે. દેવની મોરીના લખાણવાળો રુદ્રસેન પણ આ

રુદ્રસેન પહેલો જ હશે ? જો આપેલું વર્ષ શક સંવતની ગણતરીનું હોય તો એ સ્તૂપનું મૂળ રચનાવર્ષ ઈ. સ. ૨૦૫ આવે છે, પણ બીજાં કેટલાંક કારણોને લીધે આ સંવતનું વર્ષ ઈ. સ. ૨૪૮ આસપાસથી શરૂ થતા અને કલચુરિ નામે ઓળખાયેલા સંવતનું હોવાનું હવે મનાય છે.

જૂનાગઢ પાસે ગિરનારનાં જંગલમાં માટીની પકવેલી ઈંટોનો બનાવેલો અને બોરિયા સ્તૂપ નામે ઓળખાતો સ્તૂપ ઘણાં વર્ષ ઉપર મળ્યો હતો. એમાં ભૂતળથી પણ ઠીક ઠીક ઊંડાણમાં મૂકેલા અવશેષ બુદ્ધના શરીરાવશેષ હતા કે બીજા કોઈ પ્રકારના અવશેષ હતા એની ખબર નથી. કોતરેલા અને ઘડેલા પાષાણના ટુકડા પણ અહીંથી મળ્યા છે, જે સ્તૂપના મથાળાના છત્રના અથવા તો સ્તૂપની ચારે બાજુની પાષાણની વેદિકા( railing )ના પણ હોઈ શકે. અહીંથી મળેલા અવશેષ જૂનાગઢ મ્યુઝિયમમાં સચવાયેલા છે.[૨૫]

જેતપુર પાસે ચારેક માઈલ દૂર ભાદરને મળતી એક નાની નદી કે વહેળા પાસે, ખંભાલીડામાં બૌદ્ધ ગુફાઓ જુદાં જુદાં પાંચ નાનાં નાનાં જૂથોમાં કોતરાયેલી મળી છે. પહેલા સમુદાયમાં સાત નાની મોટી ગુફાઓ છે, જે ભિખ્ખુઓને રહેવાની ઓરડીઓ—વિહાર હશે.

બીજા સમુદાયમાં ત્રણ ગુફાઓ છે, જેમાંની વચલી ચૈત્યગુફા હતી. એની બહારની દીવાલ ઉપર બોધિસત્ત્વોનાં મોટાં શિલ્પ કોતરેલાં છે, જ્યારે એના ચાપાકૃતિ છેડા( apsidal end )ના ભાગે અંદર એક જીર્ણ સ્તૂપ છે. બોધિસત્ત્વો તરીકે ઓળખાતી આકૃતિઓમાં ( જુઓ પટ્ટ ૨૩, આ. ૮૫ ) એક બાજુ પદ્મપાણિ અવલોકિતેશ્વરને અને બીજી બાજુ વજ્રપાણિને વૃક્ષ નીચે ઊભેલા બતાવ્યા છે. આજુબાજુ પરિચારકો-સેવકોની બીજી આકૃતિઓ પણ છે.[૨૬] પથ્થરની જાત અને હવામાનને કારણે આ શિલ્પ કંઈક ખવાઈ ગયેલાં છે. મુખાકૃતિઓ વગેરે કેટલોક ભાગ ખંડિત અને જીર્ણ છે. પણ કટિ નીચેનો ભાગ ઠીક જળવાઈ રહેલો છે. વસ્ત્રપરિધાન વગેરેની શૈલી જોતાં આ શિલ્પને ચોથા સૈકાથી જૂનું ગણવું ઠીક નથી. ગુફા કદાચ વધુ જૂની હોય. પ્રાચીન ગુફાઓમાં ઘણી વખત એવું બને છે કે કોઈ દીવાલ ઉપર પાછળથી શિલ્પાકૃતિ કોતરી કાઢી હોય, પણ આવા કિસ્સાઓમાં સ્થળતપાસ ઉપરથી પણ કેટલીક વખત નક્કી અનુમાન કરવું મુશ્કેલ થઈ પડે છે. એટલે અન્ય પ્રમાણોના અભાવે અત્યારે આપણે શ્રી પી. પી. પંડ્યાનું આ અનુમાન સ્વીકારીએ છીએ.

ત્રીજા, ચોથા અને પાંચમા સમુદાયમાં થોડીક જ ગુફાઓ છે.

તળાજામાં ત્રીસ કરતાં વધુ ગુફાઓ જડી છે. શેત્રુંજી નદીના મુખ પાસે, પહાડની વાયવ્ય દિશા તરફની બાજુએ મળેલી આ ગુફાઓમાંની એક જે ખાસ પ્રખ્યાત છે તે સૌથી મોટી છે અને "એભલમંડપ"ના નામથી ઓળખાય છે. મુખભાગમાં ચૈત્ય-ગવાક્ષની મોટી આકૃતિઓ છે અને એની નીચે વેદિકાની પહોળી પટ્ટીની ભાત છે. અહીં એક નાની ચૈત્ય-ગુફા પણ છે, જેમાં સ્તૂપનો ટોચ-ભાગ (capital) છત-છાપરાને અડકે છે. આવી રચના મહારાષ્ટ્રમાંની કરાડ, કૂડા, મહાડ અને જુન્નરની ગુફાઓમાં નજરે પડે છે. આ ગુફા ઠીક ઠીક જૂની, ઈ. સ. ની શરૂઆતના સમયની કે પહેલી સદીની લાગે છે. આ ગુફા બૌદ્ધ હોવાની માન્યતા છે. તળાજાની ગુફાઓ પરની—ખાસ કરીને એભલમંડપ પરની—ચૈત્ય-ગવાક્ષની આકૃતિઓ વિશિષ્ટ પ્રકારની અને જૂનાગઢની બાવાપ્યારાના મઠવાળી ગુફાના ચૈત્ય-ગવાક્ષની આકૃતિ કરતાં વધુ વિકસિત લાગે છે.[૨૭]

લગભગ આ જ સમયની, સૌરાષ્ટ્રમાં વાંકિયા પાસે સાણા મુકામે આશરે ૬૨ ગુફાઓ (શૈલગૃહો) મળે છે. એમાંથી સૌથી મોટી તળાજાના એભલમંડપ જેવી છે. છાપરાને-છતને ટેકો આપતા સ્તંભ ઉપર મોટા પૂર્ણઘટની આકૃતિઓ છે અને સ્તંભોની કુંભીઓ નાસિકમાંની નહપાનની ગુફાની કુંભીઓ જેવા ઘાટની છે. અહીંની ચૈત્ય-ગુફામાં આઠ ફૂટના વ્યાસનો સાદો અલંકરણ-સુશોભન વિનાનો સ્તૂપ છે. ગુફામાં પ્રદક્ષિણા માર્ગ નથી. આ ગુફા પણ બૌદ્ધ ગણાય છે.[૨૮]

સૌરાષ્ટ્રમાં રાજકોટ જિલ્લાના ઉપલેટા મહાલમાં ઢાંક પાસે કેટલીક ગુફાઓ છે. આમાં ઢાંક ગામ નજીકની, પહાડ ઉપર કોતરેલી કેટલીક શિલ્પકૃતિઓ અને એ સાથેની નાની ગુફા જે બૌદ્ધ મનાતી તે તો જૈન છે એમ ડૉ. સાંકળિયાએ પુરવાર કર્યું છે, પણ ઢાંકની પશ્ચિમે લગભગ પાંચ માઈલ દૂર સિદ્ધસર પાસે ઝીંઝુરીઝાર નામની નાની ખાણમાં બીજી કેટલીક ગુફાઓ છે જે બૌદ્ધ મનાય છે, તેમાંની એક હજુ કંઈક સારી હાલતમાં છે અને એમાં જૂની ઢબની પહોળી પટ્ટીની વેદિકાની ભાત પણ છે. કેટલાક લેખ મળ્યા છે તેના આધારે એ ગુફા આશરે બીજી સદીની મનાય છે.[૨૯]

ક્ષત્રપોના રાજ્યકાલમાં ગુજરાતમાં બૌદ્ધ ધર્મનો ઠીક ઠીક પ્રચાર હતો એનો વધુ પુરાવો અને વધુ અગત્યનો તથા સચોટ દાખલો શામળાજી પાસે દેવની મોરીમાં મળ્યો છે. ત્યાં 'ભોજ રાજાના ટેકરા' નામે ઓળખાતા ટેકરાનું વ્યવસ્થિત ખોદકામ કરતાં એક બૌદ્ધ સ્તૂપ તેમજ એની બાજુમાં એક મોટો વિહાર

મળી આવ્યો હતો. ઉપરાંત ત્યાં બીજા વિહારોના અવશેષ પણ સ્તૂપની આજુ-બાજુમાં હતા, પણ સંજોગોવશાત્ આ બધા અવશેષ ખોદી શકાયા નહિ.[૩૦]

દેવની મોરીનો મહાવિહાર[૩૧] ઈંટેરી બાંધકામનો છે. એનો એક વખત સંપૂર્ણ જીર્ણોદ્ધાર થયો હશે, કારણ કે મૂળ વિહારની ફર્શબંદી પર તેમજ ભીંતોની બહાર, માટી પૂરીને એના જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો હતો. વિહારના બહારના ભાગ પર ઓછામાં ઓછા બે વખત ફેરફાર થયાનાં એંધાણ મળ્યાં હતાં.

વિહારની બહારનાં જે ખેતરોમાં પણ ઇમારતોના અવશેષ છે અને જેમાં બીજા કેટલાક વિહાર દટાયેલા હોવાનો સંભવ છે તે પૈકી એકમાંથી બૌદ્ધ દેવ જંભલની નાની આકૃતિ જડી આવી છે.

એ સ્તૂપ ભગ્નાવશેષ થયેલો મળી આવ્યો હોવાથી એની બહારની રચના કેવી હતી એ નક્કી કરવા માટે પૂરતા પુરાવા ઉપલબ્ધ નથી. આજની પરિસ્થિતિમાં એની નીચેની પીઠિકા, પ્રદક્ષિણામાર્ગ અને એની ઉપરનો ગોખ તથા કુંભીવાળી બીજી પીઠિકાનો કેટલોક ભાગ સરળતાથી સમજાય છે. બાકીનો ઘણો ભાગ તૂટી ગયો હોઈ સ્તૂપની રચના અંગેના ઘણા સવાલોના જવાબ આપી શકાય એમ નથી. પણ સ્તૂપને જુદી જુદી આકૃતિઓ અલંકરણો વગેરેથી ઘણો સુશોભિત કરવામાં આવ્યો હતો એ મળેલા અવશેષો પરથી સ્પષ્ટ થયું છે.

ડૉ. રમણલાલ મહેતાના શબ્દમાં કહીએ તો "મહાસ્તૂપની નીચેની પીઠિકાના મધ્યભાગે નાની થાંભલીઓ હતી. તેની કુંભી, સ્તંભ અને શરાં સુડોળ હોઈ શરાં તો ખૂબ સુશોભિત છે. એ સુશોભનો ગાંધાર અને પાશ્ચાત્ય શૈલીની યાદ આપે છે. સ્તૂપની દરેક બાજુએ આવી થાંભલીઓ હતી, તે પૈકી દક્ષિણ બાજુએ દશ થાંભલી હોવાના પુરાવા છે. પશ્ચિમ બાજુ પર પણ આવા પુરાવા છે. પરંતુ સ્તૂપના ખૂણા તૂટી ગયા છે. જો તૂટેલા ખૂણા ઉપર બે બાજુ પરથી જોઈ શકાય એવી થાંભલીની કલ્પના કરવામાં આવે તો સ્તૂપની નીચેની પીઠિકા બાર થાંભલીવાળી હતી એમ કહી શકાય. આ મનોરમ શરાંવાળી થાંભલીઓ ભીંતને વિભક્ત કરીને તેજ-છાયાના બળે સ્તૂપને વધુ રમણીય બનાવતી અને પ્રથમ પીઠિકાની કેવાલ તો સ્તૂપના સૌંદર્યમાં ખૂબ વધારો કરતી. આ કેવાલને સુશોભિત કરવા માટે ત્રણ પ્રકારનાં સુશોભનો વાપર્યાં છે.

"સૌથી નીચેનું સુશોભન નાના ચોરસોનું છે. આ ચોરસોમાં એક કોતરેલો અને એક કોતર્યા વગરનો હોઈ આ તદ્દન સાદો જણાતો ઘાટ વિશાળ પટ્ટીમાં હોય ત્યારે રમણીય લાગે છે. આ સમતલ ઘાટ ઉપર સુશોભનોનો બીજો ઘાટ

વેલભાતનો છે. મોટાં પાંદડાં અને વચ્ચે ગોળાવાળી આ મનોરમ વેલનું ઉદ્ભવ-સ્થાન પણ પાશ્ચાત્ય હોવાનું અનુમાન થઈ શકે એમ છે. પ્રથમ સુશોભન કરતાં એ સહેજ આગળ આવતું સુશોભન છે. એની ઉપર ત્રીજું સુશોભન ટોડલાનું છે. હારબંધ મૂકેલા આ ટોડલાઓ પ્રથમ બંને સુશોભનો કરતાં વધારે આગળ આવીને સુશોભિત દેવાલને ઐક્ય બક્ષે છે. આ ત્રણે સુશોભનો ઈંટોમાં બનાવેલાં છે. માત્ર ગણતરી ખાતર કહીએ તો આ ત્રણ સુશોભનોની પટ્ટી લાંબી મૂકવામાં આવે તો એ ૧૦૩૨ ફૂટ એટલે કે આશરે દોઢ ફર્લાંગ લાંબી થાય."[૩૨]

દેવાલને મથાળેથી, પ્રથમ પીઠિકા ઉપર પ્રદક્ષિણાપથ છે. પ્રદક્ષિણાપથ ઉપર જવાનાં પગથિયાં નથી, પણ એક અનુમાન એ થાય છે કે એ કદાચ પૂર્વ બાજુએ હોય.

સ્તૂપનો સૌથી રમણીય ભાગ તે એની બીજી પીઠિકા હતી. જો કે એનો ઘણોખરો ભાગ તૂટી ગયો હતો છતાં પણ બચેલા અવશેષો પરથી એનો કંઈક ખ્યાલ આવતો હતો. આ પીઠિકાના કુંભની ઉપર સ્તૂપના કટિભાગ ઉપર દરેક બાજુએ ગોખ મૂકવામાં આવ્યો હતો. આ ગોખને સુંદર કુંભી, સ્તંભો અને કમાનોથી અલંકૃત કરવામાં આવ્યો હતો. આમાં જુદી જુદી ભાતનાં અલંકરણ (motifs) હતાં, જેનો ઝીણવટભર્યો અભ્યાસ કરવાથી માલૂમ પડ્યું છે કે ગુપ્તયુગની ગંગા-યમુના વચ્ચેના પ્રદેશની અને સમગ્ર મધ્યદેશની કલા વિશે જે એમ માનવામાં આવે છે કે સમસ્ત ઉત્તર ભારતમાં અને દક્ષિણમાં અજંટા, ઇલોરા સુધી જે સુંદર ચિત્ર અને શિલ્પકલા મળે છે તે બધા ગુપ્તકલાના, એની અસરના, એની પરંપરાના થયેલા, એના વંશજ છે. અને કલાવશેષોમાંના મોટા ભાગનાં સુંદર તત્ત્વોનું મૂળ ગુપ્તકલા છે એ હવે ફરી વિચારવું પડશે. આ બધા કલાવશેષોમાંનાં બધાં અલંકરણોનું મૂળ ગુપ્તકલામાં ન પણ હોય. ક્ષત્રપ અને કુષાણ રાજાઓના સમયમાં કેટલાંક સુંદર સુશોભન (motifs) શરૂ થયેલાં અને સારી રીતે પ્રચલિત થયેલાં હતાં એ આ સ્તૂપના અવશેષોએ સાબિત કર્યું છે. ગુપ્તકલાની પાર્શ્વભૂમિકામાં, પ્રાચીન ભારતની મધ્યપ્રદેશની, સાંચી-ભરહુતમાં મળતી કલા અને ક્ષત્રપો તથા કુષાણોના રાજ્યવિસ્તારમાં વિકસેલી કલા છે એનો બરાબર ખ્યાલ રાખીએ તો ગુપ્તકાલીન કલામાં, ગુપ્તોનો કે એમના રાજ્યાશ્રયનો કેટલો હિસ્સો હતો એનો વધારે સાચો ખ્યાલ આવશે. બિકાનેરના રંગમહાલ, સૂરતગઢ, કાલિબંગ, હનુમાનગઢ, સુંડા, પીર સુલતાનકી થેરી વગેરે સ્થળોએથી મળેલા માટીકામના ફલક,[૩૩] દેવની મોરીના બૌદ્ધ અને મથુરાના બૌદ્ધ, જૈન અને હિંદુ કુષાણકાલીન અવશેષ વગેરે આ વિષયમાં ઘણો પ્રકાશ

ફેંકે છે. એમાં પણ દેવની મોરીના સ્તૂપના અવશેષ તો ભારતીય કલાના ઇતિહાસમાં એક નવો દૃષ્ટિકોણ રજૂ કરવામાં અગત્યનો ભાગ ભજવે છે.

સ્તૂપના કટિભાગ પરના આ મનોહર ગોખની આજુબાજુની જગ્યામાં પ્રથમ પીઠિકા જેવી થાંભલીઓ અને એની વચ્ચે ચૈત્ય-ગવાક્ષોનાં સુશોભનોની અંદર બૌદ્ધ પ્રતિમાઓ સ્થાપવામાં આવી હતી. તદુપરાંત કેટલાક ગવાક્ષોની મધ્યે ગોળાકાર સુશોભન હતાં, જ્યારે બીજા ગવાક્ષોમાં ગણ કે ગ્રાસ-મુખ ગણાય તેવાં મુખ હતાં. આ સુશોભનોની રમણીયતામાં વધારો કરવા ચોરસ સુશોભિત ઈંટો વપરાતી અને એના ઉપર સાદા ચોરસ ( checker pattern ), શંખ, ગ્રાસ, પાન ઇત્યાદિની ભાત તથા આકૃતિઓ કંડારેલી હતી.

પ્રત્યેક ગોખની મધ્યમાં, માટીની બનાવેલી, માટીના ફલકની પશ્ચાદ્ભૂ ઉપર ઉપસાવેલી ( કંડારેલી અને પછી પકવેલી ) બુદ્ધની ધ્યાનસ્થ મૂર્તિઓ બિરાજેલી હતી ( જુઓ પટ્ટ ૨૪, આ. ૮૬ ), જેથી સ્તૂપના પ્રદક્ષિણાપથ ઉપર ફરતાં ફરતાં ઉપાસકો તેમજ શ્રમણોની દૃષ્ટિ જ્ઞાન, અનુકંપા અને કારુણ્યના પ્રભાવનિધિ એવા સમ્યક્સંબુદ્ધ તથાગત ભગવાનનાં ચરણકમળ પર રહે અને એમના ઉપર સમ્યક્સંબુદ્ધ દશબલ શાક્યમુનિની મુદિત અને કરુણાયુક્ત દૃષ્ટિ પડે.

માટીની આ બચેલી પ્રતિમાઓ બનાવી સ્થાનિક કલાકારોએ ઉચ્ચ કલાનાં સોપાન સિદ્ધ કર્યાં છે. આશરે બે ફૂટ ( ૬૦ સે. મી. ) જેટલી ઊંચાઈની આ પ્રતિમાઓ દૂરથી એકસરખી લાગે, પણ સૂક્ષ્મ અવલોકન કરતાં જણાય છે કે વસ્ત્રો, આસનો તેમ દેહયષ્ટિનું વૈવિધ્ય કલાકારોએ રજૂ કર્યું છે. બુદ્ધ ભગવાનનું ઉત્તરીય કેટલીક પ્રતિમાઓમાં બેઉ ખભા અને હાથ ઢાંકીને અંગ ઉપર ઓઢેલું છે, જ્યારે કેટલીકમાં જમણો હાથ તથા ખભો ખુલ્લા છે. પહેલી ઢબ ગાંધાર કલાને નામે ઓળખાતી કલામાં વધુ પ્રચાર પામેલી એ જાણીતી વાત છે. ઉત્તરીય ઓઢ્યા પછી એના જે વળ (વલ્લીઓ-folds) પડે તે જુદી જુદી મૂર્તિઓમાં જુદી જુદી રીતે બતાવ્યા છે, કેટલીકમાં ઉત્કીર્ણ બેવડી રેખા વડે, કોઈમાં ઉપસાવેલી રેખા વડે ઇત્યાદિ. મસ્તક ઉપરના કેશ દક્ષિણાવર્ત નાના ગૂંચળામાં બતાવ્યા છે, અથવા કેટલીક પ્રતિમામાં ઊભા ઓળેલા છે. મુખાકૃતિ પણ જુદી જુદી છે. કેટલીક મુખાકૃતિ ગુપ્તકાલની સુંદર બુદ્ધ પ્રતિમાઓની યાદ આપે છે. કેટલીક પ્રતિમાઓમાં મસ્તક ઉપર ઉષ્ણીષનો આકાર છે, બીજીમાં નથી. આ બધી પ્રતિમાઓ તેમજ સ્તૂપના જુદા જુદા ભાગ પરનાં જુદાં જુદાં અલંકરણોના પ્રકાર વગેરે ઝીણવટભર્યો અભ્યાસ માગી લે છે.

સ્તૂપની ઉપરની હર્મિકા અને છત્રયષ્ટિ તદ્દન નાશ પામ્યાં હતાં અને એના કોઈ અવશેષ મળ્યા નહિ, પણ સ્તૂપની અંદરની બાંધણી અણીશુદ્ધ રહી હતી. સ્તૂપના અંડના કેંદ્ર ઉપર એક ચોરસ રચના કરીને એની આજુબાજુ શંખ-વલય ( volutes ) રચવામાં આવ્યાં હતાં, એટલે કે ઈંટો એ રીતે ચણાઈ હતી. આ વલયોની બાજુઓ પહોળી અને એક બાજુ અણિયાળી બનાવીને એને પીપળાના પાનનો ઘાટ આપવામાં આવ્યો હતો. આખાયે રચના જુદી જુદી દિશામાં ફરતી રહે એમ જુદા જુદા થર ગોઠવાયેલા હતા.

આવા પીપળાના પાનના ઘાટવાળાં વલયોની વચ્ચે આ સ્તૂપ જેના અંગે બંધાયો તે બુદ્ધના શરીરાવશેષનું પાત્ર અથવા દાબડો મૂકવામાં આવ્યો હતો. સચવાયેલ આ દાબડાને માટીના (ઉપરથી તૂટેલા) ઘડાની વચ્ચે મૂકીને ઈંટેરી ફરશબંધી ઉપર મૂકેલો હતો. પારેવા પથ્થરનો, સાત ઇંચ વ્યાસ અને પાંચ ઇંચ ઊંચાઈનો આ દાબડો સંઘાડા પર ઉતારીને બનાવવામાં આવ્યો હતો. એનું ઢાંકણું, ઢાંકણાની ટોચ ઉપરનો દટ્ટો અને દાબડાનો મુખ્ય ભાગ અલગ અલગ બનાવવામાં આવ્યાં લાગે છે.

આખાયે ઢાંકણા પર બહાર, બાજુ પર અને અંદરના ભાગ પર ઈ.સ. ની શરૂઆતની સદીઓમાં વપરાતી બ્રાહ્મી લિપિમાં "નિદાનસૂત્ર" અથવા પ્રતીત્ય-સમુત્પાદનો બૌદ્ધધર્મનો વિખ્યાત સિદ્ધાંત કોતરેલો છે. આ સૂત્ર બીજા સ્તૂપો-માંથી પણ મળી આવ્યું છે. બાર નિદાનોની ઉત્પત્તિ અને નિરોધની વાત એમાં દર્શાવી છે.

પણ ખરો ઐતિહાસિક મહત્ત્વનો લેખ તો દાબડાની બહારની બાજુ ચારે તરફ અને તળિયાના બહારના ભાગ ઉપર પૂરો થતો સળંગ લેખ છે.[૩૪] એ પરથી માલૂમ પડે છે તે કથિક રાજાઓના ૧૨૭ મા વર્ષમાં, નૃપતિ રુદ્રસેન રાજ્ય કરતો હતો ત્યારે, મહાવિહારના આશ્રયે આ મહાસ્તૂપની રચના થઈ. આ સ્તૂપ સાધુ અગ્નિવર્મા અને સુદર્શન નામના બે શાક્ય ભિક્ષુઓએ કરાવ્યો. પથ્થરનો આ દાબડો મહાસેન નામના ભિક્ષુએ બનાવડાવ્યો.

બુદ્ધના અવશેષનું પાત્ર જ્યાંથી મળ્યું હતું તેના ઉપરના ભાગમાં ચણતર વચ્ચે ભગવાન બુદ્ધની માટીની એક આકૃતિ ચણી લેવામાં આવેલી મળી હતી (પટ્ટ ૧૨, આ. ૬૧). એની કલા અને સ્તૂપના બહારના ભાગમાં પ્રદક્ષિણામાર્ગમાંના ગોખમાંથી મળતાં શિલ્પોની કલા એક લાગી છે એટલે બહારની કોતરણી અને આકૃતિઓ પાછળના સમયના સંભવિત જીર્ણોદ્ધારમાં બની હોય એમ માની

શકાય નહિ અને કલાના આ બધા નમૂનાઓને ચોથી સદીના ઉત્તરાર્ધથી–ઈ. સ. ૩૭૫ થી અનુકાલીન માની શકાય નહિ.

ગુજરાતમાં ઈ. સ. ના ચોથા સૈકાના અંતભાગમાં સર્જાયેલી આ કલાકૃતિઓ ગુજરાતની ક્ષત્રપકાલની સંસ્કૃતિનું મનોહર ચિત્ર રજૂ કરે છે. જ્યારે મધ્યપ્રદેશની ગુપ્તકલાની સીધી અસર અહીં નહોતી ત્યારે આ સ્તૂપ બન્યો હતો. ચંદ્રગુપ્ત બીજાના સમયના પહેલાં આ પ્રદેશ પર ગુપ્તોનો અધિકાર જ ન હતો.

શામળાજી અને દેવની મોરી આસપાસથી જે પ્રાચીન હિંદુ પ્રતિમાઓ મળી છે તેઓમાંથી કેટલીક પ્રતિમાઓને આ લેખકે ઈ. સ. ૪૦૦ આસપાસની ગણી હતી.[૩૫] આ અનુમાન શિલ્પશૈલીના ગુજરાત–રાજસ્થાનના ઉપલબ્ધ જુદા જુદા નમૂનાઓના વિકાસ વગેરેની દૃષ્ટિએ બાંધ્યું હતું. દેવની મોરીના સ્તૂપના અવશેષોએ હવે એ સિદ્ધ કરી આપ્યું છે કે ક્ષત્રપકાલમાં, નિદાન ઈ. સ. ના ત્રીજા–ચોથા સૈકામાં, આ પ્રદેશમાં કલાસર્જન એ કોટિએ પહોંચ્યું હતું કે જે સમગ્ર ઉત્તર ભારતની તત્કાલીન કલાકૃતિઓની આગલી હરોળમાં બેસી શકે અને એ જ સમયમાં અહીં જે શૈવ પાશુપત સંપ્રદાયની પ્રતિમાઓ વગેરે થઈ એમ માનવામાં આવ્યું હતું એ બિલકુલ વાજબી જ હતું. દેવની મોરીમાંના એક પ્રાચીન શિવલિંગ-વાળા ખંડિત દેવાલયના પાયા ખોદતાં[૩૬] એવા પુરાવા મળી આવ્યા કે અહીં સમયમાં જે જાતની ઈંટોના બૌદ્ધ વિહાર અને સ્તૂપ બન્યા બરાબર તેવી જ ઈંટોના એ સમયના શૈવ મંદિરના પાયા પેલા શિવલિંગના પીઠના પાયાની નીચે મોજૂદ હતા.

એટલે બૌદ્ધ સ્તૂપનાં સમકાલીન કેટલાંક શૈવ શિલ્પ શામળાજી અને આજુ-બાજુના પ્રદેશમાં મળવાની સંભાવના હજુ પણ ઊભી રહે જ છે. શામળાજીની આજુબાજુના પ્રદેશોમાંનાં ઉપલબ્ધ શિલ્પોમાંથી નીચેનાં શિલ્પોને ચોક્કસ રીતે ક્ષત્રપકાલમાં ગણાવી શકાય :

(૧) કમરે હાથ દઈ ત્રિભંગમાં ઊભેલી અને પગ પાસે ઊભેલા નાના બાળક સાથેની યક્ષી કે કોઈ દેવીની પ્રતિમા[૩૭] (પટ્ટ ૨૫, આ. ૮૭)

(૨) માતા અને શિશુની અર્ધકાય ખંડિત મૂર્તિ (પટ્ટ ૨૬, આ. ૮૯)

આ મૂર્તિમાં માતાનું મુખ, છાતીનો ભાગ, હાથ અને શિશુ સચવાયેલાં છે. માતાના શિર ઉપર કેશગુંફનની આગળના ભાગમાં પુષ્પમાલા વચમાં ચક્રાંકિત ચૂડામણિવાળી છે.[૩૮]

(૩) ભીલડી-વેશે પાર્વતીની ઊભી પ્રતિમા નિર્વિવાદ રીતે ક્ષત્રપકાલીન છે.[૩૯] સંભવ છે કે એ ઈ. સ. ના ચોથા સૈકાની હોય. આ શિલ્પમાં પાર્વતીના અંગ પરના વ્યાઘ્રચર્મમાં વાઘનું મુખ કુષાણકાલીન મથુરાનાં શિલ્પોમાં મળતા સિંહોના મુખ જેવું હોઈ આને સિંહચર્મ કહીએ તોપણ ચાલે. પણ મુખ્ય વાત તો એ છે કે કુષાણકાલમાં મથુરામાં જેવાં સિંહનાં મુખ થતાં તેવું જ આ મુખ (પટ્ટ ૨૫, આ. ૮૮) હોઈ પાર્વતીનું આ શિલ્પ ચોથા સૈકા પછીનું તો નથી જ.

(૪) શામળાજીમાંથી મળેલી ચામુંડાદેવીની ઊભી પ્રતિમા પણ ક્ષત્રપકાલની છે[૪૦] (પટ્ટ ૨૭, આ. ૯૦). ચામુંડાની આ પ્રતિમામાં દેવીના હાથમાં કાપેલું અસુરનું જે મસ્તક છે તે સ્પષ્ટ રીતે ગ્રીક અથવા ગ્રીકો-રોમન છાયાનું છે, એટલે આ પ્રતિમાને અગાઉ ગણાવી છે તેમ ઈ. સ. ના ચોથા સૈકામાં બનેલી ગણવી એ જ ઇષ્ટ છે. આ પ્રતિમા સપ્તમાતૃકાઓનાં શિલ્પોના એક સમૂહમાંની છે. જે સમૂહમાંની વધતે ઓછે અંશે ખંડિત અન્ય માતૃકાઓ—ઐંદ્રી, વૈષ્ણવી, વારાહી, સ્વાહા અથવા આગ્નેયી—પણ ક્ષત્રપકાલની જ ગણવી જોઈએ. દુપટ્ટાના અંતભાગ તેમજ અધોવસ્ત્રની વચમાં પાટલીના સ્થાને કોતરેલી ગોમૂત્રિકા-ઘાટની આકૃતિ (zigzag pattern) અને અધોવસ્ત્રની કલામય વળીઓ વગેરે ખાસ નોંધપાત્ર છે, કેમકે એમાં ગ્રીક અને ગાંધાર કલાની અસરો સ્પષ્ટ દેખાય છે. કેટલીક માતૃકાઓની કેડે બતાવેલા બે-સરી કે ત્રણ-સરી કંદોરા પણ પ્રાચીન પરિપાટીના સૂચક હોઈ આ આકૃતિઓ તેમજ એવી એવી વિશિષ્ટતા ધરાવતી ઉપર નં. ૧ માં નોંધેલી સ્ત્રી-આકૃતિ (પટ્ટ ૨૫, આ. ૮૭) નિર્વિવાદ રીતે ક્ષત્રપકાલની સુવિકસિત કલાના, આશરે ઈ. સ. ચોથા સૈકાના, અવશેષ છે. મથુરાના સુરાપાનથી ઉન્મત્ત સ્ત્રી-પુરુષોના સમૂહવાળા એક ફલકમાંની[૪૧] સ્ત્રી-આકૃતિ સાથે ઉપર નં. ૧ માં નોંધેલી શામળાજીની સ્ત્રી-આકૃતિનાં અંગોની રચના સરખાવવાથી સ્પષ્ટ થશે કે મોટા જઘન ભારપૂર્વક દેહવળાંક વડે દર્શાવવાની આ શૈલી ક્ષત્રપ તેમજ કુષાણ શિલ્પોમાં પ્રચલિત હતી.

(૫) ખેડબ્રહ્મામાંથી મળેલું લગભગ ચાર-સાડાચાર ફૂટ (૧.૨ થી ૧.૩૫ મીટર) ઊંચું મોટું એકમુખ શિવલિંગ, જે પહેલાં હિંમતનગર મ્યુઝિયમમાં સુરક્ષિત હતું અને જે હાલ વડોદરા મ્યુઝિયમના કંપાઉંડમાં ઓપન-એર કલેક્શનમાં છે તે (પટ્ટ ૨૭, આ. ૯૧), પણ ક્ષત્રપકાલીન છે. ભવ્ય મોટું શિવમુખ મથુરાનાં કુષાણકાલીન શિલ્પોની યાદ આપે છે. ગળામાંનો હાર પણ પ્રાચીન ઢબનો છે. પશ્ચિમ ભારતનાં ક્ષત્રપકાલીન શિલ્પોમાં આંખો સંપૂર્ણ ખૂલેલી હોય છે; આંખની કીકીઓ ઘણું ખરું બતાવવામાં આવતી નથી.

મથુરાનાં કુષાણકાલીન શિલ્પોમાં ઉપરની પાંપણ કંઈક ઢળેલી રહેવાથી આંખો સંપૂર્ણ ખૂલેલી નથી હોતી એટલે ઘણા વિદ્વાનો પશ્ચિમ ભારતનાં ક્ષત્રપકાલીન શિલ્પોને ઓળખવામાં નિષ્ફળ નીવડે છે. પશ્ચિમ ભારતમાં ક્ષત્રપકાલનાં શિલ્પોમાં ખુલ્લી આંખોનો જે રિવાજ હતો તેની પ્રતીતિ કણ્હેરી અને કાર્લાનાં શિલ્પ, ખાસ કરીને કાર્લાનાં યુગલ અને કણ્હેરીમાંના સાતવાહન રાજવીઓ વગેરેનાં શિલ્પ, જોવાથી થશે. કાર્લાની ગુફાના પ્રવેશદ્વારની બે બાજુએ કોતરેલાં ઊભાં નર-નારીનાં શિલ્પોને શામળાજીનાં ઉપર નોંધેલાં શિલ્પો સાથે સરખાવવાથી સ્પષ્ટ થશે કે ક્ષત્રપકાલમાં પશ્ચિમ ભારતની શિલ્પકલાએ પોતાનું વિશિષ્ટ રૂપ ધારણ કર્યું હતું અને પ્રાદેશિક થોડીક લાક્ષણિકતાઓ બાદ કરતાં, સમજાશે કે, કાર્લાનાં અને શામળાજીનાં શિલ્પ પશ્ચિમ ભારતની ક્ષત્રપકાલીન કલાના ઊંચી કોટીના નમૂના છે.

એટલે ખુલ્લી, વિસ્ફારિત મોટી આંખોવાળા એકમુખ શિવલિંગને ક્ષત્રપકાલનું જ ગણવું જોઈએ.[૪૨] ખેડબ્રહ્મા એક પ્રાચીન સ્થાન છે, જ્યાંથી ક્ષત્રપકાલીન ઈંટો વગેરે અવશેષ મળેલા છે.

(૬) ઈડરના શામળાજી આસપાસના પ્રદેશોમાં આકાશલિંગ અર્થાત્ આકાશાચ્છાદિત લિંગ (open-to-sky Lingas) સ્થાપેલાં હોય તેવાં ઈંટોનાં પીઠવાળાં શૈવ મંદિરોના અવશેષ મળેલા છે.[૪૩] આવા અવશેષોમાં સંભવતઃ માતૃકાઓ કે નાગણો વગેરેની પાષાણમૂર્તિઓ મુકાતી હશે. આવી મૂર્તિઓનો એક સમૂહ વડોદરા મ્યુઝિયમવાળા શ્રી વી. એલ. દેવકર આશરે અઢારથી વીસ વર્ષ પર લઈ આવેલા, પણ એ મૂર્તિઓ કયા સ્થળેથી ( શામળાજી કે એની આજુબાજુનાં કયાં ગામોમાંથી) મળેલી એનો સ્પષ્ટ ઉલ્લેખ આજ સુધી એમણે જાહેર કર્યો નથી, છતાં એ શિલ્પ શામળાજી આસપાસથી આણેલાં છે એ નિર્વિવાદ છે. એ સમૂહમાં નાના કદની ગણોની અથવા જુદા જુદા દેવોની કે યક્ષોની પાંચ આકૃતિ ખાસ નોંધપાત્ર છે ( પટ્ટ ૨૮, આ. ૯૨–૯૩ તથા પટ્ટ ૨૯, આ. ૯૪–૯૬ ). એમાંના એક શિલ્પની નીચે બે અક્ષર જૂની બ્રાહ્મી લિપિમાં કોતરેલા છે, તે "વાયુ" અથવા "વાસુ" શબ્દ તરીકે વંચાયા છે.[૪૪] આ નામ પ્રતિમાનું કે એના ઘડનારનું હોઈ શકે. આ અક્ષર પાછળથી પણ કદાચ કોઈએ કોતર્યા હોય. નાની ઘંટિકાઓનો હાર ઉપવીત માફક ધારણ કરનાર આ દેવ કે ગણ કોણ હશે એ સમજાતું નથી. બીજા યક્ષની આકૃતિ (પટ્ટ ૨૮, આ. ૯૩). કલા-શૈલીએ પિત્તલખોરાના યક્ષની અને સાંચીના અન્ય યક્ષો–ગણોની આકૃતિઓની પરંપરાની હોઈ એ સ્પષ્ટ રીતે ઠીક ઠીક જૂની છે[૪૫] અને ઈ. પૂ. ની પહેલી સદીથી માંડી ઈ. સ. ની બીજી સદી સુધીની ગણી શકાય તેવી છે. સમયાંકન

બાબત આટલી અસ્પષ્ટતા રાખવાનું કારણ એ છે કે આપણને ખોદકામના નિશ્ચિત સ્તરમાંથી અથવા સ્પષ્ટ અભિલેખવાળી પ્રતિમાઓ હજુ સુધી મળી નથી. બાકીની આકૃતિઓમાં પટ્ટ ૨૯, આ. ૯૪ તરીકે રજૂ કરેલી આકૃતિના ડાબા હાથમાં શંખ હોઈ અને જમણા હાથમાંનું આયુધ ખંડિત ખડ્ગ જેવું લાગતું હોઈ એ કોઈ દેવ કે યક્ષની પ્રતિમા હશે.[૪૬] હાથ ખંડિત હોવાને કારણે ચોથી આકૃતિ (પટ્ટ ૨૯, આ. ૯૫)નાં આયુધ સ્પષ્ટ નથી, પણ એ પણ કોઈ દેવ કે યક્ષની પૂજાતી પ્રતિમા લાગે છે.[૪૭] પાંચમા યક્ષના મસ્તક પરનો મુકુટ, ખભા પર લટકતા વાળની રચના, જમણા હાથમાં ધારણ કરેલ ખટ્વાંગ જેવો ખોપરીવાળો દંડ વગેરે (પટ્ટ ૨૯, આ. ૯૬) જોતાં એ કોઈ શૈવ ગણની કે તાંત્રિક દેવની કે કોઈ યક્ષની આકૃતિ હોઈ શકે.[૪૮] આ આકૃતિઓમાં ત્રીજી અને ચોથી (પટ્ટ ૨૮, આ. ૯૪-૯૫) આકૃતિઓમાં હાથ અને મસ્તક અથવા હાથ અને શિલ્પનો પીઠનો ભાગ જોડતી પાષાણની કોતરેલી પટ્ટીઓ છે. આ ઢબ મથુરાનાં કુષાણકાલીન શિલ્પોમાં પણ નજરે પડે છે. "વાયુ" અથવા "વાસુ" અક્ષરોવાળી પ્રતિમાના ગળાનો અલંકાર પ્રાચીન શૈલીનો છે. ચોથી તથા પાંચમી (પટ્ટ ૨૯, આ. ૯૫ તથા ૯૬) પ્રતિમાના મસ્તક પરના મુકુટની રચના પરદેશી–શક કે ઈરાની–અસરની લાગે છે.

(૭) શામળાજી આસપાસથી શ્રી. દેવકરે આણેલાં શિલ્પોમાં મસ્તક અને હાથ વિનાના, ઘૂંટણ નીચેથી તૂટેલા પગવાળા અને સમભંગે ઊભેલા કોઈ દેવ કે યક્ષનું શિલ્પ ખાસ નોંધપાત્ર છે. પારેવા–પથ્થર(schist)નાં બનેલાં શામળાજીનાં આ બધાં શિલ્પોમાં ફક્ત આ જ શિલ્પ પર ચળકાટની થોડી થોડી નિશાનીઓ જળવાઈ રહી છે. આ શિલ્પની ડોકમાંનો એકાવલી–હાર સૂચવે છે કે એ ગુપ્તકાલ પછીનું તો નથી જ, પણ ધોતિયાની વલ્લીઓ અને દોરડા-ઘાટનો આમળા વાળેલો કમરબંધ એ બંને અનુક્રમે ગાંધાર–કલા અને મથુરાના કુષાણકાલીન કમરબંધોની યાદ આપે છે. આ શિલ્પને ચોથા સૈકાના ઉત્તરાર્ધમાંનું તો ગણવું જ જોઈએ.[૪૯]

(૮) સદ્ગત ડૉ. દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકરને ઈ. સ. ૧૯૧૪–૧૫ માં વલભીમાંથી મળેલાં શિલ્પોમાં મસ્તક વિનાની કેશિનિષૂદન કૃષ્ણ અને મહિષમર્દિનીની આકૃતિઓ ખાસ નોંધપાત્ર છે. ઝીણવટથી અભ્યાસ કરનારને ખબર હશે કે આમળા ઘાટના દોરડા જેવા કમરબંધની આમળાની ભાતમાં કુષાણકાલ અને એ પછીના સમયમાં સ્પષ્ટ ફેરફાર થતો જાય છે. વલભીનાં આ બે શિલ્પોનો કમરબંધ ક્ષત્રપકાલના કમરબંધોની ભાતનો છે. કૃષ્ણના ડાબા હાથનો પંજો કંઈક વધુ

પડતો પહોળો લાગે છે. આ વિશિષ્ટતા ગાંધાર-કલાની બુદ્ધ-પ્રતિમાઓમાં પણ જોવા મળે છે. સમગ્ર રીતે જોતાં આ બંને શિલ્પોને ક્ષત્રપકાલના ઈ. સ. ના ચોથા સૈકામાં બનેલાં ગણવાં યોગ્ય છે[૫૦] ( પટ્ટ ૩૦, આ. ૯૭ ).

(૯) કણ્હેરી અને કાર્લાનાં ક્ષત્રપકાલીન શિલ્પો અને શામળાજીનાં ક્ષત્રપકાલીન શિલ્પોની શૈલી મૂળભૂત રીતે એક જ છે તેની સાબિતી આપતું અને નહપાન વગેરેના શક ક્ષત્રપ સામ્રાજ્યની રાજકીય તેમજ સાંસ્કૃતિક એકમની સંભાવનાને સિદ્ધ કરતું, તેમજ કાર્લા અને શામળાજીની વચ્ચેના પ્રદેશની કલાની ખૂટતી કડી પૂરી પાડતું એક નાનું શિલ્પ ડાંગમાં આવેલા આહવામાંથી મળેલું છે. આ શિલ્પ ખંડિત છે અને ફક્ત માથું તથા ધડનો થોડો ભાગ અને જમણો હાથ તથા ડાબા હાથનો થોડો ભાગ બચેલા છે. માથા ઉપર જૂની ઢબના ત્રણ પાંખિયાવાળા મુકુટ જેવું કાંઈક પહેરેલું કે બાંધેલું છે. હાથમાં ઘણી બંગડીઓ છે. છાતીનો ઉપરનો ભાગ તૂટી ગયો છે. જમણો હાથ કોણીથી વાળી, ઊંચો કરી એમાં કમળ પકડેલું છે. આ કમળ અને હાથ તૂટી ન જાય માટે પથ્થરની જ એક પટ્ટી, એને અને મસ્તકને જોડતી એવી, કોતરીને રહેવા દીધી છે. આ લક્ષણ મથુરાની કુષાણકાલીન મૂર્તિઓમાં જોવા મળે છે, ખાસ કરીને ગુપ્તકાલ અને એ પછીનાં શિલ્પોમાં આવું ભાગ્યેજ જોવા મળે છે. મુખ સુંદર છે, ભરાવદાર છે, નીચેનો ઓષ્ઠ કંઈક જાડો આગળ પડતો છે. માથાની પાછળ વાળની લટકતી વેણી ચપટી દેખાય છે અને વાળની નિશાની નથી તેથી કાંતો એ બરાબર હૂબહૂ નહિ કોતરતાં વેણીનું સૂચન માત્ર જ છે અથવા તો વાળને એવી રીતે ચપટા ઘાટના કોઈ વસ્ત્ર કે અલંકારમાં સેરવી દેવામાં આવતા હશે. પણ આ લક્ષણ પણ પ્રાચીન પ્રતિમાઓમાં જોવા મળે છે. આ પ્રતિમાને કાર્લાના ઈ. સ. પહેલા-બીજા સૈકાનાં શિલ્પો સાથે સરખાવતાં સમજાશે કે આ પ્રતિમા પણ ઈ. સ. ના બીજા સૈકા જેટલી જૂની કોઈ દેવી કે યક્ષિણીની છે. આ જ શૈલીમાં આ પછી પણ ઈ. સ. ચોથા સૈકામાં બનેલાં શામળાજીનાં કેટલાંક શિલ્પ—ખાસ કરીને ભીલડી-વેષમાં પાર્વતી ( પટ્ટ ૨૫, આ. ૮૮ )[૫૧] તથા બાળક સાથે માતાનું એક માથું અને ધડવાળું એક શિલ્પ ( પટ્ટ ૨૬, આ. ૮૯ )[૫૨]—સરખાવવાથી સમજાશે કે કાર્લા, કણ્હેરી અને નાસિકથી માંડી નિદાન ઉત્તર ગુજરાત સુધી એક જ કલા-શૈલી ક્ષત્રપકાલમાં પ્રચલિત હતી. આહવાનું આ શિલ્પ ગુજરાતની ક્ષત્રપકાલીન શિલ્પકલાના ઇતિહાસમાં એક અગત્યનો નમૂનો છે. અગત્યનો નમૂનો એટલા માટે કે એ કાર્લા, કણ્હેરી અને શામળાજી વચ્ચેના પ્રદેશમાંથી મળવાથી વચલા પ્રદેશની ક્ષત્રપકાલીન કલાની ખૂટતી કડી પૂરી પાડે છે અને ડાંગ તથા દક્ષિણ ગુજરાતમાં

બીજા અગત્યના અવશેષ મળવાની વિશ્વસનીય સંભાવના ઊભી કરે છે. રાજપીપળા પાસે કડિયા ડુંગરની ગુફાઓ પાસે બે સિંહોના સંયોજનવાળો સ્તંભ (પટ્ટ ૩૧, આ. ૯૮) મળી આવવાથી આ સંભાવના વધુ જોરદાર બને છે.

(૧૦) ક્ષત્રપકાલનું એક મસ્તક થોડાં વર્ષો ઉપર સૌરાષ્ટ્રમાં કાકાની સિંહણમાંથી મળેલું તેની વિગતવાર ચર્ચા શ્રી. જયેંદ્ર નાણાવટી અને શ્રી. મધુસૂદન ઢાંકીએ કરી એ ક્ષત્રપકાલીન હોવાનું દર્શાવ્યું છે[૫૩] (જુઓ પટ્ટ ૩૨, આ. ૯૯).

(૧૧-૧૨) સોજિત્રામાંથી મળેલું બીજું એક ક્ષત્રપકાલીન મસ્તક વલ્લભવિદ્યાનગરના સંગ્રહાલયમાં છે.[૫૪] સુરતના મ્યુઝિયમમાં સંગ્રહાયેલું ત્રીજું એક મસ્તક પણ ક્ષત્રપકાલીન મનાય છે[૫૫] (પટ્ટ ૩૩, આ. ૧૦૦). એ કદાચ ક્ષત્રપકાલના અંત-ભાગનું હોઈ શકે.

(૧૩) હમણાં કચ્છમાં દોલતપુર પાસેના એક ખેતરમાંથી એક નાનું મસ્તક લગભગ પાંચ-સાડાપાંચ સેંટિમીટરની ઊંચાઈનું કચ્છના જ કોઈ સ્થાનિક ખરતા પથ્થર(sandstone)નું બનેલું મળેલું.[૫૬] આ મસ્તક પર ઊંચી ટોપી-ઘાટનો મુકુટ છે, જે ઈરાની ટોપીના ઘાટ પર ભારતીય શૈલીની ભરતકામની ભાતવાળો છે. એના આગળના ભાગમાં ગોળાકાર ચૈત્ય-આકૃતિ અને એની મધ્યમાંથી લટકતા આભૂષણની પરિપાટી મથુરાનાં કુષાણકાલીન શિલ્પોમાં પ્રચુર પ્રમાણમાં મળે છે, આથી મસ્તક નિર્વિવાદ રીતે ક્ષત્રપકાલીન—ઈ.સ. ના ત્રીજા-ચોથા સૈકાનું સાબિત થાય છે. મસ્તકની પીઠ પર લટકતી વેણી-ઘાટની રચના છે એ પરિપાટી પણ આહવાની પ્રતિમાની પીઠ ઉપર જોવા મળે છે, એટલું જ નહિ, પણ આગળ જણાવ્યું તેમ તેર(પ્રાચીનનગર)ની હાથીદાંતની યક્ષી-પ્રતિમા વગેરેમાં તેમજ ગાંધારનાં સમકાલીન શિલ્પોમાં મળે છે.

આ મસ્તકને ક્ષત્રપકાલીન ગણવામાં વિવાદને સ્થાન જ નથી અને તેથી આ મસ્તકમાં પણ મુખાકૃતિ તેમજ વિસ્ફારિત આંખોના પાંપણોની રચનાના આધારે શામળાજીની ક્ષત્રપકાલીન ગણાવેલી પ્રતિમાઓની આંખો બાબતનાં આ લેખકનાં અનુમાનોને પુષ્ટિ મળે છે. આ મસ્તકના મુકુટની રચનાને મળતી આવતી મુકુટ-રચનાવાળું એક મસ્તક શામળાજીમાંથી મળેલું તે વડોદરા મ્યુઝિયમમાં છે તે પણ ઈ. સ. ના ચોથા સૈકાનું ગણી શકાય.

આ મુકુટ-રચના તથા મુખાકૃતિની રચનાની સાથે સરખાવવા લાયક અને ઈ. સ. ની ચોથી સદીમાં સહેલાઈથી મૂકી શકાય તેવું એક અગત્યનું વિષ્ણુનું શિલ્પ ભિન્નમાલમાંથી મળેલું હાલ વડોદરા મ્યુઝિયમમાં છે.[૫૭] આ શિલ્પ અને કચ્છ-દોલતપુરનું મુખ ગુજરાત-રાજસ્થાનની એકસરખી કલાપરંપરા સૂચવે છે.

(૧૪) દોલતપુરનું મસ્તક અને ભિન્નમાલની વિષ્ણુની પ્રતિમાની સાથે સરખાવી શકાય તેવી પણ જરા વધુ ઊંચા ટોપી-ઘાટના મુકુટવાળી વિષ્ણુની એક નાની ખંડિત પ્રતિમા સુરત જિલ્લાના તેન ગામમાંથી મળી છે તે પણ ક્ષત્રપ-કાલના અંતભાગમાં, ઈ.સ. ની ચોથી સદીમાં, બની હોય એમ લાગે છે.[૫૮] આ પ્રતિમાની કટિ ઉપર મૂકેલા ડાબા હાથમા શંખ છે અને મથુરાની વિષ્ણુ-પ્રતિમાઓ તેમજ ભિન્નમાલની વિષ્ણુ-પ્રતિમા સાથે સરખાવી શકાય તેવી ઢબે હાથ ગોઠવેલો છે. ગળામાંની હાંસડી ગાંધાર શિલ્પોમાં મળતી હાંસડીની યાદ આપે છે. માથા પરનો મુકુટ મથુરાની એક સમયે ઇંદ્ર તરીકે ઓળખાયેલી અને હવે વિષ્ણુપ્રતિમાની ઊંચી ટોપી જેવો છે. મુકુટની બે બાજુથી નીકળતી જ્વાળાઓ કે કિરણોની રચના વિષ્ણુ એ આદિત્યનું સ્વરૂપ છે એની સૂચક છે.

આમ રાજસ્થાનથી માંડીને દક્ષિણ ગુજરાત સુધી ક્ષત્રપકાલીન શિલ્પોની એક પરંપરા ઉપલબ્ધ થઈ છે.

(૧૫) આ પરંપરાની એક નાની સ્ત્રી-આકૃતિ જેના માથા ઉપર નાગની ફેણ છે અને બાજુમાં એક નાની શિશુ આકૃતિ છે અને જે વડનગરના ખોદ-કામમાંથી મળેલી તે પણ ક્ષત્રપ અને ગુપ્તકાલના સંધિકાળની કે ક્ષત્રપકાલના અંતકાળની લાગે છે.[૫૯] ખોદકામમાં જે થરમાંથી આ નાનું શિલ્પ મળ્યું છે તે થર આ જ સમયનો હોઈ ઉપરનું અનુમાન યોગ્ય ઠરે છે.

(૧૬) શામળાજી પાસે મેશ્વો નદીના બંધના પાયા ખોદતાં નાગધરા નામના સ્થળેથી નદીમાં ઘણી ઊંડાઈએથી એક ધાતુશિલ્પ મળેલું, જે કોઈ મોટા ધાતુશિલ્પની નીચેના ભાગનું ભારવાહક( Atlas )નું શિલ્પ લાગે છે[૬૦] ( પટ્ટ ૩૪, આ. ૧૦૨). આ શિલ્પ ઘણી રીતે અગત્યનું છે. ગાંધારનાં શિલ્પોની યાદ આપતું આ ધાતુશિલ્પ નિષ્ણાતોના માનવા પ્રમાણે ગાંધારમાં નહિ, પણ સંભવતઃ આ જ પ્રદેશમાં બનેલું અને ક્ષત્રપકાલનું છે. આ શિલ્પ મળવાથી કોઈ પણ વિદ્વાન સહજ જ રીતે આશા રાખે કે દેવની મોરી અને શામળાજીમાં વધુ ખોદકામ થયાં હોત તો બીજાં ધાતુશિલ્પ પણ મળી આવત. ગુજરાતની પાષાણ-શિલ્પકળા જ નહિ, પણ ધાતુશિલ્પકળા પણ ઘણી વિકાસ પામેલી હતી એ આ શિલ્પ જોતાં સ્પષ્ટ થાય છે.

(૧૭) ક્ષત્રપકાલમાં માટીકામની નાની મોટી મૂર્તિઓ પણ બનતી. દેવની મોરીના સ્તૂપમાંથી મળેલાં બુદ્ધની પ્રતિમાઓનાં માટીનાં ફલક તેમજ સ્તૂપના જુદા જુદા ભાગોના અલંકરણરૂપે કોતરી અને પછી પકવેલી ઈંટો પરની ફૂલ-

વેલોની ભાતો, ભૌમિતિક આકૃતિઓની ભાતો વગેરે એ વાતને પુષ્ટિ આપે છે કે ગુજરાતના શિલ્પીઓ–કલાકારો પાષાણ, ધાતુ તેમજ માટીકામમાં પણ પોતાની સુવિકસિત કલાનો આવિષ્કાર કરી શકયા હતા. આમાંની કેટલીક ભાતો (motifs) રાજસ્થાનમાં જૂના બિકાનેર રાજ્યનાં રંગમહાલ, બડોપલ વગેરે સ્થળો-એથી મળેલી ઈંટો ઉપર તેમજ સિંધમાં મિરપુરખાસના બૌદ્ધ સ્તૂપના અવશેષોમાં મળે છે. આને ગુપ્તયુગની સારનાથ, ભૂમરા આદિ સ્થળોએથી મળેલી ભાતો સાથે સરખાવતાં જણાશે કે ગુપ્તકાલનાં કેટલાંક અલંકરણ, કેટલીક ભાતો વગેરે ક્ષત્રપ-કાલના રાજસ્થાન, ગુજરાત અને સિંધના અવશેષોમાં મળી આવતી ભાતો વગેરેનાં અનુગામી છે. ગુપ્ત-સામ્રાજ્ય જેમ જેમ વધતું ગયું તેમ તેમ એની સાંસ્કૃતિક અસર જેમ જિતાયેલા પ્રદેશોમાં થઈ તેમ જ સ્વાભાવિક રીતે જ, માનવની પ્રકૃતિ અનુસાર જ, આ પ્રદેશોની સાંસ્કૃતિક અસર ગુપ્ત સામ્રાજ્યના કેંદ્રીય પ્રદેશોમાં પણ અપનાવાઈ. સાંસ્કૃતિક વિનિમય હંમેશાં ઉભયપક્ષી હોય છે, એકપક્ષી નથી હોતો.

ક્ષત્રપકાલની માટીકામની કલાના અન્ય નમૂનાઓમાં જૂનાગઢ અને અમરેલીના ખોદકામમાંથી મળેલા અવશેષ પણ નોંધપાત્ર છે.[૬૧]

## ગુપ્તકાલીન શિલ્પસમૃદ્ધિ

ગુજરાતમાં ગુપ્તકાલની એટલે કે ગુપ્ત રાજવીઓની રાજકીય અને એની અનુગામી સાંસ્કૃતિક અસર લગભગ ઈ. સ. ૩૯૫ અને ૪૦૫ આસપાસ પ્રાયઃ ચંદ્રગુપ્ત બીજાએ ગુજરાત પર રાજસત્તા પ્રસારી તે બાદ શરૂ થાય છે અને ગુજરાતમાં મોટા પ્રમાણમાં કુમારગુપ્તના સિક્કા મળે છે તેમજ ચંદ્રગુપ્ત બીજાના રડ્યા-ખડ્યા સિક્કા પણ મળ્યા છે એ ઉપરની વાતને પુષ્ટિ આપે છે. સ્કંદગુપ્ત પછીના ગુપ્ત રાજાઓના સિક્કા ગુજરાતમાં મળ્યા નથી અને જોકે શરૂઆતના મૈત્રક રાજવીઓ પોતાને 'સેનાપતિ' કહેવડાવતા અને જોકે ધરસેન ૧ લાએ પોતાના પરમ સ્વામીનો ઉલ્લેખ પણ કર્યો છે અને જોકે મૈત્રકોએ ગુપ્ત રાજાઓની રહી-સહી ધૂંસરી લગભગ ઈ. સ. ૫૨૫ પછી ફેંકી દીધી તોપણ એટલું તો સ્પષ્ટ છે કે ગુપ્તોની રાજકીય અસર ગુજરાતમાં પ્રમાણમાં અલ્પજીવી રહી; લગભગ એકસો વર્ષથી વધારે વખત ન રહી. વાસ્તવિક રીતે તો આ અસર ઈ. સ. ૪૭૦ આસપાસ ભટાર્કના સમયથી જ ક્ષીણ થવા લાગી હતી.

આપણે ઉપર જોઈ ગયા તેમ ગુજરાતને પોતાનો શિલ્પકલાનો ઉત્કૃષ્ટ વારસો હતો અને તેથી જ ઉત્તરપ્રદેશ આસપાસનાં ગુપ્તકાલીન શિલ્પોની શૈલીનાં

જ શિલ્પ ગુજરાતમાં દુર્લભ છે. જે કાંઈ ગુપ્ત અસર દેખાય છે તે પાંચમા-છઠ્ઠા સૈકાની સમગ્ર ઉત્તર ભારતની કલાની સર્વસામાન્ય સૌંદર્યભાવના તેમજ વારસાનું પ્રતિબિંબ છે. ગુપ્તકાલમાં એટલે કે ઈ. સ. ના પાંચમા સૈકામાં મૂકી શકાય તેવી ગુજરાત અને રાજસ્થાન( ખાસ કરીને દક્ષિણ અને પશ્ચિમ રાજસ્થાન )નાં શિલ્પોમાં ઉપલબ્ધ થતી શિલ્પકલા ગુપ્તકાલીન હોવા છતાં સારનાથની ગુપ્તશૈલીથી ભિન્ન છે. સમગ્ર ગુપ્ત-સામ્રાજ્યના જુદા જુદા મોટા વિભાગોમાં પ્રાદેશિક વારસાગત પરંપરા અને અસર હોવી અને તેથી પ્રાદેશિક વિશિષ્ટ લક્ષણોવાળી ભિન્ન ભિન્ન છતાં ગુપ્તકાલીન શૈલીઓ હોવી એ જ સ્વાભાવિક છે.

સારનાથનાં શિલ્પોમાં પુરુષ–શરીરનાં અંગ કંઈક વધુ પડતાં સુકોમળ છે, જ્યારે દેવગઢ, મંદસોર અને સમગ્ર પશ્ચિમ ભારતની ગુપ્તકાલીન સ્ત્રી–પુરુષોની આકૃતિઓ વધારે સુદૃઢ બાંધાની અને સાંચી–ભરહુતની પરંપરામાં ઊતરી આવેલી છે. આ દૃષ્ટિબિંદુ ધ્યાનમાં રાખવાથી ગુજરાત તેમજ રાજસ્થાનનાં ગુપ્તકાલીન (અને અનુગુપ્તકાલીન) શિલ્પ ઓળખવાનું તેમજ અહીંની શિલ્પકલાનો ક્રમિક વિકાસ સમજવાનું સરળ થઈ પડશે.

આપણે જોયું તેમ ભરહુત અને સાંચીની કલાપરંપરા અનુસાર તદ્દન ખૂલેલી પાંપણવાળાં નેત્ર ક્ષત્રપકાલમાં પશ્ચિમ ભારતનાં શિલ્પોમાં થતાં ક્ષત્રપકાલીન શિલ્પ, મથુરાનાં કુષાણકાલીન શિલ્પોની માફક કે ભરહુતનાં શિલ્પોની માફક, ભૌતિક જીવન તરફ અભિમુખ દેખાય છે, જ્યારે અર્ધમીલિત નેત્રોવાળાં ગુપ્તકાલીન શિલ્પોમાં અંતર્મુખ જીવન અને આધ્યાત્મિક આનંદની ઝાંખી થાય છે. સશક્ત, સુદૃઢ અને કંઈક અંશે સ્થૂલ બાંધાનાં ક્ષત્રપકાલીન-કુષાણકાલીન શિલ્પો ભરહુતનાં ઈ. પૂર્વે બીજી સદીના સ્તૂપમાંના લોકજીવનનું પ્રતિબિંબ પાડતાં શિલ્પોની યાદ આપે છે. ગુપ્તકાલીન શિલ્પોમાં પગનો ઘૂંટણ અને પીંડીની નીચેનો ભાગ ધીરે ધીરે પાતળો થતો જાય છે. ક્ષત્રપકાલીન શિલ્પોમાં ઘૂંટીની ઉપરનો આ ભાગ પ્રમાણમાં વધુ સ્થૂળ બને છે. સૂક્ષ્મદૃષ્ટિથી જોનારને શામળાજીનાં ક્ષત્રપ અને અનુક્ષત્રપકાલનાં શિલ્પોમાં આ બધા ભેદ મળી આવશે. દાખલા તરીકે, વીરભદ્ર શિવ નામથી ઓળખાતી શિવની જે પ્રતિમામાં અત્યંત બારીક વસ્ત્રમાંથી શિવનું ઊર્ધ્વલિંગ દેખાય છે તે પાંચમા સૈકાની, પણ પશ્ચિમ ભારતમાં ક્ષત્રપકાલીન ચોથા સૈકાનાં શિલ્પોની પરંપરામાંથી ઊતરી આવેલી અને પૂર્વ ભારતનાં ગુપ્તકાલીન શિલ્પોથી જુદી પડતી, પ્રતિમા છે. આ પ્રતિમાના પગને ચોથા સૈકાના ઉત્તરાર્ધની શામળાજીમાંથી મળેલી

દ્વિભુજ ઊભા ગણેશની પ્રતિમાના પગ સાથે સરખાવવાથી ઉપરનું વિધાન સમજાશે.[૬૨] ભીલડી-વેશે પાર્વતીના પગનો એ જ ભાગ ગણેશની પ્રતિમાની ઢબનો છે, જ્યારે ટીંટોઈમાંથી મળેલી વીણાધર શિવ અને સ્કંદ-માતાવાળી પ્રતિમા જે લગભગ ઈ. સ. ના સાતમા સૈકા આસપાસની છે તેનાથી જુદો તરી આવે છે.

રંગમહલ, બડોપલ વગેરેમાંથી મળેલાં અને હાલ બિકાનેર મ્યુઝિયમમાં સુરક્ષિત માટીકામનાં શિલ્પફલકો[૬૩] વિશે ઉપરનાં વિધાનોની દૃષ્ટિએ વિચારતાં જણાશે કે આ ફલકો મોટે ભાગે ક્ષત્રપકાલીન છે. ગુપ્તકાલીન ગુજરાતનાં શિલ્પોમાં સ્પષ્ટ રીતે ગુપ્તકાલીન ગણાવી શકાય તેવાં મુખ્ય મુખ્ય શિલ્પ નીચે પ્રમાણે છે :

(૧) શામળાજીમાંથી મળેલી વીરભદ્ર-શિવ (પટ્ટ ૩૫, આ. ૧૦૩) તરીકે જાણીતી પ્રતિમા તથા નંદિનું શિલ્પ (ઈ. સ. ૫ મી સદી).[૬૪]

(૨-૪) વડોદરા મ્યુઝિયમમાં સચવાયેલી બે માતૃકાઓ, જે દેવની મોરી પાસેના ગામમાંથી મળેલી બીજી માતૃકાઓના સમૂહમાંની[૬૫] છે. આ માતૃકાઓ સ્પષ્ટ ગુપ્ત-અસરની ઈ. સ. પાંચમા સૈકા આસપાસની છે.

(૫-૬) ઉત્તર ગુજરાતનાં અંબાજી પાસેની વાવના બે ગણ—[૬૬] આ ગણોના કેશની રચના મધ્યભારતનાં ગુપ્તકાલીન શિલ્પો સાથે સરખાવી શકાય છે.

(૭) ગોપના મંદિરની ઊભણીની ફરતે દીવાલ પરની કેટલીક આકૃતિઓ— આ આકૃતિઓ ક્ષત્રપકાલના અંતભાગની હોઈ શકે, પણ પૂરતા પુરાવાના અભાવે તથા ગોપના મંદિરનો સમય નિશ્ચિત ન હોવાથી અને આ લેખકના માનવા પ્રમાણે ગોપનું મંદિર ઓછામાં ઓછું પાંચમા સૈકાનું[૬૭] હોવાથી આ શિલ્પોને આપણે અત્યારે કામચલાઉ રીતે ગુજરાતમાં ગુપ્તકાલના અંત-સમયનાં ગણીએ.

(૮) શામળાજી આજુબાજુથી મળેલું મસ્તક વિનાનું માટીનું પકવેલું (terracotta નું) નાનું શિલ્પ,[૬૮] જે ઉભડક બેઠેલી યક્ષી કે માતૃદેવી મૂર્તિ લાગે છે તે, ઈ. સ. ના પાંચમા સૈકાનો અગત્યનો નમૂનો છે.

(૯) લગભગ અઢી ફૂટ (૭૫ સે. મી.) ઊંચી કાયોત્સર્ગ-મુદ્રામાં ઊભેલા તીર્થંકર શ્રી આદિનાથની ખંડિત પ્રતિમા ઈ. સ. ની પાંચમી સદીના ઉત્તરાર્ધની લાગે છે (પટ્ટ ૩૩, આ. ૧૦૧). એનો અભિલેખ હોય તો એ અને પાદપીઠ મળ્યાં નથી. આ પ્રતિમાનાં અર્ધમીલિત ચાંદીવાળાં નેત્ર અને એની દેહયષ્ટિ

ઉત્તમ પ્રકારની ગુપ્તકલાની યાદ આપે છે. લંબગોળ મુખ બાઘની ગુફાનાં શિલ્પોની પરિપાટીની યાદ દેવડાવે છે, પણ કટિ નીચેનું ધોતિયું અને વચ્ચેની પાટલીની કલામય ભાત શામળાજીનાં અન્ય શિલ્પોની યાદ આપે છે.[૬૯] ઈ. સ. ૪૬૦ અને ૫૦૦ ની વચ્ચેના સમયનું આ શિલ્પ શ્વેતાંબર જૈન પરંપરાનું છે અને આજ સુધી મળેલી તીર્થંકર-પ્રતિમાઓમાં સવસ્ત્ર તીર્થંકરની આ જૂનામાં જૂની ઉપલબ્ધ તીર્થંકર પ્રતિમા હોઈ શ્વેતામ્બર-દિગંબર મૂર્તિભેદના સમય ઉપર એ અગત્યનો પ્રકાશ પાડે છે.[૭૦]

અન્યત્ર જ્યારે ગુપ્તકાલ ચાલુ હતો ત્યારે ઈ. સ. ૫૦૦ પછી ગુજરાતમાં એની અસર લુપ્ત થવા લાગી અને ઈ. સ. ૫૫૦ પછી તો ગુપ્તકલાની નહિ, પણ પ્રાચીન પશ્ચિમ ભારતીય શૈલીની કૃતિઓ થવા લાગી. ક્ષત્રપ, ગુપ્ત કે અનુગુપ્ત છઠ્ઠા સૈકાનાં શિલ્પોમાં આપણને અભિલેખ અથવા સંવત ભાગ્યેજ મળ્યા છે. એવા સંજોગોમાં ગુજરાતનાં શિલ્પોમાં ગુપ્ત અને મૈત્રકકાલીન શિલ્પો વચ્ચે સ્પષ્ટ વિભાગ પાડતી રેખા દોરવી અઘરી છે. હજુ વધુ સંશોધનને અવકાશ છે, એટલે જે શિલ્પ સંભવતઃ ઈ. સ. ૫૦૦ પછીનાં લાગે છે તે મૈત્રક-કાલીન શિલ્પો તરીકે પછીના ગ્રંથમાં નિરૂપાશે.

## પાદટીપો

૧. આની વિગતવાર ચર્ચા ગ્રંથ ૧ માં આપવામાં આવી છે.

૨. Dayaram Sahani, *The Excavations at Bairat*, pp. 18, 25 ff.

૩. R. N. Mehta, *Excavations at Timbarva*, p. 19, fig. 12

૪. K. N. Puri, *Excavations at Redh*, Plates XII-XV and XVI-XVII.

૫. Dayaram Sahani, *Excavations at Sambhar*, Plates

૬. U. P. Shah, "Śunga Railing Pillars from Lalsot", *Journal of the American Oriental Society*, Vol. LXXXII, No. 1, pp. 70-71 and plate

૭. D. R. Bhandarkar, *Archaeological Remains at Nagari*

૮. वासुदेवशरण अग्रवाल, 'राजस्थानमें भागवतधर्मका प्राचीन केन्द्र', "नागरी प्रचारिणी प्रत्रिका", वर्ष २६, अंक २-३, पृ. ११६-१२२

૯. S. R. Rao, *Excavations at Amreli*, pp. 97, 93-94; plates XXIIA and XVIII, XIX

૧૦. D. D. Kosambi, *The Culture and Civilization of Ancient India*, p. 140

૧૧. U. P. Shah and R. N. Mehta, "A Few Early Sculptures from Gujarat", *Journal of the Oriental Institute*, Vol. I, No. 3, p. 160

૧૨. ઉમાકાંત પ્રે. શાહ, 'ગુજરાતમાં બૌદ્ધધર્મ', "સ્વાધ્યાય", પુ. ૧, પૃ. ૨૭૧-૩૨૨

૧૩. M. R. Majmudar, *Chronology of Gujarat*, p. 37; H. D. Sankalia, *Archaeology of Gujarat*, p. 49

૧૪. ડૉ. ઉમાકાંત શાહે, ઉપર્યુક્ત સંદર્ભ 'ગુજરાતમાં બૌદ્ધધર્મ'માં આ બધાના આગલા સંદર્ભો સાથે ચર્ચા કરી છે.

૧૫. R. N. Mehta and S. N. Chowdhari, *Excavation at Devni Mori*

૧૬. શ્રી. અમૃત વસંત પંડ્યાએ ગુફાઓનો પ્રથમ ઉલ્લેખ વલ્લભવિદ્યાનગર પત્રિકા, અંક ૨ માં પ્લેટ-૫ બી માં કર્યો હતો. આ પછી "કુમાર", વર્ષ ૪૪, અંક ૧૨-કલારવિ અંકમાં પૃ. ૭૨-૭૩ માં શ્રી. જયેંદ્ર નાણાવટીએ કડિયા ડુંગરની ગુફાઓ ઉપર વધુ તપાસ કરી વધુ વિગતવાર લેખ લખ્યો છે.

૧૭. H. D. Sankalia, *Archaeology of Gujarat*, Plate XIII, Fig. 22 and Burgess, *Antiquities of Kathiawad and Kutch*, Plate XXI; For the ground-plan of both stories, vide Burgess, *Ibid.*, plate XXII.

૧૮. Burgess, *Ibid.*, Plate XXIII, Fig. 7

૧૯. Burgess, *Ibid.*, Plate XXIII, Fig. 6, "B" Pillars of Burgess

૨૦. Burgess, *Ibid.*, Plate XXIII, Fig. 5, "C" Pillars of Burgess

૨૧. Burgess, *Ibid.*, Plates XXI, XXIV

૨૨. H. D. Sankalia, *Archaeology of Gujarat*, pp. 49-51; Burgess, *Ibid.*, pp. 141-143; હરિપ્રસાદ શાસ્ત્રી, "મૈત્રકકાલીન ગુજરાત", પૃ. ૬૪૭-૪૮

૨૩. *Indian Archaeology 1958-59 : A Raview*, pp. 70-71. રુદ્રસેન કયો? પહેલો, બીજો કે ત્રીજો ?

૨૪. M. R. Majmudar, *Chronology of Gujarat*, pp. 91-92

૨૫. *Ibid.*, p. 90, Plate XV B

૨૬. *Indian Archaeology 1958-59: A Review*, p. 70 and Plate

૨૭. H. D. Sankalia, *Archaeology of Gujarat*, pp. 51-52

૨૮. *Ibid.*, p. 52

૨૯. *Ibid.*, pp. 52-53; Burgess, *Archaeological Survey, Western India*, Vol. II, p. 152; H. D. Sankalia, "Dhank Caves" *Journal of Royal Asiatic Society*, pp. 426-30

૩૦. આ સ્થળ નાગાર્જુનની કોંડા માફક એક વિશાળ સરોવર અને બંધની યોજનામાં ડૂબી જવાનું હોવાથી અહીં હજુ વધુ ખોદકામ આવશ્યક હતું એ તો મળેલા અવશેષો પરથી એના અભ્યાસી વિદ્વાનો સમજી શકે છે. કમનસીબે આ ઉત્ખનન ઘણું મોડું શરૂ કરવામાં આવ્યું અને દીર્ઘ દૃષ્ટિના અભાવે વધુ ખોદી શકાયું નહિ, છતાં જે થયું તે માટે મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલયને ધન્યવાદ ઘટે છે.

૩૧. ર. ના. મહેતા, 'ગુજરાતમાં બૌદ્ધ મહાવિહાર,' "કુમાર", અંક ૪૭૧, પૃ. ૯૩-૯૮; S. N. Chowdhary, *Journal of the Oriental Institute*, Vol. IX, pp. 451-459; R. N. Mehta and S. N. Chowdhary, *Journal of the Oriental Institute*, Vol. XII, pp. 173-176

૩૨. ર. ના. મહેતા, 'ગુજરાતમાં બૌદ્ધ મહાવિહાર', "કુમાર", અંક ૪૭૧, પૃ. ૯૫

૩૩. આ બધાની ચર્ચા તથા ચિત્રો માટે જુઓ : U. P. Shah, "Terracottas from the Bikaner State", *Lalit Kalā*, No. 8, pp. 55-62 and Plates.

૩૪. લેખના વાચન તથા અર્થ માટે જુઓ : R. N. Mehta and S. N. Chowdhary, *Excavation at Devni Mori*

૩૫. U. P. Shah. *Sculptures from Śāmalājī and Roḍā*, pp. 117-134; Fig. 10, 12-14, 23-25, 35-38, 42

૩૬. આ ખોદકામ મારી વિનંતીથી ડૉ. ર. ના. મહેતાએ મારી હાજરીમાં કરેલું.

૩૭. U. P. Shah, *op. cit.*, Fig. 42, p. 125

૩૮. *Ibid*, Fig. 23, p. 121

૩૯. *Ibid*, Fig. 25, p. 121

૪૦. *Ibid.*, Fig. 38, p. 124

૪૧. મથુરાના ફલક માટે જુઓ :V. S. Agraval, *The Heritage of Indian Art*, fig. 28

૪૨. *Ibid.*, Fig. 54, p. 127

૪૩. આકાશલિંગની પ્રથા પ્રાચીન છે, અહિચ્છત્રના અવશેષોમાં પણ મળી છે અને એને પૌરાણિક આધાર છે એમ ડૉ. વાસુદેવ શરણ અગ્રવાલે જણાવ્યું છે.

૪૪. U. P. Shah, *Sculptures from Śāmalājī and Roḍā*, Fig. 55, pp. 127–128

૪૫. *Ibid.*, Fig. 58

૪૬. *Ibid.*, Fig. 56

૪૭. *Ibid.*, Fig. 57

૪૮. *Ibid.*, Fig. 59

૪૯. *Ibid.*, Fig. 51 and 51/a, p. 126

૫૦. *Ibid.*, Fig. 12, pp. 24–25 and 118

૫૧. *Ibid.*, Fig. 25

૫૨. *Ibid.*, Fig. 23

૫૩. J. M. Nanavati and M. A. Dhaki, *Journal of the Oriental Institute*, Vol. X, pp. 223, 225 and Plate

૫૪. M. R. Majmudar, *Chronology of Gujarat*, Vol. I, Plate XVIII, p. 315

૫૫. *Ibid.*, Plate XX, p. 315

૫૬. ઉમાકાંત પ્રે. શાહ, 'ગુજરાતના ક્ષત્રપકાલીન એક શિલ્પનું મસ્તક', "સ્વાધ્યાય," પુ. ૫, અંક ૨, પૃ. ૧૯૬-૧૯૮ (પાછલા પૂંઠા પરનું ચિત્ર)

૫૭. U. P. Shah, *op. cit.*, Fig. 10, p. 118

૫૮. M. R. Majmudar, *Chronology of Gujarat*, Plate XLIV, p. 209

ડૉ. મંજુલાલ મજમૂદારે આને તેમજ ભિન્નમાલના વિષ્ણુને મૈત્રક–ગુર્જર કાલના અવશેષોમાં વર્ણવ્યા છે, પણ ભિન્નમાલના વિષ્ણુનું એમણે આપેલું વર્ણન બતાવે છે કે એ પ્રતિમા મૈત્રક ગુર્જર-કાલની હોઈ શકે નહિ.

૫૯. *Journal of the M. S. University of Baroda*, Vol. IV, No. 1, pp. 19 ff, Fig. 18

૬૦. *Journal of the Oriental Institute*, Vol. XI, No. 4, pp. 309 ff., Fig. 1–3

૬૧. S. R. Rao, *Excavations at Amreli*, (Bulletin of the Baroda Museum, Vol. XVIII)

૬૨. U. P. Shah, *Sculptures from Śāmalājī and Roḍā*; also vide Sculptures of Pārvatī and Gaṇeśa from Tintoi (*Ibid.*, Fig. 53, p. 126).

૬૩. U. P. Shah, "Terracottas from Old Bikaner State", *Lalit Kalā,* No. 8, pp. 55–62

૬૪. U. P. Shah, *Sculptures from Śāmaḷājī and Roḍā,* Fig. 1–2, p. 117

૬૫. R. N. Mehta, "Five Sculptures from Devni Mori", *Journal of Indian Society of Oriental Art,* Special Number on Western Indian Art, (1965-66), p. 27, and Plate XX; U. P. Shah, *op. cit.,* Fig. 27–28

૬૬. Vide R. T. Parikh's paper on "Two Gaṇa Sculptures from Gujarat", *Journal of Indian Society of Oriental Art,* New Series, Vol. II, pp. 52 f.

૬૭. M. R. Majmudar, *op. cit.,* Plate XXIV, p. 126

૬૮. શ્રી. દેવકરે આણેલાં આ શિલ્પ ચોક્કસ કયા કયા સ્થળેથી મળ્યાં એની માહિતી એમના તરફથી મળી નથી.

૬૯. U. P. Shah, *Akota Bronzes,* p. 26, Fig. 8A, 8B

૭૦. વધુ ચર્ચા માટે જુઓ: U. P. Shah, "The Age of Differentiation of Śvetāmbara and Digambara Images." *Bulletin of the Prince of Wales Museum,* No. 1, pp. 30–40

# પરિશિષ્ટ-૧

# સિંહપુરનો સિંહલવંશ

ગુજરાત અને સિલોન વચ્ચે વાણિજ્યિક તથા સાંસ્કૃતિક સંબંધ હોવાના ઉલ્લેખ ભારતના પ્રાચીન સાહિત્યમાં તો મળે છે જ, પરંતુ સિલોનની સ્થાનિક અનુશ્રુતિઓ સિલોનમાં પહેલી ભારતીય વસાહત સ્થપાયાનો જે વૃત્તાંત આપે છે તેમાં એ ઘટના ભગવાન બુદ્ધના પરિનિર્વાણના દિને બની હોવાનું જણાવ્યું છે ને એમાં સિલોનમાં ભારતીય સંસ્થાન વસાવનાર રાજપુત્ર વિજય લાળ પ્રદેશનો હોવાનું જણાવ્યું છે, જેને કેટલાક લાટ (ગુજરાત) તરીકે ઘટાવે છે.

## ૧

સિલોનના પ્રાચીન પાલિ સાહિત્યમાં આનુશ્રુતિક વૃત્તાંત નિરૂપતાં જે પુસ્તક છે તેમાં **દીપવંસ** (દ્વીપવંશ) તથા **મહાવંસ** (મહાવંશ) સુપ્રસિદ્ધ છે. એ બંને પુસ્તકોમાં એ દ્વીપના પ્રાચીન રાજવંશો તથા તેઓ દ્વારા ત્યાં બૌદ્ધ ધર્મના થયેલા પ્રસાર વિશેના આનુશ્રુતિક વૃત્તાંત આલેખવામાં આવ્યા છે. એ બંને પુસ્તકોની સાધનસામગ્રી, સિલોનમાં પાલિ ત્રિપિટકો પર શરૂઆતમાં જૂની સિંહલી ભાષામાં ગદ્યમાં જે અટ્ઠકથા(અર્થકથા)ઓ લખાયેલી તે પરથી લેવાઈ લાગે છે.[૧] પરંતુ એ મૂળ અટ્ઠકથાઓ ઘણા સમયથી લુપ્ત થઈ ગઈ છે. એમાં પહેલાં મહિન્દ(મહેન્દ્ર)ના આગમન સુધીનો વૃત્તાંત આપ્યો હશે ને પછી ત્યાંના રાજા મહાસેન(ઈ. સ. ૨૭૪-૩૦૨)ના સમય સુધીનો વૃત્તાંત ઉમેર્યો હશે.[૨] એ પરથી ચોથી સદીની આખરે પાલિ પદ્યમાં **દીપવંસ** લખાયો.[૩] પાંચમી સદીમાં બુદ્ધઘોષે સિંહલી અટ્ઠકથાઓ પરથી પાલિ અટ્ઠકથાઓ લખી ત્યારે **વિનયપિટક** પરની **સમન્તપાસાદિકા** નામે અટ્ઠકથાની પ્રસ્તાવનામાં એ વૃત્તાંત નિરૂપ્યો ને એમાં કેટલીક માહિતી ઉમેરી.[૪] પાંચમી સદીની આખરે મહાનામ નામે સ્થવિરે પાલિ પદ્યમાં **મહાવંસ** રચ્યો, તેમાં સિલોનની એ પ્રાચીન અનુશ્રુતિઓનું સુંદર અને વિસ્તૃત નિરૂપણ કરેલું છે.[૫]

આ અનુશ્રુતિઓમાં સિંહપુરના રાજપુત્ર વિજયને લગતી અનુશ્રુતિ અહીં નોંધપાત્ર છે.

**દીપવંસ**માં આપેલ આ વૃત્તાંત ટૂંકમાં આ પ્રમાણે છે :[૬]

**વંગરાજ**ને સુસીમા નામે કુંવરી હતી. એને સિંહથી **સિંહબાહુ** નામે પુત્ર અને **સીવલી** નામે પુત્રી જન્મી. સિંહબાહુ સોળ વર્ષનો થતાં સિંહની ગુફામાંથી પલાયન થયો. એણે લાળ દેશમાં **સિંહપુર** નામે નગર વસાવ્યું ને એ ત્યાં રાજ્ય કરવા લાગ્યો.

રાજા સિંહબાહુને ૩૨ પુત્ર થયા. એમાં **વિજય** સહુથી મોટો હતો. એના દુર્વર્તાવથી કુપિત થઈ રાજાએ એને એનાં અનુચરો, પત્નીઓ, બાળકો, સગાંઓ, દાસીઓ, દાસો ને ભૃતકો સાથે રાજ્યમાંથી દેશવટો દીધો.

એ લોક મોટાં વહાણોમાં દરિયામાં રવાના થયા ત્યારે બાળકોનું વહાણ **નાગદ્વીપ** તરફ અને સ્ત્રીઓનું વહાણ **મહિલારાષ્ટ્ર** તરફ તણાઈ ગયું, જ્યારે પુરુષોનું વહાણ દરિયામાં આગળ ને આગળ ચાલ્યું ને તેઓએ રસ્તો ખોયો તેમજ માલ ખોયો. તેઓ **શૂર્પારક**માં ઊતર્યા, પણ ત્યાં એમણે કનડગત કરતાં તેઓને પોતાની સલામતી માટે ત્યાંથી ભાગવું પડ્યું. ત્યાંથી સફર કરી તેઓ **ભરુકચ્છ** ગયા ને ત્યાં ત્રણ માસ રોકાયા. ત્યાં પણ તેઓ કનડગત કરવા લાગ્યા ને તેથી એમને ત્યાંથી પણ પલાયન થઈ ફરી પાછા વહાણનો આશ્રય લેવો પડ્યો. દરિયામાં એમનું વહાણ પવનના સપાટાથી હંકારાઈ ગયું. તેઓએ પાછો માલ ખોયો. છેવટે તેઓ **લંકાદ્વીપ** પહોંચ્યા. ત્યાં એમણે તામ્રપર્ણી સામે પ્રવેશ કર્યો. જે દિવસે ભગવાન બુદ્ધ પરિનિર્વાણ પામ્યા તે જ દિવસે વિજય અને એના સાથીદારો લંકાદ્વીપમાં ઊતર્યા.

**મહાવંસ**માં આ વૃત્તાંત બહુ વિસ્તારથી આપ્યો છે.[૭] એનો જરૂરી સાર આ પ્રમાણે છે :

અગાઉ **વંગદેશ**માં **વંગરાજા** થયો. **કલિંગરાજ**ની પુત્રી એ રાજાની રાણી હતી. એ રાજાને એ રાણીથી એક પુત્રી થઈ. એ ઘણી રૂપાળી અને કામુક હતી. સ્વૈર-વિહારની ઇચ્છાથી એ મગધ જતા સાર્થ (વણજાર) સાથે એકલી નીકળી પડી.[૮] લાળ દેશમાં જંગલમાં સિંહે સાર્થ પર હુમલો કર્યો.[૯] બાકીના બીજે ભાગી ગયા, જ્યારે કુંવરી સિંહ તરફ ચાલી. સિંહ એના પર મોહિત થઈ એની પાસે આવ્યો. એ પણ ગભરાયા

વિના એનાં અંગ પંપાળવા લાગી. સિંહ એને પોતાની પીઠ પર બેસાડી ગુફામાં લઈ ગયો ને એણે એનો સહવાસ કર્યો. એ સહવાસથી કુંવરીને જોડકું જન્મ્યું–એક પુત્ર અને એક પુત્રી. પુત્રના હાથપગ સિંહના જેવા હોઈ, એનું નામ "સિંહબાહુ" પડ્યું; ને પુત્રીનું "સિંહસીવલી".

સોળ વર્ષનો થતાં, પુત્રે માતા પાસેથી આ વાત જાણી. એક દિવસ સિંહ શિકાર કરવા ગયો હતો ત્યારે સિંહબાહુ માતાને જમણા ખભા પર અને બહેનને ડાબા ખભા પર બેસાડી ત્યાંથી પલાયન થયો.

તેઓ સીમા પરના એક ગામમાં પહોંચ્યાં. ત્યાં ત્યારે વંગરાજના સેનાપતિનો મુકામ હતો. એણે એમને વસ્ત્ર આપ્યાં ને ભોજન કરાવ્યું. એમનો પરિચય પૂછતાં, કુંવરી સેનાપતિની ફોઈની દીકરી નીકળી. એને લઈ એ વંગનગર ગયો ને એણે એને (પોતાની પત્ની તરીકે) સાથે રાખી.

જ્યારે સિંહ ગુફામાં પાછો ફર્યો ત્યારે એ ત્રણે જણને ત્યાં ન જોતાં એ ઘણો દુ:ખી થયો ને સીમા પરનાં ગામોમાં એમને શોધવા લાગ્યો. એ ગામ ખાલી થતાં ગયાં. સીમા પરના લોકોએ રાજાને સિંહની રંજાડ વિશે ફરિયાદ કરી. રાજાએ નગરમાં ઢંઢેરો પિટાવી સિંહને પકડી લાવવા માટે મોટું ઇનામ જાહેર કર્યું. સિંહબાહુએ માતાની ના છતાં આ બીડું ઝડપ્યું ને સિંહને બાણથી મારી, એનું માથું લઈ એ નગરમાં આવ્યો. દરમ્યાન વંગરાજ મૃત્યુ પામ્યો હતો.

રાજા અપુત્ર હતો. મંત્રીઓએ સિંહબાહુના પરાક્રમ તથા રાજા સાથેના સંબંધની વાત જાણી એને રાજા થવા વિનંતી કરી, પણ એણે એ રાજ્ય પોતાની માતાના પતિને આપી દીધું ને પોતે સિંહસીવલીને લઈ, પોતાના જન્મસ્થાને જઈ ત્યાં **સિંહપુર** નામે નગર વસાવ્યું. લાળ દેશમાં એ નગરમાં રાજા સિંહબાહુ સિંહસીવલીને રાણી બનાવી રાજ્ય કરવા લાગ્યો.[૧૦] સમય જતાં એ રાણીને સોળ વાર જોડકા પુત્ર જન્મ્યા. એમાં વિજય જ્યેષ્ઠ હતો. સમય જતાં રાજાએ એનો ઉપરાજ (યુવરાજ) તરીકે અભિષેક કર્યો.

વિજય અને એના સાથીઓ દુરાચારી હતા; તેઓએ અનેક અસહ્ય દુષ્કર્મ કર્યાં. મહાજન રાજા પાસે એ અંગે ફરિયાદ કરતું ને રાજા કુંવરને સમજાવતો, પણ એ સુધરતો નહિ. છેવટે મહાજને ગુસ્સે થઈ રાજાને કહ્યું: "તમારા પુત્રને મારી નાખો." રાજાએ વિજય અને એના સાતસો

સાથીઓને અર્ધું માથું મૂંડાવી, નૌકામાં નાખી સાગરમાં રવાના કર્યા. એમની પત્નીઓને તથા એમનાં બાળકોને પણ રવાના કર્યાં.

પુરુષો, સ્ત્રીઓ અને બાળકો અલગ અલગ રવાના થઈ અલગ અલગ દ્વીપમાં ઊતર્યાં ને રહ્યાં. છોકરાં જે દ્વીપમાં ઊતર્યાં તે "નગ્ગદીપ" કહેવાયો; સ્ત્રીઓ જ્યાં ઊતરી તે "મહિલાદ્વીપ" કહેવાયો. વિજય શૂર્પારક પત્તનમાં ઊતર્યો.[૧૨] સાથીઓનાં દુષ્કર્મોને લઈને ત્યાંથી એ ગભરાઈ ફરી નૌકામાં ચડયો ને જે દિવસે તથાગત (બુદ્ધ) નિર્વાણ માટે બે શાલવૃક્ષો વચ્ચે સૂતા તે દિવસે **લંકામાં તામ્રપર્ણી** પ્રદેશમાં ઊતર્યો.

આ પછીનો પરિચ્છેદ[૧૩] લંકાદ્વીપમાં વિજયે કેવી રીતે પોતાનું રાજ્ય સ્થાપ્યું ને ત્યાં એનો રાજ્યાભિષેક કેવી રીતે થયો એ નિરૂપે છે. અહીં એમાંના નીચેના મુદ્દા નોંધપાત્ર છે:

વિજયે લંકાદ્વીપમાં ત્યાંથી થોડે દૂર જઈ, કુવર્ણા નામે યક્ષિણીને વશ કરી એને પોતાની સાથે રાખી. થોડા દિવસ પછી એ ત્યાંથી તામ્રપર્ણી આવ્યો ને ત્યાં એણે તામ્રપર્ણી નામે નગર વસાવ્યું. એના અમાત્યોએ અનુરાધગ્રામ વગેરે ગામ વસાવ્યાં; પુરોહિતે ઉપતિષ્યગ્રામ વસાવ્યું. રાજા સિંહબાહુ સિંહ (મારી) લાવેલો, તેથી એ 'સિંહલ' કહેવાયો; એ સંબંધને લઈને એ બધા ( વિજય અને એના સાથીઓ ) પણ 'સિંહલ' કહેવાયા.[૧૪]

અમાત્યોની વિનંતીથી વિજયે પોતાનો રાજ્યાભિષેક કરવા વિચાર કર્યો, પણ મહિષી તરીકે ક્ષત્રિય-કન્યા જોઈએ, આથી અમાત્યોએ દક્ષિણ મધુરા (અર્થાત્ મદુરા) દૂત મોકલ્યા. ત્યાંના પાંડુ (પાંડય) રાજાએ વિજયને માટે પોતાની કુંવરી મોકલી તેમજ એના અમાત્યો વગેરે માટે પણ બીજી કન્યાઓ મોકલી.

વિજયને યક્ષિણીથી એક પુત્ર અને એક પુત્રી હતાં. હવે વિજયે એમને કાઢી મૂક્યાં. એનાં સંતાન સુમનકૂટ પર્વત પર જઈ રહ્યાં. એ મોટાં થતાં એમનામાંથી પુલિંદ ઉત્પન્ન થયા.

હવે વિજયે રાજ્યકન્યાનો સ્વીકાર કરી પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો ને અગાઉનું દુષ્ટ આચરણ તજી, તામ્રપર્ણી નગરમાં રહી લંકા પર ૩૮ વર્ષ રાજ્ય કર્યું.

એ પછીનો વૃત્તાંત[૧૫] ટૂંકમાં આ પ્રમાણે છે:

વિજય વૃદ્ધ થયો, પણ એને પુત્ર નહોતો, આથી એણે પોતાનું રાજ્ય સંભાળવા પોતાના ભાઈ સુમિત્રને પત્ર મોકલ્યો. થોડા સમયમાં વિજય મૃત્યુ પામ્યો અને અમાત્યોએ ઉપતિષ્યગ્રામમાં રહી રાજ્યનો કારભાર ચલાવ્યો.

સિંહપુરમાં રાજા સિંહબાહુ પછી એનો પુત્ર સુમિત્ર રાજા થયો હતો. વિજયનો પત્ર મળતાં એણે પોતાના કનિષ્ઠ પુત્ર પાંડુ વાસુદેવને લંકા મોકલ્યો.

શાક્ય શુદ્ધોદનના ભાઈ અમિતોદનની પુત્રી ભદ્ર કાત્યાયની સાથે એનું લગ્ન થતાં, અમાત્યોએ ઉપતિષ્યગ્રામમાં પાંડુ વાસુદેવનો રાજ્યાભિષેક કર્યો. દરમ્યાન એક વર્ષ લંકાદ્વીપ રાજા વગરનો રહ્યો હતો.

પાંડુ વાસુદેવે ૩૦ વર્ષ રાજ્ય કર્યું. એ પછી એના જ્યેષ્ઠ પુત્ર અભયનો રાજ્યાભિષેક થયો. એની બહેન ચિત્રા પોતાના મામા દીર્ઘાયુના પુત્ર દીર્ઘગ્રામણીને પરણી હતી ને એને એક પુત્ર થયો હતો, પણ 'એ પુત્ર મામાઓને મારી નાખશે' એવી ભવિષ્યવાણીને લઈને મામાઓનો ભય રહેતો હોઈ એને ગુપ્ત રીતે ઉછેરવામાં આવેલો. એનું નામ "પાંડુક અભય" પાડવામાં આવેલું. રાજા અભય એના તરફ સહાનુભૂતિ ધરાવતો, તેથી અભયના ભાઈઓએ એને પદભ્રષ્ટ કર્યો. અભયે ૨૦ વર્ષ રાજ્ય કર્યું; પછી ૧૭ વર્ષ ગાદી ખાલી રહી. છેવટે પાંડુક અભયે વિરોધી મામાઓને મારી અનુરાધપુરમાં પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો.

આમ આ અનુશ્રુતિ અનુસાર લંકામાં વિજયના વંશે કુલ ૮૮ વર્ષ રાજ્ય કર્યું ને હવે એની જગ્યાએ શાક્ય જાતિના રાજા પાંડુક અભયના વંશની સત્તા પ્રવર્તી.

## ૨

સાતમી સદીમાં ભારતની યાત્રા કરનાર ચીની મહાશ્રમણ યુઅન શ્વાંગે દક્ષિણ ભારતમાંથી સિંહલ (સિલોન) વિશે જે માહિતી મેળવી હતી તેમાં એ ત્યાં સ્થપાયેલ પહેલી ભારતીય વસાહત વિશે બે કથા નિરૂપે છે.

પહેલી કથાનો સાર આ પ્રમાણે છે:[૧૬]

દક્ષિણ ભારતના એક પ્રદેશની રાજકન્યા પડોશના પ્રદેશમાંથી પાછી ફરતાં માર્ગમાં સિંહના સંપર્કમાં આવી ને એનો સહવાસ પામી. એનાથી

એને એક પુત્ર અને એક પુત્રી થયાં. મોટા થતાં પુત્રે માતા પાસેથી બધી વાત જાણી ને પછી એ ત્યાંથી માતાને તથા બહેનને લઈને પલાયન થયો. તેઓની શોધમાં ભમતા સિંહની રંજાડની ફરિયાદ મળતાં રાજાએ સિંહને મારવા ઇનામ જાહેર કર્યું. માતાએ ના પાડવા છતાં પુત્ર સિંહને મારવા ગયો ને એણે છરી વડે એને મારી નાખ્યો. પછી રાજાએ જ્યારે એ જુવાનનો પરિચય પૂછ્યો ત્યારે એને એણે કરેલ પિતૃહત્યા માટે તિરસ્કાર થયો. રાજાએ સિંહની હત્યા માટે જાહેર કર્યા મુજબ ઇનામ તો આપ્યું, પણ પિતૃહત્યાના ગુના માટે એને દેશવટો દીધો. માતાને રાજ્યમાં રાખી, પણ બહેનને ય જુદી નૌકામાં રવાના કરી. છોકરીની નૌકા ઇરાન પહોંચી ને ત્યાં મહિલા-દેશમાં વસી.

કુમારની નૌકા રત્નદ્વીપ પહોંચી. ત્યાં એ વેપારીઓની કન્યાઓને પરણ્યો ને એનો પુત્રપૌત્રાદિ પરિવાર થયો. કુમારે પાટનગર વસાવ્યું. બીજાઓએ બીજાં નગર વસાવ્યાં. કુમારે સિંહ પકડેલો તેથી એ "સિંહલ" કહેવાતો; આથી એ દેશનું નામ પણ "સિંહલ" પડ્યું.

બીજી કથા[17] એના કરતાં જુદી જાતની છે. એનો સાર આ પ્રમાણે છે :

રત્નદ્વીપમાં એક મોટું લોહનગર હતું ત્યાં રાક્ષસીઓ રહેતી હતી. એ વેપારીઓને લલચાવતી ને પછી તેઓને લોહપિંજરમાં પૂરી દેતી.

જંબૂદ્વીપમાં સિંહ નામે એક મોટા વેપારી હતો. એને સિંહલ નામે પુત્ર હતો. એણે ૫૦૦ વેપારીઓ સાથે રત્નો શોધવા દરિયાઈ સફર ખેડી. એ રત્નદ્વીપ પહોંચ્યો. ત્યાં રાક્ષસીઓ વેપારીઓને લલચાવવા લાગી. સિંહલ આ જાણી સાવધ થઈ ગયો. સાથીઓને લઈ એ સમુદ્રતટે ગયો ને ત્યાંથી જંબૂદ્વીપ તરફ રવાના થવા તૈયારી કરી. ત્યાં રાક્ષસીઓ આવી પહોંચી અને સાથીઓને લલચાવી પાછા લઈ ગઈ. રાક્ષસીઓની રાણી સિંહલને સમજાવી શકી નહિ. પછી એ છાનીમાની સિંહલના પિતા પાસે વહેલી પહોંચી ગઈ ને 'હું સિંહલની પત્ની છું ને મને એણે તરછોડી દીધી છે' એમ કહી સિંહની સહાનુભૂતિ મેળવી ત્યાં રહી.

સિંહલે આવીને પિતાને બધી વાતથી વાકેફ કર્યા, પણ એમણે એની વાત માની નહિ. રાક્ષસીઓની રાણી મધરાતે રત્નદ્વીપ ચાલી ગઈ ને ત્યાંથી રાક્ષસીઓને લઈ પાછી ફરી. રાતે સહુને મારી નાખી, ખાઈ જઈ બધી રાક્ષસીઓ રત્નદ્વીપ જતી રહી.

સિંહલ પોતાના સાથીઓની ખબર કાઢવા ટુકડીઓ લઈ પાછો રત્નદ્વીપ ગયો. રાક્ષસીઓ ગભરાઈ ને ત્યાંથી નાસી ગઈ. સિંહલે વેપારીઓને છોડાવ્યા. સિંહલે પાટનગર વસાવ્યું. બીજાઓએ બીજાં નગર વસાવ્યાં. સિંહલ રત્નદ્વીપનો રાજા થયો. એના નામ પરથી એ દ્વીપનું નામ 'સિંહલ' પડ્યું.

આમાંની પહેલી કથા સિલોનની અનુશ્રુતિ સાથે ઘણી મળતી આવે છે, જ્યારે બીજી કથા "મહાવંસ"માં જણાવેલા યક્ષિણીઓ અને યક્ષિણીઓની રાણીને લગતા વૃત્તાંત સાથે કેટલુંક સામ્ય ધરાવે છે, પરંતુ આમાં અનેક વિગતોનો ભેદ રહેલો છે. એમાં બે ત્રણ મુદ્દા ખાસ નોંધપાત્ર છે. એક તો એ કે આ કથાઓમાં વંગદેશનો, વંગનગરનો કે સિંહપુરનો ઉલ્લેખ આવતો નથી. પહેલી કથામાં સિંહલને દક્ષિણ ભારતનો અને બીજી કથામાં એને જંબૂદ્વીપનો વતની કહ્યો છે. બીજું, આ કથાઓમાં વિજયનું નામ પણ આવતું નથી, બંને કથાઓમાં સિંહલ પોતે જ સિલોન ગયો હોવાનું જણાવ્યું છે. પહેલી કથામાં એને સિંહ અને કુંવરીનો પુત્ર અને બીજી કથામાં સિંહ નામે માનવનો પુત્ર કહ્યો છે. ત્રીજું, બંને કથાઓમાં સિલોનનું મૂળ નામ "રત્નદ્વીપ" આપ્યું છે ને પછી એનું નામ "સિંહલ" પડ્યું હોવાનું જણાવ્યું છે.

આ અનુશ્રુતિઓ સાતમી સદીમાં દક્ષિણ ભારતમાં પ્રચલિત હશે એવું જણાય છે.

## ૩

ઉપર જણાવેલા આનુશ્રુતિક વૃત્તાંતોમાં જે કેટલીક અલૌકિક ઘટનાઓ આવે છે તેને કેવળ સાંપ્રદાયિક શ્રદ્ધા જ સ્વીકાર્ય ગણી શકે, છતાં એમાંની કેટલીક અશ્રદ્ધેય વિગતોને લઈને એ વૃત્તાંતોને સદંતર અસ્વીકાર્ય ગણવા એ પણ નિતાંતદૃષ્ટિનો બીજો પ્રકાર ગણાય.

આથી ઇતિહાસકારોએ આ વૃત્તાંતોમાંથી કેટલીક ઐતિહાસિક સંભાવનાઓ તારવવાનો પ્રયત્ન કર્યો છે, પરંતુ આ વૃત્તાંતોની અમુક વિગતોમાં એવો ભેદ રહેલો છે કે એમાંથી ભિન્ન ભિન્ન અર્થઘટન થયાં છે. ખાસ કરીને એક બાજુ વંગદેશ, વંગનગર અને મગધનો ઉલ્લેખ અને બીજી બાજુ શૂર્પારક અને ભરુકચ્છનો ઉલ્લેખ–એ બે વચ્ચે મેળ મેળવવો મુશ્કેલ બન્યો છે, આથી સિલોનમાં સિંહલ વસાહત સ્થાપનાર સિંહપુરનો રાજપુત્ર જે લાળ દેશનો વતની હતો તે

પ્રદેશ પૂર્વ ભારતમાં આવેલ રાઢ–લાડ દેશ કે પશ્ચિમ ભારતમાં આવેલ લાટ દેશ એ વિકટ પ્રશ્ન ઉપસ્થિત થયો છે. એ મત–મતાંતર અનુસાર કોઈ સિંહપુર બંગાળમાં હોવાનું, કોઈ ઓરિસ્સામાં હોવાનું, તો કોઈ ગુજરાતમાં હોવાનું ધારે છે.

આ પ્રશ્નની સ્વતંત્ર ચર્ચા કરતાં પહેલાં, ભારતના, બંગાળના, ઓરિસ્સાના અને ગુજરાતના સંદર્ભમાં જુદા જુદા વિદ્વાનોએ જે જુદા જુદા મત રજૂ કર્યા છે તેઓની ટૂંક સમીક્ષા કરી લઈએ.

પ્રો. રાધાકુમુદ મુકરજીના *Indian Shipping*( ૧૯૧૨ )માં સિંહલ-(સિંહબાહુ)ને બંગાળાનો રાજા[૧૮] તથા વિજયને બંગાળાનો રાજપુત્ર[૧૯] કહેવામાં આવ્યા છે. એમાં રાજા સિંહલે રવાના કરેલાં વહાણ સિંહપુરથી નીકળ્યાં ને રસ્તામાં સુપારા( દખ્ખણના પશ્ચિમ કિનારે આવેલ વર્તમાન વસઈ પાસે )ને અડીને ગયાં એવું જણાવ્યું છે.[૨૦] વળી અજંટાના એક ચિત્રમાં આલેખેલ પ્રસંગ વિજયે સિલોનમાં કરેલા ઉતરાણને લગતો હોવાનું પણ એમાં સ્વીકારવામાં આવ્યું છે,[૨૧] પરંતુ સિંહપુર બંગાળાના રાજા સિંહલનું પાટનગર હોય ને છતાં ત્યાંથી સિલોન જતાં રસ્તામાં સોપારા આવે એ બે વિરુદ્ધ જણાતાં વિધાનોનો મેળ મેળવવા એમાં કંઈ પ્રયત્ન કરવામાં આવ્યો નથી.

એવો પ્રયત્ન *Cambridge History of India*ના ગ્રંથ ૧ (૧૯૨૦)માં ડૉ. બાર્નેટે સિલોનના પ્રાચીન ઇતિહાસને લગતા પ્રકરણમાં કર્યો છે. એમાં એ વંગ તથા કલિંગના ઉલ્લેખને લાળ-લાટ(ગુજરાત)ના ઉલ્લેખથી અલગ પાડી સિલોનમાં દેશાંતર્ગમનના બે ભિન્ન પ્રવાહ તારવે છે : (૧) ઓરિસ્સા અને કદાચ દક્ષિણ બંગાળામાંથી, મુખ્યતઃ દ્રવિડોનો અને (૨) લાટ દેશના સિંહપુર ( સંભવતઃ અર્વાચીન સિહોર ) અને સોપારામાંથી, મુખ્યતઃ આર્યોનો. તેઓ **દીપવંસ** તથા **મહાવંસ**માં આ બે હિલચાલોને એક કરી સિંહબાહુને પૂર્વમાં તથા પશ્ચિમમાં મૂક્યો હોવાનું સૂચવે છે.[૨૨]

ગીગરે ૧૯૨૬ માં સિલોનનો ટૂંકો ઇતિહાસ આલેખતાં **દીપવંસ** તથા **મહાવંસ**માં નિરૂપેલ આ વૃત્તાંતનું વિવેચન કરતાં જણાવ્યું કે વિજય ચોક્કસ રીતે ઐતિહાસિક છે, પરંતુ બનાવની વિગતો દંતકથાના આવરણમાં ઢંકાઈ ગઈ છે. વિજય હિંદના કયા ભાગમાંથી ગયેલો એ પ્રશ્ન હજી વિવાદગ્રસ્ત છે. મહાવંસ લાળ દેશને વંગથી મગધ જવાના માર્ગ પર આવેલો જણાવે છે, જ્યારે **દીપવંસ** એને સોપારા અને ભરૂચની હરોળમાં મૂકતો જણાય છે. ડૉ. બાર્નેટ સૂચવે છે તેમ આ વૃત્તાંતમાં દેશાંતર્ગમનના બે જુદા જુદા પ્રવાહ મિશ્રિત થયા હોય એ

અસંભવિત નથી, પરંતુ વધારે સંભવિત એ છે કે **દીપવંસ** સહુથી પ્રાચીન હોઈ એમાં આ અનુશ્રુતિનું સહુથી જૂનું સ્વરૂપ જળવાયું છે; એ અનુસાર સુસીમા વંગરાજની કુંવરી ખરી, પણ એના પુત્રે સિંહપુર લાટદેશ( ગુજરાત )માં વસાવેલું ગણાય.[૨૩]

એ વર્ષે સિલોનના **હિસ્ટોરિકલ ઍસોસિયેશન** સમક્ષ વંચાયેલા નિબંધમાં મેન્ડિસ નામે વિદ્વાને **મહાવંસ**માં નિરૂપાયેલા આ વૃત્તાંતમાં રહેલા વિરોધની છણાવટ કરી જણાવ્યું કે એના લેખકને જાણે લાળ બંગાળાની સમીપ આવેલ હોય એવી છાપ રહેલી લાગે છે, પરંતુ સોપારાના ઉલ્લેખ પરથી લાળ એ લાટ (ગુજરાત) હોવાનું સ્પષ્ટ થાય છે ને ગુજરાત તો બંગાળાથી હજારેક માઈલ દૂર આવેલું છે. સિંહપુર એ સિહોર છે.[૨૪]

આ અરસામાં શ્રી. રત્નમણિરાવ ભીમરાવે **વસન્ત રજત મહોત્સવ ગ્રંથ** (૧૯૨૭) માટે 'ગુજરાતનું વહાણવટું' નામે લેખ[૨૫] તૈયાર કર્યો તેમાં એમણે પ્રો. રાધાકુમુદ મુકરજીના મતનું ખંડન કરી દર્શાવ્યું કે સિંહપુરથી સિલોન જવા નીકળેલો વિજય સોપારા આગળ આવ્યો એ જોતાં બંગાળાના બંદરેથી નીકળેલો માણસ આખો કિનારો પૂર્વથી પશ્ચિમનો ચડી, વચમાં સિલોન વટાવી પછી ત્યાં ઊતરે તો જ વચ્ચે સોપારા આવે અને એવું બનવું અશક્ય છે, આથી જો સિંહપુર સૌરાષ્ટ્રવાળું હોય અને ત્યાંથી જ વિજય નીકળ્યો હોય તો રસ્તામાં સોપારા અવશ્ય આવે.[૨૬] વળી વિજય બંગાળાનો હતો એમ માની લઈએ તો એ ત્યાંથી પહેલાં જમીનમાર્ગે ગુજરાત આવ્યો હોય ને અહીંથી વહાણમાં નીકળ્યો હોય એમ બની શકે.

વળી આ સંદર્ભમાં શ્રી. રત્નમણિરાવ સિલોન અને ગુજરાત વચ્ચે જૂના વખતથી રહેલા નિકટ સંબંધનો પણ નિર્દેશ કરે છે : " 'લંકાની લાડી ને ઘોઘાનો વર' એ ગુજરાતી કહેવત વેપારાર્થે વસેલા ગુજરાતીઓનાં સંસ્થાનની વસ્તીને લગતાં લગ્નને લીધે જ ઉત્પન્ન થયેલી છે અને ગુજરાતી વાતોમાં લંકાની બાબતો ઘણી આવે છે. બીજું ખાસ નોંધવા લાયક તો એ છે કે 'વિવિધતીર્થકલ્પ' નામના જૈન ગ્રંથમાં પ્રાચીન કાળમાં કોઈ સિલોનની રાજકન્યાએ ભરૂચમાં 'શકુનિકા-વિહાર' બંધાવ્યાનો ઉલ્લેખ છે."[૨૮] વળી એ નોંધે છે : "એટલું તો સિદ્ધ છે કે સિલોન સાથે ગુજરાતને પ્રાચીન કાળથી જે સંબંધ છે તે તામિલના સિલોનથી છેક પાસેના કિનારા સિવાય હિંદના બીજા કોઈ પણ ભાગ કરતાં વધારે છે."[૨૯]

આ જ વર્ષે (૧૯૨૭ માં) કુંવર શિવનાથ સિંધ સેનગારે રાજપુત્ર વિજય વંગથી મગધના માર્ગ પર આવેલ લાળ=રાઢ પ્રદેશમાંથી સિલોન ગયેલો, પરંતુ એ પછી ૮૦૦–૧૦૦૦ વર્ષે લખાયેલ **દીપવંસ** તથા **મહાવંસ**માં રાઢ–સિલોનના સીધા સમુદ્રમાર્ગને બદલે એ સમયનો સુપરિચિત ભરુકચ્છ-શૂર્પારક–સિલોનનો સમુદ્રમાર્ગ કલ્પી લેવામાં આવ્યો એવું પ્રતિપાદિત કર્યું છે, એટલું જ નહિ, વિજય સેનગાર રાજપૂત જાતિનો હતો એવું પણ સૂચવ્યું છે, કેમકે શૃંગી ઋષિના કુલમાં જન્મેલા તેઓના પૂર્વજો આગળ જતાં અંગ દેશમાંથી રાઢ દેશમાં ગયેલા ને એમાંનો ભોજ ઉર્ફે વિજય નામે એક પૂર્વજ સિલોન ગયેલો એવી અનુશ્રુતિ સેનગાર લોકોમાં પ્રચલિત છે.[૩૦]

૧૯૩૩ માં મુહમ્મદ શાહિદુલ્લાહે સિલોનમાં પહેલી આર્ય–વસાહત કોણે વસાવી એ પ્રશ્નની છણાવટ કરતાં, **દીપવંસ** તથા **મહાવંસ**માંની વિગતોમાં રહેલો કેટલોક ભેદ દર્શાવી, એ બંને કથાઓ એક જ મૂળમાંથી લેવાઈ હોઈ એ બેની વિગતોનું સંયોજન સૂચવ્યું ને એ અનુસાર વિજય વંગ–મગધ વચ્ચે આવેલા લાળ (રાઢ) દેશના સિંહપુરથી નાગદ્વીપ (જાફના), મહિલાદ્વીપ (માલદીવ), શૂર્પારક (સોપારા) અને ભરુકચ્છ (ભરૂચ) થઈ પછી ત્યાંથી લંકા ગયો હોવાનું પ્રતિપાદિત કર્યું. આ સંદર્ભમાં એમણે એવી કલ્પના રજૂ કરી કે વિજયને પહેલાં લંકા જવાનો વિચાર નહિ હોય. પશ્ચિમ સમુદ્રમાં ચાંચિયાગીરી કરતાં એને દક્ષિણ સમુદ્ર તરફ પાછા ફરવું પડ્યું હશે ને કદાચ દરિયાઈ તોફાનને લઈને વહાણ તૂટી જતાં એને સિલોનમાં રહી જવાની ફરજ પડી હશે. વળી કલિંગનું સિંહપુર રાઢ દેશના સિંહપુરમાં રહેલા એના વંશના માણસોએ પછી વસાવ્યું હશે ને ગુજરાતનું લાટ નામ પણ કદાચ આ લાઢ નામ પરથી પડ્યું હશે. આગળ જતાં લાટ(ગુજરાત)ના માણસો પણ સિલોન જઈ વસ્યા હશે, પરંતુ પહેલી આર્ય–વસાહત રાઢ(પશ્ચિમ બંગાળા)ના માણસોએ જ કરેલી. સિંહલી ભાષા રાઢ પ્રદેશની બોલી સાથે ઘણું સામ્ય ધરાવે છે એ મુદ્દો પણ આ અનુમાનનું સમર્થન કરે છે.[૩૧]

૧૯૩૮ માં શ્રી. રસિકલાલ છો. પરીખે काव्यानुशासनની પ્રસ્તાવનામાં હેમચંદ્રનાં જીવન તથા સમયની પશ્ચાદ્ભૂમિ–રૂપે ગુજરાતના ઇતિહાસનો પરિચય આપ્યો તેમાં સિલોનના "સિંહલદ્વીપ" નામ, ત્યાંની સિંહલી ભાષા અને એના આર્યીકરણનું મૂળ લાટ(ગુજરાત)ના સિંહપુરમાં રાજ્ય કરતા રાજા સિંહબાહુના પુત્ર વિજયમાં રહેલું હોવાનું પ્રતિપાદન કર્યું[૩૨] ને એના સમર્થનમાં શ્રી. રત્નમણિરાવની દલીલોનો હવાલો આપ્યો.[૩૩]

૧૯૪૦ માં શ્રી. મણિભાઈ દ્વિવેદીએ લાટનું સિંહપુર તે સૌરાષ્ટ્રનું શિહોર નહિ, પણ તાપી નદીના તટ પાસે સોનગઢથી સાતેક માઈલને અંતરે આવેલું સીંગપુર હોવાનું સૂચવ્યું.[૩૪]

પછી વળી બંગાળાના ઇતિહાસમાં ડૉ. રાયચૌધરીએ દર્શાવ્યું કે વંગના ઉલ્લેખને લઈને લાળને રાઢા તરીકે જ ઓળખવું જોઈએ ને સિંહપુરને એ પ્રદેશમાં આવેલ સિંગુર (જિ. હુગલી) તરીકે ઓળખી શકાય,[૩૫] પરંતુ અહીં શૂર્પારકના ઉલ્લેખ વિશે કંઈ સ્પષ્ટતા કરવામાં આવી નથી.

ભારતીય વિદ્યાભવનના *History and Culture of the Indian People* ના ગ્રંથ ૨ (૧૯૫૧) માં ડૉ. કૃષ્ણસ્વામી આયંગરે વિજય અને એના સાથીદારો બંગાળાથી, પ્રાયઃ તામ્રલિપ્તિથી, સિલોન ગયા હોવાનો મત અપનાવ્યો.[૩૬]

૧૯૫૧ માં સિલોનની યુનિવર્સિટીમાં "રાજપુત્ર વિજય અને સિલોનના આર્યીકરણ" વિશે વ્યાખ્યાન આપતાં ડૉ. બશામે આ આનુશ્રુતિક વૃત્તાંતની વિગતોનું પૃથક્કરણ કરીને એમાંની કેટલીક વિગતો આગળ જતાં પછીની સ્થિતિ પરથી ઉમેરાઈ હોવાનું દર્શાવ્યું ને મૂળ કથામાં પ્રાયઃ લાટ અને શૂર્પારકનો જ ઉલ્લેખ હતો, ને આગળ જતાં લાટને 'લાઢ' સમજી એની સમીપનો વંગદેશ ઉમેરવામાં આવેલો એમ સૂચવ્યું, કેમકે બુદ્ધ-મહાવીરના સમયમાં લાઢ અને વંગ એ બંને પ્રદેશોમાં આર્ય સભ્યતા પ્રસરેલી નહોતી. સિંહલી ભાષામાં નામના પ્રથમા એકવચનનો ए પ્રત્યય તથા स ને સ્થાને ઘણી વાર થતો श નો પ્રયોગ પૂર્વ ભારતની માગધીની અસર દર્શાવે છે, પરંતુ એ તો અશોકના સમયમાં પ્રસરેલી માગધી ભાષાની અસરને લઈને હોઈ શકે. स ની જગ્યાએ ઘણી વાર પ્રયોજાતો ह પશ્ચિમ ભારતની અસર સૂચવે છે. વળી સિલોનના પ્રાચીન રાજાઓનાં નામોમાં આવતો ग्रामणी શબ્દ પણ આ અનુમાનનું સમર્થન કરે છે, કેમકે આ શબ્દ પ્રાગ્-બુદ્ધ કાલમાં પશ્ચિમ ભારતમાં ઘણો પ્રચલિત હતો. સિંહલ પ્રજાના નામ પરથી પડેલું "સિંહલદ્વીપ" નામ પણ પશ્ચિમ ભારત સાથેનો સંબંધ દર્શાવે છે, કેમકે સિંહ પ્રાચીન કાલમાં પશ્ચિમ ભારતમાં જ ઘણા થતા. "વિજય" એ તો મૂળમાં કોઈ ઉદ્દંડ અપરાધીઓના અને આ દ્વીપને જબરજસ્તીથી જીતી લેનાર લોકોના વિજયી નેતાને અપાયેલું ગુણવાચક નામ હશે. સિલોનમાં પરિવ્રાજકોના વેશમાં પાંડુ વાસુદેવ અને એના સાથીઓનું થયેલું આગમન એ આગળ જતાં ભારતના એ જ ભાગમાંથી થયેલું પણ શાંતિમય દેશાંતર્ગમન હશે. આ બે પ્રકારનાં દેશાંતર્ગમનો દ્વારા સિલોનમાં આર્ય સભ્યતા સ્થપાઈ, જેમાં દ્રવિડ અને આદિમ સંસ્કૃતિનાં તત્ત્વ પણ ભળ્યાં.[૩૭]

ડૉ. હરેકૃષ્ણ મહેતાબે ઓરિસ્સાના ઇતિહાસ( ૧૯૫૯ )માં આ સિંહપુર તે કલિંગનું પાટનગર હોવાનું ને હાલ ગંજામની પશ્ચિમે ૧૧૫ માઈલના અંતરે આવેલું હોવાનું સૂચવ્યું.[૩૮]

૧૯૬૬માં ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીએ **મહાવંસ**માં આપેલી વિગતો તપાસી એ પરથી સૂચવ્યું કે સિંહપુર વંગનગરથી મગધ જતા માર્ગમાં આવેલું હોઈ લાઢ (રાઢા) પ્રદેશનું 'સિંગુર' હોવું જોઈએ, જ્યારે શૂર્પારક એ પશ્ચિમ સમુદ્રતટે આવેલું સોપારા છે એ કારણે, વંગનગર સમીપ આવેલા સિંહપુરથી સફરે નીકળેલો રાજપુત્ર વિજય પહેલાં પૂર્વસમુદ્ર તથા દક્ષિણ સમુદ્ર ઓળંગી સીધો પશ્ચિમ સમુદ્રના શૂર્પારક સુધી આવ્યો હોય ને પછી ત્યાં પ્રતિકૂળતા જણાતાં ત્યાંથી પાછો દક્ષિણ સમુદ્ર તરફ જઈ લંકાદ્વીપમાં ઊતર્યો હોય એવું માનીએ તો જ બધા મુદ્દાઓનો મેળ મળે.[૩૯]

૧૯૬૮ માં ડૉ. રમણલાલ ના. મહેતાએ પણ "મહાવંસ"માંની વિગતો તપાસી એ પરથી લગભગ એવું જ તાત્પર્ય તારવ્યું: માત્ર સોપારાના ઉલ્લેખ પરથી લાળને લાટ માની વિજયને ગુજરાતનો ગણાય નહિ. વંગ અને મગધની વચ્ચે આવેલા લાઢ (રાઢ) પ્રદેશમાંથી નીકળી વિજય સમુદ્રમાં ભટકતો ભટકતો સોપારા આવ્યો, પણ ત્યાં દગાની ગંધ આવતાં એ લંકા પાછો જતો રહ્યો. આ અનુશ્રુતિ મૂળમાં પૂર્વ ભારતના બૌદ્ધોની હોય ને આગળ જતાં પશ્ચિમ ભારતના લોકોના પ્રવાહને લઈને એમાં સોપારાનો ઉલ્લેખ ઉમેરાયો હોય એવું પણ સંભવે.[૪૦]

આમ આ આનુશ્રુતિક વૃત્તાંતની વિગતો પરથી વિદ્વાનોએ ભિન્ન ભિન્ન અનુમાન તારવ્યાં છે. એમાં સિલોનમાં પહેલી આર્ય વસાહત સ્થાપનાર રાજપુત્ર વિજય જે લાળ દેશમાંથી ત્યાં ગયેલો તે પ્રદેશ લાડ–લાઢ (રાઢ) કે લાટ (ગુજરાત) એ ઘણો મહત્ત્વનો વિવાદગ્રસ્ત મુદ્દો છે. ગુજરાતના ઇતિહાસમાં આનુશ્રુતિક વૃત્તાંત તરીકે આ ઘટનાનો સમાવેશ થાય કે નહિ એનો આધાર એના પર રહેલો છે.

૪

**દીપવંસ** અને **મહાવંસ**માં સિલોનમાં વસેલી આર્ય–વસાહત વિશે કોઈ પ્રાચીન અનુશ્રુતિ જળવાઈ રહી છે એ ચોક્કસ છે, પરંતુ એની વિગતોમાં કેટલીક જરૂરી વિગતો ખૂટે છે એ પણ સ્પષ્ટ છે. સિંહલની માતા વંગ( બંગાળા )ની કુંવરી હતી, સિંહલે લાળ દેશમાં સિંહપુર વસાવ્યું ને ત્યાંથી દેશવટો પામેલો એનો પુત્ર વિજય સોપારા થઈ લંકા ગયો, એટલી વિગત એ બંને ગ્રંથોમાં

મળતી આવે છે. "મગધ જતા સાર્થ સાથે" અને પછી તરત જ "લાળ રાષ્ટ્રમાં અટવીમાં" એવો સંદર્ભ[૪૧] માત્ર **મહાવંસ** આપે છે ને શૂર્પારક પછી ભરુકચ્છની સફરનો ઉલ્લેખ માત્ર **દીપવંસ** કરે છે. જો લાળ દેશ વંગ અને મગધની વચ્ચે આવેલો રાઢ-લાઢ પ્રદેશ હોય ને છતાં ત્યાંથી નીકળેલું વિજયનું વહાણ શૂર્પારક થઈ લંકા ગયું હોય તો એ વહાણ પૂર્વ સમુદ્રમાંથી દક્ષિણ સમુદ્રમાં આવી, લંકાનો ટાપુ વટાવી, પશ્ચિમ સમુદ્રમાં જઈ, ત્યાંથી વળી દક્ષિણ સમુદ્ર તરફ પાછું ફર્યું, એવું જ ધારવું પડે. શૂર્પારક પછી જણાવેલ ભરુકચ્છનો ક્રમ પણ એ જ રીતે બંધ બેસે છે. **દીપવંસ** અને **મહાવંસ**ની ભૌગોલિક વિગતોને યથાર્થ માનીએ, તો આવી દ્રાવિડ પ્રાણાયામ જેવી કલ્પના કરવી અનિવાર્ય છે, પરંતુ આ વૃત્તાંતમાં સિંહપુરથી શૂર્પારક સુધીની સફરમાં આવા બબ્બે દિશા-પલટા થયા હોવાનો લેશમાત્ર ઉલ્લેખ નથી એ પરથી આ વૃત્તાંતની તમામ વિગતો યથાર્થ ન પણ હોય એવી શંકા ઉપસ્થિત થાય છે. લાળ દેશ તો પૂર્વ ભારતનો લાઢ (રાઢ) દેશ[૪૨] હોઈ શકે તેમ પશ્ચિમ ભારતનો લાટ(ગુજરાત) દેશ[૪૩] પણ હોઈ શકે. સિંહપુર રાઢ દેશનું સિંગુર[૪૪] હોય તેમ સૌરાષ્ટ્રનું સિંહપુર ( કે દક્ષિણ ગુજરાતનું સીંગપુર ) પણ હોઈ શકે.[૪૫] સિંહલી ભાષા પર પૂર્વ ભારતની ભાષાની જેમ પશ્ચિમ ભારતની ભાષાની પણ અસર રહેલી છે;[૪૬] આથી લાળ દેશના સ્થલનિર્ણય માટે જેમ વંગ-મગધનો ઉલ્લેખ પૂર્વ ભારતના રાઢ પ્રદેશનું સમર્થન કરે છે તેમ શૂર્પારક-ભરુકચ્છનો ઉલ્લેખ પશ્ચિમ ભારતના લાટ દેશનું સમર્થન કરે છે.

આથી કેટલાકે આ વૃત્તાંતમાં ભારતના બે જુદા જુદા ભાગોમાંથી સિલોનમાં જુદા જુદા સમયે થયેલાં બે અંતર્ગમનોના વૃત્તાંતોનું મિશ્રણ થઈ ગયું હોવાની કલ્પના કરી છે,[૪૭] પરંતુ એમાં વંગ અને લાટ વચ્ચેની વિગતો છૂટી પાડવી મુશ્કેલ પડે. એમાં ય જો વિજયને પૂર્વ ભારતનો અને પાંડુ વાસુદેવને પશ્ચિમ ભારતનો માનવામાં આવે[૪૮] તો એ બેનું એક જ કુળ અને એક જ સ્થાન હોવાની વિગતોને સદંતર અસ્વીકાર્ય ગણવી પડે.

મને લાગે છે કે એના કરતાં **દીપવંસ** અને **મહાવંસ** એ બંનેના વૃત્તાંતોમાં જેટલી વિગતો સામાન્ય છે તેટલી જ લક્ષમાં લઈએ તો ઘણી અસંગતિ નિવારી શકાય. આ વિગતો અનુસાર સિંહબાહુ-સિંહલની માતા વંગરાજની કુંવરી હતી, એને સિંહથી બે સંતાન થયાં, એમાંના સિંહલે લાટ દેશમાં સિંહપુર વસાવ્યું ને વિજય શૂર્પારક થઈ લંકા ગયો, એ આ વૃત્તાંતના મુખ્ય મુદ્દા

ગણાય. સિંહ નર અને માનવ માદાનો સહવાસ અને એમાંથી સિંહબાહુ સ્વરૂપના માનવ-પુત્રની ઉત્પત્તિને લગતી કથા એ ભારતની તથા અન્ય દેશોની અનેક લોકકથાઓમાં આવતી દંતકથા જેવી દેખાય છે. પ્રજનનશાસ્ત્રની દૃષ્ટિએ એવી નર-સિંહ સંતતિની ઉત્પત્તિ સંભવિત પણ ન લાગે, પરંતુ આ કથાના મૂળમાં સિંહ કે સિંહલ નામે કોઈ વ્યક્તિવિશેષ કે જાતિવિશેષનું તથ્ય રહેલું હોય ને આગળ જતાં એને આવી દંતકથા તરીકે નિરૂપવામાં આવ્યું હોય એવું પણ સંભવે. આ અનુસાર વંગ દેશની રાજકન્યા લાટ દેશના સિંહ નામે કોઈ વીર પુરુષને પરણી હોય,[૪૯] એ એના સંયોગમાંથી સિંહલની ઉત્પત્તિ થઈ હોય ને એ સિંહલનો વંશ "સિંહલ જાતિ" તરીકે ઓળખાયો હોય; અર્થાત્ સિંહલ જાતિના મૂળ પુરુષ સિંહલમાં માતૃપક્ષે વંગકન્યાનું લોહી રહેલું હોય, પણ એનું પોતાનું કુળ તેમજ વતન લાટ દેશનું હોય ને એણે દેશવટો દીધેલા સિંહલો[૫૦] લાટ દેશના સિંહપુરમાંથી નીકળી શૂર્પારક થઈ લંકા ગયા હોય. સિંહલોની સફરના નિરૂપણમાં આવતો શૂર્પારકનો ઉલ્લેખ સ્પષ્ટતઃ લાળ દેશ પશ્ચિમ ભારતમાં હોવાનું સૂચવે છે.

સિંહલદેશની સુદર્શના નામે રાજકન્યાએ ભરુકચ્છમાં 'શકુનિકા-વિહાર' બંધાવેલો ને એ વિહારનું નિર્માણ સંપ્રતિ(ઈ. પૂ. ૨૨૯–૨૨૦)ના સમય પહેલાં થયેલું,[૫૧] એ પરથી લાટ અને લંકા વચ્ચે મૌર્યકાલમાં સાંસ્કૃતિક સંબંધ પ્રવર્તતો હોવાની પ્રતીતિ થાય છે. ગુજરાતી લોકકથાઓમાં આવતા લંકાના ઉલ્લેખ તથા "લંકાની લાડી ને ઘોઘાનો વર" એ ગુજરાતી કહેવત ગુજરાત અને સિલોન વચ્ચે મધ્યકાલમાં ચાલુ રહેલા વાણિજ્યિક તથા સાંસ્કૃતિક સંબંધોનું પ્રતિબિંબ પાડે છે.

સિંહપુર (તથા સીંગપુર) સમુદ્રતટથી થોડા માઈલ અંદર આવેલું છે, પરંતુ ત્યાંથી દેશવટો પામેલા સિંહલો એની નજીકના બંદરથી દરિયાઈ સફરે રવાના થયા ગણાય.[૫૨] "સિંહલ" એવું જાતિવિશેષનું સંભવિત નામ સૌરાષ્ટ્રના સિંહપુર (સિહોર) સાથે સારી રીતે બંધ બેસે.[૫૩] હાલ ગીરનું જંગલ જ સિંહોની વસ્તી ધરાવે છે ને ગઈ સદીના મધ્ય સુધી સિહોરના ડુંગરોમાં પણ સિંહની વસ્તી હતી.[૫૪]

આ બધા મુદ્દા લક્ષમાં લેતાં સિંહલોની ઉત્પત્તિ લાટ(ગુજરાત)ના પુરુષ અને વંગ(બંગાળા)ની સ્ત્રીના સંયોગથી લાટ દેશમાં થઈ હોય ને ત્યાંથી દેશવટો પામેલા કેટલાક તોફાની સિંહલો સોપારા થઈ લંકામાં જઈ રહ્યા હોય, એ તદ્દન સંભવિત લાગે છે.

સિંહપુરનો રાજપુત્ર વિજય, ભારતમાં જે દિવસે ભગવાન બુદ્ધ પરિનિર્વાણ પામ્યા તે જ દિવસે લંકાદ્વીપમાં આવેલો એવું સિલોનની બૌદ્ધ અનુશ્રુતિમાં જણાવવામાં આવ્યું છે એ તો સ્પષ્ટતઃ સાંપ્રદાયિક દૃષ્ટિએ ઉપજાવેલું જણાય છે, કેમકે અશોક મૌર્યના સમકાલીન દેવોના પ્રિય તિસ્સ( તિષ્ય )ની પહેલાં ત્યાં વિજય વગેરે પાંચ જ રાજા થયા, છતાં તેઓએ ૩૮+૩૦+૨૦+૭૦+૬૦=૨૧૮ વર્ષ રાજ્ય કર્યું ને વચ્ચે ગાદી ૧+૧૭=૧૮ વર્ષ ખાલી રહી, એ રીતે વિજયના રાજ્યાભિષેકથી દેવોના પ્રિય તિસ્સના રાજ્યાભિષેક સુધીમાં કુલ ૨૩૬ વર્ષ વીત્યાં એવું જણાવ્યું છે એમાં કેટલાક રાજાઓના રાજ્યકાલ વધારે પડતા લાંબા ગણાવવામાં આવ્યા છે.[૫૫] રાજ્યારોહણ-સમયે ૩૭ વર્ષની વયનો થયેલો પાંડુક અભય ૭૦ વર્ષ રાજ્ય કરે ને એના પછી ગાદીએ આવેલો એનો પુત્ર મુટસિવ ૬૦ વર્ષ રાજ્ય કરે એ દેખાતી રીતે કપોલકલ્પિત જેવું લાગે છે. વસ્તુતઃ દેવોના પ્રિય તિસ્સની પહેલાંના પાંચ રાજાઓનો રાજ્યકાલ જણાવ્યો છે તેના કરતાં લગભગ સો વર્ષ જેટલો ઓછો ગણાય. એ હિસાબે ત્યાં વિજયનું આગમન નંદવંશના રાજ્યકાલ દરમ્યાન ઈ. પૂ. ચોથી સદીમાં થયું ગણાય.

સિલોનની અનુશ્રુતિ અનુસાર ત્યાં વિજય, પાંડુ વાસુદેવ અને અભય એ ત્રણ જ સિંહલોનું રાજ્ય પ્રવર્તેલું, જે કુલ ૩૮(+૧)+૩૦+૨૦=૮૯ વર્ષ જેટલો સમય જ રહેલું, છતાં લંકાને સિંહલદ્વીપ[૫૬] નામ મળ્યું, ત્યાંની મુખ્ય પ્રજા 'સિંહલ' નામે ઓળખાઈ ને તેઓની ભાષા પણ 'સિંહલી' નામે જાણીતી થઈ, એ પરથી માલૂમ પડે છે કે સિલોનમાં ત્યારે વિજય અને પાંડુ વાસુદેવ સાથે ગયેલા સિંહલોની સાંસ્કૃતિક અસર ઘણી વિપુલ તથા પ્રબળ હોવી જોઈએ.

## પાદટીપો

૧-૩. Wilhelm Geiger, *The Mahāvaṁsa or the Great Chronicle of Ceylon,* Introduction, p. x

૪. એજન, પૃ. ૧૧; G. C. Mendis, "Ceylon", *Comprehensive History of India*, Vol. II, p. 568

૫. W. Geiger, *op. cit.*, pp. xi f. રાજા ધાતુસેનનો રાજ્યકાલ ઈ. સ. ૫૦૯-૫૨૭ને આંકી, અહીં "મહાવંસ"ની રચના છઠ્ઠી સદીના આરંભમાં થઈ હોવાનું જણાવ્યું છે, પરંતુ હવે એ રાજાનો રાજ્યકાલ ઈ. સ. ૪૬૦-૪૭૮ નો આંકવામાં આવે છે (D. C. Sircar, "Ceylon", *Classical Age,* p. 285) ને મહાનામ પાંચમી સદીના છેલ્લા

ચરણમાં થયા હોવાનું ગણાય છે ( N. K. Bhagwat, महावंसो *or the Great Chronicle*, Introduction, p. vii ). "મહાવંસ" મુખ્યતઃ અનુરાધપુરના મહાવિહારનો આનુશ્રુતિક વૃત્તાંત આપે છે.

૬. ૬, १–३१

૭. परिच्छेद ६: विजयागमनं

૮. एकाकिनी सा निक्खम्म सेरिचारसुखत्थिनी ।
सत्थेन सह अञ्ञाता अगा मगधगामिनी ॥४॥

૯. लाळरट्ठे अटविया सीहो सत्थं अभिद्दवि । [५]

૧૦. लाळरट्ठे पुरे तस्मिं सीहबाहु नराधिपो ।
रज्जं कारेसि कत्वान महेसिं सीहसीवलिं ॥३६॥

૧૧. नग्गदीव=नग्नद्वीप, પણ મૂળ શબ્દ 'નાગદ્વીપ' હશે.

૧૨. सुप्पारके पट्टनम्हि विजयो पन ओक्कमि । [४६]

૧૩. परिच्छेद ७: विजयाभिसेको

૧૪. सीहबाहुनरिन्दो सो सीहमादिन्नवा इति ।
"सीहलो", तेन सम्बन्धा एते सब्बेपि "सीहला" ॥४२॥

૧૫. परिच्छेद ८–१०

૧૬. Hiuen Tsiang, *Buddhist Records of the Western World* ( Eng. Trans. by Beal ), Vol. II, pp. 236 ff.

૧૭. *Ibid.*, pp. 240 ff.

૧૮. પૃ. ૬૯

૧૯. પૃ. ૧૫૭

૨૦. પૃ. ૬૯–૭૦; વળી જુઓ પૃ. ૪૨.

૨૧. પૃ. ૪૨

૨૨. પૃ. ૫૪૮–૪૯

૨૩. W. Geiger, "A Short History of Ceylon", *Indian Historical Quarterly*, Vol. II, pp. 1 ff.

૨૪. G. C. Mendis, "Ancient Routes from North India to Ceylon", *Indian Daily Mail*, 26th June 1926 ( રત્નમણિરાવ ભીમરાવ, "ગુજરાતનું વહાણવટું," પૃ. ૩૮ )

૨૫. પૃ. ૧૮૨-૨૧૯. આ લેખ અલગ પુસ્તિકારૂપે પણ મુદ્રિત થયો છે. "ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ, ઇસ્લામ યુગ," ખંડ ૪ માં એનો પરિશિષ્ટરૂપે સમાવેશ કર્યો છે.

૨૬. રત્નમણિરાવ ભીમરાવ, "ગુજરાતનું વહાણવટું," પૃ. ૭-૮, પાદટીપ

૨૭. એજન, પૃ. ૮, પાદટીપ

૨૮. એજન, પૃ. ૭-૮

૨૯. એજન, પૃ. ૭

૩૦. Sengar, "Where did Prince Vijaya come from?", *Indian Historical Quarterly,* Vol. III, pp. 403 ff.

૩૧. M. D. Shahidullah, "The First Aryan Colonization of Ceylon", *Indian Historical Quarterly,* Vol. IX, pp. 742 ff.

૩૨. R. C. Parikh, "Introduction to the History of Gujarat as a Back-ground to the Life and Times of Hemachandra," *Kāvyānuśāsana,* Introduction, p. xviii

૩૩. એજન, પાદટીપ

અંતે ભિન્ન મત માટે શ્રી. સેંગારના લેખનો પણ ઉલ્લેખ કર્યો છે.

૩૪. મણિભાઈ દ્વિવેદી, "પુરાતન દક્ષિણ ગુજરાત," પૃ. ૧૮૯-૯૩

વળી આ સીંગપુર પાસે સીંગલબારી અને સીંગલબાણ નામે સ્થળો હોવાનું પણ અહીં નોંધવામાં આવ્યું છે (પૃ. ૧૯૩).

૩૫. Raychaudhuri, "Physical and Historical Geography", *History of Bengal,* Vol. I, p. 30

૩૬. S. Krishnaswami Aiyangar, "Ceylon", *Age of Imperial Unity,* p. 235

૩૭. A. L. Basham, "Prince Vijaya and the Aryanization of Ceylon," *The Ceylon Historical Jonrnal,* Vol. 1, pp. 163 ff.

૩૮. Mahtab, *History of Orissa,* Vol. I, p. 5

૩૯. હરિપ્રસાદ શાસ્ત્રી, 'સિલોનમાં સ્થપાયેલો સિંહપુરનો સિંહલ-વંશ,' "પથિક," દીપોત્સવી અંક, સં. ૨૦૨૨, પૃ. ૬૧-૬૪

૪૦. રમણલાલ ના. મહેતા, 'વિજયની કથા—કેટલાક પ્રશ્નો,' "વિદ્યાપીઠ," વર્ષ ૬, પૃ. ૧૦૨-૭

૪૧. જુઓ ઉપર પાદટીપ ૮ અને ૯.

૪૨. પશ્ચિમ બંગાળામાં આવેલ અમુક પ્રદેશને સંસ્કૃત લખાણોમાં રાઢા, જૈન પ્રાકૃત સાહિત્યમાં લાઢ અને ચોળ રાજ્યના અભિલેખોમાં લાડ કહેવામાં આવ્યો છે (H. C. Raychaudhuri, *op. cit.*, p. 39; Shahidullah, *op. cit.*, p. 745).

૪૩. આરંભિક શતકોમાં આ નામ સમગ્ર ગુજરાત માટે પ્રયોજાતું; દક્ષિણ ગુજરાતના અર્થમાં એ આગળ જતાં મર્યાદિત થયું.

૪૪. *JASB,* 1910, p. 604; H. C. Raychaudhuri, *op. cit.*, p. 39

૪૫. "સિંહ", "સિંગ" કે "સિંધ" પૂર્વપદ ધરાવતાં સ્થળનામ બંગાળા અને ગુજરાત ઉપરાંત મહારાષ્ટ્ર, મધ્યપ્રદેશ, પંજાબ અને ઓરિસ્સા જેવા અન્ય પ્રદેશોમાં પણ પ્રચલિત છે. દા. ત., સિંહગઢ (જિ. પૂના), સિંગપુર (ખાનદેશ), સિહોરા (જિ. જબલપુર), સિહોર (જિ. ભોપાલ), સિંઘપુરમ્ (ઓરિસ્સા) વગેરે (*Imperial Gazetteer of India,* Vol. XXIII). વર્તમાન કટાસ (જિ. ઝેલમ, પશ્ચિમ પંજાબ) પણ પ્રાચીન સિંહપુર હોવાનું મનાય છે ને એ પ્રાચીન નામને વિષ્ણુના નૃસિંહ-અવતાર સાથે સાંકળવામાં આવેલું છે (N. L. Dey, *Geographical Dictionary of Ancient and Mediaeval India,* p. 127).

૪૬. ડૉ. ગીગર (Wilhelm Geiger, *Grammar of the Sinhalese Language,* pp. 1–3) તથા ડૉ. સુ. કુ. ચેટરજી (S. K. Chatterji, *Origin and Development of the Bengali Language,* pp. 15, 72 f., 176; *Indo-Aryan and Hindi,* p. 71) મૂળ અને મુખ્ય અસર પશ્ચિમ ભારતની ભાષાની થઈ હોવાનું માને છે.

૪૭. જુઓ ઉપર ડૉ. બાર્નેટનો તથા ડૉ. બશામનો મત.

૪૮. ડૉ. બશામના મત અનુસાર એવું ફલિત થાય.

૪૯. વંગથી લાટ ઘણું દૂર ગણાય, પણ યાદવોને લગતા વૃત્તાંતમાં દ્વારવતી(સૌરાષ્ટ્ર)-ના શ્રી કૃષ્ણના પૌત્ર અનિરુદ્ધ અને શોણિતપુર(આસામ)ના બાણાસુરની પુત્રી ઉષા વચ્ચે લગ્ન થયાનું આવે છે, આથી વંગ-લાટ જેટલું અંતર એ પછીના આ કાલમાં અસંભવિત ન ગણાય.

૫૦. સિંહલ સાથેના સંબંધને લઈને વિજય અને એના સાથીઓ પણ "સિંહલો" તરીકે ઓળખાતા (જુઓ ઉપર પા. ટી. ૧૪).

જાતિઓનાં નામો પરથી જનપદોનાં નામ પડે એના અનેક દાખલા ભારતના પ્રાચીન ઇતિહાસમાં પણ મળે છે (D. R. Bhandarkar, *Lectures on the Ancient History of India,* pp. 13 ff.).

૫૧. प्रभाचन्द्राचार्य, "प्रभावकचरित," ३. विजयसिंहसूरिचरित, श्लो. ४२–७५; जिनप्रभसूरि, "विविधतीर्थकल्प", १०. अश्वावबोधतीर्थकल्प, पृ २०–२१

૫૨. એ બંદર વલભી કે હસ્તવપ્ર હોઈ શકે. વલભીનો ઉલ્લેખ પાણિનિના ગણપાઠ (૪-૨-૮૨) માં આવે છે (હ. ગં. શાસ્ત્રી, "મૈત્રકકાલીન ગુજરાત", ભાગ ૧, પૃ. ૧૬૭); હસ્તવપ્રનો ઉલ્લેખ *Periplus*(૧ લી સદી)માં આવે છે (એજન, ભાગ ૨, પરિશિષ્ટ પૃ. ૩૨).

હાલ ભાવનગરની ખાડી તરીકે ઓળખાતી ખાડી ત્યારે વલભી સુધી અંદર લંબાઈ હતી. એ ખાડી સિહોરથી બારેક માઈલ જેટલી જ દૂર હોય.

૫૩. ઐતિહાસિક કાલના ભારતીય રાજવંશોમાં ચોથી સદી સુધીમાં "સિંહ"નામાંત માત્ર પશ્ચિમી ક્ષત્રપોના વંશમાં જ પ્રયોજાયેલ છે એ હકીકત આ સંદર્ભમાં લક્ષમાં લેવા જેવી ગણાય.

૫૪. A. S. Altekar, *History of Important Ancient Towns and Cities in Gujarat and Kaihiawad*, p. 46

૫૫. W. Geiger, *The Mahāvaṁsa or the Great Chronicle of Ceylon*, Introduction, pp. xx-xxi

૫૬. આ નામ અરબી "सरनदीब" અને ફિરંગી *Ceilao* દ્વારા વર્તમાન "સિલોન" તરીકે રૂપાંતર પામ્યું છે.

## પરિશિષ્ટ ૨

# ગ્રીકો અને રોમનોએ નિરૂપિત પશ્ચિમ ભારત

ભારતનો ઉલ્લેખ કરનારા પ્રાચીનતમ ગ્રીક લેખક **હીરોદોતસ** અને **હેકેતેઈઓસ** પશ્ચિમ ભારત વિશે કોઈ ખાસ માહિતી આપતા નથી.

**તેસીઆસ**( આશરે ઈ. પૂ. ૪૦૦ )ને ઈરાનમાં ખબર પડી કે વામનો-(ઠિંગુજીઓ)ની એક જાતિ ભારતમાં રૂપાની ખાણોની પાડોશમાં રહેતી હતી, જે પ્રદેશને લાસેન ઉદેપુર( મેવાડ )ની નજીક દર્શાવે છે. આ વામનોના વર્ણન (Phôtios Bibl. LXXII, 11–12) ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે આ લોકો તે હાલના ભીલો છે. તેસીઆસ એમ પણ દર્શાવે છે (Phôtios Bibl. LXXII. 8) કે સારદોસ પર્વતથી પહોંચતાં પંદરેક દિવસ લાગે તેવા અણવસ્યા પ્રદેશમાં એક એવું સ્થળ છે, જ્યાં લોકો સૂર્ય અને ચંદ્રની આરાધના કરે છે અને જ્યાં પ્રત્યેક વર્ષે ૩૫ દિવસ સુધી સૂર્ય પોતાના ઉપાસકોના કલ્યાણ માટે પોતાની ઉષ્ણતા પ્રસારે છે. આ સ્થળ દેખીતી રીતે જ મારવાડમાં ક્યાંક આવેલું હોવું જોઈએ અને કદાચ એ ઉલ્લિખિત સ્થળ આબુ પર્વત હોય.

**એલેકઝાન્દર** (ઈ. પૂ. ૩૨૬–૨૫) ગુજરાત સુધી પહોંચ્યો ન હતો અને એના સાથીઓને દેશના આ ભાગ વિશે કાંઈ પણ કહેવાનું નથી, પરંતુ **મેગેસ્થિ-નીસ**( આશરે ઈ. પૂ. ૩૦૦ )ની વાત જુદી છે. સેલ્યુકસ નિકેતોરના એલચી તરીકે એ ચંદ્રગુપ્તની સાથે રહ્યો હતો અને એણે ચાર ગ્રંથ ભરીને ભારતનો વૃત્તાંત લખ્યો હતો, જેના સંખ્યાબંધ અંશ મુખ્યત્વે સ્ત્રેબો, પ્લિની અને એરિયનના હાથે જળવાયેલા છે. ભારતવાસીઓની રીતભાતનો જે સામાન્ય વૃત્તાંત એણે લખ્યો છે તે અધિકાંશે ઉત્તર ભારતના જે લોકોની એને અંગત જાણકારી હતી તેમને સ્પર્શે છે, પણ એણે ભારતનું ભૌગોલિક વર્ણન સુધ્ધાં કરેલું છે, કેમકે એરિયન આપણને જણાવે છે ( Ind. VII ) કે ભારતની ટોળીઓની કુલ સંખ્યા ૧૧૮ જેટલી એણે ગણાવી છે અને પ્લિની (૬, ૧૭ થી)

તો ૯૦ જેટલી ખરેખર ગણાવે પણ છે, જેમાં એરિયને દર્શાવેલી ૭ કે ૮ વધુ ટોળીઓને ઉમેરી શકાય. એ વાત સાચી છે કે પ્લિની સ્પષ્ટ રીતે એમ કહેતો નથી કે પોતાની ભૌગોલિક વિગતો એણે મેગેસ્થિનીસમાંથી લીધેલી છે અને પોતે ભારત વિશે ગ્રંથ લખનાર સેનેકામાંથી અવતરણો આપે છે. પણ સેનેકા સુધ્ધાં (પ્લિની ૬, ૧૭) ટોળીઓની સંખ્યા ૧૧૮ ગણાવે છે, જેમાં એ મેગેસ્થિનીસને અનુસર્યો હોવો જોઈએ. વળી પ્લિની કહે છે (એજન) કે પ્રત્યેક પ્રજાનાં લશ્કરી દળોના વૃત્તાંત મેગેસ્થિનીસ અને દાયોનીસિયસ જેવા લેખક ભારતીય રાજાઓ સાથે રહ્યા હતા તેમણે આપેલા છે; અને એણે પોતાના ૬ ઠ્ઠા ગ્રંથ માટેના આધારોની જે યાદી આપેલી છે તેમાં એ દાયોનિસિયસનો ઉલ્લેખ કરતો નથી, એ ઉપરથી એમ ફલિત થાય છે કે એણે પોતાના વૃત્તાંત મેગેસ્થિનીસમાંથી જ તારવેલા હોવા જોઈએ. ગંગારિડી, મોદોગલિંગ, અન્દારી, પ્રાસી, મેગલ્લઈ, અસ્મગી, ઓરેટી, સૈરાટરાટી, ઓટોમુલા, ચારમી અને પાન્ડી (૬, ૧૯) વગેરે દળોનાં નામ એવાં છે જે, નીચે દર્શાવ્યું છે તે પ્રમાણે, ભારતના બધા ભાગોનું જ્ઞાન પ્રદર્શિત કરે છે. બાકીનાં જે નામોનો પ્લિનીએ ઉલ્લેખ કર્યો છે તે એણે મેગેસ્થિનીસમાંથી, કદાચ સેનેકાના ગ્રંથના માધ્યમ દ્વારા, લીધેલાં હોવાં જોઈએ એ અનુમાન સયુક્તિક છે. પ્લિનીના પાઠની વિકૃતિ અને મેગેસ્થિનીસને ટોળીઓનાં નામોની જાણકારી તેઓનાં પ્રાકૃત રૂપોમાં થઈ હતી એ હકીકત ઉલ્લિખિત જાતિઓમાંની ઘણી જાતિઓને પારખી બતાવવાના કામને અતિશય વિકટ બનાવે છે.

પ્લિનીના વૃત્તાંતના જે ભાગનું પગેરું કેટલીક નિશ્ચિતતાથી મેગેસ્થિનીસ સુધી લઈ જઈ શકાય એમ છે તે હિપેસીઝ(બીઆસ)થી પાલીબોથ્રા (પટના) (Nat. Hist. VI. 17) સુધીના રાજમાર્ગના જુદા જુદા તબક્કાઓના વર્ણનથી શરૂ થાય છે. પછીનું પ્રકરણ ગંગા અને એની શાખાઓનો વૃત્તાંત આપે છે અને કલિંગના ગંગારિડીનો, એમની રાજધાની પરટેલીસ સહિત, ગંગા–કાંઠે આવેલી ખૂબ દૂરની પ્રજા તરીકે ઉલ્લેખ કરે છે. ૧૯ મા પ્રકરણમાં ગંગારિડીનાં લશ્કરોનું વર્ણન આપ્યા પછી પ્લિની ૧૩ ટોળીઓની યાદી આપે છે, જે પૈકી સંતોષકારક રીતે ઓળખાવી શકાય તેવી ટોળીઓ તે મોદોગલિંગ (ત્રિકલિંગો) Caldwall Drav, Gr.), મોલિંદી (સરખાવો વરાહમિહિરનો માલિંદ્ય પર્વત, બૃ. સં. ૧૪) અને થાલ્યુતી (મૅકક્રિન્ડલ "તાલુક્તી" વાંચે છે અને એને ગંગાના નીચાણવાળા ભાગમાં આવેલ તામલુકના તામ્રલિપ્તકો તરીકે ઓળખી બતાવે છે) છે. આ પછી એ ૩૦ નગરો, ૧,૦૦,૦૦૦ પાયદળ, ૨,૦૦૦ હયદળ અને ૧,૦૦૦ હસ્તિદળવાળા અંદરી(તેલંગણના આંધ્રો)નો ઉલ્લેખ કરે છે. આ પછી વિષયાંતર કરીને એ દર્દ-

( સિંધુ નદીના ઉપલાણના દરદો )નો સુવર્ણની બાબતમાં સમૃદ્ધ તરીકે અને સેતી-(મેવાડ, લાસેન)નો ચાંદીમાં સમૃદ્ધ તરીકે અને એ પછી પાલીબોથ્રા( પાટલિપુત્ર )ના પ્રાસી( પ્રાચ્યો )નો સઘળી ટોળીઓમાં એ સૌથી વધારે ખ્યાતિવાળી અને શક્તિશાળી ટોળી, જે ૬,૦૦,૦૦૦ પાયદળ, ૩૦,૦૦૦ હયદળ અને ૮,૦૦૦ હસ્તિદળ ધરાવતી એ તરીકે પરિચય આપે છે. આમાંથી અંદરના ભાગમાં જતાં એ મોનીડીસ( સીંગભુમના મુંડા ) અને સુઆરી( મધ્ય ભારતના શબરો ), જેઓની વચ્ચે મેલીઅસ (મહેન્દ્ર માલે ?)હોવાનો નામનિર્દેશ કરે છે. આ પછી આર્યોનિસત પર્વત (યમુના) જે મેથોરા (મથુરા) અને ક્રીસોબોરા( મૅકક્રિન્ડલ "કેરીસોબોરા" વાંચે છે. એરિયન Ind. VIII. કલીસોબોરા=કૃષ્ણપુર ?)ની વચ્ચે વહે છે તેનો કેટલોક ખ્યાલ આપ્યા પછી એ સિંધુ નદી તરફ વળે છે, જેની ઓગણીસ શાખાઓ પૈકીની કેટલીકનું વર્ણન એ પ્રકરણ ૨૦ માં આપે છે. આ પછી વિષયાંતર કરીને એ ભારતના કિનારાનું વર્ણન કરે છે. એ ગંગાના મુખથી શરૂઆત કરે છે, જ્યાંથી પોઇન્ટ કલિંગન ( પૉઇન્ટ ગોદાવરી ) અને દંદગુદા નગર(કલિંગકમનું રાજમહેન્દ્રી, પણ વધારે સંભવિત રીતે પશ્ચિમની ગુફાઓના અભિલેખોનું ધનકટક અથવા ધેનુકાકટ ) સુધી એ ૬૨૫ માઇલ ગણાવે છે. ત્યાંથી ત્રપીના( બર્જેસ પ્રમાણે કોચીન પાસેનું તિરૂપનતર )નું અંતર ૧૨૨૫ માઇલ ગણાવે છે. ત્યાંથી ૭૫૦ માઇલના અંતરે પેરિમુલની ભૂશિર છે, જ્યાં ભારતનું સહુથી પ્રસિદ્ધ હાટ આવેલું છે. એ જ પ્રકરણમાં આગળ જતાં અરબેસ્ત્રી ( અથવા સલબેસ્ત્રી અને ઓરેતી. મૅકક્રિન્ડલ )માં સાગરકાંઠે ઓતોમુલ નામનું નગર જણાવ્યું છે, તે એક ઉત્કૃષ્ટ હાટ છે, જ્યાં આગળ પાંચ નદીઓ એકી સાથે સાગરમાં વહે છે. એમાં તો શંકા જ નથી કે આ બે સ્થાન એક જ છે અને બે જુદાં નામ જુદા જુદા આધારોમાંથી લેવાયાને કારણે છે, અને જે સ્થાન ઉદ્દિષ્ટ છે તે ચામુલ અથવા ચેઉલ ( તોલેમીનું સિમુલ ) છે અને પેલી પાંચ નદીઓ તે ચેઉલની ઉત્તરે મુંબઈના બારામાં પડતી નદીઓ છે. પેરીમુલથી સિંધુના પાતાલદ્વીપ સુધીનું અંતર ૬૨૦ માઇલ છે. એ પછી પ્લિની સિંધુ અને યમુનાની વચ્ચે ૬૨૫ માઇલના વિસ્તાર ઉપર પથરાયેલાં પર્વતો અને રણોની વર્તુલમાં પુરાયેલી પહાડી ટોળીઓ ( જાતિઓ ) વર્ણવે છે, જેમાં કેકસી (સતલજના મૂળ આગળના પ્રદેશમાં વસતા Arr. Ind. IV માં નિર્દિષ્ટ કેકીઓઈ અને પુરાણોમાંના કેકયો ), જંગલો(...વન ?)માંની સેટ્રીબોની, ૫૦૦નું હસ્તિદળ અને જેની સંખ્યા અજ્ઞાત છે તેવું હયદળ અને પાયદળ ધરાવતા મેગલી (મેકલો), ક્રાઇસી (કરૂષો), પરસંગી ( પારશવો, એની પહેલી ત્રણ શ્રુતિઓ

પરસઞ્ગ સાથે મળતી આવે છે તેથી અપભ્રષ્ટ), અને ૩૦,૦૦૦ નું પાયદળ, ૩૦૦ નું હસ્તિદળ અને ૮૦૦ નું હયદળ ધરાવતા અસ્મગી( વરાહમિહિરના અશ્મકો )નો સમાવેશ થાય છે. આ ટોળીઓ સિંધુ વડે પૂરી રખાયેલી છે ને ૬૨૫ માઈલ્ સુધી પર્વતો અને રણોના વર્તુલ વડે ઘેરાયેલી છે. પછી આવે છે દારી અને સુરી અને એ પછી વળી આવે છે ૧૮૭ માઈલ પર વિસ્તરેલાં રણ. સિંધના ધાર અને સૌર સાથે તેઓને યથાર્થ રીતે બંધ બેસાડાય કે નહિ, પણ તેઓને ક્યાંક રણની વચ્ચે મૂકવા રહેશે. એની નીચેના પ્રદેશમાં સમુદ્રકાંઠે ડુંગરોમાં રહેનારી રાજા વિનાની પાંચ ટોળી આવે છે—માલતીકોરી, સિંગબી, મારોબી, રારુંગી અને મોરુની. આમાંની એકેને સંતોષકારક રીતે ઓળખાવી શકાય એમ નથી, પણ તેઓને કચ્છમાં ગોઠવી શકાય. પછી આવે છે ભારતમાંનો સૌથી ઊંચો પર્વત જેની બીજી બાજુએ સોનારૂપાની ખાણો આવેલી છે તે કાપિતાલિયા (આબુ) પર્વતે આવરી લીધેલી નેરી જાતિ. કાપિતાલિયાનું આબુ સાથેનું સમીકરણ પૂરતું સંભવિત છે, પરંતુ આ પર્વતને આપેલા નામને પુરાણોના "કપિષ્ઠલ" સાથે સાંકળવું જોઈએ. કપિષ્ઠલે યજુર્વેદની એક વાચનાને પોતાનું નામ આપ્યું છે, જો કે એનો અર્વાચીન પ્રતિનિધિ, કૈથલ, તે આબુથી ઘણે દૂર પંજાબના કર્નાલ જિલ્લામાં આવેલો છે. એરિયન એના કમ્બાસોલોઈને ( IND. IV ) હાઈદ્રાઓતીસ(રાવી)ના મૂળના પ્રદેશની આસપાસ ગોઠવે છે. કાપિતાલિયા અને નેરી પછી ફક્ત ૧૦ નું હસ્તિદળ ધરાવતા, પણ બહુસંખ્ય પાયદળવાળા ઓરેતી આવે છે. અભિલેખોના તેમજ પુરાણોના અપરાંતકો તે જ આ હોવા જોઈએ. મેગેસ્થિનીસે એના પ્રાકૃત રૂપ ( અવરાત; ઓરાત ) ઉપરથી આ નામ જાણ્યું હોવું જોઈએ. આ પછીની ટોળીની પાસે હસ્તિદળ નથી, પણ ફક્ત હયદળ અને પાયદળ જ છે. એનું નામ સામાન્ય રીતે "સુઅર-તરતી" (નોબ્બી) તરીકે વંચાયું છે, પરંતુ એનો વધારે સારો પાઠ "વરતાતી" (મૅકક્રિન્ડલ) છે, જેનું સુધારેલું રૂપાંતર "વરેરતી" તે પૌરાણિક યાદીઓમાંના ૭ કોંકણો પૈકી ૬ ઠ્ઠા "વરલત્ત"ને મળતું આવે છે (વિલ્સન એસિ. રીસ. ૧૫, ૪૭ ). એ લોકો થાણા જિલ્લાના મધ્ય ભાગમાં અને વરલીઓની વન્ય ટોળીના દેશમાં વસતા હતા. પછી આવે છે ઓદોનબિઓરિસ, જેઓનું નામ ઉદુમ્બર વૃક્ષ (Ficus Glomerata) સાથે સંકળાયેલું છે, અને જે પાણિનિના ઔદુમ્બરી શાલ્વો ( ૪. ૧. ૧૧૩ ) નથી, પણ જેમને દક્ષિણ થાણામાં મૂકવા પડે. એ પછી અરબસ્ત્રી ઓરતી ( નોબ્બીનું અરબસ્ત્રી થેરેસ અને મૅકક્રિન્ડલનું સલબસ્ત્રી હોરતી ) અથવા ઓરતી કે કોંકણીઓનો અગ્ગસ્ત્ર વિભાગ આવે છે. અરબસ્ત્રને

વરાહમિહિરના નૈઋર્ત્ય વિભાગના આરવ (BR. S. ૧૪. ૧૭) સાથે સાંકળી શકાય. તેઓને બર્બર (સાતમા અથવા સહુથી ઉત્તરે આવેલા કોંકણના) સાથે જણાવવામાં આવ્યા છે. આ જાતિ મગરોનો ઉપદ્રવ ધરાવતા ભેજવાળા પ્રદેશમાં એક સુંદર નગર ધરાવતી હતી અને પાંચ નદીઓના સંગમ પ્રદેશમાં ઔતોમૂલ(ચેઉલ)નું મોટું હાટ પણ અને રાજા પાસે ૧,૬૦૦ નું હસ્તિદળ, ૧,૫૦,૦૦૦ નું પાયદળ અને ૫,૦૦૦ નું હયદળ હતું અને તેથી દખ્ખણનો તેમજ દરિયાકાંઠાનો ઘણો મોટો ભાગ એના કબજા હેઠળ હોવો જોઈએ. આ રાજ્ય પછી ચરમીનું રાજ્ય આવે છે, જેનું સૈન્ય ઘણું નાનું છે, અને એ પછી આવે છે પાંડી (ત્રાવણકોરના પાંડ્ય), જે ૩૦૦ નગરો, ૧,૫૦,૦૦૦ નું પાયદળ અને ૫૦૦ નું હસ્તિદળ ધરાવે છે. એ પછી ૧૩ જાતિઓની નામાવલિ આવે છે, જેમાંની કેટલીકને સંત માર્ટિને સિંધુ પ્રદેશ આગળની અર્વાચીન રાજપૂત જાતિઓ તરીકે ઓળખી બતાવી છે, કેમકે તેરમાંનું છેલ્લું નામ 'ઓરેસ્ટ્રી' છે, "જે પાતાળદ્વીપ સુધી પહોંચી ગયા છે" અને જેને નિશ્ચયાત્મક રીતે કાઠિયાવાડના સૌરાષ્ટ્રો તરીકે ઓળખી શકાય એમ છે. પણ આપણે એમ માની લેવું જોઈએ છે કે પશ્ચિમ સાગર-કાંઠાની જાતિઓનાં નામ આપ્યા પછી જે બિંદુથી એણે શરૂઆત કરી તે બિંદુએ આવતાં સુધીમાં મેગેસ્થિનીસ દખ્ખણના અંદરના ભાગની જાતિઓ વર્ણવે છે, પણ ગળે ઊતરે તેવું સમીકરણ કેવળ તેલિંગો અથવા તેલુગુઓ સાથે દેરંગીનું છે. ઓરેસ્ટ્રી પછી આવે છે દક્ષિણથી ઉત્તર સુધી સિંધુના પૂર્વ કાંઠે વસતી જનજાતિઓની યાદી—મથોઈ (સરખાવો 'બાહીકનગર માન્થવ' પાણિનિ, ૪, ૨, ૧૧૭), બોલિંગી (ભૌલિંગી, એક શાલ્વ જનજાતિ: પાણિનિ, ૪, ૧, ૧૭૩), ગલ્લીતાલુતી (સંભવતઃ તૈલખલીનું અપભ્રંશરૂપ, એક બીજી શાલ્વ જનજાતિ, એજન) ડિમુરી, મેગરી, અર્દબી, મેસી (જયપુરનું મત્સ્ય?) આબી, સુરી (પાઠાંતર-આભીઓ ઉરી), સીલી અને એ પછી ૨૫૦ માઈલનો રણપ્રદેશ, એ પછી ત્રણ વધુ જનજાતિઓ અને વળી બીજા રણપ્રદેશો પછી ચાર અથવા પાંચ (પાઠાંતર અનુસાર) વધુ જનજાતિઓ, અને એ પછી આસીની, જેની પાટનગરી બુસેફલ (જલાલપુર) છે (કનિંગહમ, એન્શ્ય. જયોગ્રા, ૧૭૭). મેગેસ્થિનીસ એ પછી ૨ પર્વતીય જનજાતિઓનો અને સિંધુપારની ૧૦ જાતિઓનો નિર્દેશ કરે છે, જેમાં ઓરસી (ઉરશા), તક્ષિલી (તક્ષશિલા) અને પ્યુકોલિતી(પુષ્કલાવતીના લોકો)નો સમાવેશ થાય છે. ચંદ્રગુપ્તના પુત્ર અલિત્રોકેદીસ-(બિંદુસાર)ના દરબારમાં એલચી તરીકે ગયેલા દેમાકોસની કૃતિ વિશે કંઈ પણ જાણવા મળતું નથી, સિવાય કે એ બે ગ્રંથોમાં હતી અને એ ભારત વિશેના સઘળા વૃત્તાંતોમાં સૌથી વધારે અવિશ્વસનીય ગણાતી (સ્ટ્રેબો, ૨, ૧, ૯).

**તાલેમી બીજો—ફિલાદેલફોસ**( મૃત્યુ ઈ. પૂ. ૨૪૭ )ને ભારત સાથેના વેપારમાં રસ હતો અને એણે નાઈલ નદી પરના કોપ્તોસથી રાતા સમુદ્ર પર આવેલા બેરેનિકે સુધી સાર્થવાહ-માર્ગ ખોલ્યો હતો ( સ્ત્રેબો, ૧૭, ૧, ૪૫ ); અને સૈકાઓ સુધી ભારતનો વેપારી સંબંધ આ બંદરને અથવા પડોશના મિઓસ હોરમોસને આશ્રયે રહ્યો. એણે ભારતમાં (દેખાતી રીતે જ અશોક પાસે) દાયોનિસિયસ નામનો દૂત પણ મોકલ્યો હતો, જેણે પ્લિનીના કહેવા પ્રમાણે (૬, ૧૭) ભારતીય બાબતો વિશે એક વૃત્તાંત લખ્યો છે, જેના કોઈ ચોક્કસ ટુકડા રહ્યા જણાતા નથી.

પરંતુ **એગાથારખાઈદીસે** (જન્મ આશરે ઈ. સ. ૨૫૦) વૃદ્ધ વયે રાતા સમુદ્રનો જે વૃત્તાંત લખ્યો છે તેના ટુકડાઓમાંથી આપણને જાણવા મળે છે. આ વૃત્તાંતના દિઓદોરોસ( ૩, ૧૨-૪૮ ) અને ફોતિઅસ (Muller's Geogr. Gr. Min. 1, 111 ff.) સંખ્યાબંધ ઉતારા આપે છે; એમાં એમ કહેલ છે કે એના સમયમાં પોતન (પાતાલ) સાથેનો ભારતીય વેપાર યેમેનના સેબિયનોના હાથમાં હતો (મ્યૂલલર, ૧, ૧૯૭). વસ્તુતઃ એન્દોકસોસ( નીચે જુઓ )ની સફર સુધી ભારત અને મિસર વચ્ચે સીધો વેપાર સ્થપાયો ન હતો. આરબોએ હાટ તરીકે વાપરેલા પાતાળનો ઉલ્લેખ એમ બતાવે છે કે હજુ આપણે પ્લિનીવાળા પહેલા કાલમાં છીએ (નીચે જુઓ).

મૌર્ય સામ્રાજ્યનું પતન (આશરે ઈ. પૂર્વે ૧૮૦) થયા પછી **બૅક્ટ્રિયાના ગ્રીકોએ** એમની સત્તા ભારતમાં વિસ્તારી. એઉથીદેમોસનો પુત્ર દિમિત્રિઓસ, જેના વિજયોનો ઉલ્લેખ જસ્ટીને (૪૧. ૬) અને સ્ત્રેબોએ (૧૧. ૨. ૧) કરેલો છે તે, એમનો અગ્રણી હતો, પરંતુ પૂર્વમાં અને દક્ષિણમાં ઘણા મોટા વિસ્તાર પરના વિજયો મિનેન્દ્રોસે (આશરે ઈ. પૂ. ૧૧૦) મેળવ્યા હતા. એ છેક જમુના સુધી ધસી ગયો હતો અને પત્તલિની( સિંધનો નીચલો ભાગ )થી સરઓસ્ટોસ-(સુરાષ્ટ્ર)નાં અને સિગરતીસ(પ્લિનીનું સિગેરસ?)નાં રાજ્યો સુધીનો આખો કાંઠો એણે જીતી લીધો હતો (સ્ત્રેબો ૧૧. ૨. ૧). પેરિપ્લસના લેખકે (આશરે ઈ. સ. ૨૫૦) સ્ત્રેબોનાં આ કથનોનું સમર્થન કર્યું છે. એ જણાવે છે કે એના સમયમાં મિનેન્દ્રોસ અને અપોલોદોતોસના ગ્રીક અભિલેખોવાળા દ્રખમઈ ( "દ્રમ્મ" સિક્કા) બેરિગાઝા[૨] (ભરુકચ્છ : ભરૂચ) ખાતે હજી ચલણમાં હતા ( પેરિ. ૪૭ ). અપોલોદોતોસને હવે સામાન્ય રીતે મિનેન્દ્રોસ( આશરે ઈ. પૂ. ૧૦૦ )નો ઉત્તરાધિકારી ધારવામાં આવે છે (બૅક્ટ્રિયન સિક્કાઓનું બ્રિટિશ મ્યુઝિયમ કૅટેલૉગ, પૃ. ૩૩). પ્લુટાર્ક ( Reip. Ger. Princ. ) જણાવે છે કે મિનેન્દ્રોસનું

શાસન એટલું બધું નરમ હતું કે એના મૃત્યુ પ્રસંગે એના તાબાનાં નગરોએ એની ભસ્મના કબજા માટે તકરાર જગાવી હતી અને આખરે ભસ્મ વહેંચી લીધી હતી.

**સીઝીકસના એઉદોકસોસે** (આશરે ઈ. પૂ. ૧૧૭) બીજાઓની સાથે ભારત સુધીની બે ઘણી સફળ સફર કરી હતી. પહેલી સફર વખતે એમને માર્ગ બતાવનાર એક ભારતવાસી હતો, જેનું વહાણ ઇજિપ્તના સમુદ્રકાંઠે ભાંગી પડ્યું હતું. પોસીદોનિઓસમાંથી એઉદોકસોસની પ્રવૃત્તિઓની વાર્તા ટાંકતાં સ્ત્રૅબો (૨. ૩. ૪) ભારત સુધીની આ બે સમુદ્રયાત્રા કરતાં આફ્રિકાની જળમાર્ગે પ્રદક્ષિણા કરવાના એના પ્રયત્ન ઉપર વધારે ભાર મૂકે છે, પરંતુ ભારત સાથેના સીધા વેપારના આરંભ-લેખે સફરોની અગત્ય ઘણી મોટી છે.

છેક તોલેમી સુધીના **ભૂગોળવિદોએ** ભારત વિશેનું પોતાનું જ્ઞાન મેગેસ્થિનીસની તથા એલેકઝાન્દરના સાથીઓની કૃતિઓમાંથી જ લગભગ પૂરેપૂરું તારવ્યું હતું. એ પૈકી શાસ્ત્રીય ભૂગોળનો સ્થાપક **એરેતોસ્થિનીસ** (આશરે ઈ. પૂ. ૨૭૫-૧૯૪) ભારતની પશ્ચિમથી પૂર્વ સુધીની પહોળાઈ તે એની ઉત્તરથી દક્ષિણ સુધીની લંબાઈ કરતાં વધારે છે એ ખ્યાલને સૌથી પહેલી વ્યાપક પ્રસિદ્ધિ આપનાર તરીકે ઉલ્લેખપાત્ર છે. આ ભૂલ ભારતના નકશાને તોલેમીએ વિકૃત કર્યો હતો એના મૂળમાં રહેલી છે. એરેતોસ્થિનીસનો ટીકાકાર હિપ્પરખોસ (આશરે ઈ. પૂ. ૧૩૦) આ બાબતમાં મેગેસ્થિનીસના વધારે સાચા વર્ણનને અનુસરે છે અને અન્યથા જુદાં જુદાં સ્થળોનું ભૌગોલિક સ્થાન નિશ્ચિત કરવા માટે ખગોળશાસ્ત્રનો સૌથી પહેલો ઉપયોગ કરનાર તરીકે નોંધપાત્ર છે.

**સ્ત્રૅબોએ** (આશરે ઈ. પૂ. ૬૩ થી ઈ. સ. ૨૩) ભારત વિશેનું પોતાનું જ્ઞાન, પોતાના પુરોગામીઓની માફક મુખ્યત્વે મેગેસ્થિનીસ અને એલેકઝાન્દરના અનુયાયીઓની કૃતિઓમાંથી તારવ્યું હતું, પણ દમાસ્કસના નિકોલાઓસ(એન્તોની અને ક્લિઓપાત્રાનાં સંતાનોનો શિક્ષક અને હેરોડનો રાજદૂત)નો આધાર ટાંકીને પોરોસ નામના એક રાજા તરફથી ઑગસ્તસ (મૃત્યુ ઈ. સ. ૧૪) પાસે આવેલા ત્રણ ભારતીય રાજદૂતોનો વૃત્તાંત ઉમેરે છે (૧૫. ૧. ૭૨). આ દૂતો જે ભેટો લાવેલા તેમાં હાથ વિનાનો એક માણસ, સર્પો, એક મોટો કાચબો, એક મોટું તેતર અને સમ્રાટની પ્રજાને પોતાના પ્રદેશોમાં થઈને મુક્ત જવરઅવર કરવાની તેમજ વેપાર કરવાની છૂટ આપતા, ચર્મપત્ર પર ગ્રીક ભાષામાં લખાયેલા, પત્રનો સમાવેશ થતો હતો. આ રાજદૂતોની સાથે બર્ગોસી( ભરૂચ, આ નામનો સૌથી પહેલો ઉલ્લેખ )થી એક ઝર્મેનોખાગસ (શ્રમણાચાર્ય, લાસેન) આવ્યો

હતો, જેણે પાછળથી 'ભારતવાસીઓની પરાપૂર્વથી ચાલી આવતી પ્રણાલી પ્રમાણે' ઍથેન્સમાં અગ્નિસ્નાન કર્યું હતું. એલચીખાતું ભરૂચથી આવ્યું હતું અને અંતિઓક થઈ પસાર થયું હતું એ હકીકત એમ દર્શાવે છે કે એણે ઈરાનના અખાતનો માર્ગ લીધો હતો, જે લાંબા સમય સુધી વેપારનો મુખ્ય માર્ગ રહ્યો હતો (પેરિ. ૫. ૩૬). જો આ એલચીખાતું ભરૂચના વેપારીઓએ ઊભી કરેલી નરદમ વાણિજ્યિક કલ્પનાલીલા ન હોય તો જે રાજા પોરોસની હેઠળ ૬૦૦ ખંડિયા રાજા હતા તે ભારતીય-શક કોઝોલેકદફીસ, જે પોરોસના જૂના રાજ્ય પર તેમજ વાયવ્ય હિંદના બીજા ઘણા મુલક પર સત્તા ધરાવતો, તેનાથી એ બીજો શી રીતે હોઈ શકે એ સમજવું મુશ્કેલ છે. જો આ સાચું હોય તો એ એમ દર્શાવે છે કે આપણી* સનના આરંભ કાળે ભારતીય-શક સત્તા દક્ષિણમાં છેક ભરૂચ સુધી વિસ્તરી હતી. એલચીખાતાએ ઈરાનના અખાત-વાળો માર્ગ લીધો અને એનો ઉદ્દેશ રોમન સામ્રાજ્ય સાથે વાણિજ્યિક સંબંધ ચાલુ કરવાનો હતો એ હકીકત એમ બતાવતી જણાય છે કે આ સમયે ભરૂચ અને રાતા સમુદ્ર ઉપરનાં મિસરી બંદરો વચ્ચે સીધો વાણિજ્યિક સંબંધ ન હતો. એમ છતાં સ્ટ્રેબો એમ જણાવે છે કે એના સમયમાં અરબી અને ભારતીય માલસામાન રાતા સમુદ્ર પરના મિઓસ હૉરમોસ(રાસ અબુ સોમર પાસે)થી નાઈલ નદી ઉપરના કોપ્તોસ સુધી ઊંટ દ્વારા લઈ જવાતો હતો (૧૭. ૧. ૪૫ અને ૧૬. ૪. ૨૪) અને તોલેમીઓના સમયમાં "સામુદ્રધુનીઓમાંથી બહાર પડીને" રાતા સમુદ્ર વાટે માંડ ૨૦ વહાણ સફરે નીકળવાનું સાહસ કરતાં હતાં, જ્યારે પોતાના દિવસોમાં મિઓસ હૉરમોસથી ભારત સુધી અને ઇથિઓપિયાના મુખ્ય ભૂમિપ્રદેશ સુધી ૧૨૦ જેટલાં વહાણોનો મોટો કાફલો સફરે નીકળી શકતો, એ રીતે ભારતીય વેપારમાં થયેલા વધારાનું એ વિસ્તારથી વર્ણન કરે છે (૨. ૫. ૧૨ અને ૧૫. ૧. ૧૩). એમ લાગે છે કે આ સ્થાને આપણે પ્લિનીના ભારતીય વેપારના બીજા કાલ સાથે પ્રસંગ પાડવાનો છે, જ્યારે સિગેરસ (સંભવતઃ જંજીરા) એ મિસરના વહાણવટીનું લક્ષ્ય હતું (જુઓ નીચે). આ વિગતો સ્ટ્રેબોએ મિસરમાં પોતે ઇલિયસ ગેલસ સાથે રહ્યો ત્યારે જાણી હતી, પણ એ એના સમકાલીન દિઓદોરસને અજ્ઞાત હતી. દિઓદોરસે ભારત વિશેનો પોતાનો વૃત્તાંત પૂર્ણપણે મેગેસ્થિનીસમાંથી તારવ્યો હતો (દિઓદો. ૨. ૩૬-૪૨) અને એને પૂર્વ વિશે, ઇન્ડિયન આર્કિપેલેગોમાંના એક ટાપુ(બાલી, લાસેન અનુસાર)ના, અનિર્ણીત સમયવાળા જમ્બૂલસ નામના માણસે કહેલી

* અર્થાત્ ઇસ્વી. — સં.

વાર્તાઓ ઉપરાંત કશું જ્ઞાન ન હતું (દ્વિઓદો. ૨. ૫૭–૬૦). પોમ્પોનિઅસ મેલા-(ઈ. સ. ૪૩)ને પણ ભારત વિશે કશી તાજી માહિતી ન હતી.

**પ્લિની** (ઈ. સ. ૨૩–૭૯) જેણે પોતાનો પ્રાકૃતિક ઇતિહાસ ઈ. સ. ૭૭માં પ્રગટ કર્યો તે ભારત વિશે મુખ્યત્વે મેગેસ્થિનીસમાંથી તારવેલો ઠીક ઠીક પૂર્ણ કહી શકાય તેવો વૃત્તાંત આપે છે (ઉપર જુઓ). વળી, એ બે સમકાલીન બાબતો વિશે મૂલ્યવાન માહિતી પણ આપે છે :

(૧) જ્યાં ક્લોદિયસ (ઈ. સ. ૪૧–૫૪)ના શાસનકાળમાં રાતા સમુદ્રના આદિવાસી પ્રદેશના એક ખેડૂત એનીઅ સપ્લોકેમસનો મુક્ત કરેલો ગુલામ ઋતુની અસરને પરિણામે ખેંચાઈ ગયો હતો તે પાછો ફર્યા પછી રાજાએ સમ્રાટ પાસે ચાર રાજદૂત મોકલ્યા, જેની સરદારી રાચીઅસે લીધી હતી (૬. ૨૨) તે લંકા (તાપ્રોબાની)નો વૃત્તાંત.

(૨) ફક્ત એ ગાળામાં જ જાણવામાં આવેલા જળમાર્ગે રહીને એલેક-ઝાન્દ્રિયાથી ભારત સુધીની સફરનો વૃત્તાંત (૬. ૨૩).

નિઆરકસના સમયથી પોતાના સમય સુધીનો વહાણવટાનો ઇતિહાસ પ્લિની ત્રણ કાલમાં ફાળવે છે :

(ક) અરબસ્તાનમાંના સ્યાગ્રસ(રાસ ફરતક)થી પાતાલી (સિંધુમુખનો ત્રિકોણ) સુધી હિપ્પેલસ નામે ઓળખાતા નૈઋર્ત્યના પવનની મદદથી થતી ૧૩૩૨ માઈલની સફરનો સમય;

(ખ) સ્યાગ્રસ(રાસ ફરતક)થી સાઈગેરસ (તોલેમી–મિલિઝેગીરીસ, પેરિપ્લસ–મેલિઝિગરા, પ્રાયઃ જંજીરા, અને કદાચ સ્ત્રેબો જેને સાઈગરતીસ કહે છે તે) સુધીની સફરવાળો સમય;

(ગ) જ્યારે જળ–વ્યવહાર અલેકઝાન્દ્રિયાથી નાઈલના ઉપરવાસમાં કોપ્તોસ સુધી થતો હતો અને ત્યાંથી ઊંટ દ્વારા રણ–પ્રદેશમાં થઈને (ફ્રોઉલ ઉપસાગર-માંના) બેરીનીસ સુધીની ૨૫૭ માઈલની સફરનો આધુનિક કાલ. ત્યાંથી વેપારીઓ ગ્રીષ્મની મધ્યમાં લુબ્ધકના ઉદય પહેલાં નીકળી પડતા અને ૩૦ દિવસમાં ઓકેલીસ (ઘાલ્લા) અથવા કેન (હિસ્ન ઘોરાબ) પહોંચી જતા હતા. ઓકેલીસ બંદર ઉપર ભારતીય વેપારની ઘણી અવરજવર હતી. ઓકેલીસથી મુઝીરીસ (મુચ્યિરી, ક્રાંગાનુર) સુધીની સફર ૪૦ દિવસની છે, જે પાડોશના નીત્રીઆસ(મેંગલોર)ના ચાંચિયાઓના કારણે જોખમકારક છે અને કાંઠાથી રસ્તાઓ સુધીના અંતરને કારણે અગવડકારક છે. બીજું વધારે સારું બંદર તે

એકારે ( કલ્લડ; યુલે ) છે, જે પંડિયોન (પાંડ્ય) રાજ્ય-જેની રાજધાની મોદુરા (મદુરા) છે તેમાં આવેલી નીઆસિન્ડોન (તોલેમી–મેલકિંડા, પેરિપ્લસ–નેલકિંડા) જાતિને હસ્તક છે. અહીં હોડકાંઓમાં કોટ્ટોનારા( કડ્ડનાડુ )થી પીપર લાવવામાં આવે છે. વહાણો ડિસેમ્બર અથવા જાન્યુઆરીમાં રાતા સમુદ્રમાં પાછાં ફરે છે.

એ તો સ્પષ્ટ છે કે પ્લિની જેના ઉપર ખૂબ ભાર મૂકે છે તે વહાણવટાનો આધુનિક સુધારો ચોમાસુ પવનોનો ઉપયોગ કરવામાં નહિ, પણ હિંદી મહાસાગરમાં થઈને સીધા મલબાર-કિનારે ત્રાટકવામાં રહેલો છે. જે વહાણો આ માર્ગનો આશ્રય લેતાં હતાં તે પ્લિનીના સમયમાં તીરંદાજોનું રક્ષક દળ સાથે રાખતાં હતાં, પણ પેરિપ્લસના લેખકના સમયમાં એમ થતું ન હતું એ હકીકત ઈ. સ. ના પહેલા સૈકામાં મલબાર સુધીનો સીધો જળમાર્ગ નવો અને અપરિચિત હતો એવા બીજા સૂચનરૂપે છે. ચોમાસુ પવનોને 'હિપ્પેલસ' નામ આપવામાં આવેલું એ વિશે નીચે પેરિપ્લસ અંગે વર્ણન કરીશું ત્યારે ચર્ચાશે.

જે **દિઓનિસિઓસ પેરિગીતીસે** હેડ્રીઅન( ઈ. સ. ૧૧૭–૧૩૮; ક્રાઈસ્ટનો ગ્રીચ, Literatur Gesch પૃ. ૫૦૭ )ના આધિપત્ય હેઠળ લખ્યું હોવાનું તાજેતરમાં પુરવાર થયું છે તે ભારતનું બહુ ઉપરછલ્લું વર્ણન આપે છે, પણ એણે સિંધુ નદીને કાંઠે ગેડ્રોસોઈ( ૧. ૧૦૮૭–૮૮)ની પૂર્વે વસતા દાક્ષિણાત્ય શકોની કિંમતી નોંધ કરેલી છે.

એલેકઝાન્દ્રિયાનો **કલોદિઓસ તોલેમેઓસ** સુઇદસના કહેવા પ્રમાણે મારકસ ઑરેલિયસ ઍન્ટોનિયસ( ઈ. સ. ૧૬૧–૧૮૦ )ના આધિપત્ય હેઠળ વસતો હતો. એ સમયે જે જગત પરિચિત હતું તેના ભૌગોલિક વર્ણનના ભાગરૂપે એણે ભારત વિશેનો વૃત્તાંત એકઠો કર્યો હતો અને પોતાની મોટા ભાગની સામગ્રી તાયરનો મેરિનોસ જેની રચના ખોવાઈ ગઈ છે, પણ જેણે ઈ. સ. ૧૩૦ની આસપાસ લખ્યું હોવું જોઈએ, તેનામાંથી તારવી હતી. તોલેમીને (અથવા એની પહેલાં મેરિનોસને) ભારત વિશે ઘણું વિશાળ જ્ઞાન હતું, જે અમુક અંશે વહાણવટીઓ અને વેપારીઓ સાથેના સંબંધોમાંથી અને અમુક અંશે પુરાણોમાં છે તેને મળતી. પણ પ્રાકૃતમાંથી લીધેલી ભારતીય નામાવલિમાંથી એણે તારવ્યું હતું. એણે મેગેસ્થિનીસનો અને અલેકઝાન્દરના સાથીઓનો ભાગ્યેજ કશો ઉપયોગ કરેલો છે, પણ એણે તૈયાર કરેલો ભારતનો નકશો એરેતોસ્થનીસનો, પશ્ચિમ પૂર્વ સુધીની ભારતની પહોળાઈ ઉત્તરથી દક્ષિણ સુધીની એની લંબાઈ કરતાં ઘણી વધારે છે એ ભ્રામક ખ્યાલ પકડી લેવાથી દૂષિત થયેલો છે. પોતાના

સાતમા ગ્રંથના પહેલા પ્રકરણથી ભારતનું વર્ણન આપવાનું તોલેમી શરૂ કરે છે, જે ગંગાના પ્રદેશમાં સમાતા ભારતને નિરૂપે છે. પહેલાં એ નદીઓનાં, દેશોનાં, નગરોનાં અને ભૂશિરોનાં નામો આપે છે અને સિંધુના પાશ્ચ્યાત્યતમ મુખથી તે ગંગાના પૌરસ્ત્યતમ મુખ સુધીનો ભારતનો આખો સમુદ્રકાંઠો એ વર્ણવે છે. પછી એ પર્વતોને અને નદીઓને તેઓની શાખાઓ સહિત વિગતે વર્ણવીને ભારતના વિવિધ દેશો તેમજ એ પ્રત્યેકનાં નગરોના વર્ણનમાં ઊતરે છે. વાયવ્યથી શરૂ કરીને એ ક્રમે દક્ષિણ તરફ વળે છે અને અંતે એ સમુદ્રકાંઠાથી દૂર આવેલા ટાપુઓની નામાવલિ આપે છે. પશ્ચિમ ભારતના એણે આપેલા વૃત્તાંતનો ખ્યાલ કરતાં, કિનારાનાં અને અંદરનાં નગરોનાં મથાળાં હેઠળ અલગ અલગ વર્ણવેલાં પ્રત્યેક દેશનાં નગરોને ભેગાં લેવાથી સુગમતા થશે.

કોઆ( કાબુલ ) નદી સાથેના સંયોગથી માંડીને સિંધુ નદીના નીચલા પ્રવાહની બંને બાજુએ આવેલા સમસ્ત પ્રદેશને તે "ઇન્ડો-સિથિયા" એવું નામ આપે છે અને એના ત્રણ વિભાગોને પાતલીની ( નીચલું સિંધ ), એબિરિયા ( વાંચવાનું સેબિરિયા, અર્થાત્ સૌવીર અથવા ઉપલું સિંધ અને મુલતાન ) અને સુરાસ્ત્રીની ( સુરાષ્ટ્ર અથવા કાઠિયાવાડ ) તરીકે જણાવે છે. આપણે જોયું કે દાયોનિસિયોસ સિંધુ નદીના દાક્ષિણાત્ય સિથિયનો(શકો)ને ઓળખતો હતો અને આપણે એમને પેરિપ્લસમાં ફરી મળીશું ( પ્રકરણ ૩૮ અને આગળ ).

એ સિંધુનાં સાત મુખ વર્ણવે છે, પણ એ નદી સતત પોતાનો પ્રવાહ બદલતી રહેતી હોવાથી એણે આપેલાં બધાં નામ ( સગપા, સિન્થોન, ખરીફ્રોન, સપરા, સબલીસ્સા અને લોનીબરે ) હાલની શાખાઓ સાથે મેળવી બતાવવાની આશા રાખવી વ્યર્થ છે. માત્ર એટલું બતાવવું શક્ય છે કે 'સિન્થોન'માં નદીનું ભારતીય નામ (સિંધુ) જળવાઈ રહ્યું છે અને એનું પૌરસ્ત્યતમ મુખ (લોનીબરે) પ્રાયઃ હાલની કોરી અથવા લૌણી અને મારવાડની લૂણી નદી એ બંનેનું પ્રતિનિધિત્વ કરે છે. તોલેમીને કચ્છના અસ્તિત્વનો ખ્યાલ જ ન હતો. જોકે રણને એ 'કંઠીના અખાત' તરીકે ઓળખતો હતો એનો કેટલોક ખુલાસો આ હકીકત પૂરી પાડે છે. આ કારણે એ સુરાસ્ત્રીની( સુરાષ્ટ્ર અથવા કાઠિયાવાડ )ને રણના દક્ષિણ ભાગમાં ગોઠવવાને બદલે ખોટી રીતે સિંધુના મુખત્રિકોણ પ્રદેશમાં ગોઠવે છે. તોલેમી ઇન્ડો-સિથયા(કોહાટ, બંનુ અને ડેરા ઇસ્માઈલખાન)ના વાયવ્ય ભાગમાં પાંચ નગરોના જૂથનું વર્ણન કરે છે, જેમાંથી કનિંગહમે ( એન્શિયન્ટ જ્યોગ્રાફી, પૃષ્ઠ ૮૪ અને આગળ ) બજગરને બંનુ સાથે અને અન્દ્રપાનને દરબન સાથે સરખાવ્યાં છે, જ્યારે અરતોઅર્ત, સબના, અને કોદ્રનાનાં સ્થાન અજ્ઞાત

રહ્યાં છે. આ પછી તોલેમી સિંધુના પશ્ચિમ કાંઠાથી સમુદ્ર સુધીનાં ૧૨ ગામોની યાદી આપે છે. આ પૈકી કનિંગહમે ( એન્શિયન્ટ જ્યોગ્રાફી, પૃ. ૫૨ ) એમ્બો-લીમાને અટકની ઉપર ૬૦ માઈલે આવેલા અમ્બ સાથે સરખાવ્યું છે, અને પસિપીડાને સેન્ટ–માર્ટિને આરબ ભૂગોળવિદોના બેસમૈદ તરીકે ઓળખી બતાવ્યું છે ને ચિનાબ અને સિંધુનો સંગમ થાય છે ત્યાં મિઠાનકોટ પાસે મૂકી આપ્યું છે. યાદીમાં પસિપીડા પછી તરત જે નામ આવે છે તે સોસીકાના છે, જે મોસીકનોસનું અપભ્રંશ રૂપ હોય એમ સામાન્ય રીતે મનાયું છે અને છેલ્લામાં છેલ્લા અધિકારી વિદ્વાને ( જનરલ હેગ, ધી ઇન્ડસ ડેલ્ટા કન્ટ્રી, પૃ. ૧૩૦ ) એને ભાવલપુરમાં મૂકી આપ્યું છે, જોકે કનિંગહમ ( એન્શિયન્ટ જ્યોગ્રાફી, પૃ. ૨૫૭) એને એલોર આગળ મૂકે છે, જે તોલેમીએ જણાવેલા અંતર સાથે કંઈક વધારે મેળમાં છે. યાદીમાંનું સહુથી દક્ષિણનું નગર કોલક તે મૅકક્રિન્ડલ ધારે છે તેમ એરિયનનું કોકલ (કરાંચી) હોય એમ બરાબર બેસતું નથી, કેમકે તોલેમી એને સિંધુના પશ્ચિમ મુખની ઉત્તરે ૧ અંશ આગળ ગોઠવે છે.

આ પછી મુખત્રિકોણ પ્રદેશનાં જે બે મોટાં નગરોનો તોલેમી ઉલ્લેખ કરે છે તે પૈકી પાતાલને જનરલ હેગ હૈદ્રાબાદથી અગ્નિએ ૩૫ માઈલ પર (ઉપર્યુક્ત, પૃ. ૧૯) અને બરબરીને શાહબંદર પાસે ગોઠવે છે (એજન, પૃ. ૩૧ ). બરબરીનો ફરી વાર ઉલ્લેખ પેરિપ્લસમાં થાય છે (પ્રકરણ ૩૮), જ્યાં એનું નામ બરબરીકોન છે. સિંધુ નદીનો સાગર સાથે સંગમ થાય છે ત્યાંથી સિંધુને ડાબે કાંઠે આવેલાં નવ નગરોનાં નામ તોલેમી આપે છે, પણ એ પૈકી બહુ ઓછાંને સંતોષકારક રીતે ઓળખી બતાવાય એમ છે. ફ્લ્યુએલેનના સિદ્ધાંતોને આધારે પનાસા એ ઓસનપુર જ હોઈ શકે (સેન્ટ માર્ટિન). બોદૈયા એ આરબોનું બુધિયા જ હોવું જોઈએ, જોકે એ નદીની અવળી બાજુએ છે ( જુઓ હેગ, એજન, પૃ. ૫૭ અને આગળ). નાગ્રમ્મને યુલે અનુસાર નૌશાહરો આગળ મૂકી શકાય. કમીગર એ જો સોસીકાના-વાળી જગ્યા હોય તો એ આરોર ન હોઈ શકે (મૅકક્રિન્ડલ). બીનગર એ મીનનગરનો વિકૃત પાઠ હોવાનું સાધારણ રીતે મનાયું છે ( સરખાવો પેરિપ્લસ, પ્રકરણ ૩૮ ). હેગ(ઉપર્યુક્ત, પૃ. ૩૨, ટીપ ૪૭) તુહફ્તુલ કિરામ પરગણા શાહદાદપુર(હૈદ્રાબાદની ઈશાને)માં એક મીનનગર જણાવે છે એ રીતે ઉલ્લેખ કરે છે. પરબલી, સિદ્રોસ અને એપીતૌસા હજી સુધી ઓળખી બતાવાયાં નથી, પરંતુ તેઓનું પગેરું કાં તો હૈદ્રાબાદમાં અથવા થર પારકરમાં શોધવું જોઈએ. યુલે અનુસાર કસોઅનાને લૂણીના વળાંકમાં આવેલ સિવાના તરીકે પારખી શકાય. એ બીજું એમ સૂચવે છે કે તોલેમીએ લૂણીને સિંધુના પૂર્વના મુખ તરીકે ગૂંચવી મારી હતી.

સુરાસ્ત્રીની(કાઠિયાવાડ)ને કાંઠે તોલેમી પહેલો જે ઉલ્લેખ કરે છે તે બરકી-ના દ્વીપ(દ્વારકા બેટ)નો છે; એ પછી બરડાના ડુંગરા આગળ બરડાકસીમા શહેર આવે છે તે પોરબંદર જ હોવું જોઈએ (યુલે). એ પછી સુરાસ્ત્ર ગામ આવે છે, જે કદાચ વેરાવળ સાથે મળતું હોય; જોકે એને ઘણે ઉત્તરે મૂકવામાં આવ્યું છે. સુરાસ્ત્ર એ સાભિપ્રાય રીતે જૂનાગઢ ન હોઈ શકે (લાસેન), કેમકે એ સમુદ્ર-કાંઠે નથી અને તોલેમીના સમયમાં એ ગામડું નહિ, પણ નગર હતું; જોકે તોલેમી એનો ક્યાંયે નિર્દેશ કરતો નથી એ ખરેખર વિચિત્ર છે. આગળ જતાં દક્ષિણે તોલેમી મોનોગ્લોસ્સોન( માંગરોળ )ના બજારનો નિર્દેશ કરે છે. ઇન્ડો-સિથિયાના સમુદ્ર–કિનારાની પૂર્વ સીમા તે મોફીસ (મહી) નદીનું મુખ હોય તેમ લાગે છે. ઇન્ડો-સિથિયા વિશેનો તોલેમીનો વૃત્તાંત સિંધુ ( એટલે કે લૂણી ) નદીની પૂર્વે અને ત્યાંથી થોડેક અંતરે એણે મૂકેલાં સ્થાનોની યાદીના નિર્દેશ આગળ પૂરો થાય છે.

એ સ્થાનો છે: ક્ષોદ્રકી, જે પારખી શકાયું નથી, પણ જેને મેવાડમાં ક્યાંક મૂકવું જોઈએ, સંભવતઃ ઉદેપુરથી ઈશાન ખૂણે ૭૨ માઈલ પર આવેલા પ્રાચીન પૂર નગર આગળ અથવા તો સંભવતઃ ઉદેપુરથી ૨ માઈલ પર આવેલા પ્રાચીન આહાડ શહેર આગળ મૂકવું જોઈએ ( ટોડકૃત રાજસ્થાન, ૧,૬૭૭–૭૮ ).

સરબન જે તોલેમીના નકશામાં મહીના ઉપરવાસમાં અપોકોપા પર્વતો-(અરવલ્લી)માં દર્શાવેલું છે તેને રતલામથી વાયવ્ય ખૂણે ૧૦ માઈલ પર આવેલ સરવન તરીકે ઓળખવું ઘટે છે. નિમચની પાસે સરવનિયો કરીને એક બીજું સ્થાન પણ છે, જેને કદાચ તોલેમીએ સરવન સાથે ગૂંચવ્યું હોય.

ઓકસોમીસ જેને સેન્ટ–માર્ટિન સૂમી તરીકે ઓળખાવે છે અને યુલે અજમેર તરીકે ઓળખાવે છે, પણ બંનેમાંથી એકે સરવન સાથે દિશા અને અંતર બેઉ દૃષ્ટિએ બંધબેસતાં નથી. ઉપર સૂચવ્યું તેમ જો તોલેમીએ સરવન અને સરવનિયો વચ્ચે ગોટાળો કર્યો હોય તો કદાચ ઓકસોમીસ ઉદેપુર પાસેનું આહાડ હોય. અન્યથા ઓકસોમીસ ઈડર પણ હોઈ શકે. આ પ્રશ્નનો ઉકેલ આહાડ અને ઈડરના સમયના વધુ નિશ્ચિત જ્ઞાનની મદદથી લાવી શકાય. ઓરબદરોને કામચલાઉ ધોરણે યુલે અનુસાર આબુ ઉપર મૂકી શકાય.

અસિન્દને સિદ્ધપુર નજીક શોધવું જોઈએ, જોકે સેન્ટ–માર્ટિન અનુસાર એને એ સ્થાન તરીકે ઓળખાવી શકાય એમ નથી. વડનગર ( અગાઉનું આનંદ-પુર અને અતિ પ્રાચીન નગર ) એ કદાચ એનું આધુનિક પ્રતિરૂપ હોય.

થિઓફિલા કદાચ દેવલિયા (યુલે) અથવા ઈશાન સૌરાષ્ટ્રમાં આવેલું થાન (બર્જેસ) હોય.

અસ્તકપ્ર એ સપ્રમાણ રીતે ભાવનગર પાસેનું હસ્તકવપ્ર—હાથબ (બ્યૂલર) છે.

ઇન્ડો–સિથિઆ છોડયા પછી પશ્ચિમ કિનારે નીચે ઊતરતાં તોલેમી લારિકીનું વર્ણન આપે છે. એ કિનારાની ઉત્તર સીમાએ મોફીસ નદીનું મુખ હતું. પુરાણો અને અભિલેખોમાં એનું નામ "લાટ" છે. તોલેમી એને કાંઠે આવેલા પકિદરી ગામનો ઉલ્લેખ કરે છે, જે કદાચ "કાપિદરી"નો અશુદ્ધ પાઠ હોય અને એ મહીની તરત જ દક્ષિણે આવેલા તીર્થધામ કાવી ( અભિલેખોમાંનું કાપિકા ) હોય. એ પછી આવે છે મલેઓની ભૂશિર, જેનો તોલેમીએ પોતાના ગ્રંથમાં તેમજ નકશામાં લારિકીમાં સમાવેશ કર્યો છે, જોકે ખંભાતના અખાતની પૂર્વ બાજુએ કોઈ એવી તરી આવતી અનુકૂળ પરિસ્થિતિવાળી ઉચ્ચભૂમિ નથી. એને એ ભરૂચની પશ્ચિમે ૨$\frac{1}{3}$° પર ગોઠવે છે, એ જોતાં સંભવતઃ એ અખાતની બીજી બાજુએ સૌરાષ્ટ્રમાં આવેલું ગોપનાથ પૉઈન્ટ ( પેરિપ્લસમાંનું પાપિકી ) હોય. એણે આપેલું નામ મલઈ કાંઠાના નામે ઓળખાતા પાસેના છીછરા પાણી-વાળા વિસ્તારમાં ટકી રહ્યું છે. તોલેમી નમદોસ (નર્મદા) નદીના મુખને મલેઓ ભૂશિરની ઉત્તરે મૂકે છે તેની સાથે આ મેળમાં છે. નદીની દક્ષિણે કમની છે, જેને કમણિજ્જ અથવા અભિલેખોમાંના કર્મણેય સાથે એટલે કે સુરતની ઉપર તાપીને કાંઠે આવેલ કામરેજ સાથે સરખાવી શકાય. એને પેરિપ્લસ( પ્રકરણ ૪૩ )માંના કમ્મોની તરીકે વારવામાં આવ્યું છે, જે બેરીગાઝાના અખાતની જમણી (પૂર્વ) બાજુએ હિરોન નામે ઓળખાતી ટેકરીની સામી બાજુ આવેલું ગામ હતું. પણ કદાચ એ બંનેને અલગ પાડીને કમ્મોનીનું સામ્ય ઓલપાડની ઉત્તરે આવેલા કીમ સાથે શોધવું એ ઉત્તમ છે. એ પછી જે નગર ઉલ્લેખાયું છે તે નૌસારિપા છે, જેને ઘણું કરીને નૌસારિકા વાંચવું જોઈએ, કેમકે એ અભિલેખોમાંનું નવસારિકા અને હાલનું નવસારી છે. લારિકેનું છેક દખ્ખણનું નગર તે પોલીપોલા છે, જે ફૂલપાડા કે જૂના સુરત તરીકે ઓળખાવાયું છે, પણ એ દક્ષિણમાં ઘણું આવે છે. બિલિમોરા એ કદાચ એનું સંભવિત સ્થાન છે, જો-કે નામ એકબીજાને મળતાં આવતાં નથી ( સિવાય કે પૌલી તે દ્રવિડ ભાષાનું પુલી કે પોલી=વાઘ છે, જેને ઠેકાણે પાછળથી બીલી=બિલાડી ગોઠવાયું હોય ). લારિકીના અંદરના પ્રદેશોનાં નગરોની યાદીની શરૂઆત તોલેમી અગ્રીનગરથી કરે છે, જેનો યુલે અનુસાર ઉજ્જૈનથી અગ્નિ ખૂણે ૩૫ માઈલ દૂર આવેલા આગર સાથે મેળ પાડી શકાય. અભિલેખોમાંનું આકર તે જ આગર. એ પછીનું

નગર સિરિપલ્લ છે, જે ઓળખાવી શકાયું નથી, પણ શાહજહાંપુરથી દૂર નહિ તેવા અંતરે, આગરથી અગ્નિ ખૂણે ત્રીસેક માઈલે એને શોધવું જોઈએ. એનું આધુનિક નામ સંભવતઃ શિરોલ હોય. બમ્મોગેરાને પવનગઢ (યુલે) સાથે નહિ, પણ હ્યુએનત્સિઅંગની "બ્રાહ્મણોની નગરી" (બીલ, સી-યુ-કી, ૨.૨૬૨) સાથે એને સરખાવી શકાય, જે એના સમયમાં માળવાની રાજધાનીથી વાયવ્ય ખૂણે ૨૦૦ લી (આશરે ૩૩ માઈલ) દૂર હતું. અંતર અને દિશા આપણને જાવરા નજીક લાવી દે છે. સેઝેન્ટીઓન અને ઝેરોગેરી સંતોષકારક રીતે ઓળખી શકાયાં નથી, પરંતુ કામચલાઉ રીતે તેઓને અનુક્રમે રતલામ અને બદનાવાર આગળ મૂકી શકાય અથવા યુલેએ સૂચવ્યું હતું તેમ ઝેરોગેરી કદાચ ધાર હોઈ શકે. ત્યાસ્ટનીસની રાજધાની ઓઝીની એ ઉજ્જૈન છે, જે આશરે ઈ.સ. ૧૩૦ માં રાજ્ય કરનારા ક્ષત્રપ ચાષ્ટનની રાજધાની હતી. એના રાજ્યમાં પશ્ચિમ માળવા, પશ્ચિમ ખાનદેશ અને મહીની દક્ષિણે આવેલા સમસ્ત ગુજરાતનો સમાવેશ થતો હતો. એનો પૌત્ર રુદ્રદામા (ઈ. સ. ૧૫૦) એના ગિરનારના અભિલેખમાં (ઇએ. ૭. ૨૫૯) આપણને જણાવે છે કે એના પોતાના રાજ્યમાં મારવાડ, સિંધ અને પંજાબના નીચલા ભાગનો પણ સમાવેશ થતો હતો. તોલેમી ઉજ્જૈન પછી મીનનગરનો ઉલ્લેખ કરે છે, જે માનપુરની આસપાસ ક્યાંક હોવું જોઈએ. એ પછી આપણે ગોદાવરી-ખીણથી ખાનદેશને છૂટી પાડતી પર્વત-ધાર ઉપર આવેલા ટીઆટોરા અથવા ચાંદોર (યુલે) આગળ આવીએ છીએ; અને છેવટે એ નદી પર આવેલા નાસિક, હાલના નાસિક, આગળ આવીએ છીએ. નાસિક એ ક્યારે પણ ચાષ્ટનના આધિપત્ય હેઠળના પ્રદેશનો ભાગ હતું કે નહિ એ ખૂબ શંકાસ્પદ છે, કેમકે નાસિકની ગુફાઓમાંના અભિલેખોને આધારે આપણે જાણીએ છીએ કે તોલેમીના સમકાલીન પુલુમાયિના પિતા ગૌતમીપુત્ર શાતકર્ણિએ દેશના એ ભાગમાંથી ક્ષત્રપોને હાંકી કાઢ્યા હતા. પોતાની યાદીઓમાંની એકમાં તોલેમીએ ઉજ્જૈનથી દક્ષિણ તરફ જતા માર્ગ પર નાસિક આવેલું હોવાની નોંધ સંભવતઃ જોઈ હોય ને એ પરથી એણે એવો નિર્ણય તારવ્યો હોય કે બંને એક જ રાજ્યમાં આવેલાં હતાં.

સાદીનોઈના અરીઅકીમાં, દક્ષિણમાં છેક બાલકીપટણા (મહાડ પાસે) સુધીની કોંકણ-પટ્ટીનો તથા ગોદાવરી અને કૃષ્ણા વચ્ચેના દખ્ખણનો સમાવેશ થતો હતો. એ નામ વરાહમિહિરની બૃહત્સંહિતાના અધ્યાય ૧૪માં 'આર્યક' રૂપે આવે છે. જાતિદર્શક નામ સાદીનોઈનો ખુલાસો કરવો ઓછો સહેલો છે. અભિકર્તાના અર્થમાં સાધન શબ્દ સાથેનો એનો સૂચિત સંબંધ (લાસેન) અને

ગુજરાતના ક્ષત્રપો સાથે એને લાગુ પાડવાનું નિર્વાહ્ય નથી. સાધન શબ્દના આ અર્થઘટન માટેનું એક માત્ર પ્રમાણ તે વિલ્સનનો સંસ્કૃત કોશ છે અને આ સમય સુધી આવતાં એટલું નિશ્ચિત છે કે અરીઅકી ગુજરાતના ક્ષત્રપોનું નહિ, પણ ગોદાવરી કાંઠે આવેલા પૈઠનના શાતકર્ણિઓનું હતું. વરાહમિહિરના શાંતિકો સાથે સાદીનોઈનો ભાંડારકરે યોજેલો સંબંધ પણ કંઈક અસંતોષકારક લાગે છે. તોલેમીએ આપેલું નામ સંભવતઃ 'શાતકર્ણિ' અથવા "સાતવાહન"નું અપભ્રષ્ટ રૂપ હોઈ શકે. આ પ્રદેશના કાંઠાનાં નગર તે છે—સોપારા (વસઈ પાસેનું સુપારા), જેની દક્ષિણે તોલેમી ગોઅરિયા (વૈતરણી) નદી દર્શાવે છે; દૌંગા (કદાચ ભીવંડીની ઉત્તરે ૧૦ માઈલ પર આવેલું દુગાડ), જેની દક્ષિણે બેન્ડા નદી (ભીવંડીની ખાડી) છે; સીમીલ્લા, બજર અને ભૂશિર, પ્લિનીનાં ઓટોમુલ્લ અને પેરિમુલ્લ અને આધુનિક ચેઉલ (ચેમુલ); મિલિઝીગીરીસ, ટાપુ અર્થાત્ પેરિપ્લસમાંનું મેલિઝીગારા અને (પ્રાયઃ) પ્લિનીનું સિગેરસ અને હાલનું જંજીરા; હિપ્પોકોર, કોલાબા જિલ્લાનું ઘોડેગાંવ અથવા તો કુડા (યુલે); બાઈપટણા, જે પ્રાયઃ પેરિપ્લસમાંનું પલઈપટમઈ અને મહાડ નજીકનું પાળ છે તે.

સાદીનોઈના અંદરના પ્રદેશ કાંઠાની પટ્ટી કરતાં વધારે વિસ્તૃત હતા. તોલેમા શહેરોની બે યાદીઓ આપે છે: એક બેન્ડા જેનો દખ્ખણમાંનો પ્રવાહ ભીમા નદી તરીકે ઓળખાય છે તેની પશ્ચિમે (એટલે કે ઉત્તરે) આવેલાંની અને બીજી તે બેન્ડા અને સ્યૂડોસ્ટોમોસ (અહીં માલપ્રભા અને કૃષ્ણા અથવા સંભવતઃ શાખાઓ સહિતની તુંગભદ્રા) વચ્ચે આવેલાંની. પહેલી યાદીમાંનાં પૂર્વતમ નગરો, મલિપ્પલ અને સરીસબીસ, સંતોષકારક રીતે ઓળખાવી શકાયાં નથી, પણ તેઓને હૈદ્રાબાદના અગ્નિ ખૂણે નિઝામના પ્રદેશમાં શોધવાં જોઈએ. પછી આવે છે પેરિપ્લસ( પ્રકરણ ૫૧ )માં પૈઠણની પૂર્વે ૧૦ દિવસના માર્ગે આવેલું હોવાનું ઉલ્લિખિત અને તેથી લગભગ કુલબર્ગના અક્ષાંશ પર રહેલું નગર. કુલબર્ગની સાથે યુલેએ એને સરખાવ્યું છે. અંતર અને દિશા બંને દેવગીર (વિલ્ફર્ડ અને બીજા), જુન્નર (ભગવાનલાલ), અથવા કોલ્હાપુર (ફલીટ) સાથે એનું સામ્ય સ્થાપવાનું અશક્ય બનાવે છે. એ દારુર અથવા ધારુર છે (ભાંડારકર) એ અનુમાન અત્યાર સુધીમાં થયેલું ઉત્તમ અનુમાન છે, પરંતુ બીર જિલ્લામાં આવેલું દારુર એ ઉત્તરે ખૂબ દૂર આવેલું છે એટલે હૈદ્રાબાદની પશ્ચિમે ૫૦ માઈલના અંતરે આવેલા ધારુરને જ સહુથી વધુ સંભવિત સ્થાન તરીકે સ્વીકારવું જોઈએ. તોલેમી તગર પછી બૈથનનો ઉલ્લેખ કરે છે, જે પેરિપ્લસમાંનું પૈથન અને ગોદાવરી કાંઠે આવેલું હાલનું પૈઠણ છે. આપણો ગ્રંથલેખક એને સિરોતોલેમાઈઓસ,

જે નાસિક ગુફાલેખોમાંનો શ્રી પુલુમાયિ છે તેની રાજધાની ગણાવે છે. બૈથન પછી દેવપાલી આવે છે, જેને અહમદનગરના પરામાંના આજના દેવલી સાથે ખુશીથી સરખાવી શકાય. ગેમેલીબા, જે પછીનું સ્થાન છે તેને અહમદનગર અને જુન્નરની વચ્ચેના માર્ગ ઉપર ક્યાંક મૂકવું જોઈએ. જુન્નર, જે પ્રાચીન નગર છે તેને તોલેમીના ઓમીનોગર સાથે સરખાવવાનું છે, જોકે આ નામ સમજાવવું સહેલું નથી.

અરીઅકીમાંની નગરોની બીજી યાદી નગરોરીસ( નગરપુરી )થી શરૂ થાય છે, જે પ્રાયઃ પૂના છે, જે ત્યારે પણ મહત્ત્વનું સ્થળ હોવું જોઈએ, કેમકે ઠેઠ ભોરઘાટ સુધીના ધોરી માર્ગના શિરોબિંદુ ઉપર એ આવેલું છે. તબસો (સરખાવો વરાહમિહિરનું તાપસ-આશ્રમ અને તોલેમીનું પોતાનું તબસોઈ) એ કદાચ પંઢરપુરનું પવિત્ર શહેર હોઈ શકે. ઇન્ડીનું પ્રાચીન નામ ( બિજાપુર જિલ્લામાં ઉત્તરે આવેલું ઈંડી ) જળવાઈ રહ્યું છે. એ પછી આવે છે. તિરિપંગલીડા ( કુરુંદવાડ રાજ્યનું તિકોટા ?) અને એ પછી બેલીઓકુરોસની રાજધાની હિપ્પોકૌરા. કોલ્હાપુર પ્રદેશમાંથી જેના સિક્કા મળી આવ્યા છે તે વિલિવાયકૂર સાથે આ રાજાનું સામ્ય ડૉ. ભાંડારકરે બતાવ્યું છે. એની રાજધાની કદાચ બિજાપુર જિલ્લાના સિંદગી તાલુકામાંનું હિપ્પરગી હોઈ શકે. તોલેમીની યાદીમાંનું એ પછીનું નગર સોઉબુટ્ટાઉ ઓળખી શકાયું નથી, પણ એની પછી સિરિમાલગ નામ આવે છે તે બિજાપુર જિલ્લાના એ જ નામના તાલુકામાંનું સિરનાલ હોવું જોઈએ.

કલ્લીગેરિસને કણ્હગિરિ સાથે (મૅકક્રિન્ડલ) નહિ, પણ કૃષ્ણાના માર્ગછેદ પર આવેલા ગલગલી સાથે સરખાવી શકાય, અને મોડોગૌલા એ મુદગલ (મૅકક્રિન્ડલ) નહિ, પણ ઘાટપ્રભાને કાંઠે આવેલું મુદોલ છે. પેટીરગલને ઘણું કરીને પેનેગલ વાંચવુ જોઈએ અને તો પછી એ જૂના ગામ પનનગલ અથવા ધારવાડ જિલ્લાના હેંગલનું પ્રતિનિધિત્વ કરી શકે. યાદીમાંનું છેલ્લું નામ બનાઉએસી છે, તે કન્નડમાં સિરસીથી આશરે ૧૦ માઈલ પર આવેલું વનવાસી છે, જે ઘણું પ્રાચીન નગર છે. જ્યાં શાતકર્ણિઓની એક જુદી શાખા રાજ્ય કરતી હતી.

તોલેમીએ વર્ણવેલો પશ્ચિમ હિંદનો આ પછીનો વિભાગ તે ચાંચિયા-કાંઠો છે. તોલેમી પાંચ દરિયાઈ બંદર પણ અંદરના પ્રદેશનાં ફક્ત બે જ શહેર જણાવે છે. એ તો સ્પષ્ટ છે કે ભૂમિ-પ્રદેશની બાજુએ ચાંચિયાઓને શાતકર્ણિઓનાં મુલકોએ ઘેરી લીધા હતા અને એમના કબજામાં ઘાટથી ઉપર બહુ

ઓછો પ્રદેશ હતો; જોકે એમની રાજધાની મૌસોપલ્લી એ પ્રદેશમાં આવેલી હતી. સમુદ્રકાંઠે આવેલાં સ્થાન ઉત્તરેથી દક્ષિણ આ પ્રમાણે હતાં : મંડગર, જે પેરિપ્લસ-(પ્રકરણ ૫૩)માંનું મંડગર છે અને જેને બેંકોટની ખાડીની દક્ષિણે આવેલા મંડનદ સાથે સંતોષપ્રદ રીતે સરખાવાયું છે.

બિઝન્તીઓન, જે ડૉ. ભાંડારકરે સૌ પ્રથમ દર્શાવ્યું છે તે પ્રમાણે અભિલેખોમાંનું વૈજયંતી છે: એને કાં તો ચિપ્લુન આગળ અથવા વાસિષ્ઠી નદીના મુખ ઉપર આવેલ ડાભોલ આગળ મૂકી શકાય. કોંકણના આ ભાગમાં ચિપ્લુન એ સારી એવી પ્રાચીનતાવાળું એકમાત્ર નગર છે અને જો એ વૈજયંતી ન હોય તો તોલેમી એને સાવ ચૂકી ગયો છે. નામોનું ઉચ્ચારસામ્ય બિઝેન્તીઓનના જયગઢ (ભાંડારકર) સાથે અથવા વિજયદુર્ગ (વિન્સેન્ટ) સાથે મળતાપણું સૂચવે છે. એ બંને સ્થાન મુકાબલે આધુનિક છે. કોંકણમાં સંગમેશ્વર અને સાવંતવાડી સીમાની વચ્ચે ખરેખર કોઈ અતિ પ્રાચીન નગરો છે જ નહિ.

ખેરસોનીસોસ સામાન્યતઃ ગોવાના દ્વીપકલ્પ તરીકે સ્વીકારાયું છે.

અર્મગર નનગૌના નદીની જરાક ઉત્તરે મુકાયું છે અને પોર્ચુગીઝ પ્રદેશમાં આવેલી રામસની ભૂશિર સાથે એનું સામ્ય સ્થાપી શકાય.

આ સ્થળે નનગૌના નદીને સામાન્ય રીતે કાલી નદી ધારવામાં આવે છે, જોકે એના ઉપરવાસમાં એ તાપી નદી હોય એમ લાગે છે, અને નાનાઘાટ સાથે થયેલા ગૂંચવાડાને કારણે તોલેમી એનો સંબંધ ગોવારીસ અને બેન્ડા નદીઓ (કૅમ્પબેલ) સાથે યોજવાને પ્રેરાયો છે.

ચાંચિયા–કાંઠે દૂરતમ દક્ષિણે આવેલું હાટ નિત્રા તે પ્લિનીનું નિત્રિઅસ છે અને યુલેએ સંતોષકારક રીતે એને નેત્રવતીને કાંઠે આવેલ મેંગલોર સાથે સરખાવેલું છે.

ચાંચિયાઓનાં પ્રદેશાન્તર્ગત શહેર ઓલોખોઈરા અને રાજધાનીનું નગર મૌસોપલ્લી છે, જે બંનેને કૃષ્ણા નદીના મૂળ આગળના ડુંગરાળ પ્રદેશમાં શોધવાનાં છે અને કામચલાઉ ધોરણે અનુક્રમે કરાડ અને કરવીર (કોલ્હાપુર)નાં પ્રાચીન નગરો સાથે જેઓનો મેળ મેળવી શકાય. આ કાંઠા અંગેનો તોલેમીનો વૃત્તાંત પૂરો કરવાને હેપ્તનીસિયા (સળગી ગયેલા ટાપુઓ?) ત્રિકદીબ અને પેપેરીની ટાપુઓનો ઉલ્લેખ કરવો જ જરૂરી છે. આપણને અહીં બાકીના ભારત વિશેના એના વૃત્તાંત સાથે નિસ્બત નથી.

**બરદેસ** સમ્રાટ એન્તોનિયસ પાયસ (ઈ. સ. ૧૫૪–૧૮૧) પાસે ભારતથી મોકલવામાં આવેલા કેટલાક રાજદૂતોને બેબીલોન ખાતે મળ્યો હતો અને એ

પૈકીના સંન્દમીસ અને સન્દનીસ પાસેથી એને બ્રાહ્મણોના રિવાજો વિશેનો તેમજ અર્ધનારી-સ્વરૂપની શિવની પ્રતિમા ધરાવતા શૈલ-મંદિરનો વૃત્તાંત મળ્યો હતો. લાસન (૩. ૬૨ અને ૩૪૮) સન્દનીસને સાદીનોઈ સાથે સાંકળે છે અને મંદિરને પશ્ચિમ ભારતમાં મૂકે છે, પણ આ બંનેમાંથી એકેય નિરાકરણ જરૂરી નથી. આ એલચીમંડળ મોકલવાનો હેતુ અજ્ઞાત છે.

'ધ પેરિપ્લસ ઑફ ધ એરિથ્રિયન સી' (એરિથ્રિયન સમુદ્રનો ભોમિયો) અગાઉ જોકે ભૂલથી એરિયન(ઈ. સ. ૧૫૦)ને નામે ચડાવવામાં આવ્યું હતું તે પૂર્વ આફ્રિકા અને ભારત સાથેના મિસરી વેપારનો વૃત્તાંત છે, જે પોતાના સાથીઓ માટે અલેકઝાન્દ્રિયાના એક વેપારીએ લખેલો છે. એક જ હસ્તપ્રતમાં એ જળવાયું છે અને કેટલેક ઠેકાણે એનો પાઠ ઘણો દૂષિત છે. આ કૃતિનો રચના-સમય ખૂબ વિવાદગ્રસ્ત છે. એને લગતા મુખ્ય અભિપ્રાય આ પ્રમાણે છે :

(૧) પેરિપ્લસ પ્લિનીની પહેલાં લખાયું હતું અને એણે એનો ઉપયોગ કર્યો હતો (વિન્સેન્ટ, શ્વાનબેક અને ગ્લેસર). વિન્સેન્ટ અને શ્વાનબેકની દલીલોનું મ્યૂલરે ખંડન કર્યું છે (Geogr. Gr. Min. I.XCVIII). ગ્લેસરનો દાવો એવો છે કે (ઓસ્લૅન્ડ ૧૮૯૧, પૃ. ૪૫) પેરિપ્લસમાંનો મલીખસ તે નબથિયા(ઈ. સ. ૪૯-૭૧)નો માલકોસ ત્રીજો છે અને પેરિપ્લસ મેરોને ઇથિઓપિયાની રાજધાની તરીકે ઓળખે છે, જ્યારે પૂર્વ આફ્રિકા ઉપર નીરો ચડાઈ લઈ ગયો (ઈ. સ. ૬૮) ત્યારે એ લગભગ અલોપ થયું હતું. અને છેલ્લી વાત એ કે પેરિપ્લસનો લેખક એસિલિસ અથવા બેસિલીસ છે, જેને પ્લિની પોતાના ૬ ઠ્ઠા ગ્રંથ માટેના પ્રમાણ તરીકે જણાવે છે. આનો એમ જવાબ આપી શકાય કે મલીખસ એ 'મલિક' ખિતાબ છે અને કોઈ પણ આરબ શેખને એ લાગુ કરેલો હોય (રેનોડ); વળી પેરિપ્લસ મેરોનો ખાતરીપૂર્વક મુદ્દલ ઉલ્લેખ કરતું નથી અને બેસિલિસ તોલેમી ફિલાદેલફોસનો સમકાલીન હોય કે ન હોય, પણ એ એગેથરખાઈદીસ (આશરે ઈ. પૂ. ૨૦૦), જે એને ટાંકે છે (Geog. Gr. Min. I. 156) તેનો પૂર્વકાલીન છે.

(૨) પેરિપ્લસ પ્લિનીની કૃતિના સમયમાં જ રચાયું હતું, પણ એમાંના કોઈએ બીજાનો ઉપયોગ કર્યો નથી (સાલમાસીન્સ). આ મતનું મ્યૂલરે ખંડન કર્યું છે (ઉપર્યુક્ત, પૃ. ૧૫૫).

(૩) પેરિપ્લસ ઈ. સ. ૧૬૧ પછી રચાયું હતું (ડોડવેલ). મ્યૂલરે દર્શાવ્યું છે કે (એજન) દોદવેલની દલીલો ઉપરથી નિરાકરણ ઉપર આવી શકાતું નથી.

(૪) મળેલો મત કે પેરિપ્લસ ઈ. સ. ૮૦ અને ૮૯ વચ્ચે લખાયું હતું(મ્યૂલર).

(૫) પેરિપ્લસ ત્રીજા સૈકાની મધ્યમાં લખાયું હતું ( રેનોડ, Mem. de l Ac. des Inscr. ૨૪, ભાગ ૨, ભાષાંતર ઇ. એ. ૮ માં, પૃ. ૩૩૦ અને પછી. ).

પસંદગી મ્યૂલર અને રેનોડના મતો વચ્ચે જ કરવાની રહે છે. મ્યૂલર ઈ. સ. ૮૦ અને ઈ. સ. ૮૯ વચ્ચેના સમયને પક્ષે દલીલ કરે છે, કેમકે પેરિપ્લસનો લેખક ભારત વિશે ગંગાની પારના પ્રદેશો અંગે પ્લિની કરતાં વધારે જાણતો નથી, જ્યારે તોલેમીનું જ્ઞાન ઘણું વધારે છે; પેરિપ્લસ સિલોનને પેલેઈસીમોન્દુ કહે છે જે તોલેમીને માટે જૂનું નામ છે (૭. ૪. ૧ ), કારણ કે ઈ. સ. ૧૦૫માં નાશ પામેલું નબથિયન રાજ્ય પેરિપ્લસના લેખકના સમયે હજી અસ્તિત્વમાં હતું: હિપ્પાલોસ અંગેનો પેરિપ્લસનો વૃત્તાંત દર્શાવે છે કે પ્લિની કરતાં એ પાછળના સમયનો છે; અને પેરિપ્લસમાં રાજા ઝોસકાલીસનો ઉલ્લેખ છે, જે ઈ. સ. ૭૭-૮૯ માં રાજ્ય કરનાર, એબિસિનિયન યાદીઓમાંનો ઝા હકલી હોવો જોઈએ. આનો જવાબ એમ આપી શકાય કે પેરિપ્લસ એ પૂર્વ એશિયાની ભૂગોળ નથી, પણ અમુક બંદરો સાથે પ્રસંગ પાડતા વેપારીઓ માટેની માર્ગદર્શિકા છે; સિલોન માટે તોલેમીને પોતાની યાદીઓમાંથી તાપ્રોબની, પલઈસીમોન્દુ અને સલિકી એ ત્રણ નામ મળ્યાં હોવાં જોઈએ અને એણે પલઈનો અર્થ 'અગાઉ'નું કરીને એને સામોન્દુથી જુદું પાડવાની ભૂલ કરી છે અને એટલે સીમોન્દુની જૂના નામ તરીકે તથા સલિકીની આધુનિક નામ તરીકે એણે નોંધ કરી છે. પ્લિની( ૬. ૨૨ )માંથી આપણને જાણવા મળે છે કે પેલેઈસીમોન્દુ એ સિલોનમાંના એક ગામનું અને એક નદીનું નામ હતું, જ્યાંથી વિસ્તારીને એ નામ આ દ્વીપને આપવામાં આવ્યું હતું, જ્યારે ત્રણે નામ ભેગાં વપરાશમાં હતાં; નબથિયન રાજા મલીખસ માત્ર કબીલાનો શેખ હતો ( રેનોડ ) અને કોઈ ચાક્કસ સમય દર્શાવતો નથી; પેરિપ્લસમાંનો હિપ્પેલોસને લગતો વૃત્તાંત પ્લિની કરતાં અવશ્ય પાછળનો છે; અને પેરિપ્લસમાંનો ઝોસકાલીસ તે એબિસિનિયન વંશાવલીમાંનો ઝા સગલ અથવા ઝા અસગલ છે, જેણે ઈ. સ. ૨૪૬-૪૭ માં રાજ્ય કર્યું હતું (રેનોડ).

આમાંથી ફલિત થાય છે કે રેનોડે દર્શાવેલો પેરિપ્લસના લેખનનો સમય ( ઈ. સ. ૨૫૯ ) એ એવો એકમાત્ર સમય છે, જે હકીકતો સાથે અને ખાસ કરીને ભારતીય હકીકતો સાથે સુસંગત છે. નીચે જે કંઈ નોંધ્યું છે તેનાથી સમજાશે કે પ્લિનીના સમયથી હિપ્પેલોસવાળી દંતકથાનો વિકાસ, સિંધમાંના

હરીફ પાર્થિયનો (પહ્‌લવો), મેમ્બરોસનો ઉલ્લેખ અને તોલેમીના સમયથી મીનનગરે ઓઝીનીને એની રાજધાની તરીકે ઉથલાવી પાડ્યું તે, બૅક્ટ્રિયા( બાહ્‌લિક )નું સ્વાતંત્ર્ય અને સરગેનીસ તથા સન્દાનીસની નોંધો—આ બધા એવા મુદ્દા છે જે સબળ રીતે રેનોડે દર્શાવેલા સમયને પક્ષે જાય છે.

પેરિપ્લસના લેખકના સમયમાં ભારત સાથે વેપાર કરનારાં વહાણ મ્યોસ હોરમોસ( રાસ અબુ સોમર પાસે )થી અથવા બેરેનિકે( ફાકિલ ઉપસાગરમાં )થી નીકળતાં અને રાતા સમુદ્રમાંથી મૌઝા (મોખાની ઉત્તરે ૨૫ માઈલ દૂર આવેલું મૂસા) સુધી ઊતરી આવતાં અને ત્યાંથી સામુદ્રધુનીઓમાં પાણી પૂરું પાડનાર ઓકીલિસ (ઘલ્લા) પહોંચી જતાં. ત્યાંથી તેઓ અરબી સમુદ્રને કિનારે કિનારે કની (હદ્રમાઉતમાંનું હિસ્ન ઘુરાબ) સુધી આવતાં અને વાટમાં જે ભારત સાથે વેપાર કરનારાઓનું મોટું હાટ હતું, પણ પાછળથી જેનો રાજા એલીઝરે (હસ્તપ્રતમાંના કૈઝપ અંગે મ્યૂલરના અટકળ) નાશ કર્યો હતો તે યુદૈમોન અરેબિયા (એડન) થતાં આવતાં. કનીથી ભારત આવવાના જળમાર્ગ ફંટાય છે; અને કેટલાંક વહાણ સિંધુ અને આગળ બેરીગાઝા સુધી હંકારે છે, તો બીજાં સીધાં લામિરિકે( મલબારકાંઠો)નાં બંદરો સુધી પહોંચી જાય છે. લામિરિકે પહોંચવાનો બીજો પણ જળમાર્ગ હતો, જે અરોમેટા (ગુઅર્ડાફુઈ ભૂશિર)થી શરૂ થતો. આ ત્રણે સફરોમાં વહાણ વર્ષાઋતુનો ઉપયોગ કરતાં હતાં અને જુલાઈ માસમાં મિસરથી નીકળતાં હતાં. વર્ષાઋતુને પેરિપ્લસ (પ્રકરણ ૫૭) અનુસાર જે નાવિકે સમુદ્ર-વાટે પહેલવહેલો સીધો માર્ગ શોધી કાઢ્યો તેના નામ ઉપરથી "હિપ્પેલોસ" કહેવામાં આવતી હતી. પ્લિનીના શબ્દોને (૬. ૨૩ ) આધારે એવું અનુમાન તારવવામાં આવે છે કે આ નાવિક ઈ. સ. પહેલા સૈકાના મધ્ય ભાગમાં જીવતો હતો, પરંતુ આપણે અપેક્ષા રાખીએ તે પ્રમાણે પ્લિનીનો પોતાનો જ વૃત્તાંત દર્શાવે છે કે કાંઠે કાંઠે વહાણ હંકારવામાંથી સીધી સફર સુધીની પ્રગતિ ક્રમે ક્રમે થઈ હતી, જેની અનેક અવાંતર અવસ્થાઓ હતી, પણ એ સર્વમાં વધતે ઓછે અંશે ઉપયોગ વર્ષાઋતુનો થતો હતો. એટલે જે નાવિકે માત્ર છેલ્લું પગલું ભર્યું તેના નામ ઉપરથી મોસમી પવનનું નામ પાડવાનો કશો જ અર્થ ન હતો. વળી જો કે પ્લિનીને પૂર્વના સમુદ્રોમાં મોસમી પવનના સ્થાનિક નામ તરીકે 'હિપ્પેલોસ' પરિચિત છે, છતાં સીધા જળમાર્ગના શોધકના નામ તરીકે એ નામ હોવા વિશે એ કશું જ કહેતો નથી, એટલે અનુમાન એવું લાગે છે કે નાવિક હિપ્પેલોસ એ ખલાસીઓની કલ્પનાનું ફરજંદ છે, જે મોસમી પવનના સ્થાનિક નામ ઉપરથી ઊપજેલું છે અને એ પ્લિનીના હેવાલમાં નહિ, પણ પેરિપ્લસમાં

આવે છે એ એમ બતાવે છે કે પ્લિની કરતાં પેરિપ્લસનો લેખક ઘણો અનુકાલીન છે.

સિથિયા (સિંધ) જવા નીકળેલો વેપારી ઉત્તરે નીચાણમાં આવેલી જમીન સુધી પહોંચે ત્યારે એને સિન્થોસ (સિંધુ) નદીના સફેદ પાણીનો અને પાણીમાંના સર્પોનો ભેટો થાય છે (પ્રકરણ ૩૮). નદીને સાત મુખ છે અને વચલા સિવાય બધાં નાનાં અને કાદવવાળાં છે. વચલા મુખ ઉપર બરબરીકોન-(શાહબંદર, હેગ, પૃ. ૩૧)નું બંદર આવેલું છે, જ્યાંથી એકબીજાને સતત હાંકી કાઢનારા પાર્થિયનો (પહ્‌લવો) જેના પર રાજ્ય કરે છે તે રાજધાની મીનનગર (શાહદાદપુર નજીક, હેગ, પૃ. ૩૨) સુધી વેપારી જહાજનો માલસામાન નદીના ઉપરવાસમાં લઈ જવામાં આવે છે. (પ્રકરણ ૩૯) આ ઝઘડતા પાર્થિયનો અરદેશીર પાપકાન ઉપર હુમલો કરવા માટે કુષાણો સાથે જોડાયેલા કરીનના પહ્‌લવોના અવશેષ હોવા જોઈએ (જર્ન. એશિ. :૧૮૬૬: ૭. ૧૩૪). આયાતમાં વસ્ત્રો, ફૂલની ભાતવાળું સુતરાઉ કાપડ, પરવાળાં, શિલારસ, લોબાન, પોખરાજ, કાચનાં વાસણ, ચાંદીની તાસક, તેજાના અને દારૂ હોય છે અને નિકાસમાં કઠ (કુષ્ઠ), ગૂગળ, હરતાલ, જવરાંકુશ, પિરોજા, વૈદૂર્ય, માણેક, તિબેટનું પોલાદ, સુતરાઉ માલ, રેશમી દોરા અને ગળી હોય છે. આયાતની યાદી બતાવે છે કે સિથિયાના લોક સુધરેલી પ્રજા હતા અને કોઈ રીતે જંગલી ભટકતી પ્રજા ન હતા.

આ પછી પેરિપ્લસ(પ્રકરણ ૪૦)માં એ દિવસોમાં જે કદાચ દરિયાની સપાટીની નીચે હતું (હેગ પૃ. ૨૨, બરનેસનું Travels into Bokhara, ૩, ૩૦૯ અને આગળ) અને મોટા અને નાનામાં ક્યારનું યે વિભક્ત થઈ ગયું હતું તે રણ(ઇરિનોન)નો ચોકસાઈભર્યો વૃત્તાંત આવે છે. બંને ભેજ અને કાદવવાળા છીછરા પ્રદેશ હતા અને જમીન પરથી નજરે પણ પડતા ન હતા એટલે વહાણવટીઓને માટે જોખમકારક હતા. આજની માફક ત્યારે પર રણની દક્ષિણ અને પશ્ચિમ હદે સાત ટાપુઓ અને શિરોભૂમિ બરકે આવેલાં હતાં; બરકે (દ્વારકા) ખાસ ભયકારક સ્થાન હતું, જેની પડોશ અંગેની ચેતવણી વહાણોને મોટા કાળા જળસર્પોને મળવાથી થતી હતી.

એ પછીનું પ્રકરણ (૪૧) બેરીગાઝાના અખાતનું (ખંભાતના અખાતનું) અને એને લાગેલી જમીનનું વર્ણન કરે છે, પણ આ પરિચ્છેદ આપણી એક-માત્ર હસ્તપ્રતના નકલકારને હાથે ખૂબ દૂષિત થયો છે અને સંપાદકોની અટકળોથી એથી પણ વધારે દૂષિત થયો છે. આના સાદામાં સાદા શુદ્ધીકરણ પ્રમાણે (એપ્રોસ્ટીસનું એરિઆકેસફેરા) આપણો લેખક કહે છે કે બરકે (દ્વારકા) પછી

બારીગાઝાનો અખાત અને અરિકી તરફનો પ્રદેશ આવે છે, જે મમ્બરોસના રાજ્યનો અને સમસ્ત ભારતનો પ્રારંભ છે. મમ્બરોસ સંભવતઃ મખત્રપોસનો અથવા 'મહાક્ષત્રપ'ના એને મળતા કોઈ ગ્રીક રૂપાંતરનો ભ્રષ્ટ પાઠ હોવાનો સંભવ છે. 'મહાક્ષત્રપ' આ સમયમાં (ઈ. સ. ૨૫૦) અહીં શાસન કરનારા કહેવાતા 'સાહ રાજાઓ'નું બિરુદ હતું. હસ્તપ્રતની વાચનાનુસાર લેખક આગળ ચાલતાં કહે છે કે 'આ દેશનો અંદરનો ભાગ જે સિથિયાના "ઈબીરિયા" (સૈબિરિયા-સૌવીર વાંચવું) જિલ્લાની સરહદે આવેલો છે તે ...... (નામ, જે કદાચ મરુ છે, તે પાઠમાંથી નીકળી ગયું છે) કહેવાય છે અને સમુદ્રકાંઠો સિરાસ્ત્રીની (સુરાષ્ટ્ર) કહેવાય છે. આજની માફક ત્યારે પણ આ પ્રદેશમાં ઢોર, અનાજ, ચોખા, કપાસ અને બરછટ સુતરાઉ કાપડની વિપુલતા હતી અને લોકો ઊંચા અને સામળા હતા. દેશનું પાટનગર મીનનગર હતું, જ્યાંથી બારીગાઝા સુધી મબલખ રૂ લઈ જવામાં આવતું હતું. આ મીનનગર એ કદાચ વિંધ્યપ્રદેશમાં માનપુરની પાસે તોલેમાએ મૂકેલું એ જ નામનું નગર છે, પણ અસલ જે મણિપુરને નામે ઓળખાતું હતું (કાઠિ. ગૅઝે. ૪૮૭) તે જૂનાગઢ સાથે (ભગવાનલાલ) મળતું આવતું હોય એ સંભવ વધારે છે. આપણો લેખક કહે છે કે દેશના આ ભાગમાં જૂનાં દેવાલયો, નાશ પામેલી છાવણીઓ, મોટા કૂવા, (એ કહે છે) અલેક્ઝાન્દરની કૂચના અવશેષ જોવા મળતા હતા, પણ એ મિનેન્દ્રોસ અને અપોલોદોતસનાં બાંધકામ હોવાનો સંભવ વધારે છે. આ કથન માનપુર કરતાં સૌરાષ્ટ્રને વધારે નિર્દેશે છે. કાંઠે કાંઠે બબરીકોનથી અસ્તકપ્ર (હાથબ) અને બારીગાઝા (ભરૂચ) સામેની પાપિકા(ગોપનાથ)ની ભૂશિર સુધીની સફર ૩૦૦૦ સ્ટેડિયા =૩૦૦ માઈલની હતી તે સ્થૂલ ગણતરીએ સાચી છે. એ પછીનું પ્રકરણ (૪૨) ખંભાતના અખાતનો ઉત્તર ભાગ ૩૦૦ સ્ટેડિયા પહોળો છે અને ઉત્તર તરફ મઈસ (મહી) નદી તરફ વિસ્તરે છે એમ વર્ણવે છે. બારીગાઝા જવા નીકળેલાં વહાણ પ્રથમ ઉત્તરે બરિઓનીસ (પીરમ) ટાપુઓને વટાવીને પછી પૂર્વ તરફ ભરૂચની નદી નમ્મદિઓસ(નર્મદા)ના મુખ તરફ વળે છે. વહાણ હંકારવાનું (પ્રકરણ ૪૩) પૂર્વ કિનારા પરના કમ્મોની (કીમ) ગામની સામે આવેલા (કદાચ કોઈ વહાણ ભાંગવાને લીધે એ નામે ઓળખાતા) હીરોની જેવા ખડકો અને ખરાબાઓને કારણે અને પાપિકા (કદાચ દુર્ભાગી અર્થ ધરાવતું ખલાસીનું નામ) પાસે પશ્ચિમ કિનારે વહેતાં પ્રવાહના કારણે મુશ્કેલ છે, એટલે સરકાર જે લાંબાં હોડકાંને ત્રપ્પગા અથવા કોટુંબા (કોટિયા) કહે છે તેમાં માછીમારોને વહાણોની સામે મોકલે છે (પ્રકરણ ૪૪) અને તેઓ તેઓને ભરતીનો

લાભ લઈને તાણતા તાણતા ઉપરવાસ તરફ ૩૦૦ સ્ટેડિયા જેટલે દૂર બારીગાઝામાં લાવી મૂકે છે. આ સંબંધમાં આપણો લેખક નર્મદામાંના ઊંડા ખાડાનું (પ્રકરણ ૪૫) અને અજાણ્યાં વહાણ એને લીધે કેવાં ફસાય છે એનાં જોખમોનું (પ્રકરણ ૪૬) હૂબહૂ વર્ણન કરે છે.

બારીગાઝાથી (એટલે કે, આપણે જોયું તેમ સૌવીર અથવા મુલતાનની સરહદે લાગેલા આખા રાજ્યમાંથી) અંદરના પ્રદેશમાં અરટ્રીઓઈ (મહાભારત અને પુરાણોના અરટ્ટો, જે પંજાબમાં રહેતા), અરખોસીઓઈ (પૂર્વ અફઘાનિસ્તાનના લોકો), ગંદારૈઓઈ (વાયવ્ય પંજાબનું ગંધાર), પ્રોકલૈસ (પેશાવર પાસે) અને તેઓની પાર બૅક્ટ્રિયનોઈ (બલ્ખના) લોકો જે ઘણી લડાયક પ્રજા છે તે (પ્રજાઓ) વસે છે, જે પોતપોતાના સ્વતંત્ર સાર્વભૌમ રાજાઓની આણ માને છે. આ જે જિલ્લા વર્ણવ્યા તે પ્રાયઃ કુષાણોના છે, જેઓ ત્રીજા સૈકાના બીજા ચરણમાં પાર્થિયન સામ્રાજ્યના ભુક્કા થયા ત્યારે અરદેશર ઉપર હલ્લો કરવામાં કરીન પહ્‌લવો સાથે ભળ્યા હતા. આપણો લેખક કહે છે કે આ પ્રદેશોમાંથી અલેકઝાન્દરે ભારત ઉપર ઠેઠ ગંગાના પ્રદેશ સુધી ચડાઈ કરી હતી. ઍરિયન(ઈ. સ. ૧૫૦)ના સમયથી ઍલેકઝાન્દર વિશેની દંતકથાનો જે વિકાસ થયો છે તેનું આ એક રસપ્રદ નિદર્શન છે. આપણા લેખકને બારીગાઝામાં હજી ચલણમાં રહેલી મિનેન્દ્રોસ અને અપોલોતદોસની જૂની દ્રખમાઈ મળી હતી.

એ જ રાજ્યમાં પૂર્વ તરફ (પ્રકરણ ૪૮) ઓઝીની નગર આવેલું છે, જે અગાઉ રાજધાની હતું અને જ્યાંથી અકીક, ચીનાઈ માટીનાં વાસણ, મલમલ અને સુતરાઉ માલ બારીગાઝા લાવવામાં આવે છે. પ્રોકલૈસની પારના પ્રદેશમાંથી કડ, ગૂગળ અને ત્રણ જાતના જ્વરાંકુશ, કાત્તીબોરિની, પેટ્રોપપિગિક અને કબલિતિક (આ છેલ્લું, કાબુલથી) આવે છે.

આપણને પ્રસંગોપાત્ત એ પણ જાણવા મળે છે કે મિસર સાથેના રીતસરના વેપાર ઉપરાંત બારીગાઝાને અરબસ્તાનમાંના મૌઝા સાથે (પ્રકરણ ૨૧), પૂર્વ આફ્રિકાના કિનારા સાથે (પ્રકરણ ૧૪) અને ઈરાનના અખાતના આગળના ભાગમાં આવેલા ઍપોલોગોસ (ઓબોલ્લાહ) સાથે અને એના પૂર્વ કાંઠે આવેલ ઓમન સાથે (પ્રકરણ ૩૬) વાણિજ્યિક સંબંધ હતા. બારીગાઝામાં થતી આયાતોમાં સુરા, કાંસું, કલાઈ, સીસું, પરવાળાં અને પોખરાજ, બધી જાતનાં વસ્ત્ર, ખૂલતા રંગના કમરબંધ (આધુનિક જમાનાનાં બર્લિનના ઊનનાં સુખસાધનો જેવાં), શિલારસ, મીઠી લવંગ, સફેદ કાચ, હીંગળો, આંખ માટેનો સુરમો, સોના-રૂપાના સિક્કાઓ અને લેપનો સમાવેશ થતો હતો. તદુપરાંત રાજાને માટે

મૂલ્યવાન ચાંદીની તાસક, સંગીત-વાદ્યો ( સંગીતની પેટીઓ ભારતના રાજવંશીઓને હજી પ્રિય છે ), અંતઃપુર માટે લાવણ્યમયી કન્યાઓ ( આ ભારતીય નાટકમાં પ્રસિદ્ધ એવી યવની દાસીઓ છે ), ઊંચી જાતની સુરા, વસ્ત્રો અને ઉત્તમ સુગંધીદાર પદાર્થો આયાત થતા હતા. આ રાજાઓ કેવો અનર્ગળ વૈભવ ભોગવતા હતા એ આ યાદી દર્શાવે છે. બારીગાઝામાંથી થતી નિકાસોમાં જટામાંસી, કઠ, ગૂગળ, હાથીદાંત, અકીક, પન્ના, હરતાલ, સુતરાઉ વસ્ત્રો, રેશમ, રેશમી દોરા, લાંબી પીપર (તેજાના), અને કાંઠાનાં બંદરોએથી ચડતા બીજા માલસામાનનો સમાવેશ થતો હતો.

આપણો ગ્રંથકર્તા સાચું કહે છે (પ્રકરણ ૫૦) કે બારીગાઝાથી કાંઠો દક્ષિણ તરફ વળે છે અને એ પ્રદેશ દખિણબદીસ ( દક્ષિણાપથ ) તરીકે ઓળખાય છે. અંદરના ભૂમિપ્રદેશનો મોટો ભાગ વેરાન છે અને એમાં રાની પશુઓનો ત્રાસ છે, જ્યારે વસ્તારી ટોળીઓ છેક ગંગા સુધીના બીજા પ્રદેશોમાં વસે છે. દખિણબદીસમાંનાં (પ્રકરણ ૫૧) મુખ્ય નગર બારીગાઝાની દક્ષિણે ૨૦ દિવસની મુસાફરી માગી લેતું પઈઠાણ (પૈઠણ) અને જે પઈઠાણની પૂર્વે ૧૦ દિવસની મુસાફરી માગી લેનારું ઘણું મોટું શહેર તગર (ધારુર) છે. પઈઠાણથી પન્ના આવે છે અને તગરથી સુતરાઉ કાપડ, મલમલ અને (પૂર્વ) કિનારેથી ચડેલો બીજો સ્થાનિક માલસામાન આવે છે.

બારીગાઝાની દક્ષિણે આવેલાં નાનાં બંદર તે છે અકબરોઉ ( કદાચ મુસલમાન લેખકોએ ઉલ્લેખેલું ખબીરૂન અને નવસારીની આધુનિક કાવેરી નદી ), સૌપારા ( વસઈ પાસેનું સુપારા ) અને કલ્લિએન, જેને મોટા સરગનીસે હાટ બનાવ્યું હતું, પણ જ્યારે સન્દનીસ એનો સ્વામી બન્યો ત્યારે એને ખૂબ નુકસાન પહોંચ્યું હતું, કેમકે એના સમયથી આ બંદરે મુલાકાતે આવતાં ગ્રીક વહાણોને બારીગાઝા સુધી રક્ષકોની દેખભાળ હેઠળ મોકલવામાં આવતાં હતાં. આ રસપ્રદ વિધાન પેરિપ્લસના સમય અંગેના સ્પષ્ટતમ નિર્દેશોમાંનું એક છે. ભાંડારકરે દર્શાવ્યું છે તેમ 'મોટા સરગનીસ' શબ્દથી નાનો પણ અપેક્ષિત છે, જે યજ્ઞશ્રી શાતકર્ણિ (ઈ. સ. ૧૪૦) સિવાય બીજો કોઈ હોઈ ન શકે અને પેરિપ્લસ એના સમય પછીનું હોવું જોઈએ. ગ્રંથમાંનો સન્દનીસ તે ગુજરાતનો શાસક હોવો જોઈએ અને એને ક્ષત્રપ સંઘદામા (ઈ. સ. ૨૨૪) સાથે સરખાવી શકાય.

કલીએનની દક્ષિણે ( પ્રકરણ ૫૩) સીનિલ્લ (ચઉલ), માંદાગોર (માંડણગઢ), પલઈપતમઈ (મહાડ પાસેનું પાલ), મેલીઝિગર (પ્રાયઃ જંજીરા) અને બિઝન્તીઓન ('જે અગાઉ તુરન્નોસબોઅસ કહેવાતું હતું' તેને માટે પ્રાયઃ બીજું નામ

આપવામાં આવેલું છે) અને તોપારોન નામ ગેરસમજૂતી છે ( મ્યૂલર, Geogr. Gr. Min. ૧, ૨૯૬ ). આની દક્ષિણે સેસેક્રીએનાઈ ( બળેલા ટાપુઓ ), ઐંગીદોઈ ( અંગેદીવ ), ખેરસોનીસોસ ( ગોવા ) પાસેનો કેનીતાઈ ( સેન્ટ જ્યૉર્જનો ટાપુ ) અને લૂકે ( લાક્કાદીવો ) એ ટાપુઓ આવેલા છે, જે બધા ચાંચિયાઓનાં આશ્રયસ્થાન છે. પછી આવે છે લિમીરિકે (તામિલ પ્રદેશ), જેનાં પહેલાં બઝાર તે નૌરા ( કન્નનોર અથવા તેલ્લીચેરી, નહિ કે હોનાર જે ઉત્તરે ઘણે દૂર આવેલું છે ) અને તિન્દીસ ( બેપુર પાસેનું કડલુંડી ) અને એમની દક્ષિણે મુઝિરીસ (ક્રાંગાનૂર) અને નેલકિંદા (કલ્લાડા). તિન્દીસ અને મુઝિરીસ કેપ્રોબોત્રસ(કેરલપુત્ર અર્થાત્ ચેર રાજા)ને તાબે હતા અને નેલકિંદા પેન્ડીઓન( મદુરાના પાંડ્ય રાજા )ને તાબે હતું. મુઝિરીસ એરિઆકે ( ઉત્તર કોન્કન ) તેમજ ઇજિપ્ત સાથે વેપાર કરતું અત્યંત સમૃદ્ધ હાટ હતું. નેલકિંદા સમુદ્રથી ૧૨૦ સ્ટેડિયા દૂર નદીના ઉપરવાસમાં આવેલું હતું અને વહાણો નદીના મુખમાં આવેલા બેકરે ગામથી માલસામાન ચડાવતાં હતાં. આપણો ગ્રંથકર્તા આ બંદરોએ તથા દૂર દક્ષિણે, તેમજ પૂર્વ કાંઠે ચાલતા વેપારનો રસપ્રદ વૃત્તાંત આપે છે, પણ એની કૃતિના આ ભાગ સાથે આપણને નિસ્બત નથી.

હીરાક્લિઆનો **માર્કિએનોસ** ઈ. સ. ૪૦૦ ની આસપાસ થઈ ગયો તે તોલેમીની પછીના સમયનો અગ્રણી ભૂગોળવિદ છે, પણ એનું કાર્ય મુખ્યત્વે તોલેમીએ પ્રોતેગોરાસ નામના એક અજાણ્યા ભૂગોળવિદમાંથી લીધેલાં અંતરોની ભૂલો સુધારવાનું રહ્યું છે. તોલેમીના પશ્ચિમ ભારતના વૃત્તાંતોમાં એ કોઈ નવી હકીકતો ઉમેરતો નથી.

બાઈઝેન્તીઅમના **સ્ટેફાનોસે** ઈ. સ. ૪૫૦ ની આસપાસમાં (અથવા કોઈ પણ રીતે એ જેનું અવતરણ આપે છે તે માર્કિએનોસ પછીના સમયમાં) એક મોટો ભૌગોલિક કોશ લખ્યો હતો, જેનો સંક્ષેપ 'હરમોલાઓસ' કરીને કોઈકે આપેલો છે. એ જે ભારતીય નામો આપે છે તે અધિકાંશે હેકાતેઈઓસમાંથી, એરીઆનોસમાંથી, અને ખાસ કરીને દાયોનીસોસનાં પરાક્રમો વિશે કોઈક દાયોનીસોસે લખેલા બસ્સારિકા નામના કાવ્યમાંથી લીધેલાં છે, પણ એની ભૂગોળ ખાસ્સી અશુદ્ધ છે. એ બરકે( દ્વારકા )ને ટાપુ અને બારીગાઝા( ભરૂચ )ને ગેડ્રોસિયાનું શહેર કહે છે. એ જે શહેરો ગણાવે છે તેમાં અરગેન્ટી ( હેકાતેઈઓસમાંથી ઉતારેલું ), બારીગાઝા ( ભરૂચ ), બુકેફલા ( જલાલપુર ), બાઈઝેન્તીઓન (ચિપલુન), ગેરીઆ, ગોરગીપ્પીઆ, વણેલાં વસ્ત્રો માટે પ્રસિદ્ધ દર્શનિઆ, દાયો-

નીસેપોલીસ (નીસા ?), કાઠિયા (મુલતાન ?), કિસ્પેપ્રોરોસ અને કારપીરિરોસ (કાશ્મીર), મારગના, મસાકા (સ્વાતમાં), નીસા, પાલીમ્બોથ્રા (પાટલિપુત્ર), સિંધુ પાસેનું પનઈઓકિરા, પાતાલ (સિંધ–હૈદરાબાદના અગ્નિખૂણે પાંત્રીસ માઈલ), રહોડી, રહોગની, ગંદારીકેમાંનું રૂહોન, સનીઆ, સેસીન્દીઓન, મોટા અખાત ઉપર આવેલું સિન્દ (કદાચ તોલેમીનું અસિન્દ, વડનગર), સોલીમ્ના, અને તક્ષિલાનો સમાવેશ થાય છે. એ સંખ્યાબંધ જાતિઓ પણ ગણાવે છે, જે પૈકીની ઓરબીતાઈ (મકરાણ), પંડાઈ (પાંડ્ય), બોલીન્ગી (ભૌલિંગી સાલ્વો) અને સંભવતઃ સલંગોઈ (સાલંકાયન) સિવાયની કોઈ પણ પશ્ચિમ કિનારાની નથી.

જે **કોસમસ ઇન્દિકોપ્લ્યુસ્તસ** વહાણવટી અને સાધુ હતો તેણે ઈ. સ. ૫૩૦ અને ૫૫૦ વચ્ચે પોતાની "ટોપોગ્રાફિયા ક્રિશ્ચિયાના" લખી. એ ભારત વિશે સ્વતંત્ર જ્ઞાન દર્શાવનારા પ્રાચીન લેખકો પૈકીનો છેલ્લો છે. એ જણાવે છે કે સિન્દુ (સિંધ)થી ભારતની શરૂઆત થાય છે અને ભારત અને ઈરાન વચ્ચેની સરહદ તે સિંધુ નદી છે. ભારતનાં મુખ્ય બંદરો સિન્દુ (દેબલ), જે કસ્તૂરી અને જટામાસીની નિકાસ કરે છે; ઓર્હોઠા (સુરાષ્ટ્ર અર્થાત્ વેરાવળ), જેને પોતાનો રાજા છે; કલ્લીઆણા (કલ્યાણ) જે પિત્તળ, સીસમ, લાકડાનાં પાટિયાં, અને કાપડની નિકાસ કરતું મોટું બંદર છે, જેને પોતાનો રાજા છે અને જેમાં ઈરાની પાદરી હેઠળ ખ્રિસ્તીઓની વસ્તી છે; સીબોર જેને પણ પોતાનો રાજા છે અને તેથી જે કલ્લીઆનાની ખૂબ નજીક છે તે સુપારા હોઈ શકે નહિ. પણ જે આરબોનું સિન્દબુર એવું ગોવા હોવું જોઈએ; પરતી, મંગરુથ (માંગલોર), સલોપતના, અને પુડોપતના, જે પીપર પ્રદેશ (મલબાર) માલેનાં પાંચ હાટ છે, જ્યાં પણ ઘણા ખ્રિસ્તીઓ છે. માલેની દક્ષિણે પાંચ દિવસના દરિયાઈ સફરે સીલેદીબ અથવા તપ્રોબની (સિલોન) આવેલું છે. એ બે રાજ્યોમાં વહેંચાયેલું છે, જેમાંના એકમાં હાયસીન્થ-શિલા મળી આવે છે, ટાપુમાં ઘણાં મંદિર છે, અને ઈરાની ખ્રિસ્તીઓનું દેવળ છે, અને ભારત, ઈરાન અને ઇથિયોપિયાથી આવતાં રેશમ, અગર, લવિંગ, ચંદન વગેરેના સોદા કરતાં વહાણ વારંવાર ત્યાં લાંગરે છે. ભારતના પૂર્વ કિનારે મારાલ્લો (સિલોનની સામેનું મારાવા) છે, જ્યાંથી શંખછીપની નિકાસ થાય છે; એ પછી કાબેર (કાવેરીપટમ અથવા પેગુ. યુલેનું Cathay, પ્રસ્તાવના, પૃ. ૧૭૭) જે એલેબેન્ડિનમની નિકાસ કરે છે. આગળ જતાં લવિંગનો પ્રદેશ આવે છે, અને સંડુથી આગળ જતાં આવે છે ત્ઝિનિસ્તા (ચીન) જે રેશમ ઉત્પન્ન કરે છે. ભારતમાં ઉપર આગળ જતાં (એટલે કે ઉત્તરે આગળ જતાં) શ્વેત ઉનોઈ અથવા હૂણો મળે છે, જેમના રાજાનું નામ

ગોલ્લસ ( અભિલેખોમાંનો મિહિરકુલ ) છે, જે ૧,૦૦૦ હાથીઓ અને અનેક ઘોડેસવારો લઈ યુદ્ધે ચડે છે અને લોકો પાસેથી ખંડણી વસૂલ કરતો ભારત ઉપર જુલ્મ વર્તાવે છે. એનું લશ્કર એટલું મોટું હોવાનું કહેવાય છે કે એક વખતે ઘેરો ઘાલેલા એક નગરની આસપાસની ખાઈનું પાણી પી જઈને એણે એ સૂકવી નાખી હતી અને કોરા પડેલા કાદવમાં થઈ એણે કૂચ કરી હતી.

પોતાના ૧૧ મા ગ્રંથમાં કોસમસ ભારતનાં રાની પશુઓનો થોડોક વૃત્તાંત આપે છે, પણ એની કૃતિના આ ભાગની અહીં નોંધ લેવાની જરૂર નથી.

ઈ. સ. ૬૪૧–૪૨ માં આરબોએ મિસર ઉપર જીત મેળવી એને કારણે સામ્રાજ્ય સાથેની જૂની સંબંધરેખા કપાઈ ગઈ તે પહેલાંના ભારતની આ છેલ્લી ઝાંખી છે.

## પરિશિષ્ટ ૩

# જાવા અને કંબોડિયા

એક પ્રસંગ ગુજરાતના પ્રાચીન ઇતિહાસને પ્રાંતીય સંકુચિતતામાંથી છોડાવે છે ને એનાં રાજકુલોને મહાન વિજેતાઓ અને સાંસ્થાનિકોમાં ઉચ્ચ સ્થાન અપાવે છે. આ પ્રસંગ તે છઠ્ઠી અને સાતમી સદીઓમાં સિંધ અને ગુજરાતના સમુદ્ર-કાંઠાઓથી ગયેલાં વહાણોના કાફલાઓએ જાવામાં અને કંબોડિયામાં વસાહત કરી એ અનુશ્રુતિ છે. જાવાની અનુશ્રુતિ એ છે કે ઈ. સ. ૬૦૩ ના અરસામાં કુજરાત કે ગુજરાતના કસમચિત્ર કે બાહ્ય અચ રાજાના પુત્ર ભૂવિજય સવેલાચલની આગેવાની નીચે હિંદુઓએ એ ટાપુના પશ્ચિમ કિનારા પર વસવાટ કર્યો હતો.[૧] સર સ્ટેમફોર્ડ રેફલ્સે નોંધેલી એ વસવાટની વિગતો[૨] એ છે કે ગુજરાતનો રાજા કસમચિત્ર, જે અર્જુનનો દસમો વંશજ હતો તેને એના રાજ્યના આગામી વિનાશ અંગે ચેતવણી આપવામાં આવેલી. એ અનુસાર એણે પોતાના પુત્ર ભૂવિજય સવેલાચલને ૫૦૦૦ અનુયાયીઓ સાથે રવાના કર્યો. એમાં છ મોટાં અને સો નાનાં વહાણોમાં ખેડૂતો, કારીગરો, સૈનિકો, વૈદ્યો અને લેખકો હતા. ચાર માસની સફર પછી કાફલો એક ટાપુએ લાગ્યો, જેને તેઓએ જાવા માન્યો. પોતાની ભૂલ જણાતાં નાવિકો સમુદ્ર ભણી વળ્યા ને છેવટે જાવાના ટાપુમાં આવેલ મતરમ પહોંચ્યા. રાજપુત્રે મેન્દંગ કુમુલન નામે નગર બંધાવ્યું. એણે પિતા પાસેથી વધારે માણસ મગાવ્યા. ૨૦૦૦ ની કુમક આવી પહોંચી, તેમાં પથ્થર અને પિત્તળની કોતરણી કરનાર કારીગર હતા. ગુજરાત અને બીજા દેશો સાથે બહોળો વેપાર ખીલ્યો. મતરમનો ઉપસાગર અજાણ્યાં વહાણોથી ભરાતો ને જે મંદિર પાટનગર પછીથી બ્રમ્બનુમ તરીકે ઓળખાયું તેમાં અને, ભૂવિજયના પૌત્ર અર્દિવિજયના રાજ્યકાલ દરમ્યાન અર્થાત્ લગભગ ઈ. સ. ૬૬૦ માં કેદુ પ્રદેશમાંના બોરો બુદ્દોરમાં—એ બંને સ્થળોએ બંધાયાં.[૩] દેશાંતર્ગામી રાજપુત્રના પૂર્વજોએ પોતાના રાજ્યનું નામ બદલીને 'ગુજરાત' રાખેલું એ વિધાન પરથી લાસેન એવું ઘટાવે છે કે અનુશ્રુતિ આધુનિક છે. અનુશ્રુતિના સત્ય

સામે કહેવાને બદલે આ વિધાન એના સમર્થનમાં પ્રબળ દલીલરૂપે છે. દક્ષિણ મારવાડ માટે 'ગુજરાત' નામનો એક ઘણો પ્રાચીન ઉલ્લેખ હ્યુએન ત્સિઅંગ (ઈ. સ. ૬૩૦)નું "કિન-ચે-લો" કે "ગુર્જર" છે. જ્યારે હ્યુએન ત્સિઅંગે લખ્યું ત્યારે આબુની પશ્ચિમે પચાસ માઈલે આવેલા ભીનમાલનો ગુર્જર રાજા ક્ષત્રિય ગણાઈ ચૂક્યો હતો, તેથી એનું કુલ પ્રાયઃ કેટલાક વખતથી, કદાચ ઈ. સ. ૪૯૦ જેટલે પહેલેથી, સત્તારૂઢ થયેલું, જ્યારે વલ્લભી અને ઉત્તર ગુજરાત પરનો મિહિર કે ગુર્જર-વિજય પૂરો થયેલો.[૪] રાજપુત્રના આગમન પછી ગુજરાતમાંથી મળેલી કુમકની વિગતો દર્શાવે છે કે પિતૃરાજ્યનો જે તોફાન નાશ કરે એવો એને ભય હતો તે શમી ગયું હતું. આ ૭ મી સદીના આરંભમાં ભીનમાલના ગુર્જરોની જે સ્થિતિ હતી તેની સાથે બંધ બેસે છે, જ્યારે મગધના શ્રીહર્ષ (૬૦૬-૬૪૧)ના પિતા પ્રભાકરવર્ધન (ઈ. સ. ૬૦૦-૬૦૬) વડે તેઓનો પરાજય થતાં તેઓએ ભીનમાલમાં તેમજ ભરૂચ અને વલભીમાં પોતાની સત્તા જારી રાખી હતી.[૫] ગુર્જર અને મહાન દરિયાખેડુ મિહિરો કે મહેરો વચ્ચેના ગાઢ સંબંધ પરથી એ સંભવિત બને છે કે જાવા ગયેલા કાફલાઓને દોરનાર કપ્તાનો અને નાવિકો મહેર જાતિના હતા. કદાચ એમના માનમાં જ જાવાના નવા પાટનગરને "મેન્દન" નામ મળ્યું, જેમ પછીના કાલમાં એ બ્રમ્હનુમ કે બ્રાહ્મણોનું નગર કહેવાયું. ભરૂચના ગુર્જરો બૌદ્ધ નહિ, પણ આદિત્યભક્ત હતા, એ હકીકત કંઈ મુશ્કેલી ઊભી કરતી નથી, કેમકે ભીનમાલના ગુર્જરોની હ્યુએન ત્સિઅંગે ઇ. સ. ૬૪૦ માં મુલાકાત લીધેલી તે બૌદ્ધ હતા અને વલભીમાં બૌદ્ધ ધર્મ, શૈવ ધર્મ અને સૂર્યપૂજા રાજ્યનો સમાન આશ્રય પામ્યાં જણાય છે.

ગુજરાત અને એના રાજા ઉપરાંત જાવા અને કંબોડિયા એ બંનેની અનુશ્રુતિઓમાં હસ્તિનગર કે હસ્તિનાપુરનો, તક્ષિલાનો અને રુમદેશનો ઉલ્લેખ આવે છે.[૬] આ નામોની બાબતમાં તથા જે ગંધાર અને કંબોડિયા જે બધાં સ્થળ ભારતના વાયવ્યમાં આવેલાં છે તેની બાબતમાં પણ શું આ નામોનો પ્રયોગ કાબુલ, પેશાવર અને પશ્ચિમ પંજાબ સાથે ઐતિહાસિક સંબંધ સૂચવે છે કે શું એ ભારતનાં બ્રાહ્મણ અને બૌદ્ધ લખાણોમાં જાણીતાં નામોના, વિદેશી વસાહતીઓ અને ધર્માંગીકાર કરનારાઓએ કરેલા માત્ર સ્થાનિક વિનિયોગો અને ગૃહીતાર્થો જ છે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે.[૭] મહાભારતમાં જણાવેલાં નામોના જાવાનાં સ્થળોને થયેલા વિસ્તૃત વિનિયોગ મહાભારતની જાવા-વાચનામાં કરવામાં આવ્યા છે એવું રેફલ્સે બતાવ્યું છે,[૮] છતાં એ લક્ષમાં લેવાનું છે કે ઉપર જણાવેલાં સ્થળ કંબોજ કે કાબુલ, ગંધાર કે પેશાવર, તક્ષિલા કે પશ્ચિમ

પંજાબ અને રુમાદેશ ( સ્પષ્ટતઃ દક્ષિણ પંજાબ ) એ સિયામની રાજધાની અયોધ્યા જેવાં કે કંબોડિયાની અનુકાલીન રાજધાની ઇન્થ–પથ–પુરી અર્થાત્ ઇન્દ્રપ્રસ્થ કે દિલ્હી જેવાં નથી.[૯] આ નામ તેઓની ખાસ ખ્યાતિને લઈને અથવા તેઓની ભૌગોલિક સ્થિતિને લઈને જાવા અને કંબોડિયાના વસાહતીઓએ કે ધર્માંગીકાર કરનારાઓએ સ્વાભાવિક રીતે પસંદ કરેલાં સ્થળોનાં છે. આથી કંબોજ, ગંધાર, તક્ષિલા અને રુમાદેશને જાવાની અને કંબોડિયાની દંતકથાઓમાં અને ત્યાંનાં સ્થળનામોમાં જે અગ્રગણ્ય સ્થાન આપેલું છે તે ભારતના ઉત્તરપશ્ચિમ ભાગ અને મલાયા દ્વીપસમૂહ વચ્ચેના યથાર્થ અને ઐતિહાસિક સંબંધની નિશાની છે એ ગૃહીતાર્થ માટે સારી ભૂમિકા હોવાનો દાવો કરી શકાય. એ ત્રણ દેશોના સ્થાપત્યકીય અવશેષોમાંની દલીલથી આ ગૃહીતાર્થને સંભાવના મળે છે, કેમકે એ અવશેષો અમુક વિશિષ્ટ લક્ષણોની બાબતમાં, રૂપાંકનમાં તથા વિગતમાં–બંનેમાં એવું સ્પષ્ટ સામ્ય દર્શાવે છે કે, મિ. ફર્ગ્યુસનના મતે, એ પ્રબળ અને સીધો સંબંધ સ્થાપિત કરે છે.[૧૦] જાવામાં ગુજરાતની વસ્તી હોવાની તરફેણમાં ત્રીજી દલીલ તે માળવાના રાજાઓની વસાહત અને સાહસયાત્રાઓની અનુશ્રુતિઓ છે, જે દક્ષિણ મારવાડમાં હજી પ્રચલિત છે.[૧૧] વળી મારવાડમાં તથા ગુજરાતમાં હજી સુપ્રસિદ્ધ એવી કહેવત છે :

જે જાય જાવે તે કદી નહિ આવે;
આવે તો સાઠ પિઢી બૈઠકે ખાવે.[૧૨]

એક વધુ વાર ગુજરાત સાથેના સંબંધને જાવા-વૃત્તાંતમાંની વિગતથી ટેકો મળે છે, કેમકે એ લૌત મીરાને સાંસ્થાનિક કાફલા માટેનું પ્રયાણબિંદુ બનાવે છે. આ સર એસ. રેફલ્સે રાતો સમુદ્ર હોવાનું ધારેલું, પરંતુ મિહિરો કે મહેરો સૂચવી શકાય, કેમકે પશ્ચિમ ભારતમાં જુનૈદે લૂંટેલા નગર માટે "બહરિમદ" ( મહેરોનો સમુદ્ર ? ) એ કાંઈ શંકાસ્પદ અરબ નામને મળતું આવે છે. આ પુરાવાની સામે બે વિચાર રજૂ થયા છે :[૧૩] (અ) ભારતના પૂર્વતટથી જાવા સુધીના માર્ગની તુલનાએ જોઈએ તો ગુજરાતથી જાવાની સફરની મોટી લંબાઈ; (આ) ભારતમાં કોઈ લોકોએ વિજય કરી શકે તેવો કાફલો મોકલવાને પૂરતું વહાણવટું જાણ્યું નથી. સફરની લંબાઈની બાબતમાં એ યાદ રાખવાનું છે કે બંગાળા, ઓરિસ્સા અને ગોદાવરી તથા કૃષ્ણાનાં મુખોમાંથી સંસ્થાન વસાવવા માટે સુમાત્રા વધુ અનુકૂળ સ્થિતિ ધરાવે છે એમ છતાં જાવાની કાં તો કંબોડિયાની બાબતમાં સિંધ અને સૌરાષ્ટ્રથી થતું અંતર તે વધુ મોટું નથી ને કેટલીક બાબતમાં વહાણવટું ઓરિસ્સા અને બંગાળાના સમુદ્રતટથી થતા વહાણવટા કરતાં

વધુ સલામત અને વધુ સરળ છે. હિંદુઓના કોઈ વર્ગને પૂરતી આવડત અને દરિયાઈ સાહસપ્રીતિ નથી કે જેનાથી તેઓ ગુજરાતમાંથી જાવામાં વસાહતીઓનાં દળ લઈ જઈ શકયા એ માન્યતાને વાજબી ઠરાવે, એ બીજા વાંધાના જવાબમાં કહેવાનું કે એ ગૃહીતાર્થ ભૂલભરેલો છે. હિંદુઓનો મોટો ભાગ સર્વકાલે દરિયાખેડુ જીવનથી વિમુખ રહેલ છે એમ છતાં એમાં નોંધપાત્ર અપવાદ રહેલા છે. છેલ્લાં બે હજાર વર્ષ દરમ્યાનના ગુજરાતના સમુદ્ર-કિનારાની નોંધ મલાયા દ્વીપ-સમૂહમાં ઉત્તરપશ્ચિમ ભારતના સફળ બીજારોપણની ખાતરી આપવાને સમર્થ એવી દરિયાખેડ માટેની પ્રતિભા દર્શાવે છે.[૧૪]

સુમાત્રાની ભારતીય વસાહત પૂરેપૂરી ભારતના પૂર્વ સમુદ્રતટથી હતી ને બંગાળા, ઓરિસ્સા અને મસુલિપટમનો જાવા અને કંબોડિયા-બંનેના સંસ્થાનીકરણમાં મોટો ફાળો હતો એ નિઃશંક છે.[૧૫] ભારતના વાયવ્ય સમુદ્રતટમાંથી જાવામાં માણસોનાં મોટાં દળ જઈ વસેલાં એના સમર્થનમાં કારણ આપવામાં આવ્યાં છે ને આવા સ્થળાંતરની બાબતમાં રજૂ થયેલા વાંધાઓમાં ભાગ્યેજ કાંઈ વ્યાવહારિક બળ રહેલું છે એવું બતાવવા માટે પુરાવો આપવાનું સૂચવાયું છે. ગુજરાત-વિજય અને જાવા તથા કંબોડિયાની વસાહતાના સમય અને સંજોગોનો વિચાર કરવાનો રહે છે. જાવાનો સમયનિર્દેશ શક ૫૨૫, અર્થાત્ ઈ. સ. ૬૦૩, એ સાતમી સદીના આરંભ પહેલાં અને પછી ઓછામાં ઓછી અર્ધી સદી સુધી ચાલેલી પ્રક્રિયામાંના કોઈ કેન્દ્રીય બનાવને સૂચવતા સમય તરીકે સ્વીકારાય. દંતકથાઓમાંની રુમ તે રોમનો નિર્દેશ કરે છે એવું રોમના વાણિજ્યિક કે રાજકીય અભ્યુદય પરથી સંભવિત બનતું નથી એવું માનવા માટે કારણ અપાયાં છે. જાવા અને કંબોડિયાના સ્થાપત્યમાંનું નોંધપાત્ર રોમન તત્ત્વ એમ સૂચવે છે કે મહાન રોમન સ્થપતિઓની સ્મૃતિએ સ્થાનિક દંતકથાઓમાં રોમને માટે સ્થાન રાખેલું. પરંતુ રોમન તત્ત્વ જાવા કે કંબોડિયાની ઇમારતોમાં સીધું આવ્યું જણાતું નથી; જેમ કૃષ્ણાના મુખમાંની અમરાવતીમાં પ્રશિષ્ટ લક્ષણ પંજાબ-(તાક્ષિયા)ના માર્ગે જ આવ્યાં તેમ જાવાની બાબતમાં એ રાજપુત્રનાં અંગત રુચિઓ અને અભ્યાસ વડે નહિ, પણ વિજય અને વસાહતના પ્રસંગ તરીકે આવ્યાં,[૧૬] તો જેણે પંજાબમાંથી હિંદુઓની મોટી વસાહતને જાવામાં દોરેલી તે તક્ષિલા પાસેના રુમનો રાજા કોણ હતો? રોમ સાથે આકારસામ્ય ધરાવતાં નામ વાયવ્ય હિંદમાં મળે છે. એમાંનાં કોઈ રાજપુત્રનું બિરુદ સમજાવવા માટે પૂરતા મહત્ત્વનાં નથી.[૧૭] દક્ષિણ પંજાબમાં, મારવાડમાં અને ઉત્તર સિંધમાં ખારી જમીનને લાગુ પડાયેલો રૌમ કે રુમ શબ્દ છે.[૧૮] જેમાં માળવાના યશોધર્માએ

પ્રસિદ્ધ શ્વેતહૂણ વિજેતા મિહિરકુલ( ઈ. ૫૦૦–૫૦૦ )ને લગભગ ઈ. સ. ૫૩૦માં સ્પષ્ટતઃ હરાવેલો, તે મૂલતાનની દક્ષિણપૂર્વે લગભગ ૬૦ માઈલ પર આવેલ કરુરની મોટી લડાઈને રુમભૂમિમાં લડાયેલી નિરૂપવામાં આવી છે.[૧૯] આ મહાન શ્વેતહૂણ–પરાજય સ્પષ્ટતઃ રુમનો જે રાજપુત્ર સમુદ્રમાર્ગે જવા જઈ રહ્યો તેની દંતકથાનું મૂળ છે. કરુરની લડાઈને સમયે દક્ષિણ પંજાબ, ઉત્તર સિંધ સાથે, ઉત્તર સિંધમાંના અરોરના શાહ રાયોની નીચે હતું; તેઓના સિક્કા બતાવે છે કે તેઓ શ્વેતહૂણ હતા, એટલું જ નહિ, મહાન વિજેતાઓ તોરમાણ અને મિહિરકુલે જે જાવલા કુલને વિભૂષિત કરેલું તે જ કુલના પણ હતા. મિહિરકુલ સાથેના આટલા ગાઢ સંબંધ પરથી એ સંભવિત છે કે અરોર રાજ્યના ઉત્તર ભાગનો અખત્યાર ધરાવતા રાજાનો કરુરના પરાજય તથા પરાભવમાં હિસ્સો રહેલો હતો.

જો દક્ષિણ પંજાબનો પરાજિત રાજા પોતાના વિજેતાના સામંત તરીકે રહેવા અશક્ત કે નાખુશ હોય તો અરોરના સહરાયોની સત્તા દક્ષિણમાં કાઠિયાવાડનાં સોમનાથ અને દીવ બંદરો જેટલે અને પ્રાયઃ સિંધુ–મુખમાંના દેવલ બંદર જેટલે પણ દૂર પ્રસરેલી, એ જોતાં એને અરોરના સમુદ્રતટે જવામાં કે દીવ અને સિંધ તથા ગુજરાતનાં બીજાં બંદરોમાં પોતાને તથા પોતાના અનુયાયીઓને સમુદ્રમાર્ગે જાવા લઈ જવાને પૂરતો વાહનવ્યવહાર શોધવામાં કાંઈ ગંભીર મુશ્કેલી આવે નહિ,[૨૦] તો જેને કંબોજની કથા ક્રા તેંગ કે થોન, સ્પષ્ટતઃ મહારાજ, કહે છે તે રાજા આ હોય.[૨૧]

જાવાઈ સાહસની સફળતાથી બીજા એમ કરવા લલચાયા, કેમકે ખાસ કરીને ૬ ઠ્ઠી સદીના ઉત્તરાર્ધમાં અને લગભગ આખી ૭ મી સદીમાં ઉત્તર ભારતના રાજ્યે દેશાંતરગમનની અભિરુચિ ધરાવી. સાસાનીઓ અને તુર્કો વડે ઈ સ. ૫૫૦ અને ૬૦૦ ની વચ્ચે થયેલા એમના પરાજય શ્વેત હૂણોને માટે સિંધુ અથવા કાબુલ–ખીણ વાટે ઉત્તર તરફ પાછા હઠવાનો માર્ગ બંધ કરે. જો એમના પર સખત દબાણ કરવામાં આવે તો વિકલ્પ કાશ્મીર તરફ પાછા હઠવાનો કે સમુદ્ર તરફ દક્ષિણે કે પૂર્વે આગળ વધવાનો હતો. જ્યારે ૭ મી સદીનાં શરૂઆતનાં વર્ષો( ઈ. સ. ૬૦૦–૬૦૬ )માં મગધના શ્રીહર્ષના પિતા પ્રભાકરવર્ધને ગંધારના રાજાને, હૂણોને, સિંધના રાજાને, ગુર્જરોને, લાટોને અને માલવના રાજાને હરાવ્યા[૨૨] ત્યારે અને જ્યારે લગભગ ૨૦ વર્ષ પછી શ્રીહર્ષે પોતે વધુ પરાજય કર્યા ત્યારે વધુ હુમલાઓથી બચવા અને જાવાની સમૃદ્ધિમાં ભાગ પડાવવાને આતુર એવા ઘણા નિર્વાસિતો ગુજરાતનાં બંદરોમાં ભેગા થતા. એ નોંધપાત્ર છે કે પ્રભાકરવર્ધનના

વિજયોની વિગતો જાવાની દંતકથાઓમાં ગંધાર અને લાટ એ બંને કેવી રીતે જણાવ્યાં છે, પંજાબના ઔદીચ્યો (ઉત્તરના લોકો) સમુદ્રકાંઠા તરફ કેવી રીતે જઈ શક્યા, મારવાડની કથાઓ માળવાના રાજાને દેશાંતરગમનોમાં કેવી રીતે ભાગ આપે છે, કાફલા સિંધ કે ગુજરાતના કોઈ બંદરથી કેવી રીતે નીકળ્યા હોય, અને કાબુલ-ખીણ અને પેશાવરના વિહારો અને દેશાંતરગામીઓ સાથે સ્તૂપો તથા અજંટા ગુફાઓની કોતરણીઓ એ બંને જેમને પરિચિત હોય તેવા કારીગરો અને શિલ્પીઓએ સફર કરી હોય, એ સમજાવે છે. ૭ મી સદીના ઉત્તરાર્ધ દરમ્યાન ઉત્તરમાંથી તુર્કોનું અને આરબોનું સમુદ્રમાર્ગે (ઈ. સ. ૬૩૭) તેમજ ઈરાનમાં થઈને (ઈ. સ. ૬૫૦-૬૬૦) થયેલું આગમન,[૨૩] ઈ. સ. ૬૪૫-૬૫૦ માં મગધથી બમિયનમાં થયેલી ચીની ફોજની વિજયી પ્રગતિ, અદ્વિતીય બ્રાહ્મણધર્મી અમાત્ય ચચ વડે બૌદ્ધ સાહરાયોનું પતન (ઈ. સ ૬૪૨) અને એણે જાટ લોકો પર કરેલા સિતમ ઉત્તરના ભારતીયોની સિંધ અને ગુજરાતનાં બંદરોથી દક્ષિણ તરફ ઠીક ઠીક સતત રીતે થતી હિલચાલમાં પરિણમ્યાં હોવાં જોઈએ.[૨૪]

અગ્રિમ દેશાંતરગમનોમાં અનુયાયીઓ ભયને લીધે ખસ્યા હશે તોપણ અગ્રણીઓને તો સાહસે તથા જાવાની સમૃદ્ધિના સમાચારે પ્રોત્સાહિત કર્યા હશે. અલેકઝાન્દરને (સિકંદરને) સિંધુના મુખથી. ત્રાજન(ઈ. સ. ૧૧૬)ને તાઈગ્રીસના મુખથી, અને મહમૂદ ગઝનવીને સોમનાથથી સમુદ્ર ખેડવા જે લગની લાગેલી તે જ લગનીએ શક, હૂણ અને ગુર્જર રાજાઓને પોતાના અનુયાયીઓને માણેક અને સુવર્ણની ભૂમિ તરફ દક્ષિણમાં દોરવાને પ્રેર્યા હશે.[૨૬]

જાવામાં સાતમી અને આઠમી સદીઓ દરમ્યાન વસેલા હિંદુઓના આગમન અને તેઓની સ્થિતિ વિશે અરબ મુસાફરો સુલેમાન (ઈ. સ. ૮૫૦) અને મસૂદી-(ઈ. સ. ૯૧૫)એ નીચેની વિગતો આપી છે :

જ્વાળામુખીઓ પાસેના લોકોને ધોળી ચામડી, વીંધેલા કાન અને મુંડન કરેલાં મસ્તક છે; એમનો ધર્મ બ્રાહ્મણી અને બૌદ્ધ બંને છે; તેઓનો વેપાર સહુથી કિંમતી પદાર્થો—કપૂર, અગર, લવિંગ અને ચંદન—નો છે.

## કંબોડિયા

જાવા અને કંબોડિયા વચ્ચેનો ગાઢ સંબંધ, વારાફરતી જાવામાં કંબોડિયાનું ને કંબોડિયામાં જાવાનું સ્થપાતું આધિપત્ય, અને વસાહતીઓની જાવામાંથી કંબોડિયા જવાની સંભાવના જાવા અને કંબોડિયાની અનુશ્રુતિઓ તથા ઇમારતો

વાયવ્ય ભારતમાં થયેલી સામાન્ય ઉત્પત્તિ કેમ દર્શાવે છે એ સમજાવે છે. પ્રશ્ન રહે છે: કંબોડિયાનાં લોકો અને ઇમારતો ઉત્તર હિંદુ તત્ત્વ ધરાવે છે કે જે દક્ષિણ અને પૂર્વમાં સમુદ્રમાર્ગે નહિ, પણ હિમાલય અને તિબેટ થઈને યંગ-ત્સે-કિઅંગની ખીણ તરફ યુનાન અને અંગકોર સુધી જમીનવાટે પ્રવેશ્યું? 'કંબોડિયા' નામ કોઈ વાસ્તવિક જાતિ અથવા કંબોજ કે કાબુલ-ખીણ સાથેનો ઐતિહાસિક સંબંધ સાબિત કરે છે કે કેમ એ એવો મુદ્દો છે કે જે વિશે વિદ્વાનો મતભેદ ધરાવે છે. સર એચ. યુલે માનતા કે એ સંબંધ તદ્દન સાહિત્યિક હતો ને કંબોડિયાના અનુકાલીન પાટનગર ઇન્થપથ-પુરી કે ઇન્દ્રપ્રસ્થ( દિલ્હી )ની અને આસામના પાટનગર અયોધ્યા કે આઉંવની બાબતમાં હતું તેમ નવી વસાહતને પ્રાચીન પૂજાર્હ ભારતીય સ્થળ-નામો લાગુ પાડ્યાની પાર કોઈ સંબંધ અસ્તિત્વ ધરાવતો નહિ. આ નિયમ કંબોડિયાને લાગુ પાડવામાં વાંધો એ છે કે કાબુલ-ખીણથી આવેલા દેશાંતર્ગામીઓ સિવાય એ નામ અતિશય દૂરનું છે ને તિરહૂત અને મગધની વધુ નજીકની અને વધુ પવિત્ર ભૂમિઓનાં સ્થળો કરતાં પસંદ કરવા માટે ઘણી અલ્પ ખ્યાતિ ધરાવે છે. આ કારણને લઈને અને એ મતને સ્થાપત્યની બે શૈલીઓ વચ્ચે રહેલા નોંધપાત્ર સંબંધ વડે સમર્થન મળે છે એ કારણે કંબોજ અર્થાત્ કાબુલ-ખીણમાંથી આવેલા દેશાંતર્ગામીઓએ કોચીન-ચીનના એક ભાગને 'કંબોડિયા' નામ આપેલું એવો મિ. ફર્ગ્યુસનનો નિર્ણય સ્વીકારવાનું સલાહભર્યું લાગે છે. ભારતમાંથી હિંદી-ચીનમાં એકથી વધુ દેશાંતરગમન થયાં હોવાની નિશાનીઓ રહેલી છે. એમાં સહુથી પહેલો તે અશોક ( ઈ. સ. પૂર્વે ૨૪૦ )ના સમય પહેલાં હિંદીચીને બૌદ્ધ ધર્મ અંગીકાર કર્યાનો કલ્પિત વૃત્તાંત છે. ઈ. સ. પહેલી સદીમાં હુગલી પરના તામ્રલુક કે રત્નાવતીમાંથી યવનો કે શકોનું થયેલું દેશાંતરગમન તોલેમી( ઈ. સ. ૧૬૦ )એ નોંધેલાં સંખ્યાબંધ ભારતીય સ્થળનામો[૨૯] સાથે સુસંગત છે. આ દેશાંતરગમનની હુએન-ત્સિઅંગનું કંબોડિયા માટેનું યવન (યેન-મો-ન) નામ નિશાની હશે.[૩૦] શક-આક્રમણ પૌસનિઆસ( ઈ. સ. ૧૭૦ )ના કોચીન-ચીન માટેના 'સકિઅ' નામને તથા ભારતીયો સાથે મિશ્ર થયેલા સીથિયન લોકોના એણે કરેલા વર્ણનને વધુ સ્ફુટ કરે છે.[૩૧] ૫ મી અને ૬ ઠ્ઠી સદીઓ દરમ્યાન નવું દેશાંતરગમન થયું જણાય છે. કંબોડિયા સમુદ્રતટ અને અંતર્ભૂમિમાં વિભક્ત હતું ને 'કંબોજ' નામ બંનેને લાગુ પડતું.[૩૨] ચીની-લખાણો ઈ. સ. ૬૧૭ માં કંબોડિયાના રાજા તરફથી આવેલ એલચીમંડળની નોંધ લે છે.[૩૩] કંબોડિયાના વંચાયેલા અભિલેખો પૈકીના ઘણા એક બ્રાહ્મણધર્મી રાજવંશના છે, જેનો સ્થાનિક આરંભિક સમય સાતમી

સદીનાં આરંભિક વર્ષોમાં પડે છે.[૩૪] એના રાજાઓમાંનો એક સોમશર્મા (ઈ. સ. ૬૧૦) મંદિરોમાં રોજ મહાભારતનાં પારાયણ કરાવતો એવું નોંધાયું છે.[૩૫] જે બૌદ્ધો ઉત્તરી શાખાના હોવાનું જણાય છે તેઓના તાજા આગમનનો સહુથી પ્રાચીન વંચાયેલો અભિલેખ ઈ. સ. ૯૫૩ (શક ૮૭૫)નો અર્થાત્ લગભગ ૩૫૦ વર્ષ પછીનો છે.[૩૬] દરમ્યાન, ઉપલબ્ધ માહિતી મુજબ, મેકોંગ નદીના લગભગ ૨૦૦ માઈલના ઉપરવાસમાં તાલે સૅપ સરોવરના ઉત્તર તટ પર આવેલ નવું પાટનગર અંગકોર ઈ. સ. ૧૦૭૮ (શક ૧૦૦૦) સુધી સ્થપાયું નહોતું.[૩૭] તોપણ એ પવિત્ર સરોવરની બાજુનો ભાગ ક્યારનોય પવિત્ર મનાતો ને જેમાંનું નાખોનવાટ કે નાગનું મંદિર અનુકાલીન અને ઉત્તમ નમૂનાઓમાંનું એક છે તે મંદિરોની શ્રેણી ઈ. સ. ૮૨૫ (શક ૭૫૦) જેટલી વહેલી શરૂ થઈ હતી, અને નાખોનવાટ પોતે ઈ. સ. ૯૫૦ (શક ૮૭૫)માં પૂરું થયેલું અને વિભૂષિત થતું જણાય છે.[૩૯] ૯ મી અને ૧૦ મી સદીઓ દરમ્યાન જાવા અને કંબોડિયા વચ્ચે વિજય દ્વારા અને એ વગર પણ ગણનાપાત્ર વિનિમય થતો.[૪૦] અભિલેખોમાં ઘણા એક ઉત્તરની અને એક દક્ષિણની એવી બે ભારતીય લિપિઓમાં લખાયેલા છે,[૪૧] તેથી સમુદ્રમાર્ગે બે દેશાંતરગમન થયાં લાગે છે: એક ઓરિસ્સા અને મસુલિપટમના સમુદ્રતટોથી અને બીજું, રુમદેશના રાજપુત્રની એ જ દંતકથા સાથે, સિંધ અને ગુજરાતનાં બંદરોએથી.[૪૨] પ્રશ્ન રહે છે કે કાશ્મીર અને કંબોડિયાના સ્થાપત્ય વચ્ચે ફર્ગ્યુસને અવલોકેલું ગાઢ સામ્ય તેમજ કંબોડિયાનાં ધર્મ અને કલામાં ફર્ગ્યુસને માન્ય કરેલું ઉત્તરનું તત્ત્વ સમજાવે તેવા આવા ભિન્ન દેશાંતરગમનની નિશાની કેટલે સુધી રહેલી છે.[૪૩] જે ઉત્તરમાંથી આ પંજાબ અને કાશ્મીરની અસર લાવ્યા હોય તે લોકો તે જે હજી પોતાને ખ્મેર કહે છે ને કંબોડિયાનાં મંદિરો, સરોવરો અને સેતુઓની ભવ્યતા સ્થપતિઓ તરીકેના જેમના કૌશલને આભારી છે તે લોકો છે.[૪૪] જેઓએ ૧૧ મી સદીના આરંભમાં પોતાનું નામ આખા કંબોડિયાને ક્યારનું ય આપેલું તે લોકો વિશે અલ્બીરૂની (ઈ. સ. ૧૦૩૧) કહે છે: ખ્મેરો સફેદ પડતા, ટૂંકા કદના અને તુર્ક-જેવા બાંધાના છે. તેઓ હિંદુઓનો ધર્મ અનુસરે છે ને કાન વીંધવાની પ્રથા ધરાવે છે.[૪૫] એ ધ્યાનમાં રહેશે કે માહિતી મળે છે ત્યાંસુધી અંગકોરની સમીપના ભાગની સ્પષ્ટ પવિત્રતા ઈ. સ. ૧૦૭૮ કે જ્યારે એને પાટનગર તરીકે પસંદ કરવામાં આવ્યું તે પહેલાં ઓછામાં ઓછાં ૨૫૦ વર્ષો સુધી ટકી છે. આ મુદ્દો સ્થપતિઓ સમુદ્રમાર્ગે નહિ આવેલા તેમ ગંગાખીણની નીચે થઈ નહિ આવેલા, પણ કાશ્મીર અને હિમાલયના પૃષ્ઠભાગને માર્ગે આવેલા, એ ફર્ગ્યુસનના

મત સાથે બંધ બેસે છે.[46] પુરાવો અધૂરો અને કેટલેક અંશે કાલ્પનિક હોવા છતાં નીચેની વિચારણાઓ કાબુલ-ખીણ અને પેશાવરના આરંભિક (ઈ. સ. ૧૦૦-૫૦૦) સ્થાપત્યમાંનાં રોમન અને ગ્રીક તત્ત્વોને જે માર્ગ અને માધ્યમ દ્વારા કંબોડિયામાં અંદરના ભાગમાં લાવવામાં આવ્યાં હોય તે સૂચવે છે. કદાચ એ સ્વીકારાય કે એફ્થેલાઈટો કે શ્વેત હૂણો અને કિડારાઈટો અર્થાત્ ગંધાર અને પેશાવર દેશમાંના અનુકાલીન નાના યુએચીઓમાંનો એક ભાગ શ્રીહર્ષના પિતા(ઈ. સ. ૫૯૦-૬૦૬)ની પહેલાં અને એ પછી શ્રીહર્ષ(ઈ. સ. ૬૦૬-૬૪૨)-ની પોતાની પહેલાં કાશ્મીર તરફ પાછો હઠેલો.[47] વળી એવું માની લેવું વાજબી લાગે છે કે કાશ્મીરમાંથી તેઓ તિબેટમાં ખસ્યા ને તેઓ પશ્ચિમી તુર્કો હતા, જેઓની મદદથી સાતમી સદીના ઉત્તરાર્ધમાં તિબેટી સત્તા અને સભ્યતાનો સ્થાપક સ્રોંગત્સન કે સ્રોંગદ્ઝનગંબે (ઈ. સ. ૬૪૦-૬૯૮) તારીમ-ખીણ અને પશ્ચિમ ચીન પર ફરી વળેલો.[48] આઠમી સદીના પહેલા વર્ષ (ઈ. સ. ૭૦૧) દરમ્યાન નેપાળમાં અને બ્રાહ્મણોના દેશમાં થયેલા બળવાને સ્રોંગદ્ઝનના ઉત્તરાધિકારી દૌન્સરૌંગે કચડી નાખ્યો,[49] ને બંગાળામાં તિબેટનું આધિપત્ય એટલી દૃઢ રીતે સ્થપાયું કે ૨૦૦ થી વધુ વર્ષ સુધી બંગાળાનો ઉપસાગર તિબેટના સમુદ્ર તરીકે ઓળખાયો.[50] ઈ. સ. ૭૦૯ માં પામિરમાં થઈને થયેલી ચીની આગેકૂચને સિંધના મુહમ્મદ કાસિમના સાથી મહાન અરબ સૈનિક કોટિએબાએ રોકયો કહેવાય છે,[51] પરંતુ ચીની લખાણો પ્રમાણે આ પરાજયને અરબ અને તિબેટનાં સંયુક્ત સૈન્યોના પરાજય વડે ઈ. સ. ૭૧૩ માં ભૂંસી નાખવામાં આવ્યો.[52] પછીનાં વર્ષોમાં, ચીનમાં થયેલાં તોફાનોને સહારે, તિબેટે ઉપલી હોઅંધો પરના હોસી સુધી પૂર્વ જીતી લીધું અને ઈ સ. ૭૨૯ માં ચીનનું આધિપત્ય માન્ય કરવાનું બંધ કર્યું. ઈ. સ. ૭૫૦ ના અરસામાં એ થોડો વખત ચીનના સાથી શદો તુર્કો વડે એ નિર્બળ થયો તોપણ તિબેટના રાજાએ નીચે યંગત્સેકિયંગ ખીણ જેટલે સુધી પોતાની સત્તા ફેલાવી કે ઈ. સ. ૭૮૭ માં ચીનનો શહેનશાહ, બર્માની પૂર્વે આવેલ યુનાનનો રાજા, અમુક હિંદી ઉપરીઓ અને આરબો તિબેટ સામેની સંધિમાં જોડાયા. મહાન થિસરોંગ (ઈ. સ. ૮૦૩-૮૪૫) અને એના ઉત્તરાધિકારી થિતસોંગ-તી (ઈ. સ ૮૭૮-૯૦૧)ની નીચે તિબેટની સત્તા વધી, તેથી એ ઘણું સંભવિત લાગે છે કે નવમી સદી દરમ્યાન તેઓ યુનાન પર ફરી વળી ત્યાં વસેલા.[53] જે દક્ષિણપૂર્વે યુનાનમાં ગયા તે તિબેટીઓમાં કિડારાઈટો અને શ્વેત હૂણો હતા એને એ હકીકતથી સમર્થન મળે છે કે લગભગ ઈ. સ. ૧૨૯૦ માં, માર્કો પોલો અને રશીદ-ઉદ્-દીન એ બંને પ્રમાણે, યુનાનનું પ્રચલિત નામ

કારાજંગ હતું, જેનું પાટનગર યચી હતું અને જેના લોકો ખાસ ભાષા બોલતા.[૫૪] કારાજંગ નામ મોગોલ હતું. એનો અર્થ કાળા લોકો થતો અને એ ચગંજંગ કે શ્વેતો તરીકે ઓળખાતી અમુક ઊજળી ટોળીઓથી રહેવાસીઓના સમૂહનો ભેદ બતાવવા પ્રયોજાતું. કારાજંગનો રાજા હિંદુ ઉત્પત્તિનો હતો એ એના બિરુદ 'મહારા' કે 'મહારાજ'થી દર્શાવાય છે. હિંદુ તત્ત્વ કાબુલ-ખીણમાંથી આવ્યું એ એના હિંદુ નામ કંદહાર અર્થાત્ ગંધાર કે પેશાવરથી દર્શાવાય છે. આ નામ યુનાન માટેના બર્મી ગંદાલરિટ( ગંધાર-રાષ્ટ્ર )રૂપે હજી પ્રચલિત છે.[૫૫] યુનાનની અને પેશાવરની આસપાસની ભૂમિઓ વિશે રશીદ-ઉદ્-દીન જે વિચિત્ર ગોટાળો કરે છે તે કદાચ એના સમયમાં એ બે સ્થળો વચ્ચેનો સંબંધ હજી જાણમાં હતો તે કબૂલ રખાતો એ હકીકતને કારણે છે.[૫૬] યુનાનના ચગંજંગ જેવા અજાણ્યા શ્વેતોની વધુ નિશાની દક્ષિણપૂર્વે અનીન કે હોનલીમાં મળે છે, જેમનું નામ હૂણો સૂચવે છે ને જેમનો ચાંદીનાં ઘરેણાં માટેનો શોખ એમને એમના પાડોશીઓથી તરત જ અલગ પાડે છે ને એમને ભારત સાથે સાંકળે છે.[૫૭] આ નિશાનીઓને હૂણો અને કિડારોના યુનાન અને અનીન તરફના સંભવિત દેશાંતરગમનને નિશ્ચિત કરતી તરીકે સ્વીકારવામાં આવે તોપણ અનીન અને અંગકોર વચ્ચે ગણનાપાત્ર ગાળો રહે છે. કંબોડિયાના ત્રણ સ્થાનિક મુદ્દા આ ગાળો પૂરવામાં કેટલોક ફાળો આપે છે. પહેલો મુદ્દો એ છે કે સિયામ અને કોચીન-ચીનના લોકોથી ઊલટી રીતે ખ્મેર લોકો મોંગોલૉઈડની ઘણી અલ્પ નિશાનીવાળી, બીજી હિંદીચીની બોલીઓના તાર-સ્વરો વિનાની ભાષાવાળી અને ચોટલી સિવાયના ભાગમાં ટૂંકા કાપેલા વાળવાળી પ્રબળ સુદૃઢ જાતિ હતા; બીજો મુદ્દો એ છે કે ખ્મેર લોકો ઉત્તરી ઉત્પત્તિનો દાવો કરે છે; અને ત્રીજો એ છે કે નાખોનવાટને મળતા મહત્ત્વના સ્થાપત્ય-અવશેષ અંગકોરથી ઉત્તરે સાઠેક માઈલ પર સિયામની સીમાઓની અંદર મળ્યા છે.[૫૮] એક વધુ મુદ્દો વિચારવાનો છે: શ્વેત હૂણો અને કિડારોમાંથી થયેલી ઉત્પત્તિ કંબોડિયન પૂજાના નાગ પાસા સાથે કેટલે સુધી સુસંગત છે? હ્યુએન ત્સિઅંગની તારીન, ઓકસસ અને સ્વાત-ખીણોની વિગતોમાં નાગપૂજાની સ્પષ્ટ વૃદ્ધિ જેટલું કંઈ નોંધપાત્ર નથી. ઈ. સ. ૪૦૦ માં ફાહ્યાને એ દેશોમાં નાગોનો ભાગ્યેજ ઉલ્લેખ કર્યો છે; નાગોને ઈ. સ. ૫૨૦ માં સુંગ-યુનની નજરે કંઈ વધુ મહત્ત્વ મળ્યું લાગે છે; અને મહાયાનના પ્રતિપાદક હ્યુએન-ત્સિઅંગને મન નાગો સર્વત્ર છે, જે સર્વ આપત્તિઓ, ધરતીકંપો, તોફાનો અને રોગોના કારણભૂત છે. બૌદ્ધ ધર્મ રાજ્યધર્મ હશે, પરંતુ ભાગ્યનું રહસ્ય નાગને પ્રસન્ન કરવામાં રહેલું છે.[૫૯]

પાંચમી અને છઠ્ઠી સદીઓ દરમ્યાન વાયવ્ય હિંદમાં વધેલી નાગપૂજાની આ સ્પષ્ટ મહત્તા અંશતઃ પૂર્વકાલીન બૌદ્ધ ધર્મની પડતીને લીધે અને અંશતઃ હ્યુએન ત્સિઅંગના પ્રોત્સાહક અદ્ભુત રસિક સ્વભાવને લીધે થઈ હશે. છતાં આટલી નોંધપાત્ર મહત્તા એ સંભવિત રીતે ઠરાવે છે કે બૅક્ટ્રિઆ કાબુલ અને પંજાબના પાંચમી અને છઠ્ઠી સદીના મહાન વિજેતાઓમાંના જે કેટલાકની નિશાની કમાઉં અને ગઢવાલ ડુંગરોના નાગપૂજક નાગોમાં અને ટક્કોમાં રહી હશે તેમને માટે નાગ એ પૂજાનો મુખ્ય પદાર્થ હતો. મંદિર-અવશેષો દર્શાવે છે કે પ્રાયઃ સિંધુ પારથી લાવેલા પ્રશિષ્ટ સ્થાપત્યનું જ્ઞાન ધરાવતા, કાશ્મીરના સાતમી અને આઠમી સદીના રાજાઓ નાગપૂજક હતા.[૬૦] તિબેટમાં થયેલ ધર્મનું નવમી સદીનું સંસ્કરણ મુખ્યત્વે કાશ્મીરમાંથી આવેલું હતું અને સુધારેલા ધર્મના અઢાર મુખ્ય દેવોમાં મહાન નાગને સ્થાન હતું એ હકીકત એ મતનું સમર્થન કરે છે કે તિબેટમાં થઈને કાશ્મીરનાં નાગમંદિરોની યોજના અને પ્રશિષ્ટ વિગતો પસાર થઈ, જે વધુ સંપત્તિ અને વૈભવમાં કંબોડિયામાંના અંગકોરના નાખોનવાટમાં પુનરાવર્તન પામે છે.[૬૧]

સિયામી પૂજારીઓએ મોટા મંદિરને બુદ્ધની પ્રતિમાઓથી ભર્યું તે પહેલાં એ નાગપૂજાને અર્પણ થયેલું હતું એ વિશે લેફ. ગાર્નિઅર અને સર એચ. યુલે એ બંનેએ શંકા ઉઠાવી છે[૬૨] એ ખરું છે. આ વાંધા છતાં અને પ્રતિમાઓમાંની કેટલીક પહેલેથી બૌદ્ધ હોવા છતાં, મહાન નાખોનમાં બૌદ્ધ ધર્મની બધી નિશાનીઓ પ્રક્ષિપ્ત છે એવા મિ. ફર્ગ્યુસનના નિર્ણયોને સ્વીકારવાનો ઇનકાર કરવો મુસ્કેલ છે. સ્થાનિક સંજોગો અને પૂજાર્હ તાલે સૅપ સરોવર આ નિર્ણયનું સમર્થન કરે છે. જે પોતાની મેળે સરોવરને સૂકી મોસમમાં ખાલી કરે છે ને વર્ષાઋતુમાં મત્સ્યનો જળપાક તેમજ ધાન્યનો જમીનપાક આપીને એને પાછું ભરી દે છે તેવી મોટી કુદરતી પ્રણાળી વડે મેકોંગ નદીને જોડાયેલા, ૧૦૦×૩૦ માઈલ વિસ્તારના, મહાસરોવર તાલે સૅપ કરતાં વધારે પવિત્ર કયું નાગસ્થાન કલ્પી શકાય? જળના રક્ષક સ્વામી તરીકે કરતાં નાગનું વધારે લાક્ષણિક કાર્ય શું? વળી અંગકોર અને યુનાનની વચ્ચે, બહુ દૂર નહિ, વાંકાચૂકા વ્યાલ તરીકેના નાગનું વડું મથક હતું. યચી નગરની પશ્ચિમે દસ દિવસના અંતરે આવેલા કરરજનમાં માર્કો પોલો (ઈ. સ. ૧૨૯૦) એ દસ પાદ લાંબાં, ઘણાં મોટાં માથાં, રોટલા કરતાં મોટી આંખો, માણસને આખો ગળી શકે તેવા અણીદાર દાંતથી સુશોભિત મુખો, પાનીઓ માટેના પંજાવાળા બે આગલા પગ અને મંજૂષા જેવડા મોટા કદનાં શરીર ધરાવતા સર્પો અને મોટા અજગરોની ભૂમિ જોઈ હતી.

એ ઉમેરે છે: 'આ અજગરો રોકી શકે તેવાં પિતા અને માતા વિનાનાં સિંહ તથા રીંછનાં બચ્ચાંને ગળી જાય છે. દરેક માણસ અને પશુ તેઓના ભયમાં ધ્રૂજતાં રહે છે.' આ શોધોમાં પણ નાગ સંસ્કારને લગતાં રક્ષક તત્ત્વરૂપે હતો. એની અંદરથી નીકળતું પિત્ત હડકાયા કૂતરાના ડંસને રૂઝવે છે, સખત મજૂરી કરતી સ્ત્રીને છુટકારો કરાવે છે, ખંજવાળ મટાડે છે કે એ વધારે ખરાબ પણ નીવડે. વળી એ છેવટમાં નોંધે છે કે આ અજગરોનું માંસ ઉત્તમ આહાર અને લહેજતદાર છે.[૬૩]

## પાદટીપો

૧. Sir Stamford Raffle's *Java*, II, 83. જાવાથી હિંદુઓ બોર્નિઓમાંના બંજર મસ્સીન પાસે જઈ વસ્યા; એ પ્રાયઃ હિંદુ વસાહતોમાં સહુથી પૂર્વની છે (Jour. R. A. Soc. IV. 185). હિંદુ આકૃતિઓવાળાં ચડિયાતી કારીગરીનાં મંદિર વાહૂમાં પણ છે; એ સમુદ્રતટથી ૪૦૦ માઈલ દૂર છે. Dalton's Diaks of Borneo *Jour. Asiatique (N. S.)* VII, 153. હિંદુ અસરનો તદ્દન પશ્ચિમમાંથી દાખલો ટાંકીએ. ૧૮૭૩માં એક ભારતીય સ્થપતિ એબિસિનિયામાં ગોંડર ખાતે મહેલ બાંધતો મળ્યો હતો. Keith Johnson's *Africa*, 269

૨. Raffle's *Java*, II, 65-85. Lassen's *Indische Alterthumskunde*, II, 10, 40; IV, 460 સરખાવો.

૩. Raffle's *Java*, II. 87

૪. Tod's *Annals of Rajasthan* (Third Reprint) i. 87 સરખાવો. અઢાર વર્ષના સરેરાશ રાજ્યકાલ સાથે લગભગ ઈ. સ. ૧૨૦૦થી પાછળ ગણતાં, ઓગણચાળીસ ચોહાણ ઉત્તરાધિકારીઓનો સમય ઈ. સ. ૪૯૮ આવે છે.

૫. ભીનમાલ પરની પૃ. ૪૬૭ની નોંધ સરખાવો.

૬. કનિંગહમ (*Ancient Geography*, 43 અને Beal's *Buddhist Records*, I. 109 note 92) પ્રમાણે હસ્તિનગર કે આઠ નગરોનું સ્થળ પેશાવરથી ૧૮ માઈલ ઉત્તરે સ્વાત નદી પર આવેલું છે. વૈદિક અને પ્રાચીન મહાભારત-સમયમાં હસ્તિનાપુર ગંધારનું પાટનગર હતું (Hewitt Jour. Roy. As. Soc., XXI. 217). સાતમી સદીમાં એ પુષ્કલાવતી કહેવાતું (Beal's *Buddhist Records*, I, 109).

સિંધુની પૂર્વે આવેલા દેશનું પાટનગર તક્ષિલા અટકથી લગભગ ૪૦ માઈલ પૂર્વે કાલકસરઈ પાસે શાહડેરીમાં આવેલું હતું (Cunningham's *Ancient Geography*,

105 ). કનિંગહમ ( એજન ૧૦૯ ) પ્રમાણે તક્ષિલા અલેકઝાન્દરના સમયથી ઈસ્વી પાંચમી સદી સુધી મોટું શહેર રહ્યું હતું. પછી એને સ્પષ્ટતઃ મહાન શ્વેત હૂણ વિજેતા મિહિરકુલે ( ઈ. સ. ૫૦૦–૫૫૦ ) ઉજ્જડ કરી. ૧૦૦ વર્ષ પછી હ્યુએન ત્સિઅંગે એની મુલાકાત લીધી ત્યારે એ દેશ કાશ્મીર નીચે હતો, રાજકુલ લુપ્ત થયું હતું ને અમીરો સત્તા માટે લડતા હતા ( Beal's *Buddhist Records*, I. 136 ).

રુમદેશના ઉલ્લેખ સિયામ અને કંબોડિયાની તેમજ જાવાની અનુશ્રુતિઓમાં રહેલા છે. રુમના કાફલા બંગાળા અને ઓરિસ્સાની અનુશ્રુતિઓમાં પણ સમુદ્રકાંઠા પર હુમલો કરતા નોંધાયા છે ( Fergusson's *Architecture*, III. 640 ). રુમના ઉલ્લેખને કંબોડિયન મંદિર મહાન અલેકઝાન્દરની કૃતિ હતાં એ અનુશ્રુતિ સાથે જોડતાં કર્નલ યુલે ( *Ency. Brit.*, Article on Cambodia ) રુમને ગ્રીસ કે એશિયા માઇનોરના મુસલમાની અર્થમાં ઘટાવે છે ( *Architecture*, III. 640 ). વિવિધ ઉલ્લેખોએ ફર્ગ્યુસનને સૂચવ્યું કે આ પરાક્રમો બંગાળાના ઉપસાગરમાં ખેડાયેલા રોમન વેપારની અસ્પષ્ટ સ્મૃતિ છે, પરંતુ રોમનો નિયમ હતો કે કોઈ કાફલો સિલોનની પૂર્વે પસાર થવો જોઈએ નહિ ( Reinaud *Jour. As. Ser.* VI, Tom. I, page 322 ). આ નિયમ પ્રસંગવશાત્ બાજુએ મુકાતો હશે; જેમકે ઈ. સ. ૧૬૬ માં જ્યારે શહેનશાહ માર્કસ ઑરેલિયસે સમુદ્રમાર્ગે ચીનમાં એલચી મોકલેલો. છતાં એ અસંભવિત લાગે કે બંગાળાના ઉપસાગરમાં રોમન વેપાર જાવા અને કંબોડિયાની અનુશ્રુતિમાં વસાહતી અને સાંસ્થાનિક તરીકે સ્થાન પામવાને કદી પૂરતો સક્રિય હતો. રોમના સંબંધ ભારતના પશ્ચિમ ભાગ સાથે ગાઢ અને મહત્ત્વના હતા, નહિ કે પૂર્વ સાથે. માર્ક ઍન્ટોનીના સમયથી જસ્ટિનિઅનના સમય સુધી એટલે કે ઈ. પૂ. ૩૦ થી ઈ. સ. ૫૫૦ સુધી પાર્થિઆઈઓ અને સાસાનીઓ સામે મૈત્રીબદ્ધ તરીકેના એમના રાજકીય મહત્ત્વે તથા પૂર્વ અને પશ્ચિમ વચ્ચેના મુખ્ય વેપારમાર્ગોમાંના એકના નિયામકો તરીકેના વાણિજ્યિક મહત્ત્વે કુષાણો કે શકો જે સિંધુખીણ અને બૅક્ટ્રિયા પર સત્તા ધરાવતા તેઓની મૈત્રીને રોમ માટે સહુથી ભારે મહત્ત્વની બાબત બનાવી. એ મૈત્રી ગાઢ હતી એ હિરકેઈઅન એલચીઓને સિંધુના ઉપરવાસમાં અને કુષાણો કે ભારતીય શકોના મુલકોમાં થઈને રોમના એલચી ખાતામાંથી પાછા ફરતાં રક્ષણ આપતા રોમન સેનાપતિ કોરબુલોએ ઈ. સ. ૬૦ માં બતાવ્યું છે ( Rawlinson's *Parthia* 271 સરખાવો. ). ગાઢ સંબંધ તોલેમી( ઈ. સ. ૧૬૬ )એ અને લગભગ ૧૦૦ વર્ષ પછી ( ઈ. સ. ૨૪૭ ) "પેરિપ્લસ"ના કર્તાએ નોંધેલી સિંધુ-ખીણ અને બૅક્ટ્રિયાની સચોટ વિગતો વડે તેમજ "પેરિપ્લસ"માં જણાવેલી સિંધના રાજાઓ માટે જુદી મૂકેલી ભેટોની ખાસ કિંમત વડે દર્શાવાયો છે. આ લાંબા સળંગ સંબંધનું એક પરિણામ એ હતું કે કુષાણોને અને પેશાવર તથા પંજાબના બીજા રાજાઓને રોમન સિક્કાઓ, ખગોળ અને સ્થાપત્યનું જ્ઞાન પ્રાપ્ત થયું. કેટલાક અફઘાન કે બૅક્ટ્રિયન સિક્કાઓ પર "રોમ" શબ્દ હોય છે, જે સ્પષ્ટતઃ કોઈ અફઘાન શહેરનું નામ છે. આમ છતાં રોમે વાયવ્ય હિંદ પર આધિપત્ય જમાવવા કોશિશ કરેલી એવું ધારવાને કંઈ કારણ જણાતું નથી; કોઈ સ્થાનિક રાજાને રોમના મહાન નામનો ઉપયોગ કરવા દેવામાં આવતો એવું ધારવું તો એનાથીયે ઓછું સંભવે છે. એ સંભવિત લાગે છે કે બંગાળાના ઉપસાગરમાં

રુમના કાફલાના અમુક ઉલ્લેખ અરબ અલ-રમીના અર્થાત્ લંબરી કે વાયવ્ય સુમાત્રાના, સ્પષ્ટતઃ મલબાર કાંઠાના કાલ્ડિયન લઘુગ્રંથનું રોમાનિયાના કાફલાઓને લાગુ પડે છે (Yule's *Cathay* I, LXXXIX Note and *Marco Polo* II, 243.).

૭. ફર્ગ્યુસનનું *Architecture*, III., 640; *Ency. Brit.*, Cambodia માં યુલે સરખાવો.

૮. Java I, 411. ફર્ગ્યુસનનું *Architecture*, III, 640 સરખાવો.

૯. *Jour. Roy. As. Soc.* (*N.S.*) I, 356 માં યુલે અને ફર્ગ્યુસનનું *Architecture*, III, 631 જુઓ.

૧૦. જાવાના અવશેષો વિશે મિ. ફર્ગ્યુસન લખે છે ( *Architecture*, III, 644–648 ) : બોરો બોદ્દોરના મહામંદિરના સ્થાપત્યનાં શૈલી તથા લક્ષણ અજંટાની પશ્ચિમ ઘાટ પરની અને સાલસેટની અનુકાલીન ગુફાઓનાં શૈલી તથા લક્ષણ સાથે લગભગ મળતાં આવે છે. શૈલીનું સામ્ય ગંધારના તખ્ત-ઇ-બહીનાં મકાનો સાથે લગભગ સરખી નિકટતા ધરાવે છે (એજન, ૬૪૭). વળી (પૃ. ૬૩૭) એ કહે છે: જાવામાં આવેલા હિંદુઓ હિંદના પશ્ચિમ કિનારેથી આવેલા. તેઓ સિંધુની ખીણમાંથી આવેલા, ગંગાની ખીણમાંથી નહિ. વળી ફરી, અજંટા ગુફાઓમાંની નં. ૧૬ નું વર્ણન કરતાં, મિ. ફર્ગ્યુસન અને મિ. બર્જેસ ( *Rock-Cut Temples*, 345, Note 1 ). લખે છે: આ આકૃતિઓની રચના જાવામાંના બોરો બોદ્દોર મંદિરમાંની સાથે એવી લગભગ એકસરખી છે કે બંને ૭ મી સદીના ઉત્તરાર્ધમાં કે કાંઈક પછીના સમયમાં એક જ શિલ્પીએ કરેલી કૃતિઓ હોવી જોઈએ. બૌદ્ધો ૫ મી સદીમાં જાવામાં નહોતા. તેઓ એ પછી જલદી જવા લાગ્યા હશે, કેમકે બોરો બોદ્દોરમાં ગણનાપાત્ર સ્થાનિક તત્વ રહેલું છે.

૧૧. દરિયાવાટની જાવાની સફરોને લગતી અનુશ્રુતિઓ મારવાડમાં રહેલી છે. એપ્રિલ ૧૮૯૫ માં ભીનમાલમાં એક ભાટે ઉજ્જનના ભોજ રાજાએ પોતાના પુત્ર ચંદ્રભન પર ગુસ્સે થઈ એને કેવી રીતે કાઢી મૂક્યો એ નિરૂપેલું. એ પુત્ર ગુજરાત કે કાઠિયાવાડના બંદરે ગયો, એણે ત્યાં વહાણ મેળવ્યાં ને જાવા તરફ હંકાર્યાં. એણે પોતાની સાથે પોતાના બ્રાહ્મણ તરીકે માઘ પંડિતના પુત્રને લીધો. બીજી કથા દુઃખભંજક વિક્રમે, પોતાનો પુત્ર શત્રુના શાપથી શિલામાં ફેરવાઈ જતાં, વિલાપ કરતી જાવાની સ્ત્રીને કેવી રીતે સ્વપ્નમાં જોઈ એ કહે છે. વિક્રમ સફર કરી જાવા ગયો, એણે ત્યાં એ સ્ત્રીને શોધી કાઢી અને શાપ દૂર કર્યો. ત્રીજી દંતકથા પ્રમાણે વીર પરમારના પૌત્ર ચંદ્રવને સ્વપ્નમાં એક સુંદર સ્ત્રી જોઈ. એણે એની શોધમાં બધે પ્રવાસ કર્યો. છેવટે એક ઋષિએ એને કહ્યું કે એ છોકરી જાવામાં રહે છે. એણે દરિયાવાટે પ્રયાણ કર્યું ને ઘણા ભયો અને વિસ્મયો પછી એણે જાવામાં સ્વપ્ન-કુમારીને શોધી કાઢી. ભીનમાલના લોકો નીચે જણાવેલી ગુજરાતી કહેવતથી માહિતગાર છે: જે જાય જાવે તે કદી નહિ આવે; આવે તો સાત પિઢી બૈઠકે ખાવે.

૧૨. બીજી વાચના છે :-

જે જાય જાવે તે ફરી ન આવે; જો ફરી આવે તો પરિયાં પરિયાં ખાવે, એટલું ધન લાવે.

૧૩. *As. Res.* XIII. 157 માં Crawford (ઈ. સ. ૧૮૨૦) અને *Ind. Alt.* II. 1046 માં Lassen સરખાવો.

૧૪. નીચેની વિગતો ગુજરાતના હિંદુ વહાણવટાના ઉપલબ્ધ પુરાવાનો સાર આપે છે. ગ્રીક લેખકો પ્રમાણે, એમનાં વિધાનોને અતિશયોક્તિથી મુક્ત રીતે સ્વીકારવાં મુશ્કેલ હોવા છતાં, જ્યારે ઈ. પૂ. ૩૨૫ માં અલેકઝાન્દર સિંધુ તરફ નીચે ઊતર્યો ત્યારે નદીએ દરિયાઈ વેપારની નિશાની બતાવેલી નહિ. જો એ સમયે સિંધુના મુખ આગળ દરિયાઈ વેપાર એટલો અલ્પ હોય કે એમની નજર બહાર રહે, તો એમ ધારવું વાજબી લાગે છે કે અલેકઝાન્દરનાં વહાણ-બાંધકામ અને કાફલાએ ઊંડી દરિયાઈ સફરની શરૂઆત કરાવી, જેને ઈસ્વી સન પહેલાંની અને પછીની સદીઓ દરમ્યાન પશ્ચિમ ભારતમાં પ્રવેશેલી અને ત્યાં શાસન કરતી દૃઢ અને પ્રબળ ઉત્તરી જનજાતિઓના સળંગ વંશે વિકસાવ્યા કરી.*

* અલેકઝાન્દરે સિંધુ પર પોતાની હોડીઓ બંધાવી (Mc Crindle's *Alexander*, 77) તે આ હોડીઓ હાયડેસ્પિસ (જેલમ) પર (પૃ. ૧૩૪ ટી. ૧) લઈ ગયો (પૃ. ૯૩ અને ૧૩૧), જ્યાં એણે કેટલીક દેશી હોડીઓ જોઈ; એણે ત્રીસ હલેસાંવાળી નાની ચપટી હોડીઓનો નાનો કાફલો બંધાવ્યો; એણે ગોદીઓ બંધાવી (પૃ. ૧૫૬-૧૫૭); એના નાવિકગણમાં ફિનિશિયનો, સાઇપ્રિયનો, કેરિયનો અને ઇજિપ્શિયનો હતા.

વિન્સન્ટ પ્રમાણે (*Periplus*, I. 25, 35, 254) એગેથરકિદીસ(ઈ. પૂ. ૨૦૦)ના સમયમાં અરબસ્તાન અને સિલોનનાં બંદર પૂરેપૂરાં ગુજરાતના લોકોના હાથમાં હતાં. ઈસ્વી બીજી સદી દરમ્યાન જ્યારે મહાન રુદ્રદામા (ઈ. સ. ૧૪૩-૧૫૮) નીચે સૌરાષ્ટ્રનો સિંહ કે ક્ષત્રપ વંશ સત્તાની પરાકાષ્ઠાએ હતો ત્યારે શિગ્રેન્તશો એટલે સિંધુના હિંદીઓ દરિયાવાટે ચીનમાં ભેટો લાવતા (*Journal Royal Asiatic Society* for January 1896, page 9). ઈ. સ. ૧૬૬ માં (કદાચ ઉપર જણાવેલા છે તે જ) રોમન શહેનશાહ માર્કસ ઑરેલિયસે હાથીદાંત, ગેંડાનાં શીંગડાં અને બીજી ચીજો—સ્પષ્ટતઃ પશ્ચિમ હિંદની પેદાશ લઈને એલચીઓને દરિયાવાટે ચીન મોકલેલા (De Guignes *Huns*, I Part. I, 32). ઈ. સ. ત્રીજી સદીમાં ઈ. સ. ૨૪૭ માં પેરિપ્લસનો કર્તા (Mc Crindle 17, 52, 64, 96, 109) પૂર્વઆફ્રિકા અને ઈરાનનાં બંદરોમાં મોટાં હિંદુ વહાણો અને સોકોત્રાના ઉત્તર સમુદ્રતટ પર હિંદુ વસાહતો અવલોકે છે. લગભગ એક સદી પછી, દીવેની કે દીવના ચાંચિયા જેઓને મહાન કોન્સ્ટન્ટાઇન (ઈ. સ. ૩૨૦-૩૪૦) પાસે બાન મોકલવા પડેલા, જેમાંનો એક થીઓફિલસ, પછીથી ખ્રિસ્તી બિશપ હતો, તેનો સંદિગ્ધ ઉલ્લેખ (Wilford in *Asiatic Researches*, IX. 224) આવે છે. જોકે ક્ષત્રપો (ઈ. સ. ૭૦-૪૦૦) દરિયાવાટે તેમજ જમીનવાટે શાસન કરતા હતા એ ઘણું સંભવિત છે, છતાં તાજી દરિયાખેડુ શક્તિ શ્વેત હૂણો(ઈ. સ. ૪૫૦-૫૫૦)ના જુઅન-જુઅન કે અવરો (ઈ. સ. ૩૯૦-૪૫૦)ના સિંધ અને સૌરાષ્ટ્રના સમુદ્રતટો પરનું આગમન દર્શાવતી

જણાય છે. ૫ મી અને ૬ ઠ્ઠી સદીઓ દરમ્યાન સિંધ અને ગુજરાતનાં બંદર પૂર્વમાંના નાવિક સાહસનાં મુખ્ય કેંદ્રોમાં નજરે પડે છે. નવા આગંતુકના ધર્મ પર સમુદ્રનો કેવો પ્રભાવ પડતો એ નવા કે પરિશોધિત દેવો શિવ—સોમનાથના પોસીદોન અને કૃષ્ણ—દ્વારકાના એપોલો કે સેંટ નિકોલસની આસપાસ એકઠી થયેલી ખ્યાતિથી દર્શાવાયું છે ( Tod's *Annals of Rajasthan*, I, 525 સરખાવો ). પાંચમી સદીમાં ( Yule's *Cathay*, I. lxxviii ) ઇસપહાનના હમઝા પ્રમાણે યુફ્રેતિસ પરના કુફા પાસેના હીરા મુકામે હિંદ અને ચીનનાં વહાણ હમેશાં લંગરતાં. ૬ ઠ્ઠી સદીના આરંભ( ઈ. સ. ૫૧૮-૫૧૯ )માં એક ઈરાની એલચી દરિયાવાટે ચીન ગયેલો ( એજન, ૧, ૭૪ ). લગભગ એ જ સમયે ( ઈ. સ. ૫૨૬ ) કૉસમસ ( એજન, ૧, ૧૭૮ ) સિંધુ કે દેબલ અને ઓરહોટ એટલે સોરઠ કે વેરાવળને સિલોન સાથેના વેપારનાં અગ્રિમ સ્થાનો તરીકે વર્ણવે છે. ૬ ઠ્ઠી સદીમાં, સ્પષ્ટત: શ્વેત હૂણો અને મિહિરો વડે હાંકી કઢાયેલા, સિંધુ દેશ અને કચ્છના જાટોએ બહરીન અખાતમાંના ટાપુઓમાં વસવાટ કર્યો ને જે કાફલા વડે લગભગ ઈ. સ. ૫૭૦ માં મહાન સાસાની નૌશીરવાને ( ઈ. સ. ૫૩૧-૫૭૪ ) નીચલા સિંધુ દેશ અને કદાચ સિલોન પર આક્રમણ કર્યું કહેવાય છે† તે કાફલાને કદાચ માણસ પૂરા પાડેલા.

† Reinaud's Me'moire Sur L'Inde, 125. નૌશીરવાનને સેરિંગદ્વીપના રાજા પાસેથી કરાંચી મળેલું એ વિધાન ( Elliot's History, I, 407; Tabari, II, 221 ) સિલોનની આ સફર વિશે સંદેહ ઊભો કરે છે. ૬ ઠ્ઠી સદીના અંતમાં કરાંચી કે દેવલસિંધી સિલોનના રાજાની ભેટમાં રહેલું હોઈ શકે નહિ. એ ઉપલા સિંધમાંના અરોરના શહરાઈ રાજાઓના, કદાચ શાહી તેગીન દેવજ ( શાહીનદેવમાં સંક્ષિપ્ત )ના કબજામાં હતું ( Cunningham, Oriental Congress, I. 242 સરખાવો). ગેરરેઝ (J. As., Ser. VI, Tom. XIII, 182 Note 2) પ્રમાણે આ સેરેનદીપ એ સુરનદેબ એટલે કે સીરિયા અને અંતિયોક સ્થળો છે, જેને નૌશીરવાને લીધાં હોવાનું જાણવામાં આવ્યું છે. ગુજરાત અને સિલોન વચ્ચે ગાઢ સંબંધ સૂચવતા જણાય તેવા ઘણા બીજા ઉલ્લેખ એટલા જ સંદિગ્ધ છે. મહાભારત-( ઈ. સ. ૧૦૦-૩૦૦ )માં સિંહલો વૈદૂર્ય, હાથીઓના સાજ અને મૌક્તિક-રાશિઓ લાવે છે. સમુદ્રગુપ્તના અભિલેખ( ઈ. સ. ૩૯૫ )માં સિંહલકનો અર્થ ( *Early Gujarat History*, page 64 and note 5 ) અનિશ્ચિત છે. મિહિરકુલ ( ઈ. સ. ૫૩૦ )નો કે લલિતાદિત્ય( ઈ. સ. ૭૦૦ )નો સિલોન-વિજય ઐતિહાસિક હોઈ શકે નહિ. ઈ. સ. ૧૦૦૫ માં જ્યારે મુલતાનના કૉર્માશિયન રાજા અબુલ ફાથા પર ગઝનીના મહમૂદે હુમલો કરેલો ત્યારે એ સિલોન ગયેલો ( Reinaud's Memoire 225 ). જ્યારે સોમનાથ લેવાયું ( ઈ. સ. ૧૦૨૫ ) ત્યારે લોકો સિલોનની સફરે નીકળ્યા ( એજન ૨૭૦ ).

લગભગ એ જ સમયે ( Fergusson, Architecture, III. 612 ) સુવર્ણ-દ્વીપકલ્પ માટેના બંદર તરીકે કૃષ્ણા નદીના મુખમાના અમરાવતીનું સ્થાન ગુજરાત અને હિંદના પશ્ચિમ કિનારેથી થતી સીધી સફરે લઈ લીધું હતું. ઈ. સ. ૬૩૦ માં હ્યુએન ત્સિઅંગે (Beal's *Buddhist Records*, II, 269) સુરાષ્ટ્રના લોકોને વેપાર અને

વેપારી ચીનેના વિનિમયમાં રોકાઈ, દરિયામાંથી પોતાનું ગુજરાન મેળવતા તરીકે વર્ણવ્યા છે. એ વળી અવલોકે છે કે ઈરાનનાં શહેરામાં હિંદુએ વસ્યા હતા ને પોતાના ધર્મનું પૂર્ણ આચરણ ભોગવતા હતા (Reinaud's *Abulfeda,* ccclxxxv). શરૂઆતના (ઈ. સ. ૬૩૭-૭૭૦) મુસ્લિમ દરિયાઈ હુમલાઓમાં અરબ નહિ, પણ જાટનું વર્ચસ હતું, એ વાત, આ દરિયાખેડુ સાહસો અરબસ્તાનમાં નહિ, પણ ઈરાની અખાતના જાટ-વસ્તીવાળા કિનારાઓમાં શરૂ થયેલાં, ૫૦ થી વધુ વર્ષથી રાજ્યના અરબ વડાએ તેઓને મનાઈ કરતા ને ભૂમધ્યમાં જ્યાં જાટ તત્ત્વ નહોતું ત્યાં અરબો દરિયામાં સત્તાહીન હતા એ હકીકત વડે ઘણી સંભવિત થાય છે (Elliot, I. 416, 417 સરખાવો). ૭ મી અને ૮ મી સદીઓમાં જ્યારે ગુજરાતથી જાવા અને કંબોડિયામાં દરિયાવાટે મુખ્ય દેશાંતરગમન થયાં ત્યારે ચીની કાફલાઓએ દીવની મુલાકાત લીધી (Yule's *Cathay,* LXXIX), ને ઈ. સ. ૭૫૯ માં અરબો અને ઈરાનીઓએ કેન્ટોનને ઘેરો ઘાલ્યો અને દરિયાવાટે જતાં અને પાછા ફરતાં કોઠારોને લૂંટ્યા એ હકીકત સૂચવે છે કે જાટ લોકો નાવિકો તેમજ ચાંચિયા હતા.*

* પછીના સમયે (ઈ. સ. ૧૩૪૨) ચાંચિયાઓ સામેના રક્ષણકાર તરીકે એબિસિનિયનોના સંરક્ષણ સાથે કંદહાર (ભરૂચની ઉત્તરે આવેલ ગંધાર)થી ચીનની સફરે ગયેલું ઇબ્ન બતુતાનું મોટું વહાણ સરખાવો (Reinaud's *Abulfeda,* clxxv).

સિંધ, કચ્છ અને ગુજરાતના સમુદ્રતટો પર જાટ ઉપરાંત ઉત્તરની આગંતુક જનજાતિઓમાંની કેટલીય જાતિઓ દરિયામાં નોંધપાત્ર ઉત્સાહ દાખવતી, એ યાદ રાખવાનું છે કે થાણાના અંકશાસ્ત્રીય અહેવાલમાં આપેલી વિગતો (*Bombay Gazetteer,* XIII, Part II, 433) મુજબ દરિયાઈ સાહસનો આ નોંધપાત્ર ઊભરો ઉત્તરના આગંતુક લોકોના જોમને લઈને જ નહિ, પણ એ હકીકતને લઈને હશે કે એમાંના કેટલાક, કદાચ લોહકામ કરતા પ્રસિદ્ધ તુર્કો (ઈ. સ. ૫૮૦-૬૮૦) પોતાની સાથે લોહચુંબકનું જ્ઞાન લાવ્યા ને ધાર્મિક કૌશલ અને ગુપ્તતા ધરાવતા સ્થાનિક બ્રાહ્મણોએ સળિયાને દૈવી મચ્છી-યંત્રનો ઘાટ આપ્યો; તેલની કથરોટમાં તરતા એ યંત્ર સાથે એ વહાણના કોઈ ખાનગી ભાગમાં મસલત કરતો ને જ્યારે તારાઓ છુપાઈ જતા ત્યારે નાવિકને કઈ દિશામાં હંકારવું એ બાબત દોરવણી આપતો. આગંતુક દરિયાખેડુ વર્ગોમાં, મકરાણ અને સિંધના દરિયા-કિનારાઓ પર બૌદ્ધ, કર્ક અને મેર લોકો હતા ને કચ્છ અને સૌરાષ્ટ્રના દરિયાકિનારાઓ પર ગાઢ રીતે સંકળાયેલા મેર અને ગુર્જર લોકો હતા. ૭ મી અને ૮ મી સદીઓમાં ગુર્જરો, મુખ્યત્વે ચાપ કે ચાવડા કુલના, દ્વારકા અને સોમનાથ એ બંને સ્થળોએ અને વળી અંદરના ભાગમાં, સત્તારૂઢ થયા હતા. અગાઉ નોંધ્યા પ્રમાણે, આ પરિવર્તન જાટ લોકો ઈરાની અખાત અને રાતા સમુદ્રના કિનારે વસવા કેમ મથતા એ સમજાવે છે. લગભગ ઈ. સ. ૭૪૦ માં જે ચાપો કે ચાવડાઓ દોઢ સદી સુધી દ્વારકા અને સોમનાથમાં સત્તા ધરાવતા હતા તેઓએ અણહિલવાડ પાટણમાં પોતાની સત્તા સ્થાપી. તેઓની અનુશ્રુતિ પ્રમાણે રાજા વનરાજે (ઈ. સ. ૭૨૦-૭૮૦) અને એના ઉત્તરાધિકારી યોગરાજે (ઈ. સ. ૮૦૬-૮૪૧) ચાંચિયાગીરી નાબૂદ કરવા ઘણા પ્રયત્ન કર્યા. યોગરાજના પુત્રોએ

આબોહવાના દબાણને વશ થઈ વેરાવળમાં આવી પડેલાં કેટલાંક બંગાળા કે બોટનાં વહાણોને લૂંટ્યાં, રાજાએ કહ્યું: "મારા પુત્રો, મહામહેનતે આપણે રાજવી કક્ષાના ચાવડા થવા મથતા હતા; તમારો લોભ આપણને ચોરો તરીકેના આપણા જૂના ઉપનામ પર પાછા ફેંકે છે.) યોગરાજે સ્વસ્થ થવા ના પાડી ને ચિતારોહણ કર્યું (Dr. Bhagvanlal's History, 154). આ વાત દૃષ્ટાંતકથા હોવાનું જણાય છે. ચાંચિયાગીરી નાબૂદ કરવાના યોગરાજના પ્રયત્નોએ જાટ લોકોના મોટા સમૂહોને ગુજરાતના દરિયા-કિનારાઓથી હાંકી કાઢ્યા લાગે છે. ઈ. સ. ૮૩૪-૩૫ માં ઇબ્ન અલથીર (ઈ. સ. ૮૩૪) મુજબ, દૂજાથ કે જાટ લોકોથી ભરેલો કાફલો તાઇગ્રિસ નદી પર ઊતર્યો, તેઓને અટકાવવા માટે ખલિફાતનું સઘળું સૈન્ય મોકલવું પડેલું. જે મુસ્લિમોના હાથમાં પડ્યા તેઓને ગ્રીક સામ્રાજ્યની સીમા પર આવેલ અનાશરબે તરફ મોકલવામાં આવ્યા. દંતકથામાં જણાવ્યા મુજબ, ચાવડા રાજાના જે પુત્રોને, અર્થાત્ ચૌરો મેરો અને ગુર્જરોને એમણે હાંકી કાઢેલા તે જાટ લોકો કરતાં ચાંચિયા તરીકે ઓછા ભયાનક નીવડ્યા નહિ.†

† ઉત્તરના લોકોની અંતર્ભૂમિ જાતિ નાવિકત્વને કેવી તત્પરતાથી જીતે છે એના દૃષ્ટાંત તરીકે પોન્ટસના ફ્રેન્કોને સરખાવો, જે લગભગ ઈ. સ. ૨૭૯ માં થોડાં વર્ષોમાં પોન્ટસથી ભૂમધ્યનાં બંદરો તરફ પસાર થયા ને જેણે પોતાની પાછળ ગ્રીક સફરોની હદરૂપ માલ્ટાને છોડીને જિબ્રાલ્ટર થઈને બાલ્ટિક તરફ સફર કરી (Gibbon. I. 404-405).

લગભગ ૫૦ વર્ષ પછી, ઈ. સ. ૮૯૨ માં, અલ-બિલાદુરી, દરિયાઓ ઉપર ફરી વળતા ચાંચિયાઓ તરીકે મેર લોકોને અને સૌરાષ્ટ્ર અર્થાત્ દેવપાટણ કે સોમનાથના જે લોકો ચોરો કે ગુર્જરો હતા તેમને વર્ણવે છે.*

* Reinaud's Mémoire, Sur L'Inde, 200. ચોરવાડ અર્થાત્ વેરાવળ અને માંગરોળ પાસેના પ્રાચીન ચૌર કે ચાપ દેશના વેપારીઓ હાલ મુંબઈમાં ચાપડિયાઓ તરીકે જાણીતા છે. ચાપડિયાની પ્રાપ્ત સમજૂતી એમના મોટા અને ભારે શિરોવસ્ત્રના ઉપહાસાત્મક ઉલ્લેખમાં કહેવાય છે તેમ છાપરાવાળા માણસો છે, પરંતુ પોરબંદરનું શિરોવસ્ત્ર ખાસ મોટું નથી તેમ લાવણ્ય વગરનું નથી તેથી એ પ્રચલિત ખુલાસો શ્લેષ કરતાં વધુ ભાગ્યેજ હોઈ શકે. આ સૂચવે છે કે "ચાપડિયા" નામ જેઓએ વળી પોતાનું નામ ચાંપાનેરને આપેલું તે ગુર્જરોની પ્રાચીન ચાપ જન-જાતિની નિશાની છે. ચૌરોનું એ રાતા સમુદ્રમાંથી આવેલા હોવાની અનુશ્રુતિઓ સાથે અને સામુદ્રિક અરબસ્તાન તરીકે ટૉડે કરેલું વર્ણન (Western India, 250, 256) સોકોત્રાને બદલે શંખોદ્ધાર એટલે કે દ્વારકાની ઉત્તરે આવેલો ટાપુ ઘટાવવાનું પરિણામ છે.

બિલાદુરી (Reinaud, Sur L'Inde, 169) આગળ જતાં નોંધે છે કે ઈરાનીઓ અને અરબોએ જે જાતની વસાહત હિંદમાં કરેલી તે જ જાતની વસાહત જાટ અને બીજા હિંદીઓએ ઈરાનમાં કરી હતી. ૯ મી અને ૧૦ મી સદીઓ દરમ્યાન જે ગુજરાત રાજ્ય જાવામાં સ્થપાયું હતું તે સત્તાની ટોચે હતું (Ditto, *Abulfeda*,

ccclxxxviii), ૧૦ મી સદીની શરૂઆતમાં (ઈ. સ. ૯૧૫–૯૩૦) મસૂદી (Yule's Marco Polo, II, 344; Elliot, I, 65) સોકોત્રાને જે હિંદ અને ચીન જવા નીકળેલાં અરબ વહાણોનો પીછો પકડે છે તે બવારીજ કહેવાતા હિંદી ચાંચિયાઓના જાણીતા અખાડા તરીકે વર્ણવે છે. ૧૦ મી સદીના આરંભના વેપારી કાફલા માત્ર અરબ નહોતા. અણહિલવાડના ચૌરો ભોટ અને ચીનમાં કાફલા મોકલતા (Rās Mālā, I, 11). ને મેર અને ચૌર એ એકલા જ ચાંચિયા નહોતા. ૧૦ મી સદીની આખર તરફના સમયે (ઈ. સ. ૯૮૦) કથામાં ગ્રહરિપુ તરીકે ઓળખાતો ગ્રહારિ ચૂડાસમા, સોરઠ અને ગિરનારનો આહીર, મહાસાગરમાં એટલો બધો આવજા કરતો કે કોઈ સલામત નહોતું (Ditto, I, 11). ૧૧ મી સદીમાં (ઈ. સ. ૧૦૨૧) અલ બેરુની (Sachau, II, 104) નોંધે છે કે બવારિજ, જેઓનું નામ બેહરા કે બીરા નામની તેમની હોડીઓ પરથી પડેલું છે તે કચ્છના અને સોમનાથના મેર નામે દરિયાખેડુ લોકો હતા; સોમનાથ પૂર્વ આફ્રિકામાંના સોફાલા અને ચીનની વચ્ચે વેપાર કરતા વેપારીઓ માટેનું મુલાકાતી મથક હતું. લગભગ એ સમયે (ઈ. સ. ૧૦૨૫) જ્યારે ગઝનીના મહમૂદનો સામનો કરવામાં નિરાશ થયા ત્યારે સોમનાથના સંરક્ષકો દરિયાવાટે પલાયન થવા તૈયાર થયા,† ને પોતાની ફતેહ પછી મહમૂદે સિલોન જીતવા દરિયાવાટે ચડાઈ કરવી યોજી હોવાનું કહેવાય છે (Tod's Rajasthan, I. 108). બારમી સદીમાં ઇદ્રિસી (ઈ. સ. ૧૧૩૫) અવલોકે છે કે તાતરીય દિહરામો, એટલે કે ગુપ્તો (ઈ. સ. ૩૧૯–૫૦૦) અને શ્વેત હુણો (ઈ. સ. ૫૦૦–૫૮૦)ના સિંધ અને ગુજરાતના સિક્કા માડાગાસ્કર તેમજ મલાયા ટાપુઓમાં ચલણમાં હતા (Reinaud's Memoires, 236), ને જાવાના વેપારીઓ માડાગાસ્કરના લોકોને સમજી શકતા (Ditto, Abulfeda, cclxxii). *

† અબુલફેડા અનુસાર ઈ. સ. ૧૩૩૪ માં (Reinaud's *Abulfeda*, cccxlix) ઘેરાયેલામાંના કેટલાક સિલોન નાસી ગયા. ફરિસ્તાહ (Briggs' Muhammadan Power, I, 75) લખે છે કે સોમનાથના પતન પછી મહમૂદ સિલોન અને પેગુ જીતવા કાફલો રવાના કરવા માગતો હતો. બર્ડ અનુસાર (Mirát-i-Ahmedi, 146) સિલોન કે સિરનદીપ રાજા વિજયબાહુ સ્વતંત્ર થયો ત્યાંસુધી સોમનાથના તાબાનો મુલક રહ્યું.

* એ બે ભાષાઓનું સાધારણ તત્ત્વ માડાગાસ્કરમાં તેમજ જાવા અને કંબોડિયામાં ગુજરાતની થયેલી વસાહતોનું પરિણામ થયેલું હોવું જોઈએ, પરંતુ આ શંકાસ્પદ છે, કેમકે એ સાધારણ તત્ત્વ કાંતો અરબી કાંતો પોલિનેશિયન હોય.

અણહિલવાડની સત્તાની પડતી થતાં (ઈ. સ. ૧૨૫૦–૧૩૦૦) એનું નૌકાદળ સમુદ્રમાં વ્યવસ્થા જાળવતું બંધ થયું. ઈ. સ. ૧૨૯૦ માં માર્કો પોલોને (Yule's Ed. II, 325, 328, 341) ગુજરાતના લોકો સહુથી વધુ મરણિયા ચાંચિયા હોવાનું માલૂમ પડેલું. સૌથી વધુ ચાંચિયા વહાણો દર વર્ષે પોતાની સાથે પોતાનાં બૈરાંછોકરાં લઈને રવાના થતાં ને આખો ઉનાળો બહાર રહેતાં. તેઓ ૨૦ થી ૩૦ કાફલાઓમાં જોડાતાં ને પાંચછ

માઈલ દૂર દરિયાઈ નાકાબંધી કરતાં. સોમેત્રાને હિંદુ ચાંચિયાઓના સમૂહો હેરાન કરતા, જે ત્યાં ડેરા નાખતા ને પોતાની લૂંટ વેચવા મૂકતા. ૫૦ વર્ષ બાદ ઇબ્ન બતુતા ( Elliot, I. 344-345 માં ) એ જ ફરિયાદ કરે છે. મુસલમાન-અભ્યુદયે રાજપૂત સરદારોને દરિયાકિનારે હાંકી કાઢી ચાંચિયા કરી દીધા હતા. તેઓમાં સહુથી નોંધપાત્ર ઉમેરો ગોહિલોનો હતો, જે મોખડાજી ગોહિલ નીચે પીરમ ટાપુ પરના એના કિલ્લામાંથી દરિયા પર અમલ કરતા. એની સત્તા ઈ. સ. ૧૩૪૫ માં મહમ્મદ તઘલકે તોડી ત્યાંસુધી આમ ચાલ્યું ( Rās Mālā I. 318 ). મુસલમાનો વડે ઉથલી પડાયા પહેલાં ગુજરાતના રાજપૂત નાવિકો કેવાં મોટાં વહાણ ચલાવતા એ ફ્રીઅર ઓડેરિકે બતાવ્યું છે, જેણે ઈ. સ. ૧૩૨૧ ના સુમારમાં ૭૦૦ લોકોને લઈ જતા વહાણમાં હિંદી મહાસાગર ઓળંગેલો (Kerr's Voyages, XVIII, 324 માં સ્ટીવન્સન). રાજપૂતો કેટલે દૂર જતા એ ઈ. સ. ૧૨૭૦ માં (Howorth's Mongols, I, 247 માં Yule's Cathay, 57 ) સુમેના કે સોમનથ અને ચીન વચ્ચે સફર કરતાં વહાણોના નિર્દેશથી દર્શાવાયું છે. ફિરંગીઓના આગમન ( ઈ. સ. ૧૫૦૦-૧૫૦૮ ) સુધી અમદાવાદના સુલતાનોએ સમુદ્રાધિપતિ તરીકેની પોતાની સ્થિતિ જારી રાખેલી. પંદરમી સદીમાં ખંડણી ભરતાં વિદેશી બંદરોની રાજ્ય-યાદીમાં* જાવા દેખા દે છે ( Bird's Gujarat, 131 ). એ ખંડણી રાજનૌકાદલના રક્ષણના બદલામાં જાવા સાથેના ગુજરાતી વેપારીઓ વડે અપાતા વેરા કે વહાણ પરના કરરૂપે હતી.§

* જ્યારે ઈ. સ. ૧૫૩૫ માં એણે બહાદુરનો સુંદર રત્નજડિત પટો મેળવ્યો ત્યારે હુમાયુએ કહ્યું: આ સમુદ્રાધિપતિના શણગાર છે (Bayley's Gujarat, 386).

§ ૧૭૩૬-૩૭ની Bombay Public Diary 10, pages 197-207 માં માનવંતી કંપનીના રક્ષણ નીચે વેપારીઓએ સુરત કે ખંભાતમાંથી આયાત અને નિકાસ કરેલા બધા માલ પરના બે ટકાની નોંધ સાથેનાં સુરત અને ખંભાતનાં મહેસૂલ-મથાળાં સરખાવો.

પૂર્વ આફ્રિકામાં, ઈ. સ. ૧૪૯૮ માં ( J. As. Soc. of Bengal, V. 784 ) વાસ્કો દ ગામાએ ખંભાત અને હિંદના બીજા ભાગોમાંથી આવેલા નાવિકોને જોયેલા, જે ઉત્તર તથા દક્ષિણમાંના તારાઓની મદદથી પોતાને દોરવણી આપતા ને જેમને પોતાનાં સામુદ્રિક સાધનો હતાં. ઈ. સ. ૧૫૧૦ માં અલબુકેર્ક જાવા અને મલાક્કામાં પ્રબળ હિંદુ તત્ત્વ જોયેલું. સુમાત્રામાં પરમેશ્વર નામે હિંદુ રાજ્ય કરતો હતો, જેનો ચીની માતાથી થયેલો પુત્ર રાજપૂત કહેવાતો ( Commentaries, II, 63; III, 73-79 ). સમુદ્ર પરનો અમલ યુરોપિયનો પાસે ગયો ત્યારે ગુજરાતના હિંદુઓ વેપારીઓ, ખલાસીઓ અને ચાંચિયાઓ તરીકે નોંધપાત્ર હિંમત અને આવડત બતાવતા રહ્યા. સત્તરમી સદીમાં ફ્રેન્ચ મુસાફર મૅન્ડેલ્સ્લો( ઈ. સ. ૧૬૩૮, Travels 101-108 )ને ઉત્તર સુમાત્રામાં અચીન ગુજરાત સાથેના વેપારનું મહાન કેંદ્ર માલૂમ પડેલું.

૧૭ મી અને ૧૮ મી સદીઓ દરમ્યાન કચ્છ-માંડવીના અને ઉત્તર સૌરાષ્ટ્રમાંના નવાનગરના સંગનિયનો કે સંગર રજપૂતો ઘણા ભયાનક હતા. ઈ. સ. ૧૭૫૦ માં ગ્રોઝ સંગનિયનોની નાની ક્રૂઝરો ઈરાની અખાત તરફ જતી હોડીઓને હેરાન કરતી હોવાનું

વર્ણવે છે, જોકે એ મોટાં વહાણો પર ભાગ્યેજ હુમલો કરતી. ૧૮૦૩ અને ૧૮૦૮ વચ્ચે (Low's Indian Navy, I. 274) બેટમાંથી આવેલા ચાંચિયાઓ સોમનાથના જીર્ણ-શીર્ણ મંદિરમાં જઈ વસ્યા. ૧૮૨૦ માં જ્યારે અંગ્રેજોએ વાઘેરો પાસેથી બેટ અને દ્વારકા લીધાં ત્યારે ચાંચિયાઓમાં વાઘેરો ઉપરાંત વાઢેલો-રાઠોડોની શાખા, ભટ્ટીઓ, ખારવા, લોહાણા, મકવાણા, રાઠોડો અને વાઘરીઓ હતા. ચોરોની નિશાની આરમડાના પાડોશી સરદારમાં રહી.†

† આ વાઢેલો હેમિલ્ટન(ઈ. સ. ૧૭૨૦)ના Warels of Chance (New Account I. 141) હોવાનું જણાય છે. આ ચાન્સ તે દીવ પાસેનું ચાંચ છે; એ જ પરથી ભાટિયાઓને ચાંચિયાઓનું મુંબઈનું નામ મળ્યું છે તે સ્થળ છે. ૧૮ મી સદીના અંતની નજીકમાં ચાંચના ભાટિયાઓએ થાણાના સમુદ્રતટ પર દહાણુની પાસે ચાંચિયાઓની વસાહત કરી લાગે છે. મેજર પ્રાઈસ (Memoires of a Field Officer, 322) સુરતથી મુંબઈની મુસાફરી કરતાં એ નામની ચાંચિયાઈ કોમના મુલક એવા ચાંચિયા જંગલમાં થઈને દહાણુ પાસે પસાર થતાં કરેલ સાવધતાભરેલા વેગની નોંધ લે છે (ઈ. સ. ૧૭૯૨ જૂન).

ને સૌરાષ્ટ્રના સરદારોમાંથી દરિયાખેડનો જૂનો પ્રેમ જતો રહ્યો નહોતો. ચાલુ સદીની શરૂઆતમાં (ઈ. સ. ૧૮૨૫) ટૉડ (Western India 452; Rās Mālā I.245 સરખાવો), કેવી રીતે ભાવનગરના બિજી(? વિજય) સિંઘને એનો દરબાર એ એનો મોટો શોખ હતો ને વહાણ બનાવવાં એ એના મુખ્ય રસ અને આનંદનો વિષય હતો, વળી કેવી રીતે કચ્છના રાવ ઘોરે (ઈ. સ. ૧૭૬૦-૧૭૭૮) માંડવીમાં વહાણ બનાવરાવેલું ને સજાવેલું તથા એમાં માણસ પૂરા પાડેલા ને પછી એ વહાણ યુરોપિયન કે બીજી બહારની મદદ વિના સલામત રીતે ઇંગ્લૅંડની સફર કરી મલબાર-કિનારે પાછું ફરેલું, જ્યાં નૈઋત્યના પવનની મોસમમાં આવી પહોંચતાં એ તૂટી ગયું લાગે છે, એ બધું કહે છે.*

* સર એ. બર્ન્સ [Jl. Bombay Geog. Soc. VI (1835) 27,28] પ્રમાણે કચ્છના લોકોની વહાણવટામાંની અને વહાણ બનાવવામાંની ખાસ આવડત કચ્છના રામસિંધ માલમ નામે જુવાન રજપૂત લીધે હતી. એ લગભગ એક સદી પહેલાં હોલૅંડ જઈને એ કલાઓ શીખેલો (Bombay Gazetteer, V. 116. Note 2 જુઓ).

૧૫. કૉફર્ડ (ઈ. સ. ૧૮૨૦) માનતો કે બધી હિંદુ અસર કલિંગ કે ઉત્તરપૂર્વ મદ્રાસમાંથી આવી. ફર્ગ્યુસન (Ind. Arch. 103, Ed. 1876) કહે છે : અમરાવતીના સુંદર અવશેષ દર્શાવે છે કે કૃષ્ણા અને ગોદાવરીના મુખમાંના ઉત્તર અને ઉત્તરપશ્ચિમ હિંદના બૌદ્ધોએ પેગુ, કંબોડિયા અને છેવટે જાવાના ટાપુમાં સંસ્થાન વસાવેલાં. ટૅવરનિયર (ઈ. સ. ૧૬૬૬ : Ball's Translation, I. 174) સરખાવો. મસુલીપટમ એ બંગાળાના ઉપસાગરમાં એકમાત્ર એવું સ્થળ છે, જ્યાંથી વહાણો પૂર્વ તરફ બંગાળા, આરાકાન, પેગુ, સિયામ, સુમાત્રા, કોચીન-ચીન અને મનિલ્લસ માટે અને પશ્ચિમ તરફ હોરમુઝ, મખા અને માડાગાસ્કર માટે સફર કરે છે. અભિલેખો (Indian Antiquary,

V, 314; VI, 356 ) જાવાની દંતકથાઓએ જાળવેલા, કલિંગના કિનારા અને જાવા વચ્ચેના સંબંધના ખરાપણાની પ્રતીતિ કરાવે છે. શકોના પૂર્વના પ્રવાસ પરના ડૉ. ભાંડારકરના રસપ્રદ લેખમાં સમજાવ્યા મુજબ ( Jour. B. B. R. A. S., XVII ) અમુક અભિલેખો માગધી તત્ત્વ પણ દર્શાવે છે, જે જાવામાં સુમાત્રામાંથી અને સુમાત્રામાં કાંતો બંગાળાના અથવા તો ઓરિસ્સાના દરિયાકિનારેથી પહોંચ્યું હશે. પછીની માહિતી પૂર્વ તથા દક્ષિણ ભારતીય હિસ્સો વધારવા તરફ વળે છે. Notices et Extraits des Manuscripts de la Bibliotheque Nationale, Vol. XXVII (Partie II) 2 Fasicule, Page 350 સરખાવો.

૧૬. Beal's Buddhist Records, II, 222 note 102 માં હ્યુએન ત્સિઅંગ સરખાવો. તાહિઆ પોચારા એટલે બૅક્ટ્રિયા હશે, પણ પંજાબ વધારે સંભવિત લાગે છે. ( Beal's Life of Hiuen Tsiang, 136 Note 2 સરખાવો.)

૧૭. ઇદ્રિસી ઈ. સ. ૧૧૩૫ ( Elliot, I. 92 ) : મુલતાન અને સીસ્તાન વચ્ચેના રણની સરહદ પર વચલા વાંધાનું રોમાલા નગર છે. કનિંગહમ ( Ancient Geog., 252 ) : જ્યાં નારા—જૂની સિંધુ કચ્છના રણમાં દાખલ થાય છે તેની પાસે એક રોમક હાટ છે.

૧૮. Cunningham's Num. Chron. 3rd Ser. VIII, 241. મહાભારતના રોમકોએ ( Wilson's Works, VII, 176; Cunningham's Anc. Geog., 187 ) ખારા પાટોમાંના એકમાંથી પોતાનું નામ લીધું હશે. ઇબ્ન ખુરદાદબહ ( ઈ. સ. ૯૧૨ ) રુમાલા( Elliot, I, 14, 87, 92, 93 )ને સિંધના દેશોમાંના એક તરીકે જણાવે છે ને રોમાલા નગરના સંબંધમાં અલ ઇદ્રિસી ઈ. સ. ૧૧૫૩ ( Elliot, I, 74, 93 ) કલબતાથી ત્રણ દિવસની મુસાફરીનો પ્રદેશ જણાવે છે.

૧૯. Cunningham's Numismatic Chronicle 3rd Ser. VIII. 236. કારુરનો સમય અનિશ્ચિત છે. ફર્ગ્યુસન ( Arch., III, 746 ) એને ઈ. સ. ૫૪૪ માં મૂકે છે. એ સ્પષ્ટતઃ વહેલો હતો, કેમકે ઈ. સ. ૫૩૨ ના એક અભિલેખમાં માળવાનો રાજા યશોધર્મા ગુપ્તોએ કે હૂણોએ કદી નહિ ધરાવેલા પ્રદેશ ધરાવતા હોવાનો દાવો કરે છે. Cunningham's Num. Chron. 3rd Ser. VIII, 236. History Text 76, 77 સરખાવો.

૨૦. Jour. As. Soc. Bl. VII (Plate I) 298; Burnes' Bokhara, III, 76; Elliot's History, I. 405. જેને શાહરાઇ બંદર તરીકે જણાવેલું છે તે દીવ ૭ મી અને ૮ મી સદીમાં ચીની વહાણો માટે મુલાકાતનું મથક હતું ( Yule's Cathay, I, Lxxix ).

૨૧. ઈ. પૂ. ૩૦ માં ઑગસ્ટસ પાસે ગયેલ એલચીમંડળના પંજાબી પોરસની જેમ (જોકે આ પોરસ અલેકઝાન્દરના પોરસના પ્રદેશો પર રાજ્ય કરતો હોવાને લીધે એ તરીકે

ઓળખાતો હશે.) ક્રા માનીતું પાર્થિયન નામ ક્રાતિસ હોવાનું લાગે, પરંતુ ક્રાતિસ નામનો કોઈ દાખલો શ્વેત હૂણ સરદારોમાં નોંધાયો નથી ને ક્રા બાત કે સ્વામી બુદ્ધ જેવામાં "ક્રા"નો ઉપયોગ કંબોડિયાની દંતકથાના ક્રા થોંગનો અર્થ પરમ સ્વામી થાય છે એમ માનવા માટેની ભૂમિકા જણાય છે.

૨૨. Epigraphia Indica, I, 67

૨૩. ઈ. સ. ૬૩૭ માં ધાડપાડુઓએ ઓમનમાંથી થાણા પર અને બહરીનમાંથી ભરૂચ અને સિંધ પર હલ્લો કરેલો(Reinaud's Memoire Sur L.' Inde. 170, 176).

૨૪. ઈ. સ. ૬૫૦ ના અરસામાં ચીનનું સૈન્ય મગધમાંથી ગંધાર નદીએ ગયેલું એ નિઃશંક લાગે છે. શહેનશાહે શ્રીહર્ષને ઓઉઅંગ-હ-વ્યુએન્ત્સે નામે એલચી મોકલ્યો. ઓઉઅંગ-હ-વ્યુએન્ત્સે પહોંચ્યો તે પહેલાં શ્રીહર્ષ મૃત્યુ પામ્યો હતો (મૃત્યુ ઈ. સ. ૬૪૨), અને એનું સ્થાન (સેન-કુ-તી) અલન-ચુન મંત્રીએ ઝૂંટવી લીધું હતું. સત્તા ઝૂંટવી લેનારે એલચીને હાંકી કાઢ્યો; એ તિબેત ચાલ્યો ગયો, જે ત્યારે મહાન સોંગબ્ત્સનને તાબે હતું. તિબેતમાંથી અને નેપાલના રાજા પાસેથી મદદ લઈ ઓઉઅંગ પાછો ફર્યો, તેણે અલનને હરાવ્યો ને એનો ગંધાર નદી (ખિએન-તો-વી) સુધી પીછો કર્યો. પ્રદેશ બળપૂર્વક મેળવવામાં આવ્યો, લશ્કરને પકડવામાં આવ્યું, રાજા, રાણી અને રાજાના કુંવરોને કેદ કરી ચીન લઈ જવામાં આવ્યાં, ને ૫૮૦ શહેર તાબે થયાં. મૅજિસ્ટ્રેટોએ પ્રાચીનોના મંદિરમાં વિજય જાહેર કર્યો ને શહેનશાહે ઓઉઅંગને ત્શ'અઓ-સન-ત-ફોરૈને દરજ્જે ચડાવ્યો (Journal Asiatique Ser. IV. Tom. X. pages 81-121). અનુવાદક ધારે છે કે આખું યુદ્ધ હિંદના પૂર્વમાં થયેલું ને ગંધાર નદીનો ઉલ્લેખ એ ભૂલ છે. આ મતનું ખરાપણું શંકાસ્પદ છે. આ સમય ચીની સત્તાના સહુથી વિશાળ પ્રસારનો છે એ યાદ રાખવાનું છે. તેઓ બલ્ક અને પ્રાયઃ બિમયન ધરાવતા. Yule's Cathay I. lxviii. Jour. As. Soc. Ser. IV. Tom. X. 289-291 માં જુલિયન સરખાવો.

૨૫. આ તોફાનોની બાબતમાં Beal's Life of Hiuen Tsiang, 155; Max Muller's India, 286 જુઓ. અરબ લેખકો ચચે જાટ લોકોને કેટલી હલકી દશામાં ઉતારી દીધેલા એ અવલોકે છે. જાવામાં પશ્ચિમ ભારત અને પૂર્વ ભારતની ઓલાદનું તુલનાત્મક મહત્ત્વ સરખાવતાં એ યાદ રાખવાનું છે કે પશ્ચિમી તત્ત્વના થરની ઉપર ૮ મી સદીમાં બંગાળાના તિબેતી વિજયમાંથી પલાયન થઈ આવી વસેલા ઉત્તરકાલીન બંગાળા અને કલિંગનો થર રહેલો છે, બાબુ ગુરખાઓની સાથે લાગેલા, અને ૯ મી અને પછીની સદીઓમાં જ્યાં પોતાના ધર્મનું હવે માન રહ્યું નહોતું તે પ્રદેશમાંથી ચાલ્યા આવતા બૌદ્ધોના સમૂહોનો થર રહેલો છે.

૨૬. ઈ. સ. ૧૧૬ માં બેબિલોન અને કતેસિફોનના કબજા પછી હેડ્રિયને તાઇગ્રિસ અને ઈરાની અખાતમાં નીચે સફર કરી, દક્ષિણ સમુદ્રનાં નીર પર વહાણ હંકાર્યાં, હિંદ વિશે પૂછપરછ કરી ને પોતે ત્યાં જવા માટે હવે વધારે પડતો વૃદ્ધ થયો હોવાથી એ દિલગીર થયો (Rawlinson's Ancient Monarchies, VI. 313).

૨૭. Reinaud's Abulfeda. cccxc

૨૮. "કાંબોજ" નામનું મૂળ "કાંબોજપુર" લાગે છે, જે તોલેમી(ઈ. સ. ૧૦૦)ના કબૌરામાંના વર્તમાન રૂપમાં લગભગ જળવાઈ રહેલું કાબુલનું જુનું નામ છે. એ શબ્દ અનિશ્ચિત રીતે આકીમિનિયન કેમ્બિસીસ ( ઈ. પૂ. ૫૨૯–૫૨૧ ),—બેહીસ્તુન અભિલેખના કંબુજીય સાથે સંકળાયેલો છે. અશોકનાં શાસનો(ઈ. પૂ. ૨૪૦)માંના પાંચમામાં કામ્બોજ ગંધાર કે પેશાવર અને યોન કે બેક્ટ્રિયા વચ્ચે મધ્ય અંતર ધરાવે છે. જે યાસ્કનો અનિશ્ચિત સમય ઈ. પૂ. ૫૦૦ થી ઈ. પૂ. ૨૦૦ સુધી વિસ્તરે છે. એના જણાવ્યા મુજબ કાંબોજ લોકો સંસ્કૃત બોલતા ( Muir's Sanskrit Texts, II. 355, note 145 ). મહાભારતના છેલ્લા યુદ્ધ(ઈ. સ. ૧૦૦ થી ૩૦૦) [Jl. Roy. As. Soc. (1842) VII. 139–140]-માં સ્પષ્ટતઃ બમિયન પાસેના કાંબોજો શકો, દરદો અને હૂણો સાથે મ્લેચ્છ ગણાતા. એક વૃત્તાંત ( Fergusson, III. 665 ) કાંબોજોનું મૂળ સ્થાન સિંધુની પૂર્વે તક્ષિલાની આસપાસના દેશમાં મૂકે છે. આ ઘણું કરીને ખરું નથી. મૂળ સ્થાનમાં રહેલા કાંબોજોની નિશાની હિંદુકુશના કૌમોજસમાં રહેલી લાગે છે.

૨૯. Hunter's Orissa, I. 310 જુઓ.

૩૦. સિયામની દક્ષિણપશ્ચિમે આવેલ યવન (Beal's Life of Hiuen Tsiang, xxxii).

૩૧. Bunbury's Ancient Geography, II. 659 માં ઉદાહૃત, બનબેરી સૂચવે છે કે પૉસેનિયસે પોતાની માહિતી ચીનમાંના એલચી માર્કસ ઑરેલિયસ ( ઈ. સ. ૧૬૬ ) પાસેથી મેળવી હશે.

૩૨. Jour. Bengal Soc. VII (I). 317

૩૩. Remusat Nouveaux Melanges Asiatiques, I. 77 in Jour. Asiatique Series, VI. Tom. XIX, page 199 Note 1; Fergusson's Architecture, III, 678

૩૪. Barth in Journal Asiatique Ser. VI. Tom. XIX, page 150

૩૫. Barth in Journal Asiatique. X. 57

૩૬. Barth in Jour. As. Ser. VI. Tom. XIX. Page 190; Journal Royal Asiatic Society. XLV (1882), cii

૩૭. Barth in Journal Asiatique Ser. VI. Tom. XIX. pp. 181, 186

૩૮. મિ. ફર્ગ્યુસન ( Architecture, page 666 ) અને કર્નલ યુલે ( Ency. Brit. Cambodia ) નખેનવાટને શહેર–વસાહત તરીકે સ્થાનિક બૌદ્ધો ઘટાવે છે એ સ્વીકારે છે. આની વિરુદ્ધમાં એ ધ્યાનમાં રાખવું જોઈએ કે ( એજન ) 'નગર'નો સ્થાનિક અપભ્રંશ 'અંગકોર' થાય છે તેથી 'નગર' સ્થાનિક 'નખોન'નું મૂળ ભાગ્યેજ હોઈ શકે. વળી સ્થાનિક બૌદ્ધો એ મંદિર બુદ્ધનું હોવાનો દાવો કરે છે તેથી તેઓને નખોનમાં એના

સર્પના મૂળ અર્થ કરતાં બીજુ એવું કોઈ મૂળ મળ્યું હોવું જોઈએ. આ ફેરફારનું નાગ અર્થાત્ સર્પમાં કે સીથિયન અર્થાત્ હાલના નાગર કે ગુજરાતના નાગર-બ્રાહ્મણમાં ગાઢ સમાંતર રહેલું છે.

૩૯. Barth in Journal Asiatique Ser. VI. Tom. XIX, 190

૪૦. Yule's Marco Polo, II. 108; Reinaud's Abulfeda, cdxvi

૪૧. Barth in Journal Asiatique Ser. VI. Tom. XIX. 174

૪૨. મિ. ફર્ગ્યુસને કંબોડિયામાંના દેશાંતરગમનના સમય માટે ચોથી સદી સૂચવેલી. પછીથી તેઓ વસાહતીઓ ઘણે અંશે જાવાના ગુજરાતી વિજેતાઓ જ હોવા જોઈએ એવા નિર્ણય પર આવ્યા (Architecture, III. 665-678).

૪૩. Fergusson, Architecture, 665. Tree and Serpent Worship, 49, 50 સરખાવો. કંબોડિયાના લોકો ભારતીય સૂર્યપૂજકો લાગે છે. તેઓ તક્ષિલાથી આવેલા હોવાનું જણાય છે.

૪૪. 'ખ્મેર' નામ દ્વીપકલ્પના પ્રાચીન સાહિત્ય અને કલાઓ માટેના પારિભાષિક શબ્દ તરીકે અપનાવાયુ છે. Barth, J. As. Ser. VI. Tom. XIX. 193; Renan, એજન, page 75 Note 3 અને Ser. VII. Tom. VIII. page 68; Encyclopaedia Britannica Art. Cambodia માં Yule સરખાવો. કંબોડિયા અને કાબુલ-ખીણની કૃતિનું સામ્ય હન (ઈ. પૂ. ૨૦૬-ઈ. સ. ૨૪) અને વેઈ (ઈ. સ. ૩૮૬-૫૫૬) વંશોના ચીની લેખકો વડે થયેલી કિપિન અર્થાત્ કોફીની કે કંબોજ( કાબુલ-ખીણ)ના કારીગરોની પ્રશંસાનું સ્મરણ કરાવે છે, જેઓનું કૌશલ સોના ચાંદી તાંબા અને કલઈનાં વાસણ અને બીજી ચીજો બનાવવામાં હતું એના કરતાં શિલ્પકલા અને સુથારી કલામાં ઓછું વિખ્યાત નહોતું. (Specht in Journal Asiatique II (1883), 333 and Note 3). નવમી સદીનો એક અભિલેખ કાંબોજના રામના પુત્ર અચ્યુત સ્થપતિનો ઉલ્લેખ કરે છે (Epigraphia Indica, I. 243).

૪૫. Renaud's Abulfeda, cdxxi; Sachau's Alberuni, I. 210

૪૬. Fergusson's Architecture III. 666

૪૭. કાશ્મીરમાંના સંયુક્ત કેદારી–એફથલી શાસન માટે Cunningham's Ninth Oriental Congress, I. 231-2 જુઓ. રાજાઓનું નહિ, તો નામોનું એકપણું એફથલીઓ અને કેદારીઓ વચ્ચેનો સંબંધ કેટલો ગાઢ હતો એ દર્શાવે છે. સિક્કા સુએચી કે કેદારી રાજાને ગુચ્છાદાર વાળવાળો અને શ્વેત હૂણ કે એફથલી રાજાને ટૂંકા કાપેલા વાળવાળો આલેખીને એક તફાવત જાળવે છે.

૪૮. ઈ. સ. ૭૦૦ ના સુમારમાં ઉરુંત્સી, કાશગર, ખોતાન અને તારીમ ખીણમાંનું કુચી થોડાં વર્ષ માટે તિબેતી થયાં (Parker's Thousand Years of the Tartars, 243). ઈ. સ. ૬૯૧ માં જે પશ્ચિમ તુર્કો કેટલાંક વર્ષોથી પડતી પામતા જતા અને વિભક્ત હતા તે મહાન પૂર્વી તુર્ક વિજેતા મેરચો વડે તૂટી ગયા. મસૂદીમાંનો નીચેનો ફકરો ( Prairies

D'Or, I. 289) તિબેતમાં શ્વેત હૂણ કે મિહિર સત્તાના સ્થાપનને ટેકો આપે છે: અમૂર (તુર્કો માટેનો સામાન્ય શબ્દ)ના પુત્રો હિંદના લોકો સાથે મિશ્ર થયા. તેઓએ તિબેતમાં રાજ્ય સ્થાપ્યું, જેના પાટનગરને એમણે મેડ કહ્યું.

૪૯. Encyclopaedia Britannica, Articles Tibet and Turkestan.

૫૦. ઇબ્ન હૌકલ અને અલ ઇસ્તખ્રી (ઈ. સ. ૯૫૦) એ બંને બંગાળાના ઉપસાગરને 'તિબેતનો સાગર' કહે છે. Reinaud's Abulfeda, (clclviii; Encyclopaedia Britannica, Artilce Tibet page 345) સરખાવો.

૫૧. Yule's Cathay I, lxxxi

૫૨. Ency. Brit., China, 646

૫૩. થિસરોંગે તિબેટની સત્તા પ્રસારવા ઉપરાંત [હિંદુઓ સામેના જોડાણમાં મહાન હરુન-અર-રશીદ (ઈ. સ. ૭૮૮-૮૦૯)ના પુત્ર મામૂન સાથે જોડાવા પૂરતો એ મહત્ત્વનો હતો] તિબેતમાં ઘણા વિદ્વાન હિંદુઓ આણ્યા, સંસ્કૃત ગ્રંથોનો અનુવાદ કરાવ્યો, લામાવાદ સ્થિર કર્યો અને ઘણાં મંદિર બંધાવ્યાં. એ નોંધપાત્ર છે કે (અભિલેખો વંચાય છે ત્યાં-સુધી) નખોનવાટનાં મંદિરોની શ્રેણી થિસરોંગના રાજ્યકાલ (ઈ. સ. ૮૦૩-૮૪૫) દરમ્યાન શરૂ કરાઈ હતી.

૫૪ Yule's Marco Polo II. 39-42; J. R. A. Soc. I, 355

૫૫. Yule's Jour. R. A. Soc. (N. S.) I. 356

૫૬. Jour. R. As. (N. S.) I. 355 માં Yule સરખાવો. દક્ષિણપશ્ચિમ અફઘાનિસ્તાનમાંનું કંદહાર એ કેદારીઓ કે નાના યુએચીઓના, પોતાનાં સંસ્થાનોને પિતૃદેશનું નામ આપવાના શોખનું બીજું દૃષ્ટાંત છે.

૫૭. Yule's Marco Polo II. 82-84 સરખાવો.

૫૮. Yule in Ency. Brit. Art. Cambodia 724, 725, 726

૫૯. ફા હ્યાને (ઈ. સ. ૪૦૦) કનોજની ૫૦ માઈલ ઉત્તરપશ્ચિમે એક નાગમંદિર જોયેલું (Beal's Buddhist Records, I. 40), જેનો એક શ્વેતકર્ણવાન નાગ દેવ હતો. એ નોંધે છે: નાગ મોસમી વર્ષા આપે છે ને સર્વ રોગો અને આપત્તિઓને દૂર રાખે છે. વર્ષાને અંતે નાગ નાના શ્વેતકર્ણવાન સર્પમાં ફેરવાઈ જાય છે ને પૂજારીઓ એને ભોજન કરાવે છે.: તરહુતમાં વેરાન કપિલવસ્તુમાં ફા હ્યાનને તળાવ બતાવાયું હતું ને એમાં એક નાગ હતો, જે, એ કહે છે, હમેશાં બુદ્ધના સ્તૂપની સતત ચોકી અને રક્ષા કરે છે ને ત્યાં રાતે અને સવારે પૂજા કરે છે (એજન, ૧. ૫૦).

સુંગ-યુન (ઈ. સ. ૫૧૯) સ્વાત(ઉદ્યાન)માં એક તળાવ અને પચાસ પૂજારીઓવાળું એક મંદિર જુએ છે (Beal's Buddhist Records, I. 69). મંદિર નાગરાજનું મંદિર કહેવાતું, કેમકે એને નાગ ભંડોળ પૂરા પાડે છે. એક બીજા ફકરામાં (એજન, ૯૨) એ અવલોકે છે કે પોસ્સી(ફાર્સ)ની સરહદ પરની સાંકડી ભૂમિમાં નાગ નિવાસ કરતો

હતો ને વરસાદને અટકાવતો અને બરફનો ઢગલો કરતો હતો. હ્યુએન ત્સિઅંગ (એજન, ૧, ૨૦) નોંધે છે કે બોલોર ડુંગરોની પૂર્વે તારીમ નદીની ઉત્તરે આવેલ કુચમાં શેન અશ્વો અર્ધ નાગ-અશ્વો છે ને શેન મનુષ્યો અર્ધ નાગ-મનુષ્યો છે. કુચની પશ્ચિમે ૧૫૦ માઈલ પર આવેલ અકસુમાં ભયંકર નાગો મુસાફરોને ઊડતી રેતી અને કાંકરાનાં તોફાનોથી કનડે છે (એજન ૨૫); અકસુની ઉત્તરપૂર્વે ૧૦૦ માઈલ પર આવેલ ઉષ્ણ સરોવર કે જોહઈમાં નાગ અને મત્સ્ય સાથે વસે છે. ભીંગડાંવાળા રાક્ષસો સપાટી પર ઊંચે આવે છે ને મુસાફરો એમની પ્રાર્થના કરે છે (એજન, ૨૬). એક અર્હત (પૃષ્ઠ ૬૩) પ્રાર્થના કરે છે કે પોતે નાગરાજ થાય. એ નાગરાજ થાય છે, ખરા નાગરાજને મારી નાખે છે, એનો મહેલ લે છે, નાગોને પોતાની સાથે જોડે છે ને વંટોળિયા તથા વાવાઝોડાં લાવે છે. કનિષ્ક એની સામે આવે છે ને અર્હત બ્રાહ્મણનું રૂપ લઈ કનિષ્કના સ્તૂપોને તોડી નાખે છે. કનિષ્કના ખભાઓમાંથી મોટી પુણ્ય-જ્યોત નીકળે છે ને બ્રાહ્મણ નાગરાજ ક્ષમા યાચે છે. પૂર્વજન્મનાં દુષ્કૃતોના ફળરૂપ એની દુષ્ટ અને તામસી પ્રકૃતિએ અર્હતને નાગરાજ થવા પ્રાર્થના કરાવી હતી. વાદળ ઘેરાતાં તો સાધુઓ જાણતા કે નાગરાજ ઉપદ્રવ કરવા માગે છે. મઠની ઘડિયાળ વગાડવામાં આવતી ને નાગરાજને પ્રસન્ન (કે ભયભીત) કરવામાં આવતો (એજન, ૬૪-૬૬). નાગ શક્તિશાળી જાનવર, મેઘ-આરોહી, વાયુ-સંચાલક, જલ-વિહારી જાનવર, છતાં જાનવર જ હતા. જલાલાબાદ(કંબોજિઆમાં)ના નાગનો વૃત્તાંત ઉત્તમ છે. બુદ્ધના સમયમાં નાગ બુદ્ધનો દૂધવાળો હતો. એણે પોતાનો સ્વભાવ ગુમાવી નાગની ગુફામાં પુષ્પ મૂક્યાં, પોતે નાગ થાય એવી પ્રાર્થના કરી ને ખડક પરથી ફૂદકો માર્યો. એણે દેશને વેરાન કર્યો ને એટલું બધું નુકસાન કર્યું કે તથાગતે(બુદ્ધે) એને ધર્મ અંગીકાર કરાવ્યો. નાગે બુદ્ધને પોતાની ગુફા લેવા કહ્યું. બુદ્ધે કહ્યું : ના, હું મારી છાયા મૂકતો જઈશ; તમને ક્રોધ થાય તો મારી છાયા તરફ જોજો ને એ તમને શાંત કરશે (એજન, ૯૪). બીજો લાક્ષણિક નાગ સ્વાત નદીનો અપલાલ છે (એજન, ૬૮). કશ્યપ બુદ્ધના સમયમાં અપલાલ ગંગી નામે મંત્રકાર હતો. ગંગીના મંત્ર નાગોને શાંત રાખતા ને પાક બચાવતા, પરંતુ લોકો અકૃતજ્ઞ હતા ને કાંઈ ભાગ આપતા નહિ. ગંગીએ શાપ દીધો કે હું ઝેરી અને ભયંકર નાગ જન્મું. એ સ્વાત-ખીણના નાગ અપલાલ તરીકે જન્મ્યો. એણે ખારો પ્રવાહ કાઢ્યો ને પાક બાળ્યો. સ્વાતની સુંદર અને પવિત્ર ખીણની હોનારતની વાત શાક્ય(બુદ્ધ)ને કાને પહોંચી. એ મંગલ ગયા ને પર્વતની બાજુ પર ઇંદ્રની ગદાથી પ્રહાર કર્યો. અપલાલ બહાર આવ્યો, બુદ્ધે એને ઉપદેશ દીધો ને ધર્મ ગ્રહણ કરાવ્યો. બાર વર્ષોમાં એક વાર પાકને નુકસાન કરે એ શરતે એ કંઈ વધુ ઉપદ્રવ ન કરવા કબૂલ થયો (એજન, ૧૨૨). તક્ષશિલાની પશ્ચિમે સાતેક માઈલ પર આવેલ જ સરોવર નિર્વાસિત કંબોજીનું પ્રિય સ્થાન હતું ત્યાં એલાપત્ર નાગરાજ રહેતો હતો. એ ભિક્ષુ હતો, જેણે પૂર્વભવમાં એક વૃક્ષનો નાશ કરેલો. જ્યારે પાકને વરસાદની કે સારી આબોહવાની જરૂર પડતી ત્યારે શમનો કે વૈદો લોકોને એલાપત્રના સરોવરે પ્રાર્થના કરવા લઈ જતા (પૃષ્ઠ ૧૩૭). જે કાશ્મીર કદાચ કંબોજીના પૂર્વ દિશાના વિજયોમાંનું વિશ્રામસ્થાન હતું

તેનો પ્રદેશ પ્રાચીન કાલમાં નાગ સરોવર હતું.†

† કાશ્મીરમાં હજી ગંધારની નિશાની છે. Ency. Brit. Kashmir, page 13 સરખાવો : કાશ્મીરની જાતિઓ ગંધાર, ખસ અને દરદ છે.

માધ્યંતિકે જળને કાઢી મૂક્યાં, પણ એક નાનો ભાગ નાગરાજ માટે ઘર તરીકે રહેવા દીધો (૧, ૧૫૦). આ વાતોનો શો અર્થ છે? જે પહાડી પ્રદેશમાં લોકો ખીણોમાં રહે છે ત્યાં નદી એકી સાથે સહુથી વધુ તરંગી અને સહુથી વધુ ભયાનક શક્તિ છે. ભાગ્યેજ કોઈ એવી મોસમ આવે છે કે જ્યારે નદી કાં તો પોતાનાં પૂરોથી અથવા તો પોતાના ખાલીપણાથી નુકસાન ન કરે; અને કેટલીક વાર હિમરાશિઓ અને ભૂમિસ્ખલનો આખા પ્રવાહને રોધે છે ને ખીણને પાયમાલ કરે છે. નદીના પૂરા સુકાઈ જવા જેટલું ભારે અને વિચિત્ર અનિષ્ટ કોઈની ઇચ્છાનું, કોઈના કોપનું પરિણામ હોવું જોઈએ. નાગ કુપિત છે; એને ભોગ જોઈએ. વળી નદી સરોવરમાં બંધાય છે, સરોવર માટીની પાળને મથાળે પહોંચે છે ને પૂરરૂપે ધસે છે. માત્ર નાગ જ વેરાન કરી શકે તેમ એ વેરાન કરે છે. શક્તિના આટલા ભયંકર પરચા પછી પેઢીઓ સુધી નાગોને લગતા તમામ સંશય મરી જાય છે (Drew's Cashmere and Jammoo, 414–421 સરખાવો). હિંદમાં ચીની સાપનું સ્થાન નાગ લે છે. ચીનમાં નાગ અજ્ઞાત છે; હિંદમાં નાગ કરતાં કોઈ શક્તિ વધારે ભયાનક નથી. બળવાન ભારે સાપ નાનો શાંત નાગ કેવી રીતે થઈ શકે, કેવી રીતે નહિ? જો સર્પ પોતાનું રૂપ બદલવાને સમર્થ ન હોય તો એ પૂજાર્હ બની શકે? પૂજા રૂપને નહિ, પ્રકૃતિને ઘટે છે. વળી પૂજિત સર્પ રક્ષક બને છે. મહાન માનુષી બોધિસત્ત્વ પોતાનું નાગરાજમાં પરિવર્તન કરે છે ને અનવતપ્ત સરોવરમાં રહે છે, જેના શીતલ જલનો પ્રવાહ જગતને સમૃદ્ધ કરે છે : (Buddhist Records, II. 11). સ્વાતના એક દેવાલયમાં બુદ્ધ નાગનું રૂપ લે છે ને લોકો એના આધારે જીવે છે (૧૨૫). રોગચાળાએ સ્વાતને પાયમાલ કર્યો. બુદ્ધ સુમ નામે સર્પ થાય છે ને જે એનું માંસ ચાખે છે તે બધાને રોગ મટી જાય છે (૧૨૬). જે એક નાગકન્યા, પોતાનાં પાપોને લીધે સર્પરૂપે જન્મી છે ને સરોવરમાં રહે છે તે બુદ્ધને ચાહે છે, જે ત્યારે શાક્ય-રાજ હતા. બુધનું પુણ્ય એ કન્યાને એનું ગુમાવેલું મનુષ્યરૂપ પાછું અપાવે છે. એ સરોવરમાં જાય છે, કન્યાના સર્પ-સંબંધીને હણે છે ને એને પરણે છે. શાક્ય સાથેના લગ્ન વડે પણ કન્યામાંથી એની સર્પ-પ્રકૃતિ ચાલી જતી નથી. રાતે એના મસ્તકમાંથી નવ ફણાવાળો નાગ નીકળે છે. શાક્ય નવ ફણાઓને મારી કાઢે છે ને એ પ્રહારના સમયથી હમેશાં રાજકુલને શિરોવેદના થયા કરી છે (૧૩૨). આ છેલ્લી વાર્તા બૌદ્ધધર્મ વધારે અશિષ્ટ અને વધારે ભયાનક જે જનજાતિઓ એનો ઉપદેશ ગ્રહણ કરે તેના પર કેવી અસર કરે છે એ દર્શાવે છે. ધર્મ અંગીકાર કરનારાઓ માનવ બનવા પામે છે, જોકે સર્પ-મસ્તક દેખાયા કરે ને જૂના ખમીરમાંનું બધું નષ્ટ થઈ ગયું ન હોવાનું દર્શાવે. બીજી વાર્તાઓમાં સંસ્કારબદ્ધ સર્પ તરીકે બુદ્ધ બૌદ્ધધર્મમાં સંહારકમાંથી રક્ષકની પૂજામાં થયેલી નૈતિક પ્રગતિ બતાવે છે. બાકીની વાર્તાઓ શક્તિપૂજામાંથી મનુષ્ય અર્થાત્ મનની પૂજા તરફ થયેલી અનુરૂપ બૌદ્ધિક પ્રગતિ દર્શાવે છે. જલશક્તિ કેટલીક વાર કૃપાળુ અને ઉપકારક તો કેટલીક વાર ભયાનક અને હાનિકારક, બોધિસત્ત્વ બને છે, જે હમેશાં કૃપાળુ હોય છે, જોકે એની શુભેચ્છાને કયારેક અનિષ્ટ શક્તિઓના કોપ આગળ નમતું જોખવું પડે છે.

આથી બ્રાહ્મણધર્મ નારાયણ એટલે સમુદ્રને શિવ કે સોમનાથ એટલે સમુદ્રાધિપતિમાં ફેરવે છે. બીજાં પાસાંની જેમ આ પાસામાં ધર્મ, પ્રકૃતિની જ શક્તિઓને શરૂઆતમાં માણસે નમવું પડે છે. એની પૂજામાંથી માનવ કે અભિજ્ઞ ચિત્ત જેના કૌશલમાં તથા જ્ઞાનમાં થયેલા વિકારોએ એને શક્તિઓનો સ્વામી બનાવ્યો છે તેની પૂજામાં પસાર થાય છે. આ ઉચ્ચતર આદર્શો ઘણે અંશે ખાલી ભપકો છે. બૌદ્ધ વાર્તાકાર સરોવરને સૂકવે; એ સરોવરને નાગરાજ માટે રાખી જવાની કાળજી રાખે છે. અગ્રેસરો અને વસાહતીઓની ભયાનક લડતોની અંદર આપત્તિકાલમાં બુદ્ધનો આત્મા જતો રહે છે ને શક્તિના પૂર્વકાલીન અને વધુ અવિનાશી આત્માને ખાલી મંદિર સોંપતો જાય છે. આ શક્તિ તે નાગરાજ છે, જે સરોવરમાં લાંબા વખતથી વસ્યો છે; એ સરોવરને શાંતિ વાસ્તે બુદ્ધે સૂકવી દેવાનું ટાળ્યું છે.

૬૦. મિ. ફર્ગ્યુસન ( Architecturc, 219 ) કાશ્મીરનાં મંદિરોને ઈ. સ. ૬૦૦ અને ૧૨૦૦ની વચ્ચે મૂકે છે ને એમાંના સહુથી મોટા એવા માર્તંડ મંદિરને ઈ. સ. ૭૫૦ ના અરસામાં મૂકે છે. એ કહે છે કે પ્રશિષ્ટ તત્ત્વ ખોટું હોઈ શકે નહિ. થાંભલા પાસાદાર છે. ગ્રીસનું ડૉરિક સ્વરૂપ પ્રાયઃ ૪ થી અને ૫ મી સદીઓના ગંધાર વિહારોમાં લીધેલું છે. ફર્ગ્યુસનને ખાતરી થઈ હતી ( એજન, ૨૮૯ ) કે કાશ્મીરનાં મંદિરો બાંધનારાઓનો ધર્મ નાગપૂજા હતો. કંબોડિયામાં બ્રાહ્મણ-અવશેષો જાવામાંના અવશેષો જેવા હતા ( એજન. ૬૬૭ ), પરંતુ નખોનવાટ શ્રેણી અને કાશ્મીરનાં મંદિરો વચ્ચેનો સંબંધ અચૂક હતો ( એજન, ૨૯૭, ૬૬૫ ). નાગપૂજન બંનેનું ધ્યેય હતું ( એજન, ૬૭૭–૬૭૯). અધૂરી માહિતીએ ફર્ગ્યુસનને નખોનવાટનો સમય તેરમી સદીથી વહેલો ન આંકવાની ફરજ પાડેલી ( એજન, ૬૬૦, ૬૭૯ ). અભિલેખોનો પુરાવો, જે ( J. As. Ser. VI, Tom. XIX. page 190 ) મંદિરોની લાંબી શ્રેણીમાંના સહુથી ઉત્તરકાલીન એવા આ મંદિરનો સમય ૯ મી અને ૧૦ મી સદીઓ જેટલો પાછો લઈ જાય છે એ કાશ્મીરમાંના માર્તંડ મંદિરના અને અંગકોરમાંના મહાન નખોનવાટ મંદિરના નિર્માતાઓ વચ્ચે રહેલા કોઈ સીધા સંબંધની સંભાવનામાં ઘણો ઉમેરો કરે છે.

૬૧. Ency. Brit. Art. Tibet, 344

૬૨. Ency. Brit. Art. Cambodia

૬૩. Yule's Marco Polo, II. 45, 47

## પરિશિષ્ટ ૪

# આનુશ્રુતિક વૃત્તાંતો

### ૧. આર્ય સમુદ્ર આચાર્ય અને આર્ય મંગૂ આચાર્ય

સોપારા જેમની વિહારભૂમિ હતી તેવા આર્ય સમુદ્ર આચાર્ય અને આર્ય મંગૂ આચાર્ય વિશે આ પ્રકારે અનુશ્રુતિ જાણવા મળે છે:

"નંદિસૂત્ર"ની "સ્થવિરાવલી"માં આર્ય સમુદ્ર પછી આર્ય મંગૂને વંદન કર્યાં છે એ ઉપરથી જણાય છે કે આર્ય સમુદ્ર આર્ય મંગૂના ગુરુ હતા.[1]

આર્ય સમુદ્ર શરીરે દુર્બળ હતા એ કારણે આહારની વાનીઓ જુદા જુદા માત્રક(નાના પાત્ર)માં લેવામાં આવતી હતી, જ્યારે આર્ય મંગૂ બધી ચીજો એક જ પાત્રમાં લેતા હતા. જુદા જુદા પાત્રમાં લાવેલી વાનીઓનો તેઓ ઉપયોગ કરતા નહોતા.

એક વાર બંને આચાર્ય વિહાર કરતા સોપારક ગયા. બંને આચાર્યોની ગોચરી વહોરવાની રીતભાતમાં ભેદ જોઈ, ત્યાંના બે શ્રાવકો, જે પૈકી એક ગાડાં હાંકતો હતો અને બીજો દારૂ ગાળવાનો ધંધો કરતો હતો[2] તે, બંનેએ આર્ય મંગૂ પાસે આવીને પૂછ્યું ત્યારે આર્ય મંગૂએ ગાડાવાળા શ્રાવકને ખુલાસો આપતાં કહ્યું: હે શાકટિક! તમારું જે ગાડું દૂબળું હોય તેને દોરડાથી કસીને બાંધો તો જ એ ચાલી શકે છે. બાંધ્યા વિના એને ચલાવવામાં આવે તો એ તૂટી પડે. મજબૂત ગાડું બાંધ્યા વિના ચાલી શકે એટલે એને તમે બાંધતા નથી.

પછી બીજા શ્રાવક વૈકટિક(એટલે દારૂ ગાળનાર)ને એને યોગ્ય દૃષ્ટાંત આપી એમણે સમજાવ્યું કે તમારી જે કૂંડી દૂબળી હોય તેને તમે વાંસની પેટીઓથી બાંધીને પછી એમાં તમે મદ્ય ભરો છો, પણ મજબૂત કૂંડીને બાંધવાની જરૂરત પડતી નથી, તેમ આર્ય સમુદ્ર દૂબળા ગાડા જેવા અગર દૂબળી કૂંડી જેવા છે, જ્યારે અમે મજબૂત ગાડા અગર કૂંડી જેવા છીએ. આર્ય સમુદ્ર

સારી રીતે યોગસાધના કરી શકે એ માટે એમના માટે આ રીતે આહાર લેવામાં આવે છે.'[3]

આર્ય મંગૂનું શરીરસ્વાસ્થ્ય સારું હતું. તેઓ ઉદ્યત-વિહારી હતા. તેઓ બહુશ્રુત વિદ્વાન હતા. એમનો શિષ્યપરિવાર પણ ઘણો હતો.

આર્ય મંગૂ,[4] આર્ય સમુદ્ર અને આર્ય સુહસ્તીના મતો વિશે નોંધ મળે છે કે 'આર્ય મંગૂ શંખના ત્રણ પ્રકાર માનતા હતા : ૧. એકભવિક, ૨. બદ્ધાયુષ્ક અને ૩. અભિમુખનામગોત્ર. આર્યસમુદ્ર બે પ્રકાર ગણાવતા : ૧. બદ્ધાયુષ્ક અને ૨. અભિમુખનામગોત્ર, જ્યારે આર્ય સુહસ્તી માત્ર અભિમુખનામગોત્ર જણાવતા.'[5]

## ૨. કાલકસૂરિ

સૌરાષ્ટ્રમાં ઢાંકમાં કાલકસૂરિના આગમનની અને એમના ભરૂચના પ્રસંગોની અનુશ્રુતિ આ પ્રકારે જાણવા મળે છે :

ઉજ્જેનીના રાજા ગર્દભિલ્લે જ્યારે કાલકાચાર્યની બહેન સાધ્વી સરસ્વતીનું સૌંદર્ય જોઈ એને બળજબરીથી ઉપાડી પોતાના અંતઃપુરમાં રાખી ત્યારે કાલકાચાર્ય ભારે ક્ષુબ્ધ થયા. એમનું ક્ષાત્રતેજ અંદરથી પોકારી ઊઠયું ને એનો બદલો લેવાની એમણે પ્રતિજ્ઞા કરી. એ પ્રતિજ્ઞા મુજબ તેઓ પારસ-કૂલ (ઈરાન) ગયા અને ત્યાંના ૯૬ શક શાહી રાજાઓને હિંદુગદેશ( હિંદુસ્તાન )માં લઈ આવ્યા. તેઓ પારસથી સીધા સૌરાષ્ટ્રમાં ઢાંક નગરમાં આવ્યા. વર્ષાકાલ હોવાથી આગળ વધી શકાય એમ નહોતું તેથી ત્યાં આવેલા રાજાઓએ સૌરાષ્ટ્રનાં ૯૬ મંડળ બનાવી દેશ વહેંચી લીધો.

એ સમયે ભરૂચમાં કાલકાચાર્યના ભાણેજ રાજા બલમિત્ર અને યુવરાજ ભાનુમિત્ર નામના ભાઈઓ રાજ્ય કરતા હતા. વર્ષાકાલ પૂર્ણ થતાં એ ૯૬ શક રાજાઓએ અને ભરૂચના બલમિત્રે સાથે મળીને ઉજ્જેની ઉપર હુમલો કર્યો. આચાર્ય ગર્દભિલ્લની ગર્દભીવિદ્યાને નિષ્ફળ બનાવી એને હરાવ્યો અને પોતે પ્રાયશ્ચિત્ત લઈ, પોતાની બહેનને પણ સંયમમાં સ્થિર કરી.

કાલકાચાર્ય એક વખત ભરૂચ આવ્યા ત્યારે રાજા બલમિત્રની બહેન ભાનુશ્રીના પુત્ર બલભાનુએ કાલકાચાર્યની દેશના સાંભળી દીક્ષા લીધી. આથી રુષ્ટ થયેલા બલમિત્ર રાજાએ કાલકાચાર્યને નિર્વાસિત કર્યા.

બીજી એક કથા મુજબ કાલકાચાર્યના ભાણેજ રાજા બલમિત્ર-ભાનુમિત્રે એમના પુરોહિતની શિખવણીથી એમને નિર્વાસિત કર્યા.

ત્રીજી એક કથા મુજબ રાજાએ આખા નગરમાં અનેષણા કરાવી એટલે આચાર્યને ક્યાંયથી ભિક્ષા મળી શકતી નહિ, આથી એમણે એ નગરમાંથી વિહાર કર્યો.

કાલકસૂરિએ "પ્રથમાનુયોગ" અને "કાલકસંહિતા"ની રચના કરી હતી, પરંતુ એ ગ્રંથો ઉપલબ્ધ થયા નથી.

કેટલાક વિદ્વાનો "પ્રજ્ઞાપનાસૂત્ર"ના કર્તા આર્ય શ્યામાચાર્યને જ કાલકાચાર્ય માને છે.[૬]

કાલકસૂરિ વિ. સં. પૂર્વે ૫ (ઈ. સ. પૂર્વે ૬૧) માં સ્વર્ગવાસી થયા હશે એમ પં. કલ્યાણવિજયજીનુ માનવું છે ( પ્રબંધપર્યાલોચન, પૃ. ૨૬ ).

## ૩. બલમિત્ર-ભાનુમિત્ર

લાટદેશના મુખ્ય નગર ભરુકચ્છમાં બલમિત્ર નામે રાજા રાજ્ય કરતો હતો. એ ભાનુમિત્રનો મોટો ભાઈ હતો અને કાલકાચાર્યનો ભાણેજ થતો હતો. એ બલમિત્રને બલભાનુશ્રી નામે એક બહેન હતી, તેનો ભાનુ નામનો પુત્ર બલમિત્રનો ભાણેજ થતો હતો.[૭]

આ બલમિત્ર રાજાના સમયમાં જ આર્ય ખપુટાચાર્ય અહીં ભરૂચમાં આવ્યા હતા.[૮]

કાલકાચાર્ય પારસકૂલથી જે ૯૬ શાહી-શક રાજાઓ-ને સૌરાષ્ટ્રમાં લાવ્યા હતા[૯] તેમની સાથે જ બલમિત્રે ઉજ્જૈનીના ગર્દભિલ્લ ઉપર ચડાઈ કરી એને પરાસ્ત કરવામાં સહાય કરી હતી.

'પ્રભાવકચરિત' તેમજ 'વ્યવહાર-ચૂર્ણિ' વગેરેમાં ઉજ્જૈનીના સિંહાસન ઉપર શાહી રાજાને બેસાડવાનો ઉલ્લેખ છે, જ્યારે 'કહાવલી'માં ઉજ્જૈનીના રાજ-સિંહાસન ઉપર લાટના રાજા બલમિત્રને બેસાડ્યાનો ઉલ્લેખ કર્યો છે. વસ્તુતઃ લડાઈ જીત્યા પછી તરત તો ઉજ્જૈનીની ગાદી ઉપર શક રાજા બેઠો હતો, પણ એ ત્યાં બહુ ટકી શક્યો નહિ. લગભગ ૪ વર્ષ પછી બલમિત્ર અને ભાનુમિત્રે એને ઉજ્જૈનીમાંથી કાઢી મૂકી ઉજ્જૈની ઉપર પોતાનો અધિકાર જમાવ્યો હતો.[૧૦]

બલમિત્ર અને ભાનુમિત્રના આગ્રહથી કાલકાચાર્ય ભરૂચમાં વર્ષા-ચોમાસું રહ્યા હતા. એ સમયે બલમિત્રના ભાણેજ બલભાનુને કાલકસૂરિના ઉપદેશથી દીક્ષા

લેવાનો વિચાર થતાં આચાર્યશ્રીએ એને પોતાનો શિષ્ય બનાવ્યો હતો. આ પ્રસંગથી ગંગદેવ પુરોહિતે રાજાને ભરમાવી ખટપટ ઊભી કરી. પરિણામે કાલકાચાર્ય ચોમાસામાં જ વિહાર કરીને પ્રતિષ્ઠાનપુર તરફ વિહાર કરી ગયા હતા, ત્યાંના રાજાની વિનંતીથી એમણે પાંચમને બદલે ચતુર્થીના દિવસે પર્યુષણાનું સાંવત્સરિક પર્વ ઊજવ્યું હતું.[૧૧]

## ૪. આર્ય ખપુટાચાર્ય

જેમની વિહારભૂમિ ભરૂચ, ગુડશસ્ત્રપુર[૧૨] આદિ પ્રદેશોમાં હતી તે આર્ય ખપુટાચાર્ય વિશે આ પ્રકારે અનુશ્રુતિ જાણવા મળે છે :

આર્ય ખપુટાચાર્ય એક સમર્થ વિદ્યાસિદ્ધ આચાર્ય હતા. એમણે પોતાની મંત્રવિદ્યાનો ઉપયોગ જૈન શાસનની સુરક્ષા ખાતર જ કર્યો હતો. એ વિશે કેટલાક પ્રસંગો આ પ્રકારે છે :

વિંધ્યાચલની ભૂમિમાં લાટ દેશમાં આવેલી રેવા નદીને કિનારે વસેલા ભૃગુકચ્છ નગરમાં જ્યારે કાલકાચાર્યનો ભાણેજ બલમિત્ર રાજા હતો ત્યારે આર્ય ખપુટાચાર્ય એ નગરમાં વિદ્યમાન હતા. એમણે સર્વ સંઘ સમક્ષ બૌદ્ધોને વાદમાં પરાજિત કર્યા હતા.

ગુડશસ્ત્રપુરનો બહુકર નામનો બૌદ્ધ આચાર્ય જૈન આચાર્ય સાથે વાદ કરવા ભરૂચ આવ્યો, પણ વાદમાં એ પરાજિત થતાં ક્રોધાવેશમાં અનશન કરી, કાળધર્મ પામી યક્ષપણે ઉત્પન્ન થયો. એ ગુડશસ્ત્રપુરમાં રહેલા જૈન સંઘના સાધુઓને પજવવા લાગ્યો. ત્યાંના સંઘે આર્ય ખપુટાચાર્ય પાસે બે સાધુઓ દ્વારા બધા સમાચાર મોકલ્યા.

આર્ય ખપુટાચાર્યના ભાણેજ ભુવન મુનિ નામે એમના શિષ્ય હતા. એ એવા તીક્ષ્ણ બુદ્ધિવાળા હતા કે એક વાર સાંભળવા માત્રથી ગમે તે વિદ્યા શીખી લેતા. એ શિષ્યને એમણે આજ્ઞા કરતાં કહ્યું : 'વત્સ ! હું ગુડશસ્ત્રપુર જઉં છું. તું કુતૂહલથી પણ આ ખોપરીને કદી ઉઘાડીને જોઈશ નહિ.'

આચાર્ય ગુડશસ્ત્રપુર ગયા, બહુકર યક્ષના મંદિરમાં પ્રવેશ કરી વસ્ત્ર ઓઢીને સૂઈ ગયા. પૂજારી આવ્યો, પણ તેઓ ઊઠ્યા નહિ. પછી તો રાજાના આદેશથી એમના ઉપર રાજસેવકો લાકડીઓથી પ્રહાર કરવા લાગ્યા ત્યારે એ પ્રહાર સીધા અંતઃપુરની રાણીઓને વાગવા લાગ્યા. ભારે કોલાહલ મચી

ગયો. રાજાએ જાણ્યું કે આ કોઈ વિદ્યાસિદ્ધ પુરુષ લાગે છે; તેથી એ રાજા આચાર્ય પાસે આવી માફી માગી કરગરવા લાગ્યો.

આચાર્ય ઊઠયા. એમણે યક્ષ અને બીજી મૂર્તિઓને પોતાની પાછળ આવવા આજ્ઞા કરી એટલે એ બધી ચાલવા લાગી. પાષાણની બે મોટી કૂંડીઓ પણ એ રીતે પાછળ ચલાવી. ગામના સીમાડે આવીને યક્ષ અને બીજા વ્યંતર દેવોને મુક્ત કર્યા એટલે એ મૂર્તિઓ પોતાને સ્થાને ચાલી ગઈ, પરંતુ બે કૂંડીઓને ત્યાં જ રહેવા દીધી.

આ તરફ ભરૂચથી સમાચાર આવ્યા કે એમનો ભાણેજ શિષ્ય ભુવન મુનિ વિદ્યાપ્રભાવથી શ્રાવકોને ઘેરથી સ્વાદિષ્ઠ આહાર પાત્રોમાં ભરાવી, આકાશમાર્ગે ઉડાડી મગાવી જમે છે, અને એ બૌદ્ધ લોકો સાથે ભળી ગયો છે. આ સાંભળી આચાર્ય તાબડતોબ ભરૂચ આવ્યા. આચાર્યે પેલાં ઊડતાં પાત્રોની આગળ શિલા ગોઠવી એટલે બધાં પાત્ર, એની સાથે અથડાઈને ભૂકો થઈ ગયાં, તેથી આચાર્ય આવ્યાનું જાણી શિષ્ય ડરીને ત્યાંથી નાસી ગયો.

પછી તો આચાર્ય બૌદ્ધો પાસે ગયા. બૌદ્ધોએ એમને કહ્યું કે 'ભગવાન બુદ્ધને ચરણે પડો.' ત્યારે આચાર્યે બુદ્ધમૂર્તિને ઉદ્દેશી કહ્યું : 'આવ, વત્સ ! શુદ્ધોદનસુત ! મને વંદન કર.' એટલે બુદ્ધમૂર્તિએ આચાર્યના પગમાં પડી નમસ્કાર કર્યા. ત્યાં દ્વાર આગળ એક સ્તૂપ હતો તેને પણ પગે પડવા આજ્ઞા કરી, ત્યારે એ નમી પડ્યો. પછી બુદ્ધની મૂર્તિને ઊઠવા આજ્ઞા કરી ત્યારે એ અર્ધ નમેલી અવસ્થામાં રહી એટલે એ "નિર્ગ્રંથનમિત" એવા નામથી ઓળખાવા લાગી.

એ જ રીતે પાટલિપુત્રના રાજા દાહડને એનાં સ્વેચ્છાચારી શાસનોના કારણે દંડ દેવા એમના શિષ્ય મહેંદ્રસૂરિને કણેરની બે મંતરેલી સોટી આપીને ત્યાં મોકલ્યા હતા. એમણે ત્યાંના રાજા અને બીજા ૫૦૦ બ્રાહ્મણોનો ગર્વ ઉતારી દીધો હતો.[૧૩]

આર્ય ખપુટાચાર્યના સત્તાસમય વિશે આ પ્રકારે ઉલ્લેખ મળે છે :

ભ. મહાવીરના નિર્વાણ પછી (૪૮૪ અર્થાત્ ઈ. પૂ. ૬૩ વર્ષે) આર્ય ખપુટાચાર્ય નામે ગુરુ થયા.[૧૪]

પં. કલ્યાણવિજયજીના મંતવ્ય મુજબ આ એમના સ્વર્ગવાસનું વર્ષ હોવું જોઈએ.[૧૫]

## ૫. વજ્રસેનસૂરિ અને જિનદત્ત શ્રેષ્ઠી

એક વખત મોટો બારવર્ષી દુકાળ પડતાં સાધુઓને ભિક્ષા મેળવવાની મુશ્કેલી પડવા લાગી, આથી આર્ય વજ્રસ્વામી રથાવર્ત ગિરિ[૧૬] ઉપર અનશન કરવા જઈ રહ્યા હતા તે વખતે એમણે પોતાના શિષ્ય વજ્રસેનાચાર્યને જણાવ્યું કે 'જે દિવસે તમને શતસહસ્ર મૂલ્યવાળા પાકની ભિક્ષા મળે તેના બીજા દિવસથી સુકાળ થશે. કેટલાક સમય પછી વજ્રસેનાચાર્ય વિહાર કરતા સોપારક નગરમાં આવ્યા.

અહીં સોપારકમાં જિનદત્ત નામે શ્રેષ્ઠી અને એની ઈશ્વરી નામે પત્ની વસતાં હતાં. અનાજ ન મળવાથી એમનું આખું કુટુંબ ભારે વિડંબણા ભોગવતું હતું, આથી એમણે આવા દુઃખથી કંટાળી જીવનનો અંત લાવવા વિચાર કર્યો. છેવટનો લક્ષ મૂલ્યનો પાક રાંધી ઈશ્વરી એમાં વિષ નાખવાનો વિચાર કરી રહી હતી ત્યારે વજ્રસેનાચાર્ય ત્યાં ભિક્ષા માટે આવી ચડ્યા. ઈશ્વરીએ પ્રમુદિત મનથી એ પાક એમને વહોરાવ્યો ને બધી વાત આચાર્ય આગળ નિવેદિત કરી ત્યારે ગુરુએ જે આગાહી કરી હતી તે મુજબ વજ્રસેનાચાર્યે એમને કહ્યું: 'હવે તમારે વ્યાકુળ થવાની જરૂર નથી, કેમકે આવતી કાલથી સુકાળ થશે.' એને બીજે જ દિવસે અનાજથી ભરેલાં વહાણ સોપારક બંદરે આવી પહોંચ્યાં. બધા લોક નિશ્ચિંત થયા.

શ્રેષ્ઠી જિનદત્ત અને ઈશ્વરી બંનેએ પોતાના ચાર પુત્રો ૧. નાગેંદ્ર, ૨. ચંદ્ર, ૩. નિર્વૃતિ અને ૪. વિદ્યાધરની સાથે આ. વજ્રસેનસૂરિ પાસે દીક્ષા લીધી. એ ચાર નાગેંદ્ર, ચંદ્ર, નિર્વૃતિ અને વિદ્યાધર એ નામથી સાધુઓની ચાર શાખા શરૂ થઈ.[૧૭]

આર્ય વજ્રસ્વામીનો જન્મ વીર નિ. સં. ૪૯૬ (વિ. સં. ૨૬, ઈ. પૂ. ૩૦) માં અને સ્વર્ગવાસ વીર નિ. સં. ૫૮૪ ( વિ. સં. ૧૧૪, ઈ. સ. ૫૮ )માં થયો હતો[૧૮] એ ઉપરથી વજ્રસેનનો સમય પણ એ જ ( બીજી શતાબ્દી ) મનાય.

## ૬. નભોવાહન

ભરુકચ્છ( ભરૂચ )માં નભોવાહન નામે રાજા રાજ્ય કરતો હતો. એનો ખજાનો બહુ મોટો હતો. એ સમયે દક્ષિણમાં ગોદાવરી નદીના કાંઠે આવેલા પ્રતિષ્ઠાન( પૈઠણ )માં શાલિવાહન[૧૯] નામે બલિષ્ઠ રાજા હતો તેની પાસે સૈન્યબળ બહુ મોટું હતું. નભોવાહન અને શાલિવાહન બંને એકબીજાના શત્રુ હતા.

શાલિવાહન પ્રત્યેક વર્ષે નભોવાહન ઉપર ચડાઇ કરતો, પરંતુ નભોવાહન પોતાના સૈનિકોને યથેષ્ટ દ્રવ્ય આપતો હતો અને જે સૈનિક શત્રુ સૈનિકનાં હાથ અને મસ્તક કાપીને લાવતો તેનું વિશેષ સંમાન કરતો હતો. પરિણામે શાલિવાહનનું સૈન્ય હારી જતું અને એને રણમેદાન મૂકીને ભાગી જવું પડતું.

એક દિવસે શાલિવાહનના મંત્રીએ રાજાને સલાહ આપતાં જણાવ્યું કે 'રાજન્ ! આ રીતે નભોવાહનને હરાવવો સંભવિત નથી; કોઈ યુક્તિથી જ એને પરાસ્ત કરી શકાય. મને એમ સૂઝે છે કે તમે મારા ઉપર કોઈ દોષારોપણ કરી મને દેશવટો આપો.' પછી તો એક ષડ્યંત્ર રચીને મંત્રીને રાજ્યમાંથી નિર્વાસિત કરી દેવામાં આવ્યો. મંત્રી ભરુકચ્છ તરફ રવાના થયો ને એણે એક મંદિરમાં જઈ ને નિવાસ કર્યો. સામંતરાજ્યોમાં એ વાત બધે પ્રસરી ગઈ કે શાલિવાહને પોતાના મંત્રીને કાઢી મૂકયો છે. આ વાતની ખબર જ્યારે નભોવાહનને પડી ત્યારે એણે પોતાના અધિકારીઓ મારફત મંત્રીને બોલાવ્યો અને મંત્રી–પદ સ્વીકારવા નિમંત્રણ મોકલ્યું. પહેલાં તો મંત્રીએ આનાકાની કારી, પણ જ્યારે નભોવાહને પોતે આવીને મંત્રી–પદ સ્વીકારવા આગ્રહ કર્યો ત્યાર એ તૈયાર થયો.

મંત્રીએ ધીમે ધીમે રાજકુટુંબમાં પોતાનો વિશ્વાસ જમાવવા માંડ્યો, આથી બધા એને આદરની દૃષ્ટિએ જોવા લાગ્યા. પછી તો એણે રાજાને પુણ્યકાર્યો કરવાની સલાહ આપી રાજકોશના દ્રવ્યથી સ્તૂપ, મંદિર, તળાવ, વાવ, કૂવા વગેરે બનાવવા ખર્ચ કરવા માંડ્યું.

મંત્રીએ ગુપ્તચર દ્વારા શાલિવાહનને પત્ર મોકલી જણાવ્યું કે 'હવે શત્રુ પર ચડાઈ કરો.' ખબર મળતાં જ શાલિવાહને ભરુકચ્છને ચારે તરફથી ઘેરી લઈ યુદ્ધ કર્યું, પરંતુ નભોવાહનની પાસે હજીયે ખજાનામાં પુષ્કળ દ્રવ્ય હતું અને એણે પોતાના સૈનિકોને ખૂબ દ્રવ્ય આપ્યું, પરિણામે શાલિવાહનને પરાજિત થઈ પાછા ફરવું પડ્યું.

પછી એ મંત્રીએ રાજકોશનું દ્રવ્ય વિશેષરૂપે ખરચવા માંડ્યું. આ વખતે એણે રાણીઓ માટે કિંમતી આભૂષણો કરાવી આપ્યાં. પછી મંત્રીએ ફરીથી શાલિવાહનને પત્ર મોકલી ચડાઈ કરવા સૂચવ્યું. શાલિવાહન આ વખતે ભારે તૈયારી સાથે આવ્યો. રાજાનો ખજાનો ખાલી થઈ ચૂકયો હતો તેથી એની સેના હારી ગઈ અને ભરૂચ ઉપર શાલિવાહનનો અધિકાર થઈ ગયો.

ઇતિહાસમાં પ્રસિદ્ધ પશ્ચિમ ભારતનો ક્ષહરાતવંશીય શક ક્ષત્રપ નહપાન તે જ આગમોમાં ઉલ્લિખિત નભોવાહન છે.[૨૦] એ ઈ. સ. ના બીજા શતકમાં વિદ્યમાન હતો.[૨૧]

## ૭. આચાર્ય વજ્રભૂતિ

ભૃગુકચ્છવાસી આચાર્ય વજ્રભૂતિ કદરૂપા અને દૂબળા હતા. એમની પાસે શિષ્યપરિવાર પણ નહોતો, પરંતુ તેઓ મોટા કવિ હતા. એમનાં કાવ્ય રાજાના અંતપુરમાં પણ ગવાતાં.

એ સમયે ભરૂચમાં નભોવાહન રાજા રાજ્ય કરતો હતો. એની રાણી પદ્માવતીને વિચાર થયો કે આવાં કાવ્યોના કર્તા આચાર્યનાં દર્શન જરૂર કરવાં જોઈએ. એક દિવસે રાણી રાજાની આજ્ઞા લઈ ભેટણું સાથે લઈ અનેક દાસીઓના પરિવાર સહિત વજ્રભૂતિ આચાર્યની વસતિ પાસે જઈ પહોંચી. પદ્માવતીને વસતિના બારણામાં આવેલી જોઈ આચાર્ય પોતે જ આસન લઈ બહાર પધાર્યા.

પદ્માવતીએ પૂછ્યું: 'વજ્રભૂતિ આચાર્ય ક્યાં છે?' વજ્રભૂતિએ ઉત્તર આપ્યો કે 'તેઓ બહાર ગયા છે.' પરંતુ દાસીએ ઇશારાથી સમજાવ્યું કે 'આ જ વજ્રભૂતિ આચાર્ય છે.' ત્યારે એ નિરુત્સાહ થતાં વિચાર કરીને બોલી કે 'હે કસેરુમતી નદી![૨૨] તને જોઈ, અને તારું પાણી પીધું! તારું નામ સારું છે, પણ તારું દર્શન સારું નથી.'

પછી તો રાણીએ પોતે એમને ઓળખતી નથી એવો દેખાવ કરી, આચાર્યની આગળ ભેટણું મૂકી જણાવ્યું કે 'આ આચાર્યશ્રીને આપજો.' એમ કહી એ પાછી વળી.[૨૩]

## ૮. લકુલીશ

કાયાવરોહણ(કારવણ)ના પાશુપત શૈવાચાર્ય લકુલીશ વિશે આ પ્રકારે અનુશ્રુતિ જાણવા મળે છે :

લકુટીશ કે લકુલીશ એટલે હાથમાં દંડ ધારણ કરેલો હોય તેવા ઈશ. શિલ્પસ્વરૂપમાં પણ એમના એક હાથમાં દંડ અને બીજા હાથમાં બિજોરું હોય છે.

બ્રહ્માના માનસપુત્ર અત્રિ દેવર્ષિની છઠ્ઠી પેઢીએ લકુટીશ-લકુલીશનો જન્મ વિશ્વરૂપ નામના બ્રાહ્મણ અને એની પત્ની સુદર્શનાના પુત્ર તરીકે થયો હતો.

લકુલીશની ત્રણ વર્ષની ઉંમર હતી ત્યારે શ્રાવણ વદિ અમાવાસ્યાના દિવસે સૂર્યગ્રહણ થતું હોવાથી વિશ્વરૂપે કુરુક્ષેત્રમાં સ્નાન કરી, દાન આપી પુણ્ય-ઉપાર્જન કરવાનો વિચાર કર્યો.

કુરુક્ષેત્ર જતા વિશ્વરૂપે પત્નીને અગ્નિહોમની આહુતિ આપવાનો આદેશ કરેલો તે મુજબ સુદર્શના એક બ્રાહ્મણને બોલાવવા ગઈ, પણ સુદર્શનાએ ઘેર આવી જોયું તો હુત દ્રવ્ય ખલાસ થઈ ગયાં હતાં તેથી બ્રાહ્મણને પાછો વાળ્યો.

આમ રોજ બનવા લાગ્યું. વિશ્વરૂપ કુરુક્ષેત્રથી પાછા આવ્યા ત્યારે સુદર્શનાએ બધી હકીકત કહી સંભળાવી. એક દિવસે વિશ્વરૂપે છૂપી રીતે બધું જોયું ત્યારે લકુલીશ બાળકને જ પારણામાંથી બહાર નીકળીને આહુતિ આપતો નિહાળ્યો. પિતાએ મજાકમાં કહ્યું : 'ભાઈ ! તને બહુ તસ્દી પડી હશે !'

આ સાંભળતાં જ બાળક મૂર્છિત થઈ ગયો. પછીથી શુદ્ધિમાં આવ્યો જ નહિ તેથી એનું શબ ગામમાં આવેલા મંદિરના તળાવમાં પધરાવવામાં આવ્યું.

આ શબ પાણીમાં જલેશ્વર લિંગનો સંસ્પર્શ થતાં સજીવન બન્યું. છોકરો પાણીમાં રમતો દેખાયો. માબાપ અને લોકોને હર્ષ થયો. ઘેર આવવા વિનંતી કરી, પણ લકુલીશ ઘેર પાછો ન ફર્યો, એ તો જંગલમાં ક્યાંય અદૃશ્ય થઈ ગયો. ફરી એ ચક્રપુર ગામમાં પ્રગટ થયો. લોકો એની પાછળ ગયા અને માબાપે એને ઘેર આવવા વિનંતી કરી.

બાળકે કહ્યું : 'હું સામાન્ય જીવ નથી, પરંતુ શંકરનો અવતાર છું. હું તમને માબાપ તરીકે નથી માનતો. હું મારા પંથે જઉં છું.' એટલું કહી એ કાયાવરોહણ તીર્થ તરફ ગયો. ત્યાંના શિવાલયમાં દેવની સ્તુતિ કરી એમાં લીન બની ગયો.[૨૪]

"વાયુપુરાણ (અ. ૨૩), લિંગપુરાણ (અ. ૨૪), કૂર્મપુરાણ (અ. ૫૩) અને શિવપુરાણ (સંહિતા ૩, અ. ૫) વગેરે પુરાણોમાં મહેશ્વર કહે છે કે ૨૮ મા મહાયુગના કલિયુગમાં જ્યારે યાદવોમાં ઉત્તમ વાસુદેવનો જન્મ થશે ત્યારે હું પણ નકુલીશ્વર (લકુલીશ, લકુલી) બ્રહ્મચારી બ્રાહ્મણરૂપે અવતાર લઈશ. આ અવતાર કાયાવતાર અથવા કાયાવરોહણ નામના સ્થળમાં થશે ત્યારે મારે કુશિક, ગાર્ગ્ય, મિત્ર અને કૌરુષ્ય નામના ચાર તપસ્વી, યોગી, વેદપારંગત અને ઊર્ધ્વરેતા બ્રાહ્મણો શિષ્યો હશે. આ પાશુપતો શરીરે ભસ્મ ચોળીને મહેશ્વર-યોગના આશ્રયથી રુદ્રલોકમાં જશે.[૨૫]

## ૯. સિદ્ધયોગી નાગાર્જુન

જે ઢંકાપુરીના નિવાસી સિદ્ધયોગી નાગાર્જુને પાલીતાણા નગર વસાવ્યું તેમનાં વિશે આ પ્રકારે અનુશ્રુતિ જાણવા મળે છે :

ઢંકાપુરીમાં ક્ષત્રિય જાતિના સંગ્રામ અને એની પત્ની સુવ્રતાને નાગાર્જુન નામે પુત્ર હતો. એણે બાલ્યાવસ્થામાં જ એક સિંહને મારીને પોતાનું ક્ષાત્રતેજ બતાવ્યું હતું. એણે ઔષધિઓ દ્વારા પાદલેપથી આકાશગામી વિદ્યા અને સુવર્ણરસની સિદ્ધિ કરવાનો નિર્ણય કર્યો હતો, આથી એ ઔષધિઓ અને જડીબુટ્ટીઓ શોધવા માટે જંગલો, પર્વતો અને ગુફાઓમાં રોજ ભ્રમ્યા કરતો.

એક સમયે આ. પાદલિપ્તસૂરિ સૌરાષ્ટ્રનાં તીર્થોની યાત્રા કરતા કરતા ઢંકાપુરી(ઢાંક)માં આવ્યા. નાગાર્જુનને આચાર્યશ્રીના આગમનના સમાચાર મળ્યા. એ જાણતો હતો કે આચાર્યશ્રી પાદલેપ દ્વારા આકાશગામી વિદ્યાથી પ્રતિદિન પાંચ તીર્થોની યાત્રા કરતા હતા.

નાગાર્જુને એક શિષ્ય મારફત પોતે સિદ્ધ કરેલા રસની કૂપિકા આચાર્યશ્રીને ભેટરૂપે મોકલી. આચાર્યે એ કૂપિકા એ શિષ્યની સામે જ પછાડીને ફોડી નાખી અને પોતાનો પેશાબ એક કાચની કૂપિકામાં ભરીને મોકલતાં જણાવ્યું કે 'રસ-કૂપિકા આ છે.' નાગાર્જુને એ ખોલીને જોતાં ક્ષારગંધવાળો પેશાબ છે એમ જાણી કૂપિકા ભાંગી નાખી, તેથી અગ્નિ પ્રગટ થતાં પેશાબવાળી બધી માટી સુવર્ણમય બની ગઈ. નાગાર્જુન તો આ જોઈ આશ્ચર્યચકિત થઈ ગયો.

એ સૂરિજી પાસે આવ્યો અને આકાશગામી વિદ્યા તેમજ સુવર્ણસિદ્ધિનો આમ્નાય જાણવા સૂરિજીની સેવા કરવા લાગ્યો. એ હમેશાં આચાર્યશ્રીના લેપ-વાળા પગ ધોતો અને સ્વાદ, રસ, ગંધ દ્વારા ૧૦૭ ઔષધિઓ ઓળખી શક્યો. પાદલેપ કરી એ થોડુંક કૂકડાની જેમ ઊડ્યો. બે–ચાર વખત પડવાથી વાગ્યું ત્યારે આચાર્યશ્રીએ પૂછ્યું: 'આ શું ?' પછી તો એણે બધી હકીકત કહી દીધી. આચાર્યશ્રીએ એની કુશળતાથી ખુશ થતાં ઔષધિઓનો તમામ આમ્નાય બતાવી દીધો.

નાગાર્જુને પાદલિપ્તસૂરિને રસસિદ્ધિનો ઉપાય પૂછ્યો. આચાર્યશ્રીએ જણાવ્યું કે 'જો તું કાંતિપુરથી પાર્શ્વનાથની મૂર્તિ લાવીને એમની સમક્ષ રસ બાંધીશ તો જ એ બંધાશે, અન્યથા નહિ.' એ કાંતિપુર ગયો. કોઈ પણ પ્રકારે આકાશમાર્ગે પાર્શ્વનાથની મૂર્તિ લઈ આવી સેઢી નદીના કાંઠે રસ સાધતાં કોટિવેધી રસ સિદ્ધ થયો. આ રસના બે કૂંપા ઢાંક પર્વતની ગુફામાં એણે સંતાડ્યા હતા.

પાદલિપ્તસૂરિએ આપેલી આ વિદ્યાના બદલામાં નાગાર્જુને પોતાના ગુરુના નામસ્મરણ માટે શત્રુંજયની તળેટીમાં પાદલિપ્તપુર (પાલીતાણા) નગર વસાવ્યું. શત્રુંજય ઉપર જિનમંદિર બંધાવી એમાં મહાવીરસ્વામીની મૂર્તિ અને ગુરુ પાદ-

લિપ્તસૂરિની પ્રતિમાઓ સ્થાપિત કરી. આચાર્યશ્રીએ આ મહાવીર પ્રતિમા આગળ "गाहाजुअलेण" પદથી શરૂ થતું સ્તોત્ર રચી સ્તુતિ કરી, જેમાં એમણે સુવર્ણ-સિદ્ધિનો આમ્નાય ગોપવ્યો છે, જે આજે પણ સમજાતો નથી.[૨૬]

## ૧૦. નાગાર્જુનસૂરિ

વલભીપુરમાં નાગાર્જુનસૂરિએ કરેલી આગમવાચના વિશે આ પ્રકારે અનુશ્રુતિ જાણવા મળે છે:

ઉપા. વિનયવિજયજી જેવા કેટલાક વિદ્વાનો એવી માન્યતા રજૂ કરે છે કે સ્થવિર દેવર્ધિગણિએ વલભીપુરમાં સિદ્ધાંતો પુસ્તકોમાં લખાવ્યા તે ઘટનાનું નામ 'વાલભી વાચના' કહે છે અને એ કારણે સ્કંદિલાચાર્ય અને દેવર્ધિગણિ (જેમના સમયમાં ૧૫૦ કરતાં વધુ વર્ષોનો ગાળો છે, તેમ)ને સમકાલીન માની લીધા છે. એઓ "લોકપ્રકાશ"માં આ પ્રકારે જણાવે છે :

वलभ्यां मथुरायां च सूत्रार्थघटनाकृते ।
वलभ्यां संगते संघे देवर्धिरग्रणीरभूत् ।
मथुरायां संगते च स्कन्दिलार्योऽग्रणीरभूत् ॥

વલભી અને મથુરામાં સૂત્ર અને અર્થનું સંઘટન–આગમ વાચનનું સંમેલન થયું. વલભીમાં જે શ્રમણસંઘ એકત્રિત થયો તેમાં દેવર્ધિગણિ પ્રમુખ હતા[૨૭] અને મથુરામાં શ્રમણસંઘ એકઠો થયો તેમાં સ્કંદિલ આર્ય પ્રમુખ હતા.

ઉપા. વિનયવિજયજીની આ માન્યતા તદ્દન નિરાધાર છે, કેમકે "કહાવલી"માં ભદ્રેશ્વરસૂરિ આ વિષયનો સ્ફોટ આ રીતે કરે છે :

મથુરામાં સ્કંદિલ નામે શ્રુતસમૃદ્ધ આચાર્ય હતા અને વલભીપુરમાં નાગાર્જુનસૂરિ હતા. એ સમયમાં દુષ્કાળ પડતાં એમણે પોતાના સાધુઓને ભિન્ન ભિન્ન દિશામાં મોકલી દીધા. ગમે તે રીતે દુષ્કાળનો સમય વ્યતીત કરીને સુભિક્ષના સમયમાં ફરી તેઓ એકઠા થયા અને અભ્યસ્ત શાસ્ત્રોનું પરાવર્તન કરવા લાગ્યા ત્યારે એમને માલૂમ પડ્યું કે પ્રાયઃ એ ભણેલાં શાસ્ત્રો પોતે ભૂલી ચૂક્યા છે. આ દશા જોઈને આચાર્યોએ શ્રુતનો વિચ્છેદ થતો રોકવા માટે સિદ્ધાંતોનો ઉદ્ધાર કરવો શરૂ કર્યો. જે જે આગમપાઠ યાદ હતો તે એ જ રીતે સ્થાપિત કર્યો અને જે ભુલાઈ ગયો હતો તેને લગતાં સ્થળ પૂર્વાપર સંબંધ જોઈને વ્યવસ્થિત કરવામાં આવ્યાં.[૨૮]

વળી, સિદ્ધાંતોનો ઉદ્ધાર કર્યા પછી સ્કંદિલાચાર્ય અને નાગાર્જુનસૂરિ પરસ્પર મળી શકયા નહિ, આ કારણે એમણે ઉદ્ધાર કરેલો સિદ્ધાંત તુલ્ય હોવા છતાંયે એમાં ક્યાંક ક્યાંક વાચનાભેદ રહી ગયો.

સ્કંદિલાચાર્યે મથુરામાં શ્રમણસંઘને એકઠો કરી આગમવાચના કરી તે 'સ્કાંદિલી વાચના' કે 'માથુરી વાચના' નામથી પ્રસિદ્ધિ પામી. એ જ રીતે સ્કંદિલાચાર્યના સમયે જ વલભીમાં મળેલા શ્રમણસંઘના પ્રમુખ આચાર્ય નાગાર્જુનસૂરિ હતા અને એમણે આપેલી વાચના 'નાગાર્જુની વાચના' અગર 'વાલભી વાચના' એ નામથી પ્રસિદ્ધિ પામી.[૨૯]

માથુરી વાચના વીર નિર્વાણથી ૮૨૭ અને ૮૪૦ ની વચ્ચે કોઈ વર્ષે થઈ.[૩૦] વાલભી વાચના પણ એ જ સમયે થઈ.[૩૧]

## ૧૧. સિદ્ધસેનસૂરિ

વૃદ્ધવાદિસૂરિ અને સિદ્ધસેનસૂરિના ભરૂચના પ્રસંગોની અનુશ્રુતિ આ પ્રકારે જાણવા મળે છે[૩૨]:

ગૌડ દેશના કોશલા ગામના રહેવાસી મુકુંદ બ્રાહ્મણે આર્ય સ્કંદિલસૂરિ પાસે વૃદ્ધાવસ્થામાં દીક્ષા લીધી હતી. મુકુંદ મુનિએ ભરૂચમાં 'નાલિકેલવસતિ,' (નારિયેળી પાડા) નામના ચૈત્યમાં બેસી કરેલી આરાધનાથી સરસ્વતી દેવીની પ્રસન્નતા મેળવી વાદશક્તિ પ્રાપ્ત કરી તેથી એમને આચાર્યપદવી પ્રાપ્ત થતાં એમણે વૃદ્ધવાદિસૂરિ તરીકે નામના મેળવી.

એ સમયે વિક્રમાદિત્ય રાજા રાજ્ય કરી રહ્યો હતો.

એક દિવસે દેવર્ષિ બ્રાહ્મણ અને દેવશ્રીના પુત્ર સિદ્ધસેન નામે વેદપારંગત વિદ્વાન એમની પાસે આવ્યા. એમણે વૃદ્ધવાદી સાથે શાસ્ત્રાર્થ કર્યો. જે હારે તે જીતનારનો શિષ્ય બને એવી શરત કબૂલ કરવામાં આવી. સિદ્ધસેનની હાર થવાથી એ એમનો કુમુદચંદ્ર નામે શિષ્ય થયો. એણે જૈન શાસ્ત્રોનો અભ્યાસ કરી આચાર્યપદવી પ્રાપ્ત થતાં 'સિદ્ધસેનસૂરિ' નામથી ખ્યાતિ મેળવી. કવિત્વ-શક્તિથી વિક્રમાદિત્ય રાજાને પ્રસન્ન કરી, 'દિવાકર'નું બિરુદ મેળવી રાજસભામાં સ્થાન પ્રાપ્ત કર્યું.

એકદા સિદ્ધસેનસૂરિએ રાજાને પૂછીને ઉજ્જયિનીથી પ્રતિષ્ઠાન તરફ વિહાર કર્યો. તેઓ ભરૂચના સીમાડે પહોંચ્યા ત્યારે ત્યાં ગોવાળિયા એકઠા થઈને એમની પાસે આવ્યા અને ધર્મોપદેશ કરવાની આચાર્યને વિનંતી કરી. એ

ઉપરથી એમણે પ્રાકૃત ભાષામાં રાસ ગાઈને ધર્મોપદેશ કર્યો. પાછળથી એ લોકોએ એ ધર્મોપદેશના સ્થળે સંસ્મરણરૂપે 'તાલારાસક' નામે ગામ વસાવ્યું અને જૈનોએ ત્યાં જિનાલય પણ બંધાવ્યું હતું.

પછીથી સિદ્ધસેનસૂરિ ભરૂચમાં ગયા તે વખતે ત્યાં બલમિત્રનો પુત્ર ધનંજય નામે રાજા રાજ્ય કરતો હતો. રાજાએ ઉત્સવપૂર્વક આચાર્યનો નગરપ્રવેશ કરાવ્યો. એ જ અવસરે ભરૂચના ઉપર રાજાના શત્રુઓએ હુમલો કર્યો, પણ સિદ્ધસેનસૂરિએ સર્ષપપ્રયોગથી સૈનિકો બનાવી આપીને એને બચાવી લીધો. આ ઉપરથી એમનું 'સિદ્ધસેન' નામ સાર્થક કરી બતાવ્યું.

આ. હેમચંદ્રસૂરિએ 'अनुसिद्धसेनं कवयः – કવિઓમાં સિદ્ધસેનસૂરિ સર્વોત્તમ કવિ છે' એમ કહીને એમને અંજલિ અર્પી છે.

એમણે ન્યાયાવતાર, સન્મતિ પ્રકરણ અને દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા વગેરે ગ્રંથો રચેલા પ્રાપ્ત થાય છે.

## ૧૨. મલ્લવાદિસૂરિ

વલભી નગરના રહેવાસી મલ્લવાદિસૂરિ વિશે આ પ્રકારે અનુશ્રુતિ જાણવા મળે છે[૩૩]:

મલ્લવાદી નામના ત્રણ આચાર્યોનો પત્તો મળે છે. નામની એકતાના કારણે ત્રણે આચાર્યોના જીવનપ્રસંગ સેળભેળ થઈ ગયા છે. 'પ્રભાવકચરિત'માં આ પ્રકારે ઉલ્લેખ છે :

વલભીનગરમાં દુર્લભદેવી નામની સ્ત્રીને ૧ જિનયશ, ૨ યક્ષ અને ૩ મલ્લ નામે ત્રણ પુત્ર હતા.

આ દુર્લભદેવીના ભાઈ જિનાનંદસૂરિ નામે એક જૈનાચાર્ય હતા. જિનાનંદસૂરિએ પોતાના એ ત્રણે ભાણેજોને દીક્ષા આપી પોતાના શિષ્ય બનાવ્યા હતા. ત્રણે શિષ્યોને ભણાવી એમણે મોટા વિદ્વાન બનાવ્યા.

ગુરુ પાસે એક અદ્ભુત પુસ્તક હતું. એ પુસ્તકને વાંચવાનો દૈવી નિષેધ હતો, કેમકે એનાથી ઉપદ્રવ થવાની સંભાવના હતી, પરંતુ મલ્લ મુનિ ભારે તેજસ્વી હોવાથી ગુરુને ભય રહેતો કે આ બાળ મુનિ આ પુસ્તક વાંચવા ઉતાવળા બનશે અને અનર્થ સર્જાશે. આથી એમણે પોતાની બહેન સમક્ષ મલ્લ મુનિને એ પુસ્તક નહિ ઉઘાડવા સમજાવ્યા.

એકદા જિનાનંદસૂરિ વલ્લભીથી વિહાર કરી ભરૂચના 'શકુનિકા-વિહાર'ના દર્શનાર્થે ગયા. અહીં નંદ નામના બૌદ્ધાચાર્યે છળથી એમને વાદ કરવા આહ્વાન આપ્યું. નંદના વિતંડાવાદથી આચાર્યનો પરાજય થયો.

અહીં વલભીમાં ગુરુની ગેરહાજરીમાં મલ્લ મુનિને એ પુસ્તક જોવાની ઉત્કંઠા તીવ્ર બની. એમણે પુસ્તક ખોલતાં નીચેનો શ્લોક વાંચ્યો :

विधि-नियम-भङ्ग-वृत्तिव्यतिरिक्तत्वादनर्थकमवोचत् ।

जैनादन्यच्छासनमनृतं भवतीति वैधर्म्यम् ॥

—જૈન સિવાયનાં બીજાં દર્શન જે કાંઈ કહે તે વિધિ, નિયમ, ભાંગા-પ્રકારો અને વૃત્તિ રહિત હોવાથી અનર્થ કરનારાં છે, માટે એ અસત્ય છે તેમજ અધર્મરૂપ છે.

મલ્લ મુનિ એ શ્લોકનો અર્થ વિચારી રહ્યા હતા ત્યાં જ શ્રુતદેવીએ અદશ્ય રીતે એ પુસ્તક એમના હાથમાંથી ઝૂંટવી લીધું.

આ પુસ્તક આ રીતે જવાથી મલ્લ મુનિને ભારે શોક થયો. તેઓ આક્રંદ કરવા લાગ્યા. એમની માતા દુર્લભદેવી તેમજ સંઘને પણ આ વાતની જાણ થતાં પારાવાર દુઃખ થયું.

પછી તો મલ્લ મુનિએ પોતાની ભૂલના પ્રાયશ્ચિત્ત-રૂપે બરડાની પહાડીની એક ગુફામાં જઈ તપશ્ચર્યાપૂર્વક સરસ્વતીની આરાધના કરવા માંડી. સંઘે એમની આ પ્રકારની સાધનાથી દુર્બલ થયેલો દેહ જોઈ, પારણાં કરાવી યોગ્ય આહાર વહોરાવ્યો.

દેવી પ્રસન્ન થયાં ત્યારે એમણે પેલા પુસ્તકની માગણી કરી. દેવી 'એ પુસ્તક નહિ, પણ એ પુસ્તકના એક શ્લોકમાંથી તું સર્વ અર્થ મેળવી શકીશ' એવું વરદાન આપી અંતર્હિત થઈ ગયાં.

મલ્લ મુનિએ દશ હજાર શ્લોકપૂરનો 'દ્વાદશારનયચક્ર' નામે અદ્ભુત ગ્રંથ રચ્યો. જિનાનંદસૂરિ વલભી આવ્યા અને સંઘની વિનંતીથી આચાર્યે એમને આચાર્યપદથી અલંકૃત કર્યા.

બૌદ્ધાચાર્ય નંદે ગુરુ જિનાનંદસૂરિને વાદમાં હરાવ્યા હતા એ જાણીને મલ્લવાદિસૂરિ ભરૂચ આવ્યા. એમણે નંદને વાદ માટે લલકાર્યો. નંદે ઉપેક્ષા બતાવતાં કહ્યું કે 'આ તો બાળક છે, એ શું મારી સાથે વાદમાં ટકવાનો છે?' જ્યારે મલ્લ મુનિએ આગ્રહ કરીને કહ્યું ત્યારે રાજસભામાં બંને વાદીઓનો

શાસ્ત્રાર્થ થયો. છ મહિના સુધી અખંડ રીતે વાદ ચાલ્યા કર્યો. છેવટે બૌદ્ધ વાદી મલ્લ મુનિના પૂર્વપક્ષ યાદ ન રાખી શકવાથી હારી ગયો. નંદને એના પરિવાર સાથે ભરૂચમાંથી ચાલ્યા જવાનો રાજા તરફથી હુકમ મળ્યો. મલ્લસૂરિને 'વાદી' બિરુદથી અલંકૃત કરવામાં આવ્યા.

ભરૂચના સંઘે મલ્લવાદિસૂરિનાં માતા દુર્લભદેવીને ભરૂચ બોલાવી લાવી એમનું બહુમાન કર્યું.

આ. હેમચંદ્રસૂરિએ તેથી જ કહ્યું છે કે 'अनुमल्लवादिनं तार्किकाः –તાર્કિકોમાં મલ્લવાદી સર્વોત્તમ છે.'

મલ્લવાદિસૂરિએ જે 'દ્વાદશારનયચક્ર' ગ્રંથ રચ્યો તે ઉપલબ્ધ થયો છે, પરંતુ એમનાં 'પદ્મચરિત' અને 'સન્મતિટીકા' નામના ગ્રંથ હજી સુધી મળી આવ્યા નથી.

મલ્લવાદિસૂરિના સત્તાકાળ વિશે 'પ્રભાવકચરિત'ના 'વિજયસિંહસૂરિચરિત'માં આ પ્રકારે ઉલ્લેખ છે :

श्रीवीरवत्सरादथ शताष्टके चतुरशीतिसंयुक्ते ।
जिग्ये च मल्लवादी बौद्धांस्तद्व्यन्तरांश्चापि ॥८३॥

-મલ્લવાદિસૂરિએ વીરનિર્વાણ સં. ૮૮૪ ( વિ. સં. ૪૧૪, ઈ. સ. ૩૫૭–૫૮ )માં બૌદ્ધો અને એમના વ્યંતરોને જીતી લીધા.

જિનયશઃસૂરિએ પ્રમાણશાસ્ત્રનો એક ગ્રંથ રચ્યો તે અલ્લ રાજાની સભામાં કહી સંભળાવ્યો. વળી, એમણે 'વિશ્રાંત-વિદ્યાધર વ્યાકરણ' ઉપર ન્યાસગ્રંથની રચના કરી. યક્ષાચાર્યે 'યક્ષસંહિતા' નામનો અષ્ટાંગ-નિમિત્તનો ગ્રંથ રચ્યો હતો, પરંતુ આ બંનેના ગ્રંથ હજી સુધી મળી આવ્યા નથી.

## ૧૩. દેવર્ધિગણિ ક્ષમાશ્રમણ

સૌરાષ્ટ્રના વલભીનગરમાં આગમોને પુસ્તકારૂઢ કરનારા દેવર્ધિગણિ ક્ષમાશ્રમણના જીવન વિશે આ પ્રકારે અનુશ્રુતિ જાણવા મળે છે :

સૌરાષ્ટ્રના વેરાવળ પાટણમાં રાજાના સેવક કામર્ધિ નામના ક્ષત્રિય અને એમની પત્ની કલાવતીના પુત્રપણે દેવર્ધિનો જન્મ થયો હતો.

દેવર્ધિ ભણીગણી યૌવનાવસ્થામા આવ્યા ત્યારે એને બે કન્યાઓ પરણાવવામાં આવી હતી. એને શિકારનો શોખ હોવાથી ઘણી વખત એ સાથી મિત્રોની સાથે જંગલમાં શિકાર કરવા જતા.

દેવર્ધિ પૂર્વભવમાં હરિણગમેષી નામે દેવ હતા, જેણે બ્રાહ્મણી દેવાનંદાના ગર્ભને ક્ષત્રિયાણી ત્રિશલાના ઉદરમાં મૂક્યો હતો. એ દેવે સૌધર્મેંદ્રને પોતાના અંતિમ સમયે જણાવ્યું હતું કે 'મારા સ્થાને જે નવો હરિણગમેષી દેવ આવે તે હું જ્યાં જન્મ લઉં ત્યાં મને પ્રતિબોધ કરે એવી વ્યવસ્થા કરી આપો.' ઇંદ્રે કહ્યું : 'ખુશીથી, એવી વ્યવસ્થા થશે, પરંતુ તમારા દેવભવનની ભીંત ઉપર તમે એ નોંધ કરજો, જે વાંચીને એ દેવ તમને પ્રતિબોધ કરવા આવે.' નવો દેવ આવ્યો, તેણે ભીંત ઉપર લખાયેલો આ શ્લોક વાંચ્યો :

स्वभित्तिलिखितं पत्रं मित्र ! त्वं सफलीकुरु ।
हरिणगमेषी वक्ति संसारं विषमं त्यज ॥

–હે મિત્ર ! પોતાની ભીંત ઉપર લખેલા પત્રને તું સફળ કર, એમ હરિણગમેષી કહે છે અને કહે છે કે આ વિષમ સંસાર છોડી દે.

આ લેખ મુજબ નવા હરિણગમેષીએ એક–બે પ્રયત્ન કર્યા છતાં દેવર્ધિ કશું સમજ્યા નહિ. છેવટે એણે ત્રીજો ઉપાય યોજ્યો.

દેવર્ધિ આ જ જંગલમાં શિકાર કરવા ગયા હતા. ત્યાં એણે પોતાની સંમુખ સિંહ, પાછળ ખાઈ, બંને બાજુએ દાંતવાળા બે સૂવર, નીચે ધરતીકંપ અને ઉપરથી પથ્થરના વરસાદનું ભયંકર દૃશ્ય જોયું. આ જોઈ એનાથી ચીસ પડાઈ ગઈ: 'મને બચાવો, બચાવો.' દેવે એને ઉપાડીને લોહિત્યસૂરિ પાસે મૂકી દીધો. આચાર્યે એને દીક્ષા આપી. એ ભણીગણીને વિદ્વાન થયા. ઉપકેશ-ગચ્છીય દેવગુપ્તસૂરિ પાસેથી એક પૂર્વ અર્થ સહિત અને બીજું પૂર્વ મૂળ ભણીને 'ક્ષમાશ્રમણ'ની યોગ્યતા પ્રાપ્ત કરી.

એમણે શત્રુંજય ઉપર જઈ કપર્દી, ગોમુખ યક્ષો અને ચક્રેશ્વરી દેવીની સાધના કરી, આગમોને પુસ્તકારૂઢ કરવાની સિદ્ધિ પ્રાપ્ત કરી. દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે વીર નિ. સં. ૯૮૦(વિ. સં. ૫૧૦–ઈ. સ. ૪૫૪)માં બધા સિદ્ધાંત–ગ્રંથ પુસ્તકારૂઢ કર્યા. એમણે "નંદિસૂત્ર"નામે સિદ્ધાંત–ગ્રંથ પણ રચ્યો છે.[૩૪]

દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે વલભીપુરમાં જૈન સિદ્ધાંતગ્રંથોને પુસ્તકારૂઢ કર્યા, એ વિશે આ પ્રકારે અનુશ્રુતિ જાણવા મળે છે :

મથુરાની 'સ્કાંદિલી વાચના' અને વલભીપુરની 'નાગાર્જુની વાચના' થયા પછી લગભગ સો-દોઢસોથી યે વધુ વર્ષ વ્યતીત થયા પછી દેવર્ધિગણિ ક્ષમાશ્રમણની અધ્યક્ષતામાં વલ્લભીનગરમાં વીર નિર્વાણ સંવત ૯૮૦( વિ. સં. ૫૧૦, ઈ. સ. ૪૫૪ )માં ફરીથી શ્રમણસંઘ એકત્રિત થયો અને માથુરી તેમજ વાલભી વાચનાઓના સમયે લખાયેલા સિદ્ધાંતો ઉપરાંત જે જે ગ્રંથ, પ્રકરણ વગેરે મોજૂદ હતાં તે બધાં લખીને સુરક્ષિત કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો.

આ કાર્ય-સંઘટન સમયે માથુરી પરંપરાના અગ્રણી યુગપ્રધાન દેવર્ધિગણિ ક્ષમાશ્રમણ હતા અને વાલભી પરંપરાના પ્રમુખ કાલકાચાર્ય અને ઉપપ્રમુખ વાદિ-વેતાલ શાંતિસૂરિ હતા. એ વિશે નીચેની ગાથાથી સૂચન મળે છે :

वालब्भसंघकज्जे उज्जमिअं जुगपहाणतुल्लेहिं ।
गंधव्ववाइवेयालसंतिसूरी लहीएहिं ॥

-વાલભી સંઘના કાર્યમાં યુગપ્રધાન તુલ્ય ગંધર્વવાદિ-વેતાલ શાંતિસૂરિએ લેખનકાર્યમાં ઉદ્યમ કર્યો.

એમ જણાય છે કે બંને વાચનાનુયાયી સંઘોમાં અવશ્ય સંઘર્ષ ઊભો થયો હશે તેથી અનેક પ્રકારની કાપકૂપ પછી જ બંને સંઘોમાં મેળ થયા પછી બંને વાચનાઓના સિદ્ધાંતોનો પરસ્પર સમન્વય કરવામાં આવ્યો. બની શક્યું ત્યાં-સુધી ભેદભાવ મટાડી દઈ એને એકરૂપ કરી દેવામાં આવ્યો અને જે મહત્ત્વ-પૂર્ણ ભેદ હતો તેને પાઠાંતરરૂપે ટીકા, ચૂર્ણિઓમાં સંગૃહીત કરવામાં આવ્યો. જે કેટલાક પ્રકીર્ણ ગ્રંથ કેવળ એક જ વાચનામાં હતા તે તેવા ને તેવા જ પ્રમાણ માનવામાં આવ્યા.

આ પ્રકારની વ્યવસ્થા પ્રમાણે આ. સ્કંદિલની માથુરી વાચના અનુસાર બધા સિદ્ધાંત લખવામાં આવ્યા. જ્યાં જ્યાં નાગાર્જુની વાચનાનો મતભેદ તેમજ પાઠભેદ હતો તે ટીકાઓમાં લખી લેવામાં આવ્યો, પરંતુ જે પાઠાંતરોને નાગા-ર્જુનાનુયાયી કોઈ પણ રીતે છોડી દેવાને તૈયાર નહોતા તેઓને મૂલ સૂત્રમાં 'वायणंतरे पुण' શબ્દોની સાથે ઉલ્લેખ કરવામાં આવ્યો.

આ રીતે દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે વલભીમાં આગમોને પુસ્તકારૂઢ કર્યા, એને 'આગમવાચના' કહી શકાય નહિ.[૩૫]

## ૧૪-૧૫. રાશિલસૂરિ અને જીવદેવસૂરિ

બનાસકાંઠા જિલ્લામાં ડીસા પાસે આવેલા વાયડગામમાં વાયડજ્ઞાતીય શેઠ ધર્મદેવ અને એનાં પત્ની શીલવતી નામે રહેતાં હતાં. એમને મહીધર અને મહીપાલ નામે બે પુત્ર હતા. નાનો પુત્ર મહીપાલ ઘણુંખરું પરદેશમાં કાર્ય કરતો હતો.

વાયડગચ્છના આચાર્ય જિનદત્તસૂરિ વાયડ અને એની નજીકના પ્રદેશમાં વિચરતા હતા. એમના ઉપદેશ સાંભળી સંસાર ઉપર વૈરાગ્ય થતાં મહીધરે દીક્ષા લીધી. ભણીગણીને ગીતાર્થ થતાં ગુરુએ એમને આચાર્યપદવી આપી, પોતાની શાખાને અનુસારે એમનું 'રાશિલસૂરિ' નામ પાડી એમને પોતાની પાટે બેસાડયા ને જિનદત્તસૂરિ કાળધર્મ પામી ગયા.

મહીપાલ રાજગૃહ નગરમાં વિચરતાં દિગંબરાચાર્ય શ્રુતકીર્તિના પરિચયમાં આવ્યો. એણે એમની પાસે દીક્ષા લીધી ને એ 'સુવર્ણકીર્તિ' નામથી પ્રસિદ્ધિમાં આવ્યા. શ્રુતકીર્તિ આચાર્યે એમની યોગ્યતા જોઈ એમને 'અપ્રતિચક્રવિદ્યા' અને 'પરકાયપ્રવેશવિદ્યા' એ નામની બે વિદ્યાઓનો આમ્નાય આપી પોતાના પટ્ટધર બનાવ્યા.

મહીપાલની માતાએ રાજગૃહ તરફના વેપારીઓ પાસેથી મહીપાલની દીક્ષા-શિક્ષાના સમાચાર સાંભળી એમને મળવા એ રાજગૃહ તરફ ગઈ. શીલવતીએ પોતાના બે દીકરાઓમાં એક શ્વેતાંબર અને બીજો દિગંબર એમ બે મત જોઈ બંનેને એક માર્ગના અનુયાયી કરવાની દૃષ્ટિએ સુવર્ણકીર્તિને કહ્યું: 'જિનેશ્વરનો તો એક જ માર્ગ-સિદ્ધાંત હોય, એમાં વળી ભેદ કેવા? આથી તમે બંને ભાઈ એકઠા થઈને સાચા માર્ગનો નિર્ણય કરો, જેથી હું પણ એ માર્ગને અનુસરું.' માતાનાં લાગણીભર્યાં વચનોથી સુવર્ણકીર્તિ વાયડ તરફ આવ્યા. માતાએ બંને મુનિઓનો આચારમાર્ગ તેમજ ત્યાગ જોઈ બંને આચાર્યોને જુદી જુદી રીતે પોતાને ત્યાં ગોચરી લેવા બોલાવ્યા. શ્વેતાંબર માર્ગનું વિશુદ્ધતર વાસ્તવિકપણું માતાએ સપ્રમાણ બતાવતાં સુવર્ણકીર્તિને શ્વેતાંબરમાર્ગ ગ્રહણ કરવાનો અનુરોધ કર્યો. રાશિલસૂરિએ પણ એમને ખૂબ સમજાવ્યા ત્યારે દિગંબર સુવર્ણકીર્તિએ વસ્ત્રનો સ્વીકાર કરી શ્વેતાંબર માર્ગ અપનાવ્યો. શ્વેતાંબર સંપ્રદાયના સિદ્ધાંત થોડા સમયમાં જ ભણીગણી ગીતાર્થ થતાં રાશિલસૂરિએ પોતાના ભાઈ સુવર્ણકીર્તિને આચાર્યપદવી આપી 'જીવદેવસૂરિ' નામે પોતાના પટ્ટધર બનાવ્યા.

કોઈ યોગીએ જીવદેવસૂરિના શિષ્યની વાચા બંધ કરી દીધી હતી અને એક વાર એમના સમુદાયની સાધ્વી ઉપર યોગચૂર્ણ નાખી પરવશ કરી હતી, પરંતુ આચાર્યે પોતાની અપૂર્વશક્તિથી બંને પ્રસંગોમાં યોગીનો પરાજય કરી એને યોગ્ય શિક્ષા કરી હતી.

આ આચાર્યના સમયમાં ઉજ્જનમાં વિક્રમાદિત્ય રાજા રાજ્ય કર્તો હતો. એણે સંવત્સર ચલાવવા માટે પૃથ્વીનું ઋણ ચૂકવવા દેશેદેશ પોતાના મંત્રીઓને મોકલ્યા હતા. તેઓમાંનો લીંબા નામનો પ્રધાન વાયડ આવ્યો. એણે અહીંના મહાવીરમંદિરને જીર્ણ જોઈ એનો ઉદ્ધાર કરાવ્યો અને એના ધ્વજ-દંડની પ્રતિષ્ઠા વિ. સં. ૭ માં જીવદેવસૂરિના હાથે કરાવી.

વાયડમાં લલ્લ શેઠ જ્યારથી જૈનધર્મી બન્યા ત્યારથી જ વાયડના બ્રાહ્મણ એમના ઉપર અને જીવદેવસૂરિ ઉપર દ્વેષભાવ રાખવા લાગ્યા હતા. પરિણામે એક વાર એક મૃતપ્રાય ગાય જીવદેવસૂરિ-અધીનસ્થ મહાવીરચૈત્યમાં વાળી દીધી. સવારે જ્યારે સાધુઓએ જોયું તો મંદિરના મંડપમાં જ ગાય મરેલી હાલતમાં પડી હતી, એટલે જીવદેવસૂરિએ એકાંત સ્થાનમાં બેસીને પોતે સિદ્ધ કરેલી પરકાયપ્રવેશિની વિદ્યાથી પોતાના પ્રાણ બહાર કાઢી ગાયના શરીરમાં પ્રવેશ કરાવ્યા, આથી ગાય ત્યાંથી ઊઠીને બ્રહ્માના મંદિરમાં ગર્ભગૃહમાં જઈને પૈસી ગઈ ને નિશ્ચેતન થઈ ઢળી પડી. પૂજારીએ આ ચમત્કાર-ભરી ઘટનાની વાત બ્રાહ્મણોને કહી. ઉત્પાત જેવી ઘટનાથી બ્રાહ્મણો વિચારમાં પડી ગયા. એમને જણાયું કે ગઈ કાલે કેટલાક યુવકોએ જૈનોને છેડ્યા એનું આ પરિણામ છે. વિચારશીલ બ્રાહ્મણો જીવદેવસૂરિ પાસે આવી આજીજી કરતા કહેવા લાગ્યા: ‘ગુરુદેવ ! આ ગાય જીવતી ઊઠીને બહાર જાય એવો ઉપાય કરો.’ પરંતુ આચાર્યશ્રીએ એમની વિનંતી ઉપર ધ્યાન ન આપ્યું. એમણે પાસે બેઠેલા લલ્લ શેઠને વીનવ્યા કે ‘આચાર્યશ્રીને કહીને અમને આ સંકટમાથી બચાવી દો.’

લલ્લ શેઠ તો આ બધું જાણતા હતા એટલે બ્રાહ્મણોને ઠપકો આપી કહ્યું કે ‘તમારે આ સંકટમાંથી તમારો ઉદ્ધાર કરવો હોય તો જૈનો સાથે સુલેહનામું થઈ શકે તેવી આ શરતો કબૂલ કરવી પડશે. જુઓ, જૈનો વાયડમાં ગમે તે ધાર્મિક ઉત્સવો ઊજવે એમાં કોઈએ કોઈ પ્રકારનું વિઘ્ન ઊભું ન કરવું. વાયડમાં જે કંઈ ધાર્મિક કાર્યવ્યવસ્થા થાય તેમાં મહાવીરના સાધુઓનો ભાગ પહેલો રહેશે. જીવદેવસૂરિની ગાદીએ જે આચાર્ય બેસે તેમને સુવર્ણ યજ્ઞોપવીત પહેરાવીને બ્રહ્માના મંદિરમાં પટ્ટાભિષેક કરવો.’

બ્રાહ્મણોએ ઉપર્યુક્ત શરતો કબૂલ કરી ત્યારે જીવદેવસૂરિએ એકાંત સ્થાનમાં જઈ પોતાના પ્રાણ ખેંચી ગાયના શરીરમાં પ્રવેશ કરાવ્યા. ગાય ઊઠીને બહાર ગઈ કે તરત આચાર્યે પોતાના પ્રાણ સંકેલી લીધા.

આ પ્રસંગ પછી જૈનો અને બ્રાહ્મણો વચ્ચે કદી ક્લેશ થયો નહિ.

જીવદેવસૂરિએ મરણ નિકટ જાણી ગચ્છની વ્યવસ્થા કરી, અનશનપૂર્વક સમાધિમરણ પ્રાપ્ત કર્યું.

આચાર્યના સ્વર્ગવાસ સમયે જ પેલા યોગીને આચાર્યે મહાત કર્યો હતો તે વાયડમાં આવ્યો અને મૃતક જીવદેવસૂરિનું મોં જોવા એણે વિનંતી કરી, કેમકે જીવદેવનું કપાલ એક ખંડનું હોવાથી એને એ લેવું હતું, પરંતુ આચાર્યે અગાઉ આપેલી સલાહ મુજબ એ કપાલ ગણાવચ્છેદકે ફોડી નાખ્યું હતું તેથી એ યોગીનો ઇરાદો બર ન આવ્યો. એણે નિરાશ વદને જણાવ્યું: 'વિક્રમાદિત્ય અને આ આચાર્યને એક-ખંડ કપાલ હતું, જે એક ભાગ્યશાલી માનવીનું લક્ષણ ગણાય છે.' એ પછી યોગીએ આચાર્યના અગ્નિસંસ્કારવિધિમાં ભાગ લીધો.[૩૬]

પં. શ્રી કલ્યાણવિજયજી જીવદેવસૂરિના સમય વિશે 'પ્રબંધપર્યાલોચન-' (પૃ. ૩૪)માં નોંધ કરે છે: 'વિક્રમાદિત્યના મંત્રી લીંબાએ વાયડમાં ચૈત્યનો ઉદ્ધાર કરાવ્યાનો અને વિક્રમ સંવત ૭ માં જીવદેવસૂરિએ એની પ્રતિષ્ઠા કરાવ્યાનો પ્રબંધમાં ઉલ્લેખ છે અને આ ઉપરથી જીવદેવસૂરિ વિક્રમાદિત્યના સમકાલીન હતા એમ માનવાને કારણ મળે છે, પણ વાસ્તવમાં એ આચાર્ય એટલા બધા પ્રાચીન નહોતા એમ પ્રબંધની કેટલીક વાતો ઉપરથી સિદ્ધ થાય છે. પહેલી વાત તો એ જ છે કે જીવદેવ પ્રથમ શ્રુતકીર્તિના શિષ્ય સુવર્ણકીર્તિ નામે દિગંબર મુનિ હતા એમ પ્રબંધકારે જણાવ્યું છે, શ્રુતકીર્તિ ક્યારે થયા એ આપણે જાણતા નથી, છતાં બંને સંપ્રદાયોના લેખ ઉપરથી એટલું તો નિશ્ચિત છે કે વિક્રમની બીજી શતાબ્દીમાં દિગંબર અને શ્વેતાંબરની પરંપરાઓ જુદી પડી હતી.[૩૭] આ સ્થિતિમાં જીવદેવને પ્રથમાવસ્થામાં દિગંબર માનીને એમને વિક્રમાદિત્યના સમકાલીન માનવા યુક્તિસંગત નથી.'

છેવટે તેઓ નિર્ણય કરતાં જણાવે છે કે 'પ્રસ્તુત પ્રબંધના ચરિતનાયક જીવદેવસૂરિ પ્રસિદ્ધ વિક્રમાદિત્યના સમયના નહિ, પણ એ સમયથી લગભગ ૫૦૦-૬૦૦ વર્ષ પછીના પુરુષ હતા. લલ્લ શેઠ દ્વારા જે બ્રાહ્મણોએ જૈનોની સાથે શરતો કરેલી તે બ્રાહ્મણો કાલાંતરે સત્તાહીન અને જાગીરહીન થઈ જતાં જૈનોના આશ્રિત ભોજકો થયા હતા એમ હું માનું છું.'[૩૮]

## ૧૫. લાટાચાર્ય

લાટ દેશના આચાર્ય કે લાટાચાર્ય નામથી પ્રસિદ્ધ આચાર્ય વિશે આ પ્રકારે અનુશ્રુતિ જાણવા મળે છે :

જૈન મુનિઓ પોતાને રહેવા માટે મકાન આપનાર ગૃહસ્થને 'શય્યાતર' કહે છે. શય્યાતરના ઘરનાં આહાર–પાણી તેઓ લેતા નથી. એક જ ગુરુના શિષ્યો જગ્યાની સંકડાશને લીધે જુદા જુદા ગૃહસ્થોનાં મકાનોમાં રહે ત્યારે શય્યાતર કોને માનવો, એનો ખુલાસો એવો મળે છે કે અમુક સંયોગોમાં દરેક મકાનના માલિક શય્યાતર મનાય અને અમુક સંયોગોમાં મૂળ ઉપાશ્રયનો માલિક જ શય્યાતર મનાય. આ બાબતમાં લાટાચાર્યનો મત એવો છે કે જે મકાનમાં સકલ ગચ્છના છત્રરૂપ આચાર્ય રહેતા હોય તેનો માલિક શય્યાતર મનાય, બીજાં મકાનોના માલિકોને શય્યાતર માનવા નહિ.[૩૯]

પ્રસિદ્ધ જ્યોતિર્વિદ વરાહમિહિરે પોતાની ગ્રંથરચનામાં સિંહાચાર્ય, યવનાચાર્ય, આર્યભટ્ટ, પ્રદ્યુમ્ન, વિજયનંદિ નામોની સાથોસાથ લાટાચાર્યને પણ આધારભૂત પ્રમાણ માન્યા છે.

## ૧૬. અશ્વાવબોધતીર્થ

અશ્વાવબોધતીર્થ ભરૂચ નગરમાં હતું, એ વિશે આ પ્રકારે અનુશ્રુતિ જાણવા મળે છે :

ભૃગુપુર( ભરૂચ )માં જિતશત્રુ રાજાએ અશ્વમેધ યજ્ઞ કરવાનો આરંભ કર્યો. એમાં છેલ્લા દિવસે હોમવા માટે એક જાતિમાન ઘોડાને લાવવામાં આવ્યો. રેવા નદીનાં દર્શનથી એ ઘોડાને જાતિસ્મરણ જ્ઞાન થયું.

વીસમા તીર્થંકર મુનિ સુવ્રતસ્વામી પૂર્વભવના મિત્ર એ અશ્વને પ્રતિબોધ કરવા પ્રતિષ્ઠાનપુર( પૈઠણ )થી ૧૨૦ ગાઉનો ઉગ્ર વિહાર કરી ભરૂચમાં આવ્યા.

જિતશત્રુ રાજા એ અશ્વની સાથે ભગવંતને વંદન કરવા આવ્યો. રાજવીએ યજ્ઞનું ફળ પૂછ્યું. ભગવંતે પ્રાણીના વધથી નરકનું ફળ બતાવ્યું. એ સમયે પેલા અશ્વને આંખમાં આંસુ આવ્યાં. રાજાએ કારણ પૂછતાં ભગવંતે એનો પૂર્વભવ કહેવા માંડયો :

ચંપાનગરીમાં સુરસિદ્ધ નામે રાજા હતો તેને મતિસાર નામે પરમ મિત્ર હતો. સુરસિદ્ધ દીક્ષા લીધી. એ કાળધર્મ પામી દેવ થયો. ત્યાંથી ચ્યવી તીર્થંકર-રૂપે મારો અવતાર થયો.

મતિસાર બીજા ભવમાં સાગરદત્ત નામે સાર્થવાહ થયો. એ મિથ્યાદષ્ટિ હોવા છતાં વિનીત હતો. એણે એક શિવાલય બંધાવ્યું હતું. એક વેળા જિનધર્મ નામના શ્રાવક મિત્ર સાથે એ એક જૈનાચાર્ય પાસે ગયો. એમણે જિનાલય બંધાવવાથી થતા પુણ્ય વિશે ઉપદેશ આપ્યો. એ ઉપદેશથી એણે સુવર્ણમય જિનપ્રતિમા બનાવી અને એ ત્રણે કાળ એની પૂજા કરતો હતો.

ઉત્તરાયણના દિવસે લિંગપૂરણ પર્વ ઊજવાતું. એ દિવસે સાગરદત્ત એના શિવાલયમાં ગયો. ત્યાં જટિલ તાપસોએ ઘીની લિંગપ્રતિમા બનાવી. ઘીના કારણે અનેક કીડીઓ ત્યાં આવી. જટિલ તાપસોએ એને નિર્દય રીતે કચડી નાખી. આ જોઈ સાગરદત્તે એમના ધર્મની નિંદા કરી. જટિલોએ એનો ભારે તિરસ્કાર કર્યો. એ દિવસથી એ સાર્થવાહ કૃપણ બની ધર્મવિમુખ થયો, આથી એણે તિર્યંચનું આયુષ બાંધ્યું ને એનો બીજા ભવમાં અશ્વરૂપે અવતાર થયો. એને ઉપદેશ આપવા હું અહીં આવ્યો છું.

છ મહિના પછી એ અશ્વ મરણ પામી દેવ થયો. અવધિજ્ઞાનથી પોતાનો પૂર્વભવ જોઈ એણે ભૃગુપુરમાં રત્નમય જિનાલય બંધાવ્યું. એમાં મૂળનાયક તરીકે મુનિ સુવ્રતસ્વામી અને અશ્વની પ્રતિમા સ્થાપન કરી તેથી આ તીર્થનું નામ 'અશ્વાવબોધતીર્થ' પડ્યું.[૪૦]

## ૨૭. શકુનિકાવિહાર

ભરૂચમાં આવેલું અશ્વાવબોધતીર્થ 'શકુનિકાવિહાર' નામથી પ્રસિદ્ધિ પામ્યું એ વિશેની અનુશ્રુતિ આ પ્રકારે જાણવા મળે છે:

સિંહલદ્વીપના સિંહપુર નામે નગરમાં ચંદ્રગુપ્ત રાજા અને ચંદ્રલેખા નામે રાણીને સાત પુત્રો ઉપર સુદર્શના નામે પુત્રી જન્મી. એ વિદ્યા અને કલાઓ ભણી યુવાવસ્થામાં આવી.

એકદા ધનેશ્વર નામનો સાર્થવાહ ભરૂચથી કેટલાંક વહાણોમાં કરિયાણાં ભરીને સિંહલદ્વીપ ઊતર્યો અને રાજા પાસે આવ્યો. રાજકન્યા સુદર્શના રાજા પાસે બેઠી હતી. સૂંઠ, મરી વગેરેના નમૂના બતાવતાં ધનેશ્વરને છીંક આવી ત્યાં એ "નમો અરિહંતાણં" પદ બોલ્યો. આ પદ સાંભળી સુદર્શનાને મૂર્છા આવી ગઈ.

રાજા તો વાણિયા ઉપર રોષે ભરાયો. સુદર્શનાને ચેતના આવતાં એણે જાતિસ્મરણજ્ઞાનથી 'ધનેશ્વર તો મારો ધર્મબંધુ છે' એમ કહી એને છોડાવ્યો. રાજાએ કારણ પૂછતાં સુદર્શના પોતાનો પૂર્વભવ કહેવા લાગી:

" હું પૂર્વભવમાં ભરૂચમાં નર્મદાના કાંઠે રહેતા એક વડલા ઉપર સમડી-રૂપે રહેતી હતી. વર્ષાકાળમાં સાત દિવસ સુધી એકધારી વર્ષા થઈ. આઠમા દિવસે ભૂખથી ઊડતી ઊડતી એક શિકારીના ઘરના આંગણેથી માંસનો ટુકડો લઈ હું ઊડી. શિકારી બાણ લઈ મારી પાછળ પડયો. એણે મને બાણથી વીંધી નાખી. કરુણ રુદન કરતી, આકુળવ્યાકુળ થતી એવી મારા ઉપર એક જૈન સાધુએ પાણી સીંચ્યું. મરતાં મરતાં મને એમણે નવકારમંત્ર સંભળાવ્યો. મરીને હું તમારી પુત્રી સુદર્શનારૂપે અવતરી. ધનેશ્વરે 'નમો અરિહંતાણં' પદ બોલતાં એ નવકારના સ્મરણથી મને જાતિસ્મરણ-જ્ઞાન થયું."

પછી એ સુદર્શના માતા-પિતાની અનુજ્ઞા લઈ પોતાનાં અનેક વહાણોમાં કિંમતી દ્રવ્યો અને ખાનપાનની વિવિધ સામગ્રી ભરી દાસ, દાસી, નોકરોના પરિવાર સહિત ધનેશ્વર સાર્થવાહની સાથે ભરૂચ બંદરે ઊતરી.

ધનેશ્વરે ત્યાંના રાજાને રાજકન્યા સુદર્શનાના આગમનનો સંદેશો મોકલ્યો. રાજા પોતાના પરિવાર સાથે એ રાજકન્યાનું સ્વાગત કરવા ભેટણાં સાથે સામે આવ્યો. રાજાએ એનો પ્રવેશોત્સવ કર્યો.

સુદર્શનાએ અશ્વાવબોધતીર્થનાં દર્શન, વંદન, પૂજન કર્યાં, તીર્થમાં ઉપવાસ કર્યો.

રાજાએ આવી ધાર્મિક વૃત્તિની રાજકન્યા માટે ઘણી બધી અનુકૂળતાઓ કરી આપી.

એક દિવસે સુદર્શના ભરૂચમાં આવેલા (ભાનુ અને ભૂષણ નામના) શ્રુતધરો પાસે જઈ વંદન કરી, વિનીત ભાવે પૂછવા લાગી: 'ભગવન્! કયા કર્મના કારણે હું પૂર્વભવમાં સમડી હતી?' આચાર્યે ઉત્તર આપ્યો કે 'વૈતાઢ્ય પર્વતમાં આવેલી સુરમ્યા નગરીમાં શંખ રાજાની તું વિજયા નામે પુત્રી હતી. માહિષ ગામ જતાં તેં નદીકિનારે કુક્કુટ સર્પ જોયો. રોષવશ તેં એને મારી નાખ્યો. પછી નદીકાંઠે રહેલા એક જિનાલયમાં તેં ભગવંતની પ્રતિમાને ભક્તિથી વંદન કર્યું. ચૈત્યથી બહાર નીકળતાં વિહારથી થાકી ગયેલાં એક સાધ્વીની તેં સેવા-શુશ્રૂષા કરી.

'એ કુક્કુટ સર્પ મરીને શિકારી થયો અને તું બીજા ભવમાં સમડી થઈ. પૂર્વભવના વેરથી એણે તને બાણથી વીંધી નાખી. હવે તું જિનોપદિષ્ટ દાન વગેરે ધર્મકાર્યો કર.'

આ સાંભળી સુદર્શનાએ પોતાનું બધું ધન સાત ક્ષેત્રોમાં વાપરવા માંડ્યું. અશ્વાવબોધતીર્થનો એણે ઉદ્ધાર કરાવ્યો, એમાં ચોવીસ દેવકુલિકાઓ સ્થાપિત કરી, તથા પૌષધશાળા, દાનશાળા અને અધ્યયનશાળા વગેરે બંધાવ્યાં.

આથી એ ઉદ્ધાર પામેલું અશ્વાવબોધતીર્થ એના પૂર્વભવના નામથી 'શકુનિકાવિહાર' 'સઉલિયાવિહાર' 'સમડી-વિહાર' નામથી પ્રસિદ્ધિ પામ્યું.[૪૧]

આર્ય ખપુટાચાર્યના સમયમાં કે એ અગાઉ બૌદ્ધોએ અશ્વાવબોધતીર્થ ઉપર કબજો કરી લીધો હતો તેથી આર્ય ખપુટાચાર્યે બૌદ્ધોનો વાદમાં પરાજય કરી 'બિલાડા પાસેથી દૂધ છોડાવવામાં આવે તેમ' એ તીર્થ છોડાવી જૈન સંઘને અધીન કરાવ્યું હતું.[૪૨]

## ૧૮. ભલ્લીગૃહ

ભૃગુકચ્છથી દક્ષિણાપથ જવાના માર્ગમાં 'ભલ્લીગૃહ' નામથી ઓળખાતા ભાગવત સંપ્રદાયના એક મંદિર વિશે આ પ્રકારે અનુશ્રુતિ જાણવા મળે છે:

એક જૈન સાધુ સાર્થની સાથે ભરુકચ્છથી દક્ષિણાપથ જતો હતો તેને કોઈ ભાગવતે પૂછ્યું: 'ભલ્લીગૃહ શું છે?' સાધુએ એ વિશે વૃત્તાંત કહેવા માંડ્યું: 'દ્વીપાયન નામે જે પરિવ્રાજક સાંબ આદિ સુરામત્ત યાદવકુમારોને હાથે મરણ પામી દેવ થયા હતા તેમણે દ્વારિકાનું દહન કર્યા પછી બલરામ અને કૃષ્ણ સુરાષ્ટ્ર દેશ છોડીને પાંડવો પાસે દક્ષિણ મથુરા તરફ જતા હતા. દ્વારકાથી પૂર્વ તરફ નીકળી તેઓ હસ્તિકલ્પ (હાથબ) નગરમાં આવ્યા, ત્યાંના રાજા અચ્છદંતને હરાવી દક્ષિણ તરફ જતાં તેઓ કોસુંબારણ્ય નામે અરણ્યમાં આવ્યા. ત્યાં કૃષ્ણને તરસ લાગતાં બલદેવ પાણી લેવા ગયા. એ સમયે કૃષ્ણના જ મોટા ભાઈ જરાકુમાર, એમને હાથે કૃષ્ણનું મરણ થશે એવી ભવિષ્યવાણી નેમિનાથે ભાખી હોવાને કારણે દ્વારકાનો ત્યાગ કરીને અરણ્યમાં જઈ રહ્યા હતા તે, શિકારી-રૂપે આવ્યા અને ઢીંચણ ઉપર એક પગ રાખીને સૂતેલા વાસુદેવને મૃગ ધારી, એમના પગ ઉપર મર્મસ્થાને બાણ મારી એમના મૃત્યુનું કારણ બન્યા.[૪૩]

'ભલ્લી' એટલે બાણથી વીંધાયેલા પગવાળી કૃષ્ણ વાસુદેવની મૂર્તિ જે મંદિરમાં છે તે 'ભલ્લીગૃહ' નામે ઓળખાયું છે.

આ વૃત્તાંત સાંભળીને ભાગવત દ્વેષપૂર્વક વિચારવા લાગ્યો કે 'જો એમ નહિ હોય તો આ શ્રમણનો હું ઘાત કરીશ.' પછી એ ગયો અને એણે વાસુદેવનો પગ બાણથી વીંધાયેલો જોયો, એટલે પાછા આવીને સાધુને ખમાવ્યા અને કહ્યું: 'મેં આ પ્રમાણે ચિંતવ્યું હતું માટે ક્ષમા કરો.'[૪૪]

## ૧૯. ભૂતતડાગ

ભરુકચ્છથી ૧૨ યોજન દૂર બંધાયેલા 'ભૂતતડાગ' વિશે આ પ્રકારે અનુશ્રુતિ જાણવા મળે છે :

ભરુકચ્છના એક વાણિયાએ ઉજ્જૈનીના કુત્રિકાપણમાં[૪૫] જઈ ભૂતની માગણી કરી. એનું એણે દશ હજાર મૂલ્ય જણાવ્યું. વાણિયાએ એ રકમ ચૂકવી આપી. વેપારીએ શરત મૂકી કે 'ભૂતને સતત કામ આપવું પડશે, નહિતર એ ખરીદનારને મારી નાખશે.' એ શરત મંજૂર રાખી વાણિયાએ ભૂત ખરીદ્યો. પછી તો વાણિયો જે જે કામ બતાવતો તે બધાં ભૂત ક્ષણવારમાં પૂરાં કરી દેતો. એણે ભૂત પાસે એક સ્તંભ–થાંભલો તૈયાર કરાવ્યો. વાણિયાએ બીજા કામના અભાવમાં એ સ્તંભ ઉપર ચડવા–ઊતરવાનું કામ સોંપ્યું. પછી તો ભૂતે થાકીને પોતાની હાર કબૂલ કરી. આ પરાજયના ચિહ્નરૂપે ભૂતે વાણિયા આગળ એવી ઇચ્છા વ્યક્ત કરી કે "ઘોડા ઉપર સવારી કરીને ચાલતાં જ્યાં તું પાછું વાળીને જોઈશ ત્યાં હું એક તળાવ બાંધી આપીશ."

વાણિયાએ ૧૨ યોજન દૂર જઈ પાછું વાળીને જોયું અને ભૂતે એ સ્થળે એ તળાવ બાંધ્યું, જે "ભૂતતડાગ" નામથી પ્રસિદ્ધિ પામ્યું.[૪૬] આ તળાવ ભરૂચની ઉત્તરમાં હતું.

## ૨૦. કુત્રિકાપણ

ભરૂચમાં કુત્રિકાપણ હતું એ વિશે આ પ્રકારે અનુશ્રુતિ જાણવા મળે છે :

કુત્રિકાપણ: કુત્રિક–ત્રણ ભુવન અને આપણ–દુકાન: અર્થાત્ ત્રણ ભુવનની ચેતન–અચેતન સર્વ વસ્તુઓ જ્યાં મળી શકે તેવી દુકાન.

અવંતિજનપદ ઉપર રાજ્ય કરતા રાજા ચંડપ્રદ્યોતના સમયે ઉજ્જૈનીમાં ૯ કુત્રિકાપણ હતાં. ભરૂચના એક વણિકે ઉજ્જયિનીના એક કુત્રિકાપણમાંથી દસ હજારની કિંમતે ભૂત ખરીદ્યો હતો, જેણે ભરૂચમાં ભૂતતડાગ બાંધ્યું હતું.[૪૭] ભરૂચમાં પણ એક કુત્રિકાપણ હતું.[૪૮]

## ૨૧. માત્સ્યિક મલ્લ અને ફલહી મલ્લ

સોપારકના માત્સ્યિક મલ્લ અને ભરૂચના ફલહી મલ્લ વિશે આ પ્રકારે અનુશ્રુતિ જાણવા મળે છે :

'આવશ્યક-ચૂર્ણિ'માં જણાવ્યું છે કે સોપારકનો સિંહગિરિ રાજા મલ્લોની સાઠમારી કરાવતો હતો અને જેનો વિજય થાય તેને પુષ્કળ દ્રવ્ય આપતો હતો. પ્રતિવર્ષની સાઠમારીમાં ઉજ્જૈનીનો અટ્ટણ મલ્લ વિજયચિહ્ન તરીકે પતાકા લઈ જતો હતો, આથી સિંહગિરિ રાજાએ એક માછીનું બળ પારખી એને મલ્લવિદ્યા શીખવા, પ્રેરણા કરી મલ્લ બનાવ્યો. બીજે વર્ષે આ માત્સિયક મલ્લે અટ્ટણને હરાવી દીધો.

પરાજયથી માનભંગ થયેલો અટ્ટણ સૌરાષ્ટ્રમાં કોઈ મલ્લ હોવાના સમ-ચારથી સોપારકથી સીધો સૌરાષ્ટ્ર તરફ જઈ રહ્યો હતો, ત્યાં ભરુકચ્છમાં એક ખેડૂતને એક હાથે હળ ખેડતો અને બીજે હાથે ફલહી-કપાસ ચૂંટતો જોયો.[૪૯] અટ્ટણ સૌરાષ્ટ્ર ન જતાં આ ખેડૂતને લાલચ આપી ઉજ્જૈની લઈ ગયો અને એણે એને મલ્લવિદ્યા શીખવી. એ ફલહી મલ્લ તરીકે પ્રસિદ્ધિ પામ્યો. એ બંને સાઠમારી પ્રસંગે સોપારા આવ્યા. માત્સિયક મલ્લ સાથે ફલહી મલ્લનું યુદ્ધ થયું. ત્રીજે દિવસે માત્સિયક મલ્લ હાર્યો અને છેવટે મરણ પામ્યો.[૫૦]

## ૨૨. યંત્રપ્રતિમા

'બૃહત્કલ્પ-ભાષ્ય'માં યંત્રપ્રતિમા વિશે આ પ્રકારે માહિતી મળે છે:[૫૧]

આ. પાદલિપ્તસૂરિએ રાજાની બહેનના સમાન આકારની યાંત્રિક પ્રતિમા બનાવી હતી. એ પ્રતિમા હાલતી-ચાલતી, ઉન્મેષ-નિમેષ કરતી, હાથમાં પંખો લઈને આચાર્યની સંમુખ ઊભી રહેલી બતાવી હતી. બ્રાહ્મણોએ રાજાને ભ્રમમાં નાખી પાદલિપ્તસૂરિના ચારિત્ર્યમાં શંકા ઉપજાવી, તેથી આચાર્યે એ પ્રતિમાનાં યંત્ર વિખેરી નાખ્યાં.

યવન દેશમાં આવાં સ્ત્રી-સ્વરૂપ પ્રચુર પ્રમાણમાં કરવામાં આવે છે.

## ૨૩. સોપારક

મુંબઈની ઉત્તરે થાણા જિલ્લામાં સમુદ્રના કિનારે સોપારા નામનું નગર આવેલું છે.[૫૨] અહીંના સિંહગિરિ રાજાને મલ્લવિદ્યાનો ભારે શોખ હતો. પ્રતિવર્ષ એ મલ્લોની સાઠમારી કરાવતો. એણે જ અહીંના એક માછીને પોષી માત્સિયક મલ્લ નામથી પ્રસિદ્ધિ અપાવી હતી.[૫૩]

સોપારક જૈન ધર્મનું કેંદ્ર હતું. અહીં આર્ય સમુદ્ર, આર્ય મંગૂ[૫૪], અને આર્ય વજ્રસ્વામીના શિષ્ય વજ્રસેનાચાર્ય આ નગરમાં આવ્યા હતા. વજ્રસેનાચાર્યના

ચાર શિષ્ય ૧. નાગેંદ્ર, ૨. ચંદ્ર, ૩. નિર્વૃતિ અને ૪. વિદ્યાધરના નામથી સાધુઓની ચાર શાખાઓ પ્રવર્તી હતી.[૫૫] અહીંના જિનાલયમાં જીવંતસ્વામી ઋષભદેવની પ્રતિમા હોવાથી એ જૈનોની તીર્થભૂમિ હતું.[૫૬] વર્ણાશ્રમમાં નહિ માનનારા જૈન ધર્મના અનુયાયીઓમાં અહીંના વૈકટિક ( દારૂ ગાળનારા–કલાલ ) અને શાકટિક (ખેડૂત) ગૃહસ્થોની વાત જાણીતી છે. આ પ્રદેશમાં કલાલો પણ બીજાઓની સાથે ભોજન લઈ શકતા હતા.[૫૭]

સોપારક દરિયાઈ બંદર હોવાથી વેપારનું મોટું મથક હતું. પરદેશથી કેટલાંય વહાણ માલ ભરીને રોજ આવતાં હતાં અને અહીંથી બીજા દેશોમાં જતાં હતાં. 'નિશીથચૂર્ણિ'માં ઉલ્લેખાયેલી એક અનુશ્રુતિ મુજબ-સોપારામાં વેપારીઓનાં પાંચસો કુટુંબ રહેતાં હતાં. ત્યાંના રાજાએ એમનો કર માફ કર્યો હતો, પણ મંત્રીની સલાહથી રાજાએ એમની પાસેથી કરની માગણી કરી. પરંતુ 'રાજાની માગણી સ્વીકારવાથી પુત્ર–પૌત્રોને પણ આ કર આપવો પડશે' એમ વિચારી વેપારી-ઓએ કર આપવાની ના પાડી. રાજાએ કહ્યું કે 'કર આપવો ન હોય તો અગ્નિપ્રવેશ કરો.' આથી પાંચસોય વેપારીઓએ પોતાની પત્નીઓ સહિત અગ્નિપ્રવેશ કરી જીવનનો અંત આણ્યો.

આ વેપારીઓએ પાંચસો શાલભંજિકાઓથી શોભતું એક સુંદર સભાગૃહ ત્યાં બનાવ્યું હતું કે જયાં વેપારીઓ સોદા કરતા અને પારસ્પરિક વાંધાઓનો નિકાલ કરતા.[૫૮]

અહીંનો પ્રસિદ્ધ શિલ્પી કોક્કાસ ઉજ્જૈનીમાં પોતાનું નસીબ અજમાવવા ગયો તેને વિશે 'આવશ્યકચૂર્ણિ'માં આ પ્રકારે અનુશ્રુતિ જાણવા મળે છે:[૫૯]

સોપારકમાં એક રથકાર–સુતાર રહેતો હતો. એની દાસીને બ્રાહ્મણથી એક પુત્ર થયો. એ દાસચેટ ગુપ્તપણે રહેતો હતો. હું જીવીશ નહિ એવું વિચારી એ રથકાર પોતાના પુત્રોને પોતાની વિદ્યા શીખવવા લાગ્યો, પણ પુત્રોની બુદ્ધિ મંદ હોવાથી તેઓ કંઈ પણ શીખ્યા નહિ. પેલા દાસચેટે રથકારની બધી વિદ્યા સંપાદિત કરી. રથકાર મરણ પામ્યો. એ નગરના રાજાએ દાસચેટ(કોક્કાસ)ને આખું ઘર આપી દીધું. એ કોક્કાસ ઘરનો માલિક બન્યો.

એકદા સોપારકમાં દુકાળ પડ્યો. કોક્કાસ પોતાનું નસીબ અજમાવવા ઉજ્જૈની ગયો. પોતાની જાણ કરવા એણે યાંત્રિક કબૂતરો દ્વારા રાજાના ગંધશાલિ ( એક પ્રકારના સુગંધી ચોખા ) ચણવા માંડ્યા. કોઠારીઓએ રાજાને ફરિયાદ કરી. તપાસ કરતાં કોક્કાસ નજરે પડ્યો. એને રાજા પાસે લાવવામાં આવ્યો. રાજાએ એને ઓળખ્યો અને એના ભરણપોષણની વ્યવસ્થા કરી.

કોક્કાસે રાજાની આજ્ઞાથી ગરુડયંત્ર બનાવ્યું. રાજા રાણી અને આ કોક્કાસ સાથે આકાશમાં વિહરવા લાગ્યાં. જે કોઈ રાજા એને નમતો નહિ તેને એ કહેતો કે હું આકાશમાર્ગે આવીને તમને મારીશ, આથી બીકના માર્યા બધા રાજા એને વશ થયા હતા.

ઉજ્જૈનીના રાજાનું નામ હતું જિતશત્રુ, પણ તેલ વડે દાઝી જવાથી એ કાળો પડી જતાં કાગડાના વર્ણ જેવો લાગતાં લોકો એને 'કાકવર્ણ' નામથી ઓળખતા હતા. એ રાજાને બીજી રાણીઓ પણ હતી. પટરાણી જ્યારે ગરુડયંત્રમાં બેસી ફરવા જતી ત્યારે બીજી રાણીઓ પૂછતી: અમને બેસાડશો? રાણીએ એમની માગણીને દાદ ન આપી ત્યારે એક રાણીએ, જ્યારે આ ગરુડયંત્ર ઊડવાની તૈયારી કરતું હતું ત્યારે, એના પાછા ફરવાની એક ખીલી કાઢી લીધી. ગરુડયંત્ર ઊડયું, પણ પાછા ફરવાનો વિચાર થયો ત્યારે ખબર પડી કે પેલી ખીલી નહોતી. આખરે એ ગરુડયંત્ર કલિંગ દેશમાં પહોંચ્યું અને જમીનથી થોડે દૂર એની પાંખ ભાંગી જતાં એ ત્યાં પડયું.

કોક્કાસ રાજા-રાણીને ત્યાં મૂકી નગરમાં ગયો. ત્યાંનો રથકાર રથ બનાવી રહ્યો હતો. એમાં એણે એક ચક્ર બનાવ્યું હતું અને બીજું અડધું ઘડયું હતું.

કોક્કાસે રથકાર પાસે ઓજાર માગ્યાં. રથકારે કહ્યું: 'આ ઓજાર તો રાજાનાં હોવાથી બહાર અપાતાં નથી, એટલે ઘેરથી મારાં ઓજાર લાવી આપું.' એમ કહી એ ગયો. દરમ્યાન અહીં કોક્કાસે એવું ચક્ર બનાવ્યું કે ઊંચું રખાય તો ઉપર જાય, કોઈ સાથે અથડાય તો એ પાછું ફરે, અને પાછળ મોં રહે તેમ રાખે તો પડે નહિ. આ રીતે ચક્ર બનાવીને કોક્કાસ એને તપાસતો હતો, એવામાં પેલો રથકાર ત્યાં આવ્યો અને એણે જોયું તો ચક્ર તૈયાર થઈ ગયું હતું. બહાનું કાઢી એ ત્યાંથી ગયો અને એણે રાજાને કહ્યું કે 'કોક્કાસ આવ્યો છે, જેના બળથી બધા રાજા વશમાં લેવાયા છે.' રાજાના હુકમથી કોક્કાસને પકડવામાં આવ્યો. એને મારવામાં આવ્યો ત્યારે જ એણે કહ્યું કે કાકવર્ણ અને એની રાણી અમુક જગ્યાએ છે. એ ઉપરથી રાજાએ કાકવર્ણ અને એની રાણીને પકડી લીધાં અને એમને ભોજન આપવાની ના પાડી. નગરજનોએ અપયશની બીકથી કાકપિંડ પ્રવર્તાવ્યા, જેથી એ દ્વારા રાજા-રાણીને આહાર મળી શકે.

રાજાએ કોક્કાસને કહ્યું: 'મારા પુત્ર માટે ચારે બાજુએ સાત માળનો મહેલ બનાવ અને એની વચમાં મારા માટે બનાવ, જેથી હું બધા રાજાઓને અહીં લાવી શકું.' કોક્કાસે એવો મહેલ બનાવી આપ્યો.

હવે કોક્કાસે શકુનયંત્ર રચી કાકવર્ણના પુત્રને એ દ્વારા પત્ર મોકલ્યો કે ‘તમે અહીં આવો એટલામાં આ રાજાને હું મારી નાખું છું. તમારાં પિતા-માતાને અને મને છોડાવો.’ દિવસ પણ નક્કી કર્યો.

એક દિવસે રાજા પુત્ર સાથે મહેલમાં બેઠો હતો ત્યારે કોક્કાસે ખીલી ઉપર પ્રહાર કર્યો એટલે એ મહેલ સંપુટ-બિડાઈ ગયો. રાજા અને એનો પુત્ર મરણ પામ્યા. કાકવર્ણના પુત્રે એ નગર પોતાને અધીન કર્યું અને પોતાનાં પિતા-માતા તેમજ કોક્કાસને મુક્ત કર્યાં.

બીજાઓનું એવું કથન છે કે કોક્કાસને વૈરાગ્ય થતાં એણે આપઘાત કર્યો.

## ૨૪. રેવતાચલ

કોટિનગરી( કોડીનાર )ના રહેવાસી સોમભટ્ટ અને એની પત્ની અંબિકાની અનુશ્રુતિ આ પ્રકારે જાણવા મળે છે :

કાસહ્રદ નગરમાં ચાર વેદનો પારગામી સર્વદેવ નામે બ્રાહ્મણ અને એની પત્ની સત્યદેવીને અંબાદેવી નામે પુત્રી હતી. એને કોટિનગરી( કોડીનાર )ના સોમદેવ ભટ્ટ બ્રાહ્મણ સાથે પરણાવી હતી. એમને વિભાકર અને શુભંકર નામે બે પુત્ર થયા હતા.

એકદા નેમિનાથ ભગવાનના શિષ્ય સુધર્મસૂરિના ચારિત્રધારી બે શિષ્ય ભિક્ષા માટે અંબાદેવીના ઘેર આવ્યા. અંબાદેવીએ ખૂબ ભક્તિથી એમને શુદ્ધ આહાર વહોરાવ્યો. એનો પતિ સોમદેવ ઘેર આવ્યો ત્યારે એ ખૂબ આક્રોશથી કહેવા લાગ્યો : ‘વિશ્વદેવ-મહાદેવની ક્રિયા કર્યા વિના રસોઈને સ્પર્શ કેમ કર્યો ?’

આમ કહી અંબાદેવીનો ભારે તિરસ્કાર કર્યો, એટલું જ નહિ, એને મારપીટ પણ કરી. ઘરનાં બીજાં માણસોએ એને છોડાવી.

અપમાન સહન ન થતાં અંબાદેવી એના બે પુત્રોને લઈને ઘેરથી ચાલી નીકળી. નાના બાળકને એણે કેડ પર તેડી લીધો અને મોટાને આંગળી ઝાલી ચલાવતાં વિચારવા લાગી કે ‘જૈન મુનિને દાન આપવાથી મારો પરાભવ થયો છે તો એ ધર્મ જ મને શરણરૂપ થાઓ.’ એમ ધારી એ ઉતાવળે પગલે ગિરનાર તરફ ચાલી. ધીમે ધીમે એ પર્વતની તળેટીમાં આવી પહોંચી.

એ તૃષા, ક્ષુધા અને ચાલવાથી ખૂબ થાકી ગઈ હતી અને પર્વત બહુ ઊંચો હતો છતાં હિંમત રાખી શુભ ભાવનાથી એ પર્વત ઉપર ચડી. નેમિનાથ ભગવાનને ખૂબ ભાવથી વંદન કર્યું. ચૈત્યમાંથી બહાર આવી એ આમ્રવૃક્ષ નીચે

વિસામો લેવા બેઠી. ક્ષુધાતુર બાળકે પાકેલી આમ્રવૃક્ષની લૂંબ માગી એટલે એણે એ આપી. નેમિનાથનું સ્મરણ કરી એણે બંને પુત્રો સાથે શિખર ઉપરથી ઝંપાપાત કર્યો. એ દેવી બની.

અંબાદેવીના ગયા પછી સોમભટ્ટને ભારે પસ્તાવો થયો. એ એની પાછળ ગિરનાર ગયો. અંબાદેવી અને બાળકોને મૃત સ્થિતિમાં જોયાં. એ પણ એક ભયાનક કુંડમાં પડ્યો. મરીને વ્યંતર-રૂપે એ દેવીના વાહનરૂપે સિંહનો અવતાર પામ્યો.[૬૦]

## ૨૫. ગિરિનગર

ગિરિનગરમાં એક અગ્નિપૂજક વણિક દર વર્ષે એક ઘરમાં રત્નો ભરીને પછી એ ઘર સળગાવી અગ્નિનું સંતર્પણ કરતો હતો. એક વાર એણે નિયમ મુજબ ઘર સળગાવ્યું, એ સમયે પવન ખૂબ ફૂંકાયો, તેથી આખું નગર બળી ગયું.

બીજા એક નગરમાં એક વણિકે આ રીતે અગ્નિનું સંતર્પણ કરવાની તૈયારી કરી છે એમ ત્યાંના રાજાને ખબર પડી, આથી ગિરિનગરની આગનો પ્રસંગ યાદ કરીને એણે એનું સર્વસ્વ હરણ કરી લીધું.[૬૧]

## ૨૬. સ્તંભનક

સ્તંભતીર્થ અને સ્તંભનપુર અગર સ્તંભનકપુર એ બે નામ ઐતિહાસિક ગ્રંથોમાં મળી આવે છે. સરખાં નામથી બંને એક હોય એવો આભાસ થાય છે, પરંતુ બંને નામોવાળાં ગામ જુદાં જુદાં છે. જૈન ગ્રંથોના આધારે પાર્શ્વનાથની મૂર્તિ આગળ સિદ્ધ નાગાર્જુને રસનું સ્તંભન કરવાથી સ્તંભનપુર-થાંભણા ગામ શેઢી નદીના કિનારે વસ્યું એવી અનુશ્રુતિ જાણવા મળે છે.

સિદ્ધ નાગાર્જુને ગુરુ પાદલિપ્તસૂરિ પાસેથી કોટિવેધી રસ સિદ્ધ કરવાનો ઉપાય પૂછતાં આચાર્યશ્રીએ જણાવ્યું કે 'પ્રતાપશાલી પાર્શ્વનાથની પ્રતિમા સંમુખ સુલક્ષણી પદ્મિની સ્ત્રી જો દિવ્ય ઓષધિના રસથી શુદ્ધ કરેલા પારાનું ખલમાં મર્દન કરે તો કોટિવેધી રસ ઉત્પન્ન થાય.'

નાગાર્જુને એવી પાર્શ્વનાથની પ્રતિમા મેળવવા એના પિતા વાસુકિ પાસેથી માહિતી મેળવી. અસલ દ્વારિકામાં સમુદ્રવિજય રાજાએ પાર્શ્વનાથની ભરાવેલી અનુપમ પ્રતિમા પણ દ્વારકા સમુદ્રમાં ડૂબી જતાં સાથે ડૂબી ગઈ હતી. કાંતિપુરના ધનપતિ નામના શેઠે વેપારાર્થે પોતાના વહાણને સમુદ્રમાર્ગે લઈ જતાં દેવી

સૂચનથી એ પ્રતિમા બહાર કાઢી કાંતીપુરમાં ભવ્ય જિનાલય બંધાવી એમાં એને પ્રતિષ્ઠિત કરી હતી.[૬૨]

નાગાર્જુન એ શેઠને ત્યાં કપટી સેવક બનીને કાંતીપુરમાંથી એ પ્રતિમાને આકાશમાર્ગે ઉડાડી લાવ્યો અને શેઢી નદીના કાંઠે એક સુંદર જગ્યામાં એને સ્થાપિત કરી.

હવે પદ્મિની સ્ત્રી માટે એણે માહિતી મેળવી કે પ્રતિષ્ઠાનના રાજા શાલિવાહનને ચંદ્રલેખા નામે સુલક્ષણી પદ્મિની સ્ત્રી હતી. એટલે નાગાર્જુને ત્યાં થોડો સમય રાજસેવક બની ચંદ્રલેખાનું હરણ કર્યું અને આકાશમાર્ગે એને શેઢી નદીના કાંઠે લઈ આવ્યો. ભયભીત રાણીને નાગાર્જુને સાચી હકીકત સમજાવી. આ રીતે એ રોજ રાણીને લાવતો અને દિવસ થતાં એના મહેલમાં મૂકી આવતો. એ મૂર્તિ અને રાણીની સહાયથી એણે કોટિવેધી રસ સિદ્ધ કરવા પારાનું સ્તંભન કર્યું અને સિદ્ધિ મેળવી. એ જગ્યાએ નાગાર્જુને સ્તંભનપુર અગર સ્તંભનકપુર ( થાંભણા-થામણા : ઉમરેઠ પાસે, જિ. ખેડા ) ગામ વસાવ્યું.

## ૨૭. સ્તંભતીર્થ

આજે ખંભાત નામથી ઓળખાતા નગર સ્તંભતીર્થ વિશે જૈન તેમજ બ્રાહ્મણ ગ્રંથોમાં વિવિધ અનુશ્રુતિઓ સંઘરાયેલી જાણવા મળે છે.

સં. ૧૩૬૮ માં સ્તંભનકની પાર્શ્વનાથ પ્રતિમાને ખંભાત લાવવામાં આવી તેથી એ ગામ સ્તંભપુર નામથી ખ્યાતિ પામ્યું.

'સ્કંદપુરાણ'ની અંતર્ગત ગુજરાતનાં અનેક તીર્થક્ષેત્રોને લગતા ખંડ છે તેઓમાં માહેશ્વરખંડમાંના કૌમારિકાખંડમાં મહીસાગરસંગમક્ષેત્રનાં તીર્થ વર્ણવ્યાં છે. મહીનદીના કાંઠે મહી સાગરને મળે છે ત્યાં સાત કોશ (ગાઉ) પ્રમાણનું મહીસાગર-સંગમક્ષેત્ર છે.[૬૩] એનું બીજું નામ ગુપ્તક્ષેત્ર પણ છે. કાર્તિકેયે આ (ખંભાતના) સ્થળે તારકાસુર દૈત્યને મારી ત્યાં વિજયસ્તંભ રોપ્યો અને સ્તંભેશ્વર શિવલિંગનું સ્થાપન કર્યું એટલે એ સ્થળનું નામ 'સ્તંભતીર્થ' થયું. બીજે સ્થળે એમ કહ્યું છે કે મહીસાગર-સંગમક્ષેત્રે બ્રહ્માની સભામાં સ્તંભ (ગર્વ) કર્યો તેથી એનું નામ 'સ્તંભતીર્થ' પડ્યું.[૬૪]

શ્રી. રત્નમણિરાવ જોટ "ખંભાતનો ઇતિહાસ"માં 'ખંભાત' નામ 'સ્કંભતીર્થ-'માંથી નીકળ્યું છે એ મત રજૂ કરતાં કહે છે : 'સ્કંભ એ વૈદિક દેવ છે અને એનો અર્થ શિવનું જ્યોતિર્મય લિંગ એવો થાય છે. ઘણા જ પ્રાચીન કાળથી ગુજરાતનો

આ કિનારો શૈવ મતોનું ખાસ સ્થાન હતો અને લિંગપૂજાનો આ કિનારા ઉપર આરંભ થયો, એમ માનવાને કારણ છે. સ્કંભનો સ્તંભાકાર શિવલિંગમાં અધ્યારોપ થયો છે અને એને પુરાણો અને શૈવાગમો લિંગોદ્ભવ મૂર્તિને નામે પાછળથી જાણવા લાગ્યાં અને આવા પ્રકારના લિંગના માહાત્મ્યને લીધે 'સ્કંભતીર્થ' ઉપરથી 'ખંભાયત' નામ પડ્યું છે, જેને આપણે 'ખંભાત' એવા ટૂંકા નામથી આજે બોલીએ છીએ.'[૬૫]

શ્રી. ઉમાશંકર જોશી શ્રી. જોટનો ઉપર્યુક્ત મત રજૂ કરી નિષ્કર્ષ કાઢતાં કહે છે: "ખંભાત નામ સ્કંભતીર્થ ઉપરથી આવ્યું હોય તોપણ એને લિંગપૂજા સાથે-અને એ પણ ઐતિહાસિક કાળમાં સંબંધ હશે એમ નિશ્ચયપૂર્વક કહેવું મુશ્કેલ છે."[૬૬]

## પાદટીપો

૧. नंदिसूत्रની સ્થવિરાવલી ગાથા: ૨૭, ૨૮

૨. व्यवहारसूत्र-मलयगिरिटीका, ઉદ્દેશ ૬, પૃ. ૪૪

૩. व्यवहारभाष्य ઉ. ૬, ગા. ૨૪૧ થી ૨૪૬; व्यव. मलयगिरिटीका, ઉ. ૬, પૃ. ૪૩, ૪૪

૪. श्रावकप्रतिक्रमणसूत्र ના ટીકાકાર દેવેંદ્રસૂરિ વંદારુવૃત્તિ, પૃ. ૯૨ માં અને રત્નશેખરસૂરિ ટીકા, પૃ. ૧૯૨ માં એક બીજા આર્ય મંગૂનો 'મથુરા-મંગૂ' નામથી ઉલ્લેખ કરે છે, પરંતુ निशीथचूर्णि (ભા. ૩, પૃ. ૬૫૦-૫૧), आचारांगचूर्णि (ઉત્તરભાગ, પૃ. ૮૦,) અને बृहत्कल्प-मलयगिरिटीका (પૃ. ૪૪) બંને આર્ય મંગૂઓને એક માની વૃત્તાંત આપે છે:

એક વાર આર્ય મંગૂ મથુરા ગયા ત્યારે શ્રાવકો રોજ પુણ્ય ભાવનાથી સ્વાદિષ્ઠ આહાર વહોરાવવા લાગ્યા. બીજા સાધુઓ તો ચાલ્યા ગયા, પણ આર્ય મંગૂએ જીભની લાલચથી ત્યાં સ્થિર વાસ કર્યો. તેઓ આલોચના કર્યા વિના કાળધર્મ પામી, મથુરામાં યક્ષપણે ઉત્પન્ન થયા. પોતાનો પૂર્વભવ જોઈ, પોતાની થયેલી ભૂલ સમજી એમના શિષ્યો આની રસગૃદ્ધિમાં ફસાય નહિ એ માટે ઉપાય યોજ્યો. શિષ્યો જ્યારે નગર બહાર ઠલ્લે જઈ પાછા આવતા ત્યારે એ ત્યાં સ્થાપિત કરેલી પ્રતિમામાં પ્રવેશ કરી જીભ લાંબી કરીને બહાર કાઢી રાખતા. મુનિઓએ આમ કરવાનું કારણ પૂછતાં પોતાના પૂર્વભવ અને રસલોલુપતાના કટુ પરિણામની વાત કહી સંભળાવતા.

૫. बृहत्कल्पभाष्य, ગા. ૩૪૪, વિભાગ ૧, પત્ર ૪૪, ૪૫

૬. જુઓ प्रभावकचरितમાં 'કાલકસૂરિચરિત' તથા શ્રી અંબાલાલ પ્રે. શાહનો कालककाथासंग्रह.

૭. प्रभावकचरित 'કાલકસૂરિચરિત,' શ્લો. ૯૪, ૯૫

૮. એજન, तत्रास्ति बलमित्राख्यो राजा बलभिदा समः।
कालिकाचार्यजामेयः स्थेयःश्रेयोधियां निधिः ॥१८५॥ પાદલિપ્તસૂરિચરિત

૯. એજન, કાલકસૂરિચરિત, શ્લો. ૫૬

૧૦. એજન, શ્લો. ૯૦

૧૧. એજન, શ્લો. ૧૦૧–૧૧૪

૧૨. ગુડશસ્ત્રપુર સ્થળનો હજી નિર્ણય થયો નથી, પરંતુ કથાસંદર્ભ ઉપરથી જણાય છે કે એ નગર ભરૂચથી બહુ દૂર નહોતું.

૧૩. आवश्यकसूत्रचूर्णिवृत्ति, प्रभावकचरित'માં પાદલિપ્તસૂરિચરિત, 'आख्यानकमणिकोश'માં 'આર્યખપુટચરિત'

૧૪. प्रभावकचरितમાં 'વિજયસિંહસૂરિચરિત', શ્લો. ૭૯

૧૫. પ્રભાવકચરિત-ભાષાંતરમાં 'પ્રબંધપર્યાલોચન', પૃ. ૩૮

૧૬. આર્ય વજ્રસ્વામીએ બીજા દુર્ભિક્ષની શરૂઆતમાં એક પર્વત પર જઈને અનશન કરી દેહત્યાગ કર્યો તે વખતે ઇંદ્રે ત્યાં આવી પોતાના રથ સાથે પ્રદક્ષિણા કરી હતી અને એ કારણથી જ એ પર્વતનું નામ "રથાવર્ત ગિરિ" પડ્યું હતું. રથાવર્ત પર્વત જૈનોનું એક પ્રસિદ્ધ તીર્થ હતું. આ પર્વત સંભવતઃ દક્ષિણ માળવામાં વિદિશા(ભીલસા)ની પાસે હતો. 'આચારાંગ-નિર્યુક્તિ'માં પણ આનો તીર્થ તરીકે ઉલ્લેખ થયો છે.

હવે જો વજ્રસ્વામીના સ્વર્ગવાસ પછી જ આ નામ પ્રસિદ્ધિમાં આવ્યું હોય તો આનો અર્થ એટલો જ થાય કે આવો ઉલ્લેખ કરનારી 'આચારાંગ-નિર્યુક્તિ'ની રચના વજ્રસ્વામી પછી થઈ છે, અને જો "આચારાંગનિર્યુક્તિ'ને શ્રુતકેવલી ભદ્રબાહુકર્તૃક માનવામાં આવે તો 'રથાવર્ત' એ નામ વજ્રસ્વામીના સ્વર્ગવાસના સમયથી નહિ, પણ એ પૂર્વનું છે, એમ માનવું જોઈએ.

प्रभावकचरितના અનુવાદમાં જુઓ, 'પ્રબંધપર્યાલોચન,' પૃ. ૧૭.

વળી, આ રથાવર્ત ગિરિ કુંજરાવર્ત ગિરિની પાસે આવેલો હતો. मरणसमाधि प्रकरण (ગા. ૪૬૭ થી ૪૭૩) મુજબ-વજ્રસ્વામી પાંચસો સાધુઓની સાથે રથાવર્ત પર્વત પર આવ્યા હતા. ત્યાં એક ક્ષુલ્લક-નાના સાધુને મૂકીને તેઓ બીજા પર્વત ઉપર ગયા હતા. ક્ષુલ્લકના કાલધર્મ પામ્યા પછી લોકપાલોએ રથમાં આવીને એમની શરીરપૂજા કરી હતી, આથી એ ગિરિ "રથાવર્ત ગિરિ" તરીકે લોકમાં પ્રસિદ્ધ થયો. બીજા પર્વત ઉપર વજ્રસ્વામી મરણ પામ્યા. ઇંદ્રે હાથી ઉપર આવીને એ સ્થાનની પ્રદક્ષિણા કરી ત્યારથી એ ગિરિ "કુંજરાવર્ત" તરીકે ઓળખાયો.

૧૭. आचारांगसूत्र–मलयगिरिटीका, પૃ. ૩૯૫–૯૬; कल्पसूत्र–सुबोधिका, પૃ. ૫૧૩; कल्पसूत्र-किरणावली, પૃ. ૧૭૦–૭૧; कल्पसूत्र–दीपिका, પૃ. ૧૫૧

૧૮. प्रभावकचरितના અનુવાદમાં જુઓ 'પ્રબંધપર્યાલોચન,' પૃ. ૧૭.

૧૯. પ્રતિષ્ઠાનના રાજા શાલિવાહને પોતાના પરાક્રમથી જ ઘણા દેશોને જીતી લઈ પોતાના રાજવૈભવને સમૃદ્ધ કર્યો હતો.

૨૦. आवश्यक-चूर्णि, ૨, પૃ. ૨૦૦–૧

૨૧. *Select Inscriptions*, નં. ૫૮, ટિપ્પણ ૧

૨૨. કસેરુમતી નદી લાટમાં આસપાસના પ્રદેશમાં આવી હશે, એમાં પાણી રહેતું નહિ હોય અગર એનું પાણી સારું નહિ હોય.

૨૩. व्यवहारभाष्य, ગા. ૫૮, ૫૯; व्यवहारसूत्र–मलयगिरिवृत्ति, વિભાગ ૪, પેટા વિભાગ ૨, પૃ. ૧૪, ૧૫

૨૪. कारवणमाहात्म्य. વળી, वायुपुराण, लिंगपुराण વગેરેમાં પણ આ હકીકત પ્રકારાંતરે મળે છે.

૨૫. દુર્ગાશંકર શાસ્ત્રી, "શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ," પૃ. ૪૩, ૪૪

૨૬. प्रभावकचरितમાં ૫ મું 'પાદલિપ્તસૂરિચરિત'; प्रबंधकोशમાં ૫ મો 'પાદલિપ્ત-સૂરિપ્રબંધ'; पुरातन-प्रबंधसंग्रहમાં ૪૪ મો 'પાદલિપ્તસૂરિપ્રબંધ', પૃ. ૯૨. એ ગ્રંથમાં ૪૩ મા 'નાગાર્જુનપ્રબંધ'(પૃ. ૯૧)માં આ પ્રકારે થોડો ફેર છે :

રાજપુત્ર રણસિંહની ભોપલા નામની પુત્રી ઉપર નાગરાજ વાસુકિને પ્રેમ થતાં નાગાર્જુનનો જન્મ થયો. વાસુકિએ પુત્રસ્નેહવશ બધા પ્રકારની ઓષધિઓનાં પાંદડાં એને ખવડાવ્યાં. એના પ્રભાવથી એ બધી સિદ્ધિવાળો થયો. પ્રતિષ્ઠાનપુરમાં શાલિવાહન રાજાના કલાગુરુ તરીકે એ નિયુક્ત થયો. વળી, રસસિદ્ધિ માટે પાદલિપ્તસૂરિએ સૂચવેલા ઉપાય માટે નાગાર્જુને પિતા વાસુકિને પાર્શ્વનાથપ્રતિમા મેળવવાનો ઉપાય પૂછ્યો.

આ સિવાયની બીજી બધી હકીકતો શબ્દફેરથી સરખી છે.

૨૭. જુઓ 'દેવર્ધિગણિ'.

૨૮. 'કહાવલી', પત્ર ૨૯૮

૨૯. वीरनिर्वाणसंवत् और जैन कालगणना, પૃ. ૧૧–૧૧૧

૩૦. એજન, પૃ. ૧૦૪

૩૧. એજન, પૃ. ૧૧૦

૩૨. प्रभावकचरितમાં 'વૃદ્ધવાદિસૂરિચરિત'

૩૩. प्रभावकचरित ૧૦, 'મલ્લવાદિસૂરિપ્રબંધ'

૩૪. એજન, 'દેવર્ધિગણિચરિત'

૩૫. वीरनिर्वाणसंवत् और जैन कालगणना, પૃ. ૧૧૨–૧૧૭

૩૬. प्रभावकचरितમાં અને प्रबंधकोशમાં 'જીવદેવ-સૂરિચરિત'

૩૭. દિગંબરાચાર્ય દેવસેનના ઉલ્લેખ પ્રમાણે વીર નિ. સં. ૬૦૬ (વિ. સં. ૧૩૬-ઈ. સ. ૮૦) અને શ્વેતાંબરીય ઉલ્લેખ પ્રમાણે વીર. નિ. સં. ૬૦૯ (વિ. સં. ૧૩૯)માં દિગંબરમતની ઉત્પત્તિ થઈ હોય એમ જણાય છે.

૩૮. પં. શ્રીકલ્યાણવિજયજીના કથન મુજબ ભોજક જ્ઞાતિનું હજી પણ આદરસૂચક વિશેષણ "ઠાકોર" છે; એ સૂચવે છે કે પૂર્વે એ જ્ઞાતિ જાગીરદાર હશે એ નિશ્ચિત છે. એ લોકોનું પાલનપુરની આસપાસના પ્રદેશમાં ઢાગર પરગણામાં—જેમાં વાયડ પણ આવેલ છે ત્યાં – માન છે અને જૈનો ઉપર કેટલાક પરંપરાગત લાગા છે. આથી પણ એ લોકોનો આ પ્રદેશમાં પૂર્વે અધિકાર અને વસવાટ હોવાનું જણાઈ આવે છે.

જ્યારથી એ લોકોએ વાયડ ખોયું ત્યારથી જ અધિક પરિચય અને સંબંધના કારણે એમણે જૈન મંદિરોની પૂજાભક્તિ કરવાનું શરૂ કર્યું હશે અને જૈનોએ એમને લાગા બાંધી આપ્યા હશે.

દંતકથા પ્રમાણે એમને હેમચંદ્રે જૈન બનાવ્યાનું કે બીજી દંતકથા પ્રમાણે ખરતર-ગચ્છીય જિનદત્તસૂરિએ જૈન ધર્મમાં લેવરાવ્યાનું અને જૈનોને ઘેર ભોજન કરવાથી 'ભોજક' નામ પડ્યાનું કથન યથાર્થ જણાતું નથી, કારણ કે 'ભોજક' શબ્દ નવાંગીવૃત્તિકાર અભય-દેવસૂરિના વખતમાં પણ પ્રચલિત હતો અને એનો અર્થ 'પૂજક' એ થતો હતો. આથી માનવાને કારણ મળે છે કે પ્રસિદ્ધ આચાર્ય હેમચંદ્ર અને જિનદત્તસૂરિની પહેલાં જ એ લોકોને વાયડગચ્છના જ કોઈ આચાર્યે જૈન મંદિરોના પૂજક તરીકે કાયમ કરી લીધા હશે. અને એ આચાર્યનું નામ જિનદત્તસૂરિ પણ હોય તો નવાઈ નથી, કારણ કે વાયડ ગચ્છમાં દરેક ત્રીજા આચાર્યનું નામ 'જિનદત્તસૂરિ' જ અપાતું હતું: 'પ્રભાવકચરિત્ર' અનુવાદમાં 'પ્રબંધપર્યાચન', પૃ. ૪૪–૪૫

૩૯. बृहत्कल्पभाष्य, ગા. ૩૫૩૧, ટીકા ભા. ૪, પૃ. ૯૮૩; निशीथभाष्य ગા. ૧૧૩૯; निशीथचूर्णि, ભા. ૨, પૃ. ૨૫૫

૪૦. 'विविधतीर्थकल्प,' ૧૦ મો 'अश्वावबोधतीर्थकल्प' પૃ. ૨૦; 'प्रभावकचरित' માં ૬ ઠ્ઠું 'विजयसिंहसूरिचरित', શ્લો. ૮–૩૯, પૃ. ૪૧

૪૧. 'विविधतीर्थकल्प' માં ૧૦ મો 'अश्वावबोधतीर्थकल्प', પૃ. ૨૦. ૨૧. प्रभावक-चरितમાં ૬ઠ્ઠા 'વિજયસૂરિચરિત'માં 'ધનેશ્વર'ને બદલે 'જિનદાસ' નામ છે અને કથામાં થોડો ઘણો ફેરફાર છે (શ્લો. ૪૨–૬૫, પૃ. ૪૧).

૪૨. मार्जारेभ्य इव क्षीरं सौगतेभ्यो व्यमोच्यत ।
अश्वावबोधतीर्थं श्रीभृगुकच्छपुरे हि यैः ॥२२४॥

–प्रभावकचरित, पादलिप्तसूरिप्रबंध

૪૩. निशीथचूर्णि भाष्य, ગા. ૨૩૩૦ ની ચૂર્ણિ, ભા. ૩, પૃ. ૪૭૯

૪૪. उत्तराध्ययन–नेमिचंद्रसूरिवृत्ति, પૃ. ૪૦–૪૧, 'વંદારુવૃત્તિ', પૃ. ૬૭, ૬૯; વળી अन्तकृद्दशा પૃ. ૧૫, ૧૬; स्थानांगसूत्र-अभयदेवसूरि–वृत्ति, પૃ. ૪૩૩—'જૈન આગમ સાહિત્યમાં ગુજરાત' પૃ, ૫૬, ૧૧૩–૧૧૪

૪૫. જુઓ 'कुत्रिकापण.'

૪૬. 'बृहत्कल्प–भाष्य' ગાથા. ૪૨૨૦-૪૨૨૩, ટીકા, વિભાગ ૪, પત્ર ૧૧૪૪–૪૬

૪૭. જુઓ 'भूततडाग.'

૪૮. 'बृहत्कल्प–भाष्य' ગા. ૪૨૧૪–૪૨૨૩, વિભાગ ૪, પત્ર ૯૬૩

૪૯. एगेणं हत्थेणं हलं वाहेति, एक्केणं फलहीओ उप्पाडेइ ।

૫૦. 'आचारांगचूर्णि,' ઉત્તરભાગ, પૃ. ૧૫૨, ૧૫૩

૫૧. 'बृहत्कल्प–भाष्य' ગાથા ૪૯૧૫, વિભાગ ૫, પત્ર ૧૩૧૫–૧૬

૫૨. इओ य समुद्दतडे सोपारयं नाम नगरं. उत्तराध्ययन–नेमिचंद्रसूरिटीका, પૃ. ૭૯. વળી જુઓ आचारांग–चूर्णि, ઉત્તર ભાગ, પૃ. ૧૫૨.

૫૩. જુઓ "માત્સ્યિક મલ્લ અને ફલહી મલ્લ."

૫૪. જુઓ 'આર્ય સમુદ્ર અને આર્ય મંગૂ."

૫૫. જુઓ 'વજ્રસેનસૂરિ અને જિનદત્ત શ્રેષ્ઠી.'

૫૬. सोपारके जीवन्तस्वामिश्रीऋषभदेवप्रतिमा–विविधतीर्थकल्पમાં ૪૫. चतुरशीतिमहातीर्थनामसंग्रहकल्प, પૃ. ૮૫

૫૭. જુઓ 'આર્યસમુદ્ર અને આર્ય મંગૂ'.

૫૮. निशीथभाष्य, ગા. ૫૧૩૩-૩૪; निशीथचूर्णि. ભા. ૫, પૃ. ૧૦૨૦; વળી बृहत्कल्प–क्षेमकीर्तिटीका, ભા. ૩, પૃ. ૭૦૮

૫૯. आवश्यकचूर्णि, પત્ર ૫૪૦–૪૧. આવી કથા वसुदेवहिंडी, પૃ. ૬૧–૬૪ માં થોડા ફેરફારવાળી જોવા મળે છે. આ કથાથી वसुदेवहिंडीમાં બતાવેલા ફેરફારની આછી નોંધ આ પ્રકારે છે :

(૧) કોક્કાસના પિતાનું નામ ધનદ સુતાર હતું. (૨) બાળપણમાં જ માતા-પિતાનું મરણ થયું હતું. (૩) 'કોક્કાસ' નામ પડવાનું કારણ એ હતું કે એ ખાંડણિયા પાસે બેસીને ડાંગરની ફૂસકી (કુક્કુસ) ખાતો હતો. (૪) કોક્કાસ યવન દેશમાં જઈને આ યંત્રવિદ્યા શીખી લાવ્યો હતો. (૫) એની માતૃભૂમિ તામ્રલિપ્તિ હતી અને ત્યાં દુકાળ પડ્યો હતો. (૬) આકાશગામી યંત્ર અને યંત્રમાં દોરીની કરામત હતી. (૭) કોક્કાસ અને રાજા એમ બે જણ હમેશાં ગગનવિહાર કરતા હતા. (૮) પટરાણીની હઠના કારણે આપત્તિ આવી પડી. (૯) કોક્કાસે બીજા રાજાનો રથ તૈયાર કરી આપ્યો. (૧૦) બે યાંત્રિક ઘોડાઓની રચના અને બે કુમારોનું ઉડ્ડયન, (૧૧) ચક્રયંત્રની રચના અને એ દ્વારા બીજા કુમારોનો નાશ. (૧૨) કોક્કાસનો વધ કરવામાં આવ્યો હતો.

૬૦. प्रभावकचरित—'વિજયસિંહસૂરિચરિત', શ્લો. ૯૦-૧૧૦, પૃ. ૪૪; અને विविधतीर्थकल्पમાં ૬૧. 'અંબિકાદેવીકલ્પ', પૃ. ૧૦૭

૬૧. आचारांगचूर्णि—પૂર્વભાગ, પૃ. ૭૧; आवश्यकसूत्र-मलयगिरिटीका પૃ. ૮૮; विशेषावश्यकभाष्य-कोटयाचार्यटीका, પૃ. ૨૭૮, अनुयोगद्वार-हरिभद्रीया टीका, પૃ. ૧૮; अनुयोगद्वार-हेमचंद्रीया वृत्ति, પૃ. ૨૭

૬૨. प्रभावकचरितના 'અભયદેવસૂરિચરિત'માં આ પ્રકારે ફેરફાર છે:

"કાંતી નામની નગરીનો રહેવાસી ધનેશ નામનો શ્રાવક સમુદ્રમાં પ્રવાસ કરી રહ્યો ત્યારે એક જગ્યાએ એનાં વહાણ દેવતાએ સ્તંભિત કરી દીધાં. શ્રાવક સમુદ્રાધિષ્ઠિત દેવતાની પૂજા કરી ત્યારે એણે કહ્યું કે 'આ સ્થળે ત્રણ જિનપ્રતિમાઓ રહેલી છે તે કઢાવીને તું લઈ જા.' ધનેશે એ પ્રતિમાઓ કઢાવીને સાથે લીધી. એમાંની એક ચારૂપમાં, બીજી પાટણમાં આંબલીના ઝાડ નીચે આવેલા અરિષ્ટનેમિના મંદિરમાં અને ત્રીજી સેઢી નદીના કાંઠે આવેલા સ્તંભનક-થાંભણા (ખેડા જિલ્લાના આણંદ તાલુકામાં આવેલા ઉમરેઠ નામના ગામની પાસે આવેલા થામણા) ગામમાં—એમ ત્રણ ત્રણ સ્થળે પધરાવી (જુઓ શ્લો. ૧૩૮-૧૪૨).

૬૩-૬૪. स्कंदपुराणमाहात्म्य, કૌમારિકાખંડ, ૬૬-૧૨૫

૬૫. 'ખંભાતનો ઇતિહાસ,' પૃ. ૨૩

૬૬. 'પુરાણોમાં ગુજરાત,' પૃ. ૨૧૩

# વંશાવળીઓ

## ૧. મૌર્ય વંશ

ચંદ્રગુપ્ત
|
બિંદુસાર
|
અશોક
|
કુનાલ
|
સંપ્રતિ
|
શાલિશૂક
|
સોમશર્મા
|
શતધન્વા
|
બૃહદ્રથ

## ૨. ક્ષત્રપ વંશો

(૧)

ભૂમક (રા ક્ષ)
|
નહપાન
(રા ક્ષ ૪૧–૪૫)
(રા મક્ષ ૪૬)
|
દક્ષમિત્રા
(પતિ ઉષવદાત)

(૨)


ચ્સામોતિક (રા ક્ષ ૧૧)
ચાષ્ટન (રા મક્ષ ૫૨)
જયદામા (રા ક્ષ)
રુદ્રદામા ૧ લો (રા ક્ષ ૫૨)
(રા મક્ષ ૭૨)
દામજદશ્રી ૧ લો
(રા ક્ષ અને રા મક્ષ)
રુદ્રસિંહ ૧ લો
(રા મક્ષ ૧૦૨–૧૧૯)
સત્યદામા
(રા ક્ષ)
જીવદામા
(રા મક્ષ
૧૧૯–૨૦)
રુદ્રસેન ૧ લો
(રા મક્ષ
૧૨૨–૧૪૨)
સંઘદામા
(રા મક્ષ
૧૪૪–૧૪૫)
દામસેન
(રા મક્ષ
૧૪૫–૧૫૮)
પૃથિવીષેણ
(રા ક્ષ ૧૪૪)
દામજદશ્રી ૨ જો
(રા ક્ષ ૧૫૪–૧૫૫)
વીરદામા
(રા ક્ષ
૧૫૬–૧૬૦)
યશોદામા ૧ લો
(રા મક્ષ
૧૬૦–૧૬૧)
વિજયસેન
(રા મક્ષ
૧૬૧–૧૭૨)
દામજદશ્રી ૩ જો
(રા મક્ષ
૧૭૨–૧૭૭)
રુદ્રસેન ૨ જો (રા મક્ષ ૧૭૭–૧૯૯)
વિશ્વસિંહ
(રા ક્ષ ૧૯૦–૨૦૦; રા મક્ષ ૨૦૦–૩૦૧)
ભર્તૃદામા
(રા ક્ષ ૨૦૦–૨૦૪; રા મક્ષ ૨૦૪–૨૧)
વિશ્વસેન
(રા ક્ષ ૨૦૫–૨૦૬ અને ૨૧૪–૨૨૬)

(૩)

સ્વામી જીવદામા
|
રુદ્રસિંહ ૨ જો
(રા ક્ષ ૨૨૬–૨૩૭)
|
યશોદામા ૨ જો
(રા ક્ષ ૨૩૭–૨૫૪)

(૪)

રુદ્રદામા ૨ જો (રા મક્ષ)
|
રુદ્રસેન ૩ જો (રા મક્ષ ૨૭૦–૩૦૨) — પુત્રી

(૫)

સિંહસેન
(રા મક્ષ ૩૦૪–૩૦૬)
|
રુદ્રસેન ૪ થો
(રા મક્ષ)

(૬)

સત્યસિંહ
(રા મક્ષ)
|
રુદ્રસિંહ ૩ જો
(રા મક્ષ ૩૧૦–૩૨૦)

રા ક્ષ = રાજા ક્ષત્રપ; રા મક્ષ = રાજા મહાક્ષત્રપ

અહીં આપેલાં વર્ષ મૂળ અભિલેખોમાં આપેલાં વર્ષ છે.

## ૩. ગુપ્ત સમ્રાટો




## ૪. ત્રૈકૂટક વંશ



# સંદર્ભસૂચિ

## સામાન્ય

### ૧. મૂળ સંદર્ભો

#### (અ) વેદ


ऐतरेयब्राह्मण
સં. કાશીનાથ શાસ્ત્રી આગાશે
પ્ર. આનંદાશ્રમ મુદ્રણાલય, પૂના; ૧૮૯૬

शतपथब्राह्मण
સં. અલ્બેર્ત વેબેર
પ્ર. ચૌખમ્બા સંસ્કૃત સિરીઝ ઑફિસ, વારાણસી; ૧૯૬૪


#### (આ) ઇતિહાસ—પુરાણ


महाभारत
— ગ્રન્થ ૧ : आदिपर्व
સં. V. S. Sukthankar
પ્ર. ભાંડારકર ઓરિયેન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ, પૂના; ૧૯૩૩

— ગ્રન્થ ૨ : सभापर्व
સં. Franklin Edgerton
પ્ર. ભાં. ઓ. રિ. ઇ., પૂના; ૧૯૪૪

— ગ્રન્થ ૩ : आरण्यकपर्व
સં. V. S. Sukthankar
પ્ર. ભાં. ઓ. રિ. ઇ., પૂના; ૧૯૪૨

— ગ્રન્થ ૬ : उद्योगपर्व
સં. S. K. De
પ્ર. ભાં. ઓ. રિ. ઇ., પૂના; ૧૯૪૦

— ગ્રન્થ ૧૦ : कर्णपर्व
સં. P. L. Vaidya
પ્ર. ભાં. ઓ. રિ. ઇ., પૂના; ૧૯૫૪
— ગ્રન્થ ૧૮ : आश्वमेधिकपर्व
સં. R. D. Karmarkar
પ્ર. ભાં. ઓ. રિ. ઇ., પૂના; ૧૯૬૦

हरिवंश — સં. રામચંદ્ર શાસ્ત્રી કિંજવડેકર
પ્ર. ચિત્રશાલા મુદ્રણાલય, પૂના; ૧૯૩૬

रामायण — ભાગ ૩
પ્ર. લક્ષ્મી વેંકટેશ્વર મુદ્રણાલય, મુંબઈ; સં. ૧૯૯૨

अग्निपुराण — પ્ર. આનંદાશ્રમ મુદ્રણાલય, પૂના; ૧૯૦૦

कूर्मपुराण — પ્ર. આનંદાશ્રમ મુદ્રણાલય, પૂના; ૧૯૦૦

भागवतपुराण — પ્ર. ગીતા પ્રેસ, ગોરખપુર; વિ. સં. ૨૦૦૮

मत्स्यपुराण — પ્ર. આનંદાશ્રમ મુદ્રણાલય, પૂના; ૧૯૦૭

लिंगपुराण — પ્ર. લક્ષ્મી વેંકટેશ્વર પ્રેસ, કલ્યાણ; વિ. સં. ૧૯૮૧

वामनपुराण — પ્ર. વેંકટેશ્વર પ્રેસ, મુંબઈ; વિ. સં. ૧૯૮૬

वायुपुराण — પ્ર. આનંદાશ્રમ મુદ્રણાલય, પૂના; ૧૯૦૫

विष्णुपुराण — સં. મુનિલાલ ગુપ્ત
પ્ર. ગીતા પ્રેસ, ગોરખપુર; વિ. સં. ૧૯૯૦

शिवपुराण — પ્ર. આનંદાશ્રમ મુદ્રણાલય, પૂના, ૧૯૦૫

स्कन्दपुराण — खंड १ : माहेश्वर खंड
સં. ક્ષેમરાજ શ્રીકૃષ્ણદાસ
પ્ર. લક્ષ્મી-વેંકટેશ્વર પ્રેસ, મુંબઈ
खंड ५ : आवन्त्यखंड
સં. ક્ષેમરાજ શ્રીકૃષ્ણદાસ
પ્ર. લક્ષ્મી-વેંકટેશ્વર પ્રેસ, મુંબઈ

कारवणमाहात्म्य — गणकारिका (G. O. S. No. XV)માં Appendix IV
પ્ર. Central Library, Baroda; 1920

गर्गसंहिता — પ્ર. વેંકટેશ્વર પ્રેસ, મુંબઈ; ૧૯૧૦

मल्लपुराण — સં. ભો. જ. સાંડેસરા અને ર. ના. મહેતા
પ્ર. ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટ (ગા. ઓ. સિ., નં. ૧૪૪), વડોદરા; ૧૯૬૪

युगपुराण — ( गर्गसंहिता-અંતર્ગત ) સં. ડો. રં. માંકડ
પ્ર. ચારુતર પ્રકાશન, વલ્લભ વિદ્યાનગર; ૧૯૫૧

(ઇ) બૌદ્ધ ત્રિપિટક

पेतवत्थु — ( सुत्तपिटके खुद्दकनिकाये विमानवत्थु-पेतवत्थु-थेरगाथा-थेरीगाथा )
પ્ર. Pali Publication Board, Nalanda; 1959

(ઈ) ત્રિપિટકેતર બૌદ્ધ ધર્મગ્રંથો

अशोकावदान — સં. સુજિતકુમાર મુખોપાધ્યાય
પ્ર. સાહિત્ય અકાદમી, ન્યૂ દિલ્હી; ૧૯૬૩

दिव्यावदान — બૌદ્ધ સંસ્કૃત ગ્રન્થાવલી—૨૦
સં. વૈદ્ય પરશુરામ શર્મા
પ્ર. મિથિલા વિદ્યાપીઠ, દરભંગા; ૧૯૫૯

मिलिन्दपञ्हो — સં. R. D. Vadekar
પ્ર. યુનિવર્સિટી ઑફ બોમ્બે, મુંબઈ; ૧૯૪૦

ललितविस्तर — બૌદ્ધ સંસ્કૃત ગ્રન્થાવલી—૧
સં. વૈદ્ય પરશુરામ શર્મા
પ્ર. મિથિલા વિદ્યાપીઠ, દરભંગા; ૧૯૫૮

(ઉ) બૌદ્ધ વંશગ્રંથો

उपतिस्स — महाबोधिवंस
સં. S. A. Strong
પ્ર. Pali Text Society, London; 1891

— दीपवंस
સં. Oldenburg
પ્ર. Pali Text Society, London; 1879

| | |
|---|---|
| महानाम | महावंस (Devanāgarī Pāli Text Series No. 2)<br>સં. N. K. Bhagwat<br>પ્ર. University of Bombay, Bombay; 1936<br>— Eng. Trans. by Wilhelm Geiger<br>પ્ર. Pali Text Society, London; 1912 |

(ઊ) જૈન આગમ

| | |
|---|---|
| अनुयोगद्वारसूत्र | मलधारिहेमचन्द्रसूरिकृत वृत्ति સાથે<br>પ્ર. આગમોદય સમિતિ, મુંબઈ; ૧૯૨૪<br>— हरिभद्रसूरिकृत वृत्ति સાથે<br>પ્ર. ઋષભદેવજી કેશરીમલજી શ્વેતાંબર સંસ્થા, રતલામ |
| अंगविज्जा | સં. પુણ્યવિજય મુનિ<br>પ્ર. પ્રાકૃત ગ્રન્થ પરિષદ (ગ્રન્થાંક ૧), વારાણસી; ૧૯૫૭ |
| अंतकृद्दशासूत्र | अभयदेवसूरिकृत वृत्ति સાથે<br>પ્ર. આગમોદય સમિતિ, મુંબઈ; વિ. સં. ૧૯૭૬ |
| आचारांगसूत्र | जिनदासगणिमहत्तरकृत चूर्णि સાથે<br>પ્ર. ઋ. કે. શ્વે. સંસ્થા, રતલામ; વિ. સં. ૧૯૯૮<br>— निर्युक्ति અને<br>मलयगिरिकृत वृत्ति સાથે<br>પ્ર. આગમોદય સમિતિ, મુંબઈ; ૧૯૨૮–૩૨ |
| आवश्यकसूत्र | चूर्णि (પૂર્વભાગ અને ઉત્તરભાગ)<br>પ્ર. ઋ. કે. શ્વે. સંસ્થા, રતલામ<br>— निर्युक्ति અને मलयगिरिकृत वृत्ति<br>પ્ર. આગમોદય સમિતિ, મુંબઈ; ૧૯૨૮–૩૨ |
| उत्तराध्ययनसूत्र | नेमिचन्द्रसूरिकृत वृत्ति સાથે<br>સં. વિજયોમંગસૂરિ<br>પ્ર. શેઠ પુષ્પચંદ્ર ખેમચંદ્ર, વલાદ; ૧૯૩૭ |

कल्पसूत्र — उपाध्यायधर्मसागरकृत किरणावलीवृत्ति સાથે
સં. પં. દાનવિજય
પ્ર. ભાવનગર; વિ. સં. ૧૯૭૮

— जयविजयकृत दीपिकावृत्ति સાથે
સં. પં. મફતલાલ ઝવેરચંદ
પ્ર. મહોપાધ્યાય યશોવિજય પુસ્તકાલય, રાધનપુર; વિ. સં. ૧૯૯૧

— उपाध्याय विनयविजयकृत सुबोधिकावृत्ति સાથે
પ્ર. દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ, સુરત; વિ. સં. ૧૯૬૭

जम्बूद्वीपप्रज्ञप्ति — वाचकशान्तिचंद्रकृत वृत्ति સાથે
પ્ર. દે. લા. જૈ. પુ. ફંડ, મુંબઈ; વિ. સં. ૧૯૭૬

ज्ञाताधर्मकथा — अभयदेवसूरिकृत वृत्ति સાથે
પ્ર. આગમોદય સમિતિ, મુંબઈ; ૧૯૧૬

नंदिसूत्र — मलयगिरिकृत वृत्ति સાથે
પ્ર. આગમોદય સમિતિ, મુંબઈ; ૧૯૨૪

निशीथसूत्र — भाष्य-चूर्णि સાથે (ભાગ ૧ થી ૫)
સં. આચાર્ય વિજયપ્રેમસૂરિ
વિ. સં. ૧૯૯૫–૯૬

— चूर्णि સાથે (ભાગ ૧ થી ૪)
સં. ઉપાધ્યાય અમરચન્દ્ર અને મુનિ કન્હૈયાલાલજી
પ્ર. સન્મતિ જ્ઞાનપીઠ, આગરા; ૧૯૫૭-૧૯૬૦

प्रज्ञापनासूत्र — मलयगिरिकृत वृत्ति સાથે (પૂર્વાર્ધ–ઉત્તરાર્ધ)
પ્ર. આગમોદય સમિતિ, મહેસાણા; વિ. સં. ૧૯૭૪–૭૫

बृहत्कल्पसूत्र — संघदासगणिक्षमाश्रमणकृत भाष्य, मलयगिरिकृत पीठिकावृत्ति અને आचार्यक्षेमकीर्तिकृत वृत्ति સાથે (ભાગ ૧–૬)
સં. મુનિ ચતુરવિજય અને મુનિ પુણ્યવિજય
પ્ર. જૈન આત્માનન્દ સભા, ભાવનગર; ૧૯૩૩-૧૯૪૨

मरणसमाधि — 'प्रकीर्णकदशक'માં મુદ્રિત
પ્ર. આગમોદય સમિતિ, મુંબઈ; વિ. સં. ૧૯૮૩

विशेषावश्यकभाष्य — जिनभद्रगणिक्षमाश्रमणकृत
— कोट्याचार्यकृत वृत्ति સાથે
પ્ર ઋ. કે. શ્વે. સંસ્થા, રતલામ

व्यवहारसूत्र — संघदासगणिक्षमाश्रमणकृत भाष्य તથા मलयगिरिकृत वृत्ति સાથે
સં. મુનિ માણેક, અમદાવાદ

श्राद्धप्रतिक्रमणसूत्र — रत्नशेखरसूरिकृत वृत्ति સાથે
પ્ર. દે લા. જૈ. પુ. ફંડ, મુંબઈ; વિ. સં. ૧૯૬૮
— देवेन्द्रसूरिकृत वन्दारुवृत्ति સાથે
પ્ર. દે. લા. જૈ. પુ. ફંડ, મુંબઈ; વિ. સં. ૧૯૬૮

समवायांगसूत्र — अभयदेवसूरिकृत वत्ति સાથે
પ્ર. આગમોદય સમિતિ, મુંબઈ; વિ. સં. ૧૯૭૪

स्थानांगसूत्र — अभयदेवसूरिकृत वत्ति સાથે (ભાગ ૧–૨)
પ્ર. આગમોદય સમિતિ, મુંબઈ; વિ. સં. ૧૯૭૬


## (બ) આગમેતર જૈન ધર્મગ્રંથો


धर्मसागर उपाध्याय — तपागच्छ–पट्टावली
સં. કલ્યાણવિજયજી
પ્ર. વિજયનીતિસૂરીશ્વરજી જૈન લાઇબ્રેરી, અમદાવાદ; ૧૯૪૦

पादलिप्ताचार्य — निर्वाणकलिका
સં. મોહનલાલ ભગવાનદાસ ઝવેરી
પ્ર. નિર્ણયસાગર મુદ્રણાલય, મુંબઈ; ૧૯૨૬

यतिवृषभ — तिलोयपण्णत्ति ભાગ ૧–૨
સં. આ. ના. ઉપાધ્યે અને હીરાલાલ જૈન
પ્ર. જૈન સંસ્કૃતિસંરક્ષક સંઘ, સોલાપુર; ૧૯૪૩, ૧૯૫૧

विनयविजयगणि — लोकप्रकाश
પ્ર. જૈનગ્રન્થપ્રકાશક સભા, અમદાવાદ; વિ. સં. ૧૯૯૦

सिद्धसेन दिवाकर
सन्मतितर्क प्रकरण (ભાગ ૧–૫)
સં. પં. સુખલાલ સંઘવી અને પં. બેચરદાસ દોશી
પ્ર. ગુજરાત પુરાતત્ત્વ મંદિર, અમદાવાદ; વિ. સં. ૧૯૮૦–૧૯૮૭
— ગુજ. અનુ. અને પ્રસ્તાવના
પ્ર. જૈન ગ્રન્થમાલા, અમદાવાદ; ૧૯૩૨

(ઔ) જૈન પ્રબન્ધો

कक्कसूरि
शत्रुंजयमहातीर्थोद्धारप्रबन्ध

जिनप्रभसूरि
विविधतीर्थकल्प (સિંઘી જૈન ગ્રન્થમાલા, ગ્રન્થાંક ૧૦)
સં. જિનવિજય
પ્ર. સિંઘી જૈન જ્ઞાનપીઠ, શાન્તિનિકેતન; ૧૯૩૪

जिनभद्र
प्रबन्धावली (पुरातनप्रबन्धसंग्रहને અંતે)
સં. જિનવિજય મુનિ
પ્ર. સિંઘી જૈન જ્ઞાનપીઠ, કલકત્તા; ૧૯૩૬

—
पुरातनप्रबन्धसंग्रह (સિંઘી જૈન ગ્રન્થમાલા, ગ્રન્થાંક ૨)
સં. જિનવિજય મુનિ
પ્ર. સિંઘી જૈન જ્ઞાનપીઠ, કલકત્તા; ૧૯૩૬

प्रभाचन्द्राचार्य
प्रभावकचरित (સિંઘી જૈન ગ્રન્થમાલા, ગ્રન્થાંક ૧૩)
સં. જિનવિજય મુનિ
પ્ર. સિંઘી જૈન શાસ્ત્ર શિક્ષાપીઠ, મુંબઈ; ૧૯૪૦
— ગુજ. ભાષાંતર : પ્રભાવકચરિત્ર
પ્રબન્ધ–પર્યાલોચન : મુનિ કલ્યાણવિજય
પ્ર. જૈન આત્માનંદ સભા, ભાવનગર; વિ. સં. ૧૯૮૭

मेरुतुंगाचार्य
प्रबन्धचिन्तामणि (સિં. જૈ. ગ્રન્થમાલા, ગ્રન્થાંક ૧)
સં. જિનવિજય મુનિ
પ્ર. સિંઘી જૈન જ્ઞાનપીઠ, શાન્તિનિકેતન; ૧૯૩૩

मेरुतुंगाचार्य — स्थविरावली કે विचारश्रेणी
સં. મુનિ જિનવિજયજી
પ્ર. જૈન સાહિત્ય સંશોધક, ખંડ ૨, અંક ૩–૪ પૂના, ૧૯૨૫

राजशेखरसूरि — प्रबन्धकोश ( કે चतुर्विंशतिप्रबन्ध ) ( સિં. જૈ. ગ્રન્થમાલા, ગ્રન્થાંક ૬ )
સં. જિનવિજય
પ્ર. સિંઘી જૈન જ્ઞાનપીઠ, શાન્તિનિકેતન; ૧૯૩૫

## ( આ ) શાસ્ત્રીય ગ્રંથો

अभिनवगुप्त — तन्त्रालोक (Kashmir Series of Texts & Studies, Nos. XXIII–LVIII) Vols. I—XII
સં. મુકુંદરાય શાસ્ત્રી વગેરે
પ્ર. અલાહાબાદ; ૧૯૧૮ થી; શ્રીનગર; ૧૯૩૮

अमरसिंह — अमरकोश ( ૪ થી આવૃત્તિ )
સં. Wasudev Laxman Shastri Pansikar
પ્ર. નિર્ણયસાગર મુદ્રણાલય, મુંબઈ; ૧૯૧૩

— अमरकोश ( ગુજ. અનુ. સાથે )
સં. અનુ. પ્ર. ધર્મચંદ્ર કેવલચંદ ખંડાલ, મિયાગામ; ૧૯૧૧

— नामलिङ्गानुशासन ( अमरकोश )
સં. R. G. Bhandarkar & Vamanacharya Jhalkikar
આવૃત્તિ ૫ મી
પ્ર. Department of Public Instruction, Bombay; 1896

कौटिल्य — अर्थशास्त्र ( ग्रन्थ १–३ )
સં. ત. ગણપતિ શાસ્ત્રી
પ્ર. ત્રિવેન્દ્રમ્ સંસ્કૃત સિરીઝ, નં. ૭૯, ૮૦, ૮૨; ત્રિવેન્દ્રમ્, ૧૯૨૪–૧૯૨૫

— अर्थशास्त्र ( भाग—१ )
સં. R. P. Kangle
પ્ર. યુનિવર્સિટી ઑફ બૅામ્બે, મુંબઈ; ૧૯૬૦
— Eng. Trans. by R. Shamasastry Ed. - 7th
પ્ર. Mysore Printing and Publishing House, Mysore; 1961

क्षीरस्वामी
नामलिंगानुशासन પરની वृत्ति : अमरकोशोद्घाटन
સં. હરદત્ત શર્મા અને એન. જી. સરદેસાઈ
પ્ર. ઓરિયેન્ટલ બુક એજન્સી, પૂના; ૧૯૪૧

पतञ्जलि
व्याकरणमहाभाष्य (Vols. I–III)
સં. F. Kielhorn
આવૃત્તિ-૨ જી
પ્ર. Department of Public Instruction, Bombay; 1892,1906,1909

पाणिनि
अष्टाध्यायी (ગ્રંથ ૧–૨)
સં. શ્રીશ ચન્દ્ર વસુ
પ્ર. મોતીલાલ બનારસીદાસ, દિલ્હી; ૧૯૬૨ (પુનર્મુદ્રણ)

भरत
नाटयशास्त्र (G.O.S., Nos. 36, 68, 124, 145), Vol. I–IV
સં. M. Ramakrishna Kavi and J. S. Pade
પ્ર. ઓરિ. ઇન્સ્ટિ., વડોદરા; ૧૯૨૬, ૧૯૩૪, ૧૯૫૪, ૧૯૬૪

भासर्वज्ञ के भावसर्वज्ञ
गणकारिका
સં. C. D. Dalal
પ્ર. ગા. ઓ. સિ., નં. ૧૫૭; વડોદરા; ૧૯૨૦

मल्लवादी
द्वादशारनयचक्र (ભાગ ૧ થી ૪)
સં. આચાર્ય વિજયલબ્ધિસૂરિ
પ્ર. લબ્ધિસૂરીશ્વર જૈન ગ્રંથમાલા ગ્રંથાંક ૨૦, છાણી; ૧૯૪૮–૧૯૬૦

— द्वादशारनयचक्र (ભાગ–૧)
સં. મુનિ ચતુરવિજય અને પંડિત લાલચન્દ્ર
પ્ર. ગાયકવાડ પ્રાચ્ય ગ્રન્થમાલા, ગ્રં. ૧૧૬; વડોદરા; ૧૯૫૨

— मानसार
સં. P. K. Acharya
પ્ર. Oxford University Press; 1933

रामानुजाचार्य — ब्रह्मसूत्र ઉપર श्रीभाष्य (Bombay Sanskrit Series, No. LXVIII)
સં. વાસુદેવ શાસ્ત્રી અભ્યંકર
પ્ર. ગવર્નમેન્ટ સેન્ટ્રલ પ્રેસ, મુંબઇ; ૧૯૧૪

राजशेखर — काव्यमीमांसा
આવૃત્તિ–૩ જી
સં. C. D. Dalal and R. A. Sastry
પ્ર. ગા. ઓ. સિ. નં. ૧; ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટ, વડોદરા; ૧૯૩૪

— लेखपद्धति (G.O.S., No. XIX)
સં. C. D. Dalal and G. K. Shrigondekar
પ્ર. સેન્ટ્રલ લાઇબ્રેરી, વડોદરા; ૧૯૨૫

वराहमिहिर — बृहत्संहिता (Vizianagram Sanskrit Series, No. 12) Parts I–II
સં. સુધાકર દ્વિવેદી
પ્ર. E. J. Lazarous & Co., Benares; 1895, 1899

वाचस्पति मिश्र — ब्रह्मसूत्र ઉપર भामती ટીકા
સં. Anantakrisṇa Śāstrī (Rev. ed. - Bhārgava Śāstrī)
પ્ર. નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ; ૧૯૩૮

— शब्दरत्नावली (शब्दकल्पद्रुम, कांड ४ માં ઉલ્લિખિત)

